

# પ્રકાશકનું નિવેદન

આ " સંત તુકારામની ગાથાઓ-ગ્રંથ પહેલા "નું પુસ્તક વિવિધ ગ્રંથમાળાના ૨૮મા વર્ષના સળંગ ગ્રંથાંક ૩૧૭ થી ૩૨૦ તરીકે ચાલુ (સં. ૧૯૯૫ના) બીજા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે.

સંત તુકારામનું વિસ્તૃત ચરિત્ર અગાઉ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થયેલું છે, એટલે તેમનો વિશેષ પરિચય આપવાનો હોય નહિ.

શાસ્ત્રગ્રંથોનું અનેકવાર શ્રવણ-મનન કર્યાં પછીજ તેમણે આવા સેંકડો અભંગોની રચના કરેલી છે. તેમના સ્વાભાવિક ઉદ્દગારરૂપે આ અભંગો નીકળેલા હોવાથી તે વાંચતા ભક્તિરસમા તરબોળ થઇ જવાય છે. તેમણે દયા, ક્ષમા, શાંતિ, વૈરાગ્ય, નિસ્પૃહતા, તૃષ્ણારહિતપણું સમચિત્તતા, એકનિષ્ઠતા અને નિઃસિમ ભગવદ્ પ્રેમ એવા એવા અલૌકિક ગુણોને પોતાના 'જીવનમાં એકસાથે ઉતારી આ અભંગોદ્વારા તેના નીચોડરૂપ ઉત્તમ બોધ આપ્યો છે. આમ તેમણે ભક્તિરસથી ભરપૂર એવી સેંકડો ગાથાઓ લખી છે. તેનો સંગ્રહ શ્રી કેશવ ભિકાજી ઢવળે મુંબઇવાળા તરફથી અર્થ સાથે મરાઠીમા "સાર્થ તુકારામચી ગાથા " એ નામથી બે ગ્રંથોમા પ્રગટ થયો છે. આપણાં બીજાં શાસ્ત્રપુરાણુમાં બન્યું છે તેમ આમાં પણ પાછળથી કેટલીક ગાથાઓ તેમના નામે ઉમેરાઇ છે. મૂળ સંગ્રાહક મહાશય કૈ૦ હ૦ મે૦ વિષ્ણુ નરસિંહ જોગે કાળજીપૂર્વક સંશોધન કરી ક્ષેપક ભાગ જુદો પાડી મૂળ ગાથાઓ આપવાનો બનતો પ્રયત્ન કર્યો છે. તે ગ્રંથના આધારે આ ગ્રંથ તૈયાર કરેલો હોઇ તેમાંના

પહેલા ગ્રંથમાની બે હજાર ગાથાઓનું ભાષાંતર આમાં અપાયલું છે.

શ્રી૦ સેવાનંદજીની કસાયલી કલમથી આ ગ્રંથનું ભાષાંતર લખાયલું હોઈ મૂળ ગ્રંથનું શબ્દશઃ ભાષાંતર ન કરતાં તેનો ભાવવાહી અને સરળ અનુવાદ કરવા યથાશકય યત્ન કર્યો છે.

કહેવાતા સુધારક વર્ગને આમાનો કેટલોક ભાગ કદાચ ન રુચે, પરંતુ એ વાત ભૂલવી જોઇએ નહિ કે ત્રણસો વર્ષ પહેલાં હતાશ બની ગયેલા હિંદુ સમાજને વિનાશની અણી ઉપરથી સંત તુકારામ જેવા વૈષ્ણવ સંત મહાત્માઓએ ઉગાર્યો હતો. પરિવર્તન એ તો માનવ સમાજની એક નિત્યની ક્રિયા છે. સ્થૂળ દેહની માફક રાષ્ટ્રદેહોમા પણ અશુદ્ધિ નિત્ય પેદા થયા કરે છે અને વખતોવખત તેને બહાર કાઢવાની ક્રિયા કરનારા સુધારકો દરેક દેશ અને કાળમાં પેદા થાય છે. સંત તુકારામ, મહર્ષિ દયાનંદ, શ્રીરામકૃષ્ણ પરમહંસ, સમર્થ રામદાસ વગેરે વગેરે સંતો પોતપોતાના જમાનામાં ક્રાંતિકારી ઝંડાધારીઓ હતા. ખરી રીતે તો આવા ધર્મગ્રંથો ઐતિહાસિક દૃષ્ટિએ પણ અગત્યના દસ્તાવેજરૂપે હોઇ તેનું સમાલોચનાત્મક દૃષ્ટિએ વાંચન–મનન કરવાથી સુધારક વર્ગને પણ આમાથી એક યા બીજા પ્રકારે માર્ગદર્શન થયા વિના રહેશે નહિ.

આ પછીનાં પૃષ્ઠોમાં મૂળ સંપાદકનું નિવેદન અને તે પછી મૂળ સંપાદક મહાશયે તૈયાર કરેલું સંત તુકારામનું ટૂંકું ચરિત્ર અપાયું છે, તે તરફ વાચક બંધુએ

અષાઢ વદિ ૩
સં૦ ૧૯૯૫ .

# હવેનું પુસ્તક વી. પી. થી મોકલાશે

૧–વિવિધ ગ્રંથમાળાનું સં. ૧૯૯૫ નું છેલ્લું પુસ્તક બાકી રહ્યું તે સંવત ૧૯૯૬ ના કારતક વદમાં વી. પી. થી મોકલાઇને તે વર્ષનું મૂલ્ય મગાવી લેવાશે. જેમને નીચલામાનું કે એવું કાંઇ લખવું હોય તેઓને આવતા આસો વદી ૦)) સુધીમા લખી મોકલવા વિનતિ છે.–

ક–જેમને નવા વર્ષથી નવા ગ્રાહક થવું હોય.

ખ–જેમને ગ્રાહકમાંથી નીકળી જવું હોય.

ગ–જેમને પોતાના સરનામામાં ફેરફાર કરાવવો હોય.

ઘ–રજિસ્ટરથી મેળવવા માટે રૂ. ૦॥ વધુ ભરવો હોય.

૨–આમ પ્રથમથી સૂચના અપાયા છતા એ વિષે જે સવેળા નહિ લખે અને વી. પી. પાછું વાળશે, તે એ છેલ્લું પુસ્તક ગુમાવશે.

૩–જે ગ્રાહકો ઉપલું વાર્ષિક મૂલ્ય સંવત ૧૯૯૫ ના આસો વદી ૦)) સુધીમા પોતાના રજિસ્ટર નબર સાથે મનીઑર્ડરથી અથવા બીજી રીતે અમદાવાદ કે મુંબઈના કાર્યાલયમા ભરીને પાવતી મેળવશે, તેમને એ છેલ્લું પુસ્તક વી. પી થી નહિ પણ સાદી રીતે મોકલાશે.

વળી જેમણે નવા વર્ષથી ગ્રાહકમા રહેવાની ના લખી હશે, તેમજ જે લાયબ્રેરીઓ વગેરે વડોદરાના "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ" દ્વારા પૈસા ભરે છે તેમને તથા જ્યા જ્યાં વી. પી. જઇ શકતા નથી ત્યા ત્યાં પણ ઉપલું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે; અને લવાજમ મળ્યેથી નવા વર્ષનાં પુસ્તક મોકલવાં જારી થશે.

૪–આફ્રિકા તેમજ બીજા દેશાવરના ગ્રાહકોને દરેક પુસ્તક ત્રણ આનાના વધુ ખર્ચે રજિસ્ટર કરાવીનેજ મોકલાતા હોવાથી તથા ત્યા માટેનું ટપાલખર્ચ પણ વધારે આવતું હોવાથી અને અહીં શિલિંગ દીઠ દશથી સાડાદશ આના મળતા હોવાથી, તે સજ્જનોએ પાકાં પૂરાં સાથેના વાર્ષિક રૂ. ૮) અથવા શિલિંગ ૧૨ મોકલવા

# શુદ્ધ પત્ર

ભાગવા-તૂટવાથી રહી ગયેલી કેટલીક અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨ | ૪ | ભક્તાને | ભક્તોને |
| ૪૩ | ૧૧ | સંહ ર | સંહાર |
| ૪૩ | ૨૧ | પુસણી | પુરાણી |
| ૫૪ | ૨૨ | વાકાંચૂકાં | વાંકાંચૂકાં |
| ૧૧૯ | ૨૩ | પછા | પછી |
| ૧૩૬ | ૭ | તદ્રપ | તદ્રૂપ |
| ૧૪૬ | ૫ | સાગાપાંગ | સાંગોપાંગ |
| ૧૬૭ | ૧૮ | હ દેવ ! | હે દેવ ! |
| ૨૮૮ | ૧૬ | રાખે રાખે છે | રાખે છે |
| ૩૦૫ | ૬ | તેને | તને |
| ૩૧૦ | ૨૦ | કહી | કહીં |
| ૩૩૮ | ૧૩ | પામા | પામી |
| ૩૭૨ | ૫ | વતન | વર્તન |
| ૪૦૭ | ૧૯ | ત પ | તદ્રૂપ |
| ૪૩૭ | ૨૬ | ડૅબકી | ડૂબકી |
| ૪૯૩ | ૪–૫ | કર્મ કર્મ કરશે | કર્મ કરશે |
| ૪૯૯ | ૨૩ | શ્રતિઓનો | શ્રુતિઓનો |
| ૫૦૦ | ૧૬ | રહ્યા | રહ્યો |
| ૬૧૦ | ૧૩ | રત્નોમાથી | રત્નોમાંથી |
| ૭૦૦ | ૫ | મારા | મારી |
| ૭૧૯ | ૨૨ | આખો | આંખો |
| ૭૩૧ | ૩ | હુ | હું |
| ૮૦૨ | ૧૨ | સાના | સોના |
| ૮૧૭ | ૧૪ | બોમા | બેગા |

# हाल अर्धा मूल्ये मळतां पुस्तको

સં. ૧૯૯૫ના અષાઢ સુદિ ૧૫ થી આસો સુદિ ૧૫ સુધી નીચેના પુસ્તકો **અર્ધા મૂલ્યે મળશે.** અમદાવાદ કાર્યાલય સિવાય મુંબઈ કાર્યાલયમા તેમજ બહારના નીચેના સ્થળોમાં ખર્ચ જોગી વધુ કિંમત લેવાશે.

**મુંબઈ**–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે. કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગમા ત્રીજે માળે.

**વડોદરા**–પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, ઠે. રાવપુરા

**સુરત**–શુકલ દયાશંકર ભાઈશંકર, ઠેકાણું–બાલાજી રોડ, ડૉક્ટર રામલાલનો ખાંચો.

**ભરૂચ**–પંડ્યા ચંદુલાલ અમૃતલાલ, ઠેકાણુ શેઠ ફળિયાની બહાર, લખપતિની ચાલમા.

**ભાવનગર**–છોટાલાલ ત્રિભોવનદાસ શાહ, ઠેકાણુ મહેતા શેરીના નાકે, સેવા મંડળમાં.

**રાજકોટ**–ઓધવજી શવજી ધ્રુણા, ઠેકાણુ ધર્મેદ્રસિંહજી રોડ.

**સૂચના**–(૧) ટપાલ રસ્તે મગાવનારને પોસ્ટેજ ઉપરાંત રજિસ્ટર તથા વી. પી. ખર્ચ રૂ. ૧૦) સુધીનું પાચ આના જુદુ લાગે છે. (૨) વધુ પુસ્તક વી. પી. થી મગાવનારે ઑર્ડર સાથે 'એડવાન્સ' રકમ મોકલવી. (૩) કોઈને દરેક પુસ્તકની એકથી વધુ પ્રત મોકલાતી નહિ હોવાથી જ્યાના એકથી વધુ સજ્જનોને રેલવે રસ્તે વધુ પ્રતો ભેગી મંગાવવી હોય તેમણે તે મતલબનો પત્ર, દરેકના નામ ઠામ અને સહી સાથે, તથા ત્યાંના સ્કૂલ માસ્તર, તલાટી અથવા તો "વિવિધ ગ્રંથમાળા"ના ગ્રાહકની ભલામણ સાથે લખી મોકલવો. (૪) પુસ્તકોની કિંમત ઉપરાંત પેકીંગ વગેરેના પાચ આના અને બંગાળી ૧૦ શેરથી મોટા પારસલ માટે આઠ આના વધુ મોકલવા તથા રેલવે સ્ટેશનનું નામ તેમજ પૂરું સરનામું પણ લખવુ. (૫) મંગાવેલામાંનાં જે પુસ્તક ન આવે તે ખલાસ થયેલા સમજવા.

| | છાપેલુ મૂલ્ય | અર્ધું મૂલ્ય | અમદાવાદ-મુંબઈ |
|---|---|---|---|

## હાલ પ્રસિદ્ધ થયેલી પુનરાવૃત્તિઓ

| | | | |
|---|---|---|---|
| આર્યભિષક્-નવમી આવૃત્તિ | ૩) | ત્રણે ગ્રંથ સાથે ખરીદનારને | |
| વૈદક સંબંધી વિચારો ભાગ ૧ લો | ૧॥ | | |
| ” ” ” ભાગ ૨ જો | ૧।= | ૩)- | ૩।= |
| ભક્ત-ચરિત્ર (આવૃત્તિ ૨ જી) ... | ૧॥ | ૦॥ | ૦॥= |
| વીર દુર્ગાદાસ (આવૃત્તિ ૩ જી) ... | ૦॥ | ૦। | ૦।- |
| શોનેરી સૂચનો (આવૃત્તિ ૭ મી) ... | ૦। | ૦)= | ૦)=॥ |
| શ્રીમદ્ભગવદ્ગીતા ગુ૦અર્થસાથે મોટાઅક્ષર | ૦।= | ૦।= | ૦।= |

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| શ્રીમાનસ રામયણ-૩૦ ચિત્રો સાથે | ૪॥ | ૨।= | ૨॥= |
| ” ” બે ગ્રંથમાં | ૫। | ૨॥= | ૨॥।= |
| શ્રીતુલસીકૃત રામાયણ-બે ગ્રંથમા | ૫। | ૨॥= | ૨॥।= |
| વાલ્મીકિ રામાયણ-ગુજરાતી ભાષાતર, | ૫॥ | ૨॥ | ૩) |
| ” ” બે ગ્રંથમા | ૬) | ૩ | ૩। |
| શ્રીમદ્ભાગવત-નવમી આવૃત્તિ બે ગ્રંથમાં | ૫॥। | ૨॥।= | ૩)= |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા-નવી આવૃત્તિ | ૨॥ | ૧। | ૧॥ |
| શ્રીદાસબોધ-નવી આવૃત્તિ ... ... | ૨) | ૧) | ૧)= |
| વૈદિક વિનય-ખંડ ૧-૨-૩ ... ... | ૨॥। | ૧।= | ૧॥ |
| મહાભારત મંજરી ... ... | ૨) | ૧) | ૧)= |
| શ્રીરામકૃષ્ણકથામૃત-બંને ભાગ સાથે | ૨॥ | ૧। | ૧।= |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ-(૨જી આવૃત્તિ) | ૧॥ | ૦॥ | ૦॥= |
| સ્વામી રામતીર્થ-ગ્રંથ ૩ જો ... | ૨) | ૧) | ૧)= |
| સ્વામી વિવેકાનંદ-ગ્રંથ ૧ લો ભા. ૧-૨-૩ | ૨। | ૧)= | ૧। |
| ” ” ગ્રંથ ૨ જો ભા. ૪-૫ | ૨। | ૧)= | ૧। |
| ” ” ભાગ ૧૨-૧૩ | ૧॥ | ૦॥ | ૦॥= |
| પ્રભુમય જીવન ... ... ... | ૦। | ૦)= | ૦)=॥ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૦।- | ૦)=॥ | ૦)= |

| | | | |
|---|---|---|---|
| વિભુની વાટે અને રામયણની રત્નપ્રભા | ૦। | ૦)= | ૦)=॥ |
| શ્રીવિષ્ણુસહસ્રનામાવલિ–દર્શન | ૦।= | ૦)≡ | ૦)≡॥ |
| મૂળ પંચરત્ન ભગવદ્‌ગીતા–સ્થૂલાક્ષર | ૧)= | ૦॥– | ૦॥≡ |
| ,, ,, ,, મધ્યમાક્ષર | ૦॥= | ૦।– | ૦।= |
| ,, ,, ,, નાના અક્ષર | ૦।≡ | ૦)≡॥ | ૦। |
| મૂળ ગોટી ભગવદ્‌ગીતા–સ્થૂલાક્ષર | ૦।।।= | ૦।≡ | ૦॥– |
| ,, ,, ,, મધ્યાક્ષર | ૦।≡ | ૦)≡॥ | ૦। |

<u>ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો</u>

| | | | |
|---|---|---|---|
| કતલખાનું | ૨। | ૧)= | ૧। |
| ભારતધર્મ–અંધારા રંગમહેલનો રાજા | ૧॥ | ૦।।। | ૦।।।= |
| ગામડિયા નરદેવો (સ્વ૦ પઢિયારકૃત) | ૧।= | ૦॥≡ | ૦।।।– |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ | ૧) | ૦॥ | ૦॥= |
| સુખી જીવનનાં સાધન (માર્ડન કૃત) | ૦।।।= | ૦।≡ | ૦॥– |
| સુખ સામર્થ્ય અને વિચારોના ચમત્કાર | ૧) | ૦॥ | ૦॥= |
| ભાગ્યના સ્રષ્ટાઓ ... ... ... | ૧॥ | ૦।।। | ૦।।।= |
| બંકિમ નિબંધમાળા–બંકિમ બાબુકૃત | ૧।।। | ૦।।।= | ૧) |
| સોનેરી સૂચનો (આવૃત્તિ ૭ મી) | ૦। | ૦)= | ૦)=॥ |

<u>ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો</u>

| | | | |
|---|---|---|---|
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦। | ૦)= | ૦)=॥ |
| રાજસ્થાનનો ઇતિહાસ–ભાગ ૨ જો | ૫) | ૨॥ | ૨।।। |

<u>સંત–મહાત્માઓની વાણી</u>

| | | | |
|---|---|---|---|
| છોટમની વાણી–ગ્રંથ ૧ લો | ૧) | ૦॥ | ૦॥= |
| ,, ,, ગ્રંથ ૩ જો | ૧) | ૦॥ | ૦॥= |

<u>બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો</u>

| | | | |
|---|---|---|---|
| સંત તુકારામ ... ... ... ... | ૨) | ૧) | ૧)= |
| જ્ઞાનેશ્વરમહારાજ ને મહાત્મા એકનાથ | ૧॥ | ૦।।। | ૦।।।= |
| શ્રીચૈતન્ય મહાપ્રભુ–ખંડ ૧–૫ ત્રણ ગ્રંથમાં | ૫) | ૨॥ | ૨।।।= |
| આદર્શ ચરિત્રસંગ્રહ–ઉત્તમ ૫૨ ચરિત્રો | ૧।।। | ૦।।।= | ૧) |
| સ્વામીભાસ્કરાનંદ વિજયકૃષ્ણ | ૧॥ | ૦।।। | ૦।।।= |

| | | | |
|---|---|---|---|
| સમ્રાટ અકબર ... ... ... ... | ૧। | ०॥= | ०॥। |
| ભક્તચરિત્ર (બીજી આવૃત્તિ) ... ... | ૧॥ | ०॥। | ०॥।= |
| મુસ્લિમ મહાત્માઓ ... ... | ૧॥। | ०॥।= | ૧) |
| વીર દુર્ગાદાસ (ત્રીજી આવૃત્તિ) | ०॥ | ०। | ०।~ |

<u>ખાસ બોધપ્રદ ટૂંકી વાર્તાઓ</u>

| | | | |
|---|---|---|---|
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ બીજો-ભાગ ૫ થી ૭ | ૧॥ | ०॥। | ०॥।= |
| ,, ,, ગ્રંથ ત્રીજો-ભાગ ૮ મો | ૧॥ | ०॥। | ०॥।= |
| ,, ,, ગ્રંથ ચોથો-ભાગ ૯ મો | ૧॥ | ०॥। | ०॥।= |
| ,, ,, ગ્રંથ પાંચમો-ભાગ ૧૦ મો | ૧। | ०॥= | ०॥। |
| સુબોધ પુષ્પવાટિકા-મહાત્મા શેખસાદીકૃત | ०।~ | ०)=॥ | ०)≡ |
| દયાળુમાતા અને સદ્‌ગુણી પુત્રી | ०। | ०)= | ०)=॥ |

<u>બાળોપયોગી પુસ્તકો</u>

| | | | |
|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો (આવૃત્તિ ૭ મી) | ०। | ०)= | ०)=॥ |
| બાળસદ્‌બોધ (આવૃત્તિ ૬ ઠ્ઠી) | ०। | ०)= | ०)=॥ |
| બાળકોની વાતો (આવૃત્તિ ૭ મી) | ०)≡ | ०)-॥ | ०)= |
| સુબોધ નીતિકથા (આવૃત્તિ ૫ મી) | ०।~ | ०)=॥ | ०)≡ |

<u>ચિત્રો ઇત્યાદિ</u>

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનબાજી અથવા સોપાનપટ | ०)~ | ०)०॥ | ०)०॥। |
| શ્રી રામકૃષ્ણ કેશવચંદ્રસેનના ઘેર | ०)~ | ०)०॥ | ०)०॥। |
| શ્રી ચૈતન્ય મહાપ્રભુનું સંકિર્તન (ત્રિરંગી) | ०)~ | ०)०॥ | ०)०॥। |

## नीचेनां पुस्तकोनुं मूल्य ओछुं रखायलुं छे.

નીચેનાં પુસ્તકોનું મૂલ્ય શરૂથીજ ઓછું રખાયલું છે, એટલે અર્ધા મૂલ્યની યોજનામાં લેવાતાં નથી.

| | | |
|---|---|---|
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-માત્ર સરલાર્થવાળી આવૃત્તિ | ०)= | ०)=॥ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-શ્લોક તથા ગુજરાતી સરલાર્થ | ०)≡ | ०)≡॥ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-શ્લોક તથા ગુજરાતી, મોટા અક્ષર | ०।= | ०।≡ |
| પંચરત્નગીતા-ગુજરાતી સરલાર્થ મોટા અક્ષર | ०॥।= | ૧) |
| ,, ,, ,, ,, મધ્યમ અક્ષર | ०॥ | ०॥~ |

## अन्य पुस्तको

નીચેનાં પુસ્તકો તેની છાપેલી કિંમતે મળશે.

| | | |
|---|---|---|
| સંત તુકારામ-ગાથા—ગ્રંથ ૧ લો ... ... | ૨ાા | ૨ાા |
| આખ્યાનમાળા-ગ્રંથ ૧ લો ... ... ... | ૨ા | ૨ા |
| ,, ,, ગ્રંથ ૨ જો ... ... ... | ૨) | ૨) |
| શુભસંગ્રહ-ભાગ ૩ જો (જૂજ પ્રતો છે) | ૧ાા | ૧ાા |
| ,, ભાગ ૮ મો ,, ,, ... | ૧ાા | ૧ાા |

## पुनरावृत्तिओ विषे

હવે સંસ્થાને ધીરે ધીરે આટોપી લેવાની હોઇ તેનો લાભ પુસ્તકો ખરીદનાર જનતાને મળે એ હેતુથી ખલાસ થયેલા લગભગ બધાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાની છે. એટલા માટે સંસ્થાના પ્રેસમાં એક પ્રિન્ટિંગ મશિન હતું તે ઉપરાંત બીજું નવું મોટી સાઇઝનું પ્રિન્ટિંગ મશિન હમણા ઉમેર્યું છે.

<u>હાલ છપાતી પુનરાવૃત્તિઓ</u>

ભારતનાં સ્ત્રીરત્નો (ત્રીજી આવૃત્તિ) ... ત્રણ ગ્રંથમાં છપાય છે
ઉપદેશસાર સંગ્રહ (બીજી આવૃત્તિ) ... છપાય છે

<u>નીચેનાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ સત્વર બહાર પડશે</u>

શ્રીમદ્ ભગવદ્ગીતા–મધ્યમ અક્ષરમાં સત્વર છપાશે
આદર્શ દૃષ્ટાંતમાળા બંને ભાગો
આગળ ધસો
મહાત્મા ટૉલ્સ્ટૉય
સ્વર્ગનું વિમાન
સ્વર્ગની કૂંચી
સ્વર્ગનો ખજાનો
સ્વામી રામતીર્થના ભાગો
સ્વર્ગનો પ્રકાશ
સુબોધ રત્નાકર
નેપોલિયન
શિવાજી છત્રપતિ
ટૂંકી વાર્તાઓ–ગ્રંથ ૧ લો
દેવી ભાગવત
સ્વામી વિવેકાનંદના ભાગો


## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, અમદાવાદ અને કાલબાદેવી રોડ, મુંબઈ–૨

# ग्रंथसेवननो महिमा

यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥

અર્થાત્ જેને ભાગ સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (લક્ષ્મીના–સ્ત્રીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોચવાનો પરવાનોછે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાચવાનાં સાધન છતા જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાંચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઈ શકે છે."

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." —માર્ડન

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમા રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." —સ્વ૦ પઢિયાર

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતા છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —મહાત્મા ગાંધીજી

# श्रीतुकाराम महाराज



भगवद्भक्ति कराया बहु जड जीवासि जो तुका शिकवी॥
त्याच्या दुसरा धरणीवरि येइल कोण हो तुकासि कवी ?॥

# ॐप्रस्तावनाॐ

(તુકારામ-ગાથાના મૂળ સંપાદકે લખેલી)

**धर्मरक्षावयासाठीं, करणें आटी आम्हांसी ।**
**वाचा बोलों वेदनीति, करूं संतीं केलें तें ॥ —તુકારામ**

આત્મોન્નતિ અને દેશોન્નતિ એક સ્વધર્મદ્વારાજ સધાય છે. આ ઉપરથી કોઇ એવું કહેશે કે આત્મોન્નતિ તો સ્વધર્મ વડે સિદ્ધ થાય છે, એ વાત તો એક રીતે સત્ય છે; કારણકે વેદ, શાસ્ત્રો, ઋષિ-મુનિઓ અને સાધુસંતો, સૌનો 'સ્વધર્મદ્વારા આત્મોન્નતિ સધાય છે,' એ બાબતમાં એકમત છે, એવું તેમનાં વચનો જોતાં સ્પષ્ટ સમજાય છે; પરંતુ દેશોન્નતિ પણ સ્વધર્મ વડે સધાય છે, એમ કહેવું યુક્તિસંગત નથી. વર્તમાન સમયના સુધરેલા દેશોના નવીન સાયન્સના જ્ઞાન વડે જેમની વિવેકબુદ્ધિ ઝંખવાઈ જવાથી મંદ થઇ ગઇ છે, એવા લોકોનું કહેવું એવું છે કે, "આપણા દેશની અવનતિ થવાનું કારણ અહીંના લોકોનું ધર્મઘેલાપણું છે. આજના સુધરેલા દેશો, જેઓ દુનિયામાં સૌથી આગળ પડતા થઇ ગયા છે, તેમનામાં પણ એક જમાનામાં ધર્મઘેલાપણું હતું. તે વખતે તેઓની પણ અવનત અવસ્થાજ હતી અને તે વખતે તેમને ત્યાં કોઇ પણ વિષયને લગતો વિકાસ થતો ન હતો; પણ તે બધા દેશોમાં વખત જતાં વિચારવંત માણસો પેદા થયા અને તેમણે લોકોના મનમાંથી ધર્મઘેલાપણું કાઢી નાખ્યું. ત્યાર પછી તે બધા દેશોના લોકોએ ધીરે ધીરે તમામ બાબતો-માં ઉન્નતિ કરવા માંડી અને આજે તેઓ ઉન્નતિને શિખરે જઇને બેઠા છે. તે પ્રમાણે જો આપણા દેશને ઉન્નત અવસ્થાએ લઇ જવો હોય, તો લોકોમાં જે ધર્મઘેલાપણું છે, તેને દૂર કરી દેવું પડશે. એવું કર્યા સિવાય આપણો દેશ બીજા દેશોના સમાન ઉન્નત થનાર નથી." પણ તેમનું આવું કથન તેમની સાંકડી દષ્ટિનું પરિણામ છે;

કારણ આપણા દેશની સ્થિતિ બીજા દેશોના સમાન નથી. આપણો દેશ એક વાર ઉન્નત અવસ્થાએ હતો, એ વાત તો સનાતન ધર્માભિમાની લોકોએ અને હાલના સાયન્સના અભ્યાસ વડે જેમની દષ્ટિ ઝાંખી થઇ ગઇ છે તેમણે–બેઉએ કબૂલ કરવીજ પડશે. જો ધર્મઘેલાપણા વડે દેશની અવનતિ થતી હોય તો જે જમાનામાં આપણો દેશ ઉન્નત અવસ્થાએ હતો, તે વખતે પણ આખા દેશમાં ધર્મઘેલાપણાનું તો ઘણુંજ જોર હતું એવું ઐતિહાસિક દષ્ટિથી જોતાં જણાય છે; માટે ધર્મઘેલાપણું એ દેશની અવનતિનું કારણ નથી, પણ ઊલટું તેની ઉન્નતિનું કારણ છે. તે કેવી રીતે ઉન્નતિનું કારણ નીવડે છે, તે આગળ ઉપર અમે યથામતિ સમજાવવાનો પ્રયત્ન કરીશું. હાલ તો ભુવાત્મા અવનત અવસ્થામાં શાથી આવી પડ્યો તેનોજ સૌથી પ્રથમ વિચાર કરીએ.*

---

* ધર્મ વડે દેશોન્નતિ થાય છે, એ વિષે તો આજે તકરાર રહીજ નથી, પણ ધર્મ કોને કહેવો તેજ વિવાદનો વિષય છે. મનુસ્મૃતિમાં ધર્મનાં દશ લક્ષણ બતાવ્યાં છે; ઉપનિષદો **सत्य, तप** અને **ब्रह्मचर्य** એ ત્રણ વડે આત્મોન્નતિ કરવાની શિક્ષા આપે છે. તપ અને અહિંસા વડે દેશની ઉન્નતિ થાય છે, એ વાત તો આખી દુનિયાને પણ કબૂલ કરવી પડે એટલી હદ સુધી સિદ્ધ કરવાનો ગાંધીજી યત્ન કરી રહ્યા છે, પણ 'ધર્મ' ની અંદર ત્રણ હજાર પેટા ન્યાતો, તેમની વચ્ચે ખાવા પીવાના અને અડકવાના પ્રતિબંધ, પાંચ કરોડ જેટલા અસ્પૃશ્યો, સેંકડો સંપ્રદાયો, અર્થહીન પ્રાણરહિત કર્મકાંડો, ગાદીપતિઓ, ગુરુઓ અને મંડલેશ્વરો, એવી બાબતોનો સમાવેશ કરીને સામ્પ્રદાયિક ગુરુઓ પ્રચ્છન્ન રીતે 'ધર્મ'ને આવા અર્થ તરફ ખેંચી જઇને લોકોમાં બુદ્ધિભ્રમ ઉત્પન્ન કરે છે, તેથીજ અમારે કહેવું પડે છે કે એ ધર્મ નથી, પણ તેથી વિપરીત છે અથવા ધર્મની વિષ્ટા છે. વળી હિંદ જે જમાનામાં, એટલે સમ્રાટ અશોક અને શ્રીહર્ષના જમાનામાં, ઉન્નતિને શિખરે હતો તે વખતે તો દેશમાં ઉદાર ધર્મ પ્રવર્તતો હતો અને ધર્મઘેલાપણું તો હતુંજ નહિ. તે વખતે હિંદુ જાતિ હજારો ન્યાતોમાં અને સેંકડો સંપ્રદાયોમાં વિભક્ત થઇને બળહીન બની ન હતી. બુદ્ધ-

જીવાત્માની પાછળ ભય, દુઃખ, શોક અને દીનતા તથા કામક્રોધાદિક વિકાર શા કારણે લાગુ પડ્યા હશે? શા કારણથી જીવ એ બધા અનર્થોનો ભોગ થઇ પડ્યો હશે? તેનો જવાબ એ છે કે જીવ પોતાના સ્વરાજ્યથી ભ્રષ્ટ થયો છે અથવા સ્વતંત્ર મટીને પરતંત્ર થયો છે, તેથી જીવને પોતાના સ્વરાજ્યની અંદર તો કશો ભય હોયજ નહિ; કારણકે તેનું સ્વરાજ્ય એટલું તો વિશાળ છે કે તેના એકલાના અસ્તિત્વથીજ પિંડ અને બ્રહ્માંડ બેઉની સ્ફૂર્તિ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો જીવના નિત્ય સ્ફુરણાવાળા તાત્ત્વિક સ્વરૂપથી ભિન્ન હોય એવો એક પણ પદાર્થ છેજ નહિ, ત્યારે પછી તેને વળી ભય કેવો? ભયની ઉત્પત્તિ દ્વૈતપણામાંથી—અર્થાત્ પોતાનાથી કોઇ પૃથક્ પ્રાણી–પદાર્થના અસ્તિત્વમાં અથવા એવા અસ્તિત્વની કલ્પનામાંથી થાય છે. જેમકેઃ—**यदा ह्येवैष एतस्मिन्नुदरमंतरं कुरुते। अथ तस्य भयं भवति॥** (તૈત્તિરીયોપનિષદ્, અનુવાક ૭) **भयं द्वितीयाभिनिवेशतः स्यात्॥** (શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૧૧, અ૦ ૨, શ્લો૦ ૩૭) **दुजें जंव जंव घडे। तंव तंव संसारभय जोडे। हें देवों आपुलेनि तोंडे चोलत्ती वेदें॥** (જ્ઞાનેશ્વરી અ૦ ૧૭, ઓવી ૨૭૬) એજ પ્રમાણે ઉપર જે જીવનું તાત્ત્વિક સ્વરૂપ બતાવ્યું તેમા દુઃખનો પણ મુદ્દલે સંભવ નથી; કારણકે દુઃખ તો એકદેશીય અનાત્મશરીરને વશ થવાથીજ જીવને ભોગવવું પડે છે. જ્ઞાનેશ્વર મહારાજ દુઃખનું કારણ બતાવતાં કહે છેઃ—

> **एरवीं तरी सहजें। सुखदुःख तंईचि सेविजे।**
> **देहजळीं होईजे। मासोळी जें॥**
> (જ્ઞાનેશ્વરી, અ૦ ૧૪, ઓવી ૩૫૨)

---

દેવે સ્થાપેલા ઉદાર ધર્મનો ત્યાગ કર્યો પછી હિન્દ ક્રમશઃ અવનત થતો ગયો; માત્ર થોડાં વર્ષથી ઉદાર અને સજીવ ધર્મને ગ્રહણ કરીને તે ઊભો થવા લાગ્યો છે. —સેવાનંદ

બૌદ્ધધર્મમાં આંધાધૂંધી પ્રવર્તવાથીજ શ્રીશંકરાચાર્યે તેનો ઉચ્છેદ કર્યો હતો. —પ્રકાશક

આવી દેહાધીનતા જીવના પોતાના સ્વરાજ્યની અંદર હોતી નથી. ત્યાં તો ઉપર કહી તેવી પોતાના પૂર્ણ તાત્ત્વિક સ્વરૂપનીજ એક માત્ર સ્ફૂર્તિ અથવા અહંતા હોય છે. તેથી કરીને આવી પૂર્ણ અવસ્થામાં શોકને માટે અવકાશજ રહેતો નથી. ઉપનિષદ્ કહે છે કેઃ—

तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः। (ઈશાવાસ્ય, ૭)

આવી સ્થિતિમાં દીનતા પણ હોય નહિ. કામાદિ ષડ્વિકારોની સાથે પણ ત્યાં કશો સંબંધ રહેતો નથી; કારણકે કામના તો ત્યારેજ ઉત્પન્ન થાય છે કે જ્યારે કોઇ વસ્તુ અપ્રાપ્ત રહી જતી હોય; પણ ઉપર વર્ણવેલા જીવના પોતાના સ્વરાજ્યમાં કોઇ અપ્રાપ્ત પદાર્થ છેજ નહિ તો પછી તે કામના કરે પણ કોની? આખા પિંડબ્રહ્માંડમાં મારો આત્મા–મારૂં પોતાનું સ્વરૂપ–'હું' એકલોજ છું અને તે સિવાય બીજું કાંઇજ નથી, આવી નિત્ય સ્ફૂર્તિ જેને અખંડપણે થતી રહે છે, તેને પછી કામના કરવાનો સંભવજ ક્યાં રહ્યો?

अवघेंचि आपुलेंपणें, तुरेचि जया अभिलापणें ।
जैसें येथून परा जाणें । आकाशा नाहीं ॥
(જ્ઞાને૦ અ૦ ૧૫, ઓ૦ ૩૦૦)

જ્યાં કામનો પૂર્ણ અભાવ હોય ત્યાં ક્રોધની ઉત્પત્તિ પણ થઇ શકતી નથી; કારણકે કામનાની અપરિતૃપ્તિમાંથી ક્રોધનો ઉદ્ભવ થાય છે.

जेथ कामाचें अपूर्ण काज । तेथ क्रोधाचें खवळे तेज ॥
जेव्हां कामाचें पूर्ण निज । तेव्हां नाचे भोज लोभाचें ॥
जेवीं दीपाची दीपकळा । सवें वागवी तेज काजळा ॥
तेवीं क्रोध लोभांचा सोहळा । कामाजवळां संतत ॥
जेथ कामाचा नाहीं पांगू । तोचि क्रोध लोभा त्यागू ॥
हा समूळ उपाव चांगू । स्वयें श्रीरंगू बोलिला ॥
(એકનાથી ભાગવત, અ૦ ૧૭, ઓ૦ ૨૫૦–૫૩)

દાખલા તરીકે અમુક માણસને પચાસ રૂપિયાની જરૂર હતી.

તેટલી રકમ પોતાના અમુક મિત્રની પાસેથી મળશે એવી આશા રાખીને તે તેની પાસે પચાસ રૂપિયા ઉછીના માગવા ગયો, પણ પેલા મિત્રે કહ્યું કે, 'મારી પાસે પચાસ રૂપિયા છે તો ખરા, પણ હું તમને આપી શકતો નથી; કારણકે મને એવો સંદેહ જાય છે કે તમે એ રૂપિયા મને પાછા આપી શકવાના નથી.' આવો જવાબ સાંભળીને રૂપિયા માગવાને ગયેલા માણસને ઘણું માઠું લાગ્યું અને તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, 'આ માણસ મારો મિત્ર હોવા છતાં તેણે મારું કામ કર્યું નહિ! ઠીક છે, હું પણ જોઇ લઇશ. હું પણ તેને બરાબર સ્વાદ ચખાડું તોજ ખરો." કહેવાનું તાત્પર્ય એ છે કે પેલા માણસે પોતાના મિત્રની પાસેથી પચાસ રૂપિયા લેવાની આશા રાખી હતી, તે સફળ ન થઇ તેથી તેને તે મિત્રના ઉપર ક્રોધ ચઢ્યો.

आणि इच्छिलिया सांगडें । इन्द्रियां आमिष न जोडे ॥
ऐसा जो डाव पडे । तोचि द्वेष ॥

(જ્ઞાનેશ્વરી, અ० ૧૩, ઓ० ૧૨૬)

જેમ કામના અતૃપ્ત રહેવાથી ક્રોધની ઉત્પત્તિ થાય છે, તેમ તે જો પૂર્ણ થાય છે, તો તેમાંથી લોભની ઉત્પત્તિ થાય છે. ઉપર ટાંકેલા ઉદાહરણમાં જો પેલા માણસને તેના મિત્રે પચાસ રૂપિયા આપ્યા હોત તો તેના પ્રતિ તેના મનમાં લોભ ઉત્પન્ન થાત અને તે એમજ કહેવા મંડી જાત કે, 'આખી દુનિયામાં જો કોઇ મારો સાચો મિત્ર હોય તો આ એકજ છે.' આ રીતે હવે આપણે જોઇ શકીએ છીએ કે ક્રોધ અને લોભ બેઉની ઉત્પત્તિ એક કામનામાંથી થાય છે. જ્યાં કામનાજ ન હોય ત્યાં ન હોય ક્રોધ અને ન હોય લોભ.

मूळाचें तोडणें जैसें । होय कां शाखोद्देशें ।
काम नाशिलेनि नाशे । तैसा क्रोध ॥

(જ્ઞાનેશ્વરી, અ० ૧૮, ઓ० ૧૦૬૦)

વળી જ્યાં કામ, ક્રોધ અને લોભ મૂળે હોયજ નહિ, ત્યાં મોહ, મદ અને મત્સરને પણ હોવાનો સંભવ નથી. મોહનો સ્વભાવ એવો

છે કે તે અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિનું આરોપણ કરાવે છે, જે વસ્તુ મિથ્યા છે તેનામાં સત્ય વસ્તુનું ભાન કરાવે છે અને જે વાસ્તવિક રીતે દુઃખ છે, તેમાંજ તે સુખનો ખોટો અનુભવ કરાવે છે; પણ જ્યારે જીવના પોતાના સ્વરાજ્યની સીમામાં અનાત્મ વસ્તુ હોવાની કલ્પના પણ કરી શકાતી નથી, ત્યાં તો અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ થાયજ કેવી રીતે? તેવીજ રીતે જ્યાં દુઃખનો સંપૂર્ણ અભાવ છે, ત્યાં દુઃખની અંદર સુખના મિથ્યા બોધને માટે પણ અવકાશ હોતો નથી. વળી જ્યાં પોતાના તાત્ત્વિક સચ્ચિદાનંદસ્વરૂપ સિવાય બીજા કશાનું અસ્તિત્વજ નથી હોતું ત્યાં અસત્ જેવી કોઇ વસ્તુજ નહિ હોવાથી અસત્‌માં સદ્‌બુદ્ધિ થવાનો પણ સંભવ રહેતો નથી. સારાંશ કે એ અવસ્થાને તદ્દન મોહરહિત અવસ્થા કહેવી જોઇએ. એ સ્થિતિમાં જેવી રીતે મોહનો અભાવ છે, તેવી રીતે તે મદ અને મત્સરથી પણ રહિત છે. મદમત્સરની ઉત્પત્તિ દ્વૈતની કલ્પનામાંથી થાય છે અને દ્વૈતનો તો અહીં અત્યંતાભાવ છે, તેથી મદ અને મત્સરની ઉત્પત્તિ થવાનો સંભવ નથી. આવી રીતે જીવનું સ્વરાજ્ય સર્વ પ્રકારના અનર્થથી રહિત છે.

પણ ત્યારે આવા નિત્ય અને કલ્યાણસ્વરૂપ સ્વરાજ્યમાંથી જીવ શા કારણથી ભ્રષ્ટ થયો? આવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઊભો થાય છેજ. તેનો ઉત્તર એ છે કે જીવ પોતાના અજ્ઞાનને લીધેજ પોતાના સ્વરાજ્યથી ભ્રષ્ટ થઇ ગયો છે. એ અજ્ઞાન એટલે પોતાની મૂળ સ્વરૂપનું વિસ્મરણ થવું તે અથવા પોતે જેવો છે તેવો પોતાને ન જાણવો તે. પણ જે જીવો બહિર્મુખ અવસ્થામાં આવી પડ્યા છે, તેમને આ ઉત્તર સાંભળીને ઘડીભર આશ્ચર્ય થયા વિના રહેનાર નથી. તેમને આશ્ચર્ય થવાનું કારણ એ છે કે, બહિર્મુખ જીવો સ્વસ્વરૂપનો અર્થ સમજતા નથી. તેઓ તો એમજ કહેશે કે, 'વાહ! એવું તે કાંઇ હોય? અમે કેવા છીએ, કોણ છીએ તેજ અમે જાણતા નથી એવું તમે કહો છો તે સત્ય નથી. મનુષ્ય પોતાને મનુષ્યજ સમજે છે. જે બ્રાહ્મણ છે, તેને પૂછીશું તો તે કહેશે કે હું બ્રાહ્મણ છું. એજ પ્રમાણે ક્ષત્રિય પોતાને

ક્ષત્રિય કહે છે, વૈશ્ય પોતાને વૈશ્ય કહે છે અને શુદ્ર પોતાને શુદ્ર કહે છે. આવી રીતે દરેક જણ પોતે કોણ છે, તે બરાબર જાણે છે તો ખરો, છતાં તમે કહો છો કે જીવ પોતાની જાતને ન ઓળખવાથી સ્વરાજ્યથી ભ્રષ્ટ થઇ ગયો છે, તે તમારો ખુલાસો અમને યુક્તિસંગત લાગતો નથી.' પણ પોતાનું સ્વરૂપ એટલે શું તે બાબતમાં તેમની પોતાનીજ ભૂલ થાય છે. દાખલા તરીકે કોઇ જીવ કહેશે કે, 'આ શરીર તેજ હું' એવું હું જાણું છું, પણ જાણનાર પુરુષ અને જાણવાનો વિષય એ બે એક બીજાથી પૃથક્ છે, તેથી કરીને પ્રસ્તુત ઉદાહરણમાં જાણવાનો વિષય જે દેહ છે, તે જાણનાર વ્યક્તિ, જીવનાથી તદ્દન પૃથક્ છે એ વાત તો સાવ ઉઘાડીજ છે; એટલે 'હું આ દેહ છું' એ માન્યતા અસત્ય છે એ સાબિત થઈ જાય છે. વળી દેહ તો જ્ઞાનરહિત–અર્થાત્ જડ છે અને આત્મા તો સર્વજ્ઞ અને ચિત્સ્વરૂપ છે. 'અમુક એક વિષય હું સમજી ગયો છું,' એવું જે ઘડીએ કોઇ પણ માણસ કહે છે, તે ઘડીએ તેની અહંતા, જાણવાનો ધર્મ વગેરે ત્યાંના ત્યાંજ રહે છે. આ ઉપરથી સમજી શકાશે કે જાણવાનો ધર્મ એ શરીરનો, ઇન્દ્રિયોનો કે પ્રાણનો નથી. જો જાણવાનો ધર્મ એ શરીરનો, ઇન્દ્રિયોનો અથવા પ્રાણનો છે એવું માની લઇએ, તો ઊંઘ આવી જાય છે ત્યારે ઊંઘી ગયેલા શરીરની પાસે કોણ આવી ગયું તેનું જ્ઞાન પણ શરીર ઇત્યાદિને થવું જોઇએ, પણ તેમ થતું નથી. કેટલાક માણસોને તો આંખો ઉઘાડી રાખીને ઊંઘી જવાની ટેવ હોય છે, તેમને પણ પોતાની આગળ કોણ ઊભું છે અથવા પોતાને કોણ સ્પર્શ કરે છે, તેનું ભાન થતું નથી. આ દૃષ્ટાન્ત ઉપરથી સિદ્ધ થાય છે કે જ્ઞાનનો ધર્મ દેહનો અથવા ઇન્દ્રિયોનો હોઇ શકે નહિ. તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાં પ્રાણ તો તેનું કાર્ય કરતો હોય છે, છતાં તેને પણ આસપાસ શું થયું તેનું જ્ઞાન હોતું નથી; તેથી કરીને પ્રાણ પણ જ્ઞાનશૂન્ય છે, એમ સાબિત થાય છે. ત્યારે જાણવાનો ધર્મ તો એકલી બુદ્ધિનોજ છે અને તે તમામ વિષયોના જ્ઞાનને ગ્રહણ કરી શકે છે, એવું શ્રુતિસ્મૃતિ અને સાધુસંતોનાં વચનોને આધારે માલૂમ પડે છે. હવે ત્યારે જાણવાનું કામ બુદ્ધિનું છે, ત્યારે જાણવાનો વિષય

તેના સ્વરૂપથી નિરાળો હોવો જોઇએ; કારણકે બુદ્ધિ પણ જડ છે અને બુદ્ધિના આશ્રય વડે જાણવાનું કામ તો આત્માજ કરે છે. જેમ બાળવું એ પાણીનો ધર્મ નથી. પાણી તો સ્વરૂપે અને સ્વભાવે શીતળ છે; તોપણ ઊકળતા પાણી વડે પગે દઝાય છે. આ ઉદાહરણમાં બાળવાનું કામ થાય છે તે તો પાણીનો આશ્રય લઇને રહેલી ઉષ્ણતા દ્વારા થાય છે, તેવીજ રીતે બુદ્ધિની સહાયતાથી આત્માજ બધા વિષયોને લગતું જ્ઞાન પ્રાપ્ત કરે છે. ત્યારે હવે જાણવાનો ધર્મ એકલા આત્માનોજ છે એ પણ નક્કી થઇ ગયું. 'હું અમુક વિષય જાણું છું,' એવું જ્યારે કોઇ પણ માણસ બોલે છે, તે ઘડીએ તેની અહંતા આત્મતત્વનો આશ્રય કરતી હોય છે, પણ તે આત્મભાવને જાણતી નથી; આથી કરીને બુદ્ધિ વારાફરતી મન, પ્રાણ અને ઇન્દ્રિયોની સાથે તાદાત્મ્યનો અનુભવ કરે છે. આટલા વિવેચનનું તાત્પર્ય એ થયું કે જીવાત્માનું પોતાનું સ્વરૂપ તો ચિતસ્વરૂપ છે. પોતાના ચિતસ્વરૂપ આત્માને ઓળખતાં જીવ એવું માની લે છે કે 'આ જડ દેહજ હું છું.' આવી સ્થિતિમાં દેહ અને દેહનો આશ્રય લઇને રહેનારી બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે જાતિઓ એ બધી મારી છે, અને મને લાગુ પડે છે આવું સમજી લેવું એ શું જીવાત્માને માટે ઉચિત છે? કોઇ પણ વિચારવંત પુરૂષ કહેશેજ કે નહિ, એવું સમજવું એ જીવાત્માને માટે યોગ્ય નથી.

અસ્તુ. આવી રીતે હું પોતે કોણ છું, તે ન જાણવાથી પરાયા અને જડ જેવા આ દેહના તાબામાં જીવ આવી પડ્યો છે અને એ દેહ તેજ હું પોતે, એવો તેણે નિશ્ચય કરી દીધો છે. આટલાજ કારણથી ઉપર બતાવેલા તમામ અનર્થો જીવાત્માની પાછળ લાગુ થઇ ગયા છે. આટલું તો જીવાત્માના સંબંધમાં વિવેચન થયું.* હવે

---

* આ પ્રસ્તાવના લખાયે ત્રીસ કરતાં વધારે વર્ષ વીતી ગયાં છે અને તેટલા વખતમાં આ દેશની અંદર એટલા બધા ફેરફારો થઇ ગયા છે અને હજી ઝડપથી થતા જાય છે કે જેથી 'પાશ્ચાત્ય સાયન્સના અભ્યાસથી સુધારકોની બુદ્ધિ ઝંખવાઇ ગઇ છે,' એવી

દેશને વિષે વિચાર કરીએ.

આપણા ભારતવાસીઓની પાછળ વર્તમાન સમયમાં ભય, શોક, દુઃખ અને દીનતા શા કારણથી લાગુ પડયાં છે ? આ સવાલનો જવાબ પણ જીવાત્માની બાબતમાં જે અપાઇ ગયો છે, તેનો

---

ફરિયાદ કરનારાઓ અને જેમની બુદ્ધિ ઝંખવાઈ ગઇ હતી તેઓ બેઉ આજે આપણી વચ્ચે રહ્યા નથી. આજે તો સ્વામી દયાનંદ, વિવેકાનંદ, રામતીર્થ અને ગાંધીજીના પ્રયાસથી આ દેશના લોકો પોતાને ઓળખવા લાગ્યા છે, પોતાના પૂર્વજોના આધ્યાત્મિક વારસાની ફરીથી ખોળ કરતા થયા છે; એટલુંજ નહિ પણ સત્ય, અહિંસા અને તપની સાધનાના પ્રથમના યુગની જેમ આજે દેશવ્યાપી પ્રયોગ થવા લાગ્યા છે, અને તેજ સાધનો વડે દેશનાં રાજનૈતિક અને સામાજિક બંધનોને તોડવાનાં પ્રયત્નો થાય છે અને કેટલેક અંશે સફળ પણ થયા છે. વ્યવસ્થાશક્તિ, સંગઠનશક્તિ, નિયમિતતા, પ્રબળ કાર્યતત્પરતા, બુદ્ધિવાદ અને પોતાના હક્કને માટે લડવાની અને મરી છૂટવાની તમન્ના એ બધા ગુણો મધ્યયુગમાં વિલીન થયા હતા; તે ગુણો પણ નવીન ભારત ગ્રહણ કરવા તૈયાર થયો છે. પ્રાચીન ભારતની આધ્યાત્મિકતાની સાથે ઉપર કહેલા વ્યવહારોપયોગી ગુણોના મિશ્રણથી ભારતમાં એક નવીન બળશાળી પ્રજા તૈયાર થતી જાય છે. નવીન ભારત તેના ઋષિ–મુનિઓની સાધનાના સારરૂપ આત્મબળને અપનાવવા તૈયાર છે, એજ તેનું એકમાત્ર શસ્ત્ર છે, પણ ધર્મની અંદર મધ્યયુગમાં આવી ગયેલી ગંદકીઓ, જેને આજે પણ ધર્મના બહાના હેઠળ જગદ્‌ગુરુઓ અને ૧૦૮ ગોસ્વામીઓ પોતાના સ્વાર્થને માટે છોડતા નથી, તેને તો હવે નવીન પ્રજાના જીવનમાં સ્થાન મળવાનો સંભવ રહ્યોજ નથી. વળી આત્મજ્ઞાનને પણ માત્ર ધ્યાન–ધારણામાં અને મૌખિક ચર્ચામાં સીમિત ન કરતાં આત્મજ્ઞાનને સાધન બનાવીને તેના વડે દેશની રાજનૈતિક, અર્થનૈતિક અને સામાજિક સમસ્યાઓના ઉકેલ કરીને માનવતાનો પૂર્ણતમ વિકાસ સાધવા તરફ ભારત તૈયાર થયેલ છે.

તેજ છે બીજા શબ્દોમા કહીએ તો જીવાત્મા જેમ પોતાના સ્વ રાજ્યથી ભ્રષ્ટ થઇને દુખી થાય છે, તેમ આપણા દેશના લોકો પણ જ્યારથી સ્વરાજ્યથી ભ્રષ્ટ થઇને પરતત્ર બન્યા છે, ત્યારથી તેઓ શોક, દુખ, ભય અને દીનતાના ભોગ થઇ પડયા છે હાલમા જે ભય આપણા દેશના લોકોના મનમા ઘર કરી રહ્યો છે, તે જો તેઓ પરાવલબી ન થતા સ્વાવલબી થયા હોત તો તેમને લાગુ પડત નહિ વર્તમાન સમયમા દેશની અદર જે દુખ, શોક જોવામા આવે છે, તેઓ પણ આપણે જો સ્વાવલબી રહ્યા હોત તો આપણને લાગુ પડયા ન હોત હાલમા જે દીનતા આપણા લોકોનુ એક લક્ષણ થઇ પડયુ છે, તે દીનતા પણ સ્વાવલબી અવસ્થામા હોતજ નહિ કારણ કે ભય, દુખ, શોક અને દીનતા એ સ્વાધીન પ્રજાને નહિ પણ પરાવલબી પ્રજાનેજ લાગુ પડે છે × આપણા સ્વરાજ્યમા તો આપણી પોતાનીજ કુલ સત્તા હોવી જોઇએ આપણા આખા દેશ ઉપર, આપણી એકલાનીજ સત્તા હોય એનુજ નામ સ્વરાજ્ય આવુ સ્વરા

---

આવા આવા કારણોને લીધે પાશ્ચાત્ય વિદ્વાના ઉપર કાદવ ફેકનારાઓ જો સાચા અર્થમા ધાર્મિક વૃત્તિવાળા હોય તો તેમને હવે ફરિયાદ કરવાનુ કશુ કારણ રહેતુ નથી એક બીજી વાત ધ્યાનમા લેવા જેવી એ છે કે, આજની દુનિયાની સામે જે જટિલ સમસ્યાઓ આવીને ઊભી છે તેના ઉકેલને માટે માત્ર આત્મસ્વરૂપના જ્ઞાન અને ધ્યાનના કરતા, તેનો માનવજીવનના એકે એક સ્તરમા પ્રથમના યુગની જેમ ફેલાવો કરી દેવાની અને આત્મજ્ઞાનના બળથી બળવાન બનીને પોતાના કુદરતી હકને માટે ઝૂઝવાની વધારે જરૂર છે —**સેવાનંદ**

× આ કથન દેશની વર્તમાન સ્થિતિને નહિ પણ તેની ત્રીસ વર્ષ પહેલાની સ્થિતિને લાગુ પડે છે, તે વાચક ભૂલે નહિ અને નાહિમ્મત બને નહિ આજે તો ભારતે દીનતાને ફગાવી દીધી છે અને તેની વીરતાની શાખ આખી દુનિયામા જામી ગઇ છે આજે તો ભારત વિપત્તિગ્રસ્ત ચીન અને સ્પેનને મદદ કરી રહેલ છે —**સેવાનંદ**

જાય જો આપણે ભોગવતા હોત તો આપણે સ્વતંત્ર હોત. આપણા સ્વરાજ્યમાં આપણા રોજના વપરાશની વસ્તુઓ આપણે જાતેજ બનાવી લેતા હોત. દાખલા તરીકે વસ્ત્ર, ધાતુઓનાં પતરાં અને તેનાં વાસણ-કૂસણ, લોઢું અને પોલાદ, લોઢાનો સરસામાન, એ બધી ચીજો આપણે એક વાર બનાવી લેતા અને આપણે બનાવી લેવીજ જોઇએ. આ બધી ચીજોને સારૂ આપણે બીજા દેશના મોઢા ભણી જોઇને બેસી રહેવું જોઇએ નહિ. વસ્ત્ર તો આપણે એટલા પ્રમાણમા પેદા કરવા જોઇએ કે તેમના વડે આ દેશના લોકોના શરીર સારી રીતે ઢંકાય અને તેનો વિદેશમાં નિકાસ કરી શકાય. આપણું સ્વરાજ્ય જો આપણા હાથમાં હોત તો આપણી ઉપર કહી તેવી સ્થિતિ હોત.* તેવું થવાથી દેશની દોલત દેશમાં ને દેશમાં રહેત અને ઊલટો તેમા વધારો થાત. દેશનું ધાન્ય પણ વિદેશ ચાલ્યું જાય છે, તેને બદલે દેશમાંજ રહેત અને તેથી દેશ અન્ન, વસ્ત્ર અને પૈસે-ટકે સમૃદ્ધ રહેત અને તેથી સૌ સુખપૂર્વક જીવન વ્યતીત કરી શકત. અલબત્ત, આજે આપણા દેશમાં આગગાડીઓ, મોટર ગાડીઓ, સાયકલો વગેરે આરામના સાધનો આપણે જોઇએ છીએ તેવાં અગાઉના જમાનામાં ન હતા અને એ વસ્તુઓના અભાવથી તે વખતના લોકો સુખી નહિ હોય, એવું ઉપરચોટિયા નજરે જોનારને કદાચ લાગે પણ ખરૂં; પરંતુ એ બધાં આરામનાં સાધનો દેશ જ્યારે સ્વતંત્ર હોય ત્યારેજ જેટલા સુખદાતા નીવડે છે, તેટલાંજ તેઓ દેશની પરતંત્ર અવસ્થામા હાનિકારક સાબિત થાય છે; કારણકે તેઓ આપણને આરામ તો આપે છે પણ દેશમાં દુઃખ અને દારિદ્ર્ય કાયમ કરવામાં કારણ થઇ પડે છે. હમણા થોડીવાર પહેલાં જેનું વર્ણન કરી ગયા તેવું સર્વશ્રેષ્ઠ સુખકર સ્વરાજ્ય ખોઈ બેઠા પછી આપણે એટલા બધા પરાવલંબી થઇ ગયા છીએ કે

---

* આ બધુંજ હવે થતું જાય છે. વસ્ત્રની બાબતમાં વિદેશી સરકારની પ્રતિકૂળ નીતિ હોવા છતાં હિંદ ધીરેધીરે સ્વાવલંબી થતો જાય છે. ટાટાના લોખંડના કારખાના સ્થપાઇ ગયાં છે અને લોખંડ તથા પોલાદનો સામાન અહીંથી વિદેશ પણ જવા લાગ્યો છે.—સેવાનંદ

એક ક્ષુદ્ર સોય કે ટાંકણી પણ આપણે બનાવી શકતા નથી અને તેવી વસ્તુઓને માટે આપણે બીજા દેશના તરફ જોતા થઈ ગયા છીએ.× ત્યારે હવે કોઇ પૂછશે કે આવું ઉત્તમ સ્વરાજ્ય આપણા હાથમાંથી શા કારણથી ચાલ્યું ગયું અને શાથી આપણે પરાવલંબી થઈ ગયા? આ સવાલનો જવાબ પણ આપણે અગાઉ આપી ગયા તેનો તેજ છે. તે એ કે આ બધું આપણા પોતાના અજ્ઞાનને લીધેજ બન્યું છે. એ અજ્ઞાનનું સ્વરૂપ કેવું છે તેનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી; કારણકે તે વાત ઇતિહાસ-પ્રસિદ્ધ છે.*

સારાંશ એટલોજ છે કે જીવાત્મા પોતાના તાત્ત્વિક સ્વરાજ્યથી અને લૌકિક સ્વરાજ્યથી એકજ કારણને લીધે, અર્થાત્ પોતાના અજ્ઞાનને

---

× આ ફરિયાદ પણ ત્રીસ વર્ષ પહેલાંની છે. કોન્ગ્રેસ સરકારે દેશના પુનઃ ઔદ્યોગિકરણનો પ્રશ્ન હાથમાં લીધો છે અને તેમાં બિનકોન્ગ્રેસી પ્રાન્તોની તથા દેશી રાજ્યોની સરકારે સહકાર આપવા ખુશી બતાવી છે. મદ્રાસના ઉદ્યોગ ખાતાના પ્રધાન શ્રીયુત ગિરિ તો મોટર ગાડીઓ, સાઇકલો અને સીવવાના સંચા પણ તૈયાર કરાવવા પાછળ મંડી ગયા છે. —સેવાનંદ

* ઇતિહાસમાં તો દેશની પડતીનાં કારણો સાફ બતાવ્યાં છે, પણ ધર્મની પાછળ ઘેલા થનારા લોકો ઇતિહાસ વાંચતા નથી. જેનો ધર્મની સાથે સીધો સંબંધ ન હોય એવા કોઇ પણ વિષયના પુસ્તકને તેઓ હાથમાં લેતા નથી. પ્રસ્તાવના લખનારે આટલું બધું લખ્યું ત્યારે કયા અજ્ઞાનને લીધે આપણે સ્વરાજ્ય ખોઇ બેઠા, તે પણ બતાવ્યું હોત તો પોતાને ધર્મપરાયણ (?) કહેનારા લોકો જેઓ આજે પણ સ્વધર્મને બહાને સ્વરાજ્યની પ્રાપ્તિમાં વિઘ્નો નાખે છે, તેમને ચાનક તો મળત! આજે વર્ણાશ્રમ સ્વરાજ્યસંઘના પંડિતો, જબ્બપુરમાં અને કાઠિયાવાડના લીંબડીમાં કોન્ગ્રેસ અને પ્રજામંડળના ઉપર હાદન કરે છે અને ધર્મને સાધન બનાવીને લોકોને સ્વરાજ્યને વિષે ભ્રાન્તિમાં નાખે છે, તેમને યોગ્ય જવાબ તો મળી રહેત! —સેવાનંદ

લીધે ભ્રષ્ટ થઇને પરતંત્ર થઇ ગયો છે. એટલા માટે બેઉ જાતનાં સ્વરાજ્યની પ્રાપ્તિનું એક માત્ર સાધન સ્વધર્મજ છે; કારણકે સ્વરાજ્યને પ્રાપ્ત કરવાને માટે, તેમજ પ્રાપ્ત કર્યા પછી તેને જાળવી રાખવાને માટે શરીરબળ, સ્વાર્થત્યાગ, કર્તવ્યપરાયણતા, માત્સર્યશૂન્યતા, શુદ્ધ સ્વદેશાભિમાન, નીતિ, ધૈર્ય, પરસ્પર વિશ્વાસ, ઉદારતા, બંધુભાવ ઇત્યાદિ સદ્ગુણોનો દેશના લોકોની અંદર વિકાસ કરવો પડશે. એ સદ્ગુણોને પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન મારા અભિપ્રાય પ્રમાણે તો એક ઇશ્વરનિષ્ઠાજ છે. જેમને ઇશ્વરના ઉપર પૂર્ણ નિષ્ઠા છે, તેમનામાં ઉપર કહેલા ગુણોનો ઉદય થવોજ જોઇએ; અથવા તો જેમનામાં આ ગુણોનો યથાર્થ રીતે ઉદય થયોજ હોય તેઓ ઇશ્વરના પ્રતિ પણ નિષ્ઠાવાન હોયજ. કોઇ વ્યક્તિ ઇશ્વરના ઉપર શ્રદ્ધા રાખ્યા વિના ઉપર કહેલા સદ્ગુણોની પ્રાપ્તિ કરવાની આશા રાખે તો તેની આશા વ્યર્થ જવાની છે.* એવા લોકોમાં કોઇ કોઇ પ્રસંગે ઉપર કહેલા ગુણ જોવામાં આવે તો તેમને સાચા અને સ્થિર ન સમજતાં હલકી ધાતુનાં ઘરેણાં ઉપર ચઢાવેલા સોનાના ઢોળ જેવા જાણવા. ઇશ્વરના ઉપર નિષ્ઠા રાખવી એજ સ્વધર્મનું લક્ષણ છે. ઇશ્વર સર્વજ્ઞ છે અને તેથી કરીને ઇશ્વરે શ્રુતિસ્મૃતિદ્વારા જે જે આજ્ઞાઓ કરી છે અને જેમને સાધુસંતોએ વારંવાર સ્પષ્ટ કરી કરીને સમજાવી છે, તે પ્રમાણે નિત્ય વર્તન કરવું અને એવી રીતે વર્તન કરતા રહેવાથી આપણું નિઃસંશય કલ્યાણજ થશે એવો દૃઢ વિશ્વાસ જામી

---

* પણ આ ઉપરથી લખનારનો જો એવોજ આગ્રહ હોય—અને તે એક સાંપ્રદાયિક ગુરુ હોવાથી છે પણ ખરો—કે સૌએ ઇશ્વરના સગુણ અથવા અમુક આકૃતિવાળા સ્વરૂપના પ્રતિ અથવા તેના તથાકથિત અમુક અવતારના પ્રતિ નિષ્ઠા રાખવી જોઇએ, તો અમારે કહેવું પડશે કે ઇશ્વરનાં અનંત રૂપ છે. 'ઇશ્વર' એવા નામની મોઢેથી ઉપેક્ષા કરનાર વ્યક્તિ જો સ્વદેશને ઇશ્વરનું વિરાટમંદિર માને, તેમાં વસતા ૩૫ કરોડ ભાઇઓનાં હૃદયમાં ઇશ્વરનું દર્શન કરે અને દેશના સમષ્ટિ અહંકારમાં પોતાના ક્ષુદ્ર વ્યષ્ટિ અહંકારને ડુબાવી દે તો તેની નિષ્ઠા વધારે ઊંચા પ્રકારની છે. —સેવાનંદ

જવો, એજ ઇશ્વરનિષ્ઠાનું સત્ય સ્વરૂપ છે અને એજ સ્વધર્મ છે, સ્વધર્મનું પાલન કરવાનો અભ્યાસ કરવાથી ઉપર ગણાવેલા બધા સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો એ સદ્ગુણો અને સ્વધર્મની વચ્ચે કાર્ય–કારણનો સંબંધ રહેલો છે, એટલું તો અત્યાર સુધીમાં કરેલા વિવેચન ઉપરથી સૌને સમજાયુંજ હશે.*

---

* સાંપ્રદાયિક ગુરુઓ વારેઘડીએ શ્રુતિસ્મૃતિ અને સંતસાધુઓનાં વચનની આણ બતલાવે છે, ત્યારે તેનો ઘટતો ઉત્તર દેવાની અમારી પણ ફરજ છે. શ્રુતિસ્મૃતિઓ–તેમાં ખાસ કરીને શ્રુતિઓ–એવી ભાષામાં લખાયલી છે કે થોડાક ધુરંધર પંડિતો સિવાય બીજા કોઇને તેમના અર્થનો બોધ થતો નથી અને એ પંડિતોમાં પણ તેમના અર્થના સંબંધમાં એક મત હોતો નથી. શ્રુતિઓમાં પણ અનેક મત ભર્યા છે અને જેટલા ઋષિ તેટલા મત છે. "तर्कोऽप्रतिष्ठः श्रुतयो विभिन्नाः । नासौ ऋषिर्यस्य मतं न भिन्नम्" પંડિતોની જ્યારે આવી દશા છે, ત્યારે સામાન્ય માણસોએ શ્રુતિઓને શી રીતે વાંચવી; સમજવી અને તે પ્રમાણે વર્તવું ? અખાને એટલા માટેજ કહેવું પડ્યું હતું કેઃ—

"ખટદર્શનના જૂજવા મતા, માંહોમાંહે ખાંડી ખતા.
એકનું થાપ્યું બીજો હણે ને અન્યથી આપને અદકો ગણે.
અખા એ અંધારો કૂવો ને ઝઘડો ભાંગી કોઇ ના મૂઓ."

સંત સાધુઓમાં પણ એક મત નથી. દાખલા તરીકે કબીર, દાદુ, નાનક અને એવા બીજા અનેક મતો મૂર્તિપૂજાનો, અવતારવાદનો, તીર્થયાત્રાનાં પાપનાશક માહાત્મ્યનો નિષેધ કરે છે, ત્યારે એ બધી બાબતોને માની ચાલનારા પણ અનેક મતો છે. આવી સ્થિતિમાં બિચારા ભોળા લોકોએ કોનું માનવું ? સ્વતંત્ર રીતે શાસ્ત્રોનો અભ્યાસ કરવા જેટલી તેનામાં બુદ્ધિ હોતી નથી અને આજની ગુજરાનની હાડમારીમાં તેટલો અવકાશ પણ રહેતો નથી. અમારી તો નમ્ર સલાહ એવી છે કે 'ચિત્તે યો મનઃ પ્રમાણમ્'—'દે ઘેર'

સ્વધર્મના પાલનથી શરીર શુદ્ધ રહે છે. ઇન્દ્રિયોને લાડ લડાવ્યા-ને અને નાના પ્રકારનાં દુર્વ્યસન કરવાથી 'શરીરમાં અનેક જાતના રોગ ઉત્પન્ન થાય છે અને તેથી તે ક્ષીણ થઈ જાય છે. સ્વધર્મને અનુસરીને જીવનારાઓ ઇન્દ્રિયોને લાડ લડાવતા નથી, તેમ દુર્વ્યસનોને છાંયડે પણ ફરકતા નથી, તેથી કરીને તેમના શરીરનાં બળ અને આરોગ્ય સચવાઇ રહે છે. તેવીજ રીતે સ્વાર્થત્યાગ વગેરે ઉપર ગણાવેલા સદ્‌ગુણો પણ જેમનાં અંતઃકરણમાં કોઈ પણ જાતની મલિનતા ન હોય અને જેઓ પૂરેપૂરા સત્ત્વગુણસંપન્ન થઇ ચૂકયા હોય, તેમનામાંજ ઉદય પામે છે. સત્ત્વગુણસંપન્ન થવાનું મુખ્ય સાધન એકાગ્રચિત્તદ્વારા ઇશ્વરનું ચિંતન કરવું એજ છે અને સ્વધર્મનું બીજ પણ એજ છે. આજ વિષયના ઉપર એક પ્રસંગે ધર્મરાજા યુધિષ્ઠિરે ભીષ્મજીને પ્રશ્ન પૂછ્યો હતો. તે પ્રશ્ન એવો હતો કે, "સર્વ ધર્મમાં પરમ ધર્મ કયો ?" ત્યારે ભીષ્મે કહ્યું હતું કે, "પ્રેમપૂર્વક ભગવાનનું સ્મરણ કરવું અને તેમની સ્તુતિ કરવી, એજ સર્વ ધર્મમા શ્રેષ્ઠ ધર્મ છે."

युधिष्ठिर उवाचः–
को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः।
भीष्म उवाचः–
एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः ।
यद्भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥
(મહાભારત, વિષ્ણુસહસ્રનામ)

ઉપર કહ્યો તેવો જે પરમ ધર્મ છે, તેનું અનુસરણ કરવાથી

---

તું અમારી બુદ્ધિને સૂક્ષ્મ, નિર્મળ અને સત્યગ્રાહી બનાવ.' એવી સાચી પ્રાર્થના કરતા રહીને બુદ્ધિને જે વખતે જે સત્ય લાગે તેનો જીવના જોખમે પણ અમલ કરવો. એવું કરતા ભૂલો થશે તો તે પણ આગળ જતાં સુધરી જશે. બિચારા ગાંધીજી તો શ્રુતિય નથી ભણ્યા અને સ્મૃતિય નથી ભણ્યા; પણ તેમણે સત્યને–જેટલું તેમને સમજાયું તેટલું–પકડ્યું અને તેથી તેમણે આટલી ઉન્નતિ કરી છે. —સેવાનંદ

અંતઃકરણ સત્ત્વગુણસંપન્ન થાય છે. આવા સ્વધર્મના પાલનથી અંતઃકરણ સત્ત્વગુણસંપન્ન કેવી રીતે થઇ શકે છે, તેનું સ્પષ્ટીકરણ આગળનાં પૃષ્ઠોમાં કર્યું છે.

ઇશ્વર શુદ્ધ સત્ત્વગુણવિશિષ્ટ છે; તેથી કરીને ઇશ્વરનું ધ્યાન કરવાથી મનની અંદરના રજોગુણ અને તમોગુણ ક્ષીણ થઇ જાય છે અને મન શુદ્ધ સત્ત્વગુણસંપન્ન થઇ જાય છે; કારણકે એવો નિયમ છે કે કોઇ પણ વિષયનું ધ્યાન કરવાથી ધ્યાન કરનાર તે વિષયની સાથે તદાકાર થઇ જાય છે–અર્થાત્ જેનું આપણે ધ્યાન કરીએ તેવા આપણે થઇ જઇએ છીએ.

तँ (मन) स्वलाभ लाभलेपणें। मन मनपणाही धरूं नेणें ॥
शिवतलें जैसें लवणें । आपले निज ॥
तेथ कें उठती भाव । जिहीं इन्द्रियमार्गी धांव ॥
घेऊनि ठाकावें गांव । विषयाचें ते ॥
हाणोनि तिये मानसीं । भावशुद्धिचि असे अपैसी ।
रोमशुचि जैसी । तळ हाताची ॥

(જ્ઞાનેશ્વરી, અ૦ ૧૭, શ્લો૦ ૨૩૩–૩૫)

तुका म्हणे जया जैसें ध्यान । तैसें होय त्याचें मन ॥

આ નિયમ પ્રમાણે શુદ્ધ સત્ત્વસંપન્ન ઇશ્વરનું ધ્યાન કરનારનું મન પણ શુદ્ધ સત્ત્વગુણસંપન્ન થવુંજ જોઇએ; અને એ રીતે જેનું મન શુદ્ધ સત્ત્વગુણસંપન્ન થયું હોય, તે નિત્ય અને અનિત્યનો વિવેક કરે એવો, સ્વાર્થત્યાગી, મત્સરરહિત, કર્તવ્યપરાયણ, પરસ્પર વિશ્વાસ રાખે એવો, સાચો દેશાભિમાની, નીતિ અને ધૈર્યયુક્ત અને બંધુપ્રેમમાં પણ પૂરો હોવોજ જોઇએ. આપણા દેશની અસલની લોકસ્થિતિ જોતાં આપણને આવું સ્પષ્ટ જોવામાં આવે છે.*

---

* આપણા દેશના હજારો વર્ષના ઇતિહાસના કયા યુગને લક્ષમાં રાખીને આ મહાશય 'અસલ' શબ્દનો પ્રયોગ કરે છે, તે તેમણે

અસલના વખતમાં જ્યારે ધર્મરાજા રાજ્ય કરતા હતા ત્યારે એક જણે પોતાની જમીન બીજાને વેચાતી આપી દીધી. તે લેનાર ધણીને ભોંયમાંથી પુષ્કળ ધન જડ્યું, પણ તેણે વિચાર્યું કે એ ધન ઉપર મારો હક્ક નથી. મેં તો ફક્ત જમીનનીજ કિંમત આપીને જમીન ખરીદી છે, તેમાં દાટેલું ધન મેં ખરીદ્યું નથી. આથી એ ધનના ઉપર પોતાનો હક્ક નથી એવું જાણીને તેણે તે ધન જમીનના મૂળ માલિકને આપવા માંડ્યું, પણ તેણે તે લીધું નહિ. તે તો ઊલટો એવું કહેવા લાગ્યો કે, "મેં તો જમીન વેચી દીધી તેથી તેમાં જે કાંઇ હતું તે બધું તારૂંજ કહેવાય. મારો તેના ઉપર કશો હક્ક નથી." આ પ્રમાણે બેઉ જણ જેવા સત્યનિષ્ઠ અને સ્વાર્થત્યાગી સાબિત થયા તેવા તે જમાનામા બધા લોકો હતા.

તેવોજ એક બીજો દાખલો પણ મહાભારતમાં છે. એક રાજાની સાથે કૌરવોને દુશ્મનાવટ હતી. કૌરવોની સાથે લડવામાં પાંડવો

---

કહેવું જોઇતું હતું. એ ગણાવે છે તેવા ગુણ ઓછામાં ઓછાં એક હજાર વર્ષથી તો આ દેશમાંથી ઓછા થઇ ગયા છે; કારણકે મુસલમાની રાજ્ય સ્થપાયાને તેટલાં વર્ષ થવા આવ્યાં છે. એ ગુણોનો સમૂળો નાશ થયો ન હતો; કારણકે વખતોવખત રજપૂતો, મરાઠા અને શીખ આદિ જાતિઓ સ્વાધીનતાને માટે લડતી હતી, તોપણ એકંદર રીતે દેશમાં એ ગુણો ઓછા થયા હતા અને તેથી મૂઠીભર મુસલમાનોને હાથે આપણે હાર્યા, એ પહેલાના એટલે ભારતની સ્વતંત્રતાના જમાનાની એ વાત કરતા હોય ત્યારે તો કહેવું પડશે કે તે જમાનામાં પ્રથમ વૈદિક ધર્મ હતો અને પછી ઉદાર બૌદ્ધધર્મ પ્રવર્તતો હતો, અને તેથી કરીને આ દેશના લોકો પરદેશીઓના હુમલાની સામે ટકી રહેતા અથવા કદાચ હારતા તો વળી પાછા લડીને સ્વતંત્ર થઇ જતા; પણ એ બે પ્રાણવાનધર્મની પાછળ જ્યારથી ભારતમાં નાના પ્રકારના સંપ્રદાયો ઊભા થયા, જાતીય એકતાની જગ્યાએ જ્યારથી સેંકડો નાની નાની જાતિઓ બનતી ગઇ ત્યારથી આપણા રાષ્ટ્રમાં સડો પેઠો. —સેવાનંદ

शतं च हि वयं पंच स्वकीये विग्रहे सति ।
अन्यैश्च कलहे प्राप्ते वयं पंचोत्तरं शतम् ॥

ભાવાર્થ:–અમારી અંદર અંદરની લડાઇ વખતે કૌરવો સો અને તેમની સામે પાંચ ભાઇ અમે; પણ બીજાની સાથેની લડાઇમાં અમે એક સો ને પાચ છીએ એમ જાણવું. આ ઉપરથી બીજી જાતિઓની સાથે મુકાબલો કરવાનો વખત આવે ત્યારે સંપ કેવી રીતે કરવો, તેનો બોધ મળી શકે છે અને એજ એક માત્ર સ્વરાજ્યને મેળવવાનું અને મેળવ્યા પછી તેને સાચવી રાખવાનું સાચું સાધન છે. આજના સુધરેલા કહેવાતા દેશના લોકોમાં પરસ્પર વૈર, મત્સર વગેરે હોય તો છે, પણ તેમને જ્યારે બીજા દેશની સાથે મુકાબલો કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેઓ અંદર અંદરના વેરઝેરને વિસારી દઇને આખો દેશ જાણે એકજ જીવ હોય તેમ તેઓ દેશના સંરક્ષણને માટે લડવા તૈયાર થઇ જાય છે. ઉપર બતાવેલા સદ્ગુણ આપણા પૂર્વજોમાં હતા અને એ સદ્ગુણ પારમાર્થિક સ્વરાજ્યની પ્રાપ્તિને પણ અતિ આવશ્યક છે. મતલબ કે પરમાર્થની પ્રાપ્તિ કરવાને સારૂ સ્વાર્થત્યાગ શીખવો પડે છે, શરીરનું બળ પણ કેળવવું પડે છે અને પરસ્પર વિશ્વાસ રાખતાં પણ શીખવું પડે છે. એજ રીતે કર્તવ્યપરાયણતા, નીતિ, ધૈર્ય, ઉદારતા, મત્સરરહિતપણું ઇત્યાદિ ઉપર દર્શાવેલા ગુણો પણ કેળવવા જોઇએ છે.

ઐહિક અને પારમાર્થિક બેઉ પ્રકારનાં સ્વરાજ્યની પ્રાપ્તિ કરવા સારૂ જે જે સદ્ગુણોની આવશ્યકતા છે, તે બધાજ સદ્ગુણો મનુષ્યના એક સ્વધર્મ વડેજ ઉત્પન્ન થાય છે. તેને વિષે પૂરતું વિવેચન થઇ ગયું છે.* આવો સ્વધર્મ આ લોક તેમજ પરલોક—બેઉમાં કલ્યાણ-

---

* સાંપ્રદાયિક ધર્મગુરુઓ કથા કરતી વખતે અથવા લખતી

કારક સિદ્ધ થાય છે. આવુ વિચારીનેજ શ્રુતિઓએ " सत्यं वद, धर्मं चर " એવી આજ્ઞા કરી છે જે ધર્મની અદર આટલી બધી યોગ્યતા છે તે ધર્મના પ્રતિ સર્વત્ર ઉદાસીનતા ફેલાઇ ગયેલી દેખાય છે, છતા આપણા દેશની ઉન્નતિ કરવાને સારૂ દેશના નેતાઓ ધર્મની જાગૃતિ કરવા તરફ લક્ષ્ય આપતા નથી અને તેમના પ્રયત્નો સફળ થતા નથી તેનુ કારણ પણ તેમની ધર્મના પ્રતિ ઉદાસીનતાજ છે જો તેમને પોતાના પ્રયત્નોમા સફળતા મેળવવી હોય, જો તેઓ પક્ષ પાતરહિત થઇને વિચાર કરી શકતા હોય, તો તેમણે ધર્મની સહાયતા લઇને દેશોન્નતિ કરવાને સારૂ પોતાની જાતને યોગ્ય બનાવવી જોઇએ * નિષ્કામ ભાવે ધર્માચરણ કરનારા અને પક્ષપાતરહિત થઇ

---

વખતે 'ધર્મ'ને ઉપર બતાવ્યા તેવા અતિ ઉદાર અર્થમા વાપરે છે, પણ જ્યારે વ્યવહારની વાત કરે છે ત્યારે જ્ઞાતિભેદ, આભડછેટના નિયમ, અધવિશ્વાસ, પ્રાણહીન અને અર્થ વિનાના કર્મકાડ, જૂની જીવન રહિત સામાજિક પ્રણાલીઓ અને સમાજના જીવનને રૂધાવી રાખનારા સામાજિક બધનો, એ બધાનો 'ધર્મ' ની અદર સમાવેશ કરે છે, તેટલા માટે તેમની સામે નવીન પ્રજા બળવો ઉઠાવે છે —સેવાનંદ

* ધર્મના સાચા આત્માના તરફ તો આજથી પચાસ વર્ષ અગાઉના નેતાઓ પણ ઉદાસીન ન હતા તેઓ ઉદાસીન હતા મંદિરોના ઓચ્છવોના પ્રતિ, છપ્પનભોગના ઠાઠમાઠ પ્રતિ, તીર્થયાત્રાઓ વગેરે ધર્મના બાહ્ય છોડા-ગોટલાના પ્રતિ, અને આજકાલ કઇતા વીસ વર્ષ થયા તો દેશનુ રાજનૈતિક આંદોલન સત્ય, અહિંસા, તપ અને આત્મશુદ્ધિના પાયા ઉપર ચલાવવાનો પ્રયત્ન થાય છે, તે તો આંધળાને પણ દેખાય એવી બીના છે બેઉ પક્ષની વચ્ચે ગેર સમજ થવાનુ કારણ એ છે કે, એક પક્ષ વાતોમા 'ધર્મ' ની ઉદાર અને સૌ કબૂલ કરે એવી વ્યાખ્યા કરે છે, પણ વ્યવહારમા ધર્મની નિરુપયોગી અને હાનિકારક બાબતો ઉપરજ ભાર મૂકે છે, બીજો પક્ષ જ્યારે 'ધર્મ' ના ઉપર આક્ષેપ કરે છે ત્યારે તેઓ ધર્મના આત્મા ઉપર આક્ષેપ કરતાજ નથી તેઓ તો માત્ર ધર્મની સાથે વળગી

ને પોતાનું કર્તવ્ય કરનારા પુરૂષોનો જનસમાજના ઉપર વહેલો-મોડો પ્રભાવ પડ્યા વિના રહેતો નથી. સ્વધર્મને અનુસરીને ચાલનારનો અંતે જય થવોજ જોઇએ. "यतो धर्मस्ततो जयः।" બીજા દેશના લોકોને ઐહિક સુખભોગની પ્રાપ્તિજ પ્રિય છે, પણ આ ભરતખંડના લોકોનું લક્ષ્ય તો સદાકાળથી ધર્માચરણ ઉપરજ ઠરી રહ્યું છે અને એજ અનાદિ કાળથી આ દેશના લોકોના બળ અને તેજનું મૂળ કારણ હતું. ધર્મની અંતરંગ અને બહિરંગ એ બાજુઓ હોય છે. ધર્મના બહિરંગ સ્વરૂપમાં દેશકાળ અને પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર થયા કરે છે, પણ ધર્મનું જે અંતરંગ સ્વરૂપ છે, તેનો આધાર તો સત્ય, નિત્ય અને ત્રણે કાળમાં એકસમાન સત્ય હોય એવી નીતિ ઉપર રહેલો છે અને તેથી કરીને તેનું મહત્ત્વ સદાકાળ એક સરખું ને સરખુંજ રહે છે. એ અંતરંગ સ્વરૂપનો જ્યાં કોઇ વ્યક્તિએ કે સમાજે ત્યાગ કર્યો, એટલે તેની અવનતિ થઇજ જાણવી અને તેનું રીતસર પાલન કરવા માંડયું એટલે ઉન્નતિ પણ તેની પાછળ ચાલી આવવાને બંધાયલીજ છે; એટલા માટે જો ભારતવાસીઓને પોતાની ઉન્નતિ કરવીજ હોય તો તેમણે ધર્મના અંતરંગ સ્વરૂપનાં લક્ષણો, જેમનો હાલમાં ઘણે ભાગે લોપ થઇ ગયેલો જોવામાં આવે છે, તેમને ફરીથી પોતાનામાં ધારણ કરવાને સારૂ મનમાં દઢ નિશ્ચય કરવો જોઇશે. એ અંતરંગ લક્ષણો કયા કયા, તે આપણા ધર્મગ્રંથોમાં અનેક જગ્યાએ બતાવ્યાં છે. દાખલા તરીકે ભગવદ્ગીતાના અઢારમા અધ્યાયના ૪૨ થી ૪૫ મા શ્લોકોમાં ચાર વર્ણના લોકોનાં કર્મ ગણાવ્યાં છે; તે બધાં લક્ષણો આ દેશના લોકો ધારણ કરવા માડશે એટલે તેની સાથે તેમની ઉન્નતિ પણ થવા લાગશે. એકદમ, આજે ને આજેજ બધાં

---

ગયેલી હાનિકારક બાબતોની સામે વાંધો ઉઠાવે છે. આજથી પચાસ વર્ષ અગાઉ પણ કોઇ પણ નેતાએ અસત્ય, અવિશ્વાસ, સ્વાર્થપરાયણતા, અનુદારતા વગેરે નીતિ વિરૂદ્ધ તત્ત્વોને ગ્રહણ કરવાનું કદી કહ્યું ન હતું; પણ તેઓ ધર્મનાં બાહ્ય આડંબરનું સમર્થન કરતા ન હતા, તે કારણથી આ પોપજીઓ ઊકળી ઉઠે છે. —સેવાનંદ

લક્ષણો પૂર્ણપણે આવી જવાંજ જોઇએ, એવું કહેવાની અમારી મતલબ નથી; પણ જેટલા પ્રમાણમાં એ લક્ષણોને ધારણ કરવાની બાબતમાં પ્રયત્ન થતો રહેશે તેટલા પ્રમાણમાં તેઓ કલ્યાણકારક સાબિત થશે, એમા તો કશોજ સંદેહ નથી. કોઇ કોઈ ઉત્તમ પુરુષો જે તીવ્ર પ્રયત્ન કરે તો એ લક્ષણોને તેઓ એક ક્ષણમાં ધારણ કરી શકે; પણ સાધારણ કોટિના માણસોથી તેટલી હદ સુધી ન બની શકે તોપણ મન, વાણી અને કર્મમા ઉપર કહેલાં લક્ષણોને ધારણ કરવાનો જેટલે અંશે તેઓ પ્રયત્ન કરશે તેટલે અંશે આપણી ઉન્નતિ થતી જશે; એટલા માટે પ્રત્યેક ભારતવાસીએ સત્યનિષ્ઠાપૂર્વક ઈશ્વરનું સ્મરણ કરીને પોતાનાથી થાય તેટલો પ્રયત્ન કરવો જોઇએ. શાસ્ત્રોમા કહ્યું છે કે—

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतो वधीत् ॥**
(મનુસ્મૃતિ, અધ્યાય ૮)

ધર્માચરણના હરેક કામમા ઈશ્વર તરફથી સહાયતા મળતી રહે છે, એટલુંજ નહિ પણ ધર્મનુ રક્ષણ કરવાને સારૂ ઈશ્વર પોતે અવતાર લે છે અને એથી ઊલટું ધર્મવિરુદ્ધ આચરણ કરવાથી ઈશ્વરને ક્ષોભ થાય છે.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
(ભગવદ્‌ગીતા, અ૦ ૪, શ્લો૦ ૭)

સંતો પણ એજ નિયમને અનુસરીને ધર્મની જાગૃતિ કરવાને સારૂ પ્રયત્નો કરી ગયા છે, તે આ પ્રસ્તાવનાને મથાળે ટાંકેલા અભંગ જોતાં સૌને સમજાશે.

તેમ છતાં પાશ્ચાત્ય વિદ્યાથી અલંકૃત થયેલા અને પોતાને મોટા દેશ-સુધારક માની બેઠેલા, આખી ધરતીને પોતાની હથેળીમા લઇને ફરનારા લોકો, જ્યારે સંતોએ કરેલા રાષ્ટ્રોદ્ધારના પ્રયત્નો હલકા પાડવાની ચેષ્ટા કરે છે અને સાધુસંતોને નિર્બળ અને નામર્દ કહેતા

પણ અચકાતા નથી ત્યારે હિમાલય પર્વતને ઢાકી દેવા રાઇનો દાણો ચેષ્ટા કરે તેવી તેમની વિફળ ચેષ્ટાને જોઇને અમને અતિ આશ્ચર્ય થાય છે વળી તેઓ બીજા બધા સતસાધુઓના કટાક્ષ કરતા નથી, પણ ફક્ત 'વારકરી' પથના જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને તુકારામ વગેરે મુખ્ય મુખ્ય સાધુઓના ઉપર ખાસ કરીને જ્યારે તીવ્ર કટાક્ષ કરે છે, ત્યારે તો અમને ઘણુજ સખેદ આશ્ચર્ય થાય છે,

તેઓનુ કહેવુ એવુ છે કે ઉપર જેમના નામ ગણાવ્યા તેમના નામર્દી ભરેલા ઉપદેશને લીધે આપણો દેશ ૩૦૦ વર્ષથી શક્તિહીન થઇ ગયો મતલબ કે જ્ઞાનેશ્વરથી માંડીને તુકારામ સુધીના વારકરી પથમા જે જે સતસાધુએ થઇ ગયા, તેમના વખતમાજ દેશ બળહીન બની ગયો કારણકે જ્ઞાનેશ્વર અને તુકારામની વચ્ચે લગભગ ત્રણસો વર્ષનું અતર છે અને *આપણા દેશની નબળી હાલત તેટલાજ ગાળામા થઈ આ કથનમા કેટલું સત્ય છે તેનો આપણે વિચાર કરીએ

વારકરી પથના અધ્વર્યુ જેવા જ્ઞાનેશ્વર મહારાજે બીજા ગ્રથોના ઉપર ટીકા ન કરતા ભગવદ્ગીતા ઉપરજ ટીકા રચવાનુ શા કારણથી પસદ કર્યું, તેનો જો આપણે વિચાર કરીશુ તો આપણને સમજાઇ જશે કે ગીતા એ એવુ શાસ્ત્ર છે કે જે સ્વધર્મથી અને સ્વકર્તવ્યથી મોઢુ ફેરવી બેઠેલા લોકોના મનમા સ્વધર્મની અને સ્વકર્તવ્યની જાગૃતિ કરાવી દઇને તેમને યોગ્ય માર્ગે વાળે છે ભગવાને અર્જુનને ગીતાનો ઉપદેશ દીધો ત્યારે તે સાભળી લીધા પછી અર્જુને શુ શુ કર્યું, તે

---

* નરકેસરી શિવાજી કે તેવા બીજા લોકમાન્ય તિલક વગેરે આગળના ટેરવે ગણી શકાય તેવા મહાપુરૂષોને બાદ કરતા લગભગ બધા મહારાષ્ટ્રીઓ મહારાષ્ટ્રનેજ પોતાનો દેશ કહે છે અને મહારાષ્ટ્રની ચડતી-પડતીનેજ તેઓ દેશની ચડતી પડતી માને છે સમગ્ર હિન્દુસ્તાનને તેમણે કદી પોતાનો દેશ કહ્યોજ નથી મરાઠાઓનુ સામ્રાજ્ય આવી સાકડી નીતિને લીધે તૂટયુ મરાઠાઓ મહારાષ્ટ્ર સિવાયના બીજા પ્રાન્તોને લૂટતા કદી પણ અચકાયા ન હતા હિન્દની પરાધીનતાના બે મુખ્ય કારણો-સાપ્રદાયિકતા અને પ્રાન્તીયતાજ છે —સેવાનદ

જોતા અમારૂ ઉપરનુ કથન સ્પષ્ટ સમજાઇ જશે

કૌરવોની સાથે લડાઇમા ઊતરતા પહેલા અર્જુનના મનમા સ્વધર્મ કેટલા પ્રમાણમા જાગ્રત હતો તે તેણે શ્રીકૃષ્ણને કહેલા —'મારો રથ રણમેદાનની વચ્ચોવચ્ચ ઊભો રાખો' આ વચન ઉપરથી સ્પષ્ટ સમજવામા આવે છે, પણ જ્યા શ્રીકૃષ્ણે તેના કહેવા મુજબ તેના રથને રણમેદાન મા લઇ જઇને ઊભો રાખ્યો, ત્યારે તેણે પોતાના ઇષ્ટ મિત્રોને, સગાવહાલાઓને અને પૂજ્ય ગુરુઓને દીઠા, તેથી તેના મનમા પ્રબળ મોહની ઉત્પત્તિ થઇ ગઇ, તે સૌને સુવિદિતજ છે, એ મોહને લીધે અર્જુન સ્વધર્મથી મોઢુ મરડી બેઠો અને તેનુ કર્તવ્ય જે યુદ્ધ કરવા નુ હતુ, તે તેણે છોડી દીધુ, ત્યાર પછી શ્રીકૃષ્ણે તેને દીધેલા ઉપદેશ થી તેનો સર્વ પ્રકારનો મોહ ટળી ગયો એ વાત —

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥**

આ શ્લોક ઉપરથી સાબિત થાય છે કે જે અર્જુનને એક વાર એવો મોહ થઇ ગયેલો કે 'મારે રાજ્ય નહિ જોઇએ, મારે ઐશ્વર્ય નહિ જોઇએ, હુ ભલે ભીખ માગી ખાઇશ, પણ કૌરવોની સાથે નહિ લડુ, નહિ લડુ ' એવુ કહેવાને જે તૈયાર થઇ ગયો હતો, તેજ અર્જુન પાછો ગીતાના અતમા કહે છે કે, "તમારી કૃપાથી મારો મોહ નષ્ટ થઇ ગયો છે, હુ આત્મજ્ઞાનસપન્ન થયો છુ, મારા મનમા હવે કોઇ પણ પ્રકારનો સશય રહ્યો નથી, માટે હવે હુ તમારી આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છુ ' મારી કહેવાની મતલબ એવી છે કે અગાઉ દુર્યોધનાદિ મારા ભાઇઓને હણવાને તૈયાર ન હતો, પણ હવે તેજ હુ કહુ છુ કે જો તમે મારા સગાભાઇઓ ધર્મરાજ અને ભીમને પણ હણવાની મને આજ્ઞા કરશો તો તેમને મારતા પણ હુ અચકાઇશ નહિ એવુ '**करिष्ये वचनं तव**' આ વચન ઉપરથી સૂચિત થાય છે આવા નામર્દ થઇ ગયેલા અર્જુનને જે શાસ્ત્રે મર્દ બનાવી દીધો, તેજ શાસ્ત્રના ઉપર પ્રાકૃત–અર્થાત્ લોકભાષામા ટીકા રચીને તેમાનુ રહસ્ય જ્ઞાનેશ્વરે લોકસમૂહની આગળ સૌને સમજ પડે એવા રૂપમા

રજૂ કરી દીધું કે જેથી કરીને લોકોનો મોહ પણ ટળી જાય અને જેઓ કર્તવ્યવિમુખ થઇ બેઠા છે, તેઓ પાછા કર્તવ્યપરાયણ બની જાય. જ્ઞાનેશ્વરી ગ્રંથના છેવટના ભાગમાં જ્ઞાનેશ્વર પોતાના ગુરની પ્રાર્થના કરીને તેમની પાસે જે વરદાન માગે છે, તે ઉપરથી તેમના હૃદયમા પોતાના દેશબંધુઓને માટે કેટલી તીવ્ર લાગણી હતી તેનું સ્પષ્ટ ભાન થયા વિના રહેતુ નથી.

**आतां विश्वात्मक देवें । येणें वाग्यज्ञ तोषावें । तोषोनि मज द्यावें । पसायदान हें ॥ ९४ ॥ जे खळाची व्यंकटी सांडो। तया सत्कर्मीं रती वाढो । भूतां परस्पर पडो । मैत्र जीवाचें ॥ ९५ ॥ दुरिताचें तिमिर जावो । विश्व स्वधर्मसूर्यें पाहो । जो जें वांछिल तो तें लाहो । प्राणीजात ॥ ९६ ॥ वर्षत सकलमंगळी । ईश्वरनिष्ठांची मांदियाळि । अनवरत भूतळीं । भेटो तया भूतां ॥ ९७ ॥ चलां कल्पतरूंचे अरव । चेतना चिंतामणींचें गांव । बोलते जे अर्णव । पीयुषाचे ॥ ९८ ॥ चंद्रमे जे अलांछन । मार्तंड जे तापहीन । ते सर्वांही सदा सज्जन । सोयरे होतु ॥ ९९ ॥ किंबहुना सर्वसुखी । पूर्ण होऊनि तिहीं लोकीं । भजिजो आदिपुरुषीं । अखंडित ॥ १८०० ॥ आणि ग्रंथोपजीविये । विशेषीं लोकीं इये । दृष्टादृष्ट विजयें । होआवे जी ॥ १ ॥ येथ ह्मणे श्रीविश्वेशरावो । हा होईल दानपसावो । येणें वरें ज्ञानदेवो । सुखिया झाला ॥ २ ॥**

હવે ઉપરની ઓવીઓમા જ્ઞાનેશ્વરે જે જે વસ્તુઓને માટે પ્રાર્થના કરી છે, તે તે તેમણે પોતાના ગુરૂદેવની આગળ નિવેદિત કરી છે. તે કહે છે કે, 'હે ગુરુદેવ' મે જે જ્ઞાનેશ્વરી નામના ગ્રંથની રચના કરી છે, તે મારો ગ્રંથ નથી, પણ મારો વાગ્યજ્ઞ છે. એ મારા વાગ્યજ્ઞથી આપ પ્રસન્ન થાઓ અને મને આપના પ્રસાદનું દાન દો.' તે દાનમા શાનો શાનો સમાવેશ થાય છે, તે ઉપર ટાંકેલી ઓવીઓમાં બતાવેલું છે. પહેલી ઓવીમા તેમણે એવું માગ્યું છે કે, 'દુષ્ટો અને દુર્જન લોકોના મનમા એકબીજાને માટે દ્વેષ અને મત્સર છે, તે દૂર થઈ

જાઓ, સત્કર્મના ઉપર તેમને પ્રીતિ ઉત્પન્ન થાઓ અને સૌ મનુષ્યો મા એકબીજાને માટે મૈત્રી ભાવ પેદા થાઓ' આ પ્રાર્થનાની અંદર પોતાના દેશબંધુઓમા સંપ વધે એવુ માગ્યુ છે અને સંપ વડે દેશનું કલ્યાણ થાય છે, એ ભાવના તેમનામા સારા પ્રમાણમા હતી, એ ઉપરની પ્રાર્થના ઉપરથી સાફ દેખાઇ આવે છે તેમણે ઘરબાર, સ્ત્રી છોકરા તથા બીજી ઐહિક અને પારલૌકિક સંપત્તિઓ ન માગતા ઉપર કહેલી માગણીજ કરી, તેનુ કારણ અમે હમણા કહ્યુ તેજ છે બીજી ઓવીમા 'પોતાના દેશમા સ્વધર્મરૂપી સૂર્યનો ઉદય થાઓ-અર્થાત્ સૌના હૃદયમા કર્તવ્યબુદ્ધિ જાગી ઉઠો અને લોકોએ કર્તવ્યથી વિમુખ થઇને જે પાપ કર્યા છે, તે પાપનો નાશ થઇ જાઓ અને જેઓ સ્વકર્મમા તત્પર થયા છે, તેમની તમામ ઇચ્છાઓ પૂર્ણ થઇ જાઓ' એવી તેમણે માગણી કરી છે એમા રહસ્ય એ છે કે સ્વકર્તવ્યનિષ્ઠ પુરુષોને તેમના પોતપોતાના અધિકારના પ્રમાણમા મુખ્યત્વે કરીને બેજ ઇચ્છાઓ હોય છે, કોઇને દેશોન્નતિની ઇચ્છા હોય છે કોઇને આત્મોન્નતિની ઇચ્છા હોય છે અને કોઇને બેઉની ઇચ્છા હોય છે એ પૈકી જેને જે ઇચ્છા હોય તે પૂર્ણ થઇ જાઓ-'**जो जे वांछिल तो तें लाहो। प्राणिजात॥**' એવુ તેમની આ માગણી ઉપરથી સમજાય છે ત્યારપછી ૩-૪-૫ ઓવીઓમા જે જે લક્ષણો ગણાવ્યા છે, એવા લક્ષણયુક્ત સાધુસંતોની દેશના લોકોને-સૌ જીવોને-નિત્ય પ્રાપ્તિ થયા કરો. એવી માગણી કરી છે તે પછી છઠ્ઠીમા તેમણે એવુ માગ્યુ છે કે, 'સૌને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ થાઓ અને આદિ પુરુષ પરમાત્માના ભજનમા સૌ રત થઇ જાઓ' સાતમી ઓવીમા તેમણે એવુ માગ્યુ છે કે, 'મારો જ્ઞાનેશ્વરી નામનો ભગવદ્ગીતા ઉપરની ટીકાનો ગ્રંથ સૌનુ જીવનજ બની જાઓ' આવી માગણી કરવાનુ કારણ એ છે કે, જેવી રીતે ભગવદ્ગીતાનો ઉપદેશ સાભળીને અર્જુનના હૃદયમા સ્વકર્તવ્યબુદ્ધિ જાગી ઊઠી, તેવી રીતે આ જ્ઞાનેશ્વરી ગ્રંથ પણ એજ ભગવદ્ગીતાની ટીકા છે, તેનુ લોકો નિત્ય મનન કરે અને જેમનો સંસ્કૃત ભાષામા પ્રવેશ ન હોય એવા પ્રાકૃત લોકોના અંતઃકરણમા પણ મારી પ્રાકૃત ટીકાના વાચન-મનન

થી કર્તવ્યબુદ્ધિ જાગી હતી અને ગીતાનો ઉપદેશ સાંભળ્યા પછી અર્જુન જેમ આ લોકમાં અને પરલોકમાં વિજયી થયો હતો તેમ આ દેશના લોકો પણ ઐહિક અને પારલૌકિક બેઉ વિષયોમાં વિજયી થાઓ એવું 'दृष्टादृष्ट विजयी होआवे जी' એ કડી સૂચવે છે *

* અમારે જ્ઞાનેશ્વર, નામદેવ, તુકારામ આદિ સંતોના ઉપર નામર્દપણાનો આરોપ મૂકવો નથી, તેમ જ્ઞાનેશ્વરની કરેલી એક સામાન્ય પ્રાર્થના જેમાં સ્વદેશભક્તિની ગંધ પણ નથી, તેમાંથી આ પ્રસ્તાવના લેખક કરે છે તેમ મનમાનતા અર્થ કાઢીને અમારે તેમની વકીલાત પણ કરવી નથી "સૌની મનકામના પૂર્ણ થાઓ" એવી જ્ઞાનેશ્વરની પ્રાર્થનામાંથી તેમને સ્વરાજ્યની પ્રબળ ઇચ્છા હતી એવું સિદ્ધ કરવા જેટલી અમારામાં શક્તિ નથી! અમે તો ઇતિહાસના પાના ઉપરથી એટલું જોઇ શકીએ છીએ કે અલ્લાઉદ્દીન ખિલજી અને ત્યાર પછી મલેક કાફુરે મહારાષ્ટ્રમાં હિન્દુ રાજ્યની રેવડી દાણાદાણ કરી નાખી અને રામેશ્વર સુધીનાં મંદિરો જમીનદોસ્ત કરી નાખ્યાં, તે વખતે જ્ઞાનેશ્વર અને નામદેવ બેઉ વિદ્યમાન હતા અને તેમનું એક રૂવું પણ હાલ્યું ન હતું આ બધા સંતોમાં બીજા અનેક ગુણો હોવા છતાં તેમનામાં સ્વદેશભક્તિનો અભાવ હતો અને મુસલમાની રાજ્યની સામે માથું ઉઠાવવાનો તેમને કદી વિચાર આવતો ન હતો, એ વાત તો દીવાની જ્યોતના જેવી ઉઘાડી છે એક અપવાદ હતા સમર્થ રામદાસ સ્વામી તેમને પરાધીનતા ખૂચતી હતી અને તેથી તેમણે શિવાજીના કાનમાં સ્વાધીનતાનો મંત્ર ફૂંક્યો હતો બિજાપુરના મુસલમાની રાજ્યની જે મરાઠા સરદારો સેવા કરતા હતા અને જેઓ શિવાજીનો પણ વિરોધ કરતા હતા તે બધાજ આ મહાત્માઓના કીર્તનોમાં નાચવા આવતા હતા, પણ આ સંતોમાંથી કોઇએ તેમને ધિક્કાર કર્યો ન હતો વળી એ સંતો હજારો પદો રચી ગયા છે, તેમાં એક પણ પદ એવું નથી કે જેમાં તેમણે દેશની પરાધીનતાનું દુઃખ વાણીદ્વારા પણ ઠાલવ્યું હોય! તેમને રાજનૈતિક લાગણી હતી નહિ અને આજે પણ પોતાને ધર્મપરાયણ માનનારા લોકોમાં એ

જ્ઞાનેશ્વરે જ્યારે ઉપર કહ્યું તેવું વરદાન તેમના ગુરુની પાસે માગ્યું ત્યારે તેમના ગુરુએ કહ્યું કે તારી ઇચ્છા પ્રમાણેજ થશે. પોતાના ગુરુનો આવો આશીર્વાદ મળ્યાથી જ્ઞાનેશ્વરને ઘણો આનંદ થયો. તેમની આવી ઇચ્છાને પરિણામેજ એકનાથ, તુકારામ અને રામદાસ સ્વામી વગેરે મહાસાધુઓ ઉત્પન્ન થયા અને તેમણે લોકોના મનને ધર્મ તરફ વાળીને ધર્મની જાગૃતિ કરવાની ચેષ્ટા કરી; પરંતુ તેમને રાજસત્તાનું પીઠબળ જ્યાંસુધી ન હોય ત્યાંસુધી તેમના કામમાં સફળતા મળનાર નથી, એવું તેમને લાગ્યું હોવું જોઇએ અને તુકારામના નીચેના ઉત્તર ઉપર એ પણ ચોખ્ખું સમજાઇ આવે છે*

---

લાગણી નથી. હવે રહી ગીતાના નિષ્કામ કર્મયોગની વાત. લોકમાન્ય તિલક તેમના "ગીતારહસ્ય" ની પ્રસ્તાવનામાં સ્પષ્ટ લખે છે કે શંકરાચાર્યથી માંડીને આજ સુધીના તમામ ટીકાકારોએ ગીતાનો સાચો અર્થ પ્રકટ કર્યો નથી. જ્ઞાનમાર્ગીઓએ કર્મનું ખંડન કર્યું છે, ભક્તિમાર્ગના ટીકાકારોએ ભક્તિને મુખ્ય સ્થાન આપ્યું છે, શુષ્ક કર્મકાંડીઓએ તેમાંથી યજ્ઞયાગ કરવાનો ધર્મ બતાવ્યો છે, એ પ્રમાણે અદ્વૈતવાદ, દ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ, જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, કર્મકાંડ, જેનો જે મત હતો તેણે ગીતાની મદદ લઇને પોતાનાજ મતને પુષ્ટ કર્યો છે, પણ અસલ ગીતાનો શો સંદેશ હતો તે જોવાની કોઇએ તસ્દી લીધી નથી, આવી લોકમાન્ય તિલક સખ્ત ફરિયાદ કરે છે અને તેમણે જ્ઞાનેશ્વર વગેરેનો પણ નામનિર્દેશ કરીને લખ્યું છે કે 'જ્ઞાનયુક્ત ભક્તિસમેત નિષ્કામ કર્મયોગ' એ ગીતાનો મૂળ મર્મ છે, એવું આમાના કોઇએ બતાવ્યું નથી. —સેવાનંદ

* જૂની પ્રણાલી મુજબ વિચાર કરનારાઓ લોકબળની અથવા જાગૃત થયેલા જનસમૂહના બળની તો કલ્પનાજ કરી શકતા ન હતા. દેશનો ઉદય કરવાને સારૂં તેઓ કોઇ રાજાને આગળ કરીને તેની મારફતે કામ લેવા ઇચ્છા કરતા હતા. સ્વામી દયાનંદ પણ હિન્દુ રાજાઓને જાગૃત કરીને તેમની મારફતે દેશનો ઉદય કરાવવાનાં સ્વપ્ન સેવતા હતા, પણ રાજસત્તાનું મૂળ બળ તો જનસમૂહમાંથી પેદા થાય છે, એ વાત તેમની સમજમાં આવતી ન હતી. —સેવાનંદ

काय करूं देवा ऐशी नाहीं शक्ति ।
दंडुनि पूढती वाटे लावूं ॥

તેમના આવા સંકલ્પને પરિણામેજ શિવાજી સરખો મહાધર્મ નિષ્ઠ વીરપુરુષ ઉત્પન્ન થયો અને તેને તુકારામે અને રામદાસ સ્વામીએ પૂર્ણ રાજસત્તા પ્રાપ્ત કરવાનો ઉપદેશ દીધો *

વળી કોઇ કોઇ લોકોનું કહેવું એવું છે કે, 'આ સંતો તો એવું ઇચ્છતા હતા કે અમારે ખાવાનું નથી જોઇતું, પહેરવા-ઓઢવાના વસ્ત્ર નથી જોઇતા, અમારે કાંઇજ નથી જોઇતું, અમને તો અમારા વિઠ્ઠલ મળ્યા એટલે બધુંજ મળ્યું' પણ ઐહિક ઉપભોગમાં અને ઐહિક વ્યવહારમાં મન ઘાલવાનું કામ સંતોનું હોયજ નહિ બ્યાવ હારિક આત્મહિતના પ્રતિ ઉદાસીન થવું અને પરમાર્થને સિદ્ધ કરવો એજ સંતોનો દૃઢ નિશ્ચય હોય છે લોકો તેમના પર ઉપર કહ્યો તેવો આક્ષેપ મૂકે છે તે સત્ય છે તેઓ ઐહિક પદાર્થોના પ્રતિ આક્ષેપ મૂકનારાઓ કહે છે તેવા ઉદાસીનજ હતા, અને જો તેમને ઐહિક પદાર્થોના પ્રતિ રાગ ઉત્પન્ન થાય તો તેઓ સંતોના પદને યોગ્ય નથી તેઓ જો એવું કરે તો તેમનામાં અને સામાન્ય મનુષ્યો માં ફેરજ શાનો રહે? તેઓ પણ સાધારણ લોકોના જેવાજ ઠરે, પણ સંતો પોતાને સારૂ ઐહિક પદાર્થો ઇચ્છતા હતા તે ઉપરથી તેઓ આખા દેશને સારૂ ઇચ્છતા ન હતા એવું માની લેવાનું કશુંજ કારણ નથી અને એવું હતું પણ નહિ, એ વાત શિવાજીને કરેલા ઉપદેશ ઉપરથી જોઇ શકાય છે કોણ ગાદીપતિ થાય અને કોના હાથમાં સત્તા આવે, તેની સંતોએ પરવા કરવી નહિ, એવું જે શાસ્ત્રવિધાન છે, તે હાલના જમાનામાં બંધ બેસતું નથી,× કારણકે સંતો ધર્મનું

* તુકારામે દીધેલા ઉપદેશનો કોઇ દસ્તાવેજી પુરાવો અમારા જોવામાં આવ્યો નથી, તેમ તેમના જીવનચરિત્રમાં પણ તેવો કશો ઉલ્લેખ નથી —સેવાનંદ

× પરિસ્થિતિના દબાણને લીધે આટલું કબૂલ કરવાની આખરે બહુવાદીઓને જરૂર લાગી છે ખરી, નહિ તો તેઓ શાસ્ત્રોના વિધાનને ત્રિકાળમત્ય કહેવા ચૂકતા નથી —સેવાનંદ

રક્ષણ કરવા ઇચ્છતા હતા અને દેશની દુર્દશા જોઇને તેમના હૃદયને ક્ષોભ થતો હતો. એક જગ્યાએ તુકારામ કહે છે કે:—

**न घटे यावरी न धरवे धीर। पीडितां राष्ट्र देखोनि जग॥**

તેઓ એ દિશામા પ્રયત્ન પણ કરતા, તોપણ રાજસત્તાનું પીઠબળ હોય તોજ સ્વરાજ્ય પ્રાપ્ત થાય અને સ્વરાજ્ય પ્રાપ્ત થાય તોજ ધર્મનું રક્ષણ થાય એ વાત તેઓ બરાબર સમજી ગયા હતા, તે પણ અમે સ્પષ્ટ બનાવી ગયા છીએ. આમ હોવા છતાં સંત, સાધુ અને મહાત્માઓનાં મંડળ પ્રતિ તથા તેમને પગલે ચાલનારા વારકરી પંથના સંતોનાં કામોને વિષે ગંભીરપણે પૂર્ણ સમાલોચના ન કરતાં તેમના પ્રતિ નાદાની ભર્યો આક્ષેપ કરવા, એ વિચારવાન અને સુશિક્ષિત લોકોને શોભાસ્પદ નથી; પણ આ ઉપરથી તો તેઓ પોતેજ કેવા વિચારશક્તિહીન છે એ સાબિત થઇ જાય છે.

કેટલાક આધુનિક વિચારવાળા ટીકાકારો વારકરી પંથના સાધુ–સંતો પર ધર્મઘેલાપણાનો આરોપ મૂકે છે. તેનો યોગ્ય ઉત્તર દેવાનો આટલો પ્રયત્ન કર્યા પછી અમે જે ( તુકારામકૃત અભંગોના અર્થ લખવાનું ) કાર્ય હાથ ધર્યું છે તે બાબત બે શબ્દો કહીશુ. હાલમા તો ૨૧૦૦ અભંગોના અર્થ લખવાનુ કામ પૂર્ણ થયું છે અને તેટલા અભંગોનો સમાવેશ કરીને પ્રથમ ભાગ તૈયાર કર્યો છે; બીજો ભાગ પણ સત્વર તૈયાર થઇ જશે. અત્યાર સુધી તુકારામની ગાથાઓની જે જે આવૃત્તિઓ છપાઇ છે, તેમા પાઠાન્તરની પુષ્કળ ભૂલો થઇ ગયેલી જોવામા આવે છે. વારકરી સંપ્રદાયના મત પ્રમાણે તે પાઠ શુદ્ધ કહેવાય નહિ. પ્રથમ અમોએ અભંગોનું વર્ગીકરણ કરીને વિષયવાર ગાથાઓનો સંગ્રહ તૈયાર કર્યો હતો, તે રા. રા. ત્ર્યંબક હરિ આપ્ટેએ છપાવીને પ્રસિદ્ધ કર્યો હતો. તેમાં પણ સાંપ્રદાયિક દૃષ્ટિથી પાઠની અશુદ્ધિઓ રહી ગયેલી અમને જણાઈ. તે બધી અશુદ્ધિઓને સુધારીને અમે આ પ્રથમ ભાગ અર્થસહિત છપાવ્યો છે. લોકોમાં એવી માન્યતા ચાલે છે કે, તુકારામના અભંગ તો ઘણા સરળ અને સહેલાઈથી સમજી શકાય એવા છે, પણ અમને

લાગે છે કે લોકો ધારે છે તેટલા તે સહેલા નથી. આ વાત તો એ ગાથાઓનું નિત્ય વાચન કરનારાઓ અને તેના અર્થને વિષે વિચાર કરનારાઓજ કબૂલ કરે એવી છે.

જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ એ બે ગ્રંથોની ભાષા જરાક જુદી પડી જાય એવી દેખાય છે તો ખરી, તોપણ તુકારામની ગાથાઓના કરતાં તેમના અર્થ સમજવા વધારે સહેલા છે. તેમાં સમાવેલા વિષયોની યોજના અથવા તેમનો મૂળ મુદ્દોજ જો એક વાર કોઇ સમજી જાય તો પછી હરકોઇ માણસને તેમના અર્થ સમજવામાં મુશ્કેલી નડતી નથી અને વળી એ બે ગ્રંથોના અર્થ પરંપરાથી નક્કી પણ થઇ ચૂક્યા છે; પણ તુકારામની ગાથાઓના સંબંધમાં તેવું નથી. તેમના રચેલા અભંગોમાં એકબીજાની વચ્ચે કોઇ વિચારશૃંખલા હોય એવું દેખાતું નથી. તેમને વિષયવાર ગોઠવવાનું પણ ઠીક ઠીક બની શકતું નથી. એક અભંગના અર્થની સાથે તેની આગળ-પાછળના અભંગના અર્થનો સંબંધ જોડી શકાતો નથી. આથી કરીને અર્થબોધ થવો અતિ કઠિન છે. કોઇ કોઇ જગ્યાએ રૂપક ઘણાં કઠિન છે. જે વખતે તુકારામના મનની જેવી વૃત્તિ હશે તેવા અભંગો તેમના મુખમાંથી નીકળી ગયા હશે. હવે અમુક અભંગ ગાતી વખતે તેમની વૃત્તિ કેવી હતી, એ જો કોઇ રીતે સમજાઇ જાય તોજ તે અભંગનો ખરેખરો અર્થ પણ પ્રાપ્ત થઇ જાય. અમે કરેલા અર્થ સાચાજ છે, એવો અમારો આગ્રહ નથી, પણ કોઇ વાચકને અમારા અર્થમાં ભૂલચૂક જણાય, કોઇ ત્રુટિ જણાય અથવા બીજો કોઇ દોષ જણાય તો તેમણે અમને લખી જણાવવાની કૃપા કરવી કે જેથી હવે પછીની આવૃત્તિ વખતે તેને વિષે ઘટતો વિચાર કરી શકાય. આ ગાથાઓમાંના અમુક અભંગોને વારકરી સંપ્રદાય ક્ષેપક માને છે; તેવા અભંગોને જુદા વીણી કાઢીને તેમને ગ્રંથના છેવટના ભાગમાં સ્થાન આપવામાં આવશે અને તેમના અર્થ આપવામાં આવશે નહિ.

પૂના, આષાઢ શુકલા ૧૧ } વિષ્ણુ નરસિંહ જોગ
શકે ૧૮૩૧ } પંઢરપુરના વારકરી

# ~~०संत तुकाराम०~~

(તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર)

भक्तिज्ञानें आणि वैराग्यें आगळा ।
पेसा नाहीं डोळां देखियेला ॥
जप तप यज्ञ लाजविलीं दानें ।
हरिनामकीर्तनें करोनियां ॥
म्हणे रामेश्वर सकळां पुसोनी ।
गेला तो विमानीं वैसोनियां ॥ —રામેશ્વર ભટ્ટ

૧. સંત તુકારામના જીવનને લગતી ઘણી પ્રચલિત વાતો મહા-
ષ્ટ્રમાં આબાલવૃદ્ધ સૌને સારી રીતે જાણીતી છે, તે બધીની અહીં
નરાવૃત્તિ કરાવીને વાચકનો સમય લેવાનું અમને યોગ્ય લાગતું નથી.
.ઠી ભાષામાં તુકારામના જીવનને લગતાં પાંચ–દસ ગદ્યપદ્યાત્મક
સ્તકો પ્રકટ થઇ ચૂકયાં છે, પણ તેમના અંતરંગ સ્વરૂપનો યથા-
. પરિચય કરાવે, એવું એક પણ જીવનચરિત્ર આજ સુધીમાં પ્રસિદ્ધ
યું નથી. મહાત્માઓના જીવનચરિત્ર લખવાનું કામ એકલા મહાત્મા-
ાજ કરી શકે.

तुका म्हणे अंगें व्हावें जें आपण ।
तरीच महिमान कळों येई ॥

આવું એક જગ્યાએ તુકારામ પોતેજ કહે છે, તે પ્રમાણે
તેની જીવનકથા લખવાની યોગ્યતા સંતોમાંજ હોય છે અને એવો
ઇ સંત જ્યાંસુધી એ કામ હાથમાં ન લે ત્યાંસુધી બીજા કોઇથી
ઇ શકવાનું નથી. જે સંત હોય તેજ સંતને ઓળખી શકે છે. આવી
ોગ્યતાવાળો ચરિત્રકાર પેદા થાય ત્યાંસુધી તો જે ચરિત્રો આપણી
ામે પડયાં છે, તેમના વડેજ આપણે આપણી ભૂખ ભાંગવી જોઇશે

અને તુકારામના જીવનચરિત્રને લગતા જે જે ગદ્યપદ્યાત્મક ગ્રંથો છે તે બધામાં મહિપતિરચિત તુકારામચરિત્રનેજ અગ્રસ્થાન આપીને શ્રદ્ધાળુ વાચકોએ તેના વડેજ પોતાની તૃષા છીપાવવી પડશે. સત્ય કહીએ તો તુકારામનું સાચું જીવનચરિત્ર તેમના પોતાના અભંગોમાંજ આપણને જોવા મળે છે. તુકારામ અખંડ અવિરત ભગવતસ્ફૂર્તિ-યુક્ત અવસ્થામાં ચાર કરોડ અભંગ બોલી ગયા હતા. તે બધા જો આજે આપણી પાસે હોત તો તે અભંગોનેજ આપણે તેમનું સર્વોત્તમ જીવનચરિત્ર માની લેત; પણ આજે તો આપણી પાસે ફક્ત સાડાચાર હજાર અભંગોજ છે અને આપણે તેટલી સામગ્રીના ઉપર-જ બધો આધાર રાખવો પડે છે. કયા પ્રસંગે અને કેવી અવસ્થામાં તેમના મુખમાંથી કયા કયા અભંગ નીકળી ગયા, તેની સુવ્યવસ્થિત અને આધારયુક્ત માહિતીની સાથે તેમની રચેલી ગાથાઓનો સંગ્રહ છપાઇને તૈયાર થઇ જાય તો કેવી મજેની વાત થઈ જાય ? પણ આપણું–મર્ત્ય લોકના માનવીઓનું એવું સદ્‌ભાગ્ય ક્યાંથી ? તેટલા માટે તો પરંપરાથી પ્રાપ્ત થયેલા ફક્ત સાડાચાર હજાર અભંગોના ઉપરજ બધો આધાર રાખીને આપણે બેસી રહેવું પડે છે. તુકારામે '**धर्मरक्षावया सार्ठीं**' (ધર્મની રક્ષા કરવા) અને '**बोलिले जे ऋषि तें साचभावें वर्तावया सार्ठीं**' (ઋષિઓ જે કહી ગયા છે તેને યથાર્થ રીતે અમલમાં મૂકવા માટે) અવતાર લીધો હતો અને જે સંદેશો આપીને તેમને પાંડુરંગે આ સંસારમાં મોકલ્યા હતા તે ભક્તિનો સંદેશો તેમણે દાડી પીટીને લોકોને સંભળાવ્યો હતો અને '**मारग हा सोपा सुखरूप**' (આ સરલ અને સુખરૂપ માર્ગ) તેમણે દુનિયાને બતલાવી દીધો, એ તેમણે ભારે મહત્ત્વનું કામ કર્યું હતું અને જગતના ઉપર ઉપકાર કરવામાંજ તેમણે પોતાના નરતનુનો પૂરો ઉપયોગ કર્યો હતો. આજ તેમનું ચરિત્ર. તેમનું ચરિત્ર એટલે તેમણે પોતાના આચરણ વડે–વર્તન વડે જે બનાવ્યું હોય તે. '**चर्**' ધાતુનો અર્થ 'વર્તવું' અથવા આચરણ કરવું" એવો થાય છે. જેણે કાંઇક કરી બતાવ્યું હોય તેનું ચરિત્ર તેજ ખરેખરૂં 'ચરિત્ર' કહેવાને યોગ્ય છે. તુકારામે અભંગ રચી બતાવ્યા છે, એટલે તે અભંગોનેજ તેમના

ચરિત્રનું ધ્યાન આપવું જોઇએ. વેદ જેવા અનાદિ છે, તેવા આ અભંગો પણ અનાદિ છે. તેમની સ્વરૂપસ્થિતિમાંથી નીકળેલા સ્વાભાવિક ઉદ્ગાર હોઇ તેમનો કલ્પાંતે પણ નાશ થવાનો ભય નથી. તેમના એકેએક અભંગ તેમની પૂર્ણ અવસ્થામાંજ રચાયા છે; તેમના અમુક અભંગો તેમની પરિપક્વ અવસ્થામાં લખાયા છે, એવું પ્રાર્થનાસમાજવાળા કહે છે, પણ તે તેમની ભૂલ છે. તુકારામે પોતાને વિષે જે કહ્યું છે તે સ્પષ્ટજ કહ્યું છે કે, "મને સ્વપ્નમાં સદ્ગુરૂએ ઉપદેશ દઇને કૃતાર્થ કર્યો ત્યાર પછી તરતજ મને કવિત્વની સ્ફૂર્તિ થઇ આવી." સદ્ગુરૂની કૃપા પ્રાપ્ત થયા પછી કાચાપણાને રહેવાનો અવકાશજ હોતો નથી; આટલું છતાં પણ જો કોઇના મનમાં એવી શંકા આવે કે, "ત્યારે એવા તો ઘણાય અભંગો છે કે જેમનામાં તુકારામની કાચી અવસ્થા સ્પષ્ટ દેખાઇ આવે છે, તેનું શું કારણ?" આ શંકાનો ઉત્તર એ છે કે જગતનો ઉદ્ધાર કરવાના હેતુથી તેમણે અભંગોની રચના કરી હતી. અર્થાત્ લોકોને સન્માર્ગ બતાવવાને સારૂ નાના પ્રકારની વૃત્તિઓને પોતે ધારણ કરીને તે તે વૃત્તિને યોગ્ય ઉદ્ગાર તેમણે કાઢ્યા હતા. જડજીવોને ઇશ્વરનું ભાન શી રીતે કરાવવું, તેમના અંતઃકરણમાંથી દુર્વિકારોને શી રીતે દૂર કરવા, દેવને સર્વસ્વ અર્પણ કરી દેવાનો પાઠ તેમને કેવી રીતે શીખવવો, આવા આવા અનેક શુભ હેતુપૂર્વક તેમણે પોતાના ઉદ્ગાર પ્રકટ કર્યા છે છોકરાની યોગ્યતાનો વિચાર કરીને મહેતાજી તેમને સારૂ કોઇ વાર નાના અને કોઇ વાર મોટા અક્ષર લખી બનાવે છે, તે પ્રમાણે તુકારામ પોતે તો પૂર્ણ થઇ ગયા હતા, તોપણ તેમણે સતજનોના કલ્યાણને માટે તેમના જુદા જુદા અધિકારને લક્ષમાં રાખીને નાના પ્રકારનો બોધ કર્યો છે, તેથી કરીને તેમાં કાચાપાકાનો સવાલજ રહેતો નથી. તુકારામ પોતેજ કહે છે કે —

अर्भकाचे सार्ठी । पंतें हातीं धरिली पाटी ॥
तैसे संत जगीं । क्रिया करूनि दाविती अंगीं ॥

કહેવાનું તાત્પર્ય એ છે કે તુકારામનું સાચું જીવનચરિત્ર તો તેમના પોતાના અભંગોમાંજ છે, અને ' विश्वासानें आणि आदरानें '

(શ્રદ્ધા અને આદરસહિત) જેઓ તેમનું નિત્ય શ્રવણમનન કરશે તેમને સંત તુકારામના અંતરંગ જીવનની સાથે થોડો થોડો પરિચય થવા લાગશે અને આવો અભ્યાસ દૃઢ થઇ ગયા પછી તેઓ આવા શુદ્ધચિત્તવાળા પુરુષના ઉપર પૂર્ણ કૃપા કરશે, એમાં અમને લેશ માત્ર પણ સંદેહ રહેતો નથી. વળી એજ પ્રમાણે બીજો લક્ષ્યમા લેવા જેવો મુદ્દો એ છે કે આ બધાજ અભંગ તેમની પૂર્ણ અવસ્થામાથી ઉદ્‌ભવેલા છે–અર્થાત્ એ બધા અભંગ પણ અખંડ વિઠ્ઠલરૂપજ છે, તેથી તેમની સર્વની યોગ્યતા એક સરખી અને વેદના મંત્રોના સમાનજ માનવી જોઇએ. **'तयांचे विसाट शब्द, सुखें म्हणो येति वेद'** એવો સંતવચનોને વિષે જ્ઞાનેશ્વરનો અભિપ્રાય છે.

૨. તુકારામનું સાચું જીવનચરિત્ર તેમના અભંગોમાંથીજ આપણને પ્રાપ્ત થવું જોઇએ, એવું અમોએ હમણાં કહ્યુ તો ખરૂં, તોપણ લોકાચારને અનુસરીને તથા અર્વાચીન શોધકોએ કરેલી શોધખોળનો પૂર્ણ ઉપયોગ કરીને અત્રે તેમના જીવનચરિત્રના સંબંધમાં ચાર શબ્દો કહેવામા આવે છે. તેમનો જન્મ કયારે થયેલો, તેમને તેમના ગુરુએ ક્યારે ઉપદેશ દીધેલો તથા તેમણે આ જગતમાંથી પ્રયાણ કયારે કર્યું, તેના સંબંધમાં કોઇ પણ ગ્રંથની અંદર કશુજ નિશ્ચયપૂર્વક કહેવામાં આવ્યું નથી, તો પણ તેમનો પ્રયાણકાળ શકે ૧૫૭૧ મા થયેલો, એ વિષે કશો સંશય નથી. મહિપતિ પોતાના ભક્તવિજય નામના પુસ્તકમા લખે છે કેઃ—

**एकविसाव्यांत विपरीत काळ । तुकयासी पातला तत्काळ॥**

આટલું લખ્યા પછી તે આગળ જતા લખે છે કેઃ—

**पूर्वार्धं संपलें ऐसा रीती । दुःखें देखिलीं नानारीती ॥**

આ ઉપરથી એવું સમજી શકાય છે કે તુકારામના જીવનનો પૂર્વાર્ધ જ્યારે પૂરો થયો હશે, ત્યારે તેમનું વય એકવીસ વર્ષનું હોવું જોઇએ. એ હિસાબે તેમનો જન્મ શકે ૧૫૩૦ માનવો પડે છે. વારકરી પંથની મારફતે તુકારામની જે વંશાવળી હાથ લાગી છે, તેને આધારે અહમદનગરના રા૦ ભારદે તુકારામનો જન્મકાળ શકે ૧૫૨૦

ના માઘ વદી ૫ ને ગુરુવારે લગભગ નિશ્ચયપૂર્વક બતાવે છે. તેમને પોતાને ગુરુપદેશ થયેલો, તેના સંબંધમાં તેઓ પોતેજ એક જગ્યાએ પોતાની ગુરુપરંપરા બતાવી દેતાં લખે છે કેઃ—

केशव चैतन्य राघव चैतन्य । सांगितली खूण माळिकेची ॥
बाबाजी आपुलें सांगितलें नाम । मंत्र दिला रामकृष्ण हरि ॥
माघ शुद्ध दशमी पाहोनि गुरुवार । केला अंगीकार तुका म्हणे ॥

હવે માઘ શુકલા દશમીને દહાડે ગુરુવાર આવતો હોય એવી એકલી શકે ૧૫૪૧ નીજ સાલ છે, એવું પંચાગો જોતાં જણાય છે. મહિપતિએ બતાવેલા તુકારામના જન્મકાળમાં અને તુકારામના ઉપર ટાંકેલા ઉદ્ગારને આધારે સાબિત થતા તેમના જન્મકાળમા દશ વર્ષનો ફેર પડી જાય છે; તેનું કારણ એવું હોવું જોઇએ કે મહિપતિએ તુકારામના જન્મની ચોક્કસ સાલ બતાવી નથી, પણ તેમના એકવીસમા વર્ષમાં તેમના ઉપર સાંસારિક વિપત્તિઓ તૂટી પડી, તે વખતે તેમના જીવનનો પૂર્વાર્ધ પૂરો થયો હતો એવું મહિપતિએ સાધારણ રીતે કહ્યું હોય એવું દેખાય છે. આ બધાનો સામટો વિચાર કરી જોતા આપણે તુકારામનો જન્મ શકે ૧૫૩૦ ને બદલે ૧૫૨૦ માં થયેલો માનીએ તો કશી હરકત નથી—અર્થાત્ તુકારામનો જન્મ શકે ૧૫૨૦ ના માઘ વદી પંચમી ને ગુરુવારે થયેલો અને શકે ૧૫૪૧ના માઘ શુકલા ૧૦ ને ગુરુવારે તેમને ગુરુએ ઉપદેશ દીધો, એવો ભારદેએ કરેલા વિવેચનનો સારાંશ છે. વળી રા. રાજવાડે વાઇ ગામના એક વારકરીને ઘેરથી મળી આવેલી તુકારામની વંશાવળીને આધારે એવા નિશ્ચય પર આવે છે કે, તેમનો જન્મ શકે ૧૪૯૦ની આસપાસ થયો હોવો જોઇએ અને તેમને ગુરુએ ઉપદેશ દીધો તે પ્રસંગ શકે ૧૫૨૦માં વિલંબ નામના સંવત્સરમા માઘ શુદ ૧૦ને ગુરુવારે બન્યો હોવો જોઇએ. ભારદેના મત પ્રમાણે તુકારામનું કુલ આયુષ્ય ૫૦ વર્ષનું હતું અને રાજવાડેએ કરેલી ગણત્રી પ્રમાણે તેમનું આયુષ્ય ૮૦ વર્ષનું ઠરે છે. તુકારામ શકે ૧૫૭૨માં વિરોધી નામના સંવત્સરના ફાગણ વદમાં શનિવારને દહાડે સદેહે વૈકુંઠ ચાલ્યા ગયા. તેમની

એક ગોદડી અને કરનાલની જોડી ફાગણ વદ પાંચમ ને સોમવારે મળી આવ્યાં હતાં અને તેજ દહાડે તે પોતાની ભાગીરથી નામની એક દીકરીને મળવાને સારૂ પાછા આવ્યા હતા; એ તિથિ વારકરી પંથના લોકો પવિત્ર માને છે. પંચાગ ઉપરથી પણ ફાગણ વદ પાંચમને દહાડે સોમવાર આવે છે. તુકારામનો જન્મકાળ આજ સુધી અનિશ્ચિત છે, પણ તેમનો નિર્વાણકાળ તો ચોક્કસજ છે, એમાં કોઇને કશી શંકા નથી.

૩. પૂનાથી ઉત્તર દિશામાં દશ ગાઉને અંતરે ઇન્દ્રાયણી નદીને કિનારે દેહુ નામના ગામડામા તુકારામના વડવાઓ રહેતા હતા. તેમની અટક મોરે હતી. તેઓ જાતના 'કણબી–શૂદ્ર' હતા અને કરિયાણું, અનાજ વગેરે ખરીદીને વેચવાનો ધધો કરતા હતા અને એ વેપાર વડે તેઓ આબરૂભેર પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા હતા. તેમના કુળદેવ પંઢરપુરના રાજા પાડુરંગ હતા અને તેમના ઘરમાં પંઢરપુરની વારી પણ થતી હતી. તુકારામથી આઠમી પેઢીએ વિશ્વંભર બુવા નામના એક તેમના પૂર્વજ મોટા ભક્ત થઇ ગયા હતા અને દેહુ ગામમાં આજે આપણે જે વિઠોબાનું મંદિર જોઇએ.છીએ, તે પ્રથમ તેમનું બંધાવેલું હતું. તેમને માટેજ દેવ પંઢરપુરથી ચાલીને ત્યા આવ્યા હતા. તેમણે દર પખવાડિયે એક વાર પંઢરપુરની યાત્રા કરવાની વારી લીધી હતી. તેમની પત્ની આમાબાઇ પણ ઘણી ભાવિક હતી. તેમના બે દીકરા એક હરિ અને બીજો મુકુંદ લડાઇમાં માર્યા ગયા અને મુકુંદની સ્ત્રી સતી થઇ ગઇ. હરિની સ્ત્રી તેના પતિના મરણ વખતે સગર્ભા હતી, તેને એક છોકરો સાંપડ્યો, તેનું નામ વિઠોબા પાડયું. એ વિઠોબાનો છોકરો પદાજી, પદાજીનો શંકર, શંકરનો કાન્હોબા, કાન્હોબાનો બોલ્હોબા અને બોલ્હોબાના પુત્ર તે આપણા તુકારામ. તેમના સાત આઠ પૂર્વજો આષાઢી અને કાર્તિકી પૂર્ણિમાની વારીઓ બરાબર નિયમસર કરતા હતા; અને તેઓ બધાજ પંઢરીનાથના એકનિષ્ઠ ભક્તો હતા. તુકારામ પોતે કહે છે કે: **"सहज वडिलां होती सेवा। म्हणूनि पूजितों या देवा॥"** આ બધાનાં પુણ્ય ભેગા થઇ ગયાં અને **"शुद्ध बीजापोटीं। फळें रसाळ गोमटीं॥"** (જાતવાન કેરીના ગોટ-

લામાંથી સરસ આંબો પેદા થાય છે) એ ન્યાયે આખા મોરેવંશને઼ ઉદ્ધાર કરનાર અને ત્રણે લોકોમાં પોતાના સુયશની ધ્વજા ફરકાવનાર સુપુત્ર બોલ્હોબાની સ્ત્રી કનકાઇને પેટે જન્મ્યો. ધન્ય છે તે કનકાઇ માતાની કૂખને કે જેના દ્વારા આવા દિવ્ય રત્નને઼ સંસારને લાભ થયો' ધન્ય છે તે દેહુ ગામને કે જેણે આવા પરમ ભગવદ્ભક્તને પેદા કર્યો અને આપણા મહારાષ્ટ્ર દેશની ભૂમિને પણ ધન્ય છે કે જ્યાં જ્ઞાનેશ્વર મહારાજે જેને઼ પાયો નાખ્યો હતો, નામદેવે જેનો વિસ્તાર કર્યો હતો અને એકનાથે જેના ઉપર ધ્વજા ચઢાવીને આખા જગતભરમાં પ્રસિદ્ધ કરેલી ભગવદ્ધર્મરૂપી લોકોત્તર અને દિવ્ય ઇમારતના ઉપર કળશ ચઢાવીને તે સંપૂર્ણ બનાવવાને સારૂ ઉપર ગણાવેલા ત્રણે સંતોની બરોબરી કરે એવા તુકારામરૂપી હીરો જેને સાંપડ્યો' બોલ્હોબા અને કનકાઇએ કરેલી વિઠ્ઠલની ભક્તિના પૂર્ણ ફળરૂપે તેમને પેટે સાવજી, તુકોબા અને કાન્હોબા, એવા ત્રણ દીકરાઓને઼ જન્મ થયો. જેમના વંશમાં પરંપરાથી પવિત્ર સંસ્કાર ચાલ્યા આવ્યા હોય તેમના ઘરમાજ આવો શુદ્ધ આત્મા જન્મ ગ્રહણ કરે છે. આઠ પેઢીથી ચાલી આવેલી વિઠ્ઠલની ભક્તિને઼ પૂર્ણ ઉત્કર્ષ તુકોબાની અંદર થઇ ગયો.

૪. તુકોબાએ પોતાના જીવનને઼ પૂર્વાર્ધ પોતાનાજ શબ્દોમાં વર્ણવ્યો છે; બીજાઓએ આપેલી હકીકતોના કરતાં પોતાની હકીકત સંતે પોતાને મોઢેથીજ કહી હોય, તેને આપણે તેમને મોઢેથીજ સાંભળીએ એ વધારે ઉચિત છે. તુકારામ કહે છે કે—

यातिं शूद्रवंश केला वेवसाव। आदि तो हा देव कुळपूज्य ॥
नये बोलो परि पाळिलें वचन। केलियाचा प्रश्न तुम्ही संती ॥
संवसारें जालों अति दुःखें दुःखी। मायबाप सेखीं क्रमिलियां ॥
दुष्काळें आटिलें द्रव्यें नेला मान। स्त्री एकी अन्न अन्न करितां मेली
लज्जा वाटे जीवा त्रासलों या दुःखें। वेवसाय देखें तुटी येतां ॥
देवाचें देऊळ होतें तें भंगलें। चित्तासी जें आलें करावेसें ॥
आरंभी कीर्तन करी एकादशी। नव्हतें अभ्यासी चित्त आधीं ॥
कांहीं पाठ केली संतांचीं उत्तरें। विश्वासें आदरें करोनियां ॥

गाती पुढे त्यांचें धरावें ध्रुपद । भावें चित्तशुद्ध करोनियां ॥
संतांचें सेवीलें तीर्थ पायवणी । लाज नाहीं मनीं येऊं दिली ॥
ठाकला तो कांहीं केला उपकार । केलें हें शरीर कष्टऊनी ॥
वचन मानीलें नाहीं सुहृदांचें । समूळ प्रपंचे वीट आला ॥
सत्य असत्यासी मन केलें ग्वाही । मानीयेलें नाहीं बहुमता ॥
मानियेला स्वप्नीं गुरुचा उपदेश । धरिला विश्वास दृढनामीं ॥
यावरीयां जाली कवित्वाची स्फूर्ती । पाय धरिले चित्तीं विठोयाचे
निषेधाचा कांही पडिला आघात । तेणें मध्यें चित्त दुखविलें ॥
बुडविल्या वह्या बैसलों धरणें । केलें नारायणें समाधान ॥
विस्तारीं सांगतां बहुत प्रकार । होईल उशीर पुरे आतां ॥
आतां आहे तैसा दिसतो विचार । पुढील प्रकार देव जाणे ॥
भक्ता नारायणानुपेक्षी सर्वथा । कृपावंत ऐसें कळों आलें ॥
तुका म्हणे माझें सर्व भांडवल । बोलविले बोल पांडुरंगे ॥

૫. આ સુંદર અભંગના ઉપર આપણે સારી રીતે વિચાર કરવો જોઇશે. (અ) સંસારના તાપમા પોતે સારી રીતે તપ્યા, તેથી તુકોબાને ખુબ દૃઢ વૈરાગ્યની પ્રાપ્તિ થઇ. નાનપણમાં તેમના માબાપ મરી પરવાર્યાં, મોટા ભાઇ સાવજી સંન્યાસી થઇ ગયા અને તેથી ઘરસંસારનો બધો બોજો તુકારામના માથા ઉપર આવી પડ્યો. દુષ્કાળ પડયો તેથી ઘરની પૂંજી પરવારી ગઇ અને ઇજ્જત–આબરૂ પણ ગઇ. પહેલી સ્ત્રી રખુબાઇનો અન્ન અન્ન કરતા કરતાં પ્રાણ ગયો. શિવાજી નામનો તેમનો સૌથી પહેલો દીકરો મરણ પામ્યો. તેમની બીજી વારની સ્ત્રી જે પુનાના આપ્પાજી ગુળવેની પુત્રી અવલાઇ ઉર્ફે જિજાબાઇ ખારસી, તેમના માથામાં મારે એવી નીવડી. ધંધારોજગારનું તળિયું આવી ગયું અને લેણદેણનું દેવાળું કાઢવું પડયું; આટલી બધી વિપત્તિનો માર તુકોબાને તેમની એકવીસ વર્ષની ઉમ્મરમા પડ્યો અને તેથી કરીને દુઃખના સંતાપને લીધે તેમનું મન સંસારના પ્રતિ ઉદાસીન બનતું ગયું, અને એમ કરતાં કરતા તેમને પૂર્ણ નિર્વેદની અવસ્થા પ્રાપ્ત થઇ ગઇ. સાધારણ માણસ આટલી બધી વિપત્તિના ભાર

નીચે દબાઇ જાય, પણ તુકોબાએ વિપત્તિનો ઉપયોગ પોતાની આત્મિક ઉન્નતિ કરવામા કરી લીધો. જે જે બીનાઓ બની તેમને માટે તેમના મનને દુઃખ તો થયું જ હતું, પણ સ્થિતપ્રજ્ઞ પુરુષની પેઠે તેમણે એવું માની લીધું કે એ વિપત્તિઓ દેવે મારા કલ્યાણને સારૂજ મોકલી છે. **'वरे झालें देवा निघालें दिवाळें'** એ પંક્તિથી શરૂ થતા એક અભંગમાં તેમણે ફરીથી પોતાની આત્મકથા કહી છે—

**वरें झालें देवा वाईल कर्कशा। वरी हे दुर्दशा जनांमध्यें ॥**
**अनुतापें तुझें राहिलें चिंतन। जाला हा वमन संवसार ॥**
વળી-**जें कांहीं करितो तें माझें स्वहित।**
**आलीसे प्रचीत कळों चित्ता ॥**

અનુતાપ એ પરમાર્થનું પહેલું પગથિયું છે. (આ) સંસાર તુકારામને ઓકેલા ધાનના જેવો લાગવા માંડ્યો અને ત્યારપછી તેમનું ચિત્ત પરમાર્થ તરફ વળી ગયું. પોતાની પરમાર્થબુદ્ધિને દૃઢ કરવાના હેતુથી તુકારામે જીર્ણ થવા આવેલા વિઠ્ઠલમંદિરનો જીર્ણોદ્ધાર કરાવવા માંડ્યો, એકાદશીના ઉપવાસ કરવાનો નિયમ લીધો અને કીર્તન કરવાનું શરૂ કર્યું; પણ શરૂઆતમાં તેમના કીર્તનોમાં રસની જમાવટ થઇ નહિ, શુષ્ક લાગ્યાં; કારણકે **'नव्हतें अभ्यासीं'** તેમને અભ્યાસ ન હતો. પછી શ્રદ્ધા અને આદરપૂર્વક તેમણે જ્ઞાનેશ્વર, કબીર, નામદેવ, એકનાથ વગેરે સંતોનાં વચનોનો સ્વાધ્યાય કરવા માંડ્યો અને તેમના મનનપૂર્વક તેમાં તદ્રૂપ થઇ જવાનો અને હરિદાસો (કથાવાચકો) ની પાછળ ઊભા રહી **'भावें चित्तशुद्ध करून'** (ભાવ વડે ચિત્તને શુદ્ધ કરીને) ધ્રુપદ ગાવાનો તેમણે અભ્યાસ કરવા માંડયો; તેમણે સંતોના ચરણનું સેવન કર્યું અને તેમ કરવામાં **'न लाज नाहीं मनीं येउं दिली!'** (મનને શરમ કે સંકોચ થવા દીધો નહિ.) પ્રપંચ માત્ર ઉપર તેમને ભારે સૂગ આવી ગઇ, તેથી સગાં-સબંધીઓની વાતો કાને ન સાંભળતા તેમણે **'चित्तीं एक, रखुमाईचा पति'** પોતાના મનથી એકલા રખુમાઇના સ્વામી વિઠ્ઠલનેજ પકડી લીધા. આ રીતે તુકારામે ચિત્તશુદ્ધિનો રસ્તો દૃઢ નિશ્ચયપૂર્વક ઝાલી લીધેલો હોવાથી

તેમનામા ઉપદેશ કરવાની શક્તિ ઝળકી નીકળી પડુ પડુ થઇ ગયેલ દેવમદિરને સમરાવવુ, કીર્તનો કરવા, એકાદશીના નત આચરવા લોકલાજને પગતળે દબાવીને ખરા મનથી સતોની સેવા કરવી, શરીરે કષ્ટ વેઠીને પણ પારકાનુ ભલુ થાય એવા કાર્યો કરવા, આવો તેમની સાધનાનો કાર્યક્રમ હતો તે બધાનુ પરિણામ એ આવ્યુ કે તેમની દેહબુદ્ધિ બળીને ખાક થઇ ગઇ અને તેમને અતર્બાહ્ય શુદ્ધિ પ્રાપ્ત થઇ ગઇ (ૠ) તેમનામા જ્યા આટલી યોગ્યતા આવી ગઇ એટલે તે જોતાજ બાબાજી ચૈતન્યે તેમને 'રામકૃષ્ણ હરિ' એવો મીઠો અને અતિ સરળ મન્નનો ઉપદેશ કર્યો ત્યારપછી તુકારામ નામજપ કરવાને સારૂ ભડાનાના પહાડ ઉપર ચા યા જતા અને ત્યા એકાતમા અમુક વખત સુધી તેઓ રહેતા એ વિષે તુકારામ પોતેજ કહે છે કે, **तुका म्हणे रामनामीं। कृतकृत्य झालों आम्ही॥** (ૠ) પોતે કૃતાર્થ થઇ ગયા એટલે **वाचेसीया झाली कवित्वाची स्फूर्ति।**' તેમને કવિતા કરવાની અતપ્રેરણા થઇ આવી આવુ થયુ એટલે લોકોના ઉપર ઉપકાર કરવાના હેતુથી તુકોબા અભગ રચતા થઇ ગયા, પણ તેમ કરવા જતા તેમના ઉપર એક મોટુ વિઘ્ન આવીને ઊભુ રહ્યુ વાઘોલી ગામના એક રામેશ્વરભટ્ટ વિદ્વાન, રાજદરબારમા સન્માનયોગ્ય અને પ્રભાવશાળી વ્યક્તિ હતા તુકારામ વેદના અર્થો યુક્ત મરાઠી ભાષામા અભગ રચે, તે રામેશ્વર ભટ્ટથી સહન થયુ નહિ તેથી તેમણે દેહુના પટેલિયાઓને ભેગા કરીને તુકારામને ગામ બહાર કરા યા અને તેમના રચેલા અભગોની પોથી ઇન્દ્રાયણી નદીના એક ઊડા દરામા ફેકાવી દીધી પહેલા એક વાર લેણ દેણના ખત-દસ્તાવેજ પાણીમા ફેકી દઇને તેમણે પોતાના સસારના ઉપર પાણી ફેરવ્યુ હતુ અને પોતાની કવિતાઓને પાણીમા ડુબાડી દઇને તેમણે પોતાના પરમાર્થ ઉપર પાણી ફેરવ્યુ, એવુ સમજીને ગામના લોકોએ તુકારામ બુવાનો ખૂબ ફજેતો કરવા માડયો આ વખતે તુકોબા તો નદીકિનારે એક પથ્થરની મોટી શિલાના ઉપર શોકગ્રસ્ત થઇને પડી રહ્યા આ બાજુએ પૂનાના નાગનાથ મહાદેવના મદિરમા અનઘડ સિદ્ધ નામનો એક ઓલિયો રહેતો હશે, તેની પાસે રામેશ્વર ભટ્ટ ગયા ત્યા સ્નાન કરતા તે ખૂબ દાઝયા અને તેમના દાહનુ શમન થતુ

ને હતું, તેથી તે આનંદી ગયા. બીજી બાજુએ દેહુ ગામમાં એવો ચમત્કાર થયો કે જે દહાડે તુકારામે પોતાની કવિતાઓ ફેંકી દીધી હતી, તેનાથી બરાબર ચૌદમી સાંજ વેળા ઇન્દ્રાયણીના દરા ઉપર તરવા લાગી. તુકોબાના જીવને શાંતિ થઇ, આનંદ થયો અને "**घोर अन्याय केला तुझा अंत म्यां पाहिला**" ઇત્યાદિ સાત અભંગ તેમણે ત્યાં ને ત્યાં રચી કાઢયા. પછી જ્યારે રામેશ્વર ભટ્ટ તુકારામને બીજીવાર મળ્યા ત્યારે "**चित्त शुद्ध तरी शत्रु मित्र होती**" એવો અભંગ તુકારામે તેમને સંભળાવ્યો, ત્યારે રામેશ્વર ભટ્ટને શરીરે જે બળતરા થતી હતી તે ટાઢી પડી. ત્યારપછી રામેશ્વર તુકારામને શરણે ગયા અને તેમના શિષ્ય થયા. આ બધી હકીકત તુકારામે સ્વમુખે વર્ણવી છે. એ અભંગોની અંદર તુકારામે પોતાનો અનુભવેલો એક સિદ્ધાન્ત બતાવ્યો છે કે, "**भक्ता नारायण नुपेक्षी सर्वथा । कृपावंत पैसें कळों आले**" (નારાયણ પોતાના ભક્તની ઉપેક્ષા કરતા નથી એવા તે કૃપાવંત છે, તે મારા સમજ્યામાં આવી ગયું.) એ વચન મનનશીલ વાચકના ચિત્તની આરપાર નીકળી જાય છે અને કૃપાવંત નારાયણ ભક્તોની ઉપેક્ષા કરતાજ નથી, એવો વિચાર મનમાં આવતા હૈયું ભરાઇ આવે છે અને આંખોમાં આસુ ઉભરાઈ જાય છે. તુકારામનો આત્મચરિત્ર ઉપર રચેલો આ એકજ અભંગ મુમુક્ષુઓને આગળનો માર્ગ બતાવવામા ઘણોજ ઉપયોગી નીવડે એવો છે.

૬. પછી તુકારામ સ્થિતપ્રજ્ઞ થઇ ગયા અને તેમનું મન તથા ઇન્દ્રિયો તેમના કાબૂમાં આવી ગયાં. આખા સંસારને મોહવશ કરી દેનાર બે વસ્તુઓ કનક અને કામિની, તેમના મોહ ઉપર તુકારામે જય મેળવ્યો, પણ તે બેને જીત્યા પછી તેમને માટે સંસારમાં રહ્યું પણ શું? કામિની એટલે સ્ત્રી. પરસ્ત્રીનો લોભ કરવો એ તો જાણે પાપજ કહેવાય, પણ પોતાની સ્ત્રીનો લોભ એ કાંઇ ઓછો અનર્થકારક નથી. તુકારામની સ્ત્રી જિજાબાઇ કેવી હતી તે વિષે તુકારામ કહે છે કે, "**बाईल कर्कशा असल्यामूळें माझी जनांत दुर्दशा**" (બાઇડી કર્કશા નીકળી તેથી મારી દુનિયામાં દુર્દશા થઇ) તોપણ

જિજાબાઇ ગમે તેવી તોય પતિ ભક્ત તો હતીજ. ભણીને અવડાવ્યા પછી પોતાના ગોદામાં અન્નનો દાણો પણ મૂકતી ન હતી રોટલા ની પોટલી માથે મૂકીને તે બાઇ બિચારી તુકારામની શોધમાં જંગલે જંગલ ભટકી વળતી. જિજાબાઇ અને તુકારામની લડાઇ એ તો પ્રવૃત્તિ, નિવૃત્તિની લડાઇના જેવી હતી બેઉમાંથી કોઇનો વાંક કાઢી શકાય એવુ નથી.

गोणी आली घरा । ताणे खाऊं नेदी पोरां ॥
भरी लोकांची पांटोरी । मेला चोरटा खाणोरी ॥

આવી રીતે જિજાબાઇ સંતાપ કરતી અને કહેતી કે, "काय तरी देऊं तोडितील पोरें। मरती तरी चरे होतें बातां" તે જ્યારે આવુ કહેતી ત્યારે તુકારામ તેને જવાબ આપતા કે, "तुका म्हणे खोटा । रांडे संचिता घा सांठा!" જિજાબાઇ જ્યારે પોતાના છોકરાની હાલત તરફ જુએ ત્યારે તેના મનને બળાપો થાય, એ તદ્દન સ્વાભાવિક છે, પણ તુકારામ કાંઈ જુદી વસ્તુ તરફ જોતા હતા તેમની અવસ્થા એવી હતી કે, 'प्रसंगी या नाहीं देहाची भावना' (કોઇ કોઇ વાર તેમને દેહનું ભાન પણ રહેતું નહતુ) આવી રીતે નિસ્સીમ ભગવત્-પ્રેમમા ડૂબકી મારીને તુકારામ દેહબુદ્ધિ ગુમાવી બેઠા હતા અને પોતાના સ્વરૂપના રંગમા રંગાઇ ગયા હતા અને તેમણે પોતાના દેહની રક્ષા કરવાનુ કામ પ્રારબ્ધના ઉપર છોડી દીધુ હતુ. બધો વખત તેઓ પોતાનો ભગવાનની સાથે યોગ કરી રાખવાને સારૂ તમામ ઉપાધિ ઓથી મુક્ત થવા ઇચ્છતા હતા, તેથી તેમને જિજાબાઇની ફરિયાદ જૂઠી કચકચ જેવી લાગે, એ પણ તેમના જોવાને માટે સ્વાભાવિક છે. જિજાબાઇ તુકારામને વિષે ફરિયાદ કરતી કે —

उठिलें तें कुटिलें टाळ । अवघा मांडिला कोल्हाळ ॥
जीवतचि मेले । लाजा वाटूनिया प्याले ॥

(ઊઠતા વારનેજ મંજીરા કૂટવા મંડી જાય છે અને આખો દિવસ ગોકિયારૂ મચાવી મૂકે છે એણે તો મને જીવતીજ મારી નાખી છે)

આવું કહીને તુકારામની આસપાસ એકઠા થયેલા વૈષ્ણવ તોની તરફ જોઇને જિજાબાઇ તડૂકતી અને તુકારામને પણ ફટ-રતી ત્યારે તે તેને કહેતા કે:—

फोण घरा येतें आमुच्या फाशाला ।
फाय ज्याचा त्याला नाहीं धंदा ॥
देवासाठीं झालें ब्रह्मांड सोईरें ।
फोमळ्या उत्तरें काय वेचे? ॥
मानें पाचारितां नव्हे आराणूक ।
ऐसे येती लोंक प्रीतीसाठीं ॥

(આપણે ઘેર જેઓ આવતા હશે તેમને શું કાંઈ ધંધો-રોજગાર દિ હોય તેથી આવતા હશે? આખું વિશ્વ દેવનું છે અને દેવને સારૂ ત્પન્ન થયું છે. મોઢેથી મીઠા બોલ બોલતાં તારે કશો ખર્ચ કરવો ડે છે? જેઓ આપણે ઘેર પ્રેમને ખાતર આવે છે, તેમની સાથે ન્માનપૂર્વક બોલવામા તને ભાર શો પડી જાય છે?)

આ રીતે તુકારામ કોઇ વાર જિજાબાઇને મીઠા અને પ્રેમાળ શબ્દો ડે શિખામણ દેતા, ત્યારે કોઇ વાર ખૂબ ખિજવાઇ જઇને તેને સારી તે તતડાવી કાઢતા અને કહેતા કે:—

तुका म्हणे रांड न फरितां विचार । वाहूनियां भार कुंथे माथां ॥

(રાંડ જરા પણ વિચાર તો કરતી નથી અને જૂઠી પોતાના માથા ઉપર બધો ભાર તાણી લઇને દુઃખી થાય છે.)

બેઉ જણ જે કાંઇ કરતાં અથવા એક બીજાને જે કાંઈ કહેતાં તે તેમની પ્રકૃતિને જોતાં સ્વભાવિકજ હતું. તેમાં કોઇનો દોષ કાઢવા જેવું હતું નહિ, પણ આ માબાપની લડાઇમાં તેમને પેટે જન્મેલાં છોકરાંને વચ્ચે પડીને બોલવાનો કશો અધિકાર ખરો કે નહિ? તુકારામ તો કહેતા કે છોકરાં પણ ડાહ્યાં-ડમરા થઇને બેસી રહે, એજ તેમને માટે ઉત્તમ છે. આ પ્રમાણે પોતાના ઘરસંસાર તરફ લક્ષ્ય આપવાની કે પોતાની સ્ત્રી તરફ લક્ષ્ય આપવાની જે તુકારામને એક

પળ વારની પણ ફુરસદ ન હતી, તે પત્નીના બળી તો જોઈ'
કેવી રીતે ? એક વાર કોઈ રૂપાળી સ્ત્રી તુકારામને મોહવા જોઈને ફુ
વિચારથી તેમની પાસે ગઈ, ત્યારે તુકારામે તેને 'માતુશ્રી' કહીને
સંબોધી અને તેને પાછી કાઢી, તે પ્રસંગને અનુલક્ષીને તુકારામ કહે છે:

स्त्रियांचा तो संग नको नारायणा। काष्ठा या पाषाणा मृत्तिकेच्या

× × ×

परावीया नारी रखुमाई समान। हें गेलें नेमून ठायींचिंची।

તેમના વૈરાગ્યના વિષય ઉપર લખેલા ઉપરોક્ત બે અભંગો જોત "કામિની" ના આકર્ષણથી તુકારામ કેવા મુક્ત થઇ ગયા હતા સમજાય છે. હવે "કનક"ને તેમણે કેવી રીતે ઠોકરે માર્યું હતું, તેમણે શિવાજી મહારાજના ઉપર લખેલા પત્ર ઉપરથી સાબિત થા છે. સમર્થ રામદાસ સ્વામીના કૃપાપાત્ર થયા પછી શિવાજીએ તુકારામને પૂના તેડી લાવવાને સારૂ કારકુન, ઘોડા અને સિપાઈ-સરંજા લાવલશ્કર દેઉ મોકલાવ્યું હતું. તેમને તુકારામે પાછા વાળ્યા અ જવાબમાં કહેવડાવ્યું કેઃ—

निराशेचा गांव दिधला आम्हांसी। प्रवृत्तिभागासी सांडियेलें।

આટલું કહ્યા પછી તેમણે શિવાજીને સંદેશો કહાવ્યો કે:—

मांगणें नलगे सर्वज्ञ तूं राजा।
अनाथांच्या काजा साह्य व्हावें॥

તુકારામનું વૈરાગ્ય અને તેમની નિસ્પૃહતા જોઇને શિવાજીને ઘણું આશ્ચર્ય થયું. પોતાની સાથે ઝવેરાત લઇને તે પોતે તેમનું દર્શ કરવા સારૂ ગયા અને તેમની આગળ ભેટ ચઢાવી ત્યારે તુકારા તેમને પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવી કે:–

तुका म्हणे धन। आम्हां गोमांसा समान॥

તે ઉપરાંત તેમણે શિવાજીને સ્પષ્ટ કહી દીધું કે:—

मुंगी आणि राव। आम्हां सारिखाचि जीव॥
गेला मोह आणि आशा। कलिकालाचा हा फांसा॥

**सोनें आणि माती । आह्मां समान हें चित्तीं ॥**
**तुका म्हणे आलें । घरा वैकुंठ सगळें ॥**

શિવાજી પાછા પૂના તો ગયા પણ તુકારામની અમૃતવાણી સાભળીને અને તેમની નિરૂપરૂપ થઇ ગયેલી મૂર્તિના દર્શન કરીને તેમને એટલો બધો આનદ થયો કે રાજકારભારના જરૂરી કામકાજ દહાડે પૂનામા રહ્યા રહ્યા આટોપી લઇને રાતે વાણુ કર્યા પછી ઘોડા ઉપર સવાર થઇને દેહુ, લોહગાવ એ બેમાથી જ્યા રાત્રે તુકારામ કીર્તન કરવા જવાના હોય ત્યા શિવાજી હર્ષભેર ચાલ્યા આવતા તુકારામ અને શિવાજીનુ મિલન એ સ્વધર્મ અને સ્વરાજ્યના મિલનનુ સૂચક છે તુકારામના મનમાથી કનકકામિની ઉપરનો મોહ કેવો નિર્મૂળ થઇ ગયો હતો, તે ઉપરની બે વણ્ય વાતો ઉપરથી સિદ્ધ થાય છે એ ઉપરાત તે પોતે પણ કહે છે —

**एक धरिला चित्तीं । आह्मीं रखुमाईचा पती ॥**
**तेणें जालें अवघें काम । निवारिला भवश्रम ॥**
**परद्रव्य परनारी । जाल्यीं विपाचिये परी ॥**
**तुका म्हणे फार । नाहीं लागला व्यवहार ॥**

તુકારામે એક જગ્યાએ એવુ પણ કહ્યુ છે કે, "**मान दंभ चेष्टा । हे तों शूकराची विष्टा ।**" આ રીતે સ્ત્રી, પૈસા અને પ્રતિષ્ઠા અથવા દારૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા, એ ત્રણે એષણાઓથી તે ઘણાજ ઊંચે જઇને બેઠા હતા

૭ તુકારામના સ્વભાવમા જેમ જેમ ભક્તિ,વૈરાગ્ય આદિ સતના લક્ષણો પ્રકટ થવા લાગ્યા તેમ તેમ તેમની આસપાસ ભક્તમડળ જામતુ ગયુ તેમનો પોતાનો નાનો ભાઇ કાન્હોબા, ગગાધર મવાળ કડમકર, સતોબા વાઘી, જગનાડે ચાકણકર, નાનજી માળી, કોડલટ પૌરાણિક વગેરે તમામ ન્યાતજાતના ભાવિક સજ્જનો તુકારામના અનન્ય ભક્ત બની ગયા રામેશ્વર ભટ્ટ જેવા વિદ્વાન બ્રાહ્મણો, જેઓ પ્રથમ તેમની નિદા કરતા હતા, તેઓ પણ હવે તુકારામની ભક્તિ અને

તેમનામાં પ્રકટ થયેલા જ્ઞાનીના લક્ષણ જોઇને તેમને શરણે આવ્યા અને તેમના શિષ્ય થયા. સતોબા ઘાચીના હાથની લખેલી અભંગની પોથી મેં એક વાર દીઠી હતી તુકારામની કીર્તન કરવાની પદ્ધતિ પ્રેમની પરાકાષ્ઠાએ જઇ પહોંચેલી અને સાભળનારાઓને પણ સ્ફૂર્તિ કરાવી દે એવી હતી. દેવ અને ધર્મની વિરુદ્ધ જેના મનમાં પક્કી ગાઠ પડી ગઇ હતી એવો કોઇ સસારાસક્ત મનુષ્ય આઠજ દિવસ તેમનાં કીર્તન સાભળ્યા પછી પોતાના ઘર ઉપર તુલસીપત્ર મૂકીને–અર્થાત્, પોતાની બધી માનમિલકત કૃષ્ણાર્પણ કરી દઇને તુકારામનો શિષ્ય થઇ ગયો હતો એવી એક પ્રસિદ્ધ દતકથા છે લોકોના મનનુ રજન થાય એવુ બોલવાની તેમને પરવા ન હતી. તે તો દેવના મનનુ રજન કરવાને સારૂ ભક્તિભાવયુક્ત કથાકીર્તનો કરતા હતા. તેઓ કવિતાઓ રચતા હતા, તે પણ લોકોને બોધ દેવાને સારૂ અને તેમને પરમાત્માના સ્વરૂપનુ પિછાન કરાવવાને સારૂ રચતા હતા. તેમની કવિતાઓમા તેમના હૃદયની તીવ્ર લાગણીની પરાકાષ્ઠાનુ દર્શન થાય છે. જીવોના કલ્યાણને માટે તેમને એટલી સખ્ત ઉત્કંઠા હતી કે તેમણે ધૂર્ત, પાખડી, નાસ્તિક, તર્કટી, દાભિક, ધર્મદ્વેષી, આચારભ્રષ્ટ અને વામાચારી શાક્તો વગેરેના ઉપર અત્યત કઠોર ભાષામા પ્રહાર કર્યા છે.

आम्हां हें उचित जगा घाघी नील। करावे फजीत चुकती ते।

આવુ એક જગ્યાએ તેમણે પોતેજ લખ્યુ છે સ્વાર્થી પેટભરુ લોકોના ઉપર પ્રહાર કરવામા તેમણે જરા પણ કચાસ રાખી નથી

होईल तैसे बल। फजीत करावे ते खळ॥
तुका म्हणे त्यांचें। पाप नाहीं ताडनाचें॥

તેમના મુખમાથી કઠોર શબ્દ નીકળતા, પણ તે જીવોના ઉદ્ધારને માટે પોતાના અત કરણની તીવ્ર લાગણીને લીધે નીકળે છે, એનુ તેમણે એક પ્રસગે કહ્યુ છે —

जग तरी आह्मां देव। परि हे निंदिलों स्वभाव।
येतो हिताचा कळवळा। पडती हातीं म्हणोनि काळा॥

જીવો કાળના પંજામાં સપડાઇ ગયા છે, તે મારાથી જોયું જતું નથી, એટલા માટે તેમના હિતનો વિચાર કરીને હું તેમના સ્વભાવની નિંદા કરૂં છું. સર્વ જગતને વિષ્ણુમય જોવું એવો જો કે મહાવૈષ્ણવનો પરમ ધર્મ છે, છતાં તુકારામના મોઢામાંથી કઠોર વાણી નીકળી પડતી તે ઘણું ખરાબ લાગે છે, પણ તેમના જિગરમાં જીવોને માટે એટલી બધી લાગણી હતી તે રોકી શકતા નહિ. તુકારામના જેટલો જીવોને માટે ઉત્કટ ભાવ રાખનારા પરમપ્રેમાળ અને પરમદયાળુ સંત ભાગ્યેજ જોવામાં આવશે. હિતૈષીના પ્રહાર તો ફૂલના દડા છે. તુકારામના પ્રત્યેક અભંગમાં તેમની એકનિષ્ઠતા, નિઃસીમ ભગવત્પ્રેમ, સમબુદ્ધિ, અને અંતઃકરણની તીવ્ર લાગણી–એટલા ગુણ સ્પષ્ટ તરી આવે છે.

૮. તુકારામે જ્ઞાનેશ્વર, એકનાથ,નામદેવ, કબીર ઇત્યાદિ સંતોના ગ્રંથોને **'विश्वासें आदरें'** વાંચ્યાં હતા, તે તો પૂર્વે કહ્યું છે. તેમની શ્રવણભક્તિ ઘણી ભારે હતી. ગીતા, જ્ઞાનેશ્વરી, ભાગવત, નાથ ભાગવત, રામાયણ, મહાભારત, પુરાણ ઇત્યાદિ ગ્રંથો તેમણે ફરી ફરીને સેંકડો વાર વાંચી કાઢ્યા હતા, તે ઉપરાંત તેઓ પુરાણની કથાઓનું શ્રવણ કરતા હતા અને પછી ભંડારાના ડુંગર ઉપર કોઇ એકાન્ત જગ્યાએ બેસીને તેનું મનન કરતા હતા. શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરતાં કરતાં જ્યારે ચિત્તની શુદ્ધિ થઇ જાય, ત્યારે સદ્ગુરુની કૃપા પ્રાપ્ત થાય છે અને સદ્ગુરુની કૃપા થઇ ગઇ એટલેજ તેજ ક્ષણે સાધકમાં સાક્ષાત્કાર કરવાની યોગ્યતા પ્રકટી નીકળે છે. ભક્તિરસથી નીતરતા મરાઠી ભાષાના અપૂર્વ ગ્રંથ–એકનાથકૃત ભાગવતનું તુકારામે એક હજાર વાર પારાયણ કર્યું હતું, એ પ્રસિદ્ધ વાત છે. તુકારામને જ્ઞાનેશ્વરીનો અને એકનાથકૃત ભાગવતનો અતિ ઉત્તમ પરિચય હતો. તેનાં પુષ્કળ પ્રમાણ તેમના અભંગોમાંથી મળી આવે છે. તુકારામના અભંગોમાં પુરાણોની પણ અનેક કથાઓના ઉલ્લેખ જડે છે. તે ઉપરાંત તે પોતે પણ કહે છેઃ—

**पुराणींचा इतिहास । गोड रस सेविला ।**
**नव्हती हे आहाच बोल । मोकलें फोल कवित्व ॥**

પોતાના વૈરાગ્યને દઢ કરવાને સારૂ તેમણે ભર્તૃહરિના નીતિ અને વૈરાગ્યશતક પણ વાચ્યાં લાગે છે **"पैसा हा लौकिक कदा राखवे ना"** એ અભંગ ભર્તૃહરિના એક જાણીતા શ્લોકનું ઉત્તમ ભાષાંતર છે. વળી એક બીજું ઉદાહરણ—

**क्षमाशस्त्र जया नराचिये हातीं । दुष्ट तयाप्रति काय करी ॥**
**तृण नाहीं तेथें पडिला दावाग्नि । जाय तो विझोनी आपसया ।**
**तुका म्हणे क्षमा सर्वांचे स्वहित । धरा अखंडित सुखरूप ॥**

આ અભંગની સાથે સરખાવો ભર્તૃહરિનો મૂળ શ્લોક અને તેના શબ્દે શબ્દ મેળવી જુઓ —

**क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ।**
**अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥**

બીજા સંતોની માફક તુકારામે સૌથી વિશેષ આધાર **ગીતા, ભાગવત** ઉપર રાખ્યો હતો ભક્તોની દિનચર્યા કેવી હોવી જોઈએ તે વિષે તુકારામ કહે છે કે—

**गीता भागवत करिती श्रवण । आणिक चिंतन विठोबाचें ॥**

તુકારામ સારી રીતે લખી-વાંચી જાણતા હતા, એ વિષે તો શંકા કરવાનું કશું કારણજ નથી. ત્ર્યંબકેશ્વરમાં તેમના ગોરના ઘરના ચોપડાઓમાં એક પાન ઉપર તેમના હાથની સહી છે શરૂઆતના દિવસોમાં તુકારામે વાચન, અધ્યયન, શ્રવણ, મનન ઇત્યાદિ લગાતાર કર્યાંજ હતા સંતોના વચનનો યથાર્થ ઉપયોગ તો તેમણેજ કરી જાણ્યો હતો. અમસ્તા ઉપર ઉપરથી વાંચી જનારા તો ઘણાય ભણેલા-ગણેલા લોકો હોય છે, પણ દીવાની અંદરથી જેમ મેશ પેદા થાય છે તેમ વિદ્યાની સાથે સાથે અહંકાર ચાલ્યો આવે છે, એટલા માટે વિદ્વાન લોકોના કરતાં ભક્તોનું સ્થાન ઘણું ઊંચું છે, કારણકે ભક્તો પોતાનું સર્વસ્વ દેવને સમર્પિત કરીને પોતાની જાતનોજ-પોતાના ક્ષુદ્ર 'અહમ્' નોજ નાશ કરી નાખે છે. તેમનું તો એક વિઠ્ઠલજ સર્વસ્વ છે. તેઓ પરમાત્મરૂપ બની જાય છે. તેઓ એકદેશીયપણાના અહંકારમાંથી

નીકળીને મર્વાત્મકપણાનું સુખ ભોગવે છે.

૯. મગુણ અને નિર્ગુણ બેઉ મળીને એક સચ્ચિદાનંદઘન પાંડુરંગ મર્વત્ર વ્યાપી રહેલા છે એવો તુકારામે સાક્ષાત્કાર કર્યો હતો. "सगुण निर्गुण जयाची हीं अंगे । तोचि आम्हां संगे क्रीडा करी ॥" કેડે હાથ દઈને ઈંટના ઉપર પગ માંડીને ઊભા રહેલા પાંડુરંગ તેમના ઉપાસ્ય દેવના હતા અને એ દેવના ચિંતનમાં મગ્ન થતાં થતાં તે પોતાના સ્વરૂપમાં જઇ મળ્યા. જે મગુણ છે, તેજ નિર્ગુણ છે એવી તેમની દૃઢ નિષ્ઠા હતી. પ્રેમના આનંદનો અનુભવ લેવાને સારુ તે કોઇ કોઈ વાર કહેતા કે "नको ब्रह्मज्ञान आत्मस्थितिभाव । मी भक्त तूं देव ऐसें करी ।" પણ "मीचि मज व्यालों । पोटा आपुलिया आलों ॥" (હું મારામાંથી પેદા થયો છુ, મારા પોતાના પેટમાંથી જન્મ્યો છું) એવા અદ્વૈતવાદી ઉદ્ગાર તેમના કેટલાક અભંગોમા જોવામાં આવે છે. મોક્ષની પોટલીને તેમણે પોતાની પાસે રાખી મૂકી હતી અને પ્રેમામૃત વડે દેવનું પૂજન કરતા હતા. સાચા સંતોની ન્યાતજાતનો વિચાર ન કરવો એવુ તેઓ કહેતા હતા, પણ વર્ણસંકરતા કરવી નહિ અને પોતાના વર્ણોચિત કર્મ છોડવા નહિ, એવો ચોખ્ખો ઉપદેશ પણ કરતાજ હતા. પોતાનો વેદધર્મ, પોતાની કુળપરંપરા અને સમાજના બંધનો, એ ત્રણેનું તેમણે પોતાના જીવનમાં અને કાવ્યોમા કદી ઉલ્લંઘન કર્યું નથી, એટલુજ નહિ પણ "चाचा बोलूं वेदनीति । करूं संतीं केलें तें" (હું મોઢેથી વેદને અનુસરીને બોલીશ અને સંતોએ જે આચર્યું છે તે હું પણ આચરીશ) એવી તેમની પ્રતિજ્ઞા હતી. એકનાથની માફક તેમણે પણ મહારાષ્ટ્રની જનતામા ભગવદ્ભક્તિનો પ્રચાર કરીને લોકોની નીતિરીતિમાં સુધારો કર્યો અને લોકોને ચારિત્ર્યવાન બનાવ્યા, તેમાંથી આગળ જતા શિવાજીના જેવો યોગ્ય પુરુષ મહારાષ્ટ્ર દેશમા જન્મ્યો, જેણે દેશને સ્વરાજ્યનું અને સ્વતંત્રતાનું દાન કર્યું. ધર્મનો ઉદ્ધાર થાય એટલે તેના વડે સ્વાભાવિક રીતેજ દેશનો ઉદ્ધાર થઈ જાય છે.

૧૦. તુકારામની વાણી પ્રેમામૃત વડે રસાઇ ગયા પછી તેમણે

પોતાના અભંગોની રચના કરેલી અથવા તેમના સ્વાભાવિક ઉદ્‌ગારો અભંગરૂપે બહાર પડેલા હોવાથી તે અમૃત કરતાં પણ વધારે મધુર છે. તેમના ઉદ્‌ગારના શબ્દે શબ્દે તેમની પ્રેમાળ મૂર્તિ જડાઇ ગયેલી દેખાય છે. તેમના અભંગનું ગમે તે એકાદ ચરણ લઇને એકાંતમાં તેના ઉપર મનન કરવાથી પારવિનાનું દિવ્ય સુખ પ્રાપ્ત થાય છે. આ કલિયુગના જીવોને માટે ભક્તિમાર્ગજ સહેલો છે, એવો સંતોનો નિર્ણય છે. પરમાત્માની પ્રાપ્તિ કરવાને સારૂ જેમનાં હૃદયમાં તાલાવેલી લાગી હશે તેઓ તુકારામના અભંગોમાં પોતાના ચિત્તને તન્મય બનાવી દેશે. "एक एक अक्षरांत। आहे माझा रमाकांत ॥" અભંગોની ગાથા જીવમાત્રને ભવસાગરને તરાવનારી નૌકા છે અને પૂર્વજન્મના ભાગ્ય વડે જેમના ઉપર ભગવદનુગ્રહ થવાનો વખત આવી લાગ્યો હશે, તેઓ આ નૌકાનો આશ્રય લેશે એમાં કશો સંદેહ નથી. દયા, ક્ષમા, શાંતિ, વૈરાગ્ય, નિઃસ્પૃહતા, તૃષ્ણારહિતતા, સમચિત્તતા, એકનિષ્ઠતા અને નિઃસીમ ભગવત્પ્રેમ, એ ગુણોનો જગતને પાઠ ભણાવ્યા પછી તુકારામે ફાગણ વદ ૨ શકે ૧૫૭૨ ની સાલમાં મહાપ્રયાણ કર્યું. શ્રીવિઠ્ઠલરૂપ તુકારામને મારા સહસ્ર પ્રણામ હો.

સાધુસંતોનો દાસાનુદાસ
લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર



॥ श्रीविट्ठल ॥

# श्रीतुकाराम–गाथा

## ગુજરાતી ભાષાંતર

सुंदर तें ध्यान उभा विटेवरी । कर कटावरी ठेवूनियां ॥१॥
तुळसीहार गळां कासे पीतांबर । आवडे निरंतर हेंचि ध्यान॥२॥
मकरकुंडलें तळपती श्रवणीं । कंठीं कौस्तुभमाणि विराजित ॥३॥
तुका ह्मणे माझें हेंचि सर्व सुख । पाहीन श्रीमुख आवडीनें ॥ ४ ॥

૧–ઈટ ઉપર ઊભા રહેલ ભગવાન પાંડુરંગનું ધ્યાન કરવા યોગ્યસ્વરૂપ અતિ સુંદર છે. તેમણે પોતાના બેઉ કર કમર ઉપર ટેકવ્યા છે, તુળસીની માળા ગળામાં લટકી રહી છે અને કેડે પીળું પીતાંબર ધારણ કર્યું છે, એવા સ્વરૂપનું નિત્ય ધ્યાન કરવાથી મને સુખ થાય છે. કાને મકરાકૃતિ કુંડળ ઝળકી રહ્યાં છે અને કંઠમાં કૌસ્તુભમણિ ધારણ કરેલ છે. તુકારામ કહે છે કે આવા સ્વરૂપનું ધ્યાન કરવામાંજ મારૂં સર્વ સુખ રહેલું છે અને તેમનું સુશોભિત બદન મને એવું વહાલું લાગે છે કે હું તેને મીટ માંડીને નીરખ્યાજ કરૂં છું.

૨-ઈંટના ઉપર જેમણે પોતાના ચરણ સીધા ગોઠવ્યા છે અને જેમની દૃષ્ટિ નાકે મોઢે એક સરખી રીતે શોભી રહી છે તેમનામાં, હે હરિ! મારી વૃત્તિ સ્થિર થાઓ. હે દેવ! નાના પ્રકારના માયિક પદાર્થો પ્રતિ મારૂં મન કદી ખેંચાય નહિ અને તેમને માટે મારા મનમાં કદી ઇચ્છા પ્રકટે નહિ. બ્રહ્માદિક દેવોની જે જે પદવીઓ છે તે બધીજ દુઃખના ભંડારરૂપ છે. કદાચ મારૂં મન ભૂલથી પણ તેમાંની કોઇ પદવીને માટે લોભાય તોપણ હે દેવ! તમે મારા મનને ત્યાં જવા દેશો માં. કારણ એબધામાં શો સાર છે તે હું સમજી ગયો છું. એ સાર એવો છે કે કર્મ અને ધર્મ તમામ નાશવંત છે એવું તુકારામ કહે છે.

૩-હે પ્રિય રખુમાઇ(રૂકિમણી)ના પતિ! મારી આંખ તમારી મૂર્તિના ઉપરજ સ્થિર થાઓ. હે દેવ! તમારૂં સ્વરૂપ ઘણું સુંદર છે અને તમારૂં નામ પણ અતિ મીઠું છે. એ બેઉના પ્રતિ મારા મનમાં સર્વદા પ્રેમ પ્રકટ થાઓ. હે વિઠાબાઇ મારી માવડી! (પ્રેમાધિક્યને લીધે અત્રે તુકારામ ભગવાનને મા કહીને સંબોધે છે) તું તો મને માત્ર એવુંજ વરદાન દે કે તું મારા હૃદયની અંદર પ્રવેશ કરીને ત્યાંજ તારૂં નિવાસ સ્થાન બનાવી દે. તુકારામ કહે છે કે મારૂં સર્વ સુખ તો તારા ચરણમાંજ રહેલું છે એટલે પછી મારે બીજું માગવા જેવું હોયજ શું?

૪-નાજુક, સુશોભિત અને સર્વાંશે કામદેવના સરખી મન મોહક જેમની આકૃતિ છે, જેમના તેજ આગળ સૂર્યચંદ્રનું તેજ ઝાંખું પડી જાય છે, જેમના કપાળ ઉપર કસ્તૂરીનું તિલક શોભી રહ્યું છે અને ચંદનના અંગરાગ વડે જેમનું શરીર મઘમઘે છે જેમના કંઠમાં વૈજયન્તી માળા ઝુલી રહી છે, માથે મુકુટ અને કાને કુંડળવડે જેમનું શ્રીમુખ દીપી રહ્યું છે, એ મુખડું એટ

તો મનોહર દીસે છે કે જાણે આખા વિશ્વના આનંદરસને એકત્ર કરીને ઘડ્યું હોય એવું લાગે છે. કેડે જરીની કિનારીનો પીતાંબર ધારણ કર્યો છે અને અંગે કિનખાબનું શેલું ઓઢ્યું છે. મેઘના સરખો જેમનો નીલ વર્ણ છે, એવા ભગવાનનું શ્રીમુખ મેં નીરખ્યું ત્યારથી મારો જીવ ઝાલ્યો રહેતો નથી, મારા અંતરમાં તાલાવેલી થયા કરે છે. તુકારામ કહે છે કે હે મારી સર્વ ઇન્દ્રિયો! તમે હવે બીજું બધું ભૂલી જઇને એક દિશાએજ ઘડી જુઓ.

૫–હે હરિ! કેડ ઉપર હાથ રાખીને જાણે તમે ઊભા હો અને તમારે ગળે તુળસીની માળા લટકી રહી હોય એવું તમારૂં રૂપ મારાં નેત્રોને નિહાળવા દો. વળી તમે ઇંટના ઉપર તમારા બેઉ ચરણ ગોઠવીને ઊભા હો એવું રૂપ હું મારી નજરે જોઉં. કેડે પીતાંબરનો કછોટો શોભી રહ્યો હોય એવું તમારૂં રૂપ મને ઝટ ઝટ નીરખવા દો. ગરુડના ઉપર આરૂઢ થએલું તમારૂં સ્વરૂપ મારા મનને ઘણુંજ ગમી ગયું છે. તમારા દર્શનને સારૂ ઝૂરી ઝૂરીને મારૂં શરીર હાડપિંજર જેવું બની જવા આવ્યું છે; માટે હે પંઢરીનાથ! હવે મને દર્શન દો. તુકારામ વીનવે છે કે મારી આટલી ઇચ્છા પૂર્ણ કરો અને મારી આ વીનવણી તુચ્છકારશો મા.

૬–તમે ગરુડરૂપી ઘોડા ઉપર આરૂઢ થયા હો, પીતાંબરનો કછોટો વાળ્યો હોય એવા હે શ્યામસુંદર! તમારૂં આવું મનોહર રૂપ હું કયારે નીરખીશ? સર્વોત્તમ મેઘ સમાન શ્યામળ જેમની અંગકાન્તિ છે, વૈજયન્તિ માળા જેમના કંઠમાં શોભી રહી છે, કોટિ કોટિ સૂર્ય સમાન તેજસ્વી મુકુટ જેમણે પોતાના મસ્તક ઉપર ધારણ કર્યો છે, જેમની ડોકમાં નિર્મળ કૌસ્તુભમણિ દીપી રહ્યો છે, જેમનું શ્રીમુખ સમસ્ત સંસારના રસ અને આનંદથી ભરપૂર છે, જેમની ડાબી બાજુએ ઉદ્ધવ અને અક્રૂર

ઊભા છે અને સનકાદિક જેમની કીર્તિની ગાથા ગાઇ રહ્યા છે; તુકારામ કહે છે કે જેમની સાથે સરખામણી કરવા જેવું મારી નજરમાં કોઇ આવતુંજ નથી એવા ભગવાન પાંડુરંગ એકલાજ મારા પ્રિય સખા છે.

૭-તને મધુર સ્વરથી ગાતાં નથી આવડતું; ભગવાને તને મીઠા સુરીલા કંઠની બક્ષિસ ન કરી પણ તેથી શું? વિઠ્ઠલદેવ કાંઈ મીઠા કંઠસ્વરના ભૂખ્યા નથી. તારો કંઠ જેવો હોય તેવા કંઠે, તારાથી ગાઇ શકાય તેવી રીતે, તને આવડે તેવી રીતે તું રામ-કૃષ્ણને ભજ. તું વિશ્વાસ, પ્રીતિ અને ભાવપૂર્વક ભગવાનની આગળ ભક્તિની માગણી કર. તુકારામ કહે છે કે હે મારા મન! તને જે કાંઇ હું કહું છું તે તું નિત્યપ્રતિ નિશ્ચયપૂર્વક ધારણ કરી રાખ.

૮-'સાવધાન!' 'સાવધાન!' એવા દ્વિજથી શબ્દો મારે કાને પડતાંજ મારા મનમાં ભગવાનની સ્ફૂર્તિ થઇ આવી તેથી કરીને મારી આંખોમાં પાપરૂપી ઘેન ઘેરાયું હતું તે બધું ઊડી ગયું અને હું જાગૃત થઇ ગયો. પણે વૈષ્ણવ સંતોનો સમુદાય હરિ-નામનો જયજયકાર ગજાવે છે. તુકારામ કહે છે કે ત્યાં આગળ (હરિ) કૃપાની છાયા પથરાઇ રહી છે.

૯-જે પોતાના કલ્યાણને વિષે સાવધાન થઇને જાગી ઊઠયો છે તેનાં માતાપિતાને ધન્ય છે. જેમના કુળમાં પુત્રપુત્રીઓ સાત્વિક સ્વભાવવાળાં હોય છે તેમને જોઇને ભગવાન પ્રસન્ન થાય છે. જે નિરંતર ગીતા તથા ભાગવતનું શ્રવણ કરે છે તે સદા-સર્વદા વિઠોબાનુંજ ચિંતન કરે છે એમ જાણવું. તુકારામ કહે છે કે મને એવાંની સેવા કરવાનો સુયોગ મળી આવે તો મારા સદ્ભાગ્યનો પારજ નહિ.

૧૦-ભક્તના અંતઃકરણમાં પોતાને માટે કેટલો પ્રેમનો

ઉછાળો છે અને તેના ભાવનું પ્રાબલ્ય કેટલું છે તેટલુંજ ભગવાન જુએ છે. તે તો દીનદયાળ છે. તે પોતાના ભક્તને પોતાના ઐશ્વર્ય વડે શણગારે છે. તુકારામ કહે છે કે ભગવાન તો પોતાના ભક્તને ખવડાવીનેજ ખાય છે અને તેને પોતાના પ્રેમનું દાન દઈને ન્યાલ કરી દે છે.

૧૧–પોતાના પતિની લાડકી એવી એક સુખી સ્ત્રી ધણીની આગળ નખરાં કરીને કહેવા લાગીઃ 'મારા દુઃખનો તો તમે કદી વિચારજ કરતા નથી અને મને શું શું થાય છે તે તો તમે કદી પૂછતા પણ નથી.' આ સ્ત્રીનો પતિ બહુ ઘેલો હતો તેથી તે પોતાની સ્ત્રીની ફરિયાદના જવાબમાં 'હા, હા, ખરી વાત છે' એવુંજ કહ્યા કરતો. સ્ત્રી કહેતીઃ 'સાંભળો, મારાં દુઃખની કથા. રોજ ઊઠીને મારા કરમમાં ભૂખની પીડા તો ખરી ને ખરીજ. મારે તો ફક્ત દૂધ, ભાત, ખાંડ અને ઘી એ ચાર વસ્તુઓ ખાઈને દહાડા કાઢવા પડે છે; બીજું બધુંજ મારે માટે કુપથ્ય છે. બપોર થયા એટલે ઊંઘ તો મારી આંખમાં આવીજ જાણવી અને તે આવતાંની સાથેજ હું બેશુદ્ધ થઈને ઢળી પડું છું. આ કાંઈ થોડું દુઃખ કહેવાય? રાત્રે ઊંઘ આવતી નથી તેથી કરીને બિછાના ઉપર ફૂલ પથરાવું છું. મારી નજીક છોકરાં કિલબિલ કિલબિલ કરે છે ને તે મારાથી લગારે સહન થતું નથી. મારા માથામાં રોજ-રોજ જાણે શૂળ વાગતાં હોય એવી પીડા થાય છે તેથી કપાળે અને આંખે અંગે મારે ચંદનનો લેપ કરાવવો પડે છે. મારા શરીરમાં હવે રહ્યું છે શું? હાડકાં ગળી ગળીને ફક્ત માંસજ વધી ગયું છે. આટઆટલું થાય છે તોય તમે મારી ખબર લેતાજ નથી અને મારૂં દુઃખ તમારા સમજવામાં આવતુંજ નથી. જુઓને, ગયે અઠવાડિયે તમે સાડાદસ શેર ખાંડ ઘરમાં આણેલી તેના વડે મેં પૂરા સાત દહાડા ગાડું ગબડાવ્યું. અરે! તમને શી વાત કહું?

અન્નનો કોળિયો તો મારે ગળે ઊતરતોજ નથી. ત્રણ ટંક થઇને ફક્ત એક પાલી ઘઉંના લોટથી મારું પેટ ભરાઈ જાય છે.' તુકારામ કહે છે કે આવી સ્ત્રીના ધણીને જીવતાં તો આવું સુખ સાંપડ્યું અને મૂઆ પછી નરકે ગયો.

૧૨–હે દેવ ! તમારું બધુંજ ઐશ્વર્ય મને પ્રાપ્ત થયું છે એટલે હવે તો મારે તમારી પાસે બીજું કાંઇજ માગવું નથી; માત્ર એટલુંજ માગું છું કે મારા અંતઃકરણમાં બીજા પ્રકારના ભાવનો તમે ઉદયજ થવા દેશો ના. અરે ઓ વિઠ્ઠલા ! જ્યાં જોઉં ત્યાં હું તને અને તનેજ જોઉં છું. ત્રણે લોક અને સમગ્ર વિશ્વ તમારાજ સ્વરૂપથી સચરાચર ભરાઇ ગયું છે. ( જીવ બ્રહ્મનો ) ભેદ છે કે અભેદ એવા વાદવિવાદના મૂળમાં નર્યું અજ્ઞાનજ રહેલું ` મને તો એવા મતવાદીઓની સાથે ઝઘડામાં પડવાનો પ્રસંગ ન આવે તો ઘણું સારું. ભગવાન મને તેનાથી દૂરનો દૂર રાં તુકારામ કહે છે કે, એક અણુ પણ તમારા સ્વરૂપ વિનાનું ખાલ નથી. તમારું સ્વરૂપ તો આકાશના જેવું વિશાળ છે.

૧૩–જેઓ આપણી પહેલાં થઇ ગયા છે તેમને પગલે પગ ચાલતા રહીને આપણે આપણી વાટે આગળ ધપવું જોઇશે આપણા પૂર્વગામીઓના ચરણની રજ અને તેમના ઉચ્છિષ્ટ સેવન કરીને ચાલવા માંડીશું તો તેના યોગે કરીને આપણાં પૂર્વ કર્મને આપણે બાળીને ખાક કરીદઈશું. આપણા જેવા અનાથો ને સારૂ તો વિઠ્ઠલ'એજ પારવિનાની પૂંજી છે; કારણકે ગોકલ ગોવિંદના ચિંતન અને તેમના નામ-કીર્તનવડે સંપૂર્ણ લાભ પ્રાપ્ત થાય છે; જન્મમરણની વેઠનો આથી અંત આવી જાય છે. તેથી આજ વાટ સારામાં સારી અને સહેલામાં સહેલી છે. તુકારામ કહે છે કે જીવભાવ ઉપર પથરાનું પડ મૂકો અને નિજાત્મરૂપી સ્વગૃહે વાસ કરો.

૧૪-જે જે સંતો જમી ખાઇને ધરાયા હોય તેમની એઠી પત્રાળીઓમાંથી તેમનો એઠવાડ સાંભરી લઇને હું તેમના ઉચ્છિષ્ટની ભિક્ષા માગું છું. તમામ પ્રકારની સવળી અવળી ગૂંચવણોમાંથી હું છૂટો થઇ ગયો છું. પરાવાણીની પેલી પાર જે તત્ત્વ છે તે વિષે મને હવે કોઇ કહેશો મા; કારણકે દેવે પોતેજ મને તેને વિષે ઉત્તમ જ્ઞાન કયારનુંય શીખવી દીધેલું છે. હું હવે દ્વૈતપણાને સ્પર્શજ કરવાનો નથી એવા મારા સંકેતને જાણનાર તો મારી સન્મુખજ છે. એમનો આગળ કોઇએ કશી શંકા રાખવાની જરૂર નથી. હવે તો મને પેટ ભરીને ખાવાનીજ ઇચ્છા છે. તુકારામ કહે છે કે, મને હવે ખાવાની એવી લાલચ થઇ આવી છે કે ભોજનના ઉપર હું તૂટીજ પડવાનો છું. અરે! જુઓ, જુઓ, નારાયણે મારી ઇચ્છા પૂર્ણ કરી!

૧૫-દેવનો પ્રસાદ પામવાના જેઓ અધિકારી હોય તેમણે તો દેવનો પ્રસાદજ ભક્ષણ કરવો; કારણકે ભગવાનનું ઉચ્છિષ્ટ તો બ્રહ્માદિક દેવતાઓને માટે પણ અતિ દુર્લભ વસ્તુ છે. તે સાક્ષાત્ બ્રહ્મરસ છે એમ સમજીને એ ઉચ્છિષ્ટથી તમે કદી ધરાતાજ નહિ. હવે આથી વધારે નહિ ખવાય એવા વિચાર મનમાં લાવતાજ નહિ. સૌ તૃપ્ત થઇ જાય એવું મોટું પાત્ર ભર્યું પડયું છે, તેની અંદરથી રસ છલકાઇ જાય છે અને તેમાંથી ખવાય તેટલું ખાવાનો સૌ કોઇને સંપૂર્ણ અધિકાર છે. દેવ તો એવા ઉદાર અને સમર્થ છે કે જેના મનમાં જે કોઈ વસ્તુની કામના હશે તે પૂરી કરી દેશે. તમે તેના સાનિધ્યમાં ગયા એટલે તમારી તમામ ઇચ્છાઓ પૂર્ણ થઇજ જાણજો. ભગવાનના પ્રસાદનો રસ એવો અખૂટ છે કે એકી વખતે ગમે એટલા તેને પીવા માંડે તોપણ તે કદી ખૂટે એમ નથી. એને પીતાં કોઇ કદી ધરાયું નથી. ઉપરાઉપરી ઘૂંટડા ભરવાનું મન થયાજ કરે છે. તુકારામ કહે છે કે

આ જે સ્વયંપાક છે, તે તો જગન્માતા લક્ષ્મી જેના સરખી ચતુર રાંધનારી અખિલ વિશ્વમાં કોઈ છે જ નહિ એવી નિરુપમ રાંધનારીએ પોતાને હાથે તૈયાર કરેલ છે અને સૌના મોઢામાં કોળિયા દેવાને પણ તે ઉત્સુક છે; માટે હે લોકો ! આવો રૂડો ભગવત્ પ્રસાદ લક્ષ્મી દેવીને હાથેજ ખાતા થઈ જાઓ.

૧૬–અવગુણોને તાબે થવાથી ભારે અપકીર્તિ થાય છે. વાસણ ઉત્તમ ધાતુનાં છે કે હલકી ધાતુનાં તેનો વિચાર કરવો નહિ. સરસ વસ્તુ ભરવાને સારૂ ઉત્તમ ધાતુનું સુંદર પાત્ર હોય તોજ ભરાય એવું કાંઇ છે જ નહિ; અને અંદરની વસ્તુ ઉત્તમ હોય તો પાત્ર ઉત્તમ છે કે અધમ તેની ભાંજગડમાં પડવાની કશી જરૂર નથી. જે છે તે અંદરની વસ્તુમાં છે. પાત્ર તો જેવું હોય તેવું ચાલે. ધારો કે એક સ્વચ્છ ત્રાંબાની વાડકીમાં ઝેર ભર્યું હોય તો પેલી વાડકી પવિત્ર છે એમ સમજીને તેની અંદરનું ઝેર કાંઇ થોડું પિવાય છે ? તુકારામ કહે છે કે શુદ્ધ ભાવ એ એકજ ઉત્તમ પદાર્થ છે, બહારની પવિત્રતા અને આભડછેટિયાપણું એ તો પાખંડ માત્ર છે.

૧૭–અરે ! આજે એકાદશી છે, માટે હરિકીર્તનના જાગરણમાં ભાગ લેવાનું તને કેમ સાંભરતું નથી ? મિથ્યા પ્રપંચમાં તેં તારૂં આયુષ્ય વ્યર્થ ગુમાવી દીધું એ ખોટનું વળતર તું શી રીતે વાળવાનો છે ? જે સ્ત્રી પુત્રાદિકના મોહમાં તું આટલો બધો ગૂંચવાઈ ગયો છે તે બધાં તારા અંતકાળની પળે તને સમૂળગાં તજી દેશે. તુકારામ કહે છે કે જે ખરી કમાણી કરી લેવાની છે, જે ઉત્તમ લાભ લઈ લેવા જેવો છે તેનોજ તું વિચાર કરતો થઇ જા.

૧૮–હે દેવ ! તું કેવળ ધર્મની મૂર્તિરૂપ છે. સંસારમાં જે પાપપુણ્ય તે સર્વ તારા હાથમાં છે; માટે હે દાતાર ! મને તું પાપ-

પુણ્યરૂપી દુસ્તર કર્મજાળમાંથી છૂટો કર. હે દેવ! તને મારો અંગીકાર કરવામાં શું ભાર પડી જાય છે? હે જીવોના જીવનસ્વરૂપ નારાયણ! હું તો એક તારી આગળજ મારી અરજ ગુજારૂં છું.

૧૯—જેના લાભની સરખામણીમાં બ્રહ્માદિક દેવતાઓની પદવી પણ તુચ્છ જણાય છે તેનું શરણ લેનાર અમે (ઇશ્વરના ભક્તજનો) પૂરા બળવાન બનીને ઊભા છીએ. અમને અમારા ભજનથી જે લાભ થયો છે તે કેવળ કામનાના ત્યાગનું ફળ છે. એ કામનાના ત્યાગને લીધે અમારા ઇષ્ટદેવ પદ્મનાભ (વિષ્ણુ) ઉપર અમારી સેવાનું ઋણ ચઢતું જાય છે તેથી દેવ અમારા ઋણી બન્યા છે. કામધેનુના દૂધની તે કાંઇ અવધિ હોય? તે તો પોતાની મરજીમાં આવે તેટલા દૂધની ધારા વહેવડાવ્યાજ કરે છે. અમારો—વિષ્ણુના ભક્તોનો, સંસારમાં પરાજય હોઇ શકેજ નહિ; કારણ-કે અમારા શરીરમાં નારાયણ પોતેજ આસન માંડીને બિરાજેલા છે. તુકારામ કહે છે કે આ ભોજન અત્યંત બળદાયક છે. એ જેને મળી ગયું તે કદી ભૂખ્યો રહેતોજ નથી.

૨૦—જ્યાં દ્વૈતભાવ ટળી ગયો એટલે એકલા શ્રીહરિજ બાકી રહીજવાના. તેમને શોધવાને વાસ્તે આપણને બહારના કોઇ પણ પ્રદેશમાં જવાની જરૂરજ નથી. હરિને ઓળખવાની ઇચ્છા હોય તો તમારા મન વડે તમારા પોતાના મનમાંજ જોતા થઇ જાઓ. શિકારી ક્યાં આગળ છુપાઇ બેસે છે તે તો જે શિકારી હોય તેજ જાણે. આ દેહ તો ખરી રીતે જોતાં સત્ય વસ્તુ છેજ નહિ. દેહ પોતેજ જ્યારે અસત્ય પદાર્થ ઠરે છે ત્યારે દેહની સાથે સંબંધ રાખનારા સ્ત્રીપુત્રાદિક સંબંધીઓ અને ગૃહવિત્તાદિક પદાર્થો વગેરેનું તો અસ્તિત્વજ ક્યાંથી હોય? એ તો ખેતરની અંદર ચોરી કરવાને પેઠેલા ચોરની આંખે આડનું ઠૂંઠું પણ રખવાળ જેવું ભાસે તેવાંજ આ બધાં પ્રાણીપદાર્થો સત્ય જેવા

ભાસે છે. પોતાના સ્વરૂપની વિસ્મૃતિરૂપી નિદ્રામાં પડેલા જીવને તુકારામ કહે છે કે અરે ઓ જીવ ! તું જાગી ઊઠ; અર્થાત્ તે જીવને એવું કહે છે કે તું ખાલી શાને બી મરે છે ? તું તારે મૂળરૂપે તો પરમાત્મા જ છે. એક વાર તને તારી અંદરની અર્થાત્ તારી આત્મિક દૃષ્ટિ જે સદાકાળ તારી પોતાની જ નિત્ય સંપત્તિ છે તે જ્યાં ઊઘડી ગઈ એટલે પછી તું પોતે કોણ છે તે તારી મેળેજ જોઇ શકીશ અને જાણી શકીશ.

૨૧–સમસ્ત જગતને વિષ્ણુમય જાણવું એજ સાચો વૈષ્ણવ ધર્મ છે. ભેદાભેદ, નાના પ્રકારના મત, તર્કવાદ એ બધાજ અમંગળ ભ્રમ છે. હે ભક્તો ! હે ભાગવતો ! હે વૈષ્ણવો ! હું કહું છું તે તમે કાને ધરો અને જે કાંઇ હિત સાધવાનું છે તે સિદ્ધ કરવા મંડી જાઓ. કોઇ પણ જીવના પ્રતિ મત્સર ન કરશો. સર્વેશ્વર ભગવાનનું પૂજન કરવાનું આજ રહસ્ય છે. તુકારામ કહે છે કે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ બધાં એકજ દેહના અવયવો છે અને તેઓએ કરેલા વિષયોના સેવનના ફળરૂપ સુખદુઃખને ભોગવનાર એક અંતર્યામી જીવજ છે.

૨૨–અમે તો આશા માત્રને ફગાવી દઇને ઉદાસીન બની બેઠા છીએ. હે હરિ ! હવે અમને મરણનો ભય હોયજ શાનો? આ શરીર જ્યાં પડવાનું હોય ત્યાં પડે અથવા તેને ઘોડા ઉપર સવારી કરવાની મળે તેમાં અમારે શું ? હે હરિ ! જે કાંઇ સુખ-દુઃખ ભોગ ઇત્યાદિ અમોને આવી મળે છે તે સર્વ તમારાંજ છે અને તમારાંજ મોકલ્યાં આવે છે. અમારે તેમની સાથે કશો સંબંધ નથી. અમે તો એ બધાથી અળગા જેવા છીએ તેવા ને તેવાજ છીએ. માન અને અપમાન ટળ્યાં એટલે તેમની સાથે સુખદુઃખનો પણ નાશ થયોજ જાણવો. તુકારામ કહે છે કે એ સૌને વિવેકના વિચારને લીધે મનમાં જરા પણ ક્ષોભ થવા ન દેવો.

૨૩–કોઇ અમારી નિંદા કરે અથવા કોઇ અમને મારે; કોઇ અમને વંદન કરે કે કોઇ અમારૂં પૂજન કરે. પહેલી વાતનું અમને દુઃખ નથી અને બીજીનું અમને સુખ પણ નથી. એ સુખ અને દુઃખ એઉનાથી હું તો વેગળો ને વેગળોજ રહું છું. જે જે સુખદુઃખાદિ ભોગ પ્રાપ્ત થાય છે તે દેહના પ્રારબ્ધના ભોગ છે અને દેહજ તેમને ભોગવે છે. અર્થાત્ જે વખતે જે ભોગ આવી મળે તે બધાજ સારાને માટે છે; કારણકે તુકારામ કહે છે કે એ બધાજ ભોગ અમને પ્રાપ્ત ન થતાં અમારા સ્વામી જનાર્દનની પાસે ચાલ્યા જાય છે.

૨૪–મનુષ્યની વસ્તીથી ભરપૂર અથવા તદ્દન નિર્જન એવાં બધાં સ્થળને હું તો એક વિઠ્ઠલથીજ ભરપૂર જોઉં છું. હું તો જ્યાં નજર ફેરવું છું ત્યાં મારી નજરે પિતા વિઠ્ઠલ અને માતા રખુમાઈજ દેખાય છે. જળ, સ્થળ સઘળું મને તો એ બેનાથીજ ભરેલું દેખાય છે. જંગલ હોય કે નગર હોય, મારા મનમાં તો બેઉને વિષે એક સરખોજ ભાવ રહે છે. મને તો જ્યાં જોઉં ત્યાં નિહાળવાને યોગ્ય એવા એકલા પાંડુરંગનુંજ દર્શન થાય છે. તુકારામ કહે છે કે અમે તો આવા ઐક્યભાવથી પેદા થયેલા આનંદોલ્લાસથી નૃત્ય કરીએ છીએ; તેથી કરીને સુખદુઃખના સબંધી વિચાર કરવાનું અથવા તો તેમનો અનુભવ લેવાનું અમારૂં ચિત્ત તદ્દન ભૂલી ગયું છે.

૨૫–મૂલ્યવાન હીરો તો તેજ કહેવાય કે જેને એરણ ઉપર મૂકીએ અને ઉપરથી હથોડાના ધડાધડ ઝપાટા પડતા જાય છતાં જરા પણ ભાગે નહિ અને તેવો ને તેવોજ રહે. હથોડાનો ઘા વાગતાની સાથે ભાગીને ભૂકો થઇ જાય તેને ખરો નહિ પણ બનાવટી હીરો જાણવો. જે હીરો ભાગે નહિ અને જેવો ને તેવો રહે તેનીજ બજારમાં કિમ્મત ઉપજે છે. સાચો મોરો તેનેજ કહે છે કે

જેની આસપાસ સૂતર વીંટાળીએ અને સળગતી ભઠ્ઠીમાં રાખીએ છતાં સૂતરને જરાય આંચ આવે નહિ. તુકારામ કહે છે કે એવી જ રીતે જગતના અનેક પ્રકારના ઉપદ્રવોને જે શાંતપણે સહન કરી શકે તેજ સાચો સંત.

૨૬–સંત પુરુષ તો એવા હોય છે કે જેમનો સમાગમ થતાંની વારજ સાયુજ્ય મોક્ષ તો થઇ ગયોજ જાણવો. સંતોનો એવો અદ્ભુત મહિમા હોય છે. એમના સામર્થ્યનું વર્ણન કરવા જઇએ તો વર્ણનશક્તિની અવધિજ આવી જાય. સંસારનાં તમામ પર્વ અને તીર્થ સદાકાળ જેમના ચરણનો આશ્રય લઇને જેમના સાનિધ્યમાંજ રહે છે એવા સંતપુરુષોની સેવા કરવાથી ઈશ્વરની પ્રાપ્તિ થઇ જાય છે એમ તુકારામ કહે છે.

૨૭–અમારા શરીરની અંદર તો તેણેજ (ઇશ્વરે) ઘર કર્યું છે તેથી કરીને અમારી દેહસંબંધી અહંભાવના તો દેવની પધરામણી થતાં પહેલાંજ ક્યારની આગળથી ટળી ગઇ છે. હવે અમે બરાબર સમજી ગયા છીએ કે સુખદુઃખાદિ ભોગના જે કાંઈ અનુભવો અમને આવી મળે છે તે બધાનું મૂળ પાંડુરંગ છે અને તેની ઇચ્છાથીજ અમને તે સર્વ પ્રાપ્ત થાય છે. નાનાં તેમજ મોટાં લાભ અને હાનિનાં કારણોને અમે ફગાવી દીધાં એટલે પછી કામાદિક ભાવોને માટે અમારી ઉપર ચઢી બેસવાનો અવકાશજ નથી રહેતો, એવું તુકારામ કહે છે.

૨૮–જેમનો અહંકાર ટળી ગયો છે અને નિંદા, હિંસા, કપટ ઇત્યાદિ વૃત્તિઓ જેમના અંતઃકરણમાં કદી ઉત્પન્ન થવા પામતી નથી, વળી જેમની દેહબુદ્ધિ પણ ટળી ગઇ છે અને જેમનાં અંતઃકરણ સ્ફટિકસમાન નિર્મળ બની ગયાં છે, એવા સંતોનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. તેમનું તો આખું

શરીરજ એક રીતે ચિન્તામણિસમાન બની ગયું હોય છે. કાશી ઇત્યાદિ મોક્ષદાયક તીર્થોની તેમને ગરજ હોતી નથી. ઉપર વર્ણવ્યા તેવા પુરુષોના ચરણમાં આખો સંસારજ આશ્રય લે છે અને સંસારમાં જે જે પાવન કરનારાં તીર્થો છે તે તીર્થોને પણ પાવન કરનાર તીર્થોના તીર્થરૂપ તે સંત પુરુષો છે; જેમનાં દર્શનમાત્રથી દર્શન કરનારને મોક્ષની પ્રાપ્તિ થાય છે. જેમનાં અંતઃકરણ શુદ્ધ થઇ ગયાં છે, તેમને માળા-તિલક આદિ બાહ્ય ચિહ્નોની લેશ માત્ર આવશ્યક્તા હોતી નથી. જેનું મન શુદ્ધ થઈ ગયું છે તે તો તમામ પ્રકારનાં ભૂષણો વડે અલંકૃત થઈ ચૂકયો છે અને જેને મોઢેથી નિરંતર હરિગુણકીર્તનનાજ શબ્દો નીકળે છે તે તો સદાકાળ આનંદસાગરમાંજ સ્નાન કરે છે એમ જાણવું. વળી જેમણે પોતાનાં તન, મન અને ધન પુરુષોત્તમને અર્પણ કરી દીધાં છે અને જે કોઇની પાસેથી કશી આશાજ નથી રાખતો એવો પુરુષ, તુકારામ કહે છે કે પારસમણિથી પણ શ્રેષ્ઠ છે. તેના મહિમાનું વર્ણન થાયજ કેવી રીતે?

૨૯-જે જે કર્મો કરાય તે બધાંજ કૃષ્ણની પ્રેરણા અને સત્તા વડેજ થાય છે એવું સમજીને જ્ઞાની પુરુષ પોતાનાં તમામ કર્મ ભગવાનને અર્પણ કરતો રહે છે પણ જે અવિવેકી જીવ છે તે આ કર્મરહસ્યને સમજી શકતો નથી. તે તો આ બધું હુંજ કરૂં છું એવી દ્વૈતભાવનાને વળગી રહે છે. તેથી કરીને એવા માણસને 'ભૂતો'નો વળગાડ લાગુ પડી જાય છે અને પંચભૂતાત્મક દેહ તેને શોધતો ફરે છે. કર્મ માત્ર કરનાર કરાવનાર ઇશ્વરજ છે એવું સમજીને જે ઇશ્વરનું છે તે તેને અર્પણ કરી દેવા પૂરતી વિવેક બુદ્ધિ સાંપડે નહિ ત્યાંસુધી પંચભૂતાત્મક દેહને ફરી ફરીને ધારણ કરવાની અને જન્મમરણની રેંટમાળમાં ફર્યા કરવાની સજા ભોગવ્યેજ છૂટકો. તુકારામ કહે છે કે જે મૂર્ખનું ગણું

કાળે દબાવી દીધું છે તે તો વારંવાર હું હું એવુંજ બકયા કરવાનો.

૩૦–ક્રોધરૂપી ચાંડાળ વડે જેનું હૃદય અપવિત્ર થઇ ગયું છે તેને બ્રાહ્મણ કહેવાય જ નહિ. એવો બ્રાહ્મણ કદાચ દેહાંત પ્રાયશ્ચિત્ત કરે તોપણ તેની શુદ્ધિ થાય એવી આશા રખાય નહિ. ક્રોધરૂપી ચાંડાળનો જેને કદાપિ સ્પર્શ પણ થયો નથી, તેના વટાળથી અર્થાત્ તેની પાપી છાયાથી જેનું અંતઃકરણ નિરંતર મુક્ત હોય છે, જેનું ચિત્ત નિરંતર વિકારરહિત રહે છે એવા પુરુષોની એક વિશિષ્ટ જાતિ હોય છે એવું તુકારામ કહે છે.

૩૧–કોઇ એક મૂર્ખો હશે. તેને રસ્તે જતાં સામેથી ઘાંચણ મળી, તેથી પોતાને ભારે અપશુકન થયાં એમ સમજીને તે પેલી ઘાંચણના ઉપર ખૂબ દાઝે બળ્યો અને રીસે ભરાઇને તેની દુકાનેથી તેલ વેચાતું ન લેતાં લૂખો રોટલો ખાવા બેઠો. અરે ઓ મૂર્ખ ! તું આવું કરીશ મા. તારૂં હિત શેમાં છે તે તું વિચારી જો. હિતના સંબંધમાં તું તારા મનની અંદર કશો સંકોચ રાખીશ મા. એક હૈયાફૂટી સ્ત્રી હશે. તે પોતાના પાડોશીને અપશુકન કરવાને વાસ્તે પોતાના ધણીના ઘરમાંથી જતી રહી અને ચોટલો મુંડાવીને રાંડીરાંડ જેવી બનીને ફરવા લાગી. વળી એક બીજી મૂર્ખી એવી નીકળી કે પાડોશણની સાથે લઢી, તેને ગાળો ભાંડી અને પછી પોતાનું ઘર ઉઘાડું મેલીને બડબડતી ફડફડતી ચાલતી થઇ ગઇ. ઘરનું બારણું ઉઘાડું દેખીને અંદર કૂતરાં પેઠાં અને તેનાજ ઘરમાં ઘણો બગાડ કરી ગયાં. એક માણસના ઘરમાં ચાંચડ થયા. ચાંચડના ત્રાસમાંથી ઊગરી જવાના હેતુથી તેણે પોતાના ઘરનેજ સળગાવી મૂકયું. ચાંચડ તો બળી મૂઆ પણ પોતાને કેટલું બધું નુકસાન થયું તેનો તે મૂર્ખને વિચાર જ ન આવ્યો. તુકારામ કહે છે કે એક કૂવડ

ખાચંડીના લૂગડામાં જૂ પડી તેથી તેણે જૂ ઉપરની દાઝ કાઢવા સારૂ પોતાનાં લૂગડાં જ કાઢીને ફગાવી દીધાં પણ બધા લોકોએ તેની લાજ દીઠી તેનો તેણે વિચાર ન કર્યો.

૩૨–જે કોઇ સંત પુરુષોની સેવા કરતા હોય તેમના દાસના પણ દાસમાં મને ગણી લેજો. આટલું જો થાય તો હે હરિ! હું કલ્પપર્યંત ઘણીજ ખુશીની સાથે વારંવાર ગર્ભમાં પ્રવેશ કરીને જન્મ ધારણ કરતોજ જાઉં. કદાચ મને નીચ કામ કરવાનો પ્રસંગ આવશે તો તે પણ હું કરતો જઇશ. માત્ર મારે મોઢેથી તારૂં નામ જપતો જઇશ. પછી મને શું દુઃખ? તુકારામ કહે છે કે તારી સેવામાં જ મારા તમામ સંકલ્પોનો વ્યય થઇ જાઓ.

૩૩–જેમના મનની અંદર નિરંતર આગનાજ ભડકા બળતા હોય અને જેમનું ચિત્ત હમેશાં ડોલમડોલ થયા જ કરતું હોય તેમનું મને દર્શનજ ન થશો. એવા લોકો જીવતા હોય એવા દેખાય છે પણ ખરી રીતે મૂઆ બરોબર છે. અપવિત્ર શબ્દો-ચ્ચાર કરીને જેમની વાણી ગંદી અને અશુભ બની ગઇ છે, પરતત્ત્વ એ શું છે તેનો તો જેમને કદી વિચાર જ નથી આવતો અને પરોપકારને જેઓ કદી જાણતા પણ નથી તેવાને તુકારામ કહે છે કે મૂઆ સરખા નહિ તો કેવા કહેવા?

૩૪–એકાદશી વ્રત કરવાનો નિયમ જેમને હોતો નથી એવા લોકોને જીવતા છતાં પ્રેત જેવા જાણવા. એવા લોકોના આયુ-ષ્યના દહાડા કાળ રોજ રોજ ગણ્યાજ કરે છે અને ખીજવાઇ ખીજવાઇને પોતાનાં દાંત કચકચાવ્યા કરે છે. જેના આંગણામાં તુળસીનો કયારો ન હોય તેના ઘરને સ્મશાનના જેવુંજ જાણવું. જેના કુળમાં એક પણ વિષ્ણુનો ઉપાસક પેદા થયો ન હોય તે કુળ ભવનદી તરવાને બદલે તેમાં ડૂબી જશે. જેણે પોતાને

ગોઢેથી વિઠ્ઠલના નામનો કદી ઉચ્ચાર કર્યો નથી તેનું મોઢું તે મોઢું નથી પણ ચમાર જેમાં પોતાનાં ચામડાં પલાળી રાખે છે તે કુંડ છે. તુકારામ કહે છે કે જે માણસ કદી હરિકીર્તન સાંભળવાને જતો નથી તેના હાથ-પગ લાકડાનાં છે એમ જાણવું.

૩૫-અમે ગરીબ હોત તો અમે અમારા મનથી ઘણાજ ભાગ્યશાળી છીએ એવું માની લેત; કારણકે એક તો ચોર લોકો અમારા ઘરમાં પેસવાનો વિચાર કદી કરતજ નહિ. અમે ભિક્ષા માગવાને સારૂ બહાર જાત તે વખતે અમારા ઘરનું બારણું ઉઘાડું છે કે ઢાંકેલું તેની ફિકર રાખવી પડતજ નહિ; કારણકે તેટલો વખત અમારૂં ઘર કૂતરાંજ સાચવી લેત. જો દોલત અને સાહેબી સંપાડવાં હોય તો અમે જેવી સંપાડી છે તેવી સંપાડવાનો યત્ન કરો. અમે એક મોટું અને કદી પણ નાશ ન પામે એવું ઘર બંધાવ્યું છે. એ ઘરમાં ઇમારતી લાકડાંની જગ્યાએ અમે દિવેલાની ડાળીઓનો ઉપયોગ કર્યો છે કે જે કદી બીજાનો ભાર ઝીલી શકે નહિ. અમારી દોલત અને અમારા ધાન્યના ભંડાર અમે અમારા ઘરમાં નહિ પણ લોકોના ઘરમાં ભરી રાખ્યા છે, તેમાંથી માગી માગીને અમે અમારૂં પેટ ભરી લઇએ છીએ. અમારે તો કપડાંલત્તાં અને ધનદોલતની સાચવણી કરવી પડે એવું અમે અમારી પાસે કશું રાખ્યુંજ નથી. અમે તો બધી વાતે ખાસ્સા નિશ્ચિન્ત બનીને બેઠા છીએ. અમારી પાસે પૂંજીમાં માટી અને ગાયનું છાણ છે. તેના વડે લીંપીગૂંપીને અમારા ઘરની ભીંતોને તથા તુલસીના ક્યારાને સ્વચ્છ રાખીએ છીએ. વાસણકુસણ અને સરસામાન અમે રાખ્યાં નથી અને રાખવાં નથી અને તે છતાં અમારે કશી વાતનો અભાવ નથી. પછી અમે શા વાસ્તે વ્યર્થ માથાકૂટ કરીએ ? તુકારામ કહે છે કે ભગવાને અમને બધીજ વાતે બેફિકર બનાવી દીધા છે અને

અમારી વિષયવાસનાને નિર્મૂળ કરી દીધી છે. તે ઉપરાંત અમારા યોગક્ષેમની બાબત રહી; તે ભગવાન પોતેજ પૂરી પાડે છે અને અમારા કુટુંબની સેવા તેજ કરે છે.

૩૬–પરાઈ સ્ત્રીને મા જેવી જાણવામાં તમને કાંઇ પૈસા બેસે છે? પારકાની નિંદા ન કરવી અને પરાયા ધનનો લોભ ન કરવો એમાં તમને પૈસા બેસતા હોય તો કહો. બેઠાં બેઠાં રામ રામ બોલવામાં તમને શો મોટો ભાર પડી જાય છે? સાધુ પુરુષોનાં વચન ઉપર વિશ્વાસ કરવામાં તમારે શો મોટો ખર્ચ કરવો પડે છે, તે તો કહો. વારૂ, સત્ય વચન બોલવામાં તમને કાંઇ કષ્ટ થાય છે? અથવા સાચું બોલતી વખતે તમારે કાંઇ દામ ખરચવા પડે છે? ખરચવા પડતા હોય તો કહી નાખો. તુકારામ કહે છે કે ઉપર કહેલા નિયમોનું પાલન કર્યાથી ભગવાનની પ્રાપ્તિ થાય છે. એ સિવાય બીજી કશી ખટપટમાં પડશોજ નહિ.

૩૭–શુદ્ધ અને ઉત્તમ બીજમાંથી રસીલાં ઉત્તમ ફળ પેદા થાય છે.જેના મોઢામાંથી અમૃત જેવા મધુર શબ્દો ટપકતા હોય અને જેણે પોતાનું શરીરઇશ્વરની સેવામાંજ નિયુક્ત કરી દીધેલ છે, જે સર્વાંગે નિર્મળ છે અને જેનું ચિત્ત ગંગાજળના સમાન પવિત્ર છે; તુકારામ કહે છે કે એવા પુરુષનું દર્શન કરવાથી ત્રિતાપનું શમન થાય છે અને પરમ વિશ્રાન્તિ પ્રાપ્ત થાય છે.

૩૮–ચિત્તનું જ્યારે સમાધાન થઇ જાય છે ત્યારે વિષતુલ્ય લાગે એવાં દુઃખ પણ સોનામહોર જેવાં અર્થાત્ સુખરૂપ લાગવા માંડે છે. વિષયસુખની તૃષ્ણાનું બળ જેટલું વધારે તેટલુંજ તેનું ફળ પણ માઠુંજ થવાનું, એ તો હે સજ્જનો! તમે સારી રીતે જાણો છો, તેથી તે વિષે મારે કશું કહેવાનું હોયજ નહિ. મન જ્યારે ચંચળ થાય છે ત્યારે ચંદનનો લેપ પણ શરીરને ગરમ

અગ્નિ જેવો લાગે છે તુકારામ કહે છે કે મન અસ્વસ્થ હોય તે વખતે ગમે તેટલા સુખોપચાર કરો તોપણ સુખને બદલે દુ ખજ થવાનુ

૩૯–ફૂલ ખુશબોદાર હોય તો પણ તેને હાથ વડે ચોળી નાખવુ નહિ આપણા છોકરા આપણને ગમે તેટલા વહાલા હોય પણ તેથી તેમને કરડી ખવાય નહિ મોતીની અદર જે પાણી (તેજ) છે તે પાણી ચાખી જોવુ નહિ, અને હાલ્લા ઉપર હાલ્લુ મૂકીને તેમાથી આવતો અવાજ સાભળવા કાન માડવા નહિ જે જે કર્મ તમે કરો તે ગમે તેટલા ફળદાયક હોય તો પણ તેમની કામના કરવી નહિ તુકારામ કહે છે કે આ ખરેખર ઊડુ રહસ્ય હુ લોકોની આગળ ઉઘાડુ કરી દઉ છુ

૪૦–શરીર અને તેનો પડછાયો એ બે દેખાય છે તો જુદા જુદા, પણ તાત્ત્વિક દૃષ્ટિએ જોતા તે બે નહિ પણ એકજ છે તેવીજ રીતે માયા અને બ્રહ્મ એ જુદા નથી, એકજ છે જે માયા છે તે બ્રહ્મ છે અને જે બ્રહ્મ છે તે માયા છે એવો બ્રહ્મ અને માયાનો પૂર્ણ અભેદભાવ તાત્ત્વિક દૃષ્ટિથી જોનારને સમજાઈ જાય છે કોઈ પણ પદાર્થના પડછાયાને શસ્ત્ર વડે કાપવા જઈશુ તો તે કપાશેજ નહિ, હાથ વડે હડસેલીને ખસેડવા જઈશુ તો તે પોતાની જગ્યા એથી ખસશે નહિ, પણ જો જમીન ઉપર લાબા થઇને સૂઈ જઇશુ તો પડછાયો બીજે ક્યાંયે ન જતા આપણી તળેજ ભરાઇ જશે પડછાયો એ વસ્તુજ એવી છે કે જેનુ શરીરથી સ્વત ત્ર અસ્તિત્વ નથી ને એમજ છે તો તેનો નાશ કરવાને મારૂ જોર અજમાવવું અથવા તર્ક-વિચારની માથાફૂટ કરવી એ તદ્દન વ્યર્થ છે તુકારામ કહે છે કે જેટલી આપણે આપણી જાતને ઊ ચી કરવા જઇશુ તેટલી આપણી છાયા પણ ઊ ચી થવાની અને જેટલા આપણે નીચા અર્થાત્ નમ્ર થતા જઇશું તેટલી આપણી છાયા પણ નાની નાની થતી જશે

૪૧–દુર્જનોને મદદ કરનારાઓને પણ દુર્જનોના જેટલીજ સજા થાય છે. વ્યભિચારિણી સ્ત્રીના આશકને સીધે રસ્તે વાળવાનું કામ બહુ કઠણ છે. દુષ્ટ લોકોને તેમના જેવા દુષ્ટ લોકોનોજ સંગ આવી મળે છે. કોઇ પણ વસ્તુને બીજી વસ્તુ સાથે ઘસીશું તો તેમાંથી અગ્નિનીજ ઉત્પત્તિ થવાની. તુકારામ કહે છે કે જે દુર્જન હોય તેનું તો હું નાકજ કાપી નાખું કે જેથી ફરીને તે બીજાઓને અવળે રસ્તે તો ન દોરવી જાય !

૪૨–જમીન, દોલત, રાજ્ય એ પૈકી ગમે તે એક વસ્તુની પ્રાપ્તિ કરવાની જેને લગન લાગી છે તેને કદી પણ ઇશ્વરની પ્રાપ્તિ થનાર નથી એવું નિશ્ચય કરીને માની લેજો. ભાડૂતી ગધેડો પીઠ ઉપર બોજો ઉપાડીને જાય છે ખરો પણ તેની પીઠ ઉપર જે પદાર્થ લાદયો હોય છે તેનો જરા જેટલો હિસ્સો પણ તેને મળતો નથી. ગમે તે એક પદાર્થનો લોભ રાખવો અને તેની સાથે સાથે દેવપૂજનમાં મન પરોવવું એવાં મિથ્યા પાંપળાં કરનાર મનુષ્ય નથી પણ પથ્થર છે, અને જે દેવની તે પૂજા કરે છે તે પણ પથ્થર છે એટલે એક પથરો લોભનો માર્યો બીજા પથરાની પૂજા કરે છે. તુકારામ કહે છે કે નાના પ્રકારનાં પાઠપૂજનયજ્ઞયાગ ઇત્યાદિ કર્મ ખૂબ ઠાઠમાઠથી કરવાં અને તેની સાથે સાથે તે તે કર્મોનાં ફળની મનમાં ઇચ્છા રાખતા જવું એ તો વેશ્યાના ધંધાના જેવું હલકું અને નિંદ્ય કામ છે.

૪૩–આખું વિશ્વ તો સદાય પવિત્ર ને પવિત્રજ છે. ગમે તે એક દેવના પ્રતિ જેના મનમાં અખંડ પ્રેમભાવનો પ્રવાહ વહ્યા કરે છે અને પોતાનો ઇષ્ટદેવજ જેને અતિ પ્રિય છે અને તેના સિવાય બીજું કશુંજ પ્રિય નથી તે મનુષ્ય આખા સંસારમાં સૌથી વધારે ભાગ્યવંત છે અને ખરેખરો ધનવાન સમૃદ્ધિમાન પણ તેજ છે. તુકારામ કહે છે કે એવા પુરુષની જે સેવા કરશે તે

બધી ભગવાનના ચરણમાંજ સમર્પિત થશે; અર્થાત્ ભગવાનની સેવા કર્યા બરોબર ગણાશે.

૪૪–આશાતૃષ્ણા વડે બંધાઇ ગયેલા લોકો નારાયણને ઓળખી શકેજ શી રીતે ? તેઓ તો રોજ રોજ પોતાની ઇન્દ્રિયોનીજ સેવા કર્યા કરે છે અને જે જે વિષયો તરફ તેમની મનોવૃત્તિઓ દોડતી હોય છે તેમને પ્રાપ્ત કરવા વલખાં મારતા ફરે છે. જેને ચિત્તભ્રમ થયો હોય એવો ગાંડો માણસ જેમ ફાવે તેમ લવારો કર્યા કરે તેવી રીતે આશાતૃષ્ણાથી બંધાઇ ગયેલા બિચારા માનવીઓ પણ યોગ્ય શું અને અયોગ્ય શું તેનો વિવેક કરી શકતા નથી. તુકારામ કહે છે કે ઉત્તમ પ્રકારના ખાદ્ય પદાર્થમાં ઝેર પડી ગયું હોય તેવી એ લોકોની દશા છે.

૪૫–ખૂબ તૃપ્તિપૂર્વક ભોજન કરનારને જ્યારે એક બે તૃપ્તિસૂચક ઓડકાર આવે ત્યારે જાણવું કે તે પેટ ભરીને જમ્યો છે અને બરાબર ધરાઇ ગયો છે; પણ જે મૂળમાં જમ્યો જ ન હોય અને અમથા અમથા ઓડકાર ખાવાના ઢોંગ કરતો હોય તેના ઓડકારનુ પોકળપણુ સાફ દેખાઈ આવે છે, કારણકે તૃપ્તિના ઓડકારમાં એક પ્રકારની વિશેષતા રહેલી છે. પેટભરીને જમનાર માણસ જ્યારે કહે કે હું ધરાઇને જમ્યો છું; અને જેણે લગારે ખાધું નથી એવો માણસ એના એજ શબ્દો કહે તોપણ બેઉના બોલની વચ્ચે તફાવત ઝટ ઓળખાઈ આવે છે; કારણકે પહેલા માણસના બોલની પાછળ સ્વાનુભવનું બળ છે અને બીજાના પોકળ શબ્દો જ છે. સેવ, લાડુ, શીરો, રચો એ બધા પદાર્થો છે તો ઘઉંનાજ, પણ તે પદાર્થ ખાઈએ તો પેટ ભરાય; પરંતુ ઘઉંના ફાકા મારીએ તો પેટ ભરાય નહિ. તુકારામ કહે છે કે હાથ-કંકણને આરસીની શી જરૂર?

૪૬-ઇશ્વરની બાહ્યપૂજા કરવા કરતાં માનસિક પૂજા કરવી એ વધારે લાભદાયક છે. બાહ્ય પૂજામાં લોકદેખાવ કરવા તરફ વધારે લક્ષ રહે છે. મંદિર બંધાવવું અથવા દેવપૂજા કરવાને સારૂ સિંહાસન બનાવીને તેના ઉપર દેવમૂર્તિની પધરામણી કરવી; પછી દેવપૂજન કરવાનાં નાના પ્રકારનાં ઉપકરણો અને સામગ્રીઓ એકઠી કરવી; ધૂપ, દીપ, ગંધ, પુષ્પ અને ઘંટા, આરતી-ઇત્યાદિ વડે ખૂબ ઠાઠમાઠથી પૂજા કરવી એ બધો જ બાહ્ય આડંબર છે; એના વડે પરમાર્થની જરાં જેટલી પણ સિદ્ધિ થવાનો સંભવ નથી. જો આપણે આપણું પૂજન લોકોને નહિ, પણ દેવનેજ બતાવવું હોય તો મનમાં ને મનમાં માનસિક પૂજન કરીશું તો પણ દેવને તો તે પહોંચીજ જવાનું. દેવપૂજનનું વાસ્તવિક ફળ તો માત્ર સત્કૃત્ય વડે જ મોટું છે; બાહ્યાચાર વડે નહિ. જેવું બીજ તેવું ફળ નીપજે છે. શુભ કર્મથી લાભ અને અશુભ કર્મથી હાનિ થાય છે એવી જ રીતે ઉપાસના કરનાર પોતાના મનમાં જેવી જેવી ભાવનાને પોષણ આપે છે તેવું તેવું ફળ તેને મળતું રહે છે. તુકારામ કહે છે કે જે ભજનક્રિયા વડે ચિત્તનું સમાધાન થઇ જાય તે ભજનક્રિયા સંસારની પાર લઇ જાય છે.

૪૭-એકાદશી અને સોમવારનાં વ્રત નહિ કરનારાઓની કોણ જાણે શી ગતિ થશે, તે હું કહી શકતો નથી. આવા સંસાર-મગ્ન લોકોને માટે શો ઉપાય કરવો, તેની મારા મનમાં ઘણી બેચેની થયા કરે છે; કારણકે એ બધા જ આંધળા અને બહિર્મુખ છે. હરિ અથવા હર એ બેમાંથી કોઇ પણ એક દેવને જેણે જરા પણ જાણ્યા નથી તેની શી ગતિ થશે, તેની હું કલ્પના કરી શકતો નથી. તુકારામ કહે છે કે જેની નારાયણના ઉપર પ્રીતિ નથી તેની આખરે શી ગતિ થશે તે હું શું કહું?

૪૮–સંસારના બંધનમાં બંધાયલા જીવોને વિશ્રાંતિ મળતીજ નથી. તેમના મનમાં રાતદિવસ નાના પ્રકારની સાંસારિક બાબતોની ગડમથલ ચાલ્યાજ કરે છે. ઇશ્વર અને ધર્મ એ બે વસ્તુઓનું તેમને વિસ્મરણ થઇ જાય છે અને તેમની જગ્યાએ વિષયસેવન તથા દ્રવ્યોપાર્જન એ બે બાબતોની ધમાલ નિરંતર પૂરજોસથી ચાલ્યા કરે છે. પોતાના ઘરનાં માણસોની તહેનાત ઉઠાવવામાંથી જેને રાતદિવસ જરાય ફુરસદ મળતી નથી, તેને તો દેવદર્શન થાયજ શી રીતે ? તુકારામ કહે છે કે એવા લોકો જીવવા છતાં આત્મહત્યા કરે છે એમ જાણવું; કારણકે નારાયણની ભક્તિની વાત તો તેઓ સાવ વીસરીજ ગયા હોય છે.

૪૯–જે ગામના લોકો હરિભક્તિ અને સેવા એ બે બાબતોથી રહિત હોય તે ગામને સ્મશાન જાણવું અને ત્યાંના લોકોને ભૂતપ્રેત જેવા જાણવા. જેઓ ધંધો કરીને પોતાનાંજ પેટ ભરે છે, તેઓ કૂતરાંની માફક પેટ ભરે છે એમ જાણવું. એવા લોકો પોતાનાં ઘરમાં યમના દૂતોને સારૂ વસવાની જગ્યા ખાલી કરી આપે છે. જે ઠેકાણે શિવલિંગની પૂજા થતી ન હોય તેવા ગામમાં અતિથિઓ અને વટેમાર્ગુઓએ રાતવાસો રહેવું નહિ; કારણકે તેવા ગામમાં ભક્તિહીન, કંટકસમાન દુઃખ દેનારા અને ચોરટાઓનીજ વસ્તી છે, એમ માનીને ત્યાં રહેવું નહિ. તુકારામ કહે છે, જેમને પોતાની સ્થિતિ અને બુદ્ધિનું કશુંજ ભાન નથી તેઓ ફક્ત યમનાં કાર્યાલયોજ છે એમ જાણજો.

૫૦–જેના કુળમાં દુરાચારી દીકરા પેદા થાય તેના પૂર્વજો પિતૃલોકમાં હાહાકાર કર્યા કરે છે કે, અરેરે ! પોતાના પિતૃઓને પરલોકમાં સંતાપ આપનારા પુત્રો તેમના માનાં પેટમાંજ કેમ નમરી ગયા અથવા અધૂરે કેમ ન અવતર્યા અથવા તેમની જનેતા વાંઝણી કેમ ન રહી ? આવા દુરાચારી અને પાપી પુત્રો પોતાને

પેઠે પાકયા તેથી તેમની જનેતાએ લજવાઇ મરવું જોઇએ અને તમે આવા નામોળુઓને જન્મ આપ્યોજ શા માટે એવું કહીને લોકોએ તે સ્ત્રીઓને મહેણાં મારવાં જોઇએ. પારકાને દુઃખ દેવું અને પરાઇ સ્ત્રી સાથે પાપાચરણ કરવું એ બે કામને માટે જે પાપીઓ પ્રવીણ છે, પરનિન્દા કર્યા વિનાનો એક દિવસ પણ જેમનો ખાલી જતો નથી અને જે દહાડે કોઇની ચાડી-ચૂગલી કરવાની તક ન મળે તે દહાડે જેમને ઉપવાસ પડે છે, જે જે દોષ હોય તેમને શોધી શોધીને સંઘરવા એજ જેમનું નિત્યકર્મ થઇ પડયું છે, પરોપકારથી પ્રાપ્ત થતું પુણ્ય એ શી વસ્તુ છે એ તો જેમણે કદી જાણ્યુંજ નથી અથવા તો પરોપકાર જેમને માટે કુપથ્ય સમાન છે અને ઝેરમાં જન્મેલા કીડા જેમ દૂધમાં મરી જાય છે તેમ દુરાચાર અને પાપમાં પેદા થયેલાં જે પ્રાણીઓથી પવિત્ર વાતાવરણ સહન થતું નથી એવા લોકો તુકારામ કહે છે કે કેવળ પતિત અવસ્થાની સાકાર મૂર્તિઓ જેવા છે. દયા, ક્ષમા, શાન્તિ અને એવી બીજી સાત્વિક વૃત્તિઓને તેઓ કદાપિ ધારણ કરવાના નથી.

૫૧–જેઓ વાતવાતમાં તપી જાય છે તેઓ શ્વાન સમાન છે અને એવા લોકો પોતે પોતાનોજ ઘાત કરનારા આત્મહત્યારા સમાન પાપિષ્ઠ છે. જેમને બીજાઓની માઠી હાલત જોઇને મનમાં દયા આવતી નથી અને જેઓનામાં ધૈર્યનો છાંટો સરખો પણ હોતો નથી એવાઓને કાંઇ સદ્દગુરુ સદ્દઉપદેશરૂપી દૂધ પાય તોપણ તે તેમને પચી શકતુંજ નથી. બીજા લોકોને જે કરડવા દોડે છે અથવા જે પોતાને મોઢેથી કટુ વચન બોલી નાખે છે તેમનાથી વિપરીત સ્વભાવવાળા સજ્જનો તેમના મોઢા ઉપર થૂ કે છે અર્થાત્ તેમનો તિરસ્કાર કરે છે. તુકારામ કહે છે કે એવા મેલા મનવાળાં પ્રાણીઓનો સંસારમાં ફજેતો કર્યો હોય તો ખોટું નથી.

પર-એક બાઈડીએ ઘણા વખત સુધી છોકરાને માટે વલખાં માર્યાં, પછી આખરે તેને છોકરૂં સાંપડયું. પોતે છોકરો જણ્યો કે છોકરી તે જાણવા સારૂ તેણે નવા અવતરેલા બાળકની જનનેન્દ્રિય તરફ નજર કરી. છોકરાનું ચિહ્‌ન જોઇને પોતાને પેટે છોકરો અવતર્યો છે એમ જાણીને તે બાઈ ઘણી હરખાઈ ગઈ અને પોતાની પાસે ઊભેલી દાયણને કહેવા લાગી કે, 'અલી! જો તો ખરી! મને તો છોકરો સાંપડયો છે.' પણ તે છોકરો જ્યારે મોટો થયો ત્યારે એવો કુળાંઠી નીવડયો કે કાંઇ કહેવાની વાતજ નહિ; ચાડીચૂગલી, ચોરીછીનાળી અને ગુંડાબાજી કરતો થઇ ગયો. જેની જેની સાથે તેને સમાગમમાં આવવાનો પ્રસંગ આવતો તે બધાને તે એવું દુઃખ દેતો કે તે સૌનો અત્યંત તિરસ્કારપાત્ર થઈ પડયો. તેને જન્મ આપનારી જનેતાએ કેટલી મોટી ભૂલ કરી કે આવા નામબોળુને જણતાંની સાથેજ તેને ગળે ટૂંપો દઇને મારી ન નાખ્યો? જે દુષ્ટના ભારથી પૃથ્વી કંપાયમાન થાય છે તેનું શરીર તો કેવળ નરકરૂપજ છે. જે હમેશાં બીજાઓને કટુ વચન કહે છે અને જેની દૃષ્ટિમાં પાપ છે અને જેનું ચિત્ત મલિન છે તે દુરાચારી પુરુષને ખરેખરો અસ્પૃશ્ય ચાંડાળજ જાણવો. પાપની મલિન છાયાવડે તે પૂરેપૂરો અપવિત્ર બની ગયો છે, તે પૂરેપૂરો ખળ છે, દુષ્ટ છે અને તેને વર્જ્ય અથવા નિષિદ્ધ પ્રાણી સમાન ગણવો જોઇએ એવું તુકારામ કહે છે.

પ૩-ગાયનવિદ્યા હું જાણતો નથી. મારો કંઠ પણ મધુર નથી અને તાલ-સ્વરનું મને જ્ઞાન નથી; પણ હે પાંડુરંગ! હું મારો બધોજ ભાર તમારા ઉપર છોડી દઉં છું. કયો રાગ કયે વખતે ગવાય તે હું જાણતોજ નથી; તેમ અમુક રાગની રચના કેવી રીતે થાય તે પણ હું શીખ્યો નથી; પણ હે દેવ! મેં તો તારે ચરણે મારૂં મન સ્થિર કરી દીધું છે. તુકારામ કહે છે કે

હે નારાયણ ! તમારા સિવાય મને બીજા કોઇની મૈત્રીની અથવા મદદની ઇચ્છા છેજ નહિ.

૫૪–'ક'ને કંઇ નહિ 'ક' અને 'ટ'ને કાંઇ નહિ 'ટ' એટલુંજ જેમનું જ્ઞાન છે, જેમની રચનામાં પ્રસાદનો છાંટો પણ જોવામાં આવતો નથી એવા જોડકણાં જોડનારા ગરબીભટો શેરીએ શેરીએ ભટકીને પોતાનાં જોડકણાં લોકોને સંભળાવતા ફરે છે. લોકો ન સાંભળે તો 'સાંભળો' 'સાંભળો' એમ કહી લોકોની ખુશામત કરતા ફરે છે. લોકો તેમને ધૂતકારી કાઢે તો પણ 'જરાક તો સાંભળો' 'જરાક તો વાંચી જુઓ' એમ કહીને વગર બોલાવ્યે સૌની આગળ પોતાની કવિતાઓ રાગોટતા ફરે છે; પણ સુજ્ઞ લોકો તેમની કવિતાઓની પરીક્ષા કરી લે છે અને તેમના પ્રતિ ઘટતો તિરસ્કાર દર્શાવે છે. આથી કરીને પેલા (પોતાને કવિ કહેવડાવનારા) લોકોને જતી વખતે નીચું મોઢું કરીને ત્યાંથી ચાલ્યા જવું પડે છે. એ બાપડા ગમે તેમ કરીને ચાર અક્ષરોને જ્યાંથી ત્યાંથી ખેંચી તાણીને એકઠા કરે છે અને કહે છે કે જુઓ, અમે કવિતા કરીએ છીએ; સાંભળો અમારાં કાવ્ય; પણ એવી કવિતામાં સ્વાભાવિક પ્રેમ અથવા પ્રસાદનું આસળા જેવું મીંડુંજ હોય છે. તુકારામ કહે છે કે જેમના અંતરમાં ઇશ્વરપ્રેમ લેશ માત્ર હોતો નથી તેઓ ગોવિંદના સાનિધ્યમાં સ્થાન પામતા નથી.

૫૫–શરીર વગેરે પ્રાપંચિક ઉપાધિની બાબતમાં એક રીતનું પ્રાયશ્ચિત્ત કરી લઇને હું નિશ્ચિન્ત થઇ બેઠો છું. જેવી રીતે કોઇને કશી આભડછેટ અથવા એવો કોઇ દોષ લાગુ પડી ગયો હોય અને તે જેમ ગૌમૂત્ર ઇત્યાદિનું સેવન કરીને શુદ્ધ થઇ જાય તેમ હું પણ (પ્રાપંચિક ઉપાધિઓની આભડછેટથી) શુદ્ધ બની ગયો છું. આથી કરીને પ્રપંચ વડે ઉત્પન્ન થતી કોઇ પણ

પ્રકારની પીડા હવે મને કદાપિ લાગુ પડનાર નથી-અરે ! તેની છાયાનો પણ મને સ્પર્શ નહિ થાય. રસ્તે જતાં કોઇ ગંદી વસ્તુને કદાચ હાથ અડી જાય તો તેની શુદ્ધિ કરવાને સારૂ આટલી બધી ભાંજગડ અને ખાલી આડંબર શાને હોવાં જોઇએ? એમ કરવાથી તો આપણું ચિત્ત બાહ્યાચારમાંજ બંધાઈ રહેવાનું અને જે કરવાનું છે તે તો એક બાજુએ પડી રહેવાનું; ઉન્નતિની વાટજ બંધ થઇ જવાની. માટે (હમેશાં મનમાં એક વાતનું સ્મરણ રાખ્યા કરવું કે) જે ઠેકાણે જે પદાર્થ ભગવાને નિર્માણ કરી રાખ્યો છે તે તે ઠેકાણે તે પોતેજ જુદા જુદા પદાર્થનું રૂપ ધારણ કરીને બેઠેલા છે. તુકારામ કહે છે કે હેહને લગતો અહંભાવ નિર્મૂળ થઇ ગયો એટલે પછી આ મારૂં અને આ પારકું એવી દ્વૈતભાવના પણ તેજ વખતે ટળી જવાની.

૫૬-યોગના ભાગ્યમાં ક્ષમતા તો લખેલીજ છે પણ તે પ્રાપ્ત કરતા પહેલાં પોતાની ઇન્દ્રિયોનું દમન કરવું જોઇએ. એક વાર જ્યાં ભગવાનજ આપણા પોતાના બની ગયા એટલે પછી તેમની કૃપાના પ્રભાવ વડે સંપૂર્ણ ભાગ્ય અને તમામ વિભૂતિઓ આપણા ઘરમાં જ ચાલ્યાં આવવાનાં. આપણું ખેતર કોઇ ખેડૂતને નામે કરી દઇએ અથવા તેને ખેડવા આપી દઇએ એટલે પછી તે ખેતરમાં નથી આપણે પાણી સીંચવું પડતું કે નથી નીંદામણ આપવું પડતું. એ ખેતરની બાબતમાં આપણને કશીજ મહેનત કરવી પડતી નથી. પેલો ખેડૂતજ બધું કરી છૂટે છે. તુકારામ કહે છે કે હે ભગવન્ ! કયે વખતે શું શું કરવાનું તે બધું તમે સારી રીતે જાણોજ છો. પછી નાહકની ચિન્તા શા માટે કરી મરૂં?

૫૭-ઇશ્વરભક્તિના ભાવાવેશને લીધે જેની આંખો કદી

ભીની થતી નથી અને જેના અંતઃકરણમાં ઇશ્વરપ્રેમનો લેશ માત્ર ઉમળકો આવતો નથી એવા શુષ્ક હૃદયના લોકો ભક્તિના સંબંધમાં જે કાંઇ બોલે તેના વડે માત્ર તેમનું ચાંપલાપણુંજ દેખાઇ આવે છે અથવા તો લોકોના મનનું એ રીતે રંજન કરવાની તેમની પોકળ ચાતુરીનુંજ દર્શન થાય છે. જ્યાંસુધી આપણો સ્વામી આપણને પોતાની કૃપાનું દાન દેવા તૈયાર થાય નહિ ત્યાંસુધી આપણા વિનયનું, અનુનયનું કશું ફળ પ્રાપ્ત થતું નથી. તુકારામ કહે છે કે જ્યાંસુધી એક બીજાની ( ભક્તની અને ભગવાનની ) આંખે આંખ પણ મળી નથી ત્યાંસુધી બેઉના મિલનનો સંભવ પણ નથી.

૫૮–કોઇ એક મૂર્ખ, જેને શાસ્ત્રનું જ્ઞાન ઊંઠા જેટલુ જ હતું, અને વિધિમાં બતાવ્યુ હોય તે કરતાં જે ઊલટા આચરણનો હતો તે એક વાર પોતાનાં માતાપિતાનું શ્રાદ્ધ સરાવવા બેઠો. પિંડદાન કરતી વખતે તેણે પોતાની માની જગ્યાએ પોતાની સુવાસણ બાઇડીને બેસાડી અને પોતાના બાપની જગ્યાએ પોતે બેઠો. અરે ઓ નખોદિયા ! એમ કરવાથી તો તનેજ મોટું નુકસાન થયુ છે; કારણકે તારી આ બધીજ કાર્યવાહી શાસ્ત્રવિધિની વિરુદ્ધ છે. અરે ઓ ભૂંડા ! તેં તો તારૂં બધુ જ આયુષ્ય વિષયભોગની ચર્ચા કરવામાં એળે ગુમાવ્યુ છે તુકારામ કહે છે કે ઉપર કહ્યા તેવા શંખભારતીઓમાં લેશ માત્ર પણ દયા હોતી નથી અને તેઓ ફક્ત પથરાનીજ પૂજા કરી જાણે છે.

૫૯–દાન કરતી વખતે જેના હાથને કંપવાયુ થઇ આવે અને કોઇ તેને કહે કે દાન એ ધર્મ છે માટે તું દાન કર ત્યારે તે વાત જેને કડવી ઝેર જેવી લાગે છે, જે હમેશાં ચાંપલાઇ કર્યાજ કરે છે, દૂધમાં હિંગની વાસ બેસી જાય તે દૂધ જેવું નકામું બની જાય

છે એવાજ નકામા અને અર્થ વિનાના લવારા જે બધો વખત કરતા ફરે છે, જેના પગ કદી કોઇ તીર્થસ્થાનમાં ગયાજ નથી, કોઇ તેને પૂછે કે અલ્યા! તું તીર્થયાત્રા કેમ કરતો નથી ત્યારે તે કહે છે કે મારી પાસે પૈસા નથી, તુકારામ કહે છે કે એવા માણસના મનમાં કોઇ સારી વાતના અંકુર ફૂટેલા હોતા નથી. એવા લોકોની પાસેથી સદાચરણની શી રીતે આશા રખાય?

૬૦–ગાયો ચરાવનાર ભાવિક ગોવાળિયાને પોતાના ઉપાસ્ય દેવને પ્રસન્ન કરવા સારૂ ધૂપ, દીપ, નૈવેદ્ય, પુષ્પ, અલંકાર એવા કોઈ પણ પદાર્થની જરૂર પડી ન હતી. તેના ભોળા અંતઃકરણમાંથી પ્રેમભાવયુક્ત ચાર ગાંડાઘેલા શબ્દો સાંભળીનેજ ભગવાન તેના ઉપર રાજી રાજી થઇ જાય છે. પેટ ભરીને ભોજન કરવાથી ખાનારને જેવી તૃપ્તિ થઇ જાય છે તેવી ભગવાનને પણ તેના ભાવભીના શબ્દો વડે અતિશય તૃપ્તિ થઈ જાય છે. દેવને રાજી કરવાને સારૂ નાના પ્રકારની આરાધના કરવાની કે સ્તુતિપાઠ કરવાની તેને કશીજ જરૂર પડતી નથી. તુકારામ કહે છે કે ભગવાન પોતાની બધી મોટાઇ અને ઐશ્વર્યનો ત્યાગ કરીને ઉપર કહ્યા તેવા દીન ભક્તની આગળ તેના જેવા બનીને બેસી જાય છે.

૬૧–તેં ભલે મોટા મોટા બળવાન અને પરાક્રમી પુરુષોની મૈત્રી સાધી હોય પણ યાદ રાખજે કે તારે મરણપ્રસંગે તેઓમાંનો કોઇ તારી મદદે આવનાર નથી. એમ ન કરતાં તું તારા ભંડારમાં રામનામરૂપી માલ અગાઉથી ભરી રાખજે. તું જો એમ નહિ કરે તો યમદૂતો તારા ઉપર દાંત કચકચાવીને ચઢી આવશે. તેં કદાચ કરોડો રૂપિયાની દોલત સંપાડી હોય તોપણ તારો કાળ તને કદાપિ છોડનાર નથી. તે તો તેનો વખત આવશે એટલે તને ઝડપી લેવાનોજ. તારાં માતાપિતા, તારી સ્ત્રી

તારા પુત્રપૌત્રાદિક, તારાં સગાંવહાલાં, તારા ઇષ્ટ મિત્રો અથવા તારી પાસે ભારે બળવાન સૈન્ય હોય તો તે પણ તારી અંતની ઘડીએ તેમાંનું કોઇજ કામમાં આવવાનું નથી. તારૂં પરાક્રમ, તારૂં બુદ્ધિબળ, તારૂં તેજ એ બધાં ત્યાંસુધીજ તારાં છે કે જ્યાંસુધી કાળ તારી સમીપ આવીને ઊભો ન હોય. તુકારામ કહે છે કે, ઓ મારા ભાઇ! તારી પાછળ ચોર્યાશી લક્ષ યોનિનું જે ચક્ર ફરે છે તેનાથી તું તારો છુટકારો કરી લે અને જન્મમૃત્યુના ફેરામાંથી તું તારી જાતને ઉગારી લે.

૬૨–એક કર્ણાટક દેશની સ્ત્રીએ કોઇ મહારાષ્ટ્રીય પુરુષ સાથે લગ્ન કર્યું. પેલી સ્ત્રી તેની કાનડી ભાષામાં કાંઇ કહે ત્યારે તેનો મહારાષ્ટ્રીય પતિ ઉંધું ઊંધું સમજે અને પેલો તેને મરાઠીમાં કાંઇ કહેવા જાય ત્યારે તે સ્ત્રી ઊંધું સમજે. આમ બેઉનું આંધળે બહેરૂં કુટાયા કરે. હે દેવ! કૃપા કરીને તમે મારી સ્ખેને આવી ફજેતી કરાવતા. મને તો કોઈ સંત પુરુષનોજ સમાગમ કરાવજો. એક દિવસ એવું બન્યું કે પેલી કર્ણાટકી સ્ત્રીએ કાનડી ભાષામાં કહ્યું કે, 'ઇલણા' એટલે 'અહીં'.' પણ તેનો મહારાષ્ટ્રીય પતિ કાંઈ અવળુંજ સમજી બેઠો. તેણે એવો અર્થ કર્યો કે તું તો 'મારો બાપ' થાય, એવું મને મારી સ્ત્રીએ કહ્યું. તેણે તે ઘડીએજ સમ ખાધા કે મારે આજથી એ સ્ત્રીની પાસે જવુંજ નહિ. તે દિવસથી તે પોતાની સ્ત્રીથી દૂરનો દૂર રહેવા લાગ્યો. તુકારામ કહે છે કે જેમનો એકબીજાની સાથે કદી મેળજ ન થાય એવાં સ્ત્રીપુરુષ પરણીને સુખી થતાં નથી પણ ઊલટાં દુઃખી થાય છે.

૬૩–સંસારમાં સુખનું પ્રમાણ જવના દાણા જેટલું થોડું છે અને દુઃખનું પ્રમાણ પર્વતના જેટલું ખૂબજ મોટું છે; એટલા

માટે તું સંતોનાં વચનને માન્ય રાખ અને રોજ તેમની શિખા મણ પ્રમાણે ચાલ, એવું હું પુનઃ પુનઃ કહું છું. આ મૃત્યુલોકમ માણસનું આયુષ્ય સો વરસનું કહેવાય છે. તેમાં રાત્રિના બા કલાક તો ઉંઘવામાં જાય એટલે સોમાંથી અરધો અરધ પચા વરસ તો નિદ્રા ખાતે જતાં રહ્યાં. બાકી પચાસ રહ્યાં તેમાં બા વરસ બાળપણનાં, થોડાંક જુવાનીની મસ્તીનાં, થોડાંક મંદવા નાં-એ બધાં પચાસમાંથી બાદ કરતાં તો જે થોડાં વરસ રહે ઘડપણનાં સમજી લેવાં. આ રીતે સો વરસનો હિસાબ પૂરો થ ગયો. તુકારામ કહે છે કે અરે ઓ બેવકૂફ! તારૂં આયુષ્ય જ આ પ્રમાણે એળે જશે તો તારો મનુષ્ય-જન્મ વૃથા જવાનો અને પાછું તારે જન્મમૃત્યુરૂપી ઘાણીમાં જોડાવું પડવાનું.

૬૪-જે માણસ દુર્જન હોય તેની સાથે વાત કરવાનું મને મનજ ન થાઓ. અહો ગોવિન્દ! જેઓ તમને ભૂલી જતા હોય અને જેઓ પોતાને મોઢેથી સાધુ પુરુષોની નિંદાજ કર્યા કરતા હોય તેમના મોઢા ઉપર આગ પડો. આવા કુંભાડી લોકોનાં મોઢાં જોવાનો મને પ્રસંગજ ન આવે તો ઘણું સારૂં. તુકારામ કહે છે કે હે દેવ! એવા દુર્જનોથી મને વેગળો ને વેગળોજ રાખજો.

૬૫-અગ્નિની અંદર તલ અને ચોખા હોમનારા કર્મકાંડી-ઓને ઉદ્દેશીને તુકારામ કહે છે કે આપણા સૌથી મોટામાં મોટા અને સૌથી વિશેષ પીડા આપનારા દુશ્મનો જે કામ ક્રોધાદિક વિકાર છે તેમને તો પેલા શઠ કર્મકાંડીઓ જેવા ને તેવા રહેવા દે છે ત્યારે તે મૂર્ખાઓનું ગરીબ બિચારા તલ અને ચોખાએ શું બગાડ્યું તે તેમને બાળી મારતા હશે? એકલા પાંડુરંગનું સ્મરણ કરવાને બદલે કર્મકાંડ અને યજ્ઞયાગના આડં-બરની મિથ્યા પીડા તેઓ શા માટે વહોરી લેતા હશે? જેઓ

(ગીતા ઇત્યાદિ) ગ્રંથોના પાઠ અને પારાયણ કરે છે તેઓ અર્થ ન વિચારતાં ગ્રંથોના શબ્દો અને અક્ષરોનેજ વાંચી જાય છે ત્યારે તો તેમ કરવામાં તેમનો હેતુ લોકોમાં માનપ્રતિષ્ઠા પામવાનો અને પોતાનો દંભ વધારવાનોજ હોય છે. જેઓ નાના પ્રકારનાં તપ આદરે છે અને તીર્થપર્યટન કરે છે તેઓ પણ તે તે બાબતનું પોતાનું મિથ્યાભિમાન વધારે છે. એવીજ રીતે જેઓ બીજાઓને દાન દે છે તેઓ પણ મનમાં અહંકાર કરતા થઇ જાય છે કે અમે મોટા દાનેશ્વરીઓ છીએ. તુકારામ કહે છે કે આવે રસ્તે જનારા સાધકો પોતાનો આત્મપ્રાપ્તિનો માર્ગ ચૂકી જાય છે અને તેઓ જે કાંઈ આચરણ કરે છે તેમાંથી ધર્મને બદલે કેવળ અધર્મનીજ પ્રાપ્તિ કરે છે.

૬૬–હે દેવ! સંસારના ત્રિવિધ તાપ વડે હું અતિશય શેકાઇ ગયો છું અને કુટુંબની સેવા કરીને પણ હું ખૂબજ સંતપ્ત થઇ ગયો છું; તેટલા માટે હવે હું તારા ચરણનો આશ્રય લેવા આવ્યો છું. હે પાંડુરંગ! હે મારી માવડી! તું હવે જલદી જલદી મારી પાસે દોડી આવ. અનેકાનેક જન્મોથી સંસારનો બોજો ઉપાડી ઉપાડીને હું તો પૂરેપૂરો વૈતરા જેવો બની બેઠો છુ. હવે એ પીડામાંથી મારે કેવી રીતે છુટા થવું તેનો રસ્તો મને જડતો નથી. હું તો અંદરથી અને બહારની બાજુએથી બધી રીતે ચોરો વડે ઘેરાઇ ગયો છું. અંદરથી કામક્રોધાદિક ચોર–ડાકુઓએ મને બાંધી લીધો છે અને બહારથી સ્ત્રી, પુત્ર, સગાવહાલાં, ઇષ્ટમિત્રો એ બધાં ચોર લોકો મને વીંટળાઇ વળ્યા છે. એમના સંકજામાંથી છૂટવાનો મને તો એકેય ઉપાય સૂઝતો નથી. એમના સંસર્ગને લીધે મારા મનની હાલત ઘણીજ અસ્તવ્યસ્ત થઇ જાય છે અને ઘણા દિવસથી હું અત્યંત વ્યાકુળ બની ગયો છું. તુકારામ કહે છે કે હે દેવ! તું હવે મારી મદદે જલદી,

ખૂબજ જલદી વેગભેર દોડી આવ; કારણકે દીન જનોનો ઉદ્ધાર કરનાર તમે એકજ સ્વામી છો અને એજ તમારૂં બિરદ છે.

૬૭-જેઓ ભગવાનના ભક્તોની સેવા કરે છે તેમની આગળ ભગવાન પોતે કરજદાર બની જાય છે; કારણકે ભક્તોની સેવાનું ઋણ ભગવાન પોતાના માથા ઉપર લઇ લે છે. પુરાણોનો આવો અભિપ્રાય છે અને તે તદ્દનજ સત્ય છે એવું હું પુનઃ પુનઃ કહું છું. ઘણા પ્રાચીન સમયની કથાઓ એક બાજુએ રાખીએ પણ એવીજ એક વાત અમારા સાંભળવામાં આવી છે. તે એવી છે કે સંત કબીરજી પોતાનું હાથનું વણેલું કાપડનું થાન લઇને બજારમાં જતા હતા; રસ્તામાં કોઇ ગરીબ કંગાલ માણસ જેની પાસે પોતાની કાયા ઢાંકવાને કંઇજ ન હતું તે લોકોની પાસે વસ્ત્રની ભીખ માગતો હતો. કબીરજીએ તેને દીઠો એટલે પોતાના આખા થાનમાંથી અડધોઅડધ તેને ફાડી આપ્યું. અડધું થાન જે બાકી રહ્યું તે ભગવાને પોતે બ્રાહ્મણનું રૂપ લઇને કબીરજીની પાસેથી માગી લીધું; પણ તે આખા થાનની કિંમત ભગવાને કબીરજીને ઘેર મોકલાવી દીધી. કબીરજીએ તે ન રાખતાં પાછી મોકલી દીધી. એજ પ્રમાણે ભક્ત નામદેવને વિષે પણ એવું કહેવાય છે કે એક દિવસ તે પોતાને માથે કાપડની ગાંસડી લઇને પરગામ વેચવાને સારૂ જવા લાગ્યા. રસ્તે જતાં એક ઠેકાણે પુષ્કળ બ્રાહ્મણો નામદેવની નજરે પડયા. તેમણે પોતાની પાસેનું બધુંજ કાપડ ફાડી ફાડીને બ્રાહ્મણોને વહેંચી આપ્યું. તે કાપડની પૂરેપૂરી કિંમત ભગવાને નામદેવને ઘેર પહોંચતી કરી દીધી; પણ નામદેવે તે ન લેતાં બ્રાહ્મણોમાં લૂંટાવી દીધી. એકનાથનું દેવું ભગવાને પોતે ચૂકાવી દીધું હતું એ વાત તો એટલી બધી જાણીતી છે કે તેને માટે કશી સાબિતીની જરૂરજ રહેતી નથી. બીજું એક દૃષ્ટાંત ભાનુદાસ મહારાજનું છે. ભાનુદાસે પોતાનાં

તરોમાં વાવવાને સારૂ સંઘરી રાખેલા બીજને દળાવી નાખ્યું ને તે વડે સાધુસંતોને ભોજન કરાવીને તૃપ્ત કર્યા; પણ ભગ-ાને ભાનુદાસના ખેતરનું વાવેતર પોતાને હાથે કરીને પોતાના ાથાનું ઋણ ચૂકવી આપ્યું. તુકારામ કહે છે કે ભગવાન તો પોતા-ા ભક્તોને માટે ઉપરનાં દૃષ્ટાંતોમાં જોઇ ગયા તેવી રીતે કાળજી ાખે છે; પણ જેમનાં અંતઃકરણમાં ભગવાનના પ્રતિ શ્રદ્ધાજ હોય નહિ તેમને તો કહેવુંજ શું ? એવા લોકો મનુષ્યશરીરમાં એક રાતે બંધાઇજ ગયા છે એવું કહીએ તો ખોટું ન કહેવાય.

૬૮–વિવેકપૂર્વક ભોગ ભોગવાય તો તે ત્યાગ કર્યા બરોબર છે અને અવિવેકપૂર્વક ત્યાગ કરીએ તો તે ત્યાગ નહિ પણ ભોગ ભોગવ્યા બરાબર છે. આ જાણે દેખીતી રીતે અવળું હોય એવું લાગે છે; પરંતુ અમુક ભોગનો ત્યાગ કરવો એ ધર્મ છે એમ સમજીને તેનો ત્યાગ કરવાથી અધર્મની પ્રાપ્તિ થાય છે અને અમુક ભોગનો ઉપભોગ કરવો એ અધર્મ છે એવી સમજપૂર્વક ભોગ કર્યાથી ધર્મની પ્રાપ્તિ થાય છે તેનુ કારણ આગળ કહેવામાં આવ્યુ છે. જે જે કર્મ કરવાથી ઈશ્વરની પ્રાપ્તિમાં વિઘ્ન આવતું હોય તે બધાંજ કર્મ ગમે તેવાં સારાં હોય તોપણ પાપરૂપજ જાણવાં. એટલા માટે મનમાં એવી તેવી બાબતોના જે જે સંક-લ્પ વિકલ્પ થયા કરતા હોય તે બધા વ્યર્થ સંકલ્પ છે એમ જાણીને તેમનો નાશ કરી દેવો. તુકારામ કહે છે કે નહિ કરવા જેવાં કામનો વિચાર કરવોજ નહિ. સદ્‌વિચાર કરતા રહીને મિથ્યા સંકલ્પ-વિકલ્પોનો ત્યાગ કરવામાજ લાભ છે.

૬૯–બહુરૂપી નાના પ્રકારના વેશ લઇને પોતાનું બાહ્ય સ્વરૂપ બદલી નાખે છે. બગલો નદી કિનારે બેઠો બેઠો માછલી પકડવાના હેતુથી જાણે ધ્યાનસ્થ હોય એમ એકચિત્તે બેસી રહે

છે. એજ પ્રમાણે ઠગ ભક્ત શરીરે દ્વાદશ તિલક કરે છે, ગળે નાના પ્રકારની કંઠીઓ અને માળાઓ ધારણ કરે છે, પૂજા કરતી વખતે ભાતભાતની મુદ્રાઓ કરે છે; આટલો બધો બાહ્ય આડંબર તો તે કરે છે પણ સંસારને ઠગવાની અને લૂંટવાની તેના મનમાં ઊંડે ઊંડે છુપાઈ રહેલી પાપી મનોવૃત્તિને તે લોકોની નજરેથી આબાદ છુપાવી દે છે. માછલી પકડનાર માછી લોટની ગોળીની નીચે આંકડો એવો છુપાવી રાખે છે કે બિચારી માછલી તો એમજ જાણે છે કે આ તો લોટની ગોળી અથવા માંસનું બોટુંજ છે; પરંતુ તે ગોળીની અંદર અથવા માંસના બોટાની અંદર સંતાડી રાખેલો લોખંડનો આંકડો જે માછલીના તાળવામાં ઘોચાઇ જાય છે તે તો માછલીની નજરે કદી પડતોજ નથી. કસાઈ બકરાંઘેટાંને ખૂબ ખવડાવી-પિવડાવીને પુષ્ટ કરે છે તો ખરો, પણ તે શાને માટે કરે છે.? બકરાંઘેટાં પુષ્ટ થાય અને તેમનાં શરીરમાં ચરબી અને માંસ સારા પ્રમાણમાં ઉત્પન્ન થાય તો તેમની સારી કિંમત ઊપજે. ઠગભક્તોનો વ્યવહાર પણ બરાબર આવોજ હોય છે. તુકારામ કહે છે કે ઉપર ઉપરનાં મારાં આચરણને લીધે હું લોકોમાં ઉત્તમ સાધુ ગણાતો હોઉં તોપણ હે પાંડુરંગ! તમારી આગળથી મારૂં કશુંજ છુપું રહી શકતું નથી; કારણકે તમે તો કૃપાવંત ભગવાન છો.

૭૯–માણસનું તેજ અને વીર્ય એક વાર જ્યાં શોષાઈ ગયાં એટલે પછી તો એકાદ રાંડીરાંડ પણ તેનાથી ડરતી નથી. એક વાર ઉપર કહ્યું તેમ કોઇ તેજ હીન થઈ ગયો હોય અને લોકોમાં હલકો પડી ગયો હોય તે માણસ કદાચ ફરીથી પોતાનું બળ, પરાક્રમ બતાવવા લાગે તોપણ તેની એક વાર ગયેલી પ્રતિષ્ઠા પાછી આવતી નથી. કોઇ પણ માણસનું મન તેના મિત્ર- [illegible] કવાર ઊંચું થઇ ગયું એટલે પછી કોઇ

ઉપાયે તે પહેલાંના જેવું તો થવાનું જ નહિ. તુકારામ કહે છે કે એક વાર જ્યાં કોઇ માણસ હિંમત હારી ગયો એટલે પછી તેને ગમે તેટલી હિંમત આપીએ અથવા પાણી ચઢાવીએ તોપણ તે પાછો ને પાછોજ હઠવાનો.

૭૧-યુકતાહારાદિ સાધનો કરવાની કાંઇજ એટલી બધી જરૂર નથી; તોપણ થોડીક અત્યંત જરૂરી બાબતોનો ભેદ ભગવાને સ્પષ્ટ રીતે બતાવી દીધો છે. તે ભેદ એ છે કે કળિયુગમાં નિરંતર હરિકીર્તન કરવું અને તેમ કરવાથી ભગવાનની પ્રાપ્તિ થાય છે. લૌકિક વ્યવહારનો ત્યાગ કરવાની કાંઇજ જરૂર નથી, તેમ અરણ્યવાસ કરવાની અથવા શરીરે ભસ્મ લગાવીને દંડ ધારણ કરવાની પણ કાંઇજ જરૂર નથી. તુકારામ કહે છે કે એક હરિનામને બાદ કરીને હરિદર્શન કરવાના બીજા બધાજ ઉપાય મને વ્યર્થ લાગે છે.

૭૨-જેના મોઢામાંથી કૃષ્ણના નામનો ઉચ્ચાર કદી સાંભળવામાં આવતો નથી તેની બોલી ગમે તેટલી મધુર હોય તોપણ તેને અશુભજ સમજવી. એવો માણસ પુરુષ હોય કે સ્ત્રી હોય ગમે તે હોય પણ તે રાંડીરાંડજ છે એમ જાણવું. સ્ત્રી એવી હોય તો તેને રાંડ જાણવી અને પુરુષ એવો હોય તો તેને રંડવો ગણવો. જેણે પોતાના હાથમાં દાનેશ્વરીપણાનું કંકણ કદી ધારણ કર્યું નથી એવા દુર્જનનું માથું મુંડાવી નાખીને સંતપુરુષો તેનો ફજેતો કરે છે અને તેને પોતાની સંતોની મંડળીમાંથી બહાર કાઢી મૂકે છે. તુકારામ કહે છે કે જેનું જીવન અસ્તવ્યસ્ત છે એવા માણસની જ્યાં ત્યાં ફજેતીજ થતી રહે છે.

૭૩-ધર્મઠગ લોકો બધે કહેતા ફરે છે કે કાર્યરૂપ દેહાદિ પ્રપચનાં નાના પ્રકારનાં પ્રાપંચિક રૂપોને ધારણ કરનારી તેમજ

કારણરૂપે રહેનારી જે માયા છે તે બ્રહ્મજ છે. આવી ખોટી સમજને વળગી રહેનારાઓ પોતે જાતે ભ્રાન્તિમાં પડે છે અને જેઓ તેમની સંગતમાં રહે છે તેમને પણ ભ્રાન્તિમાં નાખી દે છે. વિષયાસક્ત લોકો બીજાઓના દોષ જોતા ફરે છે પણ તેઓ પોતે તો નાથેલા બળદની માફક તેમનું મન જ્યાં ઘસડી જાય ત્યાં ઘસડાઇ જાય છે. તીખા સૂરણનો યથાવિધિ પાક બનાવીને ખાધો હોય તો તે પચી જાય છે પણ તેમ ન કરતાં કોઇ સૂરણને કાચું ને કાચુંજ ચાવી જાય તો તે ઊલટો દુઃખી થાય. નાનું છોકરૂં માંદું થયું હોય અને તેને કડવું ઓસડ ખવડાવવું હોય તો તેની મા તેને કહશે કે આટલી દવા પી જઇશ તો ગળ્યું મોઢું કરવા તને ગોળ ખાવા આપીશ. એવીજ રીતે જો તમારે સંસાર તરી જવાની ઇચ્છા હોય તો વેદની આજ્ઞાઓને વિષે ખૂબ વિચાર કરવો અને તેમાંથી જેટલો યથાર્થ અંશ હોય તેટલો ગ્રહણ કરવો અને જે રોચક વાક્યો હોય તેમનો ત્યાગ કરવો. તુકારામ કહે છે કે જે માણુસ (सर्वं खल्विदं ब्रह्म) બધુંજ બ્રહ્મ છે, એવી વાતો કરતો ફરે છે અને છતાં પોતાના દેહનું પોષણ કરવા પ્રતિ લક્ષ આપે છે તેને કદી પણ ભગવાનની પ્રાપ્તિ થનાર નથી.

૭૪–મૃગજળ છે તો મિથ્યા પણ તરસ્યા હરણને તે સાચું હોય એવું દેખાય છે. તેથી કરીને તે ભુલાવામાં પડે છે અને પાણી પીવાના લોભનું માર્યું થાકી થાકીને બેહોશ થતા સુધી દોડી મરે છે. અરે મૂર્ખાઓ! આ દેહાદિ પ્રાપંચિક પદાર્થો પણ એ મૃગજળના જેવાજ મિથ્યા છે. એવા જડ પદાર્થોમાં આસક્તિ રાખીને તમે શાને તમારી જાતને ઠગો છો? માટે રખેને એવી ભૂલ કરતા. આપણાં જે જે સંચિત કર્મો હશે તેમાંનાં કેટલાંક કર્મ કરતાની સાથેજ ફળ આપે એવાં હોય છે, કેટલાંક આ જન્મની અંદર તેને યોગ્ય વખતે ફળ આપે એવાં

હોય છે અને કેટલાંક જન્મજન્માંતરમાં ફળે એવાં પણ હોય છે. તુકારામ કહે છે કે જ્યાં દેહમાંથી પ્રાણ નીકળી ગયો એટલે પછી તરત સ્મશાનની વાટ લેવી પડે છે અને છાણાં તથા અગ્નિની જોડે તેનું લગ્ન થઇ જાય છે.

૭૫–ગોકુળના ગોવાળનાં છોકરાં જે છાશ પી પીને મોટાં થયાં હતાં તે એવડાં ક્યાં રૂપાળાં હતાં? પણ તે છતાં ભગવાનને તેઓ અતિશય વહાલાં હતાં. ભગવાને તેમના તરફ જેટલી મમતા રાખેલી તેટલી તેમણે બીજા કોઇના ઉપર રાખી નથી. વિદુરના કણ ભગવાન આરોગી ગયા પણ તેથી તે ભૂખ્યા થોડાજ રહ્યા હતા? તુકારામ કહે છે કે પેલી કુબ્જા દાસી વળી કયી રૂપાળી હતી? તેના શરીરના તો ત્રણ જગ્યાએથી ત્રણ વાંક થતા હતા અને કદરૂપાપણાની પરાકાષ્ઠા જેવી તેની આકૃતિ હતી.

૭૬–હવે સૌ માનવ પ્રાણીઓને મારો એકજ ઉપદેશ છે કે તમે તમારા આયુષ્યનો નાશ ન કરશો. હું તો સૌને પગે માથું મૂકીને કહું છું કે તમે સૌ તમારાં ચિત્તની શુદ્ધિ કરી લો. સૌના કલ્યાણમાં એકસરખી નિષ્ઠા રાખતા રહીને ભગવાનનું ચિંતન કરવાનું છે. તુકારામ કહે છે કે તમોને આથી વધારે તે બીજું શું કહેવા જેવું છે? જે કર્યાથી તમારૂં હિત સધાતું હોય તે કામ કરવું.

૭૭–ભક્તોના સિવાય બીજું કોણ ભગવાનને સાકાર સ્વરૂપ આપી શકે? અને ભક્તોના સિવાય ભગવાનની સેવા કરનાર પણ બીજો કોણ હોય? જેમ સોનાની વીંટી અને તેમાં જડેલી હીરાકણી બેઉ એકબીજાના યોગે કરીને શોભાયમાન દેખાય છે તેમ ભગવાન અને ભકત પણ પરસ્પર એકબીજાની શોભામાં વૃદ્ધિ કરે છે. વળી ભગવાનના સિવાય ભકતોને નિષ્કામપદ આપનાર પણ બીજું કોણ છે? તુકારામ કહે છે કે જેવો બાળકનો તેની

માતાની સાથેનો સંબંધ છે તેવોજ ભક્તો અને ભગવાનનો પણ સનાતન સંબંધ છે.

૭૮–અખિલ વિશ્વને ઉત્પન્ન કરનાર ભગવાન યશોદાને મા કહીને બોલાવતા હતા. જે કોઇ ભક્તના અંતઃકરણમાં ભગવાનના પ્રતિ જેવી ભાવના હોય છે, તેજ ભાવનાને અનુરૂપ ભગવાન પણ તે ભક્તની સાથે વર્તાવ કરે છે. જે પરમાત્મા સ્વભાવ વડે તદ્દન કામના રહિત છે અને તમામ પ્રકારની ઉપાધિઓથી નિર્લિપ્ત છે, તે છતાં તે ગોપીઓના પ્રતિ પોતાના પ્રેમને પ્રકટ કરે છે; તુકારામ કહે છે કે જે અવ્યક્ત પરમાત્મા છે તેજ સાકારરૂપ ધારણ કરે છે.

૭૯–સવારમાં જ્યારે મરઘડા કૂકડેકૂક કરે અને સૂરજનું અજવાળું આંખે દેખાય ત્યારેજ શું સૂર્યોદય થયો કહેવાય અને નહિ તો નહિ? હે ભગવન્! મારામાં સંતપણાની કશી યોગ્યતા તો છે નહિ છતાં લોકો શા માટે મારા માથા ઉપર ખાલી સંતપણાનો બોજો લાદતા હશે અને મને સંત કહીને બોલાવતા હશે? કોઇ એક યજમાનનો રસોઇઓ કહે કે મેં રસોઇ કરી નથી તો તેથી તે થોડોજ ભૂખ્યો રહેવાનો હતો? તુકારામ કહે છે કે તમામ કળાઓ તે અનંતનાજ હાથમાં છે.

૮૦–લોકો ઝાડે ફરતી વખતે ગંધ આવે તેટલા વાસ્તે નાકે રૂમાલ દાબે છે પણ જમતી વેળા કોઇ નાકે કપડું રાખે તો તે કેવો કહેવાય? એવું જો કોઇ કરે તો તે પોતાની ફજેતી પોતાને હાથેજ કરે છે. કયે વખતે શું બોલવું, શું કરવું, શું ન કરવું એ વાતનું મૂર્ખ લોકોને જ્ઞાન હોતું નથી. તુકારામ કહે છે કે એવાને મન દૂધ અને છાશમાં કશો ફેરજ હોતો નથી.

૮૧–પુત્ર હોય, પત્ની હોય કે મિત્ર હોય, ગમે તે હોય

પણ તેની સાથેનો સંબંધ કાપીજ નાખવો. જ્યારે મનમાં બરાબર સમજાઇ જાય કે એ બધી નકામી જંજાળ છે ત્યારે તેની સાથે સંબંધ રાખીને આપણી જાતને દોષયુક્ત કરવી એ સારૂં ન કહેવાય. કોઇ મરી ગયું હોય ત્યારે તેના નામનો ઘડો ફોડી નાખીને આપણે તેને મનમાંથી કાઢી નાખીએ છીએ અને તેમ કરીને તેને લગતો શોક તજી દઇએ છીએ. એવી રીતે એ બધાંજ જાણે આપણે મનથી મરીજ ગયાં છે એમ સમજીને તેમના સૌના નામનો ઘડો એકસામટો ફોડી નાખવો. તુકારામ કહે છે કે ત્યાગ કર્યા વિના કલેશભોગ કદી છૂટતાજ નથી.

૮૨–અમુક સ્રીને છોકરાં થતાં ન હતાં તોપણ જાણે પોતાને છોકરૂં થયું હોય એમ સુવાવડના તમામ ચાળા કરીને લોકોને બતાવવા લાગી કે જુઓ મેં છોકરૂં જણ્યું છે. બીજી બાઈડીઓ જેમને ખરેખરી સુવાવડ આવે છે તે વખતે તેઓ જે જે આચરણ કરે છે તે બધાંજ આચરણ પેલી ગધેડી કરવા લાગી. તેણે દાયણને તેડાવી, શેક કરાવ્યો, શરીરે તેલ ચોળાવીને નાહી, શીરો ખાધો, સુવાપાક–મેથીપાક ખાધા, ખાટલા નીચે બળતી સગડી રખાવી. આ પ્રમાણે તેણે સુવાવડના બધાજ ચાળા કર્યા; પણ પારકાનું જોઇ જોઇને પોતે તેવાં આચરણ કરવાથી શું વળે? પોતાને ખરેખરૂં છોકરૂં ન થયું હોય ત્યાંસુધી સુવાવડની નકલ કરવાથી કાંઇ સુવાવડનો અનુભવ મળવાનો હતો? સાકર કેવી ગળી હોય છે અને તે ખાધાથી કેવું સુખ થાય છે તે વાત જેણે સાકર ખાધી નથી એવા માણસને શી રીતે સમજાવાય? પેટભરીને તૃપ્તિપૂર્વક ભોજન કર્યાથી તુષ્ટિપુષ્ટિનો જેવો અનુભવ થાય છે અને ભર્યાપેટના જેવા ઓડકાર આવે છે તે અનુભવ તો ભોજન કરનારજ અનુભવી શકે. બીજો માણસ જેણે કશું ખાધું તો છેજ નહિ અને છતાં હું ધરાઇને જમ્યો છું

એવું લોકોને કહેતો ફરે અને મોઢેથી 'ઓઇયાં! ઓઇયાં' એવા ખોટા ખોટા ઓડકાર ખાય પણ તેનું ચીમળાઇ ગયેલું મોઢુંજ કહી દેશે કે તે ભૂખ્યો છે. તુકારામ કહે છે કે અરે ઓ જૂઠા બકવાદ કરનારાઓ! તમે મારી વાત સાંભળો. તમને સાચો અનુભવ ન થાય ત્યાંસુધી મિથ્યા લવારો કરશો નહિ.

૮૩–માબાપની આજ્ઞા મુજબ વર્તવું એ તો ધર્મ છે પણ જ્યારે તેઓ એવી આજ્ઞા કરે કે જે મુજબ વર્તન કરવાથી આપણે ઈશ્વરથી વિમુખ થઇ જઇએ અને આપણો અને ભગવાનનો વિયોગ થઇ જાય ત્યારે તો આપણી ફરજ એ છે કે સંસારમાં અતિ પૂજનીય એવાં માતાપિતાનો પણ ત્યાગ કરી દેવો. જ્યારે માબાપને વિષે આમ છે તો પછી સ્ત્રી, પુત્ર, ધન–દોલત એ બધાંનું તો પૂછવુંજ શું? એ તો બધાંજ આપણને દુઃખમાં ડુબાવનારાં શત્રુઓજ છે. નારાયણને ખાતર માતાપિતાનો ત્યાગ કરવો પડે તો કરવો એવું અમે હમણાં કહી ગયા તે ઉપરથી કોઈ એવી શંકા કરે કે પૂર્વે કોઇએ એવું કર્યું હતું ખરું કે? તો અમે કહીએ છીએ કે હા, જુઓ. પ્રહ્લાદે પોતાના પિતાનો, વિભીષણે પોતાના મોટા ભાઈનો અને શ્રીરામના ભાઈ ભરતે પોતાની માતાનો તેમજ રાજ્યનો પણ ત્યાગ કર્યો હતો; એટલા વાસ્તે તુકારામ કહે છે કે તમામ પ્રકારના ધર્મ શ્રીહરિના ચરણનો આશ્રય લઈને રહે છે; માટે શ્રીહરિના ચરણાશ્રય વિના બીજા જે કોઈ ઉપાય કહેવાતા હોય તે બધાજ દુઃખના મૂળરૂપ છે.

૮૪–માન અને અપમાન એ બેઉનો ગોટાળો પીંડાળો કરીને એક બાજુએ મેલી દેવાં. જેના વડે કરીને આપણા અંતઃકરણમાં સર્વદા સમાધાનતાનો અનુભવ થયા કરે તેનુંજ નામ ભગવાનનું દર્શન. જે ઠેકાણે શાંતિનો નિવાસ હોય છે તે ઠેકાણે

કાળચક્રની ધાર ખાંડી થઇ જાય છે. અંતઃકરણની અંદર જે જે ઊર્મિઓ ઉત્પન્ન થાય અર્થાત્ જે જે વૃત્તિઓનો ઉદય થાય તે બધી શાંત ભાવે સહન કરી લેવી. તુકારામ કહે છે કે આવું કર્યાથી પરમાર્થ એકદમ સુલભ બની જાય છે.

૮૫–જો પરમાર્થની પ્રાપ્તિમાં આપણું મન આપણી સહાય કરવાને તત્પર હોય તો પરમાર્થની પ્રાપ્તિ અતિ સુલભ છે એવું હું પુનઃ પુનઃ કહું છું. જેના અંતઃકરણમાં હર્ષ અને વિષય સંબંધી ખેદ એ બેકમાંથી એક પણ ન હોય તેજ પાંડુરંગને પ્રિય લાગે છે. સંપૂર્ણ સાધનાનો ઉપર કહી ગયા તેજ સાર છે. એના ઉપરાંત બીજું કશું શોધવા જેવું કે જાણવા જેવું છેજ નહિ. તુકારામ કહે છે કે આ બધોજ પ્રપંચ મિથ્યા છે એમ તું બરાબર સમજી લે અને તારૂં દેહ સંબંધી અભિમાન છોડી દે.

૮૬–અરે! હવે જરા તું તારી આંખો ઉઘાડ. અત્યાર સુધી તો તું કાંઇજ સમજ્યો નથી તેથી મને તો આવું લાગે છે કે તું તારી માને પેટે ખરેખર પથરોજ પાકયો છે. અરે! મનુષ્યદેહ-રૂપી અમુલ્ય રત્નભંડાર તારે હાથે સાંપડયો છે. એ દેહ વડે તો તું જે જે પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે તે બધી પ્રાપ્ત કરવા જેવીજ છે. સંતો આ પ્રમાણે પોતાના મનથી વિચાર કરે છે અને બીજાઓને પણ તેવો ઉપદેશ દેતા રહે છે અને તેમ કરીને તેઓ સંસારને તરીને પેલે પાર ચાલ્યા જાય છે. તારે પણ જો એ સંસારસાગરને તરી જવાની ઇચ્છા હોય તો સાંભળ. તારી નૌકા ચંદ્રભાગા નદીને કિનારે પુંડલિકના આંગણામાં કેડે હાથ દઇને ઊભેલી છે (પાંડુરંગ અથવા વિઠ્ઠલદેવની મૂર્તિ) તે સૌને ઊભી ઊભીજ પોતાની પાસે તેડાવી લે છે. તુકારામ કહે છે કે એ નૌકામાં બેસવાને સારૂ તારી પાસે કોઇ ભાડું નહિ માગે, એક

કોડીનો ખર્ચ પણ નહિ થાય; માત્ર 'એકનિષ્ઠાયુક્ત ભક્તિભાવ સમેત તારે ભગવાનના ચરણનાં દર્શનજ કરવાનાં છે. એટલું કરતાંની સાથેજ તું ભવસિંધુની પાર ચાલ્યો જઈશ.

૮૭–તું કોઈનો પણ સંગ કરીશ નહિ અને સ્થિરભાવે રહેજે. વળી તારી વૃત્તિને જરા પણ મમતાનો મેલ લાગવા દઈશ નહિ. ઉપર કહી તેવી સ્થિતિ એજ યથાર્થ ભેદ રહિત બ્રહ્મજ્ઞાન કહેવાય છે. એ સિવાય બીજું બધુંજ અનુભવ રહિત ખાલી લવારો છે એમ જાણજે. ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો, વાસનાઓનો સમૂળ નાશ કરવો અને દેહાદિક પ્રપંચને લગતા સંકલ્પવિકલ્પ મનમાં આવવાજ ન દેવા. તુકારામ કહે છે કે જેના અંતઃકરણમાં અહંકારનો ઉદય થવા પામતો નથી અને કેવળ આનંદ ને આનંદનીજ લહેરો આવ્યા કરે છે તેજ જ્ઞાની છે.

૮૮–પંઢરપુર તીર્થ એવું તો ઉત્તમ છે કે તેને બીજા કોઈ સ્થળની ઉપમાજ ન આપી શકાય; કારણકે આવું ધામ ત્રિભુવનમાં બીજી કોઈ જગ્યાએ છેજ નહિ. અહીં તો ભગવાનનો સાક્ષાત્ મેળાપ થાય છે. બીજાં બધાં તીર્થ એવાં છે કે અમુક કાળ વીત્યા પછી ફળ પ્રકટાવે પણ પંઢરપુર તો તત્ક્ષણજ ફળ પ્રદાન કરે છે. તુકારામ કહે છે કે પંઢરપુર તો પૃથ્વી ઉપરનું સાક્ષાત્ વૈકુંઠજ છે.

૮૯–તું જે જે તીર્થસ્થાનોમાં જઇશ ત્યાં ત્યાં પથ્થરજ તું પાણી અને દેવમૂર્તિઓ–એ બે વાનાં સિવાય બીજું કાંઇજ દેખનાર નથી; પણ તીર્થક્ષેત્રમાં જે સાચા દેવનાં તારે દર્શન કરવાં જોઈએ તે દેવ તો સાધુસંતોજ છે. એવી રીતે જો કદાપિ તને સંતોના સમાગમનો યોગ મળી આવે તો તેમને ચરણે તું તારો દેહ અર્પણ કરીજ દેજે. એજ ઉત્તમ સાધન છે. તીર્થજળમાં સ્નાન

કર્યાથી પાપતાપ ટળી જાય છે; પણ તેમ થવા માટે ભાવ હોવો જોઇએ. ભાવ ન હોય તો કશુંજ ન થાય. પણ સંત પુરુષો તો એવા હોય છે કે તેમની પાસે ગમે તેવો બૂડથલ અથવા કુતર્કી શઠ અને પાપી જાય તો તેઓ તેવાને પણ સુધારી દે છે. તુકારામ કહે છે કે જ્યારે મનુષ્યના ત્રિતાપ છેક નહિ જેવા બની જાય ત્યારે તે નિષ્પાપ થઈ ગયો છે એમ જાણવું.

. ૯૦–ભગવાન પોતાના હાથમાં ગદા, ચક્ર ઇત્યાદિ આયુધ ધારણ કરીને દરરોજ એક ને એકજ કામ કરતા રહે છે. તે કામ એજ કે પોતાના ભકતોનું રક્ષણ કરવું અને દુષ્ટ લોકોનો સંહર કરવો. જે પરમાત્મા અવ્યક્ત અને નિરાકાર છે તેજ પરમાત્મા સગુણ અને સાકાર બની જાય છે. તુકારામ કહે છે કે શ્રીવિઠ્ઠલદેવ એવા છે કે પોતાના ભકતોની તમામ મનઃકામનાઓને પૂર્ણ કરી દે છે.

૯૧–એક ગામમાં કોઇ એક વૃદ્ધ પુરાણી મંદિરમાં બેસીને રોજ રોજ પુરાણની કથા વાંચતા હતા. એ પુરાણીને લાંબી દાઢી હતી. તેમની કથા સાંભળવાને સારૂ દરરોજ ઘણા લોકો મંદિરમાં આવીને બેસતા હતા. હવે જ્યાં પુરાણી બાવા કથા કહેવાનો આરંભ કરતા એટલે તેમની લાંબી દાઢી પણ સાથે સાથે હાલ હાલ થવા લાગતી. હવે એ કથા સાંભળનારાઓમાં એક રબારી પણ હતો. એ રબારી પુરાણી મહારાજની દાઢીને જોઇ જોઇને ડસકાં ભરી ભરીને રડવા મંડી જતો. રડતો જાય, ડચકિયાં ખાતો જાય અને આંખો તથા નાક ચોળતો જાય. તે જોઇને પુરાણી મહારાજ તથા બીજા બધા શ્રોતાઓ મનમાં એવું સમજી બેઠા કે આ રબારી ખરેખરો પ્રેમી ભક્ત છે. પણ તે રબારી રડતો હતો તેનું ખરૂં કારણ તો કાંઈ જુદુંજ હતું. તેને તો

એટલા વાસ્તે રડવું આવતું હતું કે તેની પાસે એક બકરો હતો, તે તેને ઘણોજ વહાલો હતો અને તે મરી ગયો હતો. હવે પુરાણી મહારાજની લાંબી દાઢીને જોઇને તે રબારીને પોતાનો મરી ગયેલો બકરો સાંભરી આવતો હતો અને તેની ખરીઓ, તેનાં શિંગડાં તેની આંખ આગળ વારંવાર તરવરતાં હતાં. પુરાણી કહેતા કે ભગવાન એક અને અદ્વિતીય છે, ત્યારે પેલો રબારી કહે તો કે ખરી વાત છે. હજારો બકરાંઓના ટોળામાં મારો બકરો નોખોજ પડી આવે એવો હતો. બીજો કોઇ બકરો તેની તોલે આવેજ નહિ. પુરાણી બાવા શ્રોતાઓને બે આંગળીઓ અળગી અળગી રાખીને પુરુષ અને પ્રકૃતિનો ભેદ સમજાવતા, ત્યારે તેમની બે છૂટી છૂટી આંગળીઓને જોઇને રબારી કહેતો કે, "તમે કહો છો તેવુંજ હતું. મારા બકરાને એવાં બેજ શિંગડાં હતાં. ઓ પુરાણી બાવા! તમે મારા બકરાની એંધાણી તો ખરેખરી બતાવો છો!" પછી આગળ ચાલતાં પુરાણી મહારાજ ભગવાનના ચાર વ્યૂહ અથવા દેહની ચર્ચા કરતા ત્યારે પણ પેલો રબારી બોલી ઊઠતોઃ "હોવે આપજી! હોવે. મારા બકરાને તમે કહો છો તેવાજ ચાર ટાંટિયા હતા. તમે તેની એંધાણી બરાબર બતાવી દીધી." એ રબારીની આંખોમાં આંસુ આવતા અને તેનું હૈયું વલોવાઈ જતું તેનું કારણ તો ઉપર કહી ગયા તેમ તેનો મરી ગએલો બકરો સાંભરી આવતો તેજ હતું. છેવટે તે રબારીએ એક વાર પોતાના મનની વાત પુરાણીને કહી દીધી કે હું રડું છું તે તો મારા મરી ગયેલા બકરાને સંભારી સંભારીને રડું છું. તુકારામ કહે છે કે અંતઃકરણમાં કોઈ મલિન ભાવ ઉત્પન્ન થઇ આવે તો તે આખો વખત ગુપ્ત રાખી શકાતો નથી. લોકો સ્પષ્ટ સમજી જાય છે.

૯૨–દુર્જનોના અવગુણની ગંધ નરકની માફક વેગળેથી

પણ આવે છે અને તેથી તરત ખબર પડી જાય છે કે આ માણસ સારો નથી; એટલા માટે સજ્જનોએ તો એવા લોકોથી દૂરના દૂરજ રહેવું. અરે ઓ સજ્જનો! તમે મારી આટલી વાત તો જરૂર સાંભળી લેજોજ. તમે દુર્જનોનો કદી પણ સંગ કરશો નહિ-ભૂલેચૂકે પણ કરતા નહિ. અરે! વધારે તો શું કહું પણ તેમની સાથે તમારે બોલવાનો વહેવાર પણ રાખવો નહિ. દુર્જનોના શરીરમાં હમેશાં નરી ગંદકી જ ભરેલી હોય છે અને જેમ આભડછેટવાળી બાઈડીના શરીરમાંથી વારંવાર રક્ત નીકળ્યા કરે છે તેમ દુર્જનોનાં મોઢામાંથી નીકળતા શબ્દો પણ તેવાજ ગંદા હોય છે. દુર્જન લોકોથી તો હડકાયા કૂતરાની પેઠે હમેશાં ડરીને આઘા ને આઘા જ રહેવું. જે દુર્જન હોય તેમની સાથે અડોઅડ બેસવું પણ સારૂં નથી. શાસ્ત્રોમાં તો એટલે સુધી કહ્યું છે કે તેઓ જે દેશમાં વસતા હોય તે દેશનો પણ ત્યાગ કરીને બીજે દેશ ચાલ્યા જવું. તુકારામ કહે છે કે હું સૌને સ્પષ્ટ કરીને કહી સાંભળાવું છું કે દુર્જનોનૂ શરીર એ તો કુંભીપાક નરક સમાન છે.

૯૩-જેઓ વિતંડાવાદ (જાણી જોઈને જૂઠો વાદવિવાદ કરનારા) કરે છે તેમનુ મૂળ બીજજ શુદ્ધ નથી હોતું. એવા લોકો ભલે બ્રાહ્મણ હોય અથવા ભારે પંડિત અને શાસ્ત્રજ્ઞ હોય તોપણ તેઓ જાતના ચંડાળ છે એમ જ જાણવું. જેઓ વેદ અને ઉપનિષદાદિક શાસ્ત્રોનાં પ્રમાણ માનતા નથી અને વ્યાસાદિક શ્રેષ્ઠ ઋષિઓનાં વચનને પણ માન્ય ગણતા નથી તેમને નીચ જાતિનાજ જાણવા. તુકારામ કહે છે કે જેમ દારૂડિયાનુ આપેલું ઉત્તમ અન્ન પણ ખાવાને યોગ્ય કહેવાય નહિ તેવી રીતે ઉપર કહેલા લોકોનાં વચન પણ ગ્રહણ કરવા યોગ્ય નથી.

૯૪-જેઓ ઘડીમાં એક વાત અને ઘડીમાં તેથી ઊલટી વાત

કહે છે, જેમની બુદ્ધિ એક ક્ષણવારને માટે સ્થિર રહેતી નથી તેમનું મોઢું જોવાનો મને વખત ન આવે તો ઘણું સારૂં. એવા શઠ લોકોની પંગતમાં બેસીને મારે જમવાનો વખત પણ ન આવે એવું હું તો ઇચ્છું. જેઓ સંતપુરુષોની નિંદા કર્યા કરે છે અને ફલાણા શ્રીમંત ગૃહસ્થની પાસેથી મને અમુક વસ્તુ મળશે એવી આશાએ તે માણસ ગમે તેટલો અધમ અને નીચ હોવા છતાં જે એવા માણસને પગે પડીને તેની ખુશામત કરે છે તેવા લોકોના હૃદયની અંદરનો ભાવ એક પ્રકારનો હોય છે અને બહારથી બતાવવાનો ભાવ તેથી જુદાજ પ્રકારનો હોય છે, એવું તુકારામ કહે છે.

૯૫–જેઓ પોતે ચોર હોય તેઓ બીજા ચોરને શો ઉપદેશ આપે? તેઓ તો એમજ કહેશે કે આમ આમ કરીને ઘરની ભીંતમાં બાકોરૂં પાડવું, આમ આમ કરીને લોકોનાં ગજવાં કાતરવાં. એ રીતે તેઓ પોતાના રોજના અભ્યાસનો ઉપદેશ આપવાના. બીજું શું કહેવાના હતા? જે સ્ત્રી પોતે છીનાળ હોય તેની શિખામણ પ્રમાણે કોઈ સારી સ્ત્રી વર્તવા માંડે એટલે તે પણ થોડા વખતમાં તેના જેવી છીનાળજ થઈ જવાની. તુકારામ કહે છે કે આવા દુર્જનોની સોબતમાંથી નીપજનારાં પરિણામોનો વિચાર કરવાથી મને અતિશય ભય અને ચિંતા પેદા થાય છે.

૯૬–એક જણે પોતાને ઘેર લગ્નના મંડપમાં કામકાજ કરવા સારૂ એક ડોસાને નોકરીએ રાખ્યો. તે ડોસો હતો ખરેખરો મૂર્ખ તેથી તે લગ્નને દિવસે માંડવામાં બેસીને મોઢેથી અશુભ વચન બોલવા લાગ્યો. જેમકે ફલાણે ઠેકાણે કોઈ ચોટલા બળી રાંડ રહે છે તેને અહીં તેડી લાવો, વરરાજાને મોઢે પૂળો મૂકો ઇત્યાદિ. કયે વખતે અને કયી જગ્યાએ શું બોલવું અને શું ન

બોલવું તે વાતનું પેલા માણસને કશું જ્ઞાનજ હતું નહિ; એટલે તે ઘરડો ડોસો તો થયો પણ તેની ઉમ્મરના પ્રમાણમાં તેનામાં ડહાપણ આવ્યું ન હતું, તેથી તેની ઉમ્મરનો કશોજ અર્થ ન હતો. તુકારામ કહે છે કે આવા બુડથલને શુભ કાર્યો વખતે આઘો ને આઘોજ રાખવો જોઇએ.

૯૭-ભોજન કરતા પહેલાં જેઓ ભગવાનનું પૂજન કરવાની અથવા ગીતા વિષ્ણુસહસ્રનામ અથવા તો એવા બીજા કોઇ પણ ભગવત્ સંબંધી પુસ્તકનો પાઠ કરવાનો અથવા હરિનામનો જપ કરવાનો નિયમ રાખતા નથી અને પાઠપૂજા જપ એમાંનું કોઇ પણ એકાદ કર્મ કર્યા વિના એમ ને એમ ખાવાજ બેસી જાય છે તેઓ કૂતરા છે. તેઓ મનુષ્યપણાનો ખાલી ભારજ ઉપાડીને ફરતાં હોય છે. તેમને માણસ નહિ પણ બળદીઆ જાણવા. તેઓ પૃથ્વીના ઉપર કેવળ બોજો વધારે છે. પોતાનો જે જાતિમાં જન્મ થયો હોય તે જાતિના આચાર-વિચારનું જેમને કશું ભાન નથી, તેઓ તો પોતાના પિતૃલોકમાં વસનારા પૂર્વજોના માત્ર લેણીઆ જેવાજ છે; કારણકે એવા લોકો પોતાનાં કૃત્યોવડે પોતાનાં પૂર્વજોનો નરકવાસ કરાવે છે. તેઓ જયારે મોઢેથી કાંઇ બોલે છે ત્યારે કેવળ અશુભ વચન જ બોલે છે. તેઓ તો સ્વપ્નમાં પણ સાચું બોલતા નથી. સંસારમાં તેમના સમાન બીજો કોઇ પાપી છેજ નહિ. જેઓ માત્ર પોતાનું અને પોતાનાં બાઇડી-છોકરાનુંજ પેટ ભરી જાણે છે, જેમને બીજાની જરા પણ દયા આવતી નથી અને જેઓ પોતાને બારણે આવી ચઢેલા અતિથિને લાકડી લઇને મારવા દોડે છે, જેમણે સંતપુરુષોનું પૂજન અથવા સન્માન કદી કર્યુંજ નથી; તીર્થયાત્રા પણ જેમણે કદી કરીજ નથી તેઓ તો યમના બાંધ્યા ગુલામ જેવાજ છે. તેઓ યમને હાથે અતિશય

દુઃખ પામવાના છે. તુકારામ કહે છે કે અરે ! ઓ પ્રાણી ! તેં તારૂં મનુષ્યપણું ફોકટ ગુમાવી દીધું. આ દેહ હું છું, આ મારી સ્ત્રી છે, આ મારા દીકરા છે, આ મારૂં ધન છે એવા એવા વિચાર કરીને તું ભગવાનને તો વીસરીજ ગયો છે.

૯૮-જે માણુસ પોતાની દીકરી, ગાય અને હરિકથા એ ત્રણના બદલામાં પૈસા લે છે તે માણુસ ભલે જાતનો બ્રાહ્મણ હોય તોપણ તેને ચંડાળજ જાણવો. જે માણુસ ગુણવાન છે અર્થાત્ જે સ્વભાવે કરીને પરમાર્થપરાયણ છે તેજ ભગવાનને વહાલો લાગે છે અને જે અવગુણી છે તે ભગવાનને અળખામણો લાગે છે; પણ તે કયી જાતિમાં જન્મ્યો છે તે ભગવાન કદી જોતાજ નથી. તુકારામ કહે છે કે, માણુસ આશાતૃષ્ણાથી બંધાઇ ગયો હોય છે,તે નહિ કરવાનાં કામ કરે છે અને છેવટે નરકે જાય છે.

૯૯-શિવ અને વિષ્ણુ એમની બેઉની વચ્ચે કશો ભેદ છેજ નહિ. અરે ! ઓ મૂર્ખ ઉપાસકો ! તમે અંદર અંદર વિનાકારણ લઢી મરો મા; કારણકે શિવના હ્રદયમાં વિષ્ણુનો વાસ હોય છે અને વિષ્ણુના હ્રદયમાં શિવનો વાસ હોય છે-જેમ સાકરની અંદર મીઠાશ હોય છે અને મીઠાશની અંદર સાકર હોય છે તેમ. શિવ અને વિષ્ણુ એ બેની વચ્ચે જરા પણ ભેદ હોય અથવા હરિ અને હરનાં નામની વચ્ચે જરા જેટલો તફાવત દેખાતો હોય તો તે તફાવત કેટલો છે? બેઉની વચ્ચે જાણે એક વેંત જેટલું છેટું હોય તેટલોજ. તુકારામ કહે છે કે બેઉ દેવ, સ્વરૂપે કરીને એકજ છે-જેમ ડાબું અંગ અને જમણું અંગ મળીને એક શરીર બને છે તેમ.

૧૦૦-જેઓ પરમાર્થવિદ્યાનું નિરૂપણ કરતા હોય તેમનું સૌની પહેલાં સન્માન કરવું અને ગંધ, અક્ષત તથા પુષ્પ ઇત્યાદિ

વડે પૂજન કરવું એ યોગ્ય છે; પણ જો વક્તા સંસારી હોય અને શ્રોતા સંન્યાસી હોય તો તે ઠેકાણે વક્તા સંસારી હોય તોપણ તેનુંજ પૂજન પ્રથમ થવું જોઇએ. વક્તાની પહેલાં સંન્યાસીને પૂજન ગ્રહણ કરવાનો અધિકાર હોતો નથી. આખા શરીરનાં તમામ અંગોમાં મસ્તક સૌથી શ્રેષ્ઠ છે, તેથી કરીને મસ્તકનું સૌથી પ્રથમ પૂજન કરવું જોઇએ અને ત્યારપછી હાથ-પગ વગેરેનું ક્રમશઃ પૂજન કરવું એજ સાચો ધર્મ છે. એ ધર્મનું સૌએ પાલન કરવું ઘટે છે. છોકરો તેના બાપના કરતાં છે તો નાનો, પણ તે જો રાજગાદીએ બેસે તો તેની આજ્ઞા પ્રમાણે તેના બાપે વર્તન કરવુંજ જોઇએ. સૌથી શ્રેષ્ઠ વ્યક્તિને જે વાત માન્ય હોય તે સૌએ માન્ય રાખવી અને તેની આજ્ઞાની મર્યાદા જાળવીને સૌએ ચાલવું એ ધર્મ છે. પથ્થરના દેવ બનાવ્યા એટલે તેને મંદિરમાંજ પધરાવવા જોઇએ અને તેનું દેવતુલ્ય સન્માન કરવું જોઇએ. હવે એ પથ્થરના કરતાં સુવર્ણ વગેરે પદાર્થ ઘણાજ વધારે મૂલ્યવાન તો છે પણ પૂજા તો તે પથ્થરના દેવનીજ થાય અને સોનું-રૂપું ભલે કિંમતી હોય તોપણ તે તો દેવનાં ઘરેણાં ઘડવાનાજ કામમાં વપરાય; અને સોનારૂપાનાં વાસણ હોય તો તેમને દેવના આસનની નીચેજ મુકાય. એક રાજા હતો. તેણે સોનાનાં સાંકળાં ઘડાવ્યાં અને માથે પહેરવાના મુગટમાં હીરાને ઠેકાણે કાચ જડાવ્યા. હવે પેલા સોનાનાં સાંકળાં કરતાં કાચ કિંમતમાં હલકો તો ખરો, પણ તે છતાં સાંકળું તો પગેજ પહેરાય; અને મુગટમાં જડાવેલો કાચ તો કાચ, પણ તેનું સ્થાન તો માથા ઉપરજ હોય. સોનાનું સાંકળું માથે પહેરાય નહિ અને કાચ જડેલો મુગટ પગે પહેરાય નહિ. શરીરના જે અવયવનું જે ઘરેણું હોય તે તે અંગ ઉપરજ પહેરવું ઘટે. જે સેવક હોય તેણે તો પોતાનં માન સન્માન બધુંજ પોતાના માલિકને ચરણે

અર્પણ કરી દેવું જોઇએ. પોતાના સ્વામીનું નામ એજ સેવકનું સાચું ધન. તેણે તો મનમાં હું અમુકનો સેવક છું એવીજ હમેશાં ભાવના કરતા રહેવું જોઇએ. તુકારામ કહે છે કે હે સંતો! તમે પણ એવા સેવક બનીનેજ રહેજો.

૧૦૧-ઘરમાં તો પોતાનાં બાઈડી-છોકરાં ભૂખે મરે અને લોકોની આગળ અમે મોટા શેઠ-શાહુકાર છીએ એવું અભિમાન કરવું અને જૂઠાં મોટાઇનાં વેણ બોલવાં! જે માણસ લોકોની આગળ પોતાની મોટાઇની ખોટી ખોટી બડાઇઓ મારતો ફરતો હોય તેને તેના પોતાનાજ ગામમાં એકાએક ખોળી કાઢીને પૂછવું કે ચાલ ભાઇ, તારી હવેલી અને તારી બધી સાહેબી જેની તું અમારી આગળ વાતો કરતો હતો તે જરા અમને બતાવ તો ખરો. પણ તે શું ધૂળ બતાવવાનો હતો? તેનાજ ઘરમાં હાલ્લાં કુસ્તી કરતાં હોય તો પછી તે તમને શું બતાવવાનો હતો? તે તો તમને જોતાવેંત તરતજ લાગ જોઇને આડો-અવળો થઇ જશે. તુકારામ કહે છે કે અમે એવા ખોટી બડાઈ મારનારાઓની પોલ સારી રીતે જાણીએ છીએ. અમે એવાઓની મોહજાળમાં ફસાઈએ એવા નથી.

૧૦૨-પરીક્ષિત અત્યંત થોડા સમયમાં અર્થાત્ ફક્ત સાતજ દિવસમાં કૃતકૃત્ય થઇ ગયા; કેમકે શુકદેવ અને સનકાદિક ઋષિઓએ તેમના હાથમાં કોલ દઇને ખાત્રી કરાવી દીધી હતી કે તમે ખૂબજ ઊલટપૂર્વક હૃદયના આવેગસહિત હરિસ્મરણ કરવા માંડો. તેમ કરતાની સાથેજ તમને મળવાને સારૂ ભગવાન એવા અધીરા થઇ જશે કે તેમની અધીરાઇનો અને તેમની તાલાવેલીનો કાંઇ સુમારજ નહિ રહે. પૂર્વે એક વેળા અત્યંત વિપત્તિને ટાંકણે દ્રૌપદીએ ભગવાનને યાદ કર્યા. દ્રૌપદીનો

પોકાર સાંભળતાની સાથેજ ભગવાન ગરુડ ઉપર સવાર થઈ ગયા. એ ગરુડ મનના વેગ કરતાં પણ વધારે વેગથી ઊડતો હતો, છતાં તે ગરુડ જાણે ધીમી ગતિએ ઊડતો હોય એવું ભગવાનને લાગવાથી પોતે તેના ઉપરથી ઊતરી પડયા અને એવા દોડયા કે ગરુડને પણ પાછળ મૂકી દીધો. તુકારામ કહે છે કે જ્યાં એક વાર ભક્ત અને ભગવાનની વચ્ચે પ્રેમની ગાંઠ બંધાઈ ગઈ એટલે પછી ભક્તના પ્રતિ ભગવાનના મનમાં ભારે મમતા અને ઉત્કંઠા ઉત્પન્ન થાય છે; અને એવા ભક્તોની ભીડ ભાંગવા માટે તથા તેમનું કામ કરવાને માટે ભગવાન ઘણાજ અધીરા બની જાય છે.

૧૦૩–હું તમને જે કાંઇ ઉપદેશ દઉં છું તે તમારાજ હિતનો વિચાર કરીને દઉં છું; પણ તમને ઉપદેશ દેવામાં મારો શો ઉદ્દેશ છે તે તમે બરાબર સમજી શકતા ન હોવાથી જો તમને મારા ઉપર માઠું લાગતું હોય તો મને માફ કરજો. ભૂલા પડેલા માણસને કોઇ ખરી વાટ બતાવી દે તો તેણે પોતાને રસ્તો બતાવનારના ઉપર કદાપિ ક્રોધ તો નજ કરવો જોઇએ. તેનું કહ્યું ન ગણકારીને પોતાનો કક્કો ખરો કરવાની જીદમાં આવી જઇએ અને સરળ વાટ છોડીને આડે–અવળે માર્ગે ચાલ્યા જઇએ તો તેથી બીજું તો શું પણ આપણાજ જીવનું જોખમ છે એમ નક્કી જાણવું. વૈદ્ય કડવા લીંબડાના રસ જેવું કડવું ઝેર–ઓસડ ખવરાવે છે તે, અંદરનો રોગ કાઢી નાખવાને સારૂંજ ખવરાવે છે. તે ઓસડ આપણે ન ખાઇએ અને થૂંકી નાખીએ તો તેમાં વૈદ્યનું શું બગડવાનું હતું? આપણો રોગ નહિ મટે અને ઊલટો અંદરખાનેથી વધતો જશે. તુકારામ કહે છે કે જેઓ વિવેકદૃષ્ટિ વડે જુએ છે તેઓ તો પોતાનું હિત શેમાં છે તે સમજી જાય છે. એથી ઊલટું જેઓ જ્ઞાનાંધ છે તેઓ અંધતમ નરકમાં જઇને પડે છે.

૧૦૪–વાઘરી, વાંદરાને પકડવા માટે એક સાંકડા મોઢાવાળા

ઘડામાં ધાણી ભરીને મૂકી રાખે છે. ધાણી ખાવાની લાલચે વાંદરો ઝટ લઇને ઘડામાં હાથ ઘાલીને ધાણીનો મુઠ્ઠો ભરી લે છે અને ધાણીવાળો હાથ બહાર કાઢવાને જોર કરે છે; પણ હાથમાં ધાણી હોવાને લીધે હાથ ફૂલી જાય છે; અને તેથી ઘડાના સાંકડા ગોઢામાંથી નીકળી શકતો નથી. આવી રીતે તે પોતાની જાતે જ કેદ પકડાઇ જાય છે; પણ હાથમાંની ધાણી મૂકી દઉં તો હમણાંજ છૂટો થઇ જાઉં એ વાત તેની અક્કલમાં ઊતરતીજ નથી. હવે એમાં વાંદરાનોય શો દોષ કાઢીએ ? પોતાનું હિત શેમાં છે તે મૂર્ખ લોકો જાણી શકતાજ નથી. પોપટ પણ એવીજ ભૂલ કરે છે. પોપટને પકડનારાઓ એક પોલી વાંસની નળીના ઉપર કશુંક ખાવાનું મૂકી રાખે છે. ખાવાની લાલચે પોપટ તે નળીના ઉપર આવીને બેસી જાય છે. હવે એ નળીનું મોઢું હોય છે મોટું, અને તેની અંદર પરોવેલી દોરી હોય છે પાતળી, તેથી કરીને જ્યાં પોપટ તેના ઉપર બેઠો એટલે તેના ભારને લીધે નળી થઇ જાય છે અવળી. નળી અવળી થઈ એટલે પોપટ પણ તેની સાથે સાથે ઊંધે માથે લટકવા માંડે છે; પણ તે પોતાના પંજા વડે નળીને જોરથી ઝાલી રાખે છે. દરરોજ જે આકાશની અંદર પોતે ઊડતો ફરે છે તેજ આકાશ તેને આ પ્રસંગે કોઈ અગાધ ઊંડી ખોના જેવું દેખાય છે. તે એમજ સમજે છે કે જો હું નળી છોડી દઇશ તો નીચેની ખોમાં છુંદાઇ મરીશ. જો નળી છોડી દે તો તત્ક્ષણ છૂટો થઇને ઊડી જાય, પણ ખોટી બીકને લીધે તેનાથી નળી છોડાતી નથી. પોતાની પાસે ગમે ત્યાં ઊડી જવાને સમર્થ એવી બે પાંખો છે, તેનું પણ તે પોપટને અવળી સમજને લીધે વિસ્મરણ થઇ જાય છે. તુકારામ કહે છે કે ઘણાય જીવો ઉપર કહ્યા તેવા વાંદરા અને પોપટના જેવાજ મૂર્ખ હોય છે. તેમના ઉપર કોઇની શિખામણની અસર થતી નથી.

૧૦૫-હે હરિ! તમે ઘણાજ નિર્દય છો; કારણકે તમે નિર્ગુણ હોવાથી તમારામાં મમતા તો છેજ નહિ અને તમારૂં હૈયું પણ ઘણું કઠોર છે. જે બીના કદી કોઈ પણ ઠેકાણે બની-નથી અને આખા સંસારમાં કોઇએ કદી કરી નથી એવાં કામ તમે કરી નાખો છો. દાખલા તરીકે તમે હરિશ્ચંદ્ર રાજાના તમામ વૈભવ છીનવી લીધા. છેવટે તેના છોકરાને, તેની સ્રીને અને તેની પોતાની જાતને પણ નદીકિનારે સ્મશાનઘાટ ઉપર રહે-નારા ચંડાળને ઘેર તમે વેચાવી માર્યા. એવીજ રીતે નળ-દમયંતી નામનાં સ્રીપુરુષને તમે વિખૂટાં પાડયાં એ હું કાંઇ મારા ઘરની વાત કહેતો નથી. આખી દુનિયા એ વાત કહે છે અને પુરાણોમાં પણ એ કથા આવે છે. એજ પ્રમાણે તમે ચક્રવર્તી શિબિ રાજાને હાથેજ તેની પોતાનીજ જાંઘનું માંસ કપાવ્યું અને કબૂતરના જેટલું વજન પણ તેને હાથેજ કરાવ્યું. વળી એજ રીતે કર્ણ અને અર્જુનના યુદ્ધ વખતે કર્ણ, અર્જુનના બાણથી ઘાયલ થઇને જ્યારે મરણતોલ અવસ્થામાં પડયો હતો તે વખતે તમેજ તેની પાસે દાન માગવા જઇ પહોંચ્યા; અને તેના સોને જડેલા દાંત તમે તેને હાથેજ તોડી પડાવીને માગી લીધા. વળી એવીજ રીતે મહાન ઉદાર બલિ રાજાને પોતાના દાનેશ્વરીપણાનું અભિ-માન હતું અને એવા અભિમાન વડે તે હંમેશાં પોતાના હાથ ઊંચા ને ઊંચા રાખતો હતો. તેની પાસે તમે જઈ પહોંચ્યા; અને કપટ કરીને તેની આગળ ત્રણ ડગલાં જેટલી ભોંયની માગણી કરી. તેમ કરીને તમે તેને માથે પગ મૂકીને તેને બિચારા-ને પાતાળમાં દાબી ઘાલ્યો. એક શ્રિયાળ નામનો રાજા હતો. તેને ઘેર તમે લાંઘો કરવા બેઠા; અને તેને હાથેજ તેના છોકરાને તમે મરાવ્યો. તુકારામ કહે છે કે હે ભગવન્! તમને ભાવપૂર્વક ભજનારાઓની અને તેમના સંસારની તમે આવી દુર્દશા કરી

દીધી ત્યારે તમે આગળ ઉપર કોણુ જાણે બીજું શું શું કરી વળશો?

૧૦૬–અલ્યા! તને તો ભગવાને બધીજ અડચણોમાંથી મુક્ત કરી દીધો છે. ત્યારે તો તું ક્ષણે ક્ષણે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' એવો જપ કરતોજ રહેજે. નામ લેતાંને વારજ તારાં પાપમાત્ર પલાયન કરી જશે. તેં કોટિ કોટિ વાર પંચમહાપાતક કર્યાં હોય તોપણુ હરિનામ લેતાંની વારજ તેઓ બળીને ભસ્મ થઇ જશે. તેમને બળી જતાં એક ઘડીનો પણુ વિલંબ થનાર નથી. તારાં પાછલાં પાપનો તું વિચારજ કરીશ માં. એ બધાં પાપ તને હવે જરા પણુ અડચણુ કરનાર નથી, એ વાતની તારે ખાત્રી જોઇતી હોય તો હું તારો જામીન થાઉં છું. પછી છે કાંઇ? અરે! તારાથી થાય તેટલાં પાપ તારે કરવાં હોય તો કર. હું કયા કયા પાપનાં નામ ગણાવું? તુકારામ કહે છે કે જ્યાં હરિનામનો નિવાસ થાય છે ત્યાં કાળ આંખ માંડીને જોઇ શકતો પણુ નથી; કારણુકે સૌને બળીને ભસ્મ કરી દે એવી જ્વાળા ત્યાં ધગધગતીજ હોય છે.

૧૦૭–બાપના ભાઇને કાકા કહેવાય; પણુ કોઇ નાનું છોકરૂં પોતાના બાપને કાકા કહીને બોલાવે તેથી શું? છોકરાની ભૂલને લીધે બાપ થોડી જ ભૂલ કરવાનો હતો? છોકરો કાકા કહીને બોલાવે તેથી તે છોકરો મારો નથી એવી ભૂલ તેનો બાપ તો કદાપિ કરનારજ નથી. એવીજ રીતે કોઇ કોઇ પરમ ભાવિક ભક્તોથી ભગવાનનું નામ વાંકુંચૂકું નીકળી જાય તો તેથી ભગવાનને થોડુંજ માઠું લાગવાનું હતું? એવાં વાકાંચૂકાં નામ તો ભગવાનને બહુ મીઠાં લાગે છે અને એવાં વાંકાંચૂકાં નામે બોલાવનારા ભક્તોની ઇચ્છાઓ ભગવાન પૂર્ણ કરી દે છે. સાકરના ગાંગડાને કોઇ કાંકરો સમજીને મોઢામાં નાખે તોપણુ તેની જીભને તે ગળ્યો તો લાગવાનોજ. તુકારામ કહે છે કે ભક્તોના વાંકાંચૂકા બોલ માઠા નથી પણુ તેઓ તો ભગવત્ પ્રેમરસથી ભરપૂર છે.

૧૦૮–જેને વિષે આપણા મનમાં કદી વિચારજ ન આવતો હોય તે આપણી પાસે હોય ન હોય એ બધું સરખુંજ છે. મોટો થયેલો વાછરડો તેની માની પાસે ભલે રાતદહાડો બાંધ્યો ને બાંધ્યો રહેતો હોય તોપણ ગાયને તે વાછરડો જરાય વહાલો લાગતો નથી. તે કદાચ ધાવવાને સારૂ મોઢું મારવા જશે તો ગાય તેને પાડુ મારીને કાઢી મૂકે છે; પણ જો બે જણનાં મન એક બીજાની સાથે મળી ગયાં હોય અને પછી તે બે જણ જરાક વિખૂટા પડ્યા પછી પાછા ભેગા થાય તો બેઉના અંતઃકરણમાં પ્રેમનો ઉમળકો આવે છે અને બેઉને એક બીજાના બોલ ઘણાજ મીઠા લાગે છે. તુકારામ કહે છે કે ભગવાનની બાબતમાં પણ પ્રેમભાવજ જરૂરનો છે. પ્રેમભાવનીજ જ્યાં ઉણપ હોય ત્યાં બધોજ પરમાર્થ ફીકો ફસ થઈ જાય છે. જેમ ઉત્તમ પ્રકારની રસોઇમાં બીજું બધું હોય પણ એકલું મીઠુંજ ન હોય તો તે રસોઈ જેવી ફીકી લાગે છે તેવુંજ ભાવહીન માણસનું સમજી લેવું.

૧૦૯–જો તારૂં પોતાનું અંતઃકરણજ શુદ્ધ ન હોય તો કાશી જઇને અને ગંગાસ્નાન કરીને તારો શો દહાડો વળવાનો હતો? જેમ મગના કોઇ કોઈ દાણા ગોંગણા રહી જાય છે તેને સવામણ લાકડાં બાળીને બાફીએ તોપણ તેવા ને તેવાજ રહે, જરીય નરમ થાય નહિ; તેમ જે શઠ લોકોના હૃદયમાં ભગવદ્વિષયક ભાવજ ન હોય તેવા લોકો ભલેને તિલક કરે અને માળાઓ પહેરે પણ તેથી શું વળે? બહારની ટાપટીપ વડે પરમાર્થમાં કાંઇજ સિદ્ધિ થતી નથી. તુકારામ કહે છે કે પ્રેમહીન મનુષ્યનું બોલવું તે કૂતરાના ભસવા બરાબર છે. એમની આગળ બધુંજ વ્યર્થ છે.

૧૧૦–અમુક માણસ વ્યભિચારી હતો. તેની બાઈડીને તેના પિયેર તેડી જવાને સારૂ તેના ભાઇને બદલે બીજો કોઇ તેના

તે રત્ન તે રત્નજ. એના વડે હમેશાં ઉપકારજ થવાનો સંભવ છે.

૧૧૪–અમુક સંતમાં આટલા આટલા ગુણ છે અને વળી તેનામાં આટલા આટલા દોષ છે, એવો વિચાર જે પોતાના મનમાં લાવે છે તેનાં ગમે તેટલાં શુભ કર્મ સંચિત થયેલાં હોય તોપણ તે સર્વનો નાશ થઈ જાય છે. ફૂલને પોતાના હાથમાં ચોળી નાખ્યા પછી તેની સુગંધ લેવાનો જે માણસ યત્ન કરે છે તે મૂર્ખજ છે. એવીજ રીતે કેળના થંભાને ચીરીને જે કેળાં ખાવાની આશા રાખે છે તે પણ તેટલોજ બેવકૂફ છે. તુકારામ કહે છે કે કોઇ શુદ્રના ઘરમાં ગંગા વહેતી હોય અને કોઇ શુદ્રના ઘરના ચૂલામાં અગ્નિ સળગતો હોય તો તે ગંગા અથવા અગ્નિ અપવિત્ર છે એવું કહીને તેમના ઉપર અપવિત્રતાનો આરોપ મૂકનાર ચંડાળપણાના દુઃખનો ભોક્તા થાય છે.

૧૧૫–છીનાળ સ્ત્રીનો છોકરો છીનાળ સ્ત્રીના છોકરાની સોબત પસંદ કરે છે; તેને ક્રિયાહીનતાનો અર્થાત્ નઠારાં કર્મોનો રંગ ચઢી જાય છે. જેવું બીજ તેવુંજ ફળ પેદા થાય છે અને જેવી જેની અસલ જાત તેવીજ તેની સુગંધ; અર્થાત્ લોકોમાં યશ-અપયશ ફેલાઇ જાય છે. વાંદરાને ગળે રત્ન બાંધીએ તો તે તેને તોડીને ફગાવી દે છે; એવીજ રીતે ફૂતરાવેડા કરનારા દુષ્ટ માણસ-ના ઘરમાં હીરા જેવી સ્ત્રી હોય તોપણ તે તેનો ત્યાગ કરીને પરાઇ બાઇડીઓને સારૂ શેરીએ શેરીએ અથડાતો ફરે છે. તુકા-રામ કહે છે કે આવા અકર્મીઓને તેની બેવકૂફ જનેતાએ જન્મ આપ્યોજ શા સારૂ? મને તો એવું લાગે છે કે તેણે પોતાનું નાગ બોળવાને સારૂજ આવા છોકરા જણ્યા હોવા જોઇએ.

૧૧૬–મોટા મોટા બળવાન પુરુષો પણ સંકડામણમાં સપ-ડાઈ જવાથી બંદીવાન જેવા રાંક બની જાય છે. કોઇ કોઇ વાર

એવા પ્રસંગ ઊભા થઇ જાય છે કે તે પ્રસંગમાંથી ઉદ્ભવ પામતી પરિસ્થિતિઓને પૂર્ણપણે તાબે થઈ જવું પડે છે. એવું પણ જોવામાં આવ્યું છે કે રોજ રોજ દાન દેનાર પુરુષ પોતાનાજ હાથનાં દાન લેનાર યાચકને પગે પડીને તેમની પાસે ભિક્ષા માગતા થઇ જાય છે. તુકારામ કહે છે કે હે નારાયણ ! આ શું છે તે તમારા સમજવામાં નથી આવતું ? તમને વળી હું શું કહું ?

૧૧૭–કોઇ અભાગિયાને જમીનમાં દાટેલા ધનનો ચરુ જડે તોપણ તેની આંખે તે ધન સૂઝતું નથી; પરંતુ તે ધનની જગ્યાએ સાપ, વીંછી અને કાનખજૂરાજ નજરે પડે છે. જેની આંખે કમળો થયો હોય તેને તો ધોળી દૂધ જેવી વસ્તુ પણ પીળી પીળી દેખાય છે. ફૂદડી ફરનાર માણસને ચક્કર આવે છે ત્યારે તેને ઘરબાર, પહાડ–પર્વત, ખેતર, મેદાન, બધાંજ ચક્કર ચક્કર ભમતાં હોય એવાં દેખાય છે. તુકારામ કહે છે કે પૂર્વનાં સંચિત પાપ એ મનુષ્યને માટે ભારે વિઘ્નરૂપ છે; તેની ઉન્નતિનો–અર્થાત્ કલ્યાણનો રસ્તો તેનાથી બંધ થઇ જાય છે.

૧૧૮–હું તો આ મારા સ્થૂળ દેહનાં ચર્મચક્ષુ વડે કાંઈજ ન જોતાં જે કાંઇ જોઉં છું તે મારી જ્ઞાનદૃષ્ટિ વડેજ જોઉં છું. આખા વિશ્વમાં જે કાંઇ ભિન્ન ભિન્ન પ્રાણી–પદાર્થ છે તે સર્વને તેમના યથાર્થ સ્વરૂપમાં હું મારી આત્મદૃષ્ટિ વડે જોઉં છું. એથી ઊલટું દેહદૃષ્ટિ વડે દેખાતા શરીર અને તેના સંબંધી અહંભાવ તથા આ મારી સ્ત્રી, આ મારાં સંતાન, આ મારું ઘર, આ મારી સંપત્તિ એવી એવી મારી વૃત્તિઓ હવે નહિ જેવી થઈ ગઇ છે. મારા આ સ્થૂળ દેહના હાથ–પગ વડે અર્થાત્ મારી સ્થૂળ ઇન્દ્રિયો વડે જે પદાર્થને હું ગ્રહણ કરી શકતો નથી તેને હું મારા પારમાર્થિક આત્મદેહની આત્મિક ઇન્દ્રિયો વડે ગ્રહણ કરી શકું છું.

પિયેરનો સગો તેડવા આવ્યો; પણ પેલા ભાઇને તેની બાઇડીના સગા ઉપર વિશ્વાસ આવ્યો નહિ. તેના મનમાં એવો વહેમ આવ્યો કે એની સાથે હું મારી સ્રીને મોકલું અને વખતે કાંઇ રસ્તામાં તેની સાથે વ્યભિચાર કરી બેસે તો ! પોતે વ્યભિચારી ખરોને ? તેથી તેણે પોતાની સ્રીને તેની સાથે મોકલી નહિ. એવીજ રીતે દુષ્ટ બુદ્ધિવાળા માણસો જેઓ રોજ રોજ ચોરી કરતા ફરે છે તેઓ બીજાઓને પણ પોતાના જેવાજ ચોર જુએ છે. તુકારામ કહે છે કે જેના મનમાં જેવી વાસના તેવી તેની ભાવના પણ હોય છે.

૧૧૧–મા પોતાના નાના છોકરાને પોતાને હાથે કોળિયા દઇને ખવડાવે છે; અને બીજા સમજણા છોકરાની પાસે નાના પ્રકારનાં કામ કરાવે છે. પોતાનાંજ પેટનાં બે છોકરાં; એકને કોળિયા દઈ દઇને ખવડાવે અને બીજાની પાસે કામ કરાવે. આવો ફેરફાર જે માતાના વર્તનમાં જણાય છે તે, બેઉ છોકરાંઓના થોડા વધતા સમજણાંપણાને લીધેજ છે. જેમ જેમ છોકરૂં સમજણું થતું જાય છે તેમ તેમ તેના ઉપરના તેની માના પ્રેમમાં ફેર પડતો જાય છે. સમજણું છોકરૂં અને નાદાન છોકરૂં એ બેઉ છે તો તેનાંજ પેટનાં છોકરાં; પણ હમણાં ઉપર કહી ગયા તેમ તેમના ઉપર તેમની માની પ્રીતિમાં જે ઓછા વધતાપણું હોય છે તે જોવાની મજા આવે છે. તુકારામ કહે છે કે સમજણો છોકરો આવીને માને વળગી પડે તો મા તેને તરછોડી પણ કાઢે છે; અને નાનું છોકરૂં જરાક રડે તો મા તેની પાસે લાગલીજ દોડી જાય છે અને ધવડાવવા બેસે છે.

૧૧૨–અમે ભગવાનના ભક્ત છીએ એવું લોકો કહેતા ફરે છે છતાં તેઓ ભગવાનના ભજન–પૂજનની બાબતમાં અના-

૨ રાખે છે, તે જોઇને મને ઘણુંજ આશ્ચર્ય થાય છે. જ્યારે પોતાને ઇશ્વરભક્ત કહેવડાવનારાઓની આવી દશા છે, ત્યારે બીજા લોકો, જેઓ પોતાના માથા ઉપર આખા ઘર-સંસારનો બોજો ઊંચકીને જીવતા હોય છે અને આ સંસાર બધો અમારા વડેજ ચાલે છે અને કર્તા-હર્તા અમેજ છીએ એવી જેમના મનની અંદર દૃઢ નિશ્ચયરૂપી ગાંઠ પડી ગયેલી છે, અને તે ગાંઠ વડે જેઓ બંધાઈ ગયા છે તેમને તો કહેવા જેવું હોયજ શું? પણ જેમણે તમામ સંસારને પોતાનાથી વેગળો ફગાવી દીધો છે અને છતાં જેઓ દેહાભિમાન રાખી બેઠા છે તેમનાં કૃત્યમાં મને ઘણો અન્યાય દેખાય છે. તુકારામ કહે છે કે પોતાનાજ આળસની મદદ વડે પોતાને ભક્તોમાં ખપાવનારાઓ પોતાના મૂર્ખાઇ ભરેલા દુરાગ્રહના પૂરમાં તણાયે જાય છે.

૧૧૩-હિતનો ઉપદેશ ગમે તેવો સામાન્ય માણસ કહેતો હોય તોપણ તેને સાંભળીને મનમાં ઉતારી લેવો. આ તો જાણે સામાન્ય નિયમ સમજી લેવો. અમુક માણસના કહેવામાં શો માલ છે, એમાં તે વળી શું સાંભળવા જેવું છે, એ તો નકામો બકબક કરે છે, એવું કહીને કોઈના હિતવચનની અવગણના ન કરવી. નાળિયેર હાથમાં લઇને તેના ઉપરનાં છોડાં અને કઠણ કાચલીને લક્ષમાં લઇને કોઈ એમ કહે કે એમાં કશો જ માલ નથી, એ તો સૂકા લાકડા જેવું તો છે, આવું કહીને જે માણસ પોતાના હાથમાંનું નાળિયેર ફેંકી દેશે તે તેની અંદરના સાર-રૂપ મીઠું કોપરૂં ખાવાનો સ્વાદ ગુમાવશે, એટલા વાસ્તે એવું કરવું ન જોઇએ. પોતાની આજ્ઞા પ્રમાણે વર્તન કરનારી સ્ત્રી, છોકરાં, નોકર-ચાકર, જે કોઇ આપણને નારાયણનું સ્મરણ કરાવે તેમને વધાવી લેવાં. તુકારામ કહે છે કે જે રત્ન પોતેજ મૂલ્ય-વાન છે તેને ગમે તેવે ફાટે-તુટે ચીંથરે બાંધી રાખ્યું હોય તોપ-

મારા આ સ્થૂળ શરીરના સ્થૂળ મુખ વડે જે પદાર્થને હું ખાઈ શકતો નથી અને મારી સ્થૂળ જીભ વડે જે રસનો સ્વાદ હું કદી ચાખી શકતો નથી તે પારમાર્થિક આત્મસુખનો સ્વાદ અને આત્મરસની મજા હું મારી આત્મિક ઇન્દ્રિયો વડે ભોગવી શકું છું. મારી આત્મિક નેત્રેન્દ્રિય વડે હું જે કાંઇ જોઇ શકું છું તેનું વર્ણન કરવાને માટે મારા સ્થૂળ દેહની વૈખરી વાણી અસમર્થ હોવાથી તેને હું મારી પારમાર્થિક પરા વાણીદ્વારા પ્રકટ કરું છું. તુકારામ કહે છે કે મારા સ્થૂળ દેહની કર્ણેન્દ્રિય જે તત્ત્વને ગ્રહણ કરી શકતી નથી તે મારા અંતર્મુખ-મનની અંદર સ્ફુરિત થઇ જાય છે.

૧૧૯-જુઓ, જુઓ, આ મૃત્યુલોકમાં મનુષ્યદેહ પામવાની તો દેવતાઓ પણ અભિલાષા રાખે છે. આપણને એવો દેહ પ્રાપ્ત થયો છે, તે આપણાં અહોભાગ્ય છે; કારણકે આપણે આ મૃત્યુલોકમાં મનુષ્યરૂપે જન્મ ગ્રહણ કરીને વિઠોબાના સેવકની પદવી પ્રાપ્ત કરી છે. આ મનુષ્ય-જન્મનો મહિમા એવો અદ્ભુત છે કે તેના વડે મનુષ્ય સચ્ચિદાનંદ બ્રહ્મનું પદ પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. તુકારામ કહે છે કે અમારો આ મનુષ્યદેહ સ્વર્ગ ઉપર ચઢી જવાને માટે પગ ટેકવવાના પગથિયા સમાન છે.

૧૨૦-તું જો પંડિત હોય અથવા ઉત્તમ કથાવાચક હોય તો તું શ્રીકૃષ્ણની કથા ભાવપૂર્વક સાંભળ. જેમ દૂધ, ઘી અને સાકર એ ત્રણ મળીને ઘણોજ મધુર પદાર્થ બની જાય છે તેમ પાંડિત્યની સાથે કૃષ્ણકથાનો યોગ થવાથી સોનામાં સુગંધ મળવા જેવું થાય છે. તું આવું સમજતો થઇશ તો તું ઘણી ઊંચી પદવી પ્રાપ્ત કરી શકીશ. તારામાં પંડિતાઇનું માધુર્ય તો પૂરેપૂરું છેજ, હવે તારે જો આત્મપ્રાપ્તિની ઇચ્છા હોય તો તારા

પાંડિત્યના માધુર્યની સાથે શ્રીકૃષ્ણની કથાના માધુર્યનો યોગ કરી દે અને તે બેઉને એકત્ર કરીને તું તેમનું સેવન કર. હું મોટો શાસ્ત્રજ્ઞ પંડિત છું, એવી જે તારા મનમાં જ્ઞાનરૂપી અહંકારની મોટી ખામી છે, તેને તું મૂળસહિત ઉખાડીને ફગાવી દે. સુગંધયુક્ત વસાણાં નાના પ્રકારનાં હોય છે, પણ તે બધામાં શરીરને સુગંધયુક્ત અને શોભાયમાન બનાવે એવો અને સૌ ખુશબોદાર દ્રવ્યોના સારરૂપ એકજ સર્વોત્તમ પદાર્થ છે અને તે ચંદનનો લેપ છે; પણ એ બધી વૈભવ-વિલાસની સામગ્રીઓ પાસે હોય અને છતાં ખાવાના અન્નનાજ સાંસા પડતા હોય તો એ બધીજ વસ્તુઓ કશા કામની હોતી નથી. એવીજ રીતે જો તારી પંડિતાઈની સાથે હરિકથાનો મેળ નહિ હોય તો તે પંડિતાઈ પણ કશા ખપની નથી. વેદ, શ્રુતિ અને પુરાણાદિ જેને અર્થે રચાયાં છે તેજ સાક્ષાત્ વિઠ્ઠલદેવ તારી કથા થતી હોય ત્યાં આવીને ઊભા રહેવા જોઈએ. તુકારામ કહે કે છે, એક વિઠ્ઠલને બાદ કરતાં બાકી બીજું બધુંજ કાંકરા જેવું છે કે જેને કાઢતાં અને ઘાલતાં કેવળ નકામા ખડખડાટ સિવાય બીજું કશુંજ થતું નથી.

૧૨૧–પોતાનું પેટ ભરવાને સારૂ જે બીજાનાં ગળાં કાપે છે તેમના નિર્દયપણાનો કાંઈ પારજ નથી; પણ તેઓને એટલી ખબર નથી હોતી કે આપણે તેમ કરીને માત્ર યમપુરીમાં જવાની તૈયારીજ કરીએ છીએ. કોઇ એક મૂર્ખ સ્ત્રી હતી. તે એકાદા પથરા ઉપર સિંદૂર લગાડીને તેની આગળ કાલાવાલા કરતી કે તું મને છોકરૂં આપીશ તો હું તારી આગળ ગાભણી ઘેટીનું અથવા મરઘડાનું બલિદાન ચઢાવીશ. તુકારામ કહે છે કે જે છોકરાં બીજાને દુઃખરૂપ નીવડે છે તેમને પોતાને અંતે દુઃખ થયા વિના રહેતું નથી.

૧૨૨–આઠ વર્ષની છોકરી લગ્નને યોગ્ય થાય છે એવું

શાસ્ત્રમાં કહ્યું છે; પણ તે આઠ વર્ષ થાય તે પહેલાં તેને બે વર્ષ ગંધર્વ, બે વર્ષ અગ્નિ, બે વર્ષ સૂર્ય અને બે વર્ષ ચંદ્ર ભોગવે છે. એવી રીતે તેનાં આઠ વર્ષ પૂરાં થયા પછી તેના લગ્નની તૈયારી કરવામાં આવે છે; પણ તે છોકરી તો વ્યભિચારિણી છે, તેણે ચાર ચાર જણ જોડે વ્યભિચાર કર્યો છે, એવું કહીને કોઇ પરણનારાએ કુંવારી છોકરીને પરણવાની ના પાડી હોય એવું દુનિયામાં કોઇએ કદી સાંભળ્યું છે ખરૂં? ગાય પણ કોઇ વાર નરકમાં મોઢું ઘાલે છે, પણ તેથી શું તે ગાય મટી ગઇ? તે આખરે ગંગાજળમાંજ જઇને મળે છે. વડ અને પીપળાનાં ઝાડ મેલી વસ્તુના ઉકરડા પાસે ઊગ્યાં હોય તો તેથી શું તેઓ અપવિત્ર થઇ ગયાં? પાંડવોનું કુળ જોવા જઇએ તો તેઓ બધાજ દોષિત ઠરે. એ પાંચ ભાઈ પાંચ જુદા જુદા બાપના છોકરા, અને પાંચ વચ્ચે એક સ્ત્રીને પરણેલા. શકુંતલા વિશ્વામિત્ર ઋષિ અને મેનકા નામની અપ્સરાને પેટે જન્મી હતી. શૃંગી ઋષિ હરણીના પુત્ર હતા. વ્યાસ મુનિ માછણને પેટે જન્મ્યા હતા. એ બધાંનાં કુળ જોવા જઇએ તો તે એવાં નીચ અને હલકાં માલૂમ પડશે છતાં તેમનાં નામ લેતાં પાતક માત્રનો નાશ થઇ જાય છે. એજ પ્રમાણે અજામિલ, ગણિકા, કુબ્જા દાસી, વિદૂર, પિંગળા એ બધાંનાં કુળ-ગોત્ર પણ ઉપર કહી ગયા તેવાંજ નીચ હતાં. એવીજ રીતે વાલ્હા કોળી, વિશ્વામિત્ર, વસિષ્ઠ, નારદ એ લોકોનાં કુળ પણ ક્યાં શુદ્ધ હતાં? એ બધાનો જન્મ નીચ જાતિમાં થયો હતો. ઉપર જેમનાં નામ ગણાવી ગયા તે બધાં સ્ત્રી-પુરુષોનાં ઉપર અસાધારણ પાતકની કાળાશ લાગી તો હતી, પણ તેમણે અનુતાપસહિત ભગવાનનું સ્મરણ કર્યું એટલે તેમની તત્કાળ મુક્તિ થઇ ગઇ. તુકારામ કહે છે કે એ લોકોની મૂળ ઉત્પત્તિનો વિચાર તો દેવતાઓ પણ મનમાં લાવતા નથી. તેથી કરીને જે કોઇ

તેમની ઉત્પત્તિની વાત મોઢેથી બોલશે તેને નરકવાસ કરવો પડશે.

૧૨૩-સોનાની થાળીમાં દૂધ ભરીને કૂતરાના મોઢા આગળ મૂકવી, મોતીની માળા ગૂંથાવીને પાડાની કોટે બાંધવી, કસ્તૂરીની સુવાસ ડુક્કરને સૂંઘાડવી, અને કોઈ વેદશાસ્ત્રને જાણનાર પંડિતે બહેરાની આગળ વેદની કથા કરવી એ બધાં એક સમાન મિથ્યા છે. શાસ્ત્રનો મર્મ પેલો બહેરો શી રીતે ગ્રહણ કરવાનો હતો? તુકારામ કહે છે કે શાસ્ત્રનો ખરેખરો મર્મ તો જે જાણે છે તેજ જાણે છે અને ભક્તિનું માહાત્મ્ય તો સાચા સાધુ હોય તેઓજ જાણે છે.

૧૨૪-હે ભગવન્! આ સંસારી લોકોના ઝપાટામાંથી કેવી રીતે મારે મારી જાતનું રક્ષણ કરવું તેની મને જરાય સમજ પડતી નથી. જો કોઈ માણસ પોતાનો સંસાર-વ્યવહાર વ્યવસ્થિત રીતે નિભાવતો હોય અને પોતાનાં સ્ત્રી-છોકરાંનું સારી રીતે પાલનપોષણ ઈત્યાદિ કામ બરાબર રીતે કર્યે જતો હોય તો દુનિયાના લોકો તેને વિષે કહેશે કે એ તો બાઈડી-છોકરાંનું જતન કરી જાણે છે; ભગવાનનું ભજન-પૂજન કરવામાં તો સમજતોજ નથી; એ તો એના ઘર-સંસારમાંજ રચ્યોપચ્યો રહે છે, એવા દોષ તેને માથે લગાડશે. હવે લોકાપવાદથી ડરી જઈને જો તે સંસાર-વ્યવહારમાંથી નિવૃત્ત થઈ જાય તો લોકો કહેશે કે 'જોયોને? કેવો આળસુ અને દરિદ્રી છે? માત્ર પોતાનુંજ પેટ ભરી જાણે છે.' કોઈ પોતાના વર્ણાશ્રમને લગતા આચાર-વિચાર અને વ્યવહારનું બરાબર પાલન કરે, દેવપૂજન કરે, ત્યારે લોકો તેના ઉપર પણ કાંઈ ને કાંઈ આળ ચઢાવીને નિંદા તો કરવાનાજ. તેઓ કહેશે કે એ તો ધર્મની દુકાન માંડી બેઠો છે. દેવપૂજાનો ઠાઠ રચવો, ગૌમુખીમાં હાથ ઘાલીને માળાના મણકા મૂકવા અને જાણે પોતે મોટો મહાત્મા બની ગયો હોય એવો

દેખાવ કરવો, એટલાં વાનાં તે શીખ્યો છે. હવે એજ માણસ જો લોકોની નિંદાથી ડરી જઇને શાસ્ત્રોક્ત આચારવિચારનું પાલન કરવાનું છોડી દે તો લોકો શું કહેશે ? જોયોને ? કેવો કર્મભ્રષ્ટ થઈ ગયો છે ? કોઇ સાધુસમાગમ કરવા માંડે તો તેને વિષે લોકો વાતો કરવા લાગશે કે, 'હવે એણે તો ફલાણા બાવાની કંઠી બાંધી, ફલાણા બાવા પાસે કાન ફુંકાવ્યા.' સાધુ-સંગ ન કરે ત્યારે લોકો કહેશે કે 'મૂઓ એ. કોઇ દહાડો સાધુ-સંતની પાસે જઇને તો બેસે નહિ, એવાને તે જ્ઞાન શી રીતે થવાનું હતું ?' એ તો મૂઓ અભાગીઓ છે. એવા કરમના ફૂટયાના હાથમાં તે શી રીતે લક્ષ્મી આવે ?' કોઇ શ્રીમંત હોય તો લોકો કહેશે કે 'જોયોને ? કેવો ફુલાઇ જાય છે અને લોકોની આગળ પોતાની દોલતનો રૂઆબ બતાવતો ફરે છે ! પાસે પાંચ પૈસા છે તે જોઇને છલકાઈ ગયો છે અને ગરીબોની સાથે બાખડી બાંધતો ફરે છે !' એજ પ્રમાણે જો કોઇ જરાક વાચાળ હોય તો લોકો કહેશે કે એની જીભ કોણ જાણે શાની ઘડી છે ? કોઇ થોડું બોલે અથવા બિલકુલજ ન બોલે તો લોકો કહેશે કે અભિમાની છે. કોઇ પોતાના ઇષ્ટમિત્રોને વખતોવખત મળવા ન જાય તો લોકો તેને કઠોર, પ્રેમહીન અને શુષ્ક હૈયાનો કહેશે. વારંવાર સૌની સાથે મેળ મુલાકાત કરતો રહે તો લોકો કહેશે કે, 'એણે તો અમારા ઘરનો ઉંબરો ઘસી નાખ્યો.' કોઇએ એક સાથે બે ચાર બાઇડીઓ કરી હોય તો લોકો તેને કામી, વિષય-લંપટ કહીને તેની નિંદા કરશે. જો કોઇ બિલકુલ પરણેજ નહિ તો કહેશે કે, 'મૂઓ વાંઢો છે, નપુંસક છે.' કોઇને છોકરાં ન હોય તો કહેશે કે, 'એ તો મૂઓ વાંઝિયો છે, ચંડાળ છે, એનું તો સવારના પહોરમાં મોઢુંજ ન જોવું જોઇએ.' કોઇને ઝાઝાં છોકરાં હોય ત્યારે કહેશે કે, 'એને ઘેર છોકરાંની શી ધાડ ?

છોકરાંને રોટલા તો પૂરા ખાવાને મળતા નથી, છતાં વરસે વરસે છોકરાં શું જોઇને પેદા કરતો હશે ? આવાં છોકરાં થાય એ તો એક પ્રકારનું પાપજ કહેવાય.’ લોકો તો પેટમાંથી ઓકી કાઢેલા વમનના જેવા છે. ઓકી કાઢેલા અન્નને હાથ લગાડાય તો લોકોની નિંદામાંથી ઊગરી શકાય. ભક્તિહીન લોકોની સોબત સારા માણસોથી હજમ થાય નહિ. તુકારામ કહે છે કે, હે મનુષ્યો ! તમે મારી એક વાત લક્ષ આપીને સાંભળી લો. તમે લૌકિક નિંદા-સ્તુતિની ઉપેક્ષા કરીને કેવળ ભગવાનનું ભજનજ કરતા થઈ જાઓ.

૧૨૫–સ્વધર્મનું રક્ષણ કરવાને માટે અમારે ( નાના પ્રકારના કર્મની ) ખટપટ કરવી પડે છે. અમે જે કાંઈ અમારે મોઢેથી બોલીએ છીએ તે વેદના તાત્પર્યને અનુકૂળ રહીનેજ બોલીએ છીએ અને અમારી પૂર્વે થઇ ગયેલા સંતપુરુષો જે કહી ગયા છે અને વર્તન કરતા આવ્યા છે તેજ મુજબ અમે કહીએ છીએ અને વર્તીએ છીએ. જ્યાંસુધી બ્રહ્માકારવૃત્તિનો અનુભવ ન થાય અને તેવી વૃત્તિ તેલની ધાર જેવી અખંડ ન રહે ત્યાંસુધી કર્મનો ત્યાગ કરવો એ કેવળ દંભ અને લબાડ-પણુંજ છે. તુકારામ કહે છે કે અધમપુરુષ હોય તેજ હરિભક્તિ-માં દોષારોપણ કરે છે.

૧૨૬–ઉપરના સાત અને નીચેના સાત એમ એકંદર ચૌદ લોક જેના પેટના એક ખૂણામાં સમાઇ જાય છે એવા હરિને અમે અમારી ઝોકે બાંધી રાખ્યા છે. અમારા ઘરમાં કશીજ વાતની ઉણપ નથી. રિદ્ધિસિદ્ધિ તો અમારે આંગણે અમારી સેવા કરવા સારૂ નિરંતર તત્પર થઇને ખડેપગે ઊભી રહે છે. તમામ રાક્ષસોને જેમણે બાંધી લીધા છે એવા પ્રભુ અમારી સમક્ષ હાથ જોડીને ઊભા રહે છે. જે ભગવાનને નથી રૂપ, નથી

આકૃતિ કે નથી કશાં ચિહ્‌ન તે ભગવાનને અમે અમારી ભક્તિના જોર વડે કરીને સગુણ અને સાકાર બનાવી દઈએ છીએ. જે પોતાના અંગ ઉપર અનંત બ્રહ્માંડોને ધારણ કરી રાખે છે તે અમારે માટે અતિ અલ્પ અને સગુણ બનીને ઊભા રહે છે. તુકારામ કહે છે કે અમે તો આશાતૃષ્ણાને એક બાજુએ ફગાવી દઈને ખુદ ભગવાનના કરતાં પણ વધારે બળવાન બની બેઠા છીએ.

૧૨૭–માટીનાં શિવલિંગ બનાવીને તેનું પૂજન કરીએ તો તે પૂજન માટીનું નહિ પણ શિવજીનુંજ થાય છે અને તે શિવજી-નેજ પહોંચી જાય છે; પણ જે માટીનું શિવલિંગ બન્યું હોય છે તે તો જ્યાં પાર્થિવ શિવનું વિસર્જન કરી દીધું એટલે પાછી માટીની માટીજ બની રહે છે. એ માટીને પછી કોઇ શિવ માનતું નથી; તેજ પ્રમાણે અમને સંત સમજીને જે કોઇ અમારૂં પૂજન અથવા સન્માન કરે છે તે પૂજન અમારૂં નહિ, પણ ભગવાનનુંજ થાય છે અને ભગવાન પોતે તેને ગ્રહણ કરી લે છે. અમે તો સંતોના ચપરાસી અથવા તેમના દાસ સમાન છીએ. અમને કોઇ સંતની પદવી રખેને આપતા. પથ્થરની વિષ્ણુમૂર્તિ બના-વીને તેની કોઇ પૂજા કરે તો તે પૂજા પથ્થરને નથી પહોંચતી, પણ વિષ્ણુ ભગવાનનેજ પહોંચે છે અને પથ્થર, જેની તે મૂર્તિ બનેલી છે, તે તો પથ્થરનો પથ્થરજ રહે છે. તેને કોઇજ વિષ્ણુ કહેતું નથી. એવીજ રીતે કાંસાની ધાતુમાંથી કોઇ દેવીની મૂર્તિ તૈયાર કરે અને તેનું પૂજન કરે તો તે પૂજન કાંસાની ધાતુનું થયું એમ ન સમજવું, પણ દેવીનુંજ પૂજન થયું એમ જાણવું અને તે પૂજન પહોંચે છે પણ દેવીનેજ, કે જેને ઉદ્દેશીને પૂજન કરવામાં આવ્યું હોય છે; પરંતુ જ્યાં પૂજનવિધિ સમાપ્ત થઇ ગઇ અને દેવીનું વિસર્જન થઇ ગયું એટલે પછી તે મૂર્તિને કોઇ દેવી માનશે નહિ. તે તો કાંસું હતું અને કાંસુંજ રહેવાનું.

તુકારામ કહે છે કે પૂર્ણ બ્રહ્માનંદના પ્રતિ મારી કરણી-અર્થાત્ મારો ભક્તિભાવ તે, કપડાં ઉપરની કાંજીના જેવો છે. અમારી જે કોઇ ભાવનાસહિત પૂજા કરશે તે પૂજા જેની છે અને જેને પહોંચવી જોઈએ તે ભગવાનજ ગ્રહણ કરી લેશે અને અમે તો મૂર્તિના પથરાની માફક પથરાના પથરાજ રહીશું.

૧૨૮-પાંડુરંગના ચરણનું જેઓ ધ્યાન કરતા હોય એવા સજ્જનોજ મારા પ્રિય સાથીઓ અને મિત્રો છે. બીજા બધાઓને શાસ્ત્રવિધિની મર્યાદાની ખાતર તેમને યોગ્ય માન આપી છૂટું છું; કારણકે તેઓ આખરે છે તો ભગવાનનાજ અંશ. હું મન, વાણી અને કાયા વડે વૈષ્ણવ માત્રનો દાસ છું. તેમનું ઉચ્છિષ્ટ ખાવાની હું નિરંતર ઈચ્છા રાખું છું. તુકારામ કહે છે કે હરિના દાસ મને જેટલા વહાલા લાગે છે તેટલું વહાલું મને બીજું કોઈજ લાગતું નથી.

૧૨૯-પ્રાણીમાત્રનું રક્ષણ કરવું એનું નામ દયા. કઠોર અને દુષ્ટતાયુક્ત શાસન કરવાથી દયાનો અંતર્ભાવ થઈ જાય છે. શાસ્ત્રયુક્ત ધર્મનીતિનું શ્રવણ કરી કરીને સાર શું અને અસાર શું, તેનો મેં નિર્ણય કરી લીધો છે. ઉન્મત્ત લોકો નીતિ અને ન્યાય તરફ દૃષ્ટિપાત ન કરતાં પોતાના મનનું સૂઝ્યું કરે છે, જેને શાસ્ત્રમાં પાપ કહ્યું છે. તુકારામ કહે છે કે ધર્મનું રક્ષણ કરવાને માટેજ ભગવાન અવતાર લે છે અને નાના પ્રકારની લીલા કરવાનો પરિશ્રમ લે છે.

૧૩૦-મારો દીકરો સારો નીવડે એવી અભિલાષા તો દરેક માતાને હોય છે. હરકોઈ સ્રીને પોતાનો એકનો એક પુત્ર પ્રાણના કરતાં પણ વધારે પ્રિય હોય છે. એવા પુત્રનો તેને વિયોગ થયો હોય તેવે વખતે તે સ્રીને ગમે તેટલાં સુખનાં સાધન પ્રાપ્ત થાય

તોપણ તે તેને કડવાં ઝેર સમાન લાગે છે. તુકારામ કહે છે કે પગે ઠંડું માખણ ઘસ્યાથી આંખને ટાઢક લાગે છે તેવી એ વાત છે.

૧૩૧–કોઇ એક છોકરી પરણીને સાસરે જતી વેળા માહ્યરામાંથી જતાં જતાં વારે વારે પાછી નજરે જોતી જોતી જાય છે; તેજ પ્રમાણે હે કેશવ! મારા જીવનની પણ એવીજ દશા છે. તું કોઈ દિવસ પણ મને દર્શન દઇશજ એવી આશા મારા મનમાં ઉદિત થઇ છે. પોતાની માથી વિખૂટું પડેલું બાળક ચારે દિશાએ બાવરૂં બાવરૂં જુએ છે. તુકારામ કહે છે કે પાણીમાંથી બહાર આવી પડેલી માછલી જેમ ટળવળે છે તેમ હું પણ તમને મળવાને સારૂં ટળવળું છું.

૧૩૨–વિવાહ કરવાને સારૂ કન્યાને જોવા આવેલા લોકોને તે કન્યાનો પિતા પોતાની દીકરી બતાવે છે અને જ્યારે વિવાહનું નક્કી થઇ જાય છે ત્યારે વરના બાપની પાસેથી કન્યાના અવેજમાં પૈસા માગી લે છે. કલિયુગમાં આવો અવળો ધર્મ ચાલવા લાગ્યો છે, જેથી કરીને લોકોનાં પુણ્યનો ક્ષય થતો જાય છે અને પાપની વૃદ્ધિ થવા લાગી છે. બધાજ વર્ણના લોકો પોતપોતાના ધર્મોમાંથી ભ્રષ્ટ થઈ ગયા છે. બ્રાહ્મણો પોતાનાં બ્રહ્મકર્મ ભૂલી ગયા છે અને ચોરી–ચાડી કરતા થઇ ગયા છે. દ્વાદશ તિલક અને પંચાંગને તેમણે એક બાજુએ મૂકી દીધાં છે અને તેમની જગ્યાએ મીઠું-મરચું અને આમલીના કોથળા ખાંધે મૂકીને ગામે ગામ ફેરી કરવાનો ધંધો પણ બ્રાહ્મણો કરવા લાગ્યા છે. ન્યાયાસને બેસનારા બ્રાહ્મણો પણ અવળા ઇન્સાફ કરીને લોકોને ત્રાસ આપે છે. કોઇ કોઇ બ્રાહ્મણ તો વાણિયાની દુકાને ગુમાસ્તાનું કામ કરતા થયા છે અને તેલ–ઘીના જમા-ઉધારના હિસાબ લખતા થયા છે. તેઓ નીચ જાતિના લોકોની

નોકરી પણ સ્વીકારે છે અને કામમાં ભૂલચૂક થઇ બેસે ત્યારે માર પણ ખાય છે. ક્ષત્રિય રાજાઓ બિચારી રાંકડી પ્રજાને ચૂસી ખાય છે, તેમનું ધન લૂંટી લે છે અને અનેક રીતે લોકોની સંતામણી કરે છે. વૈશ્યો અને શૂદ્રો તો સ્વભાવે કરીનેજ હલકી બુદ્ધિવાળા હોયજ તેથી તેમને વિષે તો હું કશું કહેતોજ નથી. આવા પ્રકારનો બાહ્ય દેખાવ સર્વત્ર જોવામાં આવે છે તે ખરાબ છે, એવું મનમાં સમજ્યા છતાં મોઢેથી મીઠું મીઠું બોલવું એ તો પાખંડ જ કહેવાય. તુકારામ કહે છે કે, હે ભગવન્! તમે કેમ સોડ તાણીને સૂતા છો? હવે જરા ઊંઘમાંથી જાગી ઊઠો અને જલદી જલદી જગતની વહારે ધાઓ.

૧૩૩–કન્યાને અંગે નાના પ્રકારના વસ્ત્રાલંકાર પહેરાવીને તેનું દાન દેવું એ સમસ્ત પૃથ્વીનું દાન દીધા બરોબર છે; પણ એ વાત મૂર્ખ લોકોને હૈયે વસતીજ નથી. તેમ કરવાને બદલે તેઓ ઊલટા કન્યાના અવેજમાં વરના બાપની પાસેથી પૈસા લે છે. એ પાપનું આગળ જતાં કેવું માઠું ફળ આવશે તેની તો તેમને ભવિષ્યમાં ખબર પડશે. મનુષ્ય પોતાના કર્મનું પાલન કરતો રહીને ઉદર નિર્વાહ કરે તો તેમ કરીને તે ધર્મનું ઉપાર્જન કરે છે. જેની દાનત શુદ્ધ હોય છે તેની મદદે ભગવાન પોતે ચાલ્યા આવે છે. માટે તમે સત્ય બોલો અને સત્ય આચરણ કરો અને પછી શું થાય છે તે જોયા કરો. અન્નની, માનની અને દ્રવ્યની પ્રાપ્તિ થવી ન થવી એ તો પ્રારબ્ધને અધીન છે. તુકારામ કહે છે કે એવું કોઈ પણ કામ ન કરવું કે જે કરતી વખતે આપણાં મનને પરિતાપ થાય અને ભવિષ્યમાં આપણો વિનાશ થાય.

૧૩૪–લગ્નના માંડવામાં રોશની પ્રકટાવીને, વાજિંત્રો વગડાવીને, કન્યાને સુશોભિત વસ્ત્રાલંકારથી શણગારીને, તેનુંજમાઈ-

ના હાથમાં દાન દેવું જોઇએ ત્યારપછી કન્યાને પાલખીમાં બેસાડીને જમાઇ તેને પોતાને ઘેર તેડી જાય તે વખતે કન્યાના બાપે જમાઇના પગ ધોઇને તેનું પૂજન કરવું જોઇએ. વિદાયગીરીમાં જમાઇને માથે પાઘડી અને પહેરવા લાયક બીજાં નવાં સુશોભિત વસ્ત્રોની પણ ભેટ કરવી જોઇએ. જમાઇનું સન્માન કરવાને માટે જે કાંઇ કરવું ઘટે તે બધુંજ કરવું અને કશું બાકી રાખવું નહિ. એ કાર્ય કરતી વખતે જીવને સાંકડો કરવો નહિ. જમાઇને જે કાંઇ આપવું આવશ્યક હોય તે બધુંજ આપવું, એ પ્રાચીન કાળથી ચાલતો આવેલો રિવાજ છે. એ રિવાજનું જેઓ પાલન કરતા નથી અને કન્યાવિક્રય કરીને પૈસા ખાઇ જાય છે તેઓ કૂતરાસમાન છે. તુકારામ કહે છે કે તેઓ ખરેખર મૂર્ખ છે અને તેઓ પોતાના નરકની વાટ પોતાને હાથેજ તૈયાર કરે છે.

૧૩૫–ધારો કે કોઇએ બ્રહ્મહત્યા કરી, ગૌહત્યા કરી, છતાં તેને હાથે એક પાપ થવાનુ હજી રહી ગયુ છે. તે પાપ કયુ તે તમે જાણો છો? તે પાપ બીજું કોઇજ નહિ પણ પોતાની દીકરીને જમાઇના હાથમાં આપવી અને તેના બદલામાં જમાઇની પાસેથી પૈસા લેવા. એ કામ મનુષ્યને નહિ પણ કૂતરાને યોગ્ય છે. જેણે પોતાની છોકરીના પૈસા ખાધા, તેણે પૈસા ખાધા નથી પણ ખરેખર નરમાંસ અને નરઅસ્થિ ખાધાં છે. તેને નરમાંસભક્ષક કહીનેજ બોલાવવો જોઇએ. સોનાની ચોરી કરવી એ મહાપાપ છે, પણ કન્યાવિક્રય એ તો તેના કરતાં વધારે ઘોરતર પાતક છે. એ એટલું ભયાનક પાતક છે કે તેનો મોઢથી ઉચ્ચાર કરતી વખતે પણ શરીરે કંપારી આવે છે. તુકારામ કહે છે કે જેનાં મનમાં કન્યાના પૈસા લઇને તાલેવંત થવાનો વિચાર આવતો હોય તે અકર્મી ભવાઇઓ થઇને નાચે અને તેની રાંડ ભીખ માગતી ફરે તે શું ખોટું છે?

૧૩૬–આવા (૧૩૫ માં અભંગમાં જેનું વર્ણન કર્યું છે તેવા) દુષ્ટ માણસનો જે કોઈ પક્ષ લેશે તે પણ તેના જેટલોજ પાપી કહેવાશે. અન્યાયનો પક્ષ કરનાર માત્ર દુઃખનોજ ભોક્તા થાય છે અને પોતાના પૂર્વજોને પણ નરકયાતના ભોગવાવે છે. અરે! સૌ સાંભળી લેજો. આવા દુષ્ટ પાપીને જે રાજા સજા કરતો નથી તે રાજાનું અન્ન ખાવું એ પણ દારૂ પીધા બરાબર છે એમ તુકારામ કહે છે.

૧૩૭–લોકોને ફસાવવાનાં કપટપ્રપંચ મને આવડતાં નથી. હે દેવ! હું તો એક તમારૂંજ કીર્તન કરૂં છું અને તમારા એકલાનાજ ગુણ ગાઉં છું. લોકોને પોતાના તરફ આકર્ષવાને માટે જડીબુટ્ટીના પ્રયોગ અથવા ચમત્કાર કરવાનું હું શીખ્યો નથી. હું કોઈની પાસે કદી યાચના કરતો નથી. એ વાતનો દુનિયામાં પ્રચાર કરનારા શિષ્ય–પ્રશિષ્ય પણ મારી પાસે છે નહિ. કોઇ મઠ કે મંદિરનો હું માલિક નથી; તેમ મારે નામે એક વેંત જેટલી પણ પસાયતાની ભોંય નથી. પૂજાના ઠાઠમાઠની જમાવટ કરવાનાં મારી પાસે કશાં સાધન નથી. પૂજા કરવાનાં નાના પ્રકારનાં ઉપકરણ, વાસણ, ધૂપ, દીપ, ગંધ, પુષ્પ, નૈવેદ્ય એમાંનું મારે કાંઈજ નથી. કંસારાએ દુકાન માંડી હોય તેમ નાના પ્રકારનાં ત્રાંબા–પીતળનાં વાસણ સજાવીને હું કદી દેવ-પૂજન કરવા બેસતો નથી. મારા ઉપર કોઇ ભૂત કે વૈતાળ પ્રસન્ન થયો નથી કે જેથી હું લોકોની છૂપીછૂપી વાતો કહી બતાવું.લોકોની આગળ પુરાણોની કથા કરવી, અને કથામાં આવે એક વાત અને કરે તેથી તદ્દન ઊલટી વાત, એવો હું પુરાણી નથી. હું મોઢા-માંથી ચૂંદડીઓ, નાળિયેર અને કંકુ કાઢનાર અંબામાતાનો ભગત નથી અને એવા ઢોંગધતૂરા કરીને હું દુનિયાને ઠગતો નથી. વળી ઘટાકાશ, મઠાકાશ અને તંતુપટની ચર્ચા કરનાર

વેદાંતી પંડિત પણ હું નથી કે જેથી મારી શબ્દજાળમાં બાંધીને જગતને સદાકાળ ભુલાવામાં નાખ્યાજ કરૂં મૂર્ખાઓ જેમ ગૌમુખીમાં હાથ ઘાલીને બેઠા બેઠા આખી દુનિયાની કુથલી કરતા જાય છે અને માળાના મણકા ટપોટપ ટપકાવતા જાય છે તેમના જેવો હું બગલા ભગત પણ નથી હું અથર્વવેદ ભણ્યો નથી અને તેથી મારણ, મોહન, સ્તંભન, ઉચ્ચાટનના જૂઠા પ્રયોગો હું કરી જાણતો નથી તુકારામ કહે છે કે એક હરિભક્તિને બાદ કરીને ઉપર ગણાવેલા કામોમાં જે કોઈ ગૂંચવાયા છે તે બધાજ નરકવાસી થયા છે હું કાંઈ તેમના જેવો ગાંડો નથી કે નરકે જવાનો રસ્તો ખોળતો ફરૂં

૧૩૮–' મને માન આપો, મને માન આપો ' એવા લોકોની આગળ કાલાવાલા કરીને અને રોદણાં રડીને કદાચ માન મળ્યું તોપણ તેવા માનમાં શોભા શી ? ભગવાને પોતેજ જે કૃપા કરીને આપ્યું હોય તેજ ખરૂં તેમાંજ મનનું સાચું સમાધાન અને વાસ્તવિક સુખશાન્તિ પ્રાપ્ત થાય છે પોતાના ખેતરમાં પોતાને હાથે વાવેતર કરીને, જાતે કોશ કે રેંટ ચલાવીને ખેતરમાં પાણી સીંચીને જે પાક તૈયાર કર્યો હોય તેનું અથવા તેને બજારમાં વેચીને તેના વડે ખરીદેલા અન્નનું દાન કર્યાથી જે આત્મસંતોષ પ્રાપ્ત થાય તે આત્મસંતોષ શું ભીખ માગીને પ્રાપ્ત કરેલા ધાન્યનું દાન કર્યાથી થવાનો હતો ? તુકારામ કહે છે કે ઉતાવળિયાપણું કરવાથી મોટાઈ મળતી નથી ધીરજ રાખવી જોઈએ જેઓ એવા ધૈર્યવાન હોય છે તેમનેજ ઉત્તમ યોગ્યતા પ્રાપ્ત થાય છે

૧૩૯–જે આસનના ઉપર પોતાને પૂજ્ય હોય એવી વસ્તુની પધરામણી કર્યા પછી તેજ આસન ઉપર પોતે બેસવું એ પોતાની માતાની સાથે ગમાગમ કર્યા સમાન છે તમારૂં ખરૂં

હિત શેમાં છે એ જાણવાની જો તમને ઉત્કંઠા હોય તો હું તમને જે ધર્મ અને નીતિનો મર્મ સમજાવી દઉં તેને તમે સાવધાનતા-સહિત સાંભળો. જે ઠેકાણે સંતપુરુષોનું પૂજન થતું હોય તે ઠેકાણે અમારૂં પણ પૂજન થવું જોઈએ એવી પોતાનામાં સંતોનાં લક્ષણ જરા પણ ન હોવા છતાં આશા રાખવી એ તો સાચેજ ભવજળના વમળની અંદર ફસાઇ પડવા બરોબર છે, એટલી વાત તમારે સૌએ ગોખી રાખવી. તુકારામ કહે છે કે જે શ્રેષ્ઠ આસન ઉપર સંતો બેઠા હોય તે આસન ઉપર જો કોઇ એકદમ ચઢી બેસે તો તે સંતોથી ભિન્ન અર્થાત્ જુદો તો પડીજ જશે અને તે આસન ઉપર તે શોભશે પણ નહિ.

૧૪૦–અધમ મનુષ્યોનો સ્વભાવજ એવો હોય છે કે જે મોઢથી તેઓ સ્તુતિ કરે તેજ મોઢેથી પાછાં નિંદાવચન પણ બોલી નાખે. તેઓ પોતાની પાસેના સોનાને દાટી દે છે અને માટીનાં ઢેફાં ખાવા મંડી જાય છે. જેમ ગમે તેટલુ ઉંચા પ્રકારનુ ભોજન જમ્યા હોઇએ તોપણ મળદ્વારની વાટે તો તે ભોજન નરકના રૂપમાંજ બહાર આવે છે, અને વીંછીને દબાવીએ તો કશો લાભ ન થતાં ફક્ત તેના વિષનોજ શરીરમાં સંચાર થાય છે; તુકારામ કહે છે કે તેવુંજ દુર્જનનું પણ સમજી લેવું.

૧૪૧–અધમ લોકોની પ્રીતિ પતંગના રંગ જેવી ક્ષણિકજ હોય છે. એવા રંગમાં રંગેલું વસ્ત્ર થોડી વારમાંજ ઝાંખું થઇ જાય છે અને તેને અર્થે ખરચેલા પૈસા પાણીમાં જાય છે. જેમ સાપની દાઢમાં ઝેર હોય તેમ અધમ લોકોના હૃદયમાં પણ ઝેર ભરેલું હોય છે. તુકારામ કહે છે કે હે ભગવન્! એવા લોકોનું તો મને કોઇ દહાડો ભૂલેચૂકે પણ દર્શન થશો મા.

૧૪૨–એક પાંડુરંગના સિવાય બીજા કોઇની પણ સ્તુતિ

કરવી એ અમારે માટે બ્રહ્મહત્યાના પાતક સમાન છે. અમે વિષ્ણુના ભક્તોનો ભાવ સદા એકદેશીય હોય છે, અને તેથી કરીને અમે અમારા ઇષ્ટ દેવના સિવાય બીજા કોઇ દેવને માનતા નથી અને કદી માનવાના પણ નથી. જો મારી આ પ્રતિજ્ઞામાંથી હું ચલિત થાઉં તો મારી જીભના ભલે સેંકડો ટુકડા થઇ જાઓ. તુકારામ કહે છે કે પાંડુરંગના સિવાય બીજો કોઇ દેવ છે એવો વિચાર પણ જો મારા મનમાં ઉદય પામે તો આખા સંસારનાં તમામ પાપ મારે માથે આવી પડો.

૧૪૩–તરસ્યો માણસ ગંગાકિનારે પાણી પીવા જાય છે, પાણી પીએ છે, તેની તરશ છીપી જાય છે, તેને તૃપ્તિ થાય છે; પણ તેથી ગંગાનું પાણી જરા પણ ઓછું થતું નથી. તેવી રીતે હે કૃપાનિધિ દેવ! તમે મારી મનકામના પૂર્ણ કરો. હે ભગવન્! તમે તો દાતાઓના રાજા છો અને મારી ઇચ્છાઓ તો બહુ થોડી છે. તુકારામ કહે છે કે મારા પ્રતિ કૃપાદૃષ્ટિ કરીને જુઓ અને મારી વહારે ચાલ્યા આવો.

૧૪૪–આપણે આપણા ઘરમાં દેવપૂજન કરવા બેઠા હોઇએ અને તેવે વખતે કોઈ સંતપુરુષ આપણે આગણે આવી ચઢે તો તેમનો તરતજ આદરસત્કાર ન કરતાં દેવપૂજનજ કર્યા કરીએ તો તે ભારે અધર્મ કહેવાય. આવો અપરાધ કરનાર વ્યક્તિ દેવના ઉપર ચંદન-પુષ્પ ઇત્યાદિ ચઢાવે અથવા તે ચઢાવતી વખતે જે જે મંત્રો ભણે તે બધાજ દેવના મસ્તક ઉપર પથ્થરના પ્રહાર કર્યા બરોબર થાય છે. પોતાને બારણે આવેલા અતિથિનો અનાદર કરવો અને ભગવાનને પૂરણપોળી (વેડમી)નો થાળ ધરાવવો! તુકારામ કહે છે કે મનમા આવી ભેદબુદ્ધિ રાખીને જે કોઇ દેવનુ પૂજન કરશે તે પૂજન નથી કરતો, પણ ઊલટો પોતાના દેવના ઉપર પ્રહાર કરે છે.

૧૪૫–મનુષ્યોની અને સંતપુરુષોની સેવા કરવી; કેમકે એ સેવા અંતે ભગવાનનેજ સમર્પિત થાય છે. તેના વડે તમામ કાર્યો સિદ્ધ થઇ જાય છે; કારણકે ભગવાનના ભક્તો એ ભગવાનના અંગ સમાન છે. ધર્મનો અસલ મૂળ મુદ્દો, સારનો સાર આ એકજ બાબતમાં રહેલો છે, અને એ પરમ સત્ય છે, એવું તુકારામ ત્રણ ત્રણ વાર ફરી ફરીને કહી સંભળાવે છે.

૧૪૬–આજ દિન સુધીમાં તમે અજાણપણે પરસ્ત્રીગમનનું પાપ કર્યું હશે તોપણ તમે જે દિવસથી ઈશ્વરભક્તિ તરફ વળ્યા તે દિવસથી તમારાં પહેલાંનાં પાપની તો તમને માફી મળી જશે; પણ તમારે આજ પછી કેવી રીતે વર્તવું તેના સંબંધમાં હું તમારી મર્યાદા બાંધી દઉં છું. તે મર્યાદા એવી છે કે પરસ્ત્રીગમન કરવાનો જો તમારા મનમાં વિચાર પણ આવ્યો તો જાણે પોતાની સગી માની સાથે તેવું કામ કરવાનો વિચાર આવ્યો, એવું માની લેજો. અમે આટઆટલું કહીએ છીએ તે છતાં પણ જેમનું મન ઝાલ્યું ન રહેતું હોય તેમનું અમે મોઢું પણ જોનાર નથી. તુકારામ કહે છે કે અમે તમને શુભ વર્તન કરવાની પ્રતિજ્ઞા લેવરાવીએ છીએ તે પ્રમાણે તમે બરાબર વર્તો છો કે નહિ તેની સાક્ષી તમારૂં પોતાનું અંતઃકરણજ દરરોજ પૂરે એવી રીતે તમારૂં આચરણ રાખવું જોઇએ.

૧૪૭–બીજાને નુકસાન કરીને જેનું મન પ્રસન્ન થાય છે તે પાપી જરૂર નરકવાસી થનાર છે એમ નક્કી માની લેજો. તેને તમે શીઘ્રકોપી અર્થાત્ વાત વાતમાં ક્રોધને વશ થનાર જાણજો. જેને ગંદી વાતો કાન માંડીને સાંભળવાની ટેવ હોય, એવી ગંદી વાતો પોતાને મોઢેથી કરતો હોય તે માણસને ઘણો અધમ જાણવો. તુકારામ કહે છે કે તેની વાણીમાં કશી સ્થિરતા હોઈ શકે જ નહિ,

૧૪૮–બે માટીનાં વાસણ એકજ કુંભારને હાથે બન્યાં હોય છે અને એકજ પજાવામાં પાકયાં હોય છે, છતાં તેમાંનું એક વાસણ રસોઇ બનાવવાના કામમાં આવી જવાથી રસોડાની અંદર જઈ બેસે છે અને બીજું વાસણ નરકનું પાત્ર બનીને પાયખાનામાં ગોઠવાઇ જાય છે. એવીજ રીતે પોતપોતાનાં પ્રારબ્ધ વડે મનુષ્યો પણ જુદી જુદી પરિસ્થિતિમાં જીવે છે. હીરો પથરાની સાથે એકજ ખાણની અંદર પેદા થાય છે પણ હીરાની અંદર તેજ હોય છે ત્યારે પથરાની અંદર કાંઇ તેજ હોતું નથી. તુકારામ કહે છે કે પેલો હીરો રાજાના માથા ઉપર જઇ બેસે છે, ત્યારે પથરો પગથિયાં ચણવાના કામમાં વપરાય છે; જેના ઉપર લોકો રોજ પોતાનાં પગ મૂકીને જાય છે અને આવે છે.

૧૪૯–પૂરી, વડાં એવા એવા ખાદ્ય પદાર્થોની વાતો સાંભળવાથી મોઢાની અંદર કાંઇ પૂરી અને વડાં આવીને પડી જતાં નથી; માત્ર મોઢામાં પાણી આવે એટલુંજ ફળ નીપજે છે. પૂરીઓ આમ આમ કરાય, વડાં આમ આમ કરીને તળાય, એવી વાતો કરનારના ખાલી હાથ હાલે છે એટલુંજ. તેમનાં મોઢામાં નથી પૂરી આવીને પડતી કે નથી વડાં આવતાં. એવીજ રીતે માત્ર શબ્દજ્ઞાનની ચર્ચા એ તો મીઠા વગરની ફીકા કુસ જેવી સ્વાદરહિત રસોઇના સમાન છે. કોઇ માણુસ મોઢેથી શૂરાતનની વાતો કરે પણ જેનામાં સાચા શૂરાતનનો જરા જેટલો અંશ પણ ન હોય તેવા માણસના મોઢાની શૌર્યની કથાઓ શું ચૂલામાં બાળવાના કામમાં આવવાની હતી? તુકારામ કહે છે કે જે માણસ મોઢેથી ગાજો લવારો કરે તે અંદરથી જૂઠોજ છે એમ જાણવું.

૧૫૦–જંગલની અંદર ચંદનનું ઝાડ પરિપકવ થયુ હોય તો તું અમને તારી ખુશબો આપ એવું તેને કહેવું પડતુંજ

નથી; કારણકે તેની અંદર સુગંધને ફેલાવવાનો જે સ્વભાવ રહેલો છે તે પોતાની મેળેજ વગર કહ્યે બહાર પ્રકટ થાય છે. તે ઢાંકયો ઢંકાતોજ નથી. સૂર્યને કહેવું પડતું નથી કે સવાર થઇ માટે તું ઊગ. સૂરજ તો પોતાનો ઊગવાનો વખત થાય એટલે પોતાની મેળેજ ઊગે છે અને પ્રાણી માત્રને જગાડવાને સારૂ તેને આજ્ઞા પણ કરવી પડતી નથી; તેમ તેનાં કિરણ પણ કોઇને જાગી ઊઠવાની આજ્ઞા કરતાં નથી. તેઓ પોતે પોતાનું કાર્ય સ્વાભાવિક રીતેજ કર્યે જાય છે. તુકારામ કહે છે કે મેઘગર્જના થાય એટલે તે સાંભળતાંની સાથેજ મોરથી નાચ્યા વિના રહેવાતુંજ નથી; કારણકે મોરનો નાચવાનો અને મેઘનો નચાવવાનો સ્વભાવજ છે; જેનો જે મૂળ સ્વભાવ હોય તે કોઇનાથી છુપાવી શકાતોજ નથી.

૧૫૧-ચંદનવૃક્ષના તમામ ભાગ અર્થાત્ તેના મૂળથી માંડીને ટોચ સુધીનાં તમામ અંગપ્રત્યંગ ચંદનજ હોય છે. તેનો એક ભાગ બીજા ભાગથી લગારે ભિન્ન નથી; તેમ પારસમણિની કોઇ પણ એક બાજુ તેની બીજી બાજુઓથી ગુણમાં ભિન્ન નથી. દીવો પ્રકાશરૂપ છે. તેની આગળ તેમજ પાછળ કોઈ પણ બાજુએ અંધકાર હોઇ શકતોજ નથી. એવી રીતે સાકરનો ગાંગડો જ્યાંથી ખાઇએ ત્યાંથી ગળ્યોજ લાગે. તુકારામ કહે છે કે તેવીજ રીતે જે સજ્જન છે તે સર્વાંશે સજ્જનજ છે. તેનામાં દુર્ગુણની છાયા પણ હોતી નથી.

૧૫૨-હે સાધન-ભજન-કરનારાઓ! તમે તમારા પોતાના મનને પ્રસન્ન કરો; અર્થાત્ તમારૂં મન હંમેશાં તમને અનુકૂળ રહે, તમારી આજ્ઞામાં રહે, એવું કરી દો. જે જે રિદ્ધિ-સિદ્ધિ કહેવાય છે તે બધાની પ્રાપ્તિની મૂળ ચાવી આજ છે. મોક્ષની પ્રાપ્તિ થવી, સુખનો કે દુઃખનો અનુભવ થવો, બંધનનો અથવા

ચિત્તના સમાધાનનો અનુભવ થવો, એ બધાનોજ આધાર ઇચ્છારૂપી મનના ઉપર રહેલો છે. પથ્થરના ઉપર ઘાટ ઘડીને બનાવેલી મૂર્તિમાં દેવત્વની ભાવના કરનાર પણ એ મનજ છે. હું એ દેવનો ભક્ત છું એવી કલ્પના પણ એ મનજ કરે છે. આથી કરીને વાસ્તવિક રીતે કોઇ પણ દેવનું પૂજન કરવું હોય તો મન વડે મનનીજ પૂજા કરવી જોઇએ. જેમણે દેવનું યથાર્થ પૂજન કર્યું છે તેમણે એ રીતેજ કર્યું છે. સર્વની ઇચ્છાને પૂર્ણ કરનાર કોઇ હોય તો તે મનજ છે. મનજ સર્વની જનેતા છે. અમુક માણસ એકાદ વ્યક્તિને પોતાના ગુરુને સ્થાને પધરાવીને તેનું ગુરુભાવે પૂજન કરે છે અને હું આ ગુરુનો શિષ્ય છું એવી ભાવના મનમાં કરે છે; આની અંદર વાસ્તવિક રીતે તેનું મનજ તેના પોતાના મનની સેવા કરે છે. આપણું મન જો પરમાર્થને અનુકૂળ થઇ જાય તો તે સદ્‌ગતિ તરફ લઇ જાય છે અને પ્રતિકૂળ થાય તો તે અધોગતિ તરફ ઘસડી જાય છે. તુકારામ કહે છે કે હે સાધક! હે પંડિત! હે વાચક! હે શ્રોતા! અને હે વક્તા! તમે મારી એકજ વાત બરાબર સાંભળી લેજો કે, મનના સિવાય બીજી કોઇ વસ્તુ છેજ નહિ.

૧૫૩-સાપણ મા અને વરૂ બાપ એ બેની સાથે રહેનાર છોકરાંને કદી સુખ હોયજ નહિ; કારણકે વરૂ-બાપ બચ્ચાંને ખાઈ જાય અને સાપણ-મા ઇંડાં ખાઈ જાય. ચંદનના લાકડાની સૂળી બનાવી હોય પણ તેના ઉપર ચઢનારને સુખ નહિ પણ દુઃખજ થશે અને તેના પ્રાણનો અંતે નાશજ થશે. સોનાની બેડી પગે જડી હોય પણ તેથી કાંઇ ક્ષણ વારને માટે થોડુંજ સુખ થવાનું હતું? બેડી ગમે તે ધાતુની હોય પણ તેનાથી દુઃખજ થાય. તુકારામ કહે છે કે એવીજ રીતે જો કોઇને પોતાના જ્ઞાનનું પણ અભિમાન ઉત્પન્ન થયું તો તે અભિમાન તેને નરકમાંજ લઇ જવાનું.

૧૫૪-કોઇ શાસ્ત્ર ભણ્યો હોય તો તે શાસ્ત્રના શબ્દાર્થનો અનુવાદ કરી જાણે છે, પણ તે શાસ્ત્રવચનમાં વર્ણવેલા વિષયનો તેને અનુભવ નથી હોતો. શાસ્ત્રજ્ઞ પંડિતો કથાઓ કરી જાણે છે, બ્રહ્મનું નિરૂપણ કરી જાણે છે પણ એ નિરૂપણ જેનું છે તે પરમ સુખ અને આનંદના સારરૂપ બ્રહ્મ, તેનો અનુભવ અને તે અનુભવજનિત સુખ તેમણે ચાખ્યું હોતું નથી. તુકારામ કહે છે કે લાંચરુશવત લઇને કેટલાક લોકો કચેરીઓમાં જૂઠી સાક્ષી પૂરી આવે છે પણ ખરી બીના શી હતી તેનું તેમને જરાય જ્ઞાન હોતું નથી. એવી રીતે અનુભવશૂન્ય લોકો પણ બ્રહ્માનંદની વાતો કરી જાય, પણ તે શી વસ્તુ છે તે જરાય જાણતા હોતા નથી.

૧૫૫-પૂર્વ જન્મોમાં કરેલાં કર્મ, જેનાં ફળ આપણે વર્તમાન સમયમાં ભોગવવા લાગ્યા છીએ, તે આપણાં *પ્રારબ્ધ કર્મ* જાણવાં; અને પૂર્વે કરેલાં તો ખરાં, પણ જેનાં ફળ હજી આપણે ચાખ્યાં નથી પણ જે આપણે નામે જમા થઈ રહ્યાં છે તે આપણાં સંચિત કર્મ છે. આ જન્મમાં આપણું મૃત્યુ થાય ત્યાંસુધીમાં આપણે હાથે જે જે કર્મ થાય તે આપણાં ક્રિયમાણ કહેવાશે; પણ એ ત્રણે પૈકી કોઇ પણ કર્મ હરિના ભક્તોને બંધનકારક હોતાં નથી; કારણકે તેવા ભક્તોને અંદરના તેમજ બહારના જગતમાં એકલા ભગવાનનો એવો એકસરખો અખંડ અનુભવ થયા કરે છે કે તેમને લગતું બધુંજ ઈશ્વરમય બની જાય છે અને બીજા કશાને માટે અવકાશજ રહેતો નથી. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ પૈકી કોઇ પણ ગુણ હરિના ભક્તોમાં હોતો નથી. તુકારામ કહે છે કે ભગવાન અને ભગવાનના ભક્તો એ બેઉની વચ્ચે કશો ભેદજ હોતો નથી.

૧૫૬-વેદનું મૂર્તસ્વરૂપ જે સંપૂર્ણ શાસ્ત્રોનો એક માત્ર સાર છે, એવા ભગવાન મારા પ્રાણપ્રિય સખા છે અને સદાસર્વદા

મારા નિકટના સંગી છે, અર્થાત્ તેમના સિવાય બીજા કોઇનું ચિહ્‌ન મારે અંગે હું ધારણ કરતો નથી. અમને તો અમારા હરિના નામમાંજ સર્વ પ્રકારની સંપૂર્ણતા મળી ગઇ છે. સગુણ અને નિર્ગુણ એ બેઉ જેનાં અંગ છે તે અમારી સાથે નિત્ય ક્રીડા કરે છે. તુકારામ કહે છે કે અમે તો બ્રહ્માના પણ પિતા છીએ. અમે સ્વયંભૂ અને સ્વતઃસિદ્ધ છીએ, તેથી અમારી ઉત્પત્તિ કરનાર કોઇ હોઇ શકેજ નહિ.

૧૫૭–ભક્તોના પ્રતિ ભગવાનનો કેવો પ્રેમ અને કેટલી બધી પ્રગાઢ મમતા છે તે જરા વિચારો તો ખરા! જુઓ, નીચ જાતિમાં જન્મેલી ભીલડી (શબરી) તેનાં ખાધેલાં એઠાં બોર તે સાક્ષાત્ પરબ્રહ્મ રામચંદ્રે ખાધાં. રામ તો પ્રેમના અતિશય ભૂખ્યા છે; કારણકે તેમના ઘરમાં બીજું બધું તો છે, પણ એકલા પ્રેમનોજ દુષ્કાળ છે. વળી સુદામાના લુખાસૂકા પૌંઆના પણ એજ ભગવાને ફાકા માર્યા. તુકારામ કહે છે કે ભગવાનનો સ્વભાવ એવો છે કે એઠું, થોડું, એવું તેવું તો તે કદી લક્ષમાં લેતાજ નથી. તેમને જે વસ્તુની ભૂખ છે તે તો એકલી શુદ્ધ ભક્તિજ છે.

૧૫૮–આ સંસારની અંદર તું અત્યંત નિશ્ચિન્ત થઇને ફરે છે તે એવડી કઇ બળવાન વ્યક્તિની તને ઓથ છે, તે કહે તો ખરો? તારે પતિતપાવન વિઠોબાને શરણે કદી જવુંજ નહિ એવો ઊંધો ઉપદેશ તને કોણે આપ્યો? જે ઘડીએ તારાં પાપકર્મના બદલામાં યમ તારી ચોટલી પકડીને તને જમીન ઉપર ઊંધે માથે ઘસડવા લાગશે તે વખતે તું કોને તારી મદદે બોલાવીશ? અરે મૂર્ખ! કાળ તારા આયુષ્યનો ક્ષણે ક્ષણે ક્ષય કરતોજ જાય છે, તારૂં બળ પણ દહાડે દહાડે ઓછું ને ઓછું થતું જાય છે, છતાં તું તારૂં આયુષ્ય શાને વ્યર્થ ગુમાવે છે?

તુકારામ કહે છે કે આવો અવળો ઉપદેશ તને કોણે આપ્યો કે જેથી તું તારાં એક માતાપિતા તુલ્ય શ્રીહરિનેજ વિસારી બેઠો છે?

૧૫૯-થોડો થોડો દરરોજ મહાવરો કરતાં કરતાં લોકો એક એક તોલો વછનાગ હજમ કરી જાય છે; એટલો બધો વછનાગ તો કોઇએ કદી બાપજન્મારામાં દીઠો પણ નહિ હોય. એજ પ્રમાણે બીજા કેટલાક લોકો જીવતા સાપ અને હાથીને પણ હાથ વડે પકડી શકે છે, ત્યારે બીજા લોકો તેવા ભયાનક પ્રાણીઓને જોઇને થરથર કાંપી ઊઠે છે. તુકારામ કહે છે કે અસંભવિત કામ પણ સતત પ્રયત્ન કર્યાથી સિદ્ધ થઈ શકે છે, એ બધો અભ્યાસનોજ મહિમા છે.

૧૬૦-કેટલાક ગુરુઓ પોતાના શિષ્યોની મારફતે લોકોમાં એવી વાતનો પ્રચાર કરાવે છે કે અમારા ગુરુમહારાજ તો અયાચક વૃત્તિવાળા છે, કોઈની પાસે કશું માગતાજ નથી; પણ વગર માગ્યે સીધું અથવા એવું તેવું કોઇ આપી જાય તો તે લે છે! પણ જે પથ્થર પોતેજ જડ સ્વભાવનો છે તે વળી બીજા પથ્થરને શી રીતે તારવાનો હતો? તુકારામ કહે છે કે હમણાં જેમને વિષે કહી ગયા તેવા વેષધારી સાધુઓ કાંઇજ ઘોળતા નથી, પણ ફક્ત સાધુપણાની વિડંબના કરતા ફરે છે.

૧૬૧-મૃગજળની નદીને તરીને તેને સામે કિનારે જવાની કશી જરૂર હોયજ નહિ. માટીની, ધાતુની અથવા લાકડાની આકૃતિઓને રાજા, વજીર એવાં કલ્પિત નામ આપીને તેના વડે રમનાર કલ્પિત લડાઇમાં જીતે તો તેથી તેને કશો લાભ નથી અને હારે તો તેથી કશી હાનિ પણ થતી નથી. ગંજીફાની રમતમાં અમુક હાથ જીત્યા કે હાર્યા તેમાં કશું આવતું નથી અને જતું પણ નથી. નાની નાની છોકરીઓ પોતાનાં ઢીંગલા-ઢીંગલીઓને

પરણાવે છે પણ તેથી ખરેખરા લગ્નસંબંધનું સુખ સાંપડવાનું હતું? સ્વપ્નમાં થયેલા સુખના કે દુઃખના અનુભવોનું જાગૃત અવસ્થામાં કશુંજ વાસ્તવિકપણું હોતું નથી. તુકારામ કહે છે કે સોગઠીઓની રમતમાં કેટલીય સોગઠીઓ મરી જાય છે, મરીને ફરીથી જીવતી થાય છે અને પાછી બાજીના પટ ઉપર આવીને બેસે છે પણ તેમાંની કોઇ ખરા અર્થમાં મરી ગઈજ ન હતી, તેમ જીવતી પણ થઈ ન હતી. એમના સંબંધમાં અમુક સોગટી મૂઇ અને અમુક જીવી એમ કહેવું એ તો એવા શબ્દોનો મિથ્યા પ્રયોગ કર્યા સમાન છે. એવીજ રીતે આત્માના સંબંધમાં બંધન અને મુક્તિ, એ બે પૈકી જે કોઇ શબ્દનો પ્રયોગ કરીએ તે ખોટોજ છે.

૧૬૨–જે જન્મથી આંધળો છે તેને મન તો બધો સંસાર-જ અંધકારમય હોય છે. એજ પ્રમાણે રોગી માણસને મિષ્ટાન્ન પણ કડવાં ઝેર જેવાં લાગે છે; કારણકે તેનું મોઢુંજ કડવું કડવું થઇ ગયેલું હોય છે. તુકારામ કહે છે કે જે પોતે શુદ્ધ નથી તેને આખું ત્રિભુવનજ અશુદ્ધ દેખાય છે.

૧૬૩–હે દેવ! હું મારે મોઢેથી જે કાંઇ બોલું છું, બરાબર તેવો મને અનુભવ પણ થવા દેજો; નહિ તો એ બધુંજ બોલવું એ મિથ્યા વિડંબના માત્ર છે. રસોઇ ગમે તેવી સરસ હોય પણ તેમાં બિલકુલ મીઠુંજ ન હોય તો તે કોઇને ભાવતીજ નથી. મુડદા ઉપર ગમે તેટલા વસ્ત્રાલંકાર પહેરાવીએ તો તે શા કામના? સ્વાનુભવ વિના બધુંજ શાસ્ત્રજ્ઞાન જેમ ગુણ વિના રૂપ વ્યર્થ છે તેમ વ્યર્થ છે. હજારો રૂપિયાનો ખર્ચ કરીને કોઇ ઢીંગલા-ઢીંગલીનાં લગ્ન કરાવે પણ તે કાંઇ ખરેખરા લગ્નના જેવું મંગલ કાર્ય કહેવાવાનું હતું? તુકારામ કહે છે કે મારી ભક્તિ પણ તેવીજ છે, કારણકે મારા અંતરમાં પ્રેમભાવ છેજ નહિ.

૧૬૪-જે માણુસ પોતાની બાઈડીનેજ આધીન બનીને રહેતો હોય તેની આ લોકમાં અને પરલોકમાં કશી આબરૂ ઇજ્જત હોતી નથી. જેનું મન લોભને વશ હોય છે તેને આ સંસારમાં ધિક્કાર હોજો. જેના ઘરમાં કદી અતિથિનો કે અભ્યાગતનો સત્કાર થતો નથી તેને ધિક્કાર હોજો. વળી જેને અતિશય ઊંઘ આવતી હોય, જે આળસથી ઘેરાઇ ગયો હોય, જે અત્યંત ખાઉધરો અને અઘોરી જેવો હોય, જેનામાં વિવેક વૈરાગ્ય એવી કોઇ શુભ સંપત્તિ લેશમાત્ર હોય નહિ અને છતાં પોતાને લોકો સાધુ મહાત્મા ગણીને સન્માન આપે એવો મનમાં અભખરો થયા કરતો હોય તેવાના જન્મને ધિક્કાર છે. તુકારામ કહે છે કે જે નિંદા કરે છે અથવા વાદ કરે છે તેનું જીવતર વ્યર્થ ગયું જાણજો અને આખરે તેના નસીબમાં નરકવાસજ છે.

૧૬૫-જો તને તારો નરજન્મ મિથ્યા જાય છે એવું લાગતું હોય તો તું સુખેથી સોગઠાં ગંજીફો રમ્યા કરજે. આવી રમતોમાં જ્યાં તારૂં મન પરોવાઈ ગયું એટલે પછી હરિનું નામ તો તારે મોઢે આવેજ શાનું? જે મૂર્ખ મનુષ્ય હરિસ્વરૂપમાં નિદ્રિત છે તેને નિત્ય જાગૃત રામથી શો લાભ થવાનો હતો? તે તો અનેક જન્મ થયાં અધમતાનેજ પામતો આવ્યો છે અને તેણે પોતાને સારૂ પુષ્કળ દુઃખનો સંચય કરી રાખ્યો છે. વિષયસુખમાં અત્યંત આસક્તિ રાખવી અને પરસ્ત્રીની સાથે ભોગ કરવામાં ખૂબ પ્રવીણ અને હિમ્મતવાન બની જવું એ અધોગતિ તરફ આગળ વધવાનો રાજમાર્ગ છે. તારે જો નરકેજ જવાની ઇચ્છા હોય તો તું ખૂબ રસ લઇ લઇને સાધુસંતોની નિંદા કરવા માંડજે. તુકારામ કહે છે કે આવાં નરકની પ્રાપ્તિ કરાવે એવાં કામો કરવાનું તું છોડી દે અને તારા મનને રામની ભક્તિમાં પરોવી દે; નહિ તો તને અતિ કષ્ટ અને મહાપુણ્યના ફળરૂપ

મળેલો નરજન્મ મિથ્યા જશે.

૧૬૬-જે કાંઇ છે તે બધુંજ બ્રહ્મ છે. જો બ્રહ્મના સિવાય બીજું કાંઇ છેજ નહિ તો પથ્થરની બનાવેલી દેવપ્રતિમા પણ બ્રહ્મ અર્થાત્ દેવતુલ્ય શા માટે નહિ? જે પાખંડી પોતાનુંજ મનનું સૂઝ્યું કરે છે તેવા ભાવહીન મનુષ્યને શી રીતે સદ્બોધ અપાય? સંત મહાત્માઓ પોતાના અનુભવ વડે જે તત્ત્વનું પ્રતિપાદન કરી ગયા છે, તેને વિષે શબ્દજ્ઞાનવાળો કહે છે તે અમને કબૂલ નથી! તુકારામ કહે છે કે સંત પુરુષો સગુણ બ્રહ્મના સંબંધમાં ખૂબ તીવ્ર ભાવને હૃદયમાં ધારણ કરીને પોતે સંસારને તરી ગયા છે; પણ જે ખલ છે તેના સમજવામાં એ અનુભવની વાતો આવતી નથી અને તેથી તે સગુણ બ્રહ્મનો નિષેધ કરે છે.

૧૬૭-એક જણ પોતાના આસન ઉપર બેસીને નિશ્ચયપણે ભગવાનનું ધ્યાન કરવામાં નિમગ્ન બની જાય છે અને તેથી તે શાંત અને સ્થિર દેખાય છે. બીજો માણસ જે આળસ અને એદીપણામાં એકકો છે તે પણ પહેલા માણસની પેઠેજ હાલ્યાચાલ્યા વિના સ્થિર બેસી રહે છે. બેઉનાં બાહ્ય આચરણનેજ લક્ષમાં રાખીને તોલ કરનારને બેઉ સરખેસરખાજ માલૂમ પડશે; પણ જે ખરેખરો મર્મજ્ઞ હશે અને જે ધ્યાનસ્થ વ્યક્તિનાં લક્ષણ જાણતો હશે તે તો બેઉની પરીક્ષા કરીને તરતજ કહેશે કે એક માણસ આળસનો માર્યો નિશ્ચેષ્ટ બેસી રહ્યો છે અને બીજો માણસ ભગવાનના સ્વરૂપના ધ્યાનમાં મગ્ન થઈ જવાથી નિશ્ચેષ્ટ બની ગયો છે. જે આળસુ છે તે તો આસન ઉપર બેઠો બેઠો ખાસ્સી રીતે ઊંઘતો હોય છે ત્યારે જે ધ્યાનસ્થ છે તે તો નિશ્ચેષ્ટ ભાવે આંખો મીચીને ભગવાનના નામનો જપ કરતો હોય છે પણ તે છતાં બેઉનાં બાહ્ય આચરણ એકસરખાં દેખાય છે. કેટ-

લોક માણુસો ભગવાન સુખરૂપ છે અને તેમના સિવાયનું બીજું બધુંજ મિથ્યા અને દુ ખરૂપ છે એવું બરાબર સમજી લઇને સંસારનો ત્યાગ કરે છે અને જોગીવેશ ધારણ કરે છે; ત્યારે બીજા કેટલાક એવા પણ હોય છે કે હરામના દૂધપાક માલપૂડા ખાવા મળે, લોકો મહારાજ મહારાજ કહીને પૂજા કરે, ભેટ ચઢાવે એટલા માટે સંસારનો ત્યાગ કરીને ભેખ ધારણ કરે છે. કોઇ કોઈ લોકો ભગવાનની પ્રાપ્તિ કરવાના હેતુથી ભક્તિ કરે છે, ત્યારે બીજા કેટલાક એવા પણ હોય છે કે જેઓ પોતાનું તથા પોતાના કુટુંબનુ પેટ ભરવાના હેતુથી ભક્તિનો ઢોંગ લઇ બેસે છે. તુકારામ કહે છે કે બાહ્ય આચરણ તો બેઉનાં એક સરખાંજ દેખાય છે પણ બેઉ તદન જુદાંજ પરિણામ અને ફળની પ્રાપ્તિ કરે છે.

૧૬૮–પોતાનો બાપ ગરીબ છે કે શ્રીમંત તેનુ નાની ઉમ્મરનાં છોકરાંઓને જ્ઞાન નથી હોતું. તે તો પોતાને જે વસ્તુનુ મન થાય તેનો બાપની આગળ રાઢો કરે છે પણ તે અપાવવાની બાપની શક્તિ છે કે નહિ તેનો તેઓ કદી પણ વિચાર કરી શકતાં નથી. બસ, કોઇ ઠેકાણે એકાદ ચીજ તેમની નજરે પડી એટલે બાપને વળગી પડે છે અને તે વસ્તુને સારૂ હઠ લે છે. તુકારામ કહે છે કે હું પણ નાનાં છોકરાના જેવોજ છું. મને પણ જે વસ્તુને માટે ઇચ્છા થાય છે તેની હુ દેવની પાસે માગણી કરૂં છું.

૧૬૯–મારા નસીબમાં ભગવાનનુ ભજન કરવાનુ નિર્માણ થયુજ નથી એમ સમજીને નહિ કરવાનાં કામના વિચારને અર્થાત્ સાંસારિક કામોના વિચારને જે માણુસ મનમાં નિરંતર પોષણ આપ્યાજ કરે છે, તેવો માણુસ જો સાધુ હોય તો તેના સાધુ-પણાને ધિક્કાર છે. જે પોતાની મનોવૃત્તિને વિષયવાસનાના દોષો વડે દૂષિત કરી દે છે, જેની અંદર વૈરાગ્યનો એક છાટો સરખો

પણ નથી, મને દ્રવ્યની પ્રાપ્તિ થાઓ એવીજ આશા જેના મનમાં નિરંતર ઘર કરી રહી છે; તુકારામ કહે છે કે તેને આખરે પરમાર્થની પ્રાપ્તિ થઈ શકવાનીજ નથી, પણ હાય! મને સંસારના સુખનો લહાવો કદી મળ્યોજ નહિ એવી ઝંખનામાંજ તે પ્રાણીની જિંદગી બરબાદ જાય છે.

૧૭૦–એકાદશીને દહાડે જે માણસ અન્ન ખાય છે તે વાસ્તવિક રીતે જોતાં અન્ન નથી ખાતો પણ કૂતરાની વિષ્ટાજ ખાય છે; અર્થાત્ એકાદશીને દહાડે ભોજન કરનાર માણસ અતિ અધમ છે. અરે લોકો! હું તમને એકાદશીનું માહાત્મ્ય સંભળાવું છું તે તમે સાંભળી લો. જે કોઇ આ વ્રતનું બરાબર નિયમપૂર્વક યથાવિધિ પાલન કરશે અને તે દિવસ હરિકથા કહેવામાં અથવા શ્રવણ કરવામાં વ્યતીત કરશે તે સાક્ષાત્ વિષ્ણુતુલ્ય થઇ જશે. એકાદશીને દહાડે જે કોઇ પાનસોપારી મોઢામાં નાખશે તેણે પાનસોપારીની જગ્યાએ આભડછેટવાળી બાઈડીનું અપવિત્ર લોહીજ પોતાના મોઢામાં નાખ્યું છે એમ જાણજો. એવાં કૃત્ય કરનારને મહાબળવાન કાળ પોતાના પાશ વડે બાંધી લેશે અને અને તેમાંથી તેને કોઇ કાળે મુક્તિ મળનાર નથી. એકાદશીને દહાડે જે કોઇ નરમ સુખદાયક શય્યા અને પલંગ ઉપર સૂશે, કાનમાં અત્તરનાં પૂમડાં ખોસશે, હાથે ઉત્તમ પ્રકારના પુષ્પોના ગજરા પહેરશે અથવા એવા તેવા બીજા ભોગવિલાસ ભોગવશે અથવા તે દહાડે જે કોઇ સ્ત્રીસંગ કરશે તેને રક્તપિત્તના જેવો કોઇ એવો મહાવ્યાધિ થશે કે જેનાથી તેનો મરતા સુધી છુટકારો થનાર નથી. જે માણસ એકાદશીને દહાડે પોતે હરિકીર્તન સાંભળવા નહિ જાય અને બીજાને જતાં રોકશે તેને એટલું મોટું પાપ લાગશે કે તેની આગળ તો મેરુ પર્વત પણ નહિ જેવો દેખાશે. તુકારામ કહે છે કે ઉપર કહેલા વ્રતથી જે બાહ્ય થશે તેને

યમદૂતો સજા કરશે; કારણકે એવા લોકો યમના સંપૂર્ણ અધિકાર નીચે આવી જાય છે.

૧૯૧–એકાદશીનું વ્રત પોતે કરશે અને બીજાની પાસે તે વ્રત કરાવશે તેને બીજાના વ્રતનું અડધું પુણ્ય પ્રાપ્ત થશે અને જો બીજાનું એકાદશી વ્રત તોડાવશે તો તોડનાર અને તોડાવનાર બેઉ જણ નરકવાસી થશે. જો બેઉ જણ શુદ્ધ બુદ્ધિવાળા હશે તો બેઉનાં યોગ્યતા અને પદવી એક સમાનજ હશે; પણ જો તેમાંનો એક ભલો માણસ હોય અને બીજો શઠ હોય તો બેઉના સમાગમનું ફળ એ આવશે કે ભલા માણસના જીવને હાનિ થશે અને તેમાંથી તેને કોઇજ ઉગારી શકનાર નથી. પોતાની કરણી વડે પોતાનોજ ઘાત થાય છે એવું જેને સમજાઇ જાય તેણે તેવાં કૃત્ય છોડી દેવાં જોઇએ અને તેમાંજ તેનું કલ્યાણ છે. પારકાના પૈસા લઇને કોઇ શઠ કાશીની યાત્રાએ જાય પણ ત્યાં જઇને ચોરીનો ધંધો કરવા માંડશે તો તેની ગ્રહદશા કોઇ પણ જ્યોતિષી જોઇ શકશે નહિ અને તેને અનુકૂળ ચંદ્રનો યોગ બતાવી શકશે નહિ. તુકારામ કહે છે કે તપ, તીર્થ, વ્રત, યાગ ઇત્યાદિનો ભક્તિમાર્ગવાળાએ ત્યાગ કરવો એ ઇષ્ટ નથી.

૧૯૨–પંઢરીપુર એ એક એવું ક્ષેત્ર છે કે તે જાણે ભગવાને ભક્તોને માટે જાગીર કાઢી આપી છે. તે સ્થાન ભક્તોના સમુદાયથી ભરપૂર છે અને ત્યાંનાં બજારોમાં ભક્તમંડળીએ આણેલી દિવ્ય વસ્તુઓના ઢગલા ખડકાઇ ગયા છે. ત્યાં જે જોઇએ તે પદાર્થ મળી શકે છે. ત્યાં તમામ શુકન લાભસૂચકજ થાય છે. ત્યાંના બજારમાં લેણદેણ કરવાની તમામ અડચણોને દૂર કરી દીધી છે. ત્યાં કશી વાતની ઉણપ છેજ નહિ. તુકારામ કહે છે કે એ ક્ષેત્રનો લહાવો જેમણે લીધો છે તેઓ પોતાના સ્વસ્વરૂપને પામી ચૂકયા છે.

૧૭૩-બ્રાહ્મણો વેદ-પાઠ તો કરે છે પણ વેદના અર્થ અને રહસ્યને જાણતા નથી. બ્રાહ્મણ સિવાયની બાકીની જાતિઓને વેદાધ્યયન કરવાનો અધિકાર છેજ નહિ, એટલે બ્રાહ્મણ અને અબ્રાહ્મણ બેઉને માટે વેદનો કશો ઉપયોગ હાલમાં રહ્યો નથી; પણ 'વિઠોબાનું' નામ તો સૌ જાતિના લોકોને માટે સમાન રીતે સુલભ છે અને તે સૌને ભવસિંધુને પેલે પાર લઇ જાય છે. મંત્રતંત્રના પ્રયોગ જાણનારા કોઇ કોઇ હોય છે પણ તેની સાધના કરવાને માટે આજનો સમય અનુકૂળ નથી. બીજા બધા લોકો તો સાવ મૂર્ખ જેવા છે. તુકારામ કહે છે કે વિધિનિષેધનો માર્ગ લુપ્ત થવા આવ્યો છે અને છેક નહિ જેવો રહી ગયો છે.

૧૭૪-શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે વિધિપૂર્વક વિષયસેવન કર્યાથી ત્યાગનું ફળ મળે છે. સૌ ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ એ છે કે આરંભથી અંત પર્યંત અર્થાત્ દેહાવસાન થાય ત્યાંસુધી પોતાના મનને ભગવાનમાંજ સમર્પિત કરી રાખવું. કોઇ પણ એક બાબતને બુદ્ધિ અતિ આગ્રહપૂર્વક વળગી રહે એ સારૂં નથી; કારણકે તેમ કરવાથી બુદ્ધિ તર્કવિતર્ક કરતી થઇ જાય છે અને તેથી કરીને તે એક દિશાગામી ન થતાં અનેક આડેઅવળે માર્ગે ભટકતી થઇ જાય છે. તુકારામ કહે છે કે જેઓનો ભાવ ભગવાન પ્રતિ એક નિષ્ઠાયુક્ત હોય છે તેમના ઉપરજ તે કૃપા કરે છે.

૧૭૫-નાશવંત પદાર્થો વડે કરેલું પૂજન એ વાસ્તવિક પૂજન નથી. સૌએ વૈકુંઠની વાટે વળવું જોઇએ કારણ કે બધી વસ્તુઓનો મૂળ સંગ્રહ ત્યાંજ છે. અહીં જે કાંઈ છે તે બધુંજ નાશવંત છે; એવી નાશવંત વસ્તુઓના મોહમાં શા માટે ફસાઈ રહેવું જોઇએ! તુકારામ કહે છે કે વૈષ્ણવગણ એજ મારી પ્રિય મંડળી છે.

૧૭૬–ખરો માર્ગ કયો અને ખોટો માર્ગ કયો તેની પરીક્ષા કરી બતાવવા માટે તો હું અહીં આવ્યો છું. મારા વિઠ્ઠલ સ્વામી જે બોલ મારે મોઢેથી બોલાવશે તેજ બોલ હું તેમની સન્મુખ બોલ્યે જઇશ. મારામાં જે બળ છે તે મારૂં પોતાનું બળ નથી પણ મારા સ્વામીનું બળ છે, તેથી કરીને મારા મનમાં કશી વાતની શંકાજ રહી નથી. તુકારામ કહે છે કે જે જે આળપંપાળ જેવાં સાધનો છે તેમાંનું કોઈ આજ પછી મને ખપનારજ નથી.

૧૭૭–મોઢેથી જે કાંઈ બોલાય તે બધું ધર્માનુકૂળજ બોલાય એવી ઉજ્જવળ જ્ઞાનદૃષ્ટિનો ઉઘાડ થવો જોઇએ અને તેવી વાણીને અનુકૂળ વર્તન પણ હોવું જોઇએ. વર્તન અને વાણી એ બેઉ શુભ હોવાં જોઇએ અને બેઉની પૂરેપૂરી એકતા હોવી જોઇએ. આ રીતે જેઓ નથી બોલતા અને નથી વર્તતા તેઓ થૂંકીને ચાટી જવા જેવું આચરણ કરે છે. મોઢાને જે રસ્તે થૂંકાય તે રસ્તે પાછું થૂંકેલું ગ્રહણ કરાયજ કેવી રીતે? એવો તે કોણ બળવાન છે કે અગ્નિ જે સૌને બાળી દે છે તેને પણ બાળી શકે? તુકારામ કહે છે કે જે શૂરવીર છે તે તો ઢાલ તલવાર બાંધીને શત્રુની છાતી ઉપર પગ દઇને ઊભા રહે છે અને જેઓ કાયર છે તેઓ તો ઘરમાં બેઠા બેઠા પણ કાંપ્યા કરે છે.

૧૭૮–હે દેવ! તમે મને બ્રાહ્મણની જાતિમાં જન્મ ન આપતાં કણબીને ઘેર જન્મ આપ્યો તે ઘણું સારૂંજ કર્યું. તમે તેમ ન કર્યું હોત અને મને બ્રાહ્મણના ઘરમાં જન્મ આપ્યો હોત તો હું બ્રાહ્મણ છું, બધા વર્ણમાં સૌથી શ્રેષ્ઠ છું એવા મિથ્યાભિમાન વડે મારૂં મન મલિન થઇ જાત. હે દેવોના દેવ! તમે જે કર્યું છે તે ઘણુંજ ઉત્તમ કર્યું છે કે જેથી કરીને હું નમ્ર ભાવે તમારે ચરણે પડીને તમારૂં નામકીર્તન કરૂં છું અને નૃત્ય કરૂં છું.

વળી બે અક્ષર ભણ્યો નથી તે પણ સારૂં જ થયું; નહિ તો થોડું ક ભણીને હું નાનાપ્રકારની વિપત્તિજનક જંજાળમાં ભેરવાઇ પડયો હોત. વિદ્યાના ગર્વમાં મસ્ત બનીને હું સંતોની સેવા કરવાનું ચૂકત અને તેમ થવાથી મારો મનુષ્ય-જન્મજ વૃથા જાત. મારામાં એટલું બધું અભિમાન આવી જાત કે તેના યોગે કરીને મારે યમલોકની વાટેજ વળવું પડત તુકારામ કહે છે કે કોઈ પણ એક બાબતની મોટાઇનુ મનમા અભિમાન આવી જવાથી નરકવાસ કરવો પડે છે.

૧૭૯–પ્રાણીમાત્રને સર્વ પદાર્થોનુ દાન કરનાર નારાયણ છે અને એવી રીતે મળેલી તમામ વસ્તુઓનો ઉપભોગ કરનાર પણ તેજ છે. આથી કરીને અમુક વસ્તુ મેં પ્રાપ્ત કરી છે અને હુ તેનો ઉપભોગ કરૂં છું એવું કહેવાનો જરાય અવકાશ રહેતોજ નથી. જ્યાં જ્યાં મારી દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં મને તો મારૂં પોતાનુંજ રૂપ દેખાય છે. તુકારામ કહે છે કે મને એવું લાગે છે કે જેવડો શબ્દનાદ છે તેવડાજ ગોવિંદ બની ગયા છે

૧૮૦–હે દેવ! મારી ઉપર કૃપા કરો અને સત્ય શું છે તે મને બતાવો. તમે એટલું નહિ કરો તો તમને દયાવંત કોણ કહેશે? પણ તમે દયાવત છોજ એ વાત તો જગતમા સર્વત્ર પ્રસિદ્ધ છે. તમે તમારી નજર આગળજ જો મને કાળના હાથમા સોપી દો તો એ સારૂ નજ કહેવાય. તુકારામ કહે છે કે હે દેવ! તમે મારૂ રક્ષણ કરો.

૧૮૧–હે દેવ! તમારો અને મારો જે સંબધ અનાદિ-કાળથી ચાલ્યો આવે છે તેને જો તમે મૂકવી નાખશો તો તેમાં તમારી પ્રતિષ્ઠાને હાનિ પહોચશે, તમારા ઉપર પ્રતિજ્ઞાભગનું કલક ચોટશે અને મારા નસીબમા કેવળ એક અધોગતિ સિવાય

બીજુ કાઇ રહેશે નહિ અમુક માણુસના ઉપર કોઇ પૂરેપૂરો વિશ્વાસ રાખે અને તેના એકલાના સિવાય પેલા માણુસને બીજા કોઇની ઓથજ ન હોય અને છતા તેજ માણુસ પેલાને ડુબાવી મારે ત્યારે કહેવાપણુજ શુ રહે ? તુકારામ કહે છે કે હે મારા દાતાર ! તમે આ વાતનો કદી મનમા વિચારજ નથી કરતા એ શુ કહેવાય ?

૧૮૨-હે દેવ ! તારૂ જે ગુઢ રહસ્ય છે તે મારામા રહેલા તારા સ બ ધી ભાવની સહાયતા વડેજ હુ સમજી શકુ છુ કાચબો જેમ પોતાના તમામ અવયવોને પોતાના પેટની અ દર સમાવી દે છે તેમ હુ પણ તારા રૂપને મારા અ ત કરણમા ધારણ કરી નાખુ છુ તેને હુ કદી મારાથી અળગુ થવા દેનારજ નથી સદા સર્વકાળ હુ મારી આખોને તારી આખોના ઉપર અવિચળપણે સ્થિર રાખી મૂકીશ તુકારામ કહે છે કે હે દેવ ! તારૂ ધ્યાન, તારૂ ચિ તન એજ તારી સાચી સેના છે

૧૮૩-એક ઘઉ ની પણ નાના પ્રકારની જાત હોય છે, પર તુ ઘઉ ગમે તેવા ઊંચામા ઊંચી જાતના હોય તોપણ જો રાધનારી અણઘડ હોય તો ખાવાનુ ધૂળ જેવુ કરી મૂકે છે-અર્થાત્ જેમા થોડુ તો થોડુ પણ જે કાઇ જાણી લેવા જેવુ રહસ્ય હોય તે જાણી લેવુ એજ સાર વસ્તુ છે કોઈ પણ વસ્તુને સારી રીતે કેળવવામા જે ખૂબી રહેલી છે તેને લક્ષમા રાખીને તે વસ્તુને કેળવ્યાથી જે પરિણામ આવે છે તે પરિણામ વસ્તુની મૂળ જાતના પ્રમાણમા ઉત્તમજ આવવુ જોઇએ તુકારામ કહે છે કે ખરેખરી કિમ્મત તો ગુણુનીજ છે ગુણુજ ન હોય તો મોઢેથી બોલ બોલ કરવુ એ ચોકળ દ ભ માત્ર છે

૧૮૪-સાધુસ તોના નામનુ સ્મરણ કર્યાથી પુણ્ય પ્રાપ્ત થાય

છે. મારી વાણી તેમનાં નામનું રટણ કરતી વખતે કદી વચમાં ગાળો પડવા દેતી નથી. આટલું કરવાથીજ મને તો ઘણાજ સસ્તામાં અતિ ભારે લાભ હાંસલ થાય છે. સંતોના ચરણમાં પોતાની ભાવના સમર્પિત કરવી એ એક મોટી વિશ્રાંતિ પામવા જેવું છે. તુકારામ કહે છે કે સંતોનાં નામનો જપ કરવાથી સર્વ પ્રકારનાં પાપનો નાશ થાય છે.

૧૮૫–દેવની સંગતિમાં રહેનાર દેવતુલ્ય થઇ જાય છે અને સંસારની સંગતિમાં રહેનાર અધોગતિને પામે છે, આ પ્રમાણે બે જુદી જુદી દિશાએ જનારા બે રસ્તા છે. જેનાં જેવાં સુકૃત અથવા દુષ્કૃત તે મુજબ મનુષ્યો પોતપોતાને મનગમતી વાટ પસંદ કરી લે છે અને તે પ્રમાણે ગતિ કરે છે. ઉપરનો પ્રકાર જે મેં બતાવ્યો તેમાં ઇશ્વર ઉપેક્ષાવૃત્તિ રાખતા નથી, પણ દૈવયોગ વડે જે વાટ તમને હાથ લાગી ગઈ હોય તે વાટે જવામાં જેટલે અંશે પરમાર્થની પ્રાપ્તિ થઇ શકતી હોય તેને તમે તમારા ચિત્તવડે ગ્રહણ કરો. તુકારામ કહે છે કે જે અસલ વસ્તુ છે તે તો હૃદયની અંદર ધારણ કરેલું ભગવદ્‌વિષયક પ્રેમબળજ છે. એ પ્રેમબળ વડે જીવન ભરપૂર થઇ જવું જોઇએ. બાકી ઉપદેશ તો નિમિત્ત માત્ર છે.

૧૮૬–હે દેવ! તમે જેને મૂળ થકીજ શુદ્ધ બનાવી દો છો તેને તમે બધીજ રીતે ચોખોચટ કરી દો છો. સંસારમાં એવા સંતો અનેક થઇ ગયા છે કે જેમના સંબંધમાં તમારી ઉપરોક્ત નીતિ સ્પષ્ટ દેખાય છે. તમે એક વાર જેનો હાથ પકડીને પોતાનો બનાવો છો તેને તમે તમામ પ્રકારના લૌકિક વ્યવહારમાંથી બાતલ કરી મૂકો છો. તુકારામ કહે છે કે જેને તમારા ગુણની અસર થઈ તે તો તમામ ધર્મોથી રહિત બ્રહ્મજ બની જાય છે.

૧૮૭–જો કોઈ વૈદ ઔષધ ખવરાવીને દરદીને જીવાડી શકતો હોત તો ભગવાનનું ધ્યાન-ભજન કરતજ કોણ ? હવે આમાં શું રહસ્ય છે તે તો કોઇ જાણતું નથી પણ જેનું જેવું પ્રારબ્ધ તેના સંબંધમાં તેવું પરિણામ આવે છે. જ્યારે શરીરની અંદર વાસ્તવિક રીતે દૈવી શક્તિનો સંચાર થાય છે ત્યારે કશાનીજ ઉણપ રહેતી નથી. જો કુંવારી છોકરીઓને એમ ને એમ છોકરાં થતાં હોત તો ધણી કરવાની જરૂરજ શી રહેત ? તુકારામના સ્વામી શ્રી વિઠ્ઠલ પોતાના મનમાં શો વિચાર કરતા હોય છે તે તે બધું એકલાજ જાણે છે.

૧૮૮–હરિનું ભજન–કીર્તન કરવાનો જે માર્ગ છે તે માર્ગે પુષ્કળ સાધુસંતો ચાલ્યા ગયા છે, એટલા માટે તું બીજે આડે અવળે રસ્તે ભટકવાનું છોડી દે અને હરિનું ભજન કર એવું પુરાણો ગાઈ–વગાડીને કહે છે. સંતપુરુષોએ તમારે સારૂ રસ્તો સાફ ચોખોચટ કરી રાખ્યો છે. આથી કરીને હવે કાંઈ વિચાર કરવા જેવું છેજ નહિ. આંધળાને પણ સૂઝે એવી ધોરી સડક તમારે સારૂ બનાવી દીધી છે. તુકારામ કહે છે કે એ રસ્તે વૈષ્ણવ સંતોએ પોતાના હાથમાં પકડેલી ધ્વજાઓ અને ગરુડના ચિહ્નત-વાળી પતાકાઓ ઝળકી રહી છે.

૧૮૯–કોઈ કોઇ જીવ અજ્ઞાનમાં ફસાઇ ગયા હોય છે. બીજા કોઇ કોઈ પોતાના જ્ઞાનના અભિમાનમાં એવા ઉન્મત્ત બની ગયા હોય છે કે બોલાવીએ તો મોઢેથી ઉત્તર પણ આપતા નથી. એવા લોકોનું જીવતર વ્યર્થ છે; પણ એથી ઊલટું બહુ-બોલા અને લપલપીઆ થવું એ પણ સારૂં ન કહેવાય. બેઉ બાજુઓમાંથી ગમે તે એક તરફ ઝોક આવી જાય તો ફસાઇ પડવા જેવું થાય છે. એક બાજુએ જાય તો રાહુ ખાઇ જાય અને

બીજી બાજુએ જાય તો કેતુ ગળી જાય, એમ ઉભય સંકટની વચ્ચે સપડાઇ ગયેલાના જેવી માણસની હાલત છે. તુકારામ કહે છે કે સૌને તેમનાં પોતાનાં કર્મજ ખરૂં રહસ્ય જાણવા દેતાં નથી.

૧૯૦–હે દેવ ! હું તમારો દાસ છું એવું હું તને વારંવાર કહું છું અને તમારા સેવક બનીને મેં આશાઓ પણ મોટી મોટી રાખી છે; પણ સેવકપણાનું જે રહસ્ય છે તે તો હજી મેં જરાય પ્રાપ્ત કર્યું નથી. હે દેવ ! પતિતોને તારવાનો જે તમારો મૂળ સ્વભાવ છે તે પ્રમાણે તમે આચરણ કરો. હું મારે મોઢેથી જે ખાલી બડબડાટ કરૂં છું તે તો મારા અંતઃકરણના ભાવને વશ થઈને કરૂં છું. તુકારામ કહે છે કે સાધુપણાનો દેખાવ કરતાં તો મને ઘણું સારૂં આવડી ગયું છે.

૧૯૧–અંતઃકરણની સમાહિત અવસ્થા એજ દેવનું વાસ્તવિક પૂજન છે. અંતઃકરણ જ્યારે ડામાડોળ થાય છે ત્યારે તે દુઃખની પ્રાપ્તિ કરાવે છે. હે સંતપુરુષ ! તમે આટલું બરાબર સમજી લેજો. શાસ્ત્રમાં બતાવેલી નીતિ પણ ઉપર કહી તેજ છે. જે સહજ પ્રસંગવશાત્ થઇ શકે તેજ તમારે કરી છૂટવું. તુકારામ કહે છે કે તમે સંતોના ચરણે હું મારૂં મસ્તક નમાવું છું.

૧૯૨–કોઇ એક રાજાને રાત્રે એવું સ્વપ્ન આવે કે હું મજૂર છું અને મને વેઠે પકડીને કામ કરવા લઇ ગયા છે. મારી સ્થિતિ અથવા મારા જન્મ અને મૃત્યુને લગતી સ્થિતિ પણ તે રાજાની સ્વપ્ન–દશાના જેવીજ છે. રાજા જાગી ઊઠે ત્યારે તેના સ્વપ્નમાં વેઠિયા થયાના અનુભવ જેમ મિથ્યા ઠરશે તેમ હું પણ જ્યારે મારા આત્મસ્વરૂપમાં જાગી ઊઠીશ ત્યારે આ મારી નાના પ્રકારની અવસ્થાઓનું પણ તેવુંજ થવાનું. આ સંસારરૂપી સ્વપ્નને વિષે જન્મ–મૃત્યુની શુંગાલમાંથી છૂટા થવા માટે

મેં ભગવાનની કૃપાને માટે જે યાચનાઓ કરી હતી તે પણ બિનજરૂરીજ હતી; કારણકે હું જે નિત્ય બોધરૂપ બ્રહ્મજ છું તેને વળી કોઇ વાર રાજા અને કોઇ વાર રંક એવી ભિન્ન ભિન્ન અવસ્થાઓ સંભવેજ શી રીતે? જ્યાંસુધી મનુષ્ય આ જન્મ-મૃત્યુરૂપી સ્વપ્નમાંથી પોતાના આત્મસ્વરૂપમાં જાગી ન ઊઠે ત્યાંસુધી તે સ્વપ્નની સંગતિને લીધે જે દુઃખ ભોગવવું પડે છે તે તેણે ભોગવી છૂટવુંજ જોઇશે; પણ જાગૃત કાળમાં જ્યારે તેને પોતાના નિત્ય સ્વરૂપનો બોધ થશે ત્યારે મેં સ્વપ્નમાં ઘણું દુઃખ વેઠ્યું હતું એવું તેને તેનો અનુભવજ કહી દેશે. તુકારામ કહે છે કે મને તો જન્મમૃત્યુરૂપી સ્વપ્નદશામાંથી સંતોએજ હમેશને માટે જાગૃત કરી દીધો છે; નહિ તો હરિનામની મારા મોઢામાં દાંતખીલીજ બેસી ગઈ હોત.

૧૯૩-જેમનો સ્વભાવજ તમોગુણી હોય છે તેમનું અંતઃકરણ અતિ નિર્દય અને કઠોર હોય છે અને તેઓ અતિવાદ કરવાના સ્વભાવવાળા હોય છે. આવા લોકોનો ઉત્તમ જાતિમાં અથવા ઉત્તમ કુળમાં કદાચ જન્મ થયો હોય તો તે પણ વ્યર્થ જાય છે. જેનામાં જેવા ગુણ તેટલીજ તેની યોગ્યતા. પિત્તળ હોય છે તો પીળું પણ તેના ઉપર કાટ ચઢી જવાથી ઝાંખું પડી જાય છે. સોનું પણ પિત્તળના જેવુંજ પીળું હોય છે પણ તેનો રંગ સદાય તેવો ને તેવોજ રહે છે. એવીજ રીતે ઉત્તમ અને અધમ મનુષ્યોના પોતપોતના સ્વભાવગત ગુણજ તેમના ઉત્તમ-અધમપણાની સાબિતી છે. તુકારામ કહે છે કે હરિવિષયક નવનીત સમાન સારનો સાર જેણે પોતાના અંતઃકરણમાં ધારણ કર્યો છે એવા ઉત્તમ કુલીન નરની સાથે મારો સમાગમ થાઓ.

૧૯૪-જેનો આહાર કરવાથી શરીર નીરોગી રહે અને કશી

વિકૃતિ થાય નહિ એવો સ્વયંપાક કરીને ભોજન કરજો. એવું કરવાથી જે શુદ્ધ અને મધુર સ્વયંભૂ સ્થિતિ છે તેની તમને પ્રાપ્તિ થશે. એ સિવાય બાકી જે બહારથી સારા સારા દેખાય પણ અંદરથી પોકળ અને નઠારા હોય એવા પદાર્થને ગ્રહણ કર્યાથી ખોટી ખોટી ભાવનાઓની ઉત્પત્તિ થાય છે. તુકારામ કહે છે કે જે મૂળથીજ સોળેસોળ આની વિશુદ્ધ છે તેનામાં કદી ફરક પડતો નથી.

૧૯૫-હું આ સંસારમાં હરિચિંતનની બાબતમાં જેવો જોઇએ તેવો સાવધાન નથી રહેતો તેથી મારા વાસ્તવિક હિતમાં ભારે વિઘ્ન આવી પડે છે. આથી થાય છે એવું કે હરિનામનું વિસ્મરણ થવા માંડે છે અને તેમ તેમ સંસારની વૃદ્ધિ થતી જાય છે. ખોટા માયિક સંસારરૂપી રેલના પ્રવાહમાં હું ઘણો દૂર તણાઇ ગયો છું. તુકારામ કહે છે કે હરિવિષયક ભાવ એજ એક નૌકા મારે હાથ લાગી ગઈ છે.

૧૯૬-રંધાઈ ગએલા ભાતની સોડમથીજ જો ભૂખની શાંતિ થઇ જતી હોત તો ઘેરેઘેર રાંધવાની ખટપટ લોકો કરતજ શા માટે? એટલા વાસ્તે હે પોકળ પરમાર્થ કરનારાઓ! ઓ વાતુડિયા જ્ઞાનીઓ! તમે તમારી વાણી વડે શ્રીરામનું નિત્ય સ્મરણ કરતા રહીને તમારૂં સાચું કલ્યાણ સિદ્ધ કરી લેજો. પાણીના દર્શનથીજ જો તરસ શાંત થઇ જતી હોત તો લોકો પોતાનાં ઘરનાં પાણિયારાં પાણીથી ભરેલાં ને ભરેલાં રાખતજ શું કરવા? એકાદ વૃક્ષની છાયાનાં દર્શન કર્યાથી ગરમીનું કષ્ટ નિવૃત્ત થતું નથી, પણ તેની નીચે જઇને બેસવાથીજ દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ થાય છે; માટે હરિના ગુણાનુવાદ ગાવા, શ્રવણ કરવા અને ભગવાનને વિષે ચિત્તમાં દૃઢ ભાવ ધારણ

કરવો એમાંજ હિત સમાયેલું છે. તુકારામ કહે છે કે એક હરિ-વિષયક દઢ ભાવને ધારણ કરવાથીજ તું મુક્ત થઈ જઈશ. એટલુ જો તારાથી ન થયું તો તારૂં શબ્દજ્ઞાન ગમે તેટલુ હશે તોપણ તે તને કશાજ ખપનું નથી.

૧૯૭–અમારા વિઠોબાના ચરણ આગળ કશીજ વસ્તુનો અભાવ હોતો નથી; કારણ ત્યાં આગળ કોઇ પણ વાતની ઊણપ હોય એ બનેજ શી રીતે? એટલા વાસ્તે તું આવો પરમ લાભ લેવાનુ છોડી દઇને ભૂખે મરતા દુકાળિયાની માફક રોટલાના ટુકડાને માટે ગલીએ ગલી અને ઘેરે ઘેર ભટકવાનું છોડી દે. અરે! મારા વિઠોબાના કરતાં વધારે સમર્થ બીજો હોયજ કોણ? અને એવો કોઈ તમારી નજરમા હોય તો મને બતાવો. તુકારામ કહે છે કે વિઠોબાના ધામમાં મોક્ષનો ભંડાર ભર્યો પડયો છે, તેમાંથી તારાથી લૂટાય તેટલો લૂંટી લે.

૧૯૮–અમે જાતે બ્રહ્મરસનું સેવન કરતા રહીએ છીએ અને બીજાઓને કહેતા જઇએ છીએ કે તમે પણ તે રસનુ સેવન કરો. એ રસ કદી ખૂટનાર નથી; માટે કોઇ રખે પોતાનો હાથ જરા પણ પાછો ખેંચે. ઇંટના ઉપર પગ રાખીને ઊભા રહેલા અમારા વિઠોબા દાન દેવામાં અતિ શૂરા છે. તેમના ચરણમા જે કોઇ પોતાનાં મન અને બુદ્ધિ સ્થિર કરશે તેના મનના તમામ સંકલ્પ પૂર્ણ થઇ જશે. તુકારામ કહે છે કે આવા લોકોને સદુપદેશ દેવાની આજ્ઞા કરીને મને દેવે અહીં મોકલ્યો છે. મારો બતાવેલો માર્ગ ખૂબ સરળ અને સુખકર છે.

૧૯૯–જેમનાં લક્ષણ હું આગળ ઉપર કહેવાનો છું એવા સાધુ-મહાત્માઓનો સમાગમ નીચે બતાવેલા ઉપાયો વડે પ્રાપ્ત થાય છે જેમનાં દર્શનમાત્રથીજ જીવોના પ્રથમનાં સંસ્કાર–

બંધન તડાતડ તૂટી જાય છે, જેઓ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપમાં સ્થિર થઇને પોતાના નિત્યના આનંદમાં નિમગ્ન થયેલા હોય છે એવા મોક્ષસિદ્ધિનું દાન દેવાને સમર્થ, સર્વ તીર્થોમાં સાધુઓ-રૂપી તીર્થ સૌથી વિશેષ વંદનીય છે. એવા મહાત્માઓનો સમાગમ પ્રાપ્ત કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે તેમની સાથે પોતે સર્વતોભાવે બંધાઇ જવું, સર્વ સમયમાં અને સર્વ વિષયોમાં એક સમાન બુદ્ધિ રાખવી, નાસ્તિક ભાવનાનો નાશ કરવો, ભૂતમાત્રના ઉપર દયાભાવ રાખવો અને હૃદયમાં જામી ગયેલા દ્વેષભાવરૂપી કાદવને વાળી-ઝાડીને સાફ કરી નાખવો. શત્રુ, મિત્ર, પુત્ર, બંધુ વગેરે સર્વના પ્રતિ એકસરખી બુદ્ધિ રાખવી. પોતાનાં મન, બુદ્ધિ, કાયા અને વાણીને સર્વતોભાવે શુદ્ધ કરી દેવાં; સૌ હરિનાંજ રૂપ છે એવો ભાવ ધારણ કરીને સૌમાં હરિનું દર્શન કરતા રહીને સૌને વંદન કરવું અને મન, વાણી તથા કર્મ વડે પોતાને વિષે નમ્ર ભાવ દૃઢ કરવો; હું તારાથી મોટો અને તું મારાથી નાનો, એવી ક્ષુદ્ર ભાવનાને મનમાંથી કાઢી નાખવી; એટલી બાબતોનો અભ્યાસ કરવાથી સાધુ-સંતોની કૃપા પ્રાપ્ત થાય છે. દ્રવ્યની લાલસા જેમના મનમાં લેશમાત્ર પણ રહેવા પામી નથી; માન, અપમાન, મોહ, માયા, એ બધાંનું મિથ્યાપણું જેમને અપરોક્ષ રીતે સમજાઇ ગયું છે, સંપૂર્ણ તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કર્યા છતાં હું જ્ઞાની છું એવો અભિમાનયુક્ત ભાવ જેમણે ત્યજી દીધો છે એવા પુરુષોને સંત મહાત્માઓનો મેળાપ અણધારી રીતે થઇ જાય છે. જેમણે પોતાના મનમાં દેવ અને સંત એ બેઉને વિષે દૃઢ વિશ્વાસ ધારણ કર્યો છે, જેઓ બીજી કશી ભાંજગડમાં પડતા નથી, હું બ્રહ્મરૂપ છું એવો સૂક્ષ્મ અહંભાવ પણ જેમનામાં રહેવા પામ્યો નથી એવા લોકોને સંતોનાં નિત્ય દર્શન થયા કરે છે એમ તુકારામ કહે છે.

૨૦૦-હે સાધન-ભજન કરનારાઓ! સંસારસિંધુને તરી જવાની બાબત તમે આવડી ફિકર-ચિન્તા શા સારૂ કરો છો? જુઓ, જુઓ, પણે આગળજ સૌ કોઇના તારણહાર, સમર્થ દાતાર પોતાની કેડે હાથ દઇને ઊભેલા તો છે. તમે ફક્ત તમારા ખરા જિગરના ભાવપૂર્વક તેમની સમીપ જઇને તેમના ચરણુને એક વાર જોરથી વળગીજ પડજો. સંસારસિંધુને તરી જવાનું આના કરતાં બીજું કશુંજ વધારે મૂલ્ય તમારે આપવું નહિ પડે. તે તમારી પાસે બીજું કાંઇજ માગતા નથી; તે તો એટલુંજ માગે છે કે તમે તમારા હૃદયનો ભાવ ખૂબ દૃઢતાપૂર્વક તેને સમર્પિત કરી દો. જ્યાં તમે આટલું કરી લીધું એટલે તે તો તમને પોતાની ખાંધે બેસાડીને સંસારસાગરની પેલે પાર લઇ જશે અને એટલાથીજ તમારૂં કામ પૂરેપૂરૂં સિદ્ધ થઈ જશે. પછી તમે આનંદપૂર્વક તમારો સંસાર ભોગવતા રહેજો. (ફક્ત આષાઢી અને કાર્તિકી એકાદશીઓને દહાડે વિઠોબાનું દર્શન કરવાનું ચૂકતા નહિ.) તેમ કરવાથી દયા, ક્ષમા ઇત્યાદિ પરમ પવિત્ર સાત્વિક વૃત્તિઓરૂપી ભાગીરથીની ધારા તમારા હૃદયરૂપી ધરતીને સદાકાળ પાવન કરતી વહ્યાજ કરશે. તમારે તમારા ઐહિક અથવા પારલૌકિક ભોગને સારૂ અથવા તો તમારી પોતાની મુક્તિની બાબતમાં તમારે કશી ચિન્તા કરવાપણુ રહેશેજ નહિ. તુકારામ કહે છે કે જ્યાં તમે એક પાંડુરંગનું શરણુ લીધું એટલે પછી દૈન્ય, દારિદ્ર ઇત્યાદિ દોષો તમારી પાસે રહેવા પામશેજ નહિ.

૨૦૧-કોઇ જીવ સુખમગ્ન હોય કે દુઃખથી જર્જરિત થયેલ હોય પણ તે બેઉમાં જે પોતાનુંજ સુખ-દુઃખ જુએ છે, સુખી અથવા દુઃખી એવા તમામ જીવોની સાથે જે એકાત્મભાવ અનુભવે છે તે સાચો સાધુ છે; અને તેનાજ સાનિધ્યમાં ભગવાનનો નિવાસ છે એમ જાણવું. માખણ જેમ અંદરથી અને બહાર-

થી બેઉ તરફથી નરમ હોય છે તેવુંજ સાધુપુરુષોનું હૃદય પણ નરમ હોય છે. જેમને કોઇનો પણ આશ્રય નથી એવા નિરાશ્રિત જીવોને સાધુપુરુષો પોતાના હૃદયમાં સ્થાન આપે છે; જે તેઓ પોતાને આશ્રયે રહેનારાં દાસદાસીઓના ઉપર પણ પોતાનાં પુત્રપુત્રીઓના સમાન પ્રેમ રાખે છે; તુકારામ કહે છે કે એવા સંતોને વિષે હું બીજું તો શું કહું, પણ એટલુંજ કહું છું કે તેઓ સાક્ષાત્ ભગવાનનીજ મૂર્તિઓ છે.

૨૦૨-સંસારમાં જે મૂઢ જીવો છે તેમને તારવાના સામર્થ્યને લીધેજ ભક્તિમાર્ગ આટલી પ્રસિદ્ધિને પામ્યો છે. તેમ ન હોય તો જેને વિષે સૌ કોઇ સહેલાઇથી બોલી શકે છે એવો જીવ અને બ્રહ્મનો દ્વૈતભાવ નભી શકેજ કેવી રીતે? લોકોમાં ભક્તિનું પ્રાધાન્ય વિશેષ પ્રકારે છે, તેથી તો જીવ અને ઇશ્વરની વચ્ચે સ્વામી સેવકનો સંબંધ જોડાયો છે. તુકારામ કહે છે કે ઇશ્વરનો ભક્ત એ તો સંસારનો એક અલંકાર અથવા તેની મુખ્ય શોભાજ છે.

૨૦૩-તે વાણી અમંગળ છે; તેને કદી પણ કાને પડવા દેશો નહિ. તે અમંગળ વાણી કયી? જે વાણી હરિકથામાં દોષારોપણ કરતી હોય તે. એવી વાણી કાને સાંભળવી તે તો ક્ષયરોગની પીડા સમાન છે. તેનો જન્મ કદાચ શ્રેષ્ઠ જાતિ (બ્રાહ્મણ)માં થયો તોપણ તે વાસ્તવિક રીતે પાપી-ચંડાળ છે. તુકારામ કહે છે કે જેને પોતાનાં માતાપિતા પ્રતિ પ્રેમ નથી તેનામાં પાપનોજ વાસો છે એમ જાણવું.

૨૦૪-જે પોતાની વાણી વડે નીચે કહ્યા પ્રમાણે બોલી શકતો નથી તે વ્યભિચારિણી સ્ત્રીના પેટનો નથી એમ કહેવાયજ શી રીતે? જે પોતાની વાણી વડે કદી ગોવિંદના નામનો ઉચ્ચાર કરતો નથી અને પરનિંદા કરવામાંજ જે વાણીનો ઉપયોગ

કરે છે તેને આખરે નરકમાંજ જઈને વિશ્રાંતિ લીધા વિના છુટકોજ નથી. તુકારામ કહે છે કે એવા દુષ્ટને તેની કરણીનાં ફળ મળવાંજ જોઈએ.

૨૦૫–જેના પોતાના આચરણમાં લેશમાત્ર પણ શુદ્ધિ નથી અને દેવના ઉપર જેને જરાય ભાવ નથી એવા હે પંડિત ! શુદ્ધ આચરણયુક્ત જીવન વ્યતીત કરનારાઓમાં દોષારોપણ કરીને તું તેમની હિંસા શાને કરે છે ? કૂતરો કોઈ પવિત્ર અન્નમાં મોઢું ઘાલીને તે અન્નને અપવિત્ર કરી દે છે, તેવું તું પણ કરે છે. તુકારામ કહે છે કે એવો દુર્જન આટલા દિવસ જીવતો રહ્યો તેજ ખોટું થયું. એ તો જન્મીને તરત બે–પાંચ દિવસમાં પતી ગયો હોત તો ઘણું સારૂં થાત.

૨૦૬–આવા દુષ્ટને પોતાના ગર્ભમાં ધારણ કરીને તેની માએ પોતાનું ગર્ભસ્થાન અભડાવી માર્યું. એવો છોકરો તેણે પોતાને પેટે જણ્યો તે કરતાં તેણે કુહાડીનો હાથો જણ્યો હોત તો વધારે સારૂં થાત. એવા છોકરાને જન્મતાની સાથેજ ગળે ટૂંપો દઈને તેની માએ મારી કેમ ન નાખ્યો ? પોતાના કુળને કલંકિત કરનાર કાજળના જેવા એવા છોકરાઓ આપણા કુળના ઉપર ડાઘ લગાડે છે. તુકારામ કહે છે કે આવા ભક્તિહીન માણસની માતા નરકેજ જાય છે.

૨૦૭–જો સ્ત્રી પોતાના પતિની આત્મિક અધોગતિ કરે એવી રીતની તેના ઉપર પ્રીતિ રાખે તો તે ભાવ સારો ન કહેવાય. સ્ત્રીની સાથે શાસ્ત્રવિધિ પૂરતોજ સંબંધ રાખવો. તેની સાથે ઝાઝું સંભાષણ કરવું નહિ. સ્ત્રી પોતાના પતિને ચારે તરફથી બાંધી રાખનારી જાળ સમાન છે. તે પોતાનાં મીઠાં મોહક ભાષણ વડે પતિને સંસારમાં કેદ કરી રાખનાર બેડી-

સમાન નીવડે છે. તુકારામ કહે છે કે તેને વેગળી ને વેગળીજ રાખવી અને તેમાં આપણું કલ્યાણ છે.

૨૦૮–હવે તો દેહ મારી આગળ ને આગળ રહીને મારું તમામ ભોકતૃત્વ તે પોતેજ ભોગવી છૂટે છે; અને હું તો તમામ કર્તૃત્વ અને ભોકતૃત્વના ભારમાંથી તદ્દન મુક્ત થઇને બેઠો છું. આજ સુધીમાં મારી પૂંઠે લાગેલાં શુભાશુભ કર્મનાં ફળરૂપ સુખ અને દુઃખ તે સર્વનો કર્તા અને ભોક્તા હું નહિ, પણ ઈશ્વરજ છે, એવી મને સમજ પડી જવાથી મારા ઉપરનો બધોજ બોજો ઊતરી ગયો છે. નાની નાની છોકરીઓ સંતાકૂકડી રમે તેમ જીવ અને શિવ એ બે જુદાં જુદાં સ્વરૂપ, પરમાત્માએ ક્રીડા કરવા પૂરતાંજ પોતાની લીલા વડે ઉપજાવીને ધારણ કર્યાં છે અને એ રીતે પોતે પોતાનીજ સાથે ખેલ ખેલે છે. વાસ્તવિક રીતે જોવા જઇએ તો આ પ્રાપંચિક સૃષ્ટિ અને સ્વર્ગ, મર્ત્ય આદિ નાના પ્રકારના લોક છેજ કયાં? એ તો બધો આભાસ માત્ર છે અને અનિત્ય છે. સાચી તાત્ત્વિક દૃષ્ટિ વડે આ સંસારને જોતાં આવડી જાય તો સમસ્ત સંસાર વિષ્ણુમયજ દેખાશે; આખી સૃષ્ટિમાં એક વિષ્ણુ નાના પ્રકારનાં રૂપ ધારણ કરીને ક્રીડા કરતા દેખાશે. વર્ણ આશ્રમ ઇત્યાદિ જે બાહ્યદૃષ્ટિને દેખાય છે તે તો કર્તાની એક રમત માત્ર છે. ખરેખર, અત્ર જે કાંઇ છે તે બધુંજ એક મૂળ તત્ત્વમાંથી નિર્માણ થયું છે. તેમાં આ અને તે, એવો ભિન્નાભિન્નતાનો વ્યવહાર કરવાને અવકાશજ નથી. આ નિર્ણય સાક્ષાત્ વેદપુરુષ નારાયણે પોતેજ પ્રકટ કર્યો છે. તુકારામ કહે છે કે તેના પ્રસાદનો રસાનંદ મને પ્રાપ્ત થયો છે, અર્થાત્ શ્રીહરિના ચરણના સામિપ્યમાંજ મારું અસલ સત્ય સ્થાન છે અને હું તેમનાથી કદી અળગો થનારજ નથી.

૨૦૯–પરમ વિરકત સાધક પોતાના હૃદયમાં હરિનું ધ્યાન

કરવાને માટે કોઇ પર્વતની ગુફામાં આસન માંડીને બેસે છે, ત્યારે ભગવાન તેની પાછળ નિરંતર ઊભા રહે છે અને ભૂખ, તરસ, ટાઢ, તાપ વગેરેમાંથી તેનું રક્ષણ કરતા રહે છે. ઇશ્વર પોતાના ભક્તનું રખોપું એટલા માટે કરે છે કે તે ભક્ત પોતાના દેહભાવને તદ્દન વિસારી બેઠો છે અને તેનાથી અળગો થઇ ગયો છે. એવી સ્થિતિમાં અને આવા નિર્જન સ્થળમાં શ્રીહરિ વિના તેનો બીજો સખા કે સહાયક હોઇ શકે જ કોણ ? એવા સ્થળમાં તે યોગીને વિષયસુખની તો સંભાવનાજ શાની હોય ? તેનામાં રાજૈશ્વર્યજનિત મદ એક ક્ષણભરને માટે પણ ઉદય પામતો નથી. તુકારામ કહે છે કે જ્યાં એક નારાયણની કૃપા પ્રાપ્ત થઇ એટલે દુઃખ અમૃતસમાન સુખનું રૂપ ધારણ કરે છે.

૨૧૦-હે દેવ ! જેના ચરણયુગલનાં દર્શન જન્મજન્માંતરમાં અને ગમે તેટલાં સાધન-ભજન ઇત્યાદિથી પણ થવાનો સંભવ નથી, તે દર્શનનું સુખ મને આજે મળ્યુ, એ મારૂં મહદ્ભાગ્ય ! આવો અલક્ષ્ય લાભ મળ્યા પછી મારે બીજું શું માગવાનું હોય ? હું તો પૂર્ણકામ બની ગયો છું. ઘણા સમયથી જેની હું સદા ઝંખના કર્યા કરતો હતો તે ફળ આજે મને ભારે પ્રયાસને અંતે આખરે મળી ગયુ. હવે સંસારની આશાના બંધનમાં હું ક્યાંસુધી બંધાઇ રહું ? મેં તો પાંડુરંગના ચરણની સહાયતા વડે સંસારનાં બંધનને તોડીને વેગળાં ફગાવી દીધાં છે. મનુષ્યદેહરૂપી ઉત્તમ સાધનની પ્રાપ્તિ થયા છતાં, ભગવાનના ચરણાશ્રયની ઉપેક્ષા કરનારા ઘણાય ભવનદીમાં ડૂબી મૂઆ; અને એવા ડૂબી મૂઆ કે તેમની એંધાણી પણ શોધી જડી નહિ. એક વાર જ્યાં નરદેહનો આધાર હાથમાંથી જતો રહ્યો એટલે તો પછી દુઃખના પહાડ ઓળંગતાં પણ છૂટકો થનાર નથી; અને પારવિનાના ગર્ભવાસ કરવાજ પડશે. તુકારામ કહે છે કે હે દેવ!

હું તો તમારા પીતાંબરનો છેડો ચપસીને ઝાલી રાખીશ; કારણકે તમેજ ભવસાગરને પેલે પાર લઇ જનાર મારા એક તારણહાર છો.

૨૧૧-વૈકુંઠમાં પ્રવેશ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે પ્રથમ જીવભાવનો નાશ કરવો પડે છે અને તે માટે તપ તથા નાના પ્રકારનાં અનુષ્ઠાનો કરવાનાં કષ્ટ સહન કરવાં પડે છે; પણ આ પૃથ્વી ઉપરનાં પાપી મનુષ્યોના ઉપર જે ભારે બોજો (કર્માનો) લદાયો છે તેને નહિ જેવો કરવાના હેતુથી ભક્ત પુંડલિક સૌના ઉપર ભારે ઉપકાર કરી ગયા છે. તુકારામ કહે છે કે પંઢરપુર એ તો પૃથ્વી ઉપરનું સાક્ષાત્ વૈકુંઠજ છે; અને તેને પ્રકટ કરીને સૌને માટે વૈકુંઠગમનની વાટ અતિ સહેલી કરી દીધી છે.

૨૧૨-રોદણાં રડવાથી તો માણસ ઊલટો વધારે રડતી સૂરત જેવો થઈ જાય છે; માટે જરાક હિમ્મતવાન થાઓ, ખૂબ ધૈર્ય ધારણ કરો. આ મનુષ્યદેહને વિષે એવી કયી બાબત છે, કે જે નજ બની શકે? અરે મનુષ્યો! મને એટલું તો કહો કે પરમાર્થની પ્રાપ્તિમાં તમને કોણે કેટલી મદદ કરી? તમે કોઇને પૂછો કે અમુક કામ કરૂં, ત્યારે 'હા, હા કરો' એવું કહેનારા તો તમને ઘણા મળી આવશે, પણ એ બધા લબાડ અને જૂઠા છે. જ્યારે ખરેખરી મદદ કરવા જેવો પ્રસંગ આવીને ઊભો રહેશે ત્યારે તેમાંનો કોઇ તમને મદદ કરવા આવનાર નથી. તુકારામ કહે છે કે આ મનુષ્યદેહ પ્રાપ્ત કરીને થોડાં પણ પરમાર્થસાધન કર્યાં હોય તોપણ ઘણાં છે.

૨૧૩-[ આ અભંગની પછીના કેટલાક અભંગોમાં વર્ણવેલા અનુભવના ઉપર તુકારામની વૃત્તિ સ્થિર થવાથી પ્રસ્તુત અભંગમાં તે નીચે મુજબ ઉદ્ગાર પ્રકટ કરે છે. ]

અમે એક એવા ખેલનો આરંભ કર્યો છે કે જેમાં કોઇપણ

દિશાનો ત્યાગ કરવાનું પ્રયોજનજ નથી; અર્થાત્ આ આખું વિશ્વ અમારૂં ક્રીડાંગણુ છે. મારી રમતમાં મારો ભેરૂ જે ભગવાન પાંડુરંગ છે, તેના વડે આખું સચરાચરવિશ્વ ઠસીઠસીને ભરાઇ ગયું છે. વટાળ અને આભડછેટના મૂળમાં જે ભેદભાવ છે તે તો અહીં મને શોધ્યોય જડતો નથી. તે પાંડુરંગે આખું વિશ્વ મારા એકલા વડેજ ભરી દીધું છે; અને બધું હું, હું ને હુંજ છું એવી, તેમણે મારા મૂળસ્વરૂપની ઓળખાણુ કરાવી દીધી છે; તેથી કરીને હું મારા પોતાના સ્વરૂપ સિવાય આખા જગતમાં બીજા કશાને જોઇ શકતોજ નથી. તુકારામ કહે છે કે હવે મારા હૃદયમાં કાળની કલ્પનાનો સ્પર્શ પણુ થઈ શકતો નથી. મારી સ્થિતિ અને મારી બુદ્ધિ મારા દેવથી જરાય અલગ નથી.

૨૧૪-એક ભગવાનના સિવાય બીજા કોઇના પ્રતિ જેને મમતા છેજ નહિ, જેની તમામ પ્રીતિ એક દેવના ઉપર સ્થિર થઇ રહી છે તેજ સાચો વૈષ્ણવ છે; તેને એક દેવજ માન્ય છે. એ સિવાય શરીર, દ્રવ્ય, નાના પ્રકારના લોક એ સર્વ તરણાસમાન છે. પોતાના ઉપર ગમે તેવાં સંકટ આવી પડે, ગમે તેટલી પ્રતિકૂળતાઓ નડે, તોપણુ તે પોતાના નિયમમાંથી કદી ચલાયમાન થતો નથી. તુકારામ કહે છે કે એવા ભક્તની ન્યાતજાત શોધી જડતી નથી.

૨૧૫-તપ અને એવાં બીજાં સાધનો છે તો ખરાં, પણુ તે બધાંની જરૂરજ શી? ઇશ્વરપ્રીત્યર્થે પોતાના શરીરને મિથ્યા બાળીને ખાક કરી દેવાનું પ્રયોજનજ શું? હું પોતે તો કદી એવા ટે જનાર નથી. હું તો પંઢરપુરની શેરીઓમાં હરિનામનું કીર્તન કરતો જઇશ અને નૃત્ય કરતો જઇશ. કોઇ પણુ રીતે આત્મસ્થિતિ થાય એવો ભાવ પ્રાપ્ત કરવો જોઇએ; અથવા મુક્તિ એજ

ઉત્તમ અવસ્થા છે એવું સૌને કહું છું. તુકારામ કહે છે કે એક હરિભજન સિવાય અમને-હરિના દાસોને બીજો કોઇ માર્ગ ઇષ્ટ નથી. અમારે માટે બીજા બધા છંદ નિંદાને પાત્ર છે.

૨૧૬-ભગવાનજ જેના સખા છે તેના ઉપર આખા સંસારની કૃપાદૃષ્ટિ હોય છે. બધાજ સંતોનો આવો અનુભવ છે છતાં ભગવાનની કૃપાની પ્રાપ્તિ કરવાનું છોડી દઇને સૌ જીવો વિષયોને સારૂ વલખાં મારતા ફરે છે, એ કેવી ભૂલ? જેનું દેવ રક્ષણ કરે તેને બળતો અગ્નિ પણ કાંઈ કરી શકતો નથી. તુકારામ કહે છે કે એજ રીતે ભગવાને પ્રહ્‌લાદને અગ્નિ, વિષ અને શસ્ત્રના મારથી સલામત રાખ્યો હતો.

૨૧૭-અમે સંતોના દાસ છીએ એમ કહેવું એ ઉત્તમ છે. એમ કરવાથી સંતોના સમાગમરૂપી લાભની ભિક્ષા વગરમાગ્યે સહેલાઇથી આપણા હાથમાં આવી પડે છે. કોઈ પણ બાબતને હૃદયમાં ઠસાવવી હોય તો ખૂબ પરિશ્રમ કરવો પડે છે અને તેનું રહસ્ય સમજવામાં થોડી કચાશ રહી જાય તો બધીજ મહેનત પાણીમાં જાય છે. રસોઇ બનાવવી હોય તો પહેલેથીજ બધી વસ્તુઓ પોતાની આગળ તૈયાર રાખવી જોઇએ. એવું કર્યાથી રસોઈ વ્યવસ્થિત રીતે થાય છે અને સ્વાદિષ્ટ બને છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી રણમેદાન નજરે પડતું ન હોય ત્યાંસુધી યુદ્ધની વાતો કરવામાં સૌને મજા પડે છે.

૨૧૮-સંતોની ગમે તેવી હલકા પ્રકારની સેવા કરવાથી પણ તેમની સંગતમાં રહેવાનો સુયોગ મળતો હોય તો તે છોડવો નહિ. સંતોને આંગણે કૂતરા થઇને ઊભા રહેવામાં પણ લાભ છે, કારણકે તેમ કરવાથી રામનામ નિરંતર સાંભળવાનું મળશે અને સંતો ખાઇને એંઠવાડ ફેંકી દેશે તેનું સેવન કરવાનું સદ્ભાગ્ય

પ્રાપ્ત થશે. સંતોની સમીપમાં તેમના આજ્ઞાકારી દાસ થઇને, દીનપણે રહેવાની તક મળે તો તેથી ઘણો લાભ છે. તુકારામ કહે છે કે સંતોની સંગતિ કરવાથી તમામ સુખનો લાભ થાય છે.

૨૧૯–કૃષ્ણ મારા પિતા, મારી માતા, મારી બહેન, મારાં બંધુ, મારા ગુરુ અને મારા તારણહાર છે. મને સંસારસાગરને પેલે પાર લઈ જનાર પણ કૃષ્ણજ છે. મારૂં મન કૃષ્ણ છે, મારૂં ધ્યાન કૃષ્ણ છે, મારા મિત્ર અને મારા સ્વામી કૃષ્ણજ છે. તુકારામ કહે છે કે કૃષ્ણજ મારૂં વિશ્રાન્તિસ્થળ છે. મારા જીવથી તેમને વેગળા કરવાજ નહિ એવું મને મન થાય છે.

૨૨૦–અમુક ગૃહસ્થ પોતાનાં સગાંવહાલાંને કહેવા લાગ્યો કે હું કાશીની યાત્રાએ જનાર છું; તેટલા માટે મારી ગાયો, ઘોડા, ભેંસો વગેરેની તમે સંભાળ લેજો. એવું કહીને તેણે પોતાનાં ઢોરની સોંપણી કરી અને બોલ્યો કે તમે મારી લગારે ફિકર કરશો મા. હું એટલો તો જલદી પાછો આવીશ કે જાણે હું ગયોજ નથી. તમે મારા બોલ ઉપર પૂરો વિશ્વાસ રાખજો. મારા ગયા પછી મારી અનાજની કોઠીઓમાંથી તમારે કાંઈ પણ કાઢવું નહિ. તમારે ખાવું હોય તો તમારે સારૂ છોડાંવાળું અને કિહ્નાંએ કોતરી કોતરીને પોલું કરી દીધેલું અનાજ રાખી મૂકયું છે; તેમાંથી તમારે જરૂર પડે તો બેલાશક લેવું. કોઇ ભિખારી મારે બારણે ભીખ માગવા આવે તો તેને કશું આપવું નહિ; પણ ચાલ્યો જા એમ કહેતાં તે ન જાય તો હાથમાં લાકડી લઇને તેને તગડી મૂકવો. કોઇ દહાડો બ્રાહ્મણને તો ભોજન કરવાનું નિમંત્રણ દેતાજ નહિ. જો એવું તેવું કાંઈ કર્યું તો મારે કપાળે ભારે કલંક લાગશે. આજ દિન સુધી મેં મારાં ધનધાન્યનું ઘણીજ કાળજી રાખીને જતન કર્યું છે. મેં તેમાંથી મારા પોતાના વપ-

રાશને માટે પણ કદી કાઇ લીધુ નથી એક દહાડો ગને ખાધા પછી પાછુ નીકળ્યુ તો પણ ઉબકો સમાવવાને સારૂ એક પૈસાની સૂંઠનો પણ મે ખર્ચ કર્યો નથી પાણી જેવી પાતળી છાશ તમારે ખાવી હોય તો ખાજો, પણ ઘી, માખણ એમાની કોઈ ચીજને હાથ લગાડતાજ નહિ જેટલુ ઘી તૈયાર થાય તે બધુ સાચવીને ઘીના ઘાડવાગા ભરી રાખજો મારી રાડ અને છોકરાને માટે મારા મનમા પ્રેમનો એક છાટો પણ નથી—હોવો જોઇએ પણ નહિ, કારણકે એ બધાજ મને ફોલી ખાવા એકઠા થયા છે તુકારામ કહે છે કે તે અક્કલનો દુશ્મન એવો હતો કે પોતાના હૈયામા હતુ તેવુજ મોઢેથી બોલી નાખતો

૨૨૧-કળિયુગની સાથે કુસ્તી લડવા સારૂ હુ કાછડો વાળીને અને ખભા ઠોકીને તૈયારજ ઊભો છુ, અને મે સ સારસમુદ્રને પેલે પાર ચાલ્યા જવા સારૂ પગદ ડી પણ તૈયાર કરી રાખી છે નાના-મોટા, નીચ-ઊ ચ, સ્ત્રી-પુરુષ, અઢારે વર્ણના લોકો ! તમે સૌ સુખેથી ચાલ્યા આવજો અહી કોઇને કશુ પૂછવું-ગાછવું નથી અને કોઇએ કશી વાતની ફિકર ચિન્તા કરવાનુ પ્રયોજનજ નથી સ સારના કામમા પરોવાઇ ગયેલા, ફોકટ જપ-તપ કર નારા અહી ચાલ્યા આવે છે મુક્ત થઇ ગયેલાઓ અને મોક્ષની ઇચ્છા કરનારાઓ એ સૌને બોલાવવાને સારૂ અમે ડકા વગા ડીએ છીએ ને બધાની આગળ અમે હરિનામની મહોર-છાપ મારીને તેડા મોકલ્યા છે તુકારામ કહે છે કે હરિનામને ધારણ કરનાર હુ તો ક્યારનોય આવીને ઊભોજ છુ

૨૨૨-અમે છીએ તો વૈકુ ઠના વાસી, પણ ખાસ પ્રયોજનને લીધે અમે વૈકુ ઠધામ છોડીને અહી આવી વસ્યા છીએ પૂર્વે થઈ ગયેલા ઋષિમુનિઓ જે તત્ત્વનુ પ્રતિપાદન કરી ગયા છે તે

પ્રમાણે બરાબર વર્તન કરવાને સારૂ અમે આ મૃત્યુલોકમાં આવ્યા છીએ. ઋષિ, મુનિ, સાધુ-સંત એ બધાએ મળીને જે માર્ગ પ્રાચીન કાળમાં તૈયાર કર્યો હતો તેને વાળી-ઝાડીને સાફ કરવા માટે; અર્થાત્ આબાળ-વૃદ્ધ સૌના સમજવામાં આવી જાય એવી સરળ રીતે મુક્તિની વાટ બતાવવા અમે અહીં આવ્યા છીએ; કારણકે ઋષિમુનિ અને સાધુ-સંતોએ બતાવેલી વાટને છોડી દઈને લોકો તરેહતરેહની આડવાટે ચાલવા લાગ્યા છે. હું કશું નવીન કહેવા કે શીખવવા આવ્યો નથી, પણ ઋષિમુનિઓએ જે પરમાર્થમાર્ગનું સેવન કર્યું હતું તેમનાજ ઉચ્છિષ્ટ અને અવશિષ્ટ અંશનું હું તો સેવન કરૂં છું. પુરાણોમાં દર્શાવેલા રહસ્યનો લોપ થઈ ગયો છે; કારણકે શબ્દજ્ઞાનીઓએ તેમના બળતાજ અર્થ કરીને લોકોને ઊંધે રસ્તે વાળી દીધા છે. સૌનાં મન વિષયલોલુપ થઇ જવાથી પારમાર્થિક સાધના નહિ જેવી થઈ ગઇ છે. તુકારામ કહે છે કે અમે ભક્તિનો ડંકો વગાડીએ છીએ અને હરિનામનો જય-જયકાર ગજવીએ છીએ, કે જેને સાંભળીને કળિયુગના મનમાં ભય પેદા થાય.

૨૨૩-હરિના સેવક મહાબળવાન હોય છે તેથી અમે પણ હરિના બળ વડે બળીઆ બન્યા છીએ; અર્થાત્ અમે સંસારને એક લાત મારીને વેગળો ફગાવી દઇએ છીએ અને કામક્રોધાદિ ષડ્રિપુઓને પણ મારી ભગાડીએ છીએ. સગાં, સ્વજન, દ્રવ્ય, શરીર એ સર્વને અમે ઘાસના તણખલા સમાન બનાવી દીધાં છે. તુકારામ કહે છે કે અમે તો હવે મોક્ષના માથા ઉપર પણ સવાર થઇ ગયા છીએ.

૨૨૪-આ મૃત્યુલોકમાં મને હરિનામના સિવાય બીજું કશું આવડતુંજ નથી. મારૂં મન તમામ પ્રાપંચિક વિષયોમાંથી

એવું પાછું હઠી ગયું છે કે તેઓ બધા મને ઓકી કાઢેલા અન્ન જેવા દેખાય છે. સોનું, રૂપું મને માટી બરોબર સમજાય છે; અને એવીજ રીતે હીરા-માણેક એ મારે મનથી કાંકરા બરોબર છે. તુકારામ કહે છે કે આખા સંસારને ભૂલભૂલામણીમાં ગૂંચવી નાખનારી સ્ત્રીજાતિ મને અતિ ગંદી-સૂગ આવે એવી લાગે છે.

૨૨૫-ઓ મારા વિઠ્ઠલા! ભક્તોનું રખોપું કરનાર અને દીન જનોની રક્ષા કરનાર તુંજ અમારી દયાળુ માવડી છે. મારાથી એવો શો અપરાધ થયો છે કે તેં મને વિસારી દીધો છે? અરે! તને હું શો દોષ દઉં? મારાજ ફૂટલા કરમનો વાંક છે. તુકારામ કહે છે કે મારાં તમામ સંચિત કર્મોને તું બાળીને ખાક કરી દે અને મને દર્શન દેવાનું કામ જે તારે માટે ઘણુંજ યોગ્ય છે તે તું સત્વર કર.

૨૨૬-હે પાંડુરંગ! તારા સિવાય આ સંસારમાં મારૂં કોઇજ નથી-નથી કોઇ મિત્ર કે નથી કોઈ સ્વજન. તમારીજ મને મોટી આશા છે, એથી કરીને હું રાત્રિદિવસ તમારીજ વાટ જોઇને બેસી રહું છું. તમારાં દર્શન વિના મારો એક દિવસ ગયો, તે પછીની બીજી રાત્રિ પણ ગઈ! મને કશો ઉદ્યમ કરવો ગમતો નથી, કશા કામધંધામાં મારૂં ચિત્ત લાગતું નથી. તુકારામ કહે છે કે મારાં રાત્રિ અને દિવસ તારાજ ધ્યાનમાં વ્યતીત થાય છે.

૨૨૭-હે દેવ! હું તો તારી પાસે જે મારા મનને ગમતું હશે તે માગી લઇશ. અમે જે જીવ છીએ તેમને લગતી જે ગુહ્ય વાતો અમારા મનમાં છે તે બધી હું તમારી આગળ કહી નાખીશ. અમને લાડ લડાવનારી, દીન જનોનું રક્ષણ કરનારી, અમારી દીનદયાળ વિઠ્ઠલા, વિઠોબાઇ માવડી! અમે અમારો જીવભાવ તારા ચરણ આગળ સમર્પિત કરી દઇએ છીએ. તુંજ

એકલો બધી અવસ્થાઓમાં અને સર્વ દિશાઓમાં અમારો સહાયક અને સાથી છે. અમને તારા એકલાના સિવાય બીજા કોઇની સોબતમાં પડવા દઇશ નહિ. હું બીજા કોઇના ઘરમાં પગ પણ મૂકતો નથી. હે હરિ! તમામ પ્રકારની સત્તા તારા એકલાનાજ હાથમાં છે. હું જે કાંઇ માગીશ તે તું મને આપીશજ એવો મને પક્કો વિશ્વાસ છે. તુકારામ કહે છે કે હે દેવ! તારી આગળ તો હું હઠ કરવાનોજ. તું નહિ આપે તો હું હઠ કરીશ, રડીશ, આંખો ચોળીશ, બધુંય કરીશ.

૨૨૮–હે દેવ! તું મને દર્શન દેતાં દેતાં બહુ મોડું કરી દે છે. તેનું કારણ મને એવું લાગે છે કે તું સારો દહાડો, વાર અથવા સારૂં પર્વ ક્યારે આવે છે તે જોવા બેસતો હોઇશ, પણ તું આવું કરે છે તેથી કરીને મારૂં મન તારા વિયોગે કરીને ઘણું દુઃખી થાય છે. હે પાંડુરંગ! તારા પ્રેમરૂપી ખાવાનું મારે સારૂ વહેલો વહેલો મોકલી દેજે. એમાં જરાય વિલંબ કરીશ મા. હું અવગુણી છું, અન્યાયી છું, એવું મનમાં આણીને મારા ઉપર રીસાઇશ નહિ. મને–નાનકડા બાળકને સમજણા છોકરાના જેવો ગણીને તું શા માટે ટળવળાવે છે? ઓ મારી માવડી! તું તારી કેડે હાથ રાખીને ઊભી શાને રહી છે? હું તારો લાડકવાયો નાનો સરખો ધાવણો બાળક છું, તેને તું સાંત્વન દે. તુકારામ કહે છે કે હું તારા લુગડાનો છેડો પકડીને ઊભો રહીશ. હું તારાથી જરા જેટલો પણ અળગો થનાર નથી.

૨૨૯–હે દેવ! તમે મારી સાથે વાતચીત કેમ નથી કરતા? એવા અબોલા લઇને તમે મને શા માટે દુઃખી કરો છો? મારે કંઠે પ્રાણ આવી ગયા છે. તમે આપેલા વચનના ઉપર વિશ્વાસ રાખીને હું તમારી વાટ જોતોજ ઊભો છું; મીટ માંડીને તમારી

વાટ ક્યારનો ઊભો ઊભો જોયાજ કરૂં છું, પણ તમે હજી આવ્યાજ નહિ. તમે મને નિરાશ કરશો, એવું જ હવે મને સમજાય છે. હે દેવ! તમે અત્યારે મોટી પિછોડી ઓઢીને શાને બેસી રહ્યા છો? તમે મારાથી અભડાઇ જશો એવી શું તમારા મનમાં શંકા આવે છે? તુકારામ કહે છે કે હે દેવ! હું તમારો છું, એવું કહેતાં મને ભારે લજ્જા આવે છે; કારણકે તમે તો હજી મારો ભાવજ પૂછતા નથી.

૨૩૦–હે દેવ! યોગ્ય શું છે, તે હું અજ્ઞાની દુર્બળ માણસ સમજુંજ શી રીતે? પરમાર્થને લગતી મોટાઇનું મોઢુંજ કાણું જાણવું; સૂના ઘરના બારણા આગળ કોઇ ગમે તેટલો પોકાર કરે પણ તે ઘરમાંથી તેને કશો જવાબ મળતો નથી, તેમ હું પણ તમારે સારૂ બૂમો પાડયાજ કરૂં છું; પણ તમારા તરફથી જવાબ મળતોજ નથી. બારણે આવેલા અભ્યાગતને કાંઈ નહિ તો મીઠા બોલ સંભળાવીને તેના મનનું સમાધાન કરવામાં તમને શું ઝાઝો ખરચ કરવો પડે છે? તુકારામ કહે છે કે તમે જે કાંઇ કરો છો તેની મોટાઇ તમનેજ શોભે, પણ તેથી કાંઇ હું એકલોજ લજવાવાનો નથી.

૨૩૧–હે પાંડુરંગ! હું જે કાંઇ તારી પાસે માગું તે આપવાની તારામાં શક્તિ નથી એમ સમજીને તું બીવે છે; પણ હે દેવ! તું જરા વિચાર તો કરી જો. તું જાણે છે તો ખરો કે હું તો તારા એક નામચિંતન વડેજ તૃપ્ત થઇ જાઉં છું. તારી આગળ કોઈ એક ભક્તે બહુ મોટી વસ્તુની માગણી કરી હોય તો તે એક ઋદ્ધિસિદ્ધિજ છે, અને તે તો મારે મનથી તારી ભક્તિની સરખામણીમાં ખાલી ખોખા જેવી છે. તુકારામ કહે છે કે હું તો ચાલતો વૈકુંઠ જવાનો છું અને નિશ્ચિંત બનીને નિરંતર

સુખનો ભોક્તા થનાર છું.

૨૩૨–મારે તમારું બ્રહ્મજ્ઞાન નથી જોઇતું. મારે માટે તો તમારું નાનું સરખું સુંદર સગુણ સ્વરૂપજ પૂરતું છે. હે દેવ! તમે એકવાર પ્રતિજ્ઞા કરેલી છે કે હું પતિતોને પાવન કરીશ, તે પ્રતિજ્ઞા તમે ભૂલીજ ગયા હો એવું લાગે છે; કારણકે મને દર્શન દેતાં દેતાં તમે બહુ વાર લગાડી છે. હું તો આખો સંસાર બાળીને ખાક કરી દઇને ખુલ્લા મેદાનમાં આવીને બેઠો છું; પણ એ વાત તમારા લક્ષમાં હોય એવું દેખાતું નથી. તુકારામ કહે છે કે હે દેવ! તમે મનમાં મારા ઉપર માઠું લગાડશો નહિ. ઊઠો, જલ્દી ઊઠીને ઊભા થાઓ અને મને દર્શન દો.

૨૩૩–પોતાનામાં કેટલી સુગંધ છે તેનું કમળના પુષ્પને જ્ઞાન હોતું નથી, પણ તેની સુગંધનો ઉપભોગ તો ભમરોજ કરી શકે છે; તેવી રીતે હે દેવ! તમારું નામ મધુર છે તેની તમને શી ખબર? તેની ખરેખરી મજા અને તમારા પ્રેમનું સુખ, તેનો સ્વાદ તો અમેજ જાણીએ. ગાય તો ઘાસચારો ખાય છે, પણ તેમાંથી પેદા થનારૂં જે દૂધ તેનો સ્વાદ તો ગાયનું વાછરડુંજ માણે છે. પોતાની કમાઇ પોતાના કામમાં આવતી નથી. તુકારામ કહે છે કે મોતી પેદા થાય છે તો છીપની અંદર, પણ તેને કોઇ છીપમાંથી બહાર કાઢે ત્યારે તેની શોભાનો આનંદ બીજા લોકો માણી શકે છે. ફરીથી મોતીનો અને છીપનો સંયોગ થતો નથી અને તેનો ઉપભોગ પણ તેનાથી થતો નથી.

૨૩૪–હે દેવ! તારા ચરણના સુખ વિષે તને કહેવાથી શો લાભ? કારણકે તેનો તને અનુભવ તો છેજ નહિ. તારા ચરણના સુખ વિષે તારી આગળ ગમે તેટલું વર્ણન કરીએ પણ તે તને સાચું લાગનાર નથી; કારણકે અમૃતની મીઠાશનું

જ્ઞાન અમૃતને પોતાને હોતુંજ નથી, તેજ પ્રમાણે તને પણ તારા માધુર્યનું જ્ઞાન નથી. તમારા ચરણનું સુખ કેટલું મધુર છે, તેના સંબંધમાં અમારા તરફથી સાક્ષી પૂરનાર એક અમારી માતા લક્ષ્મીજ છે અને તેના તરફથી સાક્ષી પૂરનાર અમે-તેનાં સંતાન છીએ. અમે બેઉજ-એ સુખનો સ્વાદ કેવો છે તે જાણીએ છીએ. તુકારામ કહે છે કે હે ગોપાળ! અમને મોક્ષનો તો કંટાળોજ છે. તે તારાથી ક્યાં અજાણ્યું છે?

૨૩૫-કેડ ઉપર હાથ દઇને અને બેઉ પગ બરાબર સીધા રાખીને ઇંટના ઉપર ઊભેલી તમારી સુંદર આકૃતિને હું જોઉં છું, તેના વડે મારા ચિત્તનું અત્યંત સમાધાન થઈ જાય છે; અને મનને એવું તો સુખ થાય છે કે જાણે તમારા ચરણને મારા હાથમાં ને હાથ રાખીને બેસી રહું. હું તો તમારા ગુણ ગાતાં ગાતાં ધરાતો નથી. મને આનંદની લહેર આવે છે ત્યારે તાળીઓ પાડતો જાઉં છું અને પ્રેમાનંદમાં મસ્ત થઇને નાચવા મંડી જાઉં છું. તુકારામ કહે છે કે તમારા નામની સરખામણીમાં મને તો બધુંજ તુચ્છ લાગે છે.

૨૩૬-હવે ખાલી વ્યર્થ બડબડાટ કરવાની મારે જરૂરજ શી છે? મારે હવે તેનો કશો ખપ રહ્યોજ નથી. જે કાંઈ સુખ છે તે કેવળ દુઃખજ છે અને જે પુણ્ય છે તે ખરેખર પાપજ છે, એ મને બરાબર દીવાની જ્યોતના જેવું સ્પષ્ટ સમજાઈ ગયું છે. તુકારામ કહે છે કે મેં મારી વાણીને અનંતતામાં લીન કરી દીધી છે. હવે મારે બોલવાનું કાંઈજ પ્રયોજન રહ્યું નથી.

૨૩૭-બ્રહ્મ જે નિઃશબ્દ છે તેનું અમે પ્રતિપાદન કરીએ છીએ. અમે દેહબુદ્ધિ વડે એકવારના મરીને પુનઃ જીવતા થયા છીએ. દેહાત્મભાવ હોય ત્યાંસુધી આ જગત દેખાય છે; આત્મ-

સ્થિતિમાં જગત દેખાતું નથી. સર્વપ્રકારના વિષયભોગને લગતી અમારી વાસના છૂટી ગઈ છે. તમામ પ્રકારના સંગને ત્યજીને અમે પૂરેપૂરા નિઃસંગ બની બેઠા છીએ. સંસારમાં અથવા ભોગવિલાસમાં પ્રવેશ કરાવનારી દેહબુદ્ધિ તો અમારી ક્યારનીય ટળી ગઈ છે. તુકારામ કહે છે કે જેવો હું તમારી આંખે દેખાઉં છું તેવો હું છું જ નહિ. મારૂં સાચું સ્વરૂપ તમને સમજાઈ જાય એવું જો તમે ચાહતા હો તો તમે પાંડુરંગની પાસે જઈને તેમનેજ પૂછી જુઓ.

૨૩૮–જેમનો જેવો અને જેટલો અધિકાર તે પ્રમાણે તેમના અધિકારને યોગ્ય માર્ગ બતાવવામાં આવે છે; અને તે પ્રમાણે અનુસરણ કરવાથી જે આજે નહિ સમજાતું હોય તે કાળે કરીને સમજાઈ જશે. આપણે પોતે હોડીમાં બેસીને નદી પાર કરી ગયા, પણ તેથી હોડીને બાળી મૂકવી ન જોઈએ. આપણી પાછળ આવનાર બીજા અનેક લોકો છે; અને એ હોડી વડે જેમ આપણે તરી પાર ઊતરી ગયા તેમ બીજાઓ પણ નદી ઓળંગી જશે. તુકારામ કહે છે કે વૈદ્યના શરીરમાં તો કોઈ પણ જાતનો વ્યાધિ હોતો નથી, તોપણ બીજા લોકોને જે જે વ્યાધિ થાય છે તેમને મટાડવાને માટે જે જે ઔષધિઓ જોઈએ તે બધી વૈદ્ય પોતાની પાસે તૈયાર રાખી મૂકે છે.

૨૩૯–જેના મનમાં પૈસો અને સ્ત્રી, કનક અને કામિની એ બેને લગતી કશી ઇચ્છાજ રહી નથી, તે માણસ સંસારને તરી ગયો જાણવો; અર્થાત્ તે સંસારથી તદ્દન વિમુખ થઈ ગયો છે એમ સમજવું. સારા પદાર્થ વડે જેના મનને સુખ થતું નથી અને નઠારા પદાર્થ વડે જેના મનને દુઃખ થતું નથી તે માણસ આ સંસારમાં સાક્ષાત્ જનાર્દન સમાન બની બેઠો છે. તુકારામ કહે છે કે જેણે

પોતાનો દેહ પ્રભુચરણે નિરંતર સમર્પિત કરી દીધો છે, તેને માટે હવે આ સંસારમાં કશુંજ કર્તવ્ય કરવાનું બાકી રહ્યુંજ નથી.

૨૪૦–જેના મનમાં દેહબુદ્ધિ હોવાથી ચિત્તની અંદર વિષય-લાલસા હોય અને તેથી આ મારૂં અને આ પરાયું, એવો ભેદભાવ રહ્યા કરતો હોય તેવા માણસે જન્મ અને મૃત્યુની વચ્ચે પ્રવાસ કરતી વખતે પુણ્યનો સંચય કરતા રહેવું જોઇએ; અર્થાત્ તેણે હમેશાં સત્કર્મજ કરતા રહેવું. તેમ ન કરતાં જો તે અસત્ કર્મ કરશે તો તેને અતિકષ્ટ વેઠવું પડશે. તુકારામ કહે છે કે અમને સુખનીજ પ્રાપ્તિ થાઓ, એવી મનમાં ઇચ્છા હોય ત્યારે તો ધર્મનું રક્ષણ કરવા પૂરતાં જે જે શુભ કર્મ કરવાં ઘટે તે બધાંય સાંગોપાંગ કરવાંજ જોઇશે. જેમ તાપથી હેરાન હેરાન થઇ ગયેલો માણસ છાયાની ઇચ્છા રાખે છે, અને તેવી કોઈ જગ્યા ખોળી કાઢવાને માટે મહેનત કરવામાં કચાશ રાખતો નથી તેમ સુખની ઇચ્છા કરનારે પણ કરવું જોઇશે.

૨૪૧–ઉત્પત્તિ અને સંહાર એ બે દ્વારા ઉત્પન્ન થતા અને લય પામતા તમામ નામ–રૂપધારી પદાર્થને કાળ ગળી જાય છે. જેમ બીજમાંથી અંકુર ફૂટીને તેમાંથી વૃક્ષ પેદા થાય છે અને તે વૃક્ષ પાછું બીજના પેટની અંદર છુપાઇ જાય છે તેમ કલ્પના અંતમાં તમામ સૃષ્ટિ એક અનંતના પેટની અંદર લીન થઇ જાય છે. તુકા-રામ કહે છે કે આકાશ શબ્દો વડે વ્યાપ્ત થાય છે એ અતિ ગુહ્ય ભેદ કેવી રીતે સમજાય અથવા એમાં સમજ ન પણ કેમ પડે?

૨૪૨–આ કલિયુગમાં બીજો કોઈ પણ ઉપાય કામ આવ-વાનો નથી. એક વિઠોબાની પાસે જઇને તેમના ચરણને બેઉ હાથે વળગી પડવું એ એકજ ઉપાય છે. તમામ પુણ્ય એ ચરણ-ની અંદરજ લીન થઇને બેઠું છે; અને તમામ પ્રકારના પાપનો

પણ તેમના વરેજ નાશ થાય છે. એક પાંડુરંગનું નિત્ય ચિંતન કરનાર સદાકાળ મુક્તજ છે; કારણકે સ્ત્રીપુરુષોનો સમુદાય તેમના દ્વારાજ સંસારમાંથી ઉદ્ધાર પામી જાય છે. હરિનામ એક વાર મોઢેથી ઉચ્ચાર્યું એટલે ગર્ભવાસનું દુઃખ તો ગયુંજ જાણવું. એ નામ લેવાને શુભ ઘડી અને પવિત્ર સ્થળ એવા તેવાનો વિચાર કરવાનું હોયજ નહિ. તુકારામ કહે છે કે એ હરિનામનો આશ્રય છોડી દેશો નહિ. ભાવે-કુભાવે પણ નામોચ્ચાર કરતા જાઓ. ગમે તે ભાવે નામોચ્ચાર કરશો તો તે પણ મારૂંજ સ્વરૂપ છે એવું ભગવાન કહી ગયા છે.

૨૪૩-અહો દેવ! તું અણઘડીજ મારી પાસે-અર્થાત્ મારા હૃદયમાં કેમ નથી આવીને ઊભો રહેતો? તને મારો ટળવળાટ જોઇને દયા કેમ નથી આવતી? તું દેવ હોવાથી તું ગુણાતીત છે, તું નિષ્ઠુર છે, નિર્ગુણ છે; તારે માટે રડી રડીને મારૂં ગળું બેસી ગયું, પણ તેં તો કદી જાણ્યુંજ નહિ. મારા ચિત્તને વિશ્રાન્તિ કેમ નહિ થતી હોય? ઇન્દ્રિયોનું વિષયોના પ્રતિ જે પ્રબળ આકર્ષણ હોય છે તેમાં ઘટાડો કેમ થતો નથી? વિષયલાલસાનો વેગ કેમ મંદ થતો નથી? તુકારામ કહે છે કે હે દેવ! તું મારા ઉપર આટલો બધો ક્રોધ શાને કરે છે? શું મારાં પાપનો હજી નાશ થયો નથી તેથી?

૨૪૪-હે દેવ! તમે દીન જનોના સ્વામી છો તેથી કરીને સમસ્ત ચરાચર જગતને વિષે તમારૂં એવું બિરુદ પ્રસિદ્ધ છે કે જે કોઈ તમારે શરણે આવે છે તેનો તમે પક્ષ લો છો. પુરાણોમાં જે તમારી કીર્તિનો જયજયકાર ગાયો છો તે અમે બરાબર સ્પષ્ટ સમજી ગયા છીએ. તમારાથી તમારા ભક્તોની ભીડ સહન થતીજ નથી. તેમને સહાય કરવાને માટે તો તમે રાત ને દહાડો

તૈયાર થઇનેજ ઊભા રહ્યા છે. ચક્ર, ગદા ઇત્યાદિ જે અનંત આયુધ તમારી પાસે છે તે બધાનું એકજ પ્રયોજન છે કે તેમના વડે તમારે તમારા ભક્તોનું સંરક્ષણ કરવું. તમારા ભક્તોને કદી જરા જેટલી પણ તંગી પડી કે તમે તેમની મદદે આવીને ઊભાજ છો. તુકારામ કહે છે કે ભક્તોનાં કામને પૂર્ણ કરવાને સારૂ તો તમારા અવતાર છે.

૨૪૫-તમારા મહિમાનું વર્ણન કરવાને સમર્થ નીવડે એવી મારી વાણી નથી; કારણકે તમારા મહિમાની સીમા કોઇએ કદી દીઠી નથી, તો પછી વાણી વડે તેનો અહીં છેડો આવી જાય છે એવું બોલી તો શકાયજ કેવી રીતે? અમે તો અમારો દેહ તમારા ચરણ આગળ કયારનોય સમર્પિત કરી દીધો છે, તેથી હવે તમારી ઉપર ઓવારવા જેવું અમારી પાસે કશું અવશિષ્ટ રહ્યુંજ નથી. અમે તમારી સેવા કરીશું એવો ભાવ પણ અમે અમારા મનની અંદર ધારણ કરી શકતા નથી. અમે અમારો જીવભાવ તમને અર્પણ કરી દઇએ તોપણ શું? કારણકે એ જીવ પણ આખરે છે તો તમારોજ, એટલે તમને સમર્પણ કરવા જેવું મારી પાસે કશું છેજ નહિ. તુકારામ કહે છે કે તમારા ઉપકારનું ઋણ ફેડવાને સારૂ મારી પાસે કશું સાધનજ નથી.

૨૪૬-મારૂં કોઇ સન્માન કરે તે મને ગમતું નથી; કારણકે તેથી મને જરા પણ સુખ થતું નથી, પણ આ લોકો મારૂં સન્માન કર્યા વગર મને છોડતાજ નથી. હવે મારે તેનો શો ઉપાય કરવો? શરીરના જેટલા સુખોપચાર કરૂં છું તેટલું તે તકલાદી થતું જાય છે. મિષ્ટાન્ન મને ઝેર જેવાં કડવાં લાગે છે. કોઇ મારી જરા જેટલી પણ સ્તુતિ કરે તે મારાથી કાને સાંભળી જતી નથી. એવું કોઇ કરે છે ત્યારે મારા જીવને ચણચણાટ

થાય છે, મારું હૃદય ગૂંગળાઇ જાય છે. હે દેવ ! મને તો તમારાજ સાંનિધ્યની પ્રાપ્તિ થાય એવું કાંઇક જ્ઞાન મને તમે કહો. મને આ મૃગજળ જેવા સંસારમાં ગૂંચવી નાખશો મા. તુકારામ કહે છે કે હે દેવ ! તું મારું હિત કર, અર્થાત્ મને બાળીને ખાક કરી દેનારા ત્રિવિધ તાપરૂપી અગ્નિમાંથી તું મારો ઉદ્ધાર કર.

૨૪૭-મને ખાવાને અન્ન પણ ભલે ન મળો, મારી સંતતિમાં પણ ભલે વધારો ન થાઓ; પરંતુ મારા ઉપર નારાયણની સદાય કૃપાધારા વર્ષતીજ રહો, એવો ઉપદેશ મારી વાણી મને પોતાને તેમજ બીજા લોકોને પણ દીધાજ કરો. મારા શરીરના ઉપર ભલે ગમે તેટલાં કષ્ટ આવી પડો, મારા ઉપર ગમે તેટલી વિપત્તિઓ તૂટી પડો, પણ મારા મનમાં સદા નારાયણ વાસો કરે એટલે બસ. તુકારામ કહે છે કે આ બધોજ પ્રપંચ નાશવંત છે એમ સમજીને આઠે પ્રહર ગોપાળની સેવા અને તેમનું ધ્યાન-ભજન કરવું એમાંજ આપણું સર્વનું હિત સમાયેલું છે.

૨૪૮-મિષ્ટાન્ન ખાઇ ખાઇને પોતાના શરીરને હૃષ્ટપુષ્ટ કરવાનું તો જે અધમ મનુષ્ય હોય તેનેજ ગમે છે. દેહનું રક્ષણ કરવું એજ ધર્મ છે; અને એ ઉપરાંત બીજું કશું કર્તવ્ય છેજ નહિ, એવું તો અધમ બુદ્ધિવાળા નર સિવાય બીજું બોલેજ કોણ? પણ વિચાર કરી જોતાં તમને સમજાશે કે શું પોતાના દેહનું પણ રક્ષણ કરવા જેવું સ્વાતંત્ર્ય જીવને છે ખરું ? એક ક્ષણવારમાં મનુષ્ય મુડદું થઇને ઢળી પડે છે. એક પળ અગાઉ પણ કોઇને કશી ખબરજ પડતી નથી કે, એક ક્ષણ પછી શું થવાનું છે ? હાથમાં પકડેલો અન્નનો કોળિયો હું ખાઇશજ, એટલું કહેવા પૂરતી પણ આપણને સ્વાધીનતા નથી. દેવને ખાતર કેટલાય ભક્તવીરોએ કરવત વડે પોતાનાંજ શરીરનાં

માંસને વહેરી નાખ્યું છે અને શુકદેવાદિ ઋષિઓએ વનવાસ સેવ્યો છે. તુકારામ કહે છે કે રાજા જનક રાજ્યશાસન કરતા હતા તે વખતે તેમણે પોતાનો એક પગ સળગતી ભઠ્ઠીમાં બળતો રાખ્યો હતો, તોપણ તેમના હૃદયમાં બ્રહ્મજ્ઞાનનો પૂરો ઉદય થયો ન હતો.

૨૪૯–ઓ મારી જીભ ! તું જો મારી એકજ વાત માની લે અને તે પ્રમાણે ચાલે તો હું તને કહું છું કે તું એક પાંડુરંગના નામ સિવાય બીજું કશું બોલીશજ નહિ. મારી તમામ ઇન્દ્રિયોને મારી આટલીજ વિનંતિ છે કે તમારામાંથી કોઈ પાંડુરંગથી અળગી ન થાઓ. એકલા મારા પાંડુરંગની કથા સિવાય બીજા કોઈ ભળતા શબ્દો મારે કાને આવેજ નહિ. તેજ પ્રમાણે મારાં નેત્રો પણ પાંડુરંગના સિવાય ઇતર પદાર્થનું દર્શનજ ન કરે. હે મારા ચિત્ત ! તું તારી તમામ ચિન્તાઓને પાંડુરંગના ચરણ આગળ છોડી દઈને તું તારી મેળે સર્વકાળ અખંડ ભાવે ભગવાન પાંડુરંગના ધ્યાનમાંજ મગ્ન થઈ જજે. હે મારા હાથપગ ! તમારે માત્ર વિઠોબાનાં દર્શન કરવાની અને તેમને નમસ્કાર કરવાનીજ પ્રવૃત્તિ કરવી. તુકારામ કહે છે કે પછી તમારે મનમાં કશાનો ભય રાખવાનું પ્રયોજનજ શું રહ્યું ? જ્યાં આપણા કર્ણધાર નારાયણ પોતેજ છે ત્યાં પછી કશી વાતની ચિન્તા હોયજ કેમ ?

૨૫૦–હે દેવ ! તારે મારૂં જે કાંઇ કરવું હોય તે તું સુખેથી કરી લેજે, પણ જેમનું વર્ણન મેં આ અભંગમાં કર્યું છે તેવા માણસોને હું મારે મોઢેથી કદાપિ સંત કહેનાર નથી. જે રાજ્ય અથવા દ્રવ્યની પ્રાપ્તિને માટે સદા યત્નવાન રહે છે અને જે દંભ-અભિમાનને પોષણ આપનારી ઇચ્છાઓને વશ છે તેવાને હું કેવી રીતે સાધુ કહી શકું ? સમસ્ત વિશ્વ દેવનું સ્વરૂપ છે એ વાત ખરી, તોપણ હું ઉપર કહ્યા તેવા લોકોથી સદા વેગળોજ રહે.

વાનો. તેઓ જ્ઞાનાંધ છે અને જ્ઞાનનો મિથ્યા ભાર વહેતા ફરે છે. તુકારામ કહે છે કે એવા લોકોને શિક્ષા કરવા બાબત હું મારા મનમાં જરાપણ ભય કે સંકોચ રાખનાર નથી.

૨૫૧–કેટલાક લોકો બીજાની પાસે પોતાને સંત કહેવડાવવાની ચેષ્ટા કરે છે અથવા કહેવડાવે પણ છે એવીવાતો મારે કાને આવી છે, પણ એવા લોકોને મેં મારી આંખે દીઠા નથી; એવાના ઉપર વિશ્વાસ કરેજ કોણ? ખરેખરા કસોટીએ ચઢાવેલા સંતો તો તેજ છે કે જેમના માથા ઉપર અનેક પ્રકારનાં દુઃખ સુખો આવે અને જાય છતાં તેમના ચિત્તની શાંતિનો જરાય ભંગ થાય નહિ. વરસાદની ઋતુમાં નાનાં નાનાં ખાડી-કોતર પણ મોટી નદીઓની પેઠે વહેતાં દેખાય છે, પણ થોડીવાર પછી તેમનાં પાણી એવાં ઓસરી જાય છે કે આંખની પાંપણ પલળે એટલું પાણી પણ તેમાં જોવામાં આવતું નથી. કાચના ટુકડા પણ આઘેથી હીરાની માફક ચળકે તો છે, પણ તેમનો ચળકાટ ક્યાં સુધી રહે છે? જ્યાંસુધી તેમના ઉપર હથોડાનો ઝપાટો પડ્યો ન હોય ત્યાંસુધીજ. તુકારામ કહે છે કે નકલી સાધુસંતોનું પણ એવુંજ સમજી લેવું.

૨૫૨–જેઓ અત્યંત વાદવિવાદ કરનારા હોવા છતાં કપાળે ચીપી ચીપીને તિલકની રેખાઓ તાણીને વૈષ્ણવોમાં ખપવાનો ઢોંગ કરે છે, તેમને તમે રખેને વૈષ્ણવ માની લેતા. તેઓ તો ચાવળા છે અને બહુરૂપીની માફક નાના પ્રકારના વેશ ધારણ કરનારા છે; કારણકે તેઓ એકની સ્તુતિ કરે છે, બીજાને ધિક્કારે છે, ત્રીજાની પૂજા કરે છે અને ચોથાને ઠગે છે. તુકારામ કહે છે કે એવાના દિલમાં ભૂતદયા છેજ નહિ.

૨૫૩–પોતાના પેટને માટે ભવૈયાઓ નાના પ્રકારની

સ્ત્રીઓના અને જાતજાતના પુરુષોના વેશ ધારણ કરે છે; પણ તેમના વેશ તરફ લક્ષ આપવું ઘટે નહિ; કારણકે તે બધા વિષયોના ભિન્ન ભિન્ન પ્રકાર હોઈ એક રીતે વિષયરૂપજ છે. જ્યાં કેવળ પૈસા પેદા કરવાનોજ હેતુ હોય ત્યાં પરમાર્થની આશાજ શી રીતે રાખી શકાય? એવા લોકોનાં ચિત્ત લોભને વશ થયેલાં હોવાથી ભિખારીની દશાને પ્રાપ્ત થયાં હોય છે; આથી કરીને તેઓ દેવલીલાનો અભિનય કરતી વખતે કદાચ દેવતાઓનો વેશ લે, પણ તે કેવળ પેટ ભરવાનો ઢોંગ હોવાથી તેના વડે ઉચ્ચ પ્રકારના ભાવનો કદી પણ ઉદ્રેક થતો નથી, તેથી કરીને એવી દેવલીલાઓ વ્યર્થ તમાશા સમાન છે. એવા ભવૈયાઓ દેવદેવીના વેશ લે છે અને લોકોની આગળ પોતાની નાટકી ચતુરાઈ બતાવીને પ્રેક્ષકોને મોહિત કરે છે. તુકારામ કહે છે કે એવી દેવ-લીલાઓ જોનારા અને ભજવનારા બેઉનાં મન લોભ વડે મલિન થઇ ગયેલાં છે; તેથી કરીને બેઉ એક સરખા નરકના અધિકારી છે.

૨૫૪–જે દુર્જનોને કૂતરાની જેમ ભસવાનો સ્વભાવ હોય તેમને સુખેથી ભસવા દેજો, તેમાં આપણું કશુંય બગડી જવાનું નથી. જેઓ ઈશ્વરના ભાવિક ભક્તો હશે તેમણે દુર્જનોના બોલવા ઉપર, તેમની ટીકાઓ ઉપર કદી લક્ષ આપવુંજ ન જોઇએ; ઊલટું જો પોતાનાથી બની શકે તેમ હોય તો એવા દુષ્ટ લોકોની ફજેતી કરીને તેમને લોકોની આગળ ઉઘાડા પાડી દેવા જોઇએ. તુકારામ કહે છે કે એવાને માર્યા હોય તોપણ કાંઇ પાપ લાગે નહિ.

૨૫૫–કોઇ પણ દેવના મંત્રનો જપ કરવા બેસીએ અને મનમાં કશા કારણથી ક્રોધ ઉત્પન્ન થાય તો નક્કી સમજી લેવું કે જપ કરનારની પાસે એક ભંગીઓ આવી ઊભો છે અને તેને અભ-ડાવી મારે છે. ક્રોધ એજ સાચો ભંગીઓ છે. "ફલાણો શૂદ્ર છે, ફલા-

લો દંડ છે, ફલાણો ચમાર છે, ફલાણો ભંગીઓ છે, એમને અડકશો નહિ, કોઇ એમનો છાયડો લેશો નહિ, કોઇ એમનો બોલ પણ કાને પડવા દેશો નહિ." અરે ! આવું તેવું કહેનારાઓ ! યાદ રાખજો કે, ખરેખરો ચંડાળ તમારી બહારની બાજુએ નથી, પણ તે તો તમારી પોતાની અંદરજ ભરાઇને બેઠો છે. તે ક્રોધરૂપી ચંડાળ છે. પહેલાં તો તેને બહાર કાઢીને શુદ્ધ થવાની ચેષ્ટા કરો. એ ચંડાળ તમારા અંતઃકરણની અંદર ફરીથી પ્રવેશ કરવા ન પામે, તેને માટે સાવધ રહેજો. તમે દરરોજ ક્રોધરૂપી અપવિત્ર ભંગીનો સંગ કરો છો અને તેની સાથે એક પંગતે બેસીને નિત્ય ભોજન કરો છો, તેની તમને ખબર છે કે ? તુકારામ કહે છે કે જે નૈષ્કર્મ્ય બ્રહ્મ છે તેને તમારૂં સાધ્ય માનીને જે જે સાધન કરવાં ઘટે તે કરવા માંડો.

૨૫૬–હું કાંઇજ નથી. હું કોઇનો નથી અને હું કોઈ ગામનો વાસી પણ નથી. સૌ અધિષ્ઠાનોનું એક માત્ર અધિષ્ઠાન જે અદ્વય બ્રહ્મ છે તે હું એકલોજ છું. હું કહીં જતો નથી, આવતો નથી. મારે વિષે કાંઇ પણ બોલવું એ વ્યર્થ છે. કોઈ મારૂં પોતાનું નથી અને કોઈ પરાયુ પણ નથી. હું વાસ્તવિક રીતે કોઇ પણ એક જણનો નથી. મને કોઈ જગાડી શકતું નથી, કોઈ મને હણી શકતું નથી. હું તો સદાકાળ છું, તેવો ને તેવોજ છું. તુકારામ કહે છે કે મને નથી રૂપ, અને નથી નામનિશાન; કર્મ અને અકર્મ બેઉનાથી હું વેગળો છું.

૨૫૭–અમારૂં પરમાર્થસાધન એ અમારે માટે એક પ્રકારની રમત જેવું છે, પણ તેના વડે જગતનું મરણ નીપજે છે; કારણકે રહસ્ય સમજ્યા વિના લોકો દેખાદેખી–નકલ કરવા લાગે છે અને મનથી એવું માની લે છે કે અમે પરમાર્થ કરીએ

છીએ. સતત હિતનો વિચાર એ શી વસ્તુ છે, તેની જ્યાંસુધી ગૂંચ ઊકલે નહિ, ત્યાંસુધી જન્મ-મૃત્યુનો ફાંસો ગળે બાંધીને બારણે બારણે ફેરા મારેજ છૂટકો. લોકો તો માત્ર નકલજ કરી જાણે છે. એક જણે હાથ જોડયા એટલે તેનું જોઇને બીજાએ હાથ જોડયા; એક જણે કોઇની નિંદા કરી એટલે બીજાએ પણ તેનું જોઇને નિંદા કરવા માંડી; એક આગળ થઇને ચાલવા લાગ્યો એટલે બીજા પણ તેની પાછળ પાછળ એજ રસ્તે ચાલતા થવાના. તુકારામ કહે છે કે હું તો ઘણીય શિખામણ દઉં છું, પણ કોઇ મારૂં કહેવું કાને ધરતા નથી અને આખરે યમદૂતને આધીન થાય છે.

૨૫૮-હાથમાં દીવો લઇને કોઇ અંધકારને ખોળવા નીકળે તેને કેવો કહેવો ? એવું કરનાર અઘટિત કામ કરે છે એમજ કહેવું પડે. અમે તો વિષ્ણુના દાસ છીએ તેથી અમને તો કળિકાળની જરા જેટલી પણ ભીતિ હોયજ નહિ. આ પ્રપંચ જે મૃગજળ સમાન છે, તેને એક વાર મનમાંથી મૂળસહિત વેગળો કરી દીધો એટલે તે ફરીથી ઉત્પન્ન થઇ શકતો નથી. હાથમાં માટીનું ઢેકું લઇને તેને ભાંગી જોતાં કોઇ દહાડો સૂર્યનું કિરણ જોવા મળવાનું હતું ? પણ તે છતાં અવિવેકી ભાગ્યહીન જનોથી આ વાત સમજાતી નથી. તુકારામ કહે છે કે સૂકા ઘાસનું તાપણું કરીને કોઇ કહે કે અમે અગ્નિ સળગાવ્યો, પણ તેમનું કથન તદ્દન વ્યર્થજ છે.

૨૫૯-નાટક કરનારા નટની માફક અમે નાના પ્રકારના વેશ પહેરીને સાંગોપાંગ સંસારવ્યવહારના ખેલ ખેલીએ છીએ, પણ તેથી કરીને અમારો સ્વાત્મબોધ જરાય બદલાઈ જતો નથી. બહુરૂપીની માફક અમે પણ આ સંસારની રમત રમવા બેઠા છીએ, નાના પ્રકારના વેશ ભજવીએ છીએ, પણ અમારૂં મૂળ

સ્વરૂપ શું છે તે અમે જાણીએ છીએ. બીજા અનેક રંગના યોગ વડે જીવ, પોતાને લાલ, પીળો, એવો ભાત ભાતના રંગયુક્ત માની લે છે; ઉદાહરણ તરીકે સ્ફટિકની પાસે જેવા રંગની વસ્તુ મૂકીએ તેવા રંગવાળો સ્ફટિક દેખાય છે, પણ તે છતાં સ્ફટિકના ઉપર કોઇ પણ રંગ વળગી જતો નથી. તુકારામ કહે છે કે અમે અમારા સ્વાત્મબોધમાં સ્થિર રહીને, આ સંસારથી અલિપ્ત રહીને, શાંત ભાવે નાના પ્રકારની ક્રીડા કરતા રહીએ છીએ.

૨૬૦–હે હરિ! તારા સિવાય બીજા કોઇ પણ વિષયનું મારી જીભ જો થોડુંક પણ વર્ણન કરવાનો અપરાધ કરે તો મારી જીભ જરૂર તૂટી પડજો. તારા સિવાય બીજું કોઈ પણ મને જરા જેટલું પણ પ્રિય લાગે તો મારૂં મસ્તક આખું ને આખું ખરી પડજો. મારી આંખો વડે તારા સિવાય બીજા કોઈની ભણી પ્રેમથી મીંટ માંડીને જોઉં તો તેજ ઘડીએ મારી આંખોના ડોળા નીકળી પડજો. હરિકથા સિવાય બીજી આડીઅવળી વાતો સાંભળવામાં જો મારા કાનને રસ પડે તો તેવા કાન હોય તો શું અને ન હોય તો શું? તુકારામ કહે છે કે જો ઈશ્વરનું મને એક ક્ષણ પણ વિસ્મરણ થાય તો મારો આ જન્મારો નિષ્ફળજ ગયો એમ હું માનું.

૨૬૧–શુદ્ધ ભાવસહિત પૂજન કરનારાએ સ્થાપિત કરેલી પથ્થરની મૂર્તિ પણ મોક્ષ અપાવે છે. સારા માણસોનું નઠારા માણસો આગળ કાંઇજ ચાલતું નથી; કારણકે જે સ્વભાવથીજ દુષ્ટ છે તેઓ પોતાની સ્વભાવિક દુષ્ટતા છોડતા નથી. કૂતરાની પૂંછડી કેમે કરતાં પણ સીધી થઇ શકતી નથી. નઠારા પાત્રમાં સારો પદાર્થ ભરી રાખીએ તો તેથી કાંઇ નઠારૂં પાત્ર શુદ્ધ થવાનું હતું? કડવા લીંબડાની લીંબોળીને ખાંડના પાણીમાં બોળીને વાવીએ તો તેથી કાંઈ કડવો લીંબડો મીઠો થવાનો

હતો? એ તો જેવું બીજ હોય તેવુંજ તેમાંથી વૃક્ષ નીપજે. તુકારામ કહે છે કે ઇન્દ્રના હાથમાંના વજ્રના કદાપિ ભાંગીને કકડા કરી નાખીએ તોપણ વજ્ર તે વજ્રજ રહેવાનું. જેનું હૃદય વજ્રના કરતાં પણ કઠણ હોય તે કદી નરમ થનાર નથી.

૨૬૨-અમે જેની ઇચ્છા રાખતા હતા તેજ અમારી સમક્ષ આવીને ઊભા રહે છે; એથી કરીને હવે મોઢથી બોલવાનું કશું પ્રયોજન રહ્યું નથી. હરિના નામરૂપની પ્રાપ્તિ થઇ એટલે બધીજ વાતો સરળ અને સુખરૂપ થઇ જાય છે. કોઈ મૂંગા માણસને સાકર ખવરાવીએ તો તેને પોતાને તો સાકર ગળી લાગવાની, પણ સાકર કેવી ગળી છે, તેનું વર્ણન તે બીજાની આગળ નહિ કરી શકે. તુકારામ કહે છે કે હરિના સ્વરૂપનું પણ તે સાકરના જેવું છે. તેના અનુભવની વાતો બીજાને શી રીતે કહેવી? એટલા માટે એને વિષે મૌન ધારણ કરવું એજ ઉત્તમ છે.

૨૬૩-પરમાર્થની ઇચ્છા રાખનારાએ સૌથી પ્રથમ બે સાધનો સાધી લેવાં જોઇએ. તે બે સાધન એ કે પરાયું ધન અને પરાયી સ્ત્રી. એ બે તો જાણે આભડછેટ હોય તેમ તેમનાથી દૂરના દૂર રહેવું. એટલું કરનારના ઘરમાં દૈવી ભાગ્ય અને તમામ પ્રકારની સુખસંપત્તિ આવી ઊભાં રહે છે. તુકારામ કહે છે કે એવા લોકોનાં શરીર ભગવાનના ભંડારતુલ્ય બની જાય છે.

૨૬૪-મત્સ્ય, કચ્છપ, વરાહ ઇત્યાદિ અવતારો આપણા હિતને અર્થેજ પ્રકટ થયા હતા. 'હે પંઢરીનાથ'! એવું કહીને હાંક મારતાની વારજ તે વહેલા વહેલા દોડી આવે છે અને તે અમારી વિઠ્ઠલ માવડી પરમ પ્રેમનો પાનો મૂકીને અમને પ્રેમનું ધાવણ ધવરાવીને તૃપ્ત કરે છે. એમ ને એમ તેમને ખોળવા જાઓ તો જરાય શોધ્યા જડે એવા તે નથી; પણ જ્યાં ભક્તનો પોકાર

તેમને કાને પડયો, એટલે તેજ ઘડીએ ભક્તની ભીડ ભાંગવા આરૂ તે એકદમ ઊડીને આવવાના. અમને-ભક્તજનોને સુખ આપવું અને અમારે માથે આવેલાં દુઃખનું નિવારણ કરવું, એજ તેમનું કામ છે. મોટા મંકટને પ્રસંગે ભક્તોનો પક્ષ લઇને કલિકાળની સાથે લડવું એ તો તેમનો સ્વભાવ છે. તુકારામ કહે છે કે પાંડુરંગ, જે કૃપાના ભંડાર છે તે અમને પોતાના નામસ્મરણરૂપી નૌકામાં બેસાડીને જન્મમૃત્યુરૂપી સંસારસરિતાને પેલે પાર લઇ જાય છે

૨૬૫-સૂર્યનાં કિરણ સૂર્યથી અળગા થઇ શકતાં નથી; તેમજ સૂર્ય તેના કિરણોથી અળગો થઇ શકતો નથી સૂર્ય અને તેના કિરણોની વચ્ચે જેવો અભેદ સંબંધ છે તેવોજ અમારી અને અમારા દેવની વચ્ચે છે. એવા અભેદ સંબંધને લીધે અમારાં અંગ-પ્રત્યંગમાં દેવજ વ્યાપી રહ્યા છે સાકર અને તેની મીઠાશ એ બેને અળગા કરી શકાયજ શી રીતે? તુકારામ કહે છે કે જે શબ્દનાદ ઉત્પન્ન થાય છે તે આકાશના ગર્ભની અંદર લીન થઇને નહિ જેવો બની જાય છે.

૨૬૬-થોડું પણ શુદ્ધ હોય અને કદી દૂષિત ન થાય એવું હોય અને જે યથાર્થ હોય એવા પદાર્થનેજ ગ્રહણ કરવો, જેનો કદી પણ છેડો ન આવે એવા અખૂટ પદાર્થનુંજ ગ્રહણ કરવું. જેમ નાના બીજમાંથી મોટું વૃક્ષ નીપજે અને તે વૃક્ષમાંથી પાછા કોટિ કોટિ બીજ પેદા થાય અને એમ જેની ઉત્તરોત્તર વૃદ્ધિજ થતી જાય એવી કોઈ વસ્તુ હોય તો તેમાજ પોતાનું ચિત્ત પરોવી રાખવું. તુકારામ કહે છે કે જેમ તેમ કરીને આપણું પરમ હિતજ સાધી લેવું, એજ મો વાતની એક વાત.

૨૬૭-સર્વવ્યાપી, સ્વત સિદ્ધ અને એકરસ એવા તો એક

ઈશ્વરજ છે. બીજા બધા પદાર્થો તેમના પોતપોતાના ગુણ-અવગુણ વડે એક બીજાથી પૃથક્ ઓળખાઇ આવે છે. કહેવાનું તાત્પર્ય એવું છે કે કોઇ પણ બે પદાર્થ બરાબર એક સરખા હોતા નથી. બેઉની વચ્ચે કાંઇ ને કાંઇ તફાવત તો હોવાનોજ. શેરડી અને ડુંગળી બેઉ એક ક્યારીમાં પેદા થયાં હોય, તોપણ શેરડી તે શેરડી અને ડુંગળી તે ડુંગળી. તુકારામ કહે છે કે ઝેર અને અમૃત કદી એક સમાન થવાનાં હતાં ?

૨૬૮–આ સંસારમાં શાંતિના સિવાય બીજું કશું સુખ છેજ નહિ. શાતિના સિવાય જે છે તે બધું દુઃખજ છે, એમ સમજીને સૌએ શાંતિ ધારણ કરવી જોઇએ. એ શાંતિનો આધાર લઇને તમે ભવનદીને તરીને જન્મમૃત્યુની પેલેપાર જઈ શકશો. જો હૃદયની અંદર કામ, ક્રોધ ઇત્યાદિનો વાસો હશે તો તેથી મનમાં ચિન્તા અને શરીરમાં નાના પ્રકારના વ્યાધિઓ પેદા થશે. તુકારામ કહે છે કે જ્યાં એક વાર શાંતિનો અભાવ થયો, એટલે ત્રિવિધ તાપ તમારા શરીરમાં આપોઆપ ચાલ્યા આવવાનાજ.

૨૬૯–ખાંડનું રમકડું લઇને જોઈશું તો જ્યાંથી જોઇશું ત્યાં નરી ખાંડ ને ખાંડજ; ખાંડના રમકડામાં ખાંડ સિવાય બીજું શું હોય ? તેજ પ્રમાણે આ નામરૂપાત્મક જગતમાં અંદર અને બહાર જ્યાં જુઓ ત્યાં એક દેવજ વ્યાપીને બેઠા છે. પાણી અને તેનાં મોજાં એક બીજાથી ભિન્ન નથી. તુકારામ કહે છે કે સોનું અને સોનાના દાગીના એ બેની વચ્ચે માત્ર નામનોજ તફાવત છે—અર્થાત્ એ બેઉ કેવળ સુવર્ણજ છે અને તેમનામાં કશો ભેદ છેજ નહિ. તેજ પ્રમાણે હરિ અને હરિના ભક્ત એ બે માત્ર જુદાં જુદાં નામ છે, પણ બેઉનો અર્થ તો એક હરિજ થાય છે.

૨૭૦–જે ખરેખરો ભક્ત છે તે તો બ્રહ્મદેવની પદવીને પણ

અતિ તુચ્છ સમજે છે; તેની સાચી સંપત્તિ તો સદાકાળ કેવળ હરિસ્મરણ કરવામાંજ રહેલી છે. ઇંદ્રત્વ વગેરે જે જે દિવ્યભોગો છે તે બધા ભક્તની દૃષ્ટિએ ભોગ નથી, પણ કેવળ ભવરોગનાજ પ્રકાર છે. સાર્વભૌમ પદના પ્રતિ પણ નજર કરવાનું ભક્તોને પ્રલોભન થતું નથી. પાતાલાધીશ બલિરાજા, તેને પણ ભક્તો તો અતિ દરિદ્રજ લેખે છે. યોગ અને યોગદ્વારા પ્રાપ્ત થતી નાના પ્રકારની સિદ્ધિઓ એ બધીજ ભક્તને સારહીન ભાસે છે. મોક્ષના જેવું અનુપમ સુખ તે પણ ભક્તની નજરે સુખ નથી, પણ કેવળ દુઃખજ છે. તુકારામ કહે છે કે ભક્તને તો એક હરિને બાદ કરીને બીજું બધુંજ આભડછેટ જેવું નિંદ્ય અને વર્જનીય લાગે છે.

૨૭૧–મહોરો એક જાતનો એવો પદાર્થ છે કે તેની આસપાસ સૂતરનો દોરો લપેટીને અગ્નિમાં નાખીએ, તોપણ તે દોરાને આંચ ન આવે. મહોરોની સાથેના સંસર્ગને લીધે અગ્નિ તે દોરાને કાંઈજ કરી શકતો નથી. આ વાત સૌના પ્રત્યક્ષ અનુભવમાં આવે એવી હોવાથી તેની સાબિતીની કશીજ જરૂર નથી. એવીજ રીતે આપણા સૌના સ્વામી જે પરમાત્મા છે, તેમનો આશ્રય લેનાર ભક્તો તેમના એવા અંગભૂત બની જાય છે કે તેમના રૂપનો કાલાદિક વડે નાશ થઈ શકતો નથી. તુકારામ કહે છે કે ઘોડાને ગળે જો એકજ શુભ ચિહ્ન હોય તો તે શુભ ચિહ્નને પ્રતાપે તેનાં બીજાં તમામ અશુભ લક્ષણો રદ થઇ જાય છે અને તે ઘોડો ઉત્તમ ગણાય છે.

૨૭૨–હે દેવ! તારે મારી સાથે મિથ્યા લબાડીપણું કરવું નહિ અને મારી મજાક-મશ્કરી પણ કરવી નહિ; કારણકે હું કાંઇ ડાંગરનાં છોડાં જેવો હલકો નથી. તું તારા મોટાપણાનું અભિમાન તારા મનમાંથી કાઢી નાખજે અને સીધો સામો મારી

સામે આવીને બેસજે. જો તારે તેમ ન કરવું હોય તો તારૂં કાણું ગોહું લઇને મારા આગળથી ચાલ્યો જજે. અહીં મારી આગળ તારી જાડી લાહારી ચાલવાની નથી. તુકારામ કહે છે કે તું મને ઓળખે છે? હું તો વિષ્ણુનો દાસ છું; શું રસિક છે અને શું નીરસ છે તે હું સારી રીતે જાણું છું.

૨૭૩-દેવની ભક્તિ કરવાને સારૂ એકલો ભાવજ યોગ્ય સાધન છે. વધારે શું કહું? ભાવ એજ ભગવાન છે. જે સ્વભાવે શુદ્ધ છે તેને ધન્ય છે; કારણકે તેના અંતઃકરણમાં સંશયનો ઉદય થવાનો સંભવ નથી. દેવના પ્રતિ તેની એટલી બધી પ્રીતિ હોય છે કે દેવને લગતી કોઇ પણ વાતનો પ્રસંગ ઊભો થતાં તેના મનમાં ભાવોદ્ગમ થઇ આવે છે. તુકારામ કહે છે કે આવો માણસ ભગવાનની પ્રાપ્તિ કરવાને અધિકારી છે એ વાત તદ્દન ઉઘાડી છે.

૨૭૪-સન્માન એ તો સન્માનના પ્રસંગ પૂરતુંજ સત્ય છે; બાકી વાસ્તવિક રીતે સત્ય વસ્તુ તો એકલા પાંડુરંગ છે, જેના વિષે હૃદયમાં નિશ્ચય થઇ જાય તો તે નિશ્ચયનેજ સાધન-ભજન-નું પરિપકવ ફળ માની લેવું. પ્રાપ્તિ કરવા કરતાં પ્રાપ્ત વસ્તુનું રક્ષણ કરવાનું કામ વધારે મુસ્કેલ છે. દાખલા તરીકે કોઇને ઉત્તમ પ્રકારનું ભોજન તો દૈવયોગે મળી આવ્યું, પણ જો તે પચ્યું નહિ અને પેટમાંથી પાછું નીકળી ગયું તો તે ભોજન ખાનારને વધારે કષ્ટદાયક નીવડવાનું. વળી કોઇ એક ગૃહસ્થને, ધારો કે જંગલમાં લૂંટારાઓએ ઘેરી લીધો, તેમના પંજામાંથી તે જેમ તેમ કરીને છૂટો થઇને નાઠો; અને એવો જીવ લઇને નાઠો કે દોડ્યો દોડ્યો પોતાના ગામને સીમાડે આવી પહોંચ્યો; પણ ત્યાં પહોંચતા વારનેજ તેના રામ રમી ગયા. આથી કરીને ગામના સીમાડા સુધી દોડી આવવાનો તેનો પરિશ્રમ ફોકટજ

ગયોને? તેના પરિશ્રમનું ફળ પરિશ્રમમાંજ સમાઇ ગયું. તુકારામ કહે છે કે કોઇ માણસ પ્રયત્ન કરીને પોતાના હૃદયમાં શૌર્યનો સંચાર કરે, પણ જ્યાં ખરેખરી લડાઇમાં જવાનો વખત આવી લાગે ત્યારે તો તેવા પુરુષને રણની વાટ ઘણી વસમીજ લાગવાની.

૨૯૫-દુષ્ટ અને દુરાચારી લોકો પોતાના અવગુણને છોડતા નથી; અને કોઇ તેમને ખરાને ખરૂં કહે અને તેમની પોલ ઉઘાડી પાડે તો તેમની સતામણી કરવા લાગે છે, પણ એક વાર જ્યારે તેમને તેમની કરણીનું ફળ ચાખવાનો વખત આવી લાગશે અને યમદંડના ઝપાટાથી તેમનું તાલકું ફૂટી જશે ત્યારે તેમની શી વલે થશે? યમલોકમાં જ્યારે તેમનાં પાપપુણ્યનો હિસાબ થશે ત્યારે તેમને બહુ ભારે પડી જવાનું છે. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલા! મારા આવા ઉપદેશરૂપી બોલ તેમને અપ્રિય લાગે છે.

૨૭૬-આજસુધીમાં મેં મારે હાથે જેમને જેમને દુઃખ દીધું હશે તે બધાં મારાં પાપનો આજે સંપૂર્ણ નાશ થઇ ગયો છે; કારણકે જેમના સાંનિધ્યમાં અશુભનો ઓળો પણ પડતો નથી એવા પાંડુરંગની મેં સંગતિ કરી છે. મારા ઉપર આવી પડતા સુખદુઃખાદિના ભોગ હું નહિ પણ પાંડુરંગ ભોગવી છૂટશે. (ધ્રુવપદોમાં દર્શાવ્યા પ્રમાણે) પાંડુરંગની સંગતિ કર્યાથી સર્વ પ્રકારનાં ભોજન વગર મહેનતેજ આવી મળે છે. તુકારામ કહે છે કે અમને તો તેમના યોગ વડે એવી તૃપ્તિ થઇ ગઇ છે કે તેમાં કાંઇ મણાજ નહિ.

૨૭૭-બધા લોકો નારાયણથી વિમુખ થઇ ગયા છે, તેથી કરીને તેઓ નિર્બળ બની ગયા છે. એવા લોકો મૃત્યુલોકને વિષે મનુષ્યદેહની પ્રાપ્તિ કર્યા છતાં પોતાનું સાચું હિત સાધી લેતા નથી અને તેમ કરીને તેઓ પોતાની હત્યા પોતાને હાથે

કરે છે–અર્થાત્ યમની સજાને પાત્ર થાય છે. એવા ભક્તિહીન લોકોનાં પાપપુણ્યની તપાસ થયા પછી જે જે યોનિમાં જન્મ લેવા યોગ્ય તેમનાં કર્મ હોય તે તે યોનિઓને તેઓ પ્રાપ્ત થાય છે અને જન્મમૃત્યુના ચક્કરમાં પડીને અતીવ દુઃખ ભોગવે છે. તુકારામ કહે છે કે નઠારાં કર્મનાં કેવાં માઠાં ફળ આવે છે તે જોઇ લેજો.

૨૭૮–અહીં તો બ્રહ્માનંદના ડંકા વાગી રહ્યા છે. અહં-ભાવને જીતી લઇને તેની ગરદન ઉપર પગ મૂકીને વૈકુંઠમાં જવાનાં પગથિયાં તૈયાર કરી દીધાં છે. અહીં કાળનું કાંઇ ચાલતું નથી અને પરકીય દેહાશ્રિત આક્રમને સારૂ અવકાશ નથી. તુકારામ કહે છે કે હવે વૈકુંઠ જવાનું બહુજ સહેલું થઇ ગયું છે અને ત્યાં જઇને વિઠ્ઠલને મળવાનું તો રમત જેવું થઇ ગયું છે.

૨૭૯–કલ્પવૃક્ષ કદી પોતાની પાસે આવેલા યાચકને નિરાશ કરતું નથી. હે દેવ! તમે તો સૌમાં સર્વોત્તમ છો, પણ તમે તમારો ધર્મ ભૂલી ગયા છો. પારસમણિનો એવો ધર્મ છે કે લોઢાનો સ્પર્શ કરતાંને વારજ તેનું સોનું બનાવીજ દે. એ પારસમણિનો ધર્મ તમારીજ બક્ષિસ છે. તે તો પોતાના કર્તવ્યનું ભાન સદાય જાગૃત ને જાગૃતજ રાખે છે, પણ તમે તમારો ધર્મ ભૂલી જાઓ છો. તુકારામ કહે છે કે આ વાત મેં દેવની સમક્ષ મોટે અવાજે કહી હતી.

૨૮૦–પોતાના દેહરૂપી ઘરની અંદર દેવની પધરામણી કરાવવી એ ઉત્તમ છે. આનું તાત્પર્ય એ છે કે પ્રત્યેક કર્મમાં દેવનું સાંનિધ્ય અનુભવવું–સૂતાં, બેસતાં, હરતાંફરતાં, ખાતાંપીતાં–હરેક કામમાં દેવની સંગતિનો અનુભવ કરવો. એવું કરવાથી અંતઃકરણના સંકલ્પવિકલ્પાદિ ધર્મોનો હ્રાસ થઇ જશે અને

પુણ્યપાપનો પણ ક્ષય થઇ જશે. તુકારામ કહે છે કે સદાકાળ ગોવિંદની સાથેના યોગનો સુકાળ થઇ જશે.

૨૮૧–દેવ અને મનુષ્ય, એ બેની વચમાં એક સાહજિક અંતરપટ આવીને પડેલો છે. તે અંતરપટ એવા પ્રકારનો છે કે મનુષ્યોએ દેવની સાથે અબોલા લીધા છે. તેવીજ રીતે દેવે પણ મનુષ્યોની સાથે અબોલા લીધા છે. તેઓ છે કયાં તેનો પણ પૂરો પત્તો લાગતો નથી બેઉ જણ પોતપોતાને સ્થાને હોવા છતાં શૂન્ય જેવા દેખાય છે. તુકારામ કહે છે કે દેવ અને મનુષ્ય એ બેની વચમાં એવો ભેદજ કયો છે?

૨૮૨–આપણે આપણા ઘરમાં દેવનું પૂજન કરવા બેઠા હોઇએ અને એવે વખતે કોઇ સતમંડળી ત્યા આવી પહોચે તો દેવપૂજા પડતી મૂકીને પણ એ તોનુ સ્વાગત કરવુ જોઇએ, તેમને બેસવાને આસન આપવું જોઇએ અને તેમનુ યથાવિધિ પૂજન કરવું જોઇએ. આપણે જે દેવની પૂજા કરતા હોઇએ તે દેવ, શાલિગ્રામ હોય કે વિષ્ણુની મૂર્તિ હોય, ગમે તે હોય, અને આપણે આગણે આવેલા સત પુરુષ ગમે તે જાતિના હોય, તોપણ તે પૂજનીય છેજ. તુકારામ કહે છે કે એવે પ્રસગે દેવોની પૂજાના કરતા વૈષ્ણવમંડળીની પૂજા વધારે અગત્યની છે

૨૮૩–જે દેવના સાચા ભક્ત હોય અને જેણે દેવની સાચી સેવા કીધી હોય તેને કોઇ પણ જીવના તરફથી ભય રાખવાનું કારણજ શુ? એવો ભક્ત દેવની સાથે વાદમા ઊતરીને ઉત્તરોત્તર અધિક આનંદનો લહાવો લે છે. આપણે આપણા સાચા ધર્મનું અનુસરણ કરતા રહીને બીજાના મર્મસ્થળને સ્પર્શ કરે એવું કહીશું તો તે કદાચ તેથી મર્માહત થશે, તોપણ તે સહન કરી જશે તુકારામ કહે છે કે મારા મોઢામાથી જે વાણી નીકળે છે

તેનું વિઠ્ઠલની આગળ સન્માન થાય છે.

૨૮૪–દેવના યોગ વડે મારો જીવ તૃપ્ત થયો છે અને સંસાર મને કડવો ઝેર જેવો થઇ ગયો છે. હવે તો મને હરિહરના આનંદયુક્ત ચિંતનના ઓડકાર આવવા લાગ્યા છે. જેના શરીરમાં બીજાને વીંધી નાખવાનું બળ છે એવા દેવનું સેવન કર્યાથી જે તૃપ્તિ થાય છે તે તૃપ્તિ, તુકારામ કહે છે કે, કદી ક્ષીણ થતી નથી; અર્થાત જેને એવી તૃપ્તિ એક વાર થઇ ચૂકી છે તેને કદી કોઇ વાતની ભૂખ લાગવાની નથી.

૨૮૫–હરિનું નામ એ તો સારનો પણ સાર છે; અર્થાત્ જે હરિનામનું નિત્ય ચિંતન કરે છે, તેને શરણે આવીને યમદેવ તેનો દાસ થઇ રહે છે. નામ તો મધુરથી મધુર વસ્તુ છે, એવું જાણીને તમે તમારી વાણી વડે પુરુષોત્તમનું ચિંતન કરો. મહાદેવ પણ એજ નામનો જપ કરે છે. એજ નામ વડે વાલ્હા કોળી મોક્ષ પામી ગયો. તુકારામ કહે છે કે નામનો મહિમા આથી વધારે શું ગાઉં ? ખરેખર મારા વિઠોબાના ચરણુયુગલ મુક્તિને દેનારા છે.

૨૮૬–હું હરિના ગુણ ગાઉં તો છું, પણ એવે વખતે મનમાં જે પ્રકારનો ભાવ હોવો જોઇએ તેનો મારામાં અભાવ છે. હું તો એવું સમજીને કીર્તન કરૂં છું કે લોકો મારૂં કીર્તન સાંભળે અને મારી વાહવાહ કરે; પણ હે દેવ ! તમે તો પતિતપાવન છો. મને પાવન કરીને તમે તમારૂં વચન સત્ય સિદ્ધ કરો. મારા અંતઃકરણના ઉપર તમારી પવિત્ર શક્તિનો પ્રભાવ બતાવો. હું ઈશ્વરનો દાસ છું એવું હું મારે મોઢેથી કહું છું તો ખરો, પણ મારા ચિત્તમાં માયા, લોભ અને આશાતૃષ્ણાનો વાસો છે. તુકારામ કહે છે કે હું બહારથી જેવો ભક્તનો વેશ ધારણ કરૂં છું તેવો હું અંદરથી નથી. મારા અંતઃકરણમાં હજી ભાવભક્તિ લેશમાત્ર પણ નથી.

૨૮૭–જે માણસ પોતાની પાસે પૈસા હોવા છતાં પુણ્યદાન કરતો નથી અને સરકારી અદાલતોમાં દાવા લઢવામાં, સરકારી દંડ ભરવામાં મનમાન્યા પૈસા ખરચી નાખે છે, અને રોજ ઊઠીને સરકાર–દરબાર કરીને હજારો રૂપિયાની બરબાદી કરી નાખે છે; તેવાને જન્મ આપતી વખતે તેની મા પ્રસૂતિવેદનાથી મરીજ કેમ ન ગઇ કે જેથી આવા દુષ્ટનો જન્મજ ન થવા પામત? જેમને હરિકથા સાંભળતી વખતે આંખમાં ઝોકાં આવે છે અને જેમ પાળેલો કૂતરો આખી રાત જાગીને પોતાના માલિકનું ઘર સાચવે છે તે પ્રમાણે જે સ્ત્રીની સાથે મૈથુનાદિમાં આખી રાત જાગે છે અથવા તો જેમને પોતાની સ્ત્રીની સાથે રતિક્રિયા કરતાં લજ્જા આવે છે અને ઘરની નોકરડીની ખાટલી ઉપર આનંદ-પૂર્વક પડી રહે છે; તુકારામ કહે છે કે તેવા નર નીચ ચંડાળના કરતા પણ વધારે નીચ છે.

૨૮૮–જે પોતાને મોઢેથી બ્રહ્મજ્ઞાન પારવિનાનું બોલ્યા કરે છે, પણ મનમાં ધન અને માનની તૃષ્ણાને પોષણ આપે છે, તેવાની સેવા કરવાથી જીવને શી રીતે સુખશાંત મળવાનાં હતાં? પોતાના પેટ ભરવાને માટે સંતનો વેશ લેનારા તો આ કલિકાળમાં પુષ્કળ વધી પડયા છે. ખરેખરા સંત તો વિરલજ છે. તુકારામ કહે છે કે એવાને હું સાષ્ટાંગ નમસ્કાર કરું છું.

૨૮૯–માથું મૂંડાવીને પ્રાયશ્ચિત્ત કરવા કરતાં ચિત્તની અંદર નાના પ્રકારની વિષયવાસનારૂપી જે જટા ઊગી છે, તેને એક-વારની સામટી મૂંડાવી નાખીને મેં મારું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે. દેહાત્મભાવ એજ ખરેખરો દોષ છે. તેને મેં તદ્દન નિર્મૂળ કરી દીધો છે. વિષય અને વિષયી એ બેઉનો પુનઃ પુનઃ ઉદ્ભવ શાથી થાય છે, તેના વિષે વિચાર કરીને અનુતાપરૂપી જળમાં મેં સ્નાન

કર્યું છે. ત્યારપછી યજ્ઞસિદ્ધિ કરવાને વાસ્તે આત્મરૂપી અગ્નિની અંદર દેહરૂપી હુતદ્રવ્યને હોમીને હવન પણ મેં કરી નાખ્યો છે. જે જે કારણોને લીધે જીવ અને શિવનો ભેદ પેદા થયો હતો તે તે કારણોનો નાશ કરીને અને અજ્ઞાનનો ક્ષય કરીને જીવ અને શિવનું તાત્ત્વિક સ્વરૂપ જે બ્રહ્મચૈતન્ય છે, તેની સાથે હું તદ્રૂપ બની ગયો છું એમ તુકારામ કહે છે.

૨૯૦–ત્રણ લોકનું રક્ષણ કરતાં જે દેવને કદી થાક લાગતો નથી તેમને અમારૂં રક્ષણ કરવામાં શો મોટો ભાર પડી જવાનો હતો ? પથ્થરનાં પડની નીચે વસનારાં દેડકાંના મોઢામાં કોણ આહાર દઇ આવતું હશે ? નાના પ્રકારનાં પક્ષીઓ તથા અજગર વગેરે પ્રાણીઓ, જેઓ પોતાના ખાદ્ય પદાર્થોનો જરા પણ સંચય કરતાં નથી તેમનું પણ દેવ રક્ષણ અને પાલન કરે છેજ. તુકારામ કહે છે કે મેં તો મારો તમામ ભાર તેમના ઉપર છોડી દીધો છે. દયાના સમુદ્રસમાન મારા દેવ મારી કદાપિ ઉપેક્ષા કરનાર નથી.

૨૯૧-હે દેવ ! તમારા નામનું કીર્તન કરવાથી દોષમાત્રનો નાશ થઈ જાય છે, એવું ભાગવતાદિ ગ્રંથોમાં તમે તમારે સ્વમુખેજ કહ્યું છે; ત્યારે હવે તમે તમારી પ્રતિજ્ઞાનો ભંગ કેમ થવા દો છો ? તમને પાપનો ભય લાગે છે અને અમને પુનઃ પુનઃ જન્મ ધારણ કરવાનો ભય લાગે છે. તુકારામ કહે છે કે હે દેવ ! તમારી સેવા કાળેકાળનો પરાજય કરે છે.

૨૯૨–હે નારાયણ ! તમે મારા દુઃખનો તથા સંતાપનો ક્ષય કરો. તમે મારા મનમાંજ તમારો વાસો કરીને ત્યાંજ રહી જાઓ; અને એવું કરી દો કે જેથી કરીને મારી તમામ વૃત્તિઓ સદાકાળ તમારા ચરણોમાંજ સ્થિર થઇને રહે. મારા મનના લાડકોડને તમે પૂર્ણ કરો; અર્થાત્ હમણાં જે કાંઇ વાનાં તમારી પાસે

માગ્યાં તે તે વાનાંનું મને દાન કરો. તુકારામ કહે છે કે તમે તો દીન જનોનાં દુઃખનો ક્ષય કરનારા છો.

૨૯૩-હે દેવ! હું તો રાંકનો રાંક અને દીનનો પણ અતિદીન છું. મારામાં જે અભિમાનનો અંશ છે તે અભિમાન તમારા સંબંધને લઇને છે, એટલા માટે એ અભિમાન મારૂં નહિ પણ તમારૂં છે. હું તમારે શરણે આવ્યો છું. હે કૃપાળુ! દીન જનોના સ્વામી એવું તમારૂં એક નામ કહેવાય છે. તે નામને ખાતર તમે મારૂં રક્ષણ કરો. તુકારામ કહે છે કે તમે અમને તરછોડી કાઢો તે તમારા ગુણ જોતાં સારૂં ન કહેવાય.

૨૯૪-મને અન્નની ભૂખ લાગે છે એટલા વાસ્તે હું અન્નનું સેવન કરૂં છું, એમ નહિ તો સર્વસાક્ષી જનાર્દનના માનની ખાતર હું તેમ કરૂં છું. મેં તો શુદ્ધ અને અશુદ્ધ એ બેઉ પ્રસંગોમાં એકલા દેવનેજ સાક્ષી કરી રાખ્યા છે. ખાતી વેળા પોતાનાં બાળકોને ખવડાવી-પિવડાવીને તૃપ્ત કરે તેજ પિતા. જ્યાં સારાં નઠારાં તમામ કર્મો પૈકી કશું અવશિષ્ટ રહેવા પામ્યુજ નથી, બધાંજ કર્મ બળીને ખાક થઇ ગયા છે, એવું જે શ્રેષ્ઠ આત્મપદ તે મારે સારૂ બાકી રહેવા પામ્યું છે અને ત્યાંજ મેં અવસ્થિતિ કરી છે, એવું તુકારામ કહે છે.

૨૯૫-કોઇ સંત પુરુષ પાણી માગે તો તેને એક ચાંગળું પાણી પણ આપે નહિ અને પોતાની રખાતને નહાવા સારૂ પાણીનો દેગડો જઇને મૂકી આવે; સંતોને દેખીને મારો પાઠપૂજા કરવાનો વખત થયો છે, મને હમણાં ફુરસદ નથી એવો જવાબ દે અને રખાતનાં છોકરાંને બચીઓ કરવા બેસે; સંતોને જોઇને આડો રસ્તો પકડે અને રખાતનાં લૂગડાં શ્રદ્ધાપૂર્વક ધોઇ લાવે, એવા માણસના મોઢા ઉપર તુકારામ કહે છે કે થૂંકવું જોઇએ; એવા

લોકોને પોતાની કરણીની સજા ભોગવવા સારૂ યમપુરી જવું પડશે.

૨૯૬–જે ઠેકાણે કથા કરનારાઓનાં મનમાં આશાતૃષ્ણા હોય છે ત્યાં આગળ કથા સાંભળનારાઓનાં મનમાં હમેશાં એવો ભય રહ્યાજ કરે છે કે કથા કહેનાર પુરાણી કે વ્યાસજી મારી પાસે કાંઇ ને કાંઈ માગ્યા વિના નહિ રહે. કથા કહેનાર પણ પોતે કયા સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા બેઠો છે, તેના ઉપર તેનું લક્ષ નથી હોતું; પણ તે કાંઈ બોલે છે તે એવા ઇરાદાપૂર્વક બોલે છે કે સાંભળનારાઓની પાસેથી તેને દ્રવ્યની પ્રાપ્તિ થાય—કથા કહેનારા લાલચુ અને કથા સાંભળનારા કંજુસ. ઉપર કહ્યા તેવા કથા કરનારાઓની વૃત્તિ બિલાડાં જેવી હોય છે. બિલાડાં જેમ ઘેર ઘેર ભટકી ભટકીને પોતાનાં પેટ ભરે છે, તેમ આવા કથાકારો પણ પેટને માટે ઘેર ઘેર અથડાતા ફરે છે. તેમનું ભજન-સાધન વ્યર્થ જાય છે. શ્રોતા અને વક્તા બેઉનાં મન લોભ વડે દૂષિત થએલાં હોવાથી બેઉમાંથી કોઇને કશુંજ ફળ મળતું નથી. એક બહેરો અને બીજો મૂંગો, બે જણ ભેગા થઇને કશુંજ કાર્ય કરી શકતા નથી; તેવીજ સ્થિતિ ઉપર કહ્યા તેવા શ્રોતા-વક્તાની પણ થાય છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી ખળામાંનું અનાજ પાલી વડે ભરી ભરીને પૂરેપૂરૂં મપાયું ન હોય ત્યાંસુધી મપારાનું માપ અને ખળામાંનું અનાજ બેઉ નકામાં.

૨૯૭–હે પાંડુરંગ! તું તો ઉદાર બુદ્ધિવાળાઓનો પણ શિરતાજ છે. હે વિઠ્ઠલ! તું અખિલ જગતનું જીવન છે. હે પાંડુરંગ! તું ઉદારતાની મૂર્તિ છે. તારી પાસે અણિમાદિ તમામ સિદ્ધિઓ રહેલી છે. હે પાંડુરંગ! તારૂં નામ અત્યંત મધુર છે. તું ભક્તોની ઇચ્છાને પૂર્ણ કરે છે. તારૂં મુખ સુશોભિત અને ઉત્તમ છે. હે પાંડુરંગ! તારા ધ્યાનની મને લગન લાગી છે. હે પાંડુરંગ!

તારૂં નામ મારી જીભને મીઠું મીઠું લાગે છે. તુકારામ કહે છે કે તારા સમાગમને સારૂ હું ટળવળી ગરૂં છું, માટે તું ઝટ ઝટ ચાલ્યો આવ.

૨૯૮–હું મારા જીવભાવને લીધે જન્મમૃત્યુરૂપી સંસારની અંદર ગૂંચવાઈ પડયો હતો, પણ મારા સ્વપરાક્રમ વડે તેમાંથી છૂટો થઇ ગયો છું. જેમ દહીને વલોવીને એક વાર છાશ અને માખણ છૂટાં પાડીએ અને ત્યારપછી ભલેને માખણનો ગોળો ફરીથી છાશમાં ડુબાડી રાખીએ, તોપણ તે કદી છાશની સાથે મળી જતો નથી, તેવી રીતે હું પણ હવે સંસારની અંદર રહ્યો છતાં સંસારમાં લિપ્ત થનાર નથી. એક વસ્તુનું મંથન કરીને તેના ભિન્ન ભિન્ન ગુણો ઉપરથી આ સાર અને પેલું અસાર એવાં જુદાં નામ પડે છે તુકારામ કહે છે કે મોતી છીપની અંદર પેદા થાય છે, પણ એક વાર જ્યાં તેને છીપથી અળગું કર્યું એટલે પછી છીપ તેનું જન્મસ્થાન હોવા છતાં તે ફરી છીપની સાથે પહેલાંની જેમ ચોંટી રહેતું નથી.

૨૯૯–હે દેવ! તું અતિશય રૂડો છે, આવું ત્રણ ત્રણ વાર કહું છું. મને તું મારા પોતાના જીવના કરતાં પણ વધારે પ્રિય લાગે છે, તારૂં મુખ જોતાંજ મારી આંખોને પાર વિનાની ટાઢક વળી જાય છે, તારા ગુણની કથા સાંભળતાંજ કાનને પરમ તૃપ્તિ થઇ જાય છે, તારાં સર્વ લક્ષણોનું વર્ણન કરવાનો આરંભ કરતાંજ મારાં અંગેઅંગમાંથી ત્રિવિધ તાપ એવા શાંત થઇ જાય છે કે કયાં ગયા તેનો પત્તો લાગતો નથી. તારા અનુપમ સ્વરૂપનો અનુભવ થવાથી મનની ઉન્મની અવસ્થા થઇ જાયછે. તુકારામ કહે છે કે હે દેવ! તારા મહિમાની અમે ધારણા પણ નથી કરી શકતા.

૩૦૦–જે પોતાનાં સાળા–સાળીઓને ભાવતાં ભોજન જમાડે

છે અને સાધુસંતોને સારૂ જાડો કડાનો ભાત રંધાવે છે; જે ગાયને સોટીનો માર મારે છે અને ઘોડાને ખરેરો કરવામાં જેને મજા આવે છે; જે બ્રાહ્મણને સોપારીનો કટકો પણ આપતો નથી અને વેશ્યાને પાનનાં બીડાં આરોગાવે છે અને તે રાંડને ફુલના હાર-ગજરા પહેરાવે છે; તુકારામ કહે છે કે એવા માણસના મોઢા ઉપર થૂંકવું જોઇએ. એવા લોકોને પોતાની કરણીનાં ફળ ભોગવવા સારૂ યમપુરીમાં જવું પડે છે.

૩૦૧-જે આત્યંતિક સુખના સર્વોત્કૃષ્ટ સારરૂપ છે એવા ભગવાન તો વૈષ્ણવોને આંગણેજ ઊભા રહે છે. વિષ્ણુના ભક્તનું આંગણું એ તો સાક્ષાત્ તુલસી-વૃન્દાવનજ છે. તેના ઘરનું આંગણું વાળીઝાડીને આરસી જેવું ચોખ્ખુંચટ કરી રાખેલું છે. જ્યાં કચરો કે મેલાનું નામનિશાન જોવામાં આવતું નથી, નાના પ્રકારની રંગબેરંગી અને ભાતભાતની કલ્પનાવાળી રંગોળીઓથી આંગણું શોભાયમાન બની ગયું છે. આવી શોભાને નિહાળીને દેવ પણ ત્યાં આવીને આનંદોલ્લાસપૂર્વક નૃત્ય કરે છે. આવા વિષ્ણુભક્તો નિત્ય ગળામાં તુલસીની કંઠી પહેરીને અને શરીરે દ્વાદશ તિલક તથા મુદ્રાઓ ધારણ કરીને પોતાના શરીરને સુશોભિત કરે છે. અમૃતના સારરૂપ જે હરિનામ તેની ઘોષણા તેમના મુખમાંથી નિત્યપ્રતિ થયાજ કરે છે. ભગવાનના ચરણયુગલની સાથે જે રજઃકણ સંસર્ગમાં આવ્યાં હોય તે પવિત્ર ધૂળની કણિકાઓને મસ્તક ઉપર ધારણ કરવાથી તેમનો શિરોદેશ પવિત્ર થયેલો છે. તુકારામ કહે છે કે આવા ભક્તોને મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા હોતી નથી, પણ મોક્ષને તેમની પ્રાપ્તિની ઇચ્છા થાય છે.

૩૦૨-અરે! કોટિ કોટિ તીર્થોનાં દર્શન તો કર્યાં, પણ જેણે પંઢરપુરનાં દર્શન નથી કર્યાં તેની તીર્થયાત્રા ઉપર આગ પડો;

કારણકે તેમણે ઇંટના ઉપર એકમરખા પગ રાખીને ઊભેલા પાંડુરંગનું દર્શન તો કર્યું જ નથી. કોઇએ પુષ્કળ યોગ સાધ્યો હોય અને મોટા મોટા યજ્ઞો કર્યાં હોય પણ જ્યાંસુધી પાંડુરંગના સમચરણની ઝાંખી કરી નથી ત્યાંસુધી બધુંય ફોકટ. તુકારામ કહે છે કે એકલા પાંડુરંગનાં દર્શન કરવાથી અનંત તીર્થની યાત્રા કર્યાનું શ્રેય પ્રાપ્ત થાય છે.

૩૦૩–હે દેવ! હું તમને જાણી જોઇને કષ્ટ આપું એવું એક પણ કારણ મારી નજરે દેખાતું નથી. આજે મારો જીવ જાત નહિ અને હાનિ પણ થાત નહિ એવું સહજરીતે મને સમજાઇ ગયું છે. ખરેખર વિચાર કરવા જઇએ તો કોઇ પણ બાબતની ચિન્તા કરવાનું કાંઇ પ્રયોજનજ નથી. હું ઉપવાસ કરીને મરત નહિ અથવા મારે ગાય-ભેંસ વગેરે છે એવું મને અભિમાન ઉત્પન્ન થાત નહિ. મારા મનનો ભાવ સાચો છે કે પછી હું મિથ્યા લખાડી છું તે તો તમે જાણી ગયા છોજ. તુકારામ કહે છે કે સર્વ મનુષ્યો નાશવંત વસ્તુઓના લોભને વશ થઇને તારા ચરણનું સુખ ખોઇ બેસે છે.

૩૦૪–માછીમાર લોઢાના ગલની સાથે કશી ખાવાની વસ્તુ વળગાડીને તેને પાણીમાં નાખે છે. તે ખાદ્ય પદાર્થની લાલચને વશ થઇને માછલી પેલા ગલને ગળી જાય છે પણ ગળી જતાની સાથે લોઢાનો આંકડો તેના તાળવામા ભોકાઇ જાય છે અને તેથી તેનું તાળવું ફાટી જાય છે; પણ આ ઘડીએ જ્યારે તે તરફડી તરફડીને પોતાનો પ્રાણ છોડે છે ત્યારે તે ભગવાનને યાદ કરે છે. તુકારામ કહે છે કે મરતી વખતે પણ જેઓ દેવનું નામ લે છે તેઓ તેના પ્રભાવ વડે અપાર સુખના ભોક્તા થાય છે.

૩૦૫–હે દેવ! તમારા ઉપર જેઓ પ્રેમ રાખતા હોય તેમનાં

મને દર્શન કરાવ. તેમની જાત કેવી શુદ્ધ હોય છે? તેમનો ભાવ પણ કેવો પવિત્ર હોય છે? તેમના હાથ, પગ અને મન, તેમનો સ્વતંત્ર વ્યાપાર કરવો ભૂલી ગયાં છે. તેમની તમામ ઇન્દ્રિયોની વૃત્તિઓ તેમની આંખોમાં સ્થિર થઇ ગઇ છે અને તે આંખો તમારામાં તન્મય બની ગઇ છે. તુકારામ કહે છે કે હે દેવ! તમારી આગળ ઊભો ઊભો હું માત્ર આટલીજ ઇચ્છા પ્રકટ કરું છું કે મને આવા સંતોનું દર્શન પ્રાપ્ત થાઓ.

૩૦૬–શરીરની છાયા જેમ શરીરની સાથે ને સાથેજ રહે છે તેમ બ્રહ્મની છાયારૂપિણી માયા, જે આખા વિશ્વમાં વ્યાપી રહેલી છે, તેને લીધે સત્યસ્વરૂપ બ્રહ્મને આપણી આંખો જોઇ શકતી નથી. એ માયાની (વિક્ષેપકારિણી) શક્તિને લીધે જગતનું વાસ્તવિક સ્વરૂપ સુદ્ધાં જોઇ શકાતું નથી અને મિથ્યા જેવી અવિદ્યાનો મહાન વિસ્તાર આપણી આંખોની સામે આવીને ઊભો રહે છે. આપણું પોતાનું મનજ આપણને આ સંસારની સાથે બાંધી રાખે છે. તુકારામ કહે છે કે હે દેવ! તું મને આ મિથ્યા માયાની ગૂંચવણમાંથી છોડાવ.

૩૦૭–પોતાના પેટમાં પેદા થનાર વ્યાધિને કોઇ સગાંવહાલાંમાં ગણે છે? માત્ર પેટમાં પેદા થવાથી સગપણ સધાતું નથી; અથવા વ્યાધિ પણ પોતાની માતાને પેટ જન્મ લેનાર બાળકો છે એમ સમજીને કોઈ વ્યાધિને પોતાના સ્વજનમાં ગણી લે છે? નહિજ. જંગલમાં અનેક પ્રકારની વનસ્પતિ પેદા થાય છે પણ તેથી શું તે નિષ્ફળ કહેવાય છે? તુકારામ કહે છે કે શરીરના સંબંધને લીધે સૌ એકબીજાનાં સ્વજનજ છે.

૩૦૮–મારા શબ્દો માત્ર એકજ અર્થને સૂચવનારા અથવા એકજ ભાવને પ્રકટ કરનારા એકદેશીય નથી. મારી વૈખરી વાણી

વિશ્વંભરના સામિપ્ય સુધી વ્યાપી ગઈ છે, આથી કરીને મારી વૈખરી વાણીદ્વારા હું જે કાંઇ બોલું છું તે બધું વિશ્વંભરનુંજ પ્રેરેલું છે. જેણે પોતાના ભાથામાં તીર ખોસી રાખ્યું છે તે તેને ધનુષ્યના ઉપર ચઢાવીને જે દિશા ભણી તેને ફેંકશે તે દિશા તરફ તે તીર ચાલ્યું જશેજ. તુકારામ કહે છે કે હું જે કાંઇ બોલું છું તે હું પોતે બોલતો નથી પણ, દેવ પોતે મારા મોઢામાં તેમની પોતાની ઇચ્છા મુજબ શબ્દો મૂકે છે; અને તેવા દરેક શબ્દની ઉપર તે પોતાની મહોર લગાવીને મારા મોઢામાં મૂકે છે.

૩૦૯–હરિના ગુણાનુવાદ ગાવાના રંગમાં અદ્ભુત શક્તિ છે, અથવા હરિના ગુણાનુવાદના રંગમાં ગાવા તેમજ નાચવા માટે શરીરમાં અદ્ભુત શક્તિ હોય છે. હે દેવ! આ આપની અમોને બક્ષિસ છે, તેથી આપે અમારી પાસેથી હરહમેશ આવા પ્રકારની સેવા સ્વીકારવી; જે સેવામાં શરીરમાં હરિના પ્રેમ વિષે રંગ હોય છે તે ઓછો ન થતાં ઊલટો વધ્યેજ જાય. તુકારામ કહે છે કે હરિનું ચિંતન કરનારી વાણી પરમ અમૃતની ખાણ છે.

૩૧૦–અનાજ માપવાની પાલી કહેશે કે હું અનાજ માપું છું; પણ અનાજ માપનારો તો મપારો છે. તેને અનાજ માપવું હોય ત્યારે પાલીને કામમાં લે છે અને ન માપવું હોય ત્યારે પાલીને નકામી વસ્તુની માફક દુકાનના એકાદા ખૂણામાં પડી રહેવા દે છે. હે દેવ! મને અભિમાનમાંથી સદાય મુક્ત રાખજે. હરકોઇ દેશમાં તે તે દેશના રાજાના સિક્કા ચાલે છે. ગમે તેવા ક્ષુદ્ર માણસના હાથમાં રાજાનો સિક્કો હોય તો તે બજારમાં ચાલી શકે છે. તુકારામ કહે છે કે જેના હાથમાં સત્તાની લગામ છે તેજ એક મોટો છે.

૩૧૧–દેશદેશાંતરમાં કોણ ઉપદેશ કરવા ગયું હતું? હું તો

એકજ જગ્યાએ બેઠો બેઠો જેવો ઉપદેશ મારાથી દઈ શકાય તેવો દઉં છું; પણ મારા પિતા સર્વ સમર્થ વિઠ્ઠલદેવ છે, તેમની સત્તા વડે મારો ઉપદેશ વારકરીઓની મારફતે દેશવિદેશમાં ફેલાઇ ગયો છે–અર્થાત્ એક જગ્યાએ આપેલો મારો ઉપદેશ તમામ દેશના લોકો સુધી પહોંચી ગયો છે. હું જે ઉપદેશ આપી શકયો છું તે પણ મારી પોતાની સત્તા વડે નહિ, પણ એક દેવની સત્તા વડેજ આપી શકયો છું; કારણકે સૌની અંદર બોલવાની શક્તિ છે તે તેનીજ છે. તુકારામ કહે છે કે મારો આવો નિશ્ચય થઇ જવાથી મારો ભય ટળી ગયો છે.

૩૧૨–સર્વના ચરણમાં મારૂં મસ્તક નમાવીને હું વિનતિ કરૂં છું કે હે શ્રોતાઓ! હે વક્તાઓ! હે ઉપસ્થિત સજ્જનો! હું જે કાંઇ કહું તેની સારી રીતે પરીક્ષા કરીને જે તમને ઉત્તમ લાગે તેટલીજ વાત તમારે છેડે બાંધી લેજો. મેં તો તમારી આગળ પરમાર્થનો ભંડારજ ખુલ્લો મૂકી દીધો છે તેમાંનો બધોજ માલ ધણીનો (દેવનો) છે. મારૂં તેમાંનું કાંઇજ નથી. હું તો ફક્ત તેના ભારને વહેનાર વૈતરો છું. તુકારામ કહે છે કે નામ-ચિંતનરૂપી માલ કસોટીએ ચઢીને ખરો નીવડેલો છે, તેથી કરીને તેનો પ્રચાર દેશેદેશમાં થવા લાગ્યો છે. તેની કિંમત પણ સૌને પરવડે એવી સસ્તી છે તેથી કરીને સૌ ભગવાનના નામનું ચિંતન કરતા થઈ ગયા છે.

૩૧૩–વિશ્વંભરનો વિચાર કરનારા અને તેની શોધખોળ કરનારાઓ પૈકી કેટલા તેનો પાર પામ્યા છે? વિશ્વંભર તો અણુની રેણુ જેવા સૂક્ષ્મ છે અને વળી તેમના સ્થૂલપણાની પણ સીમાજ નથી; એટલા માટે શ્રુતિ તેમને વિષે 'नेति नेति' એવા વચનનો પ્રયોગ કરે છે. અનંત બ્રહ્માંડો જેના ઉદરમાં સમાઇ જાય છે

એવડું વિસ્તીર્ણ આકાશ તે પણ ઉમરડાના ફળમાં રહેતા નાનકડા જીવડાની માફક ભગવાનના સ્વરૂપની અંદર એવું સમાઇ જાય છે કે તેનો પત્તોજ લાગતો નથી. પહેલાં તો ઉમરડાના ઝાડના ઉપર કેટલાં પારવિનાનાં ફળ લાગે છે અને એક એક ફળમાં પારવિનાના કીડા હોય છે! એજ પ્રમાણે અનંત ભગવાનના ઉદરમાં અનેકાનેક સૃષ્ટિઓ સમાઇ જાય છે. એવા અનેક બ્રહ્માંડોના સમુદાયને શ્રીકૃષ્ણે, અર્જુનને પોતાના મુખની અંદર બતાવ્યો પણ હતો. તુકારામ કહે છે કે ગમે તેમ કરીને તમે સંતોનો છેડો ઝાલો; અર્થાત્ તેમને શરણ જઇને તેમની સંગતિમાં રહો. એવું ન કરતાં જો તમે તમારી આપઅક્કલથી ભગવત્સ્વરૂપને ગ્રહણ કરવાની ચેષ્ટા કરવા જશો તો તમારો જીવ બચી શકવાનો નથી, અર્થાત્ તમારો વિનાશ થશે. (આમાંથી બીજો અર્થ એવો પણ નીકળે છે કે જો તમે સંતોનું શરણ લઇને તેમણે બતાવેલા માર્ગે ભગવત્સ્વરૂપને જાણવાની ચેષ્ટા કરશો તો પણ તમારો જીવ બચી શકવાનો નથી; અર્થાત્ તમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થશે એટલે તમારો જીવભાવ પણ ટળી જશે.)

૩૧૪–હે દેવ! હું જે જે કર્મ કરૂં છું તે બધાંય તારી સેવાને અર્થેજ કરૂં છું, અર્થાત્ તે બધાંય કર્મ તને સમર્પિત થાય છે; કારણકે હે સર્વાત્મન્! (સર્વના અંતર્યામિન્) હે નારાયણ! તારામાં અને મારામાં કશો ભેદ તો છેજ નહિ; કારણકે હું તારા સિવાય બીજા કોઇને જાણતો પણ નથી. એ બાબત મનનો સાક્ષી મનજ છે. તુકારામ કહે છે કે હે જગન્નાથ! મેં હમણાં જે કાંઇ કહ્યું તે લગારે ખોટું નથી.

૩૧૫–હે દેવ! તારી સ્તુતિ કરવાનો હું આરંભ તો કરૂં છું, પણ હું વેદોક્ત સ્તુતિપાઠ જાણતો નથી. મેં તે દીઠા પણ નથી.

આથી કરીને મારા જેવો તારી સ્તુતિ કરવા બેસે એ કેવું અયોગ્ય છે? પણ હું શું કરૂં? મારી વાણીને તારી સ્તુતિના સ્વાદનો એવો ચટાકો લાગી ગયો છે કે હવે તેને એ સ્વાદનું ફરી ફરીને સેવન કરવાનું મનજ થયા કરે છે. તારા સ્વરૂપનું સાંગોપાંગ વર્ણન કરવા જતાં મારી મર્યાદિત બુદ્ધિ પોતાના અમર્યાદિત વિષયને શી રીતે પહોંચી શકશે? આપના સ્વરૂપના એક રોમની ઉપર હજારો બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે અને લય પામી જાય છે! તુકારામ કહે છે કે હે દેવ! તું અમુક એક પ્રકારનોજ છે એવો નિર્ણય આજ દિન સુધીમાં કોઇની વાણી કરી શકીજ નથી.

૩૧૬–હે દેવ! તારૂં વર્ણન કરવા માટે તારા પોતાના સિવાય ત્રિભુવનમાં બીજો કોઇ સમર્થ નથી. પોતાનાં હજારો મુખ વડે તારી સ્તુતિ કરવા જતાં આખરે શેષનાગ પણ હારી બેઠો અને તેનાં ધડ તથા જિહવા ફાટી ગયાં. હે સચ્ચિદાનંદરૂપ નારાયણ! તું આંખે ન દેખાય એવો, વિચારની મર્યાદામાં પણ ન સમાય એવો અમર્યાદ અને અનંત છે. તારી સત્તાનો કહીં છેડો છેજ નહિ. તું સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી રહિત છે. જેનો જે પ્રકારનો તારા પ્રત્યે ભાવ હોય, તેવું રૂપ તું તારી પોતાની ઇચ્છાશક્તિ વડે ધારણ કરીને તું સાકાર બની જાય છે. તુકારામ કહે છે કે હે નારાયણ! તું પોતેજ અમને તારૂં રૂપ બતાવે ત્યારેજ અમે તેને જોઇ શકીએ છીએ.

૩૧૭–હરિભજનના આનંદનું મહાપૂર આવ્યું છે અને તેમાં હરિવિષયક પ્રેમનાં મહામોજાં ઊછળી રહ્યા છે. વિઠ્ઠલના નામનો તરાપો બાંધીને તમે સંસારસાગરને પેલે કિનારે ચાલ્યા જાઓ. હે મારા ભાઇઓ! વચમાં કોઇ કોઇ જગ્યાએ પાણી બહુજ ઊંડું છે, પણ તમે મારી જોડે જોડે ચાલ્યા આવો અને ભવ-

સિંધુને તરી જાઓ; કારણ, હરિનામાનંદરૂપી પુષ્કળ જળરાશિ તમને હમેશાં પ્રાપ્ત થનાર નથી; અર્થાત્ મનુષ્યજન્મ સિવાય બીજા કોઇ પણ જન્મમાં તમને આ આનંદ મળનાર નથી. તુકારામ કહે છે કે તમારાં જન્મ-જન્માન્તરનાં પુણ્યના પ્રભાવે તમને મનુષ્યજન્મ મળ્યો છે અને ભક્તિમાર્ગરૂપી અનુકૂળ જળપ્રવાહ આવી મળ્યો છે.

૩૧૮-જ્યારથી મેં મારૂં ચિત્ત પાંડુરંગના સ્વરૂપમાં પરોવી દીધું ત્યારથી તે પાંડુરંગના સિવાય બીજા તમામ પદાર્થોમાંથી ખસીજ ગયું છે. મારા મનમાં પાંડુરંગ રમી રહ્યા છે. મારા ધ્યાનમાં પાંડુરંગ છે. જાગતાં અને ઊંઘતાં પણ મને એકસરખી પાંડુરંગની લગન લાગી ગઇ છે. મારી તમામ ઇન્દ્રિયોને પાંડુરંગના પ્રતિ દોડી જવાની ટેવ પડી ગઇ છે. મારી કોઇ પણ ઇન્દ્રિયને એક પાંડુરંગ સિવાય બીજા કોઇ પણ વિષયને માટે આકર્ષણ રહ્યું નથી અને તે બીજા કોઈ પણ પદાર્થને પોતાનો વિષય બનાવતી નથી. તુકારામ કહે છે કે ઇંટના ઉપર ઊભા રહેલા શાંતસ્વરૂપ પાંડુરંગનુ મારી આંખોએ મને પાકું ઓળખાણ કરાવી દીધું છે.

૩૧૯-હે દેવ ! તારી અનન્ય સેવા કરવાને સારૂ હું કયા ઉપાય વડે અધિકારી થાઉં, તેનીજ મને સમજ પડતી નથી. પુરાણોમાં સમજાવેલી બાબતોનો અર્થ જ્યારથી મારી સમજમાં આવી ગયો છે ત્યારથી તો હું ભારે ફિકરમા પડી ગયો છું અને મારા જીવને ભારે મૂંઝવણ થવા માંડી છે; કારણકે હું મારી ઇન્દ્રિયોને વશ છું અને ઇન્દ્રિયોના મોહ વડે મારૂં ચિત્ત રંગાઇ ગયુ છે. કોઇ પણ એક ઇન્દ્રિયનો નિગ્રહ કરવા જેટલુ પણ જ્યારે મારામાં બળ નથી ત્યારે આખા ઇન્દ્રિયસમુદાયને વશ

કરવાની તો આશાજ શી ? તુકારામ કહે છે કે હે દેવ ! આવી સ્થિતિમાં તમે મારો ત્યાગ કર્યો તો તો મારે એમજ સમજી લેવું કે મારો આ જન્મ વ્યર્થજ ગયો.

૩૨૦-યોગી પોતાની વૃત્તિઓને સ્થિર કરીને ધ્યાનસ્થ દશામાં જ્યાં કશાનો ભાસ પણ નથી હોતો એવા અભાસતત્ત્વનુ દર્શન કરે છે; પણ તે સ્વરૂપ તો અમારાં ચર્મચક્ષુની સામે આવીને ઊભું રહે છે. તે સ્વરૂપ કયુ ? જે પોતાના બેઉ હાથ કેડ ઉપર રાખીને ઊભા છે, જેના શરીરમાંથી નીકળતું તેજ અને જેની અંગકાન્તિ શ્યામ છે, જે સૌનાં અંતઃકરણોમાં નિર્લેપ ભાવે અવસ્થિત છે, જેના સ્વરૂપને નામરૂપાદિક ચિહ્નો નથી, જે સ્વરૂપનુ શિવ પોતાના અંતરમાં ધ્યાન ધરે છે, જે સ્વરૂપનો અંત નથી, સીમા નથી, જેને રૂપ નથી, રંગ નથી, જેને કુળ નથી, જાતિ નથી, હાથ નથી, પગ નથી, મસ્તક નથી; તુકારામ કહે છે કે જે સ્વરૂપ ચેતનધર્મરહિત કેવળ ચિન્માત્ર હોઈ ભક્તિના સુખને અર્થે પોતાના કૌતુક વડે કરીને સચેત-સાકારરૂપે પ્રકટ થયેલ છે.

૩૨૧-હે દેવ ! તારું ધ્યાન કેવી રીતે કરવું અને તારું દર્શન કરવાને કેવી રીતે યોગ્ય થાઉં, તેનો મર્મ તું મને અણધડીજ બતાવી દે. મારે તારી ભક્તિ અને સેવા કેવી રીતે કરવાં તેનું રહસ્ય મને સમજાવી દે. હે દેવ ! વળી કેવા પ્રકારના ભાવ વડે તું અમારી દૃષ્ટિએ પડે છે, તે પણ મને કહી દે. તારી કીર્તિનું મારે કેવી રીતે વર્ણન કરવું જોઈએ, તને મારા લક્ષની અંદર કેવી રીતે લાવવો, તું કોણ અને કેવો છે તેનું જ્ઞાન મને કેવી રીતે થાય ? કયા શબ્દો વડે મારે તારા ગુણ ગાવા અને કયી વિધિ વડે મારે તારું ચિત્તમાં ધ્યાન કરવું ? તારી સ્થિતિ કેવા પ્રકારની છે ? આ બધી બાબતો મારી બુદ્ધિ ગ્રહણ કરી શકે

એવી રીતે તું મને સમજાવી દે. તુકારામ કહે છે કે હે દેવ! જે હેતુથી તેં અમને તારા સેવક બનાવ્યા તે હેતુની સિદ્ધિ થાય એવો અનુભવ તું મને આપ.

૩૨૨-વેદરૂપી જંગલની અંદર તમે હરિને ખોળવાનો દોકટ પરિશ્રમ કરતા નહિ. તમારે હરિને જોવા હોય તો ગોકુળના કોઇ પણ ગોવાળને ઘેર જજો. ત્યાં ગોવાળીઆઓએ હરિને બાંધી રાખેલા છે. હરિને પ્રાપ્ત કરવાનો આવો આબાદ ઉપાય તમને કોઇએ ન બતાવ્યો, તેથીજ તમે નાના પ્રકારની સાધનાઓના શ્રમની અંદર માર્ગ ભૂલીને અથડાતા ફરો છો. તુકારામ કહે છે કે તમે તમારા પોતાના માથા ઉપર અહંકારનું મોટું પોટલું મૂકી રાખ્યું છે, તેને હેઠે ફેંકી દો.

૩૨૩-ક્ષણે ક્ષણે મારા મનનું રક્ષણ મારૂં મનજ કરી લે છે અને મારી બુદ્ધિનું રક્ષણ મારી બુદ્ધિજ કરી લે છે; આથી કરીને મારો રક્ષક હું પોતેજ છું. આમ હોવાથી હું પોતે તો જેવો અને જ્યાં છું, તેવો અને ત્યાંનો ત્યાંજ રહેલો છું. જે જે ભાવ જ્યાંથી-અર્થાત્ મારા મનમાંથી ઉદય પામે છે તે તે બધા તેનાજ વડે-અર્થાત્ મારા પોતાના મનના હસ્ત વડે કુંઠિત પણ થઇ જાય છે. તુકારામ કહે છે કે હું તો મારા મનની ભરતી અને મારા મનનો ઓટ એ બે ધર્મોનો કેવળ સાક્ષી માત્ર છું.

૩૨૪-બ્રહ્મ તો કર્મ અને અકર્મ બેઉનાથી અલિપ્ત અને વેગળા ને વેગળાજ રહે છે. બ્રાહ્મી સ્થિતિનો અનુભવ લઇને જેઓ બ્રહ્મરૂપ બની ગયા છે તેઓ એકલાજ બ્રહ્મને યથાવત્ જાણે છે. તે બ્રહ્મ શુદ્ધ અને અશુદ્ધના સંધિસ્થાનમાં છે. જેમ ગાયના હવાડામાં ગાય છે તેવુંજ બ્રહ્મનું સમજી લેવું. તુકારામ કહે છે કે સહજ બ્રહ્મની પાસે પાપ-પુણ્ય જેવું કશું હોતું નથી.

૩૨૫-જ્યાંસુધી પોતાનું અંતઃકરણ વાસનારહિત ન થયું હોય અને તેવા અંતઃકરણ વડે સમાધાનસ્થિતિની પ્રાપ્તિ ન થઈ હોય ત્યાંસુધી ઘોર જંગલમાં અથવા ગુફામાં જઇને બેસી રહેવાથી કશોજ લાભ નથી; અને એવી સ્થિતિમાં જંગલનો અને ગુફાનો કશો અર્થજ નથી. એમ વનમાં જઇને બેસવાથીજ સિદ્ધિ થતી હોત તો વનમાં પશુપક્ષીઓ કાંઈ થોડાં વસે છે ? એ પશુપક્ષીઓને તેથી શો લાભ થયો ? અંતઃકરણ જ્યાંસુધી જ્ઞાન અને ભક્તિ વડે પવિત્ર થયું નથી ત્યાંસુધી સર્વાંગે લગાવેલી ભસ્મનો કશોજ ઉપયોગ નથી. વર્ણાશ્રમને લગતા ધર્મ જો શ્રમરૂપ લાગતા હોય તો તેમનું પાલન કરવાને પ્રયાસ કરવો એ વ્યર્થ પરિશ્રમ છે. તુકારામ કહે છે કે આશા-તૃષ્ણાનું નિરસન કરવામાંજ હિત છે; બાકીના બધાજ ચાળા કેવળ બંધનકર્તા છે.

૩૨૬-તું જે કાંઈ કરે તે ભક્તિ ન કહેવાય. પોતે ધ્યાતા (ધ્યાન કરનાર) બનીને ધ્યેયનું ધ્યાન કરવું એનું નામ ભક્તિ નથીજ. સૌને પરમાર્થનો ઉપદેશ કરવો એ પણ ભક્તિ ન હોય. મનમાં સહજ રીતે જે કાંઇ ભાસે તેનું નામ-ભક્તિ. સૌનાથી કંટાળો આણીને વિરક્ત થઇ જવું તે પણ ભક્તિનું લક્ષણ નથી. અશુભ વાચાળપણું કરવું તે ભક્તિ ન કહેવાય. કોઈ પણ એકાદ ગામના તરફ નજર રાખીને સામે મોઢે ચાલ્યા જવું તે ભક્તિ નથી. નાગા ફરવામાં પણ ભક્તિનો સમાવેશ થતો નથી. તુકારામ કહે છે કે ભક્તિ તો એટલી એકજ છે કે તમામ ધર્મોનો ત્યાગ કરીને એવી રીતે રહેવું કે પોતાને કોઇ પણ ધર્મનો સ્પર્શ ન થાય. એવું કરવાથી જે સહજ છે તેની સહજ ભાવ વડે પ્રાપ્તિ થશે અને એનુંજ નામ સહજભક્તિ.

૩૨૭-વૈરાગ્યની મોઢેથી વાતો કરવી સહેલી છે, પણ તેનો અમલ કરવા જઇએ ત્યારે માલૂમ પડે છે કે એ તો ખાંડાની

ધાર ઉપર ચાલવાના ખેલ છે સહજ વૈરાગ્યની અવસ્થામાં રહેવું એ એટલુ મુશ્કેલ છે કે કોઈ કહે કે અમે સહજ વૈરાગ્ય સિદ્ધ કર્યો છે, તો તેની વાત અમારા માન્યામાં આવતી નથી. જેમ કોળિયે કોળિયે વિષભક્ષણ કરવાથી હરકોઈને દુઃખજ થાય છે, તેમ વૈરાગ્યની સ્થિતિમાં રહેવા જતાં ક્ષણે ક્ષણે કષ્ટ અનુભવવું પડે છે. એ કષ્ટ સહન કરીને જે સિદ્ધ થાય છે તેને ધન્ય છે. તુકારામ કહે છે કે-જે મને ખરેખરા વૈરાગ્યની સ્થિતિમાં બરાબર રહી બતાવે તેના ચરણને હું મારા પ્રાણની અંદર પધરાવું.

૩૨૮-તમામ સુખ-વૈભવને ત્યજીને પંઢરપુરના યાત્રી થવા સારૂં મારે ભિખારી થવું પડે તો હું ભિખારી થવા ખુશી છું. એજ મારો નિયમ છે અને મારો ધર્મ પણ એજ છે. રોજ વિઠોબા-નું નામ જપવું એજ મારો ધર્મ અને એજ મારો નિયમ. સંતોને ચરણે મસ્તક રાખવું એ મારી ઉપાસના. તુકારામ કહે છે કે હે દેવ! મારી તો આવીજ ગાડી-ઘેલી સેવા છે. .

૩૨૯-જેણે પોતાના હૃદયમાં હરિની પધરામણી કરી લીધી છે, તેની જન્મમૃત્યુરૂપી વિટંબણાનો અંત આવી ગયોજ જાણવો, અને આજ સુધીમા તેણે પરમાર્થના વિષયને લગતી જે જે સાધનાઓ કરી હશે, તે બધીનુ આજે રૂડું ફળ આવી ગયુજ જાણવું. એક વાર જ્યાં હરિ પોતેજ હસ્તગત થઇ ગયા ત્યા પછી ફિકર કેવી ને ચિન્તા કેવી? તુકારામ કહે છે કે કોઇ પણ જાતનો વિકાર હરિના ભક્તોની પાસે ફરકી પણ શકતો નથી.

૩૩૦-હે દેવ! તમે જે મોક્ષ લોકોને આપો છો તે તો ઘણીજ દુર્લભ વસ્તુ છે, એટલા માટે તેને તમારી પાસે ને પાસેજ રહેવા દેજો, મારે તે નહિ જોઇએ મારી તેના ઉપર લગારે પ્રીતિ નથી. મને જે પસંદ છે તે તો એક તમારી ભક્તિજ છે હે મારા

દેવ! મારા દાતાર! તમારી ચાર પ્રકારની મુક્તિઓ અને નાના પ્રકારના મોક્ષ એ બધું તમે તમારી પાસેજ ભલે સાચવી રાખો. તુકારામ કહે છે કે મને તો તમારાં એકલાનાંજ દર્શન થાય તો તેટલાથીજ મને પરમ સંતોષ છે.

૩૩૧-હરિના નામનો જપ કરવો એ તો જાણે કિંમતી મોતીની માળા ધારણ કરવા બરાબર છે. એનામજપનું જે સુખ છે, તે જો ભગવાનના સગુણ સ્વરૂપની સાથે યુક્ત હોય તો તે બહુજ ઉત્તમ આનંદ આપે છે એટલા વાસ્તે હું નિર્ગુણ સ્વરૂપને વિષે ઉદાસીન રહું છું; કારણકે ઉપર કહેલા કારણોને લીધે ભક્તોના મનમાં મોક્ષેચ્છા જરા જેટલી પણ હોતી નથી. અમારાં હૃદયનો બધો ભાવ અમે સગુણ સ્વરૂપની આગળ સમર્પિત કરી દીધેલો છે, કે જેની સાથે 'આટલુ લ્યો' અને 'અમને આટલુ આપો' એવી અમે પ્રત્યક્ષ માગણી કરી શકીએ. આમ હોવાથી આ એક વિષયને બાદ કરીને બીજી બાબતોનો વિચાર કરવાનો અમારે માટે કશો અર્થજ નથી. તુકારામ કહે છે કે હે હરિ! મને એ બાબતમાં તમે અભયદાન દઈ દો. હે વિશ્વંભર! મારા માગેલા અભયદાનની મતલબ એ છે કે તમે પોતે જે તમારે મોઢેથી બોલી ગયા છો તે પ્રમાણે 'હું તને આપીશ' એવું એક વાર મને ફરીથી તમારે સ્વમુખે કહી દો એટલે બસ.

૩૩૨-જન્મમૃત્યુરૂપી સંસારસમુદ્રને પેલે પાર ચાલ્યા જવું, એમાં તે મોટું શું અઘરૂં છે? કારણકે તમારી વાટ બતાવતા બતાવતા ભગવાન પાંડુરંગ તમારી આગળ ચાલ્યા જાય છે. પછી તમારે શી ફિકર છે? સંસારસમુદ્રને તરી જતાં તમારે હાથે કે તમારે પગે પાણી પણ ન અડકે, એવી રીતે તમને ઊંચકીને પાર લઈ જનાર તમારો સર્વોત્તમ તારો પાંડુરંગ તૈયારજ છે. એ

તારાની મદદથી પૂર્વે અનેક સાધુસંતો ભવસિંધુને ઓળંગી ગયા છે. તુકારામ કહે છે કે ચાલો, આપણે પણ તેમનીજ વાટે અને ખૂબ ઉતાવળે પગલે તેમની પાછળ પાછળ ચાલવા માંડીએ.

૩૩૩-(એક વાર શ્રી તુકારામને કેટલાક સાધુસંતોએ 'તમે તો મોટા ભક્ત છો, સાધુમહાત્મા છો,' એવું કહીને તેમની અનેક પ્રકારે સ્તુતિ કરી. તેના ઉત્તરમાં શ્રી તુકારામ બોલ્યાઃ 'અરે સંતજનો! તમે સ્તુતિરૂપી ભારે અહંકારનો બોજો મારા માથા ઉપર મૂકો છો તે મને શોભા આપતો નથી; કારણકે મારો તેટલો અધિકાર નથી.' એમ કહીને તેમણે નીચેનો અભંગ રચીનો ગાયો.)

હે સંતજનો! હું તો તમારા ચરણની રજ સમાન છું. મને પરમેશ્વરનું ઓળખાણ હજી થયું નથી; અને હરિવિષયક ભક્તિ ભાવનું હું જે પ્રદર્શન કરું છું તે તો બીજા સંતોના ભાવ જોઈને તેમની કેવળ નકલ માત્ર કરું છું. શૂન્ય સ્વરૂપની અને ક્ષરાક્ષર સ્વરૂપની મને જરા જેટલી પણ માહિતી નથી. આત્મા કોને કહે અને અનાત્મા કોને કહે, તેના સંબંધમાં મને કશુંજ જ્ઞાન થયું નથી. તુકારામ કહે છે કે મને એવા કશાજ અધિકારની પ્રાપ્તિ થઈ નથી. હું તો તમારે ચરણે મસ્તક રાખીને તમને વંદન કરું, એટલોજ મારો અધિકાર છે. આટલી મારી વિનંતિ છે, તે તમે કૃપા કરીને શ્રવણ કરો.

૩૩૪-વિઠોબાનું નામ એ એકજ ઉત્તમ પદાર્થ છે, અને તે એકજ સત્ય વસ્તુ છે, એવું હું એક વાર નહિ પણ ત્રણ ત્રણ વાર ફરી ફરીને કહું છું. એ નામનો આશ્રય લેવાથી સંસારનાં બંધન માત્ર તૂટી જાય છે અને પરલોકમાં જયજયકાર થઈ જાય છે. એમાં હરિવિષયક શ્રદ્ધા બહુજ ઉપકારક વસ્તુ છે. એવી શ્રદ્ધા-

પૂર્વક જેઓ હરિનામનું ચિંતન કરે છે, તેમને તો તત્કાળજ હરિની પ્રાપ્તિ થઇ જાય છે. તુકારામ કહે છે કે ભોળે ભાવે વિઠોબાનુ નામ ગાઇ જાણનારા ભલા-ભોળા ભક્તોને કલિકાળનો પરાજય કરતાં સારી રીતે આવડે છે.

૩૩૫-જે સત્ય વાત હોય છે તેજ મારા મનને ગમી જાય છે. એવી વાતના ઉપર સંશય કરવાથી બધોજ ભાવ શુષ્ક થઇ જાય છે. હે દેવ! તમારી કૃપા વડે ખરૂં શું અને ખોટું શું, તેની મને બરાબર સમજ પડી ગઇ છે. પ્રારબ્ધવશાત્ જે જે ભોગ અમારી આગળ આવી પડશે તે બધાનો મનથી ત્યાગ કરવામાં મનેજરાય વિલંબ લાગવાનો નથી. તુકારામ કહે છે કે, હે દેવ! જે જ્ઞાન વડે ખરૂ શુ અને ખોટું શુ તેનો વિવેક કરી શકાય છે તે જ્ઞાનનુ અંજન આંજીને બુદ્ધિ-ચક્ષુને સતેજ રાખવાં એજ તારી સેવા છે.

૩૩૬-દેવનો મેળાપ કર્યા વિના તેમના સ્વરૂપનું ચિંતન કરતા રહેવું એજ ઉત્તમ છે, જેના યોગ વડે પોતાના અંતઃકરણની અંદર દેવવિષયક ભાવ ઉત્તમ પ્રકારે ઉદય પામે છે અને સ્થિર થાય છે, તે સ્થિતિ ઉત્તમ છે, અને એવી સ્થિતિ જેણે પ્રાપ્ત કરી હોય તે મનુષ્ય નહિ, પણ દેવ છે જ્યારે છેવટે દેવનું એક દર્શન કરવાનુજ બાકી રહેશે ત્યારે મને દેવનો મેળાપ ક્યારે થશે એવી મનમા અદમ્ય ભૂખ ઉત્પન્ન થશે અને તેને લીધે દેવનું ધ્યાન હૃદયની અંદર અખંડપણે જામી જશે. તુકારામ કહે છે કે એમ કરતા કરતાં મનની અંદર દેવ પોતાનું આસન માંડીને બેસી જશે અને એટલુ થયું તો બધાજ કામ થઈ ગયાં જાણવાં.

૩૩૭-પ્રારબ્ધના યોગ વડે જે જે વખતે જે કાંઇ ભોગ આવી મળે તે બધાનો ભોક્તા એક હરિજ છે, એવું સમજીને હરિની સેવામાં બધુજ સમર્પિત કરી દેવું-એનુ નામ સહજ પૂજા. એમ

રવાથી હું સુખદુ:ખનો ભોક્તા છું એવું દેહાભિમાન ઓગળી જાય છે. ખરૂં જોતાં જીવની અંદર અંતર્યામીરૂપે વાસો કરનારા આત્મારામજ જન્મથી મરણ પર્યન્તના તમામ ભોગ ભોગવી છૂટે છે. તુકારામ કહે છે કે જો જીવ પોતાના માથા ઉપર કર્તૃત્વ અને ભોક્તૃત્વનું અભિમાન ધારણ ન કરે તો દેવ તેનાથી જરાય આઘા નથી.

૩૩૮–મનમાં દેવના પ્રતિ પ્રેમ ન હોય તો ભલે ન હોય, પણ તમારી વાણીમાં તો તેનું નામ સદોદિત રહેવા દેજોજ. વિઠ્ઠલના નામનું ચિંતન કરતાં કરતાંજ દેહનું અવસાન થાય, લોકો મને હરિભક્ત કહીને મારી સ્તુતિ કરે, એવા દંભપૂર્વક પણ હરિનામ તો લેવુંજ. તુકારામ કહે છે કે આટલું કરવાથી પણ હરિ મારી કોઈ દહાડો સંભાળ લેશે.

૩૩૯–તને જો બીજું કાંઈજ ન આવડે તોપણ તું મનમાં જરાય ગભરાઇ જતો નહિ. હું હરિનો દાસ છું એવી તું તારા મનની સાથે પાકી ગાઠ વાળીને બેસી રહેજે. તું જો એટલુજ કરીશ તો પછી તને કોઇજ વેઠે પકડી જનાર નથી, અર્થાત્ જન્મમૃત્યુરૂપી સંસારના અથવા કામક્રોધરૂપી વિકારના ફાંદામાં તું કદી પડનાર નથી. જે સમર્થ છે તેનુ નામ લેવાથી તારી કિંમત વધી જશે. તુકારામ કહે છે કે સમર્થની સત્તા સૌને લાગુ પડે છે.

૩૪૦–મારાથી અન્નનો ત્યાગ થાય એમ છે નહિ અને તેથી વનવાસ કરવાનુ મને પાલવતું નથી; એટલા માટે હે નારાયણ! હું તો એક તારા કાલાવાલા કરૂં છું. વળી વેદના મંત્રો ગોખવાનો મને અધિકાર છે નહિ તુકારામ કહે છે કે એક તો આયુષ્ય અતિ ટૂંકું અને તેમાં વળી બધી વાતની અડચણ.

૩૪૧–કોઇ કોઇ માણસના બોલ અમૃતના જેવા મધુર

હોય છે. એજ રીતે દેવની વિભૂતિ પ્રારબ્ધ અનુસાર ભિન્ન ભિન્ન જોવામાં આવે છે. કેટલાક લોકોના બોલ હૃદયને વીંધી નાખે એવા કઠોર હોય છે. તુકારામ કહે છે કે સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારના લોક ભગવાને ઉત્પન્ન કર્યા છે.

૩૪૨–કોઈ માણસ ઝાઝું બોલ બોલ કરે ત્યારે લોકો તેને વાચાળ કહે છે અને મુદ્દલે ન બોલે ત્યારે લોકો કહેશે કે એ તો મૂંગો થાંભલા જેવો છે; અર્થાત્ બોલવું અને ન બોલવું એ બેઉ-નાથી જુદુંજ જે સ્વરૂપના બોધમાં રહીને બોલવું તે તો નહિ બોલવા જેવું છે; અને એવા મૂકપણાને નીતિ કહે છે; અથવા તો એ બેઉનાથી દૂર રહેવામાં પણ હિત રહેલું છે અર્થાત્ એવી રીતે બોલવું કે, જે ન બોલવા જેવુંજ હોય. અંધકાર પ્રકાશની અંદર સમાઇ જાય છે. સંધ્યાકાળને વખતે દિવસ રાત્રિની અંદર સમાઈ જાય છે. તુકારામ કહે છે કે પૃથ્વીના ગર્ભમાં પડેલા બીજને પૃથ્વી વૃક્ષરૂપે પ્રકટ કરે છે.

૩૪૩–આત્મા અને પ્રપંચ એ બેમાં સત્ય શું અને મિથ્યા શું, તેનો છેવટનો નિર્ણય ચર્ચા કર્યાથી કદી થનાર નથી અને એવી શાબ્દિક ચર્ચાથી ચિત્તનું સમાધાન પણ થનાર નથી. મનુષ્ય-દેહ સત્ત્વ, રજ અને તમનોજ બનેલો છે. એ દેહમાં એકજ ગુણ હોય અને બીજા કોઇ ગુણ મુદ્દલે ન હોય એવું કદી હોઇ શકતુંજ નથી. આપણા દ્વારા જે કાંઇ કર્મ થાય તે બધાંજ જાણે આપણે દેવની ઇચ્છાને વશ થઇને કરતા હોઇએ એવી ભાવના કરીને તેવાં તમામ કર્મો દેવનેજ સમર્પિત કરી દેવાં. તુકારામ કહે છે કે એવું કર્યાથી યોગ્યતા પ્રાપ્ત થાય છે અને આગળ જતાં ઉત્તમ પરિણામ આવે છે.

૩૪૪-વિઠોબાના નામનો એવો પ્રતાપ છે કે તેનાથી ભવ-

રોગ અર્થાત્ જન્મમૃત્યુરૂપી સંસારનું નિરસન થઇ જાય છે, અને આરબ્ધ તથા ક્રિયમાણુ કર્મોથી ઉત્પન્ન થનારા ભોગોનો નાશ થઇ જાય છે. એ નામનો મુખથી ઉચ્ચાર કરનારનાં જન્મમૃત્યુનાં બંધન કપાઇ જાય છે. એ નામનું જેઓ નિત્ય સેવન કરે છે તેમની પાસે પાપ ઊભાં રહી શકતાંજ નથી અને ત્રિવિધ તાપ તેમનાથી આઘેના આઘે ભાગતા ફરે છે. તુકારામ કહે છે કે બીજાઓને બંધનકારક જે માયા છે તે ઉપર કહ્યા તેવા ભક્તોની દાસી બનીને તેમના ચરણુનો આશ્રય કરીને રહે છે.

૩૪૫–આત્મરંગની સાથે જીવરંગ ભળી ગયો છે તેથી કરીને બ્રહ્મભાવ વડે અંગ ભરપૂર થઇ ગયુ છે. જીવ અને શિવનું મૂળ સ્વરૂપ જે ભેદશૂન્ય પરબ્રહ્મ છે, તેનામાં જીવ અને શિવ એ બેઉની સમરસતા સંપાદિત થયેલી છે. આત્મા અને જીવનું એવું અભિન્ન ઐક્ય હોય છે કે તેઓ એકબીજાથી કદી પૃથક્ થઇ શકતા નથી. સાગરની અંદર પડેલા જળબિન્દુઓને સાગરથી કોઇ પૃથક્ કહી શકશે અથવા કોઇ ઓળખાવી શકશે કે આ પાણી સાગરનું અને આ પાણી પેલાં જળબિન્દુઓનું ? કદી નહિ. તુકારામ કહે છે કે હે દેવ! આ તત્ત્વ નવીન છે એવું તમે માનતા નહિ; કારણકે જીવ અને પરમાત્મા મૂળથીજ એકરૂપ છે.

૩૪૬–કોઇ પણ અશુભ કર્મ કર્યા પછી તેને માટે અંતરમાં સાચો પશ્ચાત્તાપ થાય તો તે કર્મથી ઉત્પન્ન થયેલ દોષ એક ક્ષણમાં નાશ પામી જાય છે; પરંતુ તે પશ્ચાત્તાપ તેના આરંભકાળથી માંડીને મૃત્યુ પર્યન્ત એક સરખો ટકી રહે તોજ ઉપર કહ્યું તેવું થાય. અનુતાપની અંદર નિત્ય સ્નાન કરવું એજ સાચું પ્રાયશ્ચિત્ત છે. તુકારામ કહે છે કે સાચો અનુતાપ કરનારને પાપનો જરા જેટલો સ્પર્શ પણ થઇ શકતો નથી.

૩૪૭-બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમોને યોગ્ય જે જે કર્મો શાસ્ત્રોમાં બતાવ્યાં છે તે તે કર્મોનું ચાર આશ્રમીઓ પૈકી કોઇ પાલન ન કરે અને શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને સ્વચ્છન્દ આચરણ કરે, તો તેથી શું તેને ધર્મનો લાભ થાય ખરો? નહિજ. એમ બુદ્ધિહીનતાપૂર્વક આચરણ કર્યાથી દેવની સેવા કરી કહેવાય નહિ. દેવની સેવા કરવાને સારૂ જે એક વસ્તુ અતિ અગત્યની છે તે શુદ્ધ ભાવ છે. શુદ્ધ ભાવ વિના બીજું બધુંજ મિથ્યા પરિશ્રમ છે. દાખલા તરીકે કોઇ તપ કરવાનો આરંભ કરે, પણ જો પૂરેપૂરો ઇન્દ્રિયનિગ્રહ ન થયો, અને તપમાં જરાક શિથિલતા આવી ગઇ, તો તેટલી એકજ ચૂકને લીધે લાંબા વખતનું સંચિત કરેલું તપ એક ક્ષણમાં ધૂળધાણી થઈ જાય છે. નાના પ્રકારના મંત્રોમાં જપ કરીને મંત્રાનુષ્ઠાન કરનારાની જપ કરવાના વિધિમાં જરા જેટલી પણ ભૂલચૂક થઇ તો તેથી જપ કરનાર મનુષ્ય ગમે તેટલો સ્થિર બુદ્ધિવાળો હોય, તોપણ એક ક્ષણવારમાં ગાંડોતૂર થઇ જાય છે. વ્રત ઇત્યાદિના પાલનમાં પણ જો જરાક કાંઇ ભૂલચૂક થઇ તો બધુંજ વ્રત નકામું થઈ જાય છે. ધર્માચરણ કરનારમા સત્ત્વગુણ બહુ આવશ્યક છે. તેનો અભાવ હોવાથી ધર્માચરણ ફળદાયી નથી નીવડતાં, પણ ઊલટાં શ્રમદાયકજ નીવડે છે. તુકારામ કહે છે કે આ નીચ છે અને આ ઊંચ છે, એવું ભેદજ્ઞાન દયાધર્મનો નાશ કરે છે. એક હરિના ભજનને બાદ કરીને તમામ વિધિનિષેધ કેવળ બોજારૂપજ છે.

૩૪૮-જેમણે દેવને ખાતર સમસ્ત સંસારનો ત્યાગ કર્યો હોય છે તેમના ઉપર દેવનો પણ અતિશય પ્રેમ હોય છે. દેવ પોતે એવા ભક્તોની આગળ આગળ દોડતાજ રહે છે અને તેમના ઉપર જે જે સુખ-દુઃખ આદિ ભોગ આવી પડે તે બધા દેવ પોતેજ ભોગવી લે છે. બધોજ વખત હરિના નામનું સ્મરણચિંતન કરવું

એ કામ ભકતોનું અને એવા ભકતોનાં તમામ કામકાજ કરી દેવાં એ કામ દેવનું. તુકારામ કહે છે કે વિઠ્ઠલ માવડી એવી ભોળી છે કે પોતાના ભકતોના પ્રતિ કૃપાને વશ થઈને નરમ નરમ બની જાય છે.

૩૪૯–હું ગમે ત્યાં બેઠો હોઉં અથવા ગમે તે રમત રમતો હોઉં, ખાતોપીતો હોઉં અથવા ગમે તે કામ કરતો હોઉં, તોપણ મારે મોઢેથી હું તારૂંજ નામ ગાતો રહું, એટલું ઇચ્છું છું. રામ-કૃષ્ણના નામની માળા ગૂંથીને હું મારા ગળામાં તેને સર્વદા ધારણ કરી રાખું; મતલબ કે એક પછી એક અખંડ ભાવે રામ-કૃષ્ણના નામનો જપ હું સદા કરતોજ રહું; હરિના નામને વિષે મારી પૂર્ણ શ્રદ્ધા રહે અને અહોરાત્રિ મારા મુખમાં હરિનું નામ દૃઢ પણે જામી જાય, આટલું હું તો માગી લઉં છું. તુકારામ કહે છે કે હું તો હરિને શરણે આવ્યો છું. આથી કરીને તેના નામનું સ્મરણ અને ચિંતન કરવું એજ મારૂં શરણાગતનું જીવનવ્રત થઈ પડયું છે.

૩૫૦–આગળ, પાછળ, અંદર, બહાર, ઉપર, નીચે, સર્વત્ર જો દેવ હોયજ તો પછી તેના ભકતોને ભય, ચિન્તા વગેરે હોઇ શકેજ કેમ? એટલા વાસ્તે હે હરિજનો! તમે ખૂબ આનંદો-લ્લાસપૂર્વક હરિકીર્તનજ કરતા રહો. હરિકીર્તનના માહાત્મ્યને વિષે તમારા મનમાં જરા પણ શંકા રહી ગઇ હોય તો તેને કાઢીજ નાખજો. દેવની આગળ કાળનું જોર ચાલેજ શી રીતે? તુકારામ કહે છે કે જેનો ધણી સર્વશક્તિમાન હોય તેવા સેવકોને કોઇ વાતનો અભાવ હોયજ કેવી રીતે?

૩૫૧–મનોમય માનસિક પૂજા ભગવાનને બહુજ પસંદ છે. પોતાના અંતઃકરણમાં શ્રીહરિની પધરામણી કરીને માનસિક

ભોગ-ઉપચાર-ઇત્યાદિ વડે, શુદ્ધ કલ્પનાની સહાયતા વડે પૂજન કર્યાથી ભગવાન બહુ સંતુષ્ટ થઈ જાય છે. દેવને જેટલી માનસિક પૂજા પ્રિય લાગે છે તેટલી બાહ્ય ઠાઠમાઠવાળી પૂજા અથવા ભક્તિ તેમને ગમતી નથી. હરિ તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળના અંતઃકરણના ભાવ જાણી લે છે. તુકારામ કહે છે કે અંતઃકરણમાજ જો અશુદ્ધ ભાવ હોય તો પછી દેવ તમારી પૂજાને શું કરે ?

૩૫૨–વાચિક ભક્તિ અર્થાત્ અખંડ ભક્તિ જે કરી જાણે છે તે તો જાણે સાક્ષાત્ દેવનિર્મિત પ્રતિમા હોય એમ જાણવું. એવા ભક્તોને બાદ કરીને બાકીના જે કોઇ જ્ઞાની પંડિત કહેવાતા હોય તે બધા દેવવાન્ હોય એમ હું માની શકતો નથી. હરિના નામરૂપમાં જેમનાં મન અવિચળ ભાવે સ્થિર થઇ ગયેલાં છે તેમનો હું અધીન સેવક છું. તુકારામ કહે છે કે શ્રવણ મનન આદિ નવ પ્રકારની ભક્તિ જે કરી જાણે છે તેજ શુદ્ધ પુરુષ છે.

૩૫૩–નીચે દર્શાવેલાં કારણોને લીધે હું ઘરબાર તજીને વનમાં જાઉં છું. હરિના સગુણ રૂપના પ્રતિ મારા મનમાં જે પ્રેમભાવ છે તેના ઉપર મારી દૃષ્ટિ ઠરી રહે છે. આથી કરીને હરિનાં ભજનપૂજન ઇત્યાદિ વિષયોને લગતી મારી મનકામના ક્ષીણ થઇ ગઇ છે અને તેને પરિણામે મારી બુદ્ધિ નિષ્કામ થઇ ગઈ છે. એમ હોવાથી અદ્વૈતશાસ્ત્રની વાતો પણ હું મારે કાને સાંભળતો નથી. તુકારામ કહે છે કે હું બ્રહ્મ છું એવી ભાવનાનો જે ભ્રમ છે તેને હું મારા મનની અંદર કદાપિ પ્રવેશ કરવા દેનાર નથી.

૩૫૪–હે દેવ ! આ જન્મમૃત્યુરૂપી ભવસાગરની અંદર હું ડૂબી મરૂં છું, તેમાથી તમે મારૂં રક્ષણ કરો. મારે હાથે થયેલા દોષ પહાડ જેવડા છે પણ તેમના તરફ તમે જોશો મા; અને મારો

ઉદ્ધાર કરવાના કામને તમે બોજારૂપ ગણશો મા; કારણકે પતિતોને પાવન કરવાનું તમારૂં બિરદ છે. તે બિરદને તમે સાચવી લેજો, ખોટું પડવા દેશો નહિ. તુકારામ કહે છે કે હું છું તો મોટો પાપી.હવે વધારે શું કહેવડાવો છો? હું તો પાપનો ઢગલોજ છું.

૩૫૫–જે પરમાર્થની ઇમારત અમે ચણી છે તે કદાપિ ખાંડી ન થતાં સર્વદા તેવી ને તેવી ટકી રહેવાની છે. અમારી ઇમારતના પાયા બહુજ ઊંડા છે અર્થાત્ સર્વના આધારરૂપ જે બ્રહ્મ છે, ઠેઠ તેમના સુધી ગયેલા છે. જેમ કોઇ મકાનનો પાયો ઠેઠ પથ્થરના પડ સુધી ઊંડો લીધો હોય તો તે મકાનને હાલી જવાનો ભય નથી રહેતો તેવુંજ અમારા પરમાર્થના મકાનનું પણ સમજી લેવું. અમે જે અમારો હિસાબ ગણી કાઢયો છે તેનો તાળો મેળવી જોતાં પાઇએ પાઇનો હિસાબ બરાબર મળી રહે છે. તુકારામ કહે છે કે પરમાર્થના વિષયના સંબંધમાં આજથી મારી વાણી કુંઠિત થઇ ગઇ છે.

૩૫૬–હે દેવ! તમારા મોટા મોટા ભક્તો તમારા સ્વરૂપને વિષે વિચાર કરતા રહે છે. વળી તેઓ જપતપાદિ અનેક પ્રકારનાં સાધનો પણ કરે છે, પણ મને તો તેવું કશું કરવાનો અધિકારજ નથી. મારૂં મન તેમના વિચારને ગ્રહણ કરી શકતું નથી. હું તો સર્વ રીતે દીનહીન છું. અને તો માત્ર અંતઃકરણના આવેગ સહિત તમારા કાલાવાલા કરતાં આવડે છે. તુકારામ કહે છે કે હે દેવ! મારાથી તમારી જે કાંઈ ગાંડીઘેલી સેવા બની શકે તેટલાનો સ્વીકાર કરવાની મારા ઉપર કૃપા કરજો.

૩૫૭–મોટાં મોટાં ઝાંઝ વગાડીને મેં ભજન કરવાની સારી રીતે સુવિધા કરી લીધી છે અને તેથી કરીને હું હવે જગતને કહી શકું છું કે હે ભાઇઓ! તમે જો ભજન કરવામાં પ્રવૃત્ત થઇ

જાઓ તો તમારે કોઈ પણ પ્રકારનો ભય છેજ નહિ એવું તમે નિશ્ચયપૂર્વક માની લેજો. હરિના ગુણાનુવાદ ગાતી વખતે પગે બાંધેલા ઘૂઘરા અને હાથમાંના કરતાલ એ બેઉને તાલયુક્ત રીતે વગાડતા રહીને હું ભારે આનંદ અને કૌતુક સહિત નૃત્ય કરૂં છું. તુકારામ કહે છે કે એવું કરવાથી મનમાં લેશમાત્ર પણ ભયને અવકાશ રહેતો નથી અને દેવ બરાબર સામેજ આવીને ઊભા રહે છે.

૩૫૮—વાસ્તવિક રીતે જોતાં બંધન જેવું કાંઇ છેજ નહિ. જેની આગળ બંધન આવી શકતાંજ નથી અને બંધનને વિષે જેને કશું જ્ઞાન પણ નથી, બંધન એ શી વસ્તુ છે એવો જે કદી મનમાં વિચાર પણ કરતો નથી એવો હું બ્રહ્મનિષ્ઠ છું. પછી હું મુક્ત છું, એવી મુક્તિની ઉપાધિ પણ મને શી રીતે લગાડી શકાય? આવી પરમ સુખરૂપ સ્થિતિમાં રહીને હું હરિકીર્તન કરૂં છું. ભય તો મારા મનમાંથી સંપૂર્ણપણે નીકળીજ ગયો છે અને ભયની વાતને હું ભૂલી ગયો છું. નાશ કરવા યોગ્ય એવી એક પણ વસ્તુ મારી નજરે પડતી નથી. ત્યારે હવે હું કયી વસ્તુનો નાશ કરવાની ભાંજઘડમાં પડું? તુકારામ કહે છે કે સર્વોપરીપણે સહાય કરનારા દેવ તે તો અદ્વૈત ભાવે જેવા ને તેવાજ છે.

૩૫૯—નાનાં નાનાં છોકરાં જ્યારે બારાખડી ભણતાં હોય છે ત્યારે માસ્તર તેમની પાટી ઉપર દરેક અક્ષરની ચારે તરફ ચાર લીટીઓ દોરી આપે છે. એ લીટીઓની મદદથી છોકરાં એક અક્ષરથી બીજા અક્ષરનો જે તફાવત છે તે લક્ષમાં રાખતાં થાય છે. એમ કરતાં જ્યારે તેમને અક્ષરોનું પાકું ઓળખાણ થઇ જાય છે ત્યારે માસ્તર પેલી લીટીઓને ભૂંસી નાખે છે; કારણકે એ લીટીઓ વગર પણ છોકરાં અક્ષરોને ઓળખતાં થયાં હોય છે. રસ્તામાં પડેલા દોરડાને જ્યાંસુધી આપણે દોરડા તરીકે બરાબર

ન ઓળખી લઇએ ત્યાંસુધી તે સર્પ જેવું દેખાયા કરે છે. તુકારામ કહે છે કે 'હાઉ', 'ઘોઘર' એવું કોઇ પ્રાણી છેજ નહિ એવું જે ઘડીએ બરાબર સમજાઇ જાય તે ઘડીથીજ હાઉ અને ઘોઘરનો ભય મનમાંથી નીકળી જાય.

૩૬૦–હે મારી વાણી ! તું આજ પછી કેવળ હરિનામનીજ ધૂન બોલતી રહેજે. હે મિથ્યા બકબકાટ કરનારી ! એક દેવના નામ સિવાય બીજું કશું આળપંપાળ તારે બોલવુંજ નહિ, તારા બધાજ લવારા હવે તું છોડી દેજે. માત્ર વિઠ્ઠલનું નામ જપવાનું તું છોડતી નહિ. તુકારામ કહે છે કે તને મારા સ્વામી વિઠ્ઠલની આણ છે.

૩૬૧–હે દેવ ! તમે પોતે જો કરવા ઇચ્છો તો એવું કયું કામ છે કે જે તમે નજ કરી શકો ? તમે ગમે તેમ કરીને પણ મારી લાજ રાખજો. હું તો નખથી તે શિખ સુધી કેવળ અપરાધનીજ સાક્ષાત્ મૂર્તિ જેવો છું. હે દેવ ! તમે મારા પ્રતિ કૃપાદૃષ્ટિ કરીને જુઓ અને મારૂં રક્ષણ કરો એવું હું તમને ફરી ફરીને કહું છું. તુકારામ કહે છે કે હે દેવ ! આજથી તમે મારી પાસે તમારી સાચી સેવા કરાવજો.

૩૬૨–હું સો પ્રાણી માત્રને નમસ્કાર કરૂં છું. હે નારાયણ ! સો પ્રાણી તારાંજ સ્વરૂપ છે, તુંજ છે એવી ભાવના હું ડગલે ને પગલે કરતો રહું છું. નાનામોટા તમામ ભેદોને એક બાજુએ મૂકી દઇને હું તો એકલા તમનેજ જોયા કરૂં છું. આ બાબત સાબિતી જોઇએ તો વેદનાં પ્રમાણ મારી પાસે જોઈએ તેટલાં છે. તુકારામ કહે છે કે આવું જ્ઞાન થઇ ગયા પછી બીજાની સાથે કદી કશો સંબંધ થનાર નથી.

૩૬૩–હરિનું પૂજન કરવાને જે યોગ્ય અધિકારી છે એવો

હરિનો ભક્ત કથા થતી હોય છે ત્યાં આગળ પોતેજ ઊભો હોય છે અર્થાત્ એવો ભક્ત ભગવાન પોતેજ છે અથવા ભક્ત ભગવાનથી ભિન્ન નથી. એવો ભક્ત જે ભગવાનની કીર્તિનું વર્ણન કરે છે તે ભગવાનજ તેના અંગની અંદર મૂર્તિમંત બનીને વાસો કરે છે. એવા હરિભક્તને પોતીકા દેહની પૂરેપૂરી વિસ્મૃતિ થઇ ગઈ હોય છે અને તેના હૃદયમાંથી કેવળ આનંદનીજ લહેરો આવતી હોય છે. જેની અંદર દેહાભિમાન તો લેશ માત્ર પણ રહેવા પામ્યું નથી, જે લજ્જા માન ઇત્યાદિને સંપૂર્ણપણે તજીને બેઠો છે; જે શોક, મોહ, ચિન્તાનું નામ પણ જાણતો નથી, તુકારામ કહે છે કે હે મારા મિત્ર! એવા હરિજન તે વિઠોબાના સમાનજ છે.

૩૬૪–ભક્તના હૃદયની અંદર જેવો દેવવિષયક ભાવ તેવું તેને ફળ મળે છે. એક ભાવને બાદ કરીને બીજું કોઈ પણ બળ દેવને વશ કરવાને સમર્થ નથી. જે જાતિનો હશે તે તે જાતિમાંજ જઇને બેસશે કારણકે તેઓ એક બીજાના અંતરના મર્મને સારી રીતે જાણતા હોય છે. અસલી હીરાને એરણના ઉપર હથોડાના ઘા માર્યાથી પણ ભાગતો નથી અને હતો તેવો ને તેવોજ રહે છે પણ હીરાકણીનો જરાક ઘસરકો મારતાની સાથેજ તેના અલગ અલગ ટુકડા થઇ જાય છે. તુકારામ કહે છે કે પોતાના મનને શુદ્ધ કરવું એજ સર્વોત્તમ છે.

૩૬૫–મોઢે મોઢેથી કથા કરનારાઓના બોલ બહારથી તો ઘણાજ સરસ લાગે છે; પણ તે બોલને અનુરૂપ તેમની અંદરની સ્થિતિ હોતી નથી, તેથી કરીને તેમના બોલ કેવળ પોલંપોલ જેવાજ સમજી લેવા જોઇએ. આવા જૂઠા અને પાખંડી લોકોને આ લોકમાં કશું સુખ નથી મળતું તો પછી પારલૌકિક સુખની તો આશાજ શી? જેની રહેણી અને કહેણી બરાબર સમાન

હોય, જે પરમાર્થની બાબતમાં પોતાના અંગ ઉપર જરા પણ ડાઘો પડવા ન દે તેવા ભક્તોને હું વંદન કરૂં છું. તુકારામ કહે છે કે જેઓ એવા નથી તેઓ તો હાડકાંના ટુકડાને સારૂ લડી મરનારા કુતરા જેવા છે.

૩૬૬–હે દેવ ! હવે તો હું નીચે કહ્યા મુજબ તમારૂં પૂજન કરીશ. જે જે મારી નજરે પડે છે તે બધાંજ તારાં સ્વરૂપ છે એવી દૃઢ અભેદ ભાવના ધારણ કરીને હું સર્વને નમસ્કાર કરીશ. કોઇ પણ એક દિશા તરફ જવાનો આગ્રહ ન રાખતાં હું જ્યાં જઇ ચઢીશ ત્યાં બધે તારૂંજ રૂપ એક સરખું રસપૂર્ણ શોભી રહ્યું છે એવું માની લઇને હું સૌનું પૂજન કરીશ તુકારામ કહે છે કે હું એકદેશીય ગુણદોષના ઉપર કદી પણ લક્ષ આપનાર નથી.

૩૬૭–આ પ્રાપંચિક જગતમાં અમુક એક તત્ત્વ તે આપણે પોતે છીએ અથવા અમુક તત્ત્વ આપણું પોતાનું છે એવું કહેવા જેવી વસ્તુસ્થિતિ છેજ નહિ. પરંતુ આ તત્ત્વજ્ઞાનને સમજ્યા વિના આ મારો દેહ, આ મારૂં ઘર, આ મારાં છૈયાંછોકરાં આવો મોઢેથી નાહક લવારો કરવાની લોકોને ટેવ પડી ગઇ છે. પંચભૂતના કાદવનો બનેલો આ દેહ આત્મતત્ત્વથી તદ્દન ભિન્ન છે. તુકારામ કહે છે કે પણ એ વાત આપણી વાચા ભૂલી ગઇ છે, તેથી કરીને હું આ દેહ છું, આ દેહના સંબંધીઓ એ અમારાં સંબંધીઓ છે આવો હકીકતથી વિરુદ્ધ લવારો કરવાની વાણીને ખોટી ટેવ પડી ગઈ છે.

૩૬૮–પણ દેવ કેટલા બધા દયાળુ છે ? દીનહીન જનોને વિના મૂલ્યે ભવનદીને તરાવી પાર ઉતારનાર ફોકટિયા નાવિક બનીને પોતે બેઠા છે. માત્ર શુદ્ધ ભાવ સહિત વારંવાર તેમના નામનો જીહ્વા વડે જપ કરતા રહેવું જોઇએ. એ દેવ પોતાની

કેડે હાથ દઈ ને ઊભા છે, તે તો છે તેવા ને તેવાજ છે. તે કદી જમીન ઉપર બેસતાજ નથી; ભક્તોનાં પાપપુણ્યનો હિસાબ તપાસી જોતા નથી; ભક્તાની જાત નીચી કે ઊંચી, તેનું કુળ ઉત્તમ છે કે અધમ તેનો કદી વિચાર કરતાજ નથી. તુકારામ કહે છે કે એ દેવ તો એવા છે કે હાંક મારતાની સાથેજ દોડયા દોડયા તમારી સન્મુખ આવીને ઊભા રહે છે અને તમને દર્શન દે છે.

૩૬૯-દેવ પોતાના ભક્તોના પ્રતિ એટલા તો કૃપાળુ છે કે તેમને દીનહીન ભક્તો અતિશય વહાલા લાગે છે. તેમના ઘર-સંસારનો બધોજ ભાર તે પોતાને માથે ખેંચી લે છે અને તેમના યોગક્ષેમની ચિન્તા પણ તેમનેજ હોય છે. વળી ભક્ત કોઈ વાર ભૂલેચૂકે પરમાર્થની પગદંડી છોડીને આડવાટે વળે છે ત્યારે ભગવાન પોતે તેનો હાથ ઝાલીને તેને ખરે રસ્તે વાળે છે. તુકારામ કહે છે કે એકનિષ્ઠપણે પોતાનું અનુસરણ કરનારા ભક્તને માટે ઉપર કહ્યાં તે બધાંજ કામ ભગવાન કરતા રહે છે.

૩૭૦-અમે પરમભાવિક ભક્તોના સિવાય વેદશ્રુતિને જાણનારા બીજા કોઇ છેજ નહિ; અથવા અમે પરમભાવિક ભક્તોના સિવાય બીજા કોઇ પણ વેદની શ્રુતિઓને તેમજ હરિને જાણનારા છેજ નહિ. હરિનું રૂપ અમને અતિશય પ્રિય છે અને તે રૂપનો જેટલો લાભ લેવો જોઇએ તેટલો લાભ અમે લીધો પણ છે. અમે હરિવિષયક ભાવને લીધે ઘણાજ બળવાન બની ગયા છીએ. હે દેવ! તમને અમે અમારાં હૃદયની અંદર સાચવી રાખીશું; કારણકે તુકારામ કહે છે કે અમને તમારે વિષે મોટો ભય એ છે કે અમે તમને હાંક મારીએ પણ બોલાવતાની સાથે વખતે તમે ન આવી પહોંચ્યા તો? એટલા વાસ્તે અમે તમને અમારે હૈયેથી વેગળા થવા દેનારજ નથી.

૩૭૧-મન વિષયોના ઉપર એવું લોલુપ થઈ ગયું છે કે ફરી ફરીને વિષયોના ભણીજ દોડી જાય છે. એ મનને જે કોઇ ફરીને વિષયોથી દૂર રાખી શકે છે તેજ ખરેખરો બળવાન છે અ અખિલ ભૂમંડળમાં તે એકલોજ શૂરવીર છે. એ મન જ્ય તમારા ઉપર આક્રમણ કરીને તમને ઘેરી લેશે ત્યારે તમને કે કેવા પ્રકારની હાનિ થશે તેનો તમને અત્યારે ખ્યાલ પણ આવ મુશ્કેલ છે. તુકારામ કહે છે કે એ મને તો ઘણાય શાણા કહેવા લોકોને પણ ફસાવી માર્યા છે.

૩૭૨-હે મારી વાણી! તું વિઠોબાનું મીઠું મધુરૂં નામ નિરંતર જપતી રહેજે. હે મારી આંખો! તમે વિઠોબાના મધુરા મુખડાનાં દર્શન કર્યા કરજો અને તેના સુખનો સ્વાદ લીધાજ કરજો. હે મારા કાન! તમારે તો વિઠોબાના ગુણાનુવાદજ અહોનિશ શ્રવણ કરવા. હે મારા મન! તું ફરી ફરીને વિઠોબાના ચરણ પ્રતિજ દોડી જજે અને નિરંતર ત્યાંજ સ્થિર થઇને રહેજે. તુકારામ કહે છે કે હે મારા જીવ! તું કેશવ દેવનો આશ્રય કદી છોડી દેતોજ નહિ.

૩૭૩-હે દેવ! તમારા ગુણ ગાતાં અને તમારૂં રૂપ નિહાળતાં મારૂં મન કદી ધરાતુંજ નથી. એવા મારા પાંડુરંગ ઉત્તમોત્તમ છે. તેમનું સ્વરૂપ શ્યામસુંદર છે. ભગવાનનું સ્વરૂપ સર્વ પ્રકારના મંગળના સારરૂપ છે અને તમામ પ્રકારની સિદ્ધિઓને રહેવાના ભંડાર સમાન છે. તુકારામ કહે છે કે હરિનું સુખ અનંત અને અપાર છે, તેને કોઈ સીમા છેજ નહિ.

૩૭૪-હે દેવ! જો હું પતિત ન હોઉં તો તું પાવન પણ કોને કરે અને પતિતપાવન પણ શી રીતે કહેવાય? એટલા વાસ્તે મારૂં પતિતપણું સાર્થક છે; નહિ તો હે કૃપાનિધિ! તમે પતિત-

પાવન ન કહેવાતાં એકલા પાવનજ રહી જાત. સંસારમાં લોઢું છે તો પારસમણિનો મહિમા છે. લોઢું ન હોત તો તે સોનું બનાવતજ કોને અને તેનો મહિમા આટલો બધો પ્રસિદ્ધિને પામતજ શી રીતે? દુનિયામાં ઘણાય પથરા છે, તેવો તે એકાદ પથરોજ ગણાત. તુકારામ કહે છે કે યાચના કરનારા લોકો છે ત્યારે તો કલ્પવૃક્ષનું કલ્પવૃક્ષપણું સાર્થક છે અને તેથીજ તેનું આવડું બધું સન્માન થાય છે.

૩૭૫–ફક્ત દેવના સંબંધમાં ચિત્તની અંદર શુદ્ધ ભાવજ હોય તો પછી બીજી કોઇ પણ મુક્તિની કશી જરૂર રહેતી નથી. મારા શુદ્ધ ભાવની સહાયતા વડે મારો જીવ આ રહસ્ય બરાબર સમજી ગયો છે. એક દેવની બાબતમાંજ નિરંતર એકસરખાં ભાવભક્તિ ચાલુ રહે તો તેટલા વડેજ બાકીનું બીજું બધું આવી મળે છે. એના વડે સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે. તુકારામ કહે છે કે નારાયણને ઉપર કહી તેવી માનસિક પૂજાજ બહુ ગમે છે.

૩૭૬–મારે તો ફક્ત સંતોનોજ આધાર છે. હે દેવ! તમે તો એક, અક્ષય અને વિકાર રહિત છો. હે ભગવન્! તમે આ બાબત જરાક વિચાર તો કરી જુઓ. અમારી સાથે તમારે હોડ કરવી નહિ. તમે એક શબ્દ પણ બોલી શકવાના નથી અને અમે તો રોજ રોજ તમને મહેણાંટોણાં મારતાં કદી પાછી પાની કરવાના નથી. તુકારામ કહે છે કે તમારા ભેદશૂન્ય રૂપની બાબતમાં તમારા એકપણાની કલ્પના અમારે ગળે ઊતરતી નથી.

૩૭૭–હે દેવ! તમારી પાસે મારે એકજ માગણી કરવાની છે અને તે એ કે મને તમારા ચરણની સેવા કરવાનો નિરંતર સુયોગ આપતા રહો. એના બદલામાં તમે કદાચ મને ચાર પ્રકારની મુક્તિઓ અને નાના પ્રકારની ઋદ્ધિસિદ્ધિઓ આપવા

માંડશો તો પણ હું તેમાંનું કશુંજ લેનાર નથી. મને તો સદાકાળ સંતોની સંગતિ અને તજ્જનિત પ્રેમાનંદનું સુખજ આપજો. તુકારામ કહે છે કે મારી તો તમામ મનઃકામનાઓ તમારા ભાવ વડેજ પૂર્ણ થઇ ગઇ છે.

૩૭૮–હે દેવ! હું તમારો શરણાગત છું અર્થાત્ જન્મોજન્મ તમારો તાબેદાર આજ્ઞાકારી સેવક છું. હે દેવ! તમને બાદ કરીને મારામાં કશાજ રામ નથી. તમારૂં નામ-સંકીર્તન કરવું એજ મારી ગાયનકળા છે. તુકારામ કહે છે કે મેં તો તમારા નામનાંજ ઘરેણાં મારે શરીરે ધારણ કર્યાં છે.

૩૭૯–શું હું સંસારસિંધુની પેલી પાર આવ્યો ગયો છું? માગ મનમાં તો ક્યારનીય એ વાતની ખાત્રી થઇ ચૂકી છે. મેં તો સંસાર માત્રનો ત્યાગ કરી દીધો છે અને તારૂં નામ મારે ગળે ટાંગી બાંધ્યું છે હવે મને કોઇ પણ વિષયના સબંધમાં જરા પણ ભય જેવું છેજ નહિ. તુકારામ કહે છે કે હવે તો મારી પાસે એક હરિને બાદ કરતાં બીજું કશુંજ રહેવા પામ્યું નથી.

૩૮૦–સત્કૃત્યહીન અને બુદ્ધિહીન એવો હું છું તોપણ હું તારો દીનદાસ છું. હે દેવ! તમે મારૂં રક્ષણ કરો અને મારા મનનો ટળવળાટ દૂર કરો. મારામાં કોઇ પણ પ્રકારના ગુણદોષ ને આવવા દેશો મા. તુકારામ કહે છે કે મેં અસંખ્ય અપરાધ કર્યા છે પણ તે બદલ તમે મને ક્ષમા કરો.

૩૮૧–જો મૂળમાં પાણીજ ચોખ્ખું ન હોય તો પછી કપડાંને ગમે તેટલો સાબુ લગાડતાં પણ તે ચોખ્ખાં થવાનાં હતાં? જો પાણી મેલું હોય તો એકલા સાબુથી લૂગડાં ધોવાય નહિ. તેવીજ રીતે જો ચિત્ત શુદ્ધ ન હોય તો આત્મબોધથી કશો ઉપ-

કાર થાય નહિ. ઝાડજ વાંઝિયું હોય અને તેથી તેને ફળફૂલ ન આવે તો તેમાં વસંત ઋતુનો શો દોષ કાઢવો? બાઈડી જાતે વાંઝણી હોય તો તેનો પતિ શું કરે? નપુંસક પુરુષને પાલે પડેલી સ્ત્રીને છોકરાં ન થાય તેમાં તે સ્ત્રીનો શો વાંક? જીવ ગયા પછી શરીર શી પ્રવૃત્તિ કરવાનું હતું? તુકારામ કહે છે કે પાણી સીંચ્યા વિના અનાજ શી રીતે પાકવાનું?

૩૮૨–હે દેવ! અમે તો તમારાં ગોધાં લાડકવાયાં અને મોઢે ચઢાવેલાં બાળકો છીએ. અમારા સિવાય તમારૂં નામ લેનાર બીજું છે કોઇ? અમે ન હોઇએ તો તમારૂં નામજ કોણ લેવાનું હતું? હે દેવ! અમારા સિવાય તમને પિંડદાન દેનાર પણ કોણ છે? અમારા સિવાય તમારી આગળ ને પાછળ તમને તડ અને ફડ સંભળાવી દે એવું બીજું છે કોઇ? તુકારામ કહે છે કે હે દેવ! અમે તમારે પાલે ન પડયા હોત તો તમારો ભાવ પણ કોણ પૂછત? અને તમે પોતાના ખોળામાં બેસાડીને કોને લાડ લડાવત તે કહોને?

૩૮૩–ખેતીવાડી કરનારા ખેડૂતો એક બીજનો નાશ કરીને અર્થાત્ તેને ભોંયમાં દાટીને તેમાંથી બીજા સેંકડો દાણા પેદા કરી લે છે અને તેમનો ઉપભોગ કરે છે. આ વાત નાના મોટા તમામ જીવો સારી રીતે જાણે છે. આપણા પોતાના જીવનો ભોગ આપ્યા વિના એમ ને એમ ફોકટમાં લાભ થતો નથી. તુકારામ કહે છે કે રણસંગ્રામમાં પોતાના જીવની કુરબાની કરનારને બેવડો ફાયદો થાય છે. (આ લોકમાં કીર્તિ મળે છે અને પરલોક-ની પણ પ્રાપ્તિ થાય છે.)

૩૮૪–અત્યાર સુધીનું મારૂં આયુષ્ય વ્યર્થ ગયું છે અને તેથી કરીને મને ઘણું ભારે નુકસાન થયું છે. હે હરિ! એટલા વાસ્તે તું હવે અમારો ઉદ્ધાર કરવાને સારૂ ચાલ્યો આવજે. શું બેઠો

બેઠો જોયા કરે છે? આ મારૂ અને આ તારૂં, એમ કરતાં કરતા બધુ ય આયુષ્ય વીતી જશે અને આખરે મોઢાના ઉપર માટી પડશે. આમ છતાં પણ મન એવું છે કે એક ક્ષણવાર પણ નિરાતે બેસવા દેતું નથી. એ મન જન્મમૃત્યુરૂપી નદીમાં ડુબાડી મારે છે પંચવિષયરૂપી લૂટારાઓએ ધાડ પાડીને મારૂ સર્વસ્વ લૂટી લીધું છે. તુકારામ કહે છે કે હે દેવ! હુ તમારે શરણે આવ્યો છું, માટે હવે તમે મારા ઉપર કૃપા કરો.

૩૮૫–હે દેવ! અમે આજ દિન પર્યંત દારિદ્રય અને દુ:ખ ભોગવ્યાં અને નીચે ગણાવેલી બાબતોની અમે તને પ્રાપ્તિ કરાવી, પણ તેવડે અમારો શો ઉપકાર થયો અને અમને એવડો શો લાભ થઈ ગયો કે તું હવે અમને તદ્દનજ વિસારી બેઠો છે? અમે અમારા ભક્તિભાવ વડે તને નામરૂપ આપીને સગુણ બનાવ્યો અમે એવું કર્યું ન હત તો તને દેવ તરીકે ઓળખત જ કોણ? તુકારામ કહે છે કે હે હરિ! તને નામરૂપરૂપી ઘરનો આશ્રય તો અમેજ આપ્યો છે!

૩૮૬–અમારે જે જોઇએ તે વસ્તુ માગી લેવાનો અમારો અધિકાર ખરો કે નહિ? પણ હે દેવ! જો અમે તે વસ્તુ બહુ જોર કરીને માગી હત તો તેથી તમને બહુ અનુચિત લાગત તેથી કરીને અમે તેવુ કરતા નથી, પરંતુ હવે તમારે અણઘડીજ અમારા અને તમારા વ્યવહારની ચોખવટ કરી દેવી પડશે. તુકારામ કહે છે કે નહિ તો અમે તમારે સાઉ ઊભા રહેવા જેટલુ પણ ઠામ-ઠેકાણુ નહિ રહેવા દઈએ

૩૮૭–હે દેવ! અહીં આવો. હવે અમારે તમારા કેટલા કાલાવાલા કરવા પડશે? મારૂ પ્રારબ્ધ બહુજ બળવાન છે અને તેના જોર આગળ તમારૂ કાંઈજ ચાલવાનુ નથી. હે પંઢરીનાથ!

હું પતિતપાવન છું એવી એવી તમે હંમેશાં ડિંગ મારો છો, પણ તે તમારી ડિંગ હું અવળી કઢાવું ત્યારે ખરો! તુકારામ કહે છે કે બળવાન માણસ નિર્બળના કાન આમળે છે એ સંસારનો નિયમ છે.

૩૮૮–એવી તે કયી વાત છે કે જે એકલા વિઠ્ઠલનું ચિંતન કર્યાથી સિદ્ધ ન થાય? બધુંજ સિદ્ધ થઇ જાય છે. વિઠ્ઠલનું ધ્યાન એ સૌ સાધનોનો એક માત્ર સાર છે. તે સંસારસમુદ્રને પેલે કિનારે લઇ જાય છે. વિઠ્ઠલનુ ચિંતન કરનારને અસંખ્ય તપ, અસંખ્ય યોગ અને અસંખ્ય યજ્ઞયાગ કર્યાનું ફળ મળે છે. તુકારામ કહે છે કે 'વિઠ્ઠલ' એટલા ત્રણુજ અક્ષરનો તમે જપ કરજો.

૩૮૯–કોઇ ગમે તેવો દુરાચારી ભલે હોય, પણ જો તે એક વાર પણ પોતાને મોઢેથી હરિનામનો ઉચ્ચાર કરશે તો હું મન, વાચા અને કાયા વડે તેનો દાસ થઇને રહીશ. હરિના ગુણ ગાતી વખતે મનમાં ભાવ ન હોય તોપણ ચાલે; અનાચાર થઈ જાય તોપણ કાંઇ ચિન્તા નહિ, પણ મોઢેથી તો હરિનામનો ઉચ્ચાર કરતા રહેવુ જોઇએ. એવો માણસ ઊંચા અને પવિત્ર કુળનો હોય કે પછી નીચ ચાંડાળ જાતિનો હોય તેનું કાંઇ નહિ. તુકારામ કહે છે કે કોઇ ગમે તેવો હોય પણ જો તે પોતાને હરિનો દાસ કહેવડાવતો હોય તો તેને ધન્ય છે.

૩૯૦–પ્રહ્લાદે જ્યાં 'હે નારાયણ!' કહીને એકજ વાર પોકાર કર્યો કે તરતજ તેનુ રક્ષણ કરવાને સારૂ ભગવાન દોડતા આવ્યા અને થાંભલો ફાડીને તેમાંથી પોતે પ્રકટ થયા. મારી વિઠોબા માવડી વિના આવો દયાળુ બીજો હોયજ કોણ? તેને તો જ્યાં એક વાર યાદ કર્યા એટલે તરતજ ભારે ઉમળકા સહિત દોડી આવીને બોલાવનારને પ્રેમાલિંગન દે છે. તુકારામ કહે છે કે

હરિનામનું ગાન કરવાથી સાયુજ્ય મુક્તિ મળે છે.

૩૯૧-લોહચુંબકની આકર્ષણશક્તિના જોરથી લોઢાનો કટકો અદ્ધર ઊભો રહે છે; તેજ પ્રમાણે અમે પોતે કાંઇ કરતા નથી, પણ અમારી અંદર-બહાર, હે દેવ! તમેજ બધા ખેલ ખેલો છો. દોરો અગ્નિમાં નાખતાની સાથે બળી જાય છે, પણ એજ દોરાને મહોરાની આસપાસ લપેટીને અગ્નિમાં નાખીએ તો તે તેવો ને તેવોજ રહે છે અને અગ્નિની તેને આંચ પણ લાગતી નથી. તુકારામ કહે છે કે ચંદન વૃક્ષના યોગ વડે તેની પાસે ઊગનારાં બીજાં વૃક્ષોના ગુણ-ધર્મ જતા રહે છે અને તે બધાંજ ચંદનના જેવાં ખુશબોદાર બની જાય છે.

૩૯૨-માથા ઉપર લાંબા લાંબા વાળ વધારીને કેટલાએ ઢોંગી અને પાખંડી લોકો પોતાનામાં ભૂતનો આવેશ આવતો હોય એવો ડોળ કરે છે; પણ એવો બાહ્ય દેખાવ કરવાથી ખરેખરા ભૂવા થવાતું નથી; કારણકે તેમનામાં સ્વાનુભવનું આમળા જેવું મીંડું હોય છે. એવુંજ સંતપુરુષનું પણ સમજવું. સંતોના બાહ્યાચરણની નકલ કરવાથી સંત થવાતું નથી. પાખંડી લોકો પોતાની આસપાસ મૂર્ખ પુરુષોને અને બાઇડીઓને ભેગાં કરીને નાના પ્રકારનાં શુકન કહેવાનો ઢોંગ કરે છે, પણ એવા ઢોંગી લોકોથી ગોવિંદ તો બહુજ દૂર રહે છે, એવું તુકારામ કહે છે.

૩૯૩-પોતાનાં મન અને ઇન્દ્રિયોનો દાસ થઇ રહેનાર મૂર્ખ ગધેડાને અમે અમારી સમક્ષ ઘોડો બનાવી દઇશું અર્થાત્ અમે તેને ઇન્દ્રિયોના દાસત્વમાંથી છોડાવીને ઇન્દ્રિયોનો સ્વામી અને સાચો સાધુ બનાવી દઇશું. નીચ કૂતરો પોતાનું ઓકેલું પોતેજ ફરી ફરીને ચાટે છે અર્થાત્ વારંવાર નીચ કર્મ કરે છે; એવા માણસની પાસે તેની પ્રતિજ્ઞાનું પાલન કરાવવું હોય તો પ્રથમ

તેની વાણી શુદ્ધ કરવી જોઇએ; અને તે કામ પણ અમે કરીએ છીએ. તુકારામ કહે છે કે કોઇ શઠ અને છેકજ રઢણાતલ જેવો થઇ ગયો હોય તેને પણ યોગ્ય સમયે શુદ્ધ કરી દઇએ છીએ.

૩૯૪–મારી નાની વયમાં જ્યારે મને કશું જ્ઞાન ન હતું અને સંસારની ફિકર-ચિંતા કરતાં હું શીખ્યો ન હતો, તે વખતે મારા બાપનું મૃત્યુ થયું. હે પાંડુરંગ ! હે વિઠ્ઠલ ! જે તારૂં છે તે બધું મારૂંજ છે; આથી કરીને મારા કામમાં બીજા કોઇનું કશું પ્રયોજનજ રહેતું નથી. બાઇડી મરી ગઇ તો તે પણ બિચારી છૂટી અને મને નિરાંત થઇ. ભગવાને દયા કરીને મને માયાના બંધનમાંથી છૂટો કર્યો. છોકરો મરી ગયો તે પણ ઘણું સારૂંજ થયું. હવે મને માયાથી મુક્ત કર્યો. તુકારામ કહે છે કે મારી મા મારી નજર આગળ મરી ગઇ એટલે તેની ચિન્તામાંથી પણ હું છૂટી ગયો.

૩૯૫–સૌથી વિશેષ અગત્યની બાબત તો એ છે કે આપણું દેહાભિમાન તદ્દન ગળી જવું જોઇએ. એવી સ્થિતિ પ્રાપ્ત થવી એનુંજ નામ તપ અને એનુંજ નામ યોગ. જો તમારે પરમાર્થની સિદ્ધિ કરવીજ હોય તો તમારે બીજું બધું રહેવા દઇને આ એકજ કામ કરવું જોઇએ અર્થાત્ દેહાભિમાનને ગાળી નાખવું જોઇએ. આ પદ્ધતિ ઘણીજ ઉત્તમ અને તદ્દન સત્ય છે એમ થવાથી જન્મ-મૃત્યુની સાંકળ તૂટી જશે અને દેહના સંબંધનો ભાર પણ દૂર થઈ જશે તુકારામ કહે છે કે માનાપમાનનું બંધન પણ તૂટી જાય છે; એટલે કે એના સંબંધમાં પ્રીતિ તે અપ્રીતિ જેવું કાંઇ રહેતું નથી.

૩૯૬–સ્નાન-સંધ્યા તો મુકરર વખતે બરાબર કર્યાં તો ખરાં, પણ પારકાનું અન્ન ખાધું એટલે બધુંજ કરેલું ફોગટ ગયું. એવા પુરુષને તેમની સંધ્યા-પૂજાથી કશોજ લાભ થતો નથી, તેમ કશું નુકસાન પણ થતું નથી. જમા અને ઉધાર બેઉ પાસાં સરખે-

સરખાં થઇ રહે છે. મજૂરે મજૂરી કરી, અને જેટલું મહેનતાણું મળ્યું તેટલું ખાધાખરચમાં પૂરૂં થઇ ગયું, અને સિલકમાં ઘાસ કાપવાનું દાતરડું અને ભારો બાંધવાનું દોરડું-એ બે વાનાં રહ્યાં. તુકારામ કહે છે કે જેનામાં સાત્વિક ધૈર્યનો અભાવ છે તેને કદી દેવનાં દર્શન થતાં નથી.

૩૯૭-કોઇ એક ગાંયજો પોતાનો અસ્ત્રો લઇને તે વડે એક સિપાઇને મારવા દોડયો. ગાંયજાને આવતો જોઇને સિપાઇએ પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી અને તેને મારવા ધસ્યો. કોઇએ તે સિપાઇને કહ્યું કે, 'અરે ભલા માણસ! હજામ જેવા ક્ષુદ્ર જીવને તલવાર લઇને મારવામાં તારી શોભા વધશે નહિ, પણ ઊલટી ઘટશે; માટે કશી ધાંધલ ન કરતાં ડાહ્યો થઇને બેસી રહે. વધારે બોલીશ તો તેમાં તારી પોતાનીજ ફજેતી થશે.' અતિશય ક્રોધને વશ થઇને બીજાનું માનભંગ કરવા તૈયાર થનાર નામર્દને સજા કરવાને સારૂ સિપાઈ કે ઘોડેસવારનું શું કામ હતું? તુકારામ કહે છે કે નામર્દને પાંશરા કરવાને માટે પહેલવાનનો ખપ પડે નહિ.

૩૯૮-ભક્તોનાં અંતઃકરણમાં ભગવાનના પ્રત્યે જે પ્રેમ હોય છે તે પ્રેમજ ભગવાનને બાંધી રાખવાનું દોરડું છે. એ પ્રેમના દોરડા વડે બંધાયેલા ભગવાન જ્યાં જ્યાં તેમને તેમના ભક્તો લઇ જાય છે ત્યાં ત્યાં જાય છે. ભગવાનને તેમના ભક્તજનોએ પોતાનાં મન, વાણી અને કર્મ બધુંજ અર્પણ કરી દીધું છે. તમામ સત્તા દેવની એકલાનીજ છે અને બધુંજ તેમના હાથમાં છે, પછી મારે શા વાસ્તે આકુળવ્યાકુળ થવું જોઇએ? તુકારામ કહે છે કે મને જેમ ભગવાન રાખશે તેમ મારે રહેવું છે.

૩૯૯-જે પદને પ્રાપ્ત કરવાની તમને મનમાં ઇચ્છા હોય તે

પદે તમને પાંડુરંગ લઇ જઇને બેસાડી દેશે. પોતાના મનની અંદર તેમનું ચિંતન કરવાથી ભગવાન આપણા ચિત્તને પોતાના સ્વરૂપ વડે વીંટી વળે છે. ઇચ્છિત ફળની પ્રાપ્તિ કરવી હોય તો પ્રથમ પોતાનામાં ભગવચ્ચિંતન કરવાનું બળ હોવું જોઇએ. તુકારામ કહે છે કે જેનામાં એવું બળ છે તેને કશી વાતનો અભાવ હોતો નથી. સિદ્ધિઓ તો એવા પુરુષના ચરણની દાસી થઇને રહે છે.

૪૦૦–જેનું હૃદય શુદ્ધ છે એવા ભાવિક ભક્તને ધન્ય છે. જે માણસ દેવની પ્રતિમાની સ્થાપના કરીને ખૂબ પ્રેમભક્તિપૂર્વક તેનું પૂજન કરે છે તે ભક્તને ધન્ય છે. સંતજનો કહે છે કે એવા ભક્તોનું ખરેખરૂં બળ તેમના ભાવમાં રહેલું છે. તેઓ વિધિનિષેધને જાણતા નથી અને તેમના ચિત્તમાં કેવળ હરિવિષયક નિષ્ઠાનુંજ પ્રાધાન્ય હોય છે. તુકારામ કહે છે કે દેવ, તેમના ભાવને અનુરૂપ આકૃતિ ધારણ કરીને તેમને કૃતાર્થ કરે છે.

૪૦૧–જે શિષ્ય મૂળથીજ આળસુ હોય તેને તેના ગુરુનો ઉપદેશ પણ તેના આળસુપણાના જેવોજ ચાળી રહેવાનો. એવા શિષ્યને વિધિનિષેધની કડાકૂટ તો રહેવાનીજ નહિ! મતલબ કે એવો માણસ પોતાના સ્વધર્મને અનુકૂળ આચરણ કરતો નથી અને વિધિયુક્ત કર્મ પણ કરતો નથી. તે તો એવું અવળું સમજી બેસે છે કે હું મારા મનનો રાજા છું અને મારી મરજી પ્રમાણે વર્તવું એજ મારો ધર્મ છે. તુકારામ કહે છે કે પોતાના મનનું કહ્યું કરનાર મનુષ્ય નથી પણ ગધેડો છે.

૪૦૨–જે મનુષ્ય પ્રેમાવેશ સહિત હરિનામ ગાતાં ગાતાં નૃત્ય કરે છે, હાથ વડે તાળીઓ વગાડે છે અને કોઈ વાર ભાવાવેશના આવેગથી વિહ્‌વલ થઇને જમીન ઉપર આળોટી પડે છે એવો ભોળો, સરળ મનનો, ભાવિક હરિભક્ત મને ઘણો પ્રિય

લાગે છે એવા ભક્તને લોકલજ્જા તો લેશમાત્ર પણ હોતી નથી, કારણકે તેને લોકોની સાથે કોઈ પણ જાતનો વ્યવહાર અથવા સબધ હોતો નથી તુકારામ કહે છે કે હરિપ્રેમના આવેગને લીધે જેનો કઠ ગદ્ગદ્ થઇ જાય છે, જેના નેત્રમાથી આનદાશ્રુનો પ્રવાહ વહે છે તે ભક્તને ધન્ય છે

૪૦૩–[ ઉપરના અભગની સાથે આ અભગનુ અનુસધાન છે એમ સમજી લેવુ ]

જે માણુસ હરિકથા કરતી વખતે પૂર્ણ પ્રેમ અને ભાવભક્તિ બતાવે છે અને મનમા તો પાપકર્મ કરવાની અભિરુચિ રાખ્યા કરે છે, જે પોતાના કાનમા તુલસીપત્ર ખોસે છે, ચોટલીએ દર્ભની સળી બાધી રાખે છે અને એવો બાહ્ય ઠાઠ કરીને ખોટુ ખોટુ નાક પકડીને ધ્યાન ધરવાનો ઢોંગ કરે છે, જે દુષ્ટ નીચ મનુષ્ય શરીરે દ્વાદશ તિલક ચીતરે છે, માથે ભગત લોકોના જેવી કાનટોપી પહેરે છે, ગળે તુલસીની માળાઓ પહેરે છે, અને દેવની આગળ પોતાનુ પેટ ભરવા સારૂ કથા વાચવા બેસે છે, વળી કથા કરતા કરતા સાભળવા બેઠેલી સ્ત્રીઓના ઉપર પાપ ભરી નજર નાખે છે અને તે છતા પણ કથા કરતા કરતા જૂઠો જૂઠો રડે છે, ધ્રૂજે છે, આળોટી પડે છે, આખોમાથી હરિપ્રેમના અશ્રુ ટપકાવે છે, તુકારામ કહે છે કે તે માણુસ જૂઠો અને ઢોંગી છે દેવ તેનાથી આઘા ને આઘાજ રહે છે

૪૦૪–હે દેવ! નાસ્તિક લોકો જ્યારે મારી પૂઠે પડે છે ત્યારે તેમને તે હુ શુ કહુ? કુ ગળી ખાઈ જાણુનારાઓને કસ્તૂરીની સુવાસ કેવી હોય તે કહેવુ જ કેવી રીતે? જેઓ જાતે ભીખ માગીને પેટ ભરે છે તેમને લક્ષ્મી શી વસ્તુ છે તેનુ જ્ઞાન હોતુ નથી, અને કોઇ તેમને કહે તો તેમા તેમને સમજ પડતી નથી

વળી જે બાબતમાં મને પોતાને પણ પૂરી સમજ ન હોય તેને વિષે મને પૂછી પૂછીને તે લોકો મારો જીવ ખાઈ જાય છે. જવાબ નથી આપતો ત્યારે મારે પગે એવા વળગી પડે છે કે છોડાવ્યા છૂટતા નથી. હે દેવ! હું તો એક તમારા ચરણનેજ ઓળખું છું. એ સિવાય હું બીજું કશું જાણતો નથી. સર્વત્ર તમે એકલાજ મારા સર્વસ્વ છો. તુકારામ કહે છે કે એવા લોકોના મોઢાં બંધ થઈ જાઓ. એવા લબાડીઓની જોડે વાદવિવાદ કરવામાં મારાથી તેમને પૂરા પડાય એવું છે નહિ.

૪૦૫–કલિયુગમાં કવિતા કરનારાઓ પાખંડીઓની ટોળી છે. એવા વાચાળ અને લબાડ લોકો આજકાલ કુશળ કવિઓમાં ગણાતા થયા છે. તેમનાં મન તો પૈસા, બાઈડી અને છોકરાંમાંજ રમી રહ્યાં હોય છે અને છતાં મોઢેથી વૈરાગ્યનો જૂઠો પટપટારો કરતા ફરે છે. લોકોમાં માન–પ્રતિષ્ઠા પામવાને સારૂ તેઓ સાધુ-પણાનો ડોળ કરે છે; કથા કરવા બેસે ત્યારે મોઢેથી ત્યાગ અને વૈરાગ્યની વાતો ખૂબ મરીમસાલો ભેરવી ભેરવીને કરે છે, પણ એ બધો તેમનો દંભજ છે; કારણકે તેઓ જે કાંઈ મોઢેથી બોલે છે તેમાંનો એક અંશ પણ તેમના અંતઃકરણમાં હોતો નથી. વેદ ઉપદેશ દે છે કે આત્મા દેહ અને ઇન્દ્રિયોથી અતીત છે અને આત્મસ્થિતિ દેહથી અલિપ્ત રહીનેજ સિદ્ધ થઈ શકે છે પણ એવી આત્મહિતની શિખામણનો તેઓ અમલ કરતા નથી. તુકારામ કહે છે કે એવા લોકોને આખરે યમદંડનો માર સહન કરવો પડશે; કારણકે તેઓ જેવું બોલે છે તે પ્રમાણે આચરણ કરતા નથી.

૪૦૬–સ્ત્રી, પુત્ર, ગૃહ આદિ વિષયોનું સુખ હમણાં તો ઘણુંજ મીઠું લાગતું હશે, પણ પાછળથી યમની સજા ભોગવવી પડશે ત્યારે ઘણું અઘરૂં થઈ પડવાનું છે. યમના દૂત, ઉપર કહ્યા તેવા

વિષયાસક્ત લોકોને ખૂબ નિર્દયપણે મારે છે, ઝૂડે છે અને સાણુસા વડે તેમનાં શરીરને તોડે છે; અને આ પ્રમાણે ઘણા લાંબા વખત સુધી તેમને સતાવ્યાજ કરે છે. યમલોકની અંદર ઝાડનાં પાંદડાં તરવારની ધારના જેવાં તીક્ષ્ણ હોય છે. વળી ત્યાં કાંટાળાં ઝાડ પણ પુષ્કળ ઊગે છે; અને ગરમ ગરમ તેલની કઢાઈઓ ઊકળતી હોય છે. વિષયાસક્ત લોકોને યમદૂતો એવાં કાંટાળાં વૃક્ષોની સાથે ભેટાડે છે, ઊકળતા તેલના કુંડમાં ઝબોળે છે, કાંટા ઉપર અને ઊની ઊની ધરતી ઉપર ચલવે છે, તપાવીને લાલચોળ કરેલા લોખંડના થાંભલાની સાથે ભેટાડે છે. તુકારામ કહે છે કે એટલા વાસ્તે હું વિષયાસક્ત લોકોને વીનવી વીનવીને કહું છું કે હવે પુનઃપુનઃ ગર્ભવાસ કરાવે એવાં કામ કરવાનું છોડી દેજો. આ જન્મજ જાણે છેલ્લો જન્મ હોય એવી રીતે ચાલજો.

૪૮૭–હે દેવ ! હું તો અલ્પ બુદ્ધિવાળો છું, એટલા માટે હું તમારા વારંવાર કાલાવાલા કરૂં છું. હે કેશવ ! મને તમારા ચરણનું દર્શન દો, એમ હું તમને ફરી ફરીને કહું છું. હે નારાયણ ! મારામાં ધૈર્ય લેશ માત્ર પણ નથી, તે પણ હું તમને વારંવાર કહું છું. તુકારામ કહે છે કે હું તો ખરેખરો અભાગિયો છું, એમ જાણીને તમે મારા ઉપર દયા કરો.

૪૮૮–હે દેવ! તારી વાટ જોઈ જોઇને તો મારી આંખો દુખવા આવી. તું મારી આંખોને તારા ચરણના દર્શનનુ સુખ કયારે આપીશ ? હે વિઠાબાઇ ! તું અમારી માવડી છે. તું દયાની શીતળ છાંયડી છે. એટલા વાસ્તે તો હું તારી વાટ જોતો બેઠો છું. હે દેવ ! તમે મને કેમ તરછોડી દીધો છે ? તમે મને પોતાનાથી અળગો કરીને મને બીજા કોને આશરે છોડી દેવા માગો છો ? તમે તમારૂં હૃદય આવડું કઠણ શાથી કરી દીધું ? તુકારામ કહે છે કે હે દેવ ! તમને આલિંગન દેવાને મારૂં મન ઘણુંજ ઉત્સુક થઈ ગયુ છે.

૪૦૯–આ દેહની બાબતમાં મેં ઘણીજ કુશળતાપૂર્વક વિચાર કરી જોયો. મને તો તેમાંથી એટલોજ સાર જડયો કે હરિનું નામ એજ સર્વ સુખનો આધાર છે. જે ઘડીએ મનમાંથી દ્વૈતભાવ સમૂળો નીકળી જશે તેજ ઘડીએ બ્રહ્મસાક્ષાત્કાર થઇ જશે અને શરીર પણ બ્રહ્મરૂપ બની જશે. કોઈ કોઇ લોક યજ્ઞ-યાગ કરે છે અથવા કરાવે છે, કેટલાક લોકો નાના પ્રકારનાં તપ અને વ્રત આચરે છે, પણ એ બધાં કર્મ કરનારના મનમાં ફળની લાલચ રહેલી હોય છે અને હું દેહ છું એવો અહંભાવ અથવા દેહાત્મભાવ પણ હોય છે; આથી કરીને શુદ્ધ પુણ્યનો ઉદય થવામાં ભારે અંતરાય નડે છે. તુકારામ કહે છે કે એક હરિનામની અંદર સર્વ પ્રકારનું સુખ રહેલું છે. મને મારા શરીર-દ્વારા અથવા સ્ત્રી, પુત્ર અને ધનદ્વારા સુખ થાય છે એવી જૂઠી ભ્રાન્તિ જ્યારે મનમાંથી નીકળી જશે અને દૃષ્ટિ નિર્મળ થઇ જશે ત્યારેજ આ વાત સમજાઇ જશે.

૪૧૦–હે દેવ! તમારા ગુણનું વર્ણન કરવા જેટલી બુદ્ધિ હું ક્યાંથી લાવું? વેદ તમારા મહિમાનું વર્ણન કરતાં કરતાં સ્તબ્ધ થઇ ગયા. તેજ પ્રમાણે પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર પ્રકારની વાણીઓ પણ કુંઠિત થઇ ગઈ અને અટકીને ઊભી રહી. હે દેવ! એવું અદ્‌ભુત તમારૂં સ્વરૂપ છે. તમારૂં રૂપ અમારી આંખો જોઈ શકતી નથી. તમારૂં રૂપ જોવા જતાં બ્રહ્માદિક દેવતાઓ પણ હારી ગયા છે. બ્રહ્માને માથે સૃષ્ટિ પેદા કરવાની જવાબદારી છે. બીજા દેવોને માથે પણ તેમના તેમના ભાગનો કર્મનો ભાર હોય છે, આથી કરીને તેમને પણ કર્મનો ખટાટોપ કરવો પડે છે. તુકારામ કહે છે કે તમારાં નામ, તમારા ગુણ અને તમારાં રૂપ એ ત્રણે અસંખ્ય છે, તેથી કરીને હું તેમનું વર્ણન કરૂંજ કેવી રીતે?

૪૧૧-હે દેવ! તારૂ સ્વરૂપ તો કાયા, વાચા અને મન-એ ત્રણેની પેલી પાર છે આથી કરીને તારૂ માપ તો ફક્ત પ્રેમ-લક્ષણા ભક્તિ વડેજ થઇ શકે છે તું દેશ-કાળ-વસ્તુ-પરિચ્છેદ રહિત અનત છે, આથી કરીને હુ તને ઉપર્યુક્ત ભક્તિના માપ વડે માપી લઉ છુ (અર્થાત્ તને સગુણ અને સાકાર માનીને ભજુ છુ ) બીજા કોઇ પણ સાધન વડે અથવા જ્ઞાન વડે તુ હાથમા આવે એવો છેજ નહિ તુકારામ કહે છે કે હુ મારે ભોળે ભાવે તારી જે સેવા કરૂ તે હે કેશવ! તું સ્વીકારી લેજે

૪૧૨-જ્યાસુધી તે પઢરપુર જોયુ નથી ત્યાસુધીજ તુ' વૈકુઠના મહિમાની વાતો કર્યા કરવાનો પઢરપુરમા મોક્ષ અને સિદ્ધિઓ આજ્ઞાંકિત દાસ-દાસીઓની માફક દીનપણે ઘેરેઘેર ફેરા ખાયાજ કરે છે ત્યા તો ઘેરેઘેર તુલસીના વૃન્દાવન છે ઘરના આગણા સાફસૂફ કરીને રગબેરગી રગોળીઓ પૂરીને શોભાયમાન કરી રાખ્યા છે એવી ઉત્તમ પ્રકારની પઢરપુરની શોભા છે ત્યા સર્વત્ર પુરાણની કથા અને હરિનામસકીર્તન થયાજ કરે છે જ્યા જુઓ ત્યા હરિનામના જય-જયકાર થઇ રહ્યા છે અને લોકો મડળીઓ બનાવીને પાડુરગની ઓવીઓ ગાય છે અને ગવડાવે છે ત્યા તમામ પ્રકારના સુખ બધો વખત વાસો કરીને રહ્યા છે એટલા માટે પઢરપુર સાક્ષાત્ બ્રહ્મ છે તુકારામ કહે છે કે અનેકાનેક ચેષ્ટાઓ કરતા પણ જેની પ્રાપ્તિ થવી કઠિન છે તે બ્રહ્મ પઢરપુરમા એક ઇટના ઉપર પ્રત્યક્ષ ઊભા રહ્યા છે

૪૧૩-હે દેવ! જેના યોગ વડે મને તારા ચરણનો વિયોગ થાય એવી કોઇ વાત મારે કાને પડે તો તેથી મને બહુ દુખ થાય છે જે જે માણસોની પ્રાપચિક દુનિયાદારીથી ભરેલી સગતિ વડે મને હાનિ થાય છે, તેમને જોઇને મારૂ હૈયુ કકળી

ઊઠે છે, એટલા વાસ્તે હું તેમને વારંવાર તતડાવી કાઢું છું; પણ તેઓ મારૂં કહેલું હૈયે ધરતાજ નથી. હે દેવ! હું શું કરૂં તે કહે. આ લોકોને સમજાવીને સન્માર્ગે વાળવા જેટલું સામર્થ્ય મારામાં છે નહિ તુકારામ કહે છે કે હે પાંડુરંગ! એ લોકો ફક્ત સંસાર પ્રત્યેની આસક્તિથી આંધળા અને ગાંડા બની ગયા છે. એવા લોકો મારા મોઢા આગળજ ન આવે એવું તું કરજે.

૪૧૪–ડુક્કરને આનંદપૂર્વક નરક ભક્ષણ કરવાનું ગમે છે. એ ડુક્કરને કોઇ કહે કે પકવાન્ન બહુ ઉત્તમ અને સ્વાદિષ્ટ છે, પણ એ વાત તેને ગળે ઊતરેજ કેવી રીતે? એવીજ રીતે ભક્તિહીન લોકોને પાખંડ કરવાનું ગમે છે, તેમને દુનિયાદારી વહાલી લાગે છે. એવા લોકોને પારમાર્થિક વાતોમાં રસ પડતો નથી. કુતરાની આગળ પંચામૃતનું પાત્ર મૂકીએ, તોપણ તેનું ચિત્ત તો હાડકાં તરફજ દોડી જવાનું. સાપને ભલે દૂધ પાઓ, તોપણ તેના મોઢામાંથી જે નીકળશે તે તો ઝેરજ નીકળવાનું એવું તુકારામ કહે છે.

૪૧૫–ગધેડો ભલે ગંગામાં જઇને નાહી આવે પણ તેથી તે કાંઈ શુભ લક્ષણવાળો ઘોડો બની જવાનો હતો? તેજ પ્રમાણે દુર્જનને ગમે તેટલો સદુપદેશ આપો પણ તે નિષ્ફળજ જવાનો. એનું કારણ છે કે તેમનું મન શુદ્ધ હોતું નથી. સાપને સાકરવાળું ગળ્યું દૂધ પાઓ પણ તેથી તેની અંદરનું ઝેર જતું નહિ રહે. તુકારામ કહે છે કે કુતરાને દૂધ પાઇએ પણ તે પીતાની વારનેજ ઓકી કાઢશે.

૪૧૬–જેના શરીરમાં તાવ ધગધગી રહ્યો હોય છે તેને દૂધ કડવું ઝેર જેવું લાગે છે, એજ પ્રમાણે જે પરમાર્થનો ત્યાગ કરે છે તેને ખરેખર સંનિપાતજ થયો છે એમ જાણવું. જેની આંખે કમળો થયો હોય તેને તો ચંદ્રમા પણ પીળો પીળો દેખાય છે.

તુકારામ કહે છે કે જેને દારૂ પીવાનો ચસકો લાગ્યો હશે તેને માખણ ભાવતુંજ નથી.

૪૧૭–એટલા વાસ્તે હે મારા મન! તું ભક્તિહીન લોકોની વાતજ જવા દેજે. તારે ફક્ત હરિનામનાં ચિંતનના વિષયમાંજ ઉદાસીન વૃત્તિ ન રાખવી; એ સિવાય બીજી બધીજ બાબતોમાં સંપૂર્ણ રીતે ઉદાસીન થઇને રહેવું. તારે એવા લોકોની સાથે બોલવુંજ નહિ; કારણકે તેમનાં નામ લેવાથી પણ તારી જીભને પ્રાયશ્ચિત્ત કરવું પડશે. જેમ સવારના પહોરમાં વાંદરાંનું નામ લેવું ન જોઇએ તેમ હરિભક્તિવિહીન લોકોનું નામ આઠે પ્રહરમાંથી કોઇ પણ ઘડીએ લેવા યોગ્ય નથી. તુકારામ કહે છે કે બીજું બધું છોડી દઇને તારે તો માત્ર કલ્યાણનીજ પ્રવૃત્તિ કરવી. તેમ કર્યાથી તું સદાકાળ સુખમાં કાળયાપન કરી શકીશ.

૪૧૮–હે દેવ! તું કાંઈ એવું કર કે જેથી તારા નામનું સ્મરણ કરતાંની સાથેજ અમારો કંઠ ગદ્દ્ગદ્ થઇ જાય. અમારા હૃદયમાં પ્રેમનું એવું મહાપૂર વહેતું કરી દે કે જેથી તારૂં સ્મરણ થતાંને વારજ અમારૂં આખું શરીર રોમાંચિત થઇ જાય, શરીરે પરસેવાની ઝરીઓ ફૂટે, નેત્રોમાંથી આનંદાશ્રુનાં વહેણ વહેતાં થઇ જાય અને અષ્ટાંગસહિત સમસ્ત ઇન્દ્રિયો તારા પ્રેમના આવેશથી ભરપૂર બની જાય. મારા શરીરની તમામ પ્રવૃત્તિ એકમાત્ર તારા નામસંકીર્તનને અર્થેજ થાઓ. બીજી તમામ પ્રવૃત્તિઓને બાદ કરીને હું રાત્રિદિવસ તારા નામમાંજ ગુંથ્યો ને ડુબ્યો રહું. તુકારામ કહે છે કે એમ કરતાં કરતાં જ્યારે કલ્પનો અંત થવાનો વખત આવી લાગે ત્યારે પણ તું મને તારાથી વેગળો કરીશ મા. મને તો બધો વખત સંતોના ચરણ આગળજ વિશ્રાન્તિ લેવા દેજે.

૪૧૯–બાળપણમાં નાના છોકરાંને થનારાં સુખદુઃખની તમામ

વિગત છોકરાંની મા જાણતી હોય છે. તે બાબત છોકરાંને કશી ફિકર-ચિન્તા કરવી પડતી નથી. જે માણસ આંધળાનો હાથ ઝાલીને તેને દોરી જાય છે તેનેજ રસ્તામાંના ખાડાટેકરા, કાંટા, ઝાડીઝાંખરાં અને કયી જગ્યાએ કયી તરફ વળવાનું એ બધી વાતની ફિકર હોય છે, અને એ બધી અડચણોમાંથી તે આંધળાને સહીસલામત લઈ જાય છે. એવીજ રીતે સંકટમાં ઘેરાયેલો નિરાધાર મનુષ્ય કોઈ બળવાન શૂરવીર પુરુષનો આશ્રય માગતો આવે અને તે શૂરવીર પુરુષ તેને અભયદાન દે તો પછી તમામ પ્રકારનાં સંકટમાંથી તેનુ રક્ષણ કરવાની જવાબદારી પેલાને માથે આવી પડે છે. નદીમાં પાણી ચઢયુ હોય અને એવે વખતે કોઈ તારાનો છેડો પકડીને કોઈ નદીમાં પગ મૂકે તો તેને કશી વાતનું કષ્ટ પડતું નથી. પેલો તારો તેને ડૂબવા ન દેતાં અનાયાસે સામે કિનારે લઈ જઈને છોડી દે છે. તુકારામ કહે છે કે એવીજ રીતે મેં પાંડુરંગના હાથમાં મારો જીવ સોંપી દીધો છે, આથી કરીને એ જીવની સારી–માઠી હાલતનો વિચાર કરવાનું કામ તેનું અર્થાત્ પાંડુરંગનુંજ છે.

૪૨૭–તારે વિધિનિષેધની ગૂંચવણમાં તારા મનને ગૂંચવાવા દેવું નહિ. તારે તો ફક્ત મનદ્વારા એકલા પાંડુરંગનું સ્મરણજ કર્યા કરવું, બીજું કાંઇજ કરવું નહિ. તારૂં રક્ષણ કરવાનું કામ તારૂં નથી, પણ પાંડુરંગનું છે. તેં તારૂં બધુંજ ભોજન સુખપૂર્વક ખાઇ લીધું હોય પણ છેક છેલ્લા કોળિયાની સાથે એકાદ માખી જો તારા પેટમાં ગઇ હશે તો તારૂં ખાધેલું બધુંજ પેટમાંથી ઓકી કઢાવશે. એ વાતમાં કોઇનું ડહાપણ તને જરાય કામમાં આવનાર નથી. કયી વાત લાભદાયી છે એ કહેવું સહેલ છે, પણ તે મુજબ વર્તન કરવાનું કામ બહુ અઘરૂં છે. તે તારા પોતાનાથી કે બીજા કોઇનાથી થનાર નથી. એ કામ તો પાંડુરંગ પોતેજ

ફળતાથી કરી લેશે. તુકારામ કહે છે કે અમે જે કાંઇ કહીએ તે ઉપરથી કોઇએ મનમાં ખોટું લગાડવું નહિ. કડવા લીંબડાનો ઉકાળો પાયા વગર જેમ શરીરની અંદરનો વિકાર નીકળે નહિ, તેમ કડવી શિખામણ દીધા વિના અંતઃકરણનો મેલ પણ દૂર થાય નહિ.

૪૨૧–હે દેવ! તારે વિષે મારા મનમાં જે શુદ્ધ ભાવ છે તે ભાવને કદી પણ ઓછો થવા દઇશ નહિ; કારણકે તેમ થવાથી મને ભારે હાનિ થશે. વરસાદની અખંડ હેલી થાય પણ તેથી ફળદ્રુપ જમીનને ફાયદો થાય છે અને રસકસ વગરની સૂકા ભાઠા જેવી જમીનને કશો ફાયદો થતો નથી. કલ્પતરુની તળે બેસીને મનમાં સારી વાતનો સંકલ્પ કર્યો હોય તો તેનું ફળ સારૂંજ મળે છે, પણ જો મનમાં નઠારી ઈચ્છા કરી તો તેનું ફળ ઘણું માઠું આવે છે. કલ્પવૃક્ષ તો જે જેવા સંકલ્પ કરે તેને તેવું ફળ આપે છે. તુકારામ કહે છે કે, અરે ભાઇઓ! આપણાં આયુષ્ય બહુંજ ટૂંકાં છે; એટલા માટે તમારે એવા સંકલ્પ કરવા જોઇએ કે જેથી આગળ જતાં તમારૂં શ્રેયજ થાય.

૪૨૨–હે દેવ! કોઇ પણ બાબતને વિષે મને મનમાં ઘૃણાનો ભાવ ઉત્પન્ન થયા વગરજ મારાથી સ્વાભાવિક રીતેજ એ બધાનો ત્યાગ થઇ જાય છે. સંસારની વિટંબણાઓને લીધે મારી ઘણી માઠી દશા થઇ ગઇ અને મારે ઘણું કષ્ટ વેઠવું પડયું, આથી કરીને હવે મને બધીજ વાતનો કંટાળો આવી ગયો છે. આમ થવાથી મારે કોઇ પણ વિષયનો ઇચ્છાપૂર્વક ત્યાગ કરવાની જરૂર રહીજ નથી. બધા વિષયોનો સહજ ત્યાગ થઇ ગયો છે. સાંસારિક દુઃખો પૈકી એક દુઃખ તો એ હતું કે મારા માથા ઉપર શાહુકારોનું કરજ ઘણું ચઢી ગયું, તેના બોજાને લીધે મારો બધોજ આનંદ સૂકાઈ ગયો. મને કશીજ વાતમાં ચેન

પડતું નહિ. એમ થવાથી સ્વાભાવિક રીતેજ મારો દેહ સર્વ-કર્તવ્યશૂન્ય જડ જેવો બની ગયો અને આ સંસારની આપદાઓને લીધે મારો જીવ તરફડાટ કરતો થઈ ગયો. તુકારામ કહે છે કે એમ થવાથી પારમાર્થિક બાબતમાં સારૂં આળસ, પ્રમાદ વગેરે ઓછાં થઈ ગયાં અને સાંસારિક કામો જે અકર્તવ્ય છે તેમને લગતા તમામ દોષોનું પણ આપોઆપ નિવારણ થઈ ગયું.

૪૨૩–ખેતીવાડી કરનાર ખેડૂતનો જાતિસ્વભાવ એવો હોય છે કે ખેતરમાં વાવણી કરવાનો વખત થાય તે વખતે હજાર કામ પડતાં મૂકીને પણ વખતસર વાવણી કરવાનું ચૂકતો નથી. એવે વખતે તેના ઘરમાં છોકરાનું, બાપનું કે બાઈડીનું મરણ થાય તો પણ ઝટઝટ મરનારને મસાણમાં લઇ જઇને ફૂંકી આવે છે અને સીધોજ ખેતરમાં જઇને વાવણી કરવાના કામ પાછળ મંડી જાય છે. મનુષ્યદેહનું પણ એવુંજ સમજી લેવું જોઇએ. એ પણ પરમાર્થની વાવણી કરવાનો બહુજ દુર્લભ સુયોગ તમને પ્રાપ્ત થયો છે; એટલા માટે પરમાર્થની બાબતમાં તમારે જેટલી થાય તેટલી ત્વરા કરવી ઘટે છે. સંસારનાં તમામ કામકાજને એક બાજુએ ફેંકી દેવાં અને જેમાં આપણું સાચું હિત સમાયેલું છે એવા પરમાર્થની બાબતમાં બને તેટલી ત્વરાથી સિદ્ધિ કરી લેવી. ખેડુત એક ટોપલામાં બીજ લઇને ખેતરમાં વાવણી કરવા જાય છે; પછી તેમાંથી એક મૂઠી બીજ હળના ચવડામાં ભરે છે; તે બીજ જમીનમાં વવાઈ જાય છે અને જ્યારે તેનો પાક તૈયાર થાય છે ત્યારે એક એક દાણામાંથી ટોપલી ટોપલી અનાજ પેદા થાય છે. એજ રીતે પોતાના સ્વહિતની ઉત્તરોત્તર વૃદ્ધિ કરવાનો મનમાં દૃઢ સંકલ્પ કરવો જોઇએ અને તેનો અમલ કરવામાં જરા પણ વિલંબ ન થવો જોઇએ; કારણકે કયી ઘડીએ કાળ આપણા ઉપર ચઢી આવશે અને આપણા આ જીવનનો અંત

આણુશે તેનો કશો નિયમજ નથી. કાળના પંજામાંથી રક્ષણ કરવાનું આપણા હાથમાં નથી. દરેક માણસે આ વાતનો મનમાં વિચાર કરીને વસ્તુસ્થિતિ બરાબર સમજી લેવી જોઇએ અને આ સંસારની ગૂંચવણમાંથી પોતાનો ત્વરાથી છુટકારો થાય તેવા ઉપાય કરવા મંડી જવું જોઇએ. તુકારામ કહે છે કે મેં તો આ શિખામણ મનુષ્ય માત્રને તેમના હિતને અર્થે દીધી છે. તેના ઉપર જે લક્ષ આપશે અને આ મૃત્યુલોકમાં પોતાનું હિત સાધી લેશે તેજ ચતુરમાં ગણાશે.

૪૨૪-રાજાની સવારી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેનું સૈન્ય, રાજછત્ર, ચામર વગેરે રાજચિહ્નો પણ તેની પાછળ પાછળ સ્વાભાવિક રીતે જાય છેજ. રાજા પોતાના સઘળા રાજ-વૈભવને કહેવા બેસતો નથી કે હું અહીંથી બીજે ગામ જાઉં છું, માટે તમે બધા મારી જોડે ત્યાં આવો. એક દેવની કૃપાને બાદ કરીને કોઇ કોઇના ઉપર વાસ્તવિક ઉપકાર કરી શકતું નથી. કોઇ પણ સામાન્ય વસ્તુને બહારથી ખૂબ શણગારીએ, પણ તેની શોભા લાંબો વખત ટકતી નથી. થોડી વારમાંજ તેનું મૂળ સ્વ-રૂપ કેવું હતું તે ઉઘાડું પડી જાય છે. તુકારામ કહે છે કે કોઇના ઘરમાં નારાયણનો વાસ છે કે નહિ અને તેના ઉપર નારાયણની પૂર્ણ કૃપા થઈ છે કે નહિ તેની પરીક્ષા કરવાની એક રીત છે; તે એ છે કે એવા માણસના મનમાંથી તમામ ભેદભાવ નીકળી જાય અને સર્વત્ર અભેદભાવની આણ વર્તી જાય.

૪૨૫-ગાયનું વાછરડું જો તેની માની આગળ આગળ ચાલવા માંડે તો તે વાછરડું જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં ગાય પોતાની મેળે મેળેજ ચાલી આવશે; કારણકે ગાયના દિલમાં પોતાના બચ્ચાને માટે પ્રેમ છે, મમતા છે. તું તારા વાછરડાની

પાછળ પાછળ જા, એવી તે ગાયને શિખામણ દેવાની શી જરૂર છે? પ્રેમનું સૂત્રજ એક જણને બીજાની સાથે બાંધી દે છે, પણ એજ વાછરડું જ્યાં મોટું થયું એટલે ગાય તેને પોતાનાથી વેગળું કરી દે છે અને પાસે આવવા દેતી નથી. તે વાછરડું પોતાની મેળે જોર કરીને તેને ધાવવા જશે તો ગાય તેને પાટુ મારીને કાઢી મૂકશે. તુકારામ કહે છે કે એ બધી વાતો આગ્રહ કરીને બીજાને કહેવા જેવી નથી. એ તો સ્વાનુભવના ઉદ્‌ગાર છે.

૪૨૬–એક ઈશ્વરની સાથે જ્યાં પાકી સગપણની ગાંઠ પડી ગઇ એટલે આખા વિશ્વની સાથે પણ તેવીજ ગાંઠ પડી ગઈ જાણવી; કારણકે ઈશ્વર સર્વવ્યાપક અને સર્વાન્તર્યામી હોવાથી તેના પ્રેમસૂત્ર વડે જીવ માત્ર તેની સાથે તથા એકબીજાની સાથે સ્વાભાવિક રીતે સંયુક્ત થયેલાજ છે. આવા પ્રકારની મૈત્રી અર્થાત્ ઈશ્વરની મારફતે જોડાયેલો સ્નેહસંબંધ ઉપર ઉપરનો તેમજ મલિન હોતો નથી, પણ એના વડે જીવ પોતાના પ્રાણ-જીવન આત્મારામને જઇ મળે છે એમ જાણવું. એવા જીવને આખા વિશ્વનાં તમામ પ્રાણીઓની સાથે એવી એકાત્મતા બંધાઇ જાય છે કે સૌનાં સુખદુઃખનો ધક્કો તેના અંતઃકરણને લાગે છે અને તેનાં સુખદુઃખનો ધક્કો પ્રાણી માત્ર પોતાના મનમાં અનુભવે છે. તુકારામ કહે છે કે આવો શુદ્ધ સર્વાત્મભાવ માત્ર બ્રહ્મનિષ્ઠ મહાત્માના અંતઃકરણમાંજ દૃઢ થાય છે અને તેના વડે તેની શોભામાં પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે.

૪૨૭–મારી તમામ ઇન્દ્રિયોને તેમના તેમના વિષયોમાં પરોવી રાખીને વિષયસેવન કરી કરીને મેં મારી જાતને નષ્ટ કરી દીધી છે. એ બાબત જે જે મારા ઉપર વીત્યું છે તે બધું મેં, હે દેવ! તમારી સમક્ષ નિવેદન કર્યું છે. તમારી સેવા કર-

વાના મારા તમામ સંકલ્પો હવે તમારાથી અજાણ્યા નથી. તમે તેમને સારી રીતે જાણો છોજ. વાસ્તવિક રીતે જે કાંઇ થવું જોઈએ તે બધું યથાવત્ તમે સમજી ગયા છો, એમ જાણીને મારા માથા ઉપરનો તમામ ભાર દૂર થઇ ગયો છે. મન, વાણી અને કર્મ વડે વિષયસેવન કરવાથી હું કોણ, તેનો મને અભ્યાસ થઇ ગયો છે અને તેથી તમારા પ્રત્યેનો મારો ભક્તિભાવ તદ્દન નહિ જેવો બની ગયો છે. તુકારામ કહે છે કે હે નારાયણ! જો મારૂં રક્ષણ કરવાની તમારા મનમાં ઇચ્છા હોય તો આ વખતે દોડી આવીને મારૂં રક્ષણ કરો.

૪૨૮–ઇંટના ઉપર પગ રાખીને ઊભેલા પાંડુરંગનું સ્વરૂપ મારી આંખોની આગળ સદાકાળ એક સરખું સ્પષ્ટ રહ્યાજ કરો; અને મારૂં મન તેમનામાંજ આસક્ત થઇ જાઓ. એવું થશે એટલે હું મારા જીવનની અંદર તેમના સ્વરૂપને પધરાવીશ અને મારામાં રહેલો દેહાત્મભાવ તેમને અર્પણ કરીને હું તેમનું પૂજન કરીશ. આમ કર્યાથી પાંડુરંગના સ્વરૂપનું ધ્યાન મારા અંતઃકરણમાં સ્થિર થઇ જશે અને મારી સાધનાની પૂર્ણાહુતિ થઇ જશે. તુકારામ કહે છે કે હે દેવ! મને તારા શરણ આગળ પડી રહેવા દે.

૪૨૯–અંધકારમાં પડેલી વસ્તુઓના આદિ, અંત અને મધ્યનું જ્ઞાન દીવા વડે થાય છે, એટલા વાસ્તે આપણી પાસે હંમેશાં દીવાનું સાધન હોયજ એવો યત્ન કરવો જોઇએ. આપણે તેના (ઈશ્વરના) સાચા સેવક બની જઇએ ત્યારેજ આપણને તેના ભંડારની ભાળ મળે. જ્યાંસુધી આવો અધિકાર મળે નહિ ત્યાંસુધી સારભૂત ભંડાર આપણી દૃષ્ટિએ પડે પણ નહિ. મેં જ્યારથી હરિભક્તિનો આશ્રય લીધો ત્યારથી મારી તમામ વિષયને લગતી વાસનાઓ નિર્મૂળ થઇ ગઇ છે. હરિની સત્તાનું બળ

મારામાં પૂર્ણપણે વ્યાપી ગયું છે. તુકારામ કહે છે કે આથી કરીને હું સૌના ઉપર મારો પ્રભાવ સ્થાપિત કરીને સૌને હુકમ કરવા સમર્થ થયો છું.

૪૩૦-અમે અમારી દુકાનની અંદર ભક્તિરૂપી માલ ભરી રાખ્યો છે અને અમારી દુકાનની વખાર પણ ઘણીજ મોટી છે. જેને જે વસ્તુ જોઇએ તેને સારૂ તે વસ્તુ અમે અમારી દુકાનની અંદર હમેશાં તૈયારજ રાખીએ છીએ. અમારી દુકાનમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ (સાત્ત્વિક, રાજસિક અને તામસિક) એવી ત્રણે પ્રકારની ભક્તિનો માલ એક બીજાથી અલગ કરીને જેની તેની જગ્યાએ ગોઠવી રાખ્યો છે. તુકારામ કહે છે કે મારી દુકાને આવેલો ગ્રાહક જેટલી કિંમત આપવા રાજી હશે તેને તેવો માલ હું કાઢી આપું છું. જે જેવા દામ ખરચશે તેને તેવો માલ મારી દુકાનેથી મળશે.

૪૩૧-માનું સ્તન બાળક પોતાના મોઢામાં લે છે કે તરતજ મા દૂધનો પાનો મૂકે છે. એવી રીતે બાળકની તેની માના ઉપર અને માની તેના બાળકના ઉપર એમ એકબીજાના ઉપર પ્રીતિ હોવાને લીધે બેઉના મનના લાડકોડ પૂરા થાય છે. ધવડાવતાં ધવડાવતાં બાળકના શરીરને પંપાળતાં જતાં માને તેના ઉપર એવો પ્રેમનો ઉમળકો આવે છે કે તેને પોતાના અંગની સાથે વળગાડી દે છે અને તેમ કરવાથી માનો પ્રેમોલ્લાસ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે. તુકારામ કહે છે કે બાળકના ઉપર નાના પ્રકારના મંદવાડ વગેરે જે કાંઇ દુઃખ આવી પડે છે તે બધાની ફિકર-ચિન્તા તેની માજ કર્યા કરે છે.

૪૩૨-અવગુણની સ્થાપના પૂર્વે કદી કોઇએ કરીજ નથી. અનાદિ કાળથી યોગ્ય આચારનું પ્રાધાન્ય સૌએ સ્વીકાર્યું છે અને

તેજ પહેલેથી અત્યાર સુધી ચાલ્યું આવે છે. એવું હોવાથી કોઈ એકાદ ગરીબ નિર્બળ માણસના નામની દાંડી પિટાવવી એ સારૂં ન કહેવાય. મધ અને મદ્ય એ બે શબ્દો એકજ ધાતુમાંથી વ્યુત્પન્ન થાય છે, તોપણ અંધારામાં દારૂ શા વાસ્તે પીવો જોઇએ? તુકારામ કહે છે કે વ્યાસાદિક સંતોએ મેઘની વૃષ્ટિની માફક કરેલા સહજ ઉપદેશનો ઇચ્છિત પ્રસાદ મને પ્રાપ્ત થયો છે; અર્થાત્ તેઓ જે કાંઇ કહી ગયા છે તેને આધારેજ હું બોલું છું. આ રીતે ગુણ અને અવગુણની પરીક્ષા થઇ શકે છે.

૪૩૩–સો ભૂતમાત્રમાં એક ભગવાનજ કેવી રીતે વ્યાપીને રહેલા છે તેનું રહસ્ય મને સમજાઇ ગયું છે, એટલે હું જે કાંઈ બોલું છું તે તાતાં તીરના જેવું તીક્ષ્ણ બોલું છું. જેનામાં જેવા ગુણ હોય તેવું અને તેટલુંજ તે સમજી શકે છે; અથવા જેની સત્તાવડે મારાં વાગણાણ છૂટે છે તે એકલોજ તેના ગુણને જાણે છે. દોષ અને ગુણની પરીક્ષા કરીને યોગ્ય ઉપદેશ કરવો જોઇએ. તુકારામ કહે છે કે ખરી વાટ ભૂલી જઈને કોઇ આડે રસ્તે વળી જાય તો તે આખરે ચાલ્યો ચાલ્યો જંગલમાં જઇને ભૂલો પડે અને તેને અંગે કાંટા લોકાય.

૪૩૪–અમારી ખૂબી એ છે કે અમે અનીતિને માર્ગે જનારા જીવોને નીતિનો માર્ગ બતાવીએ છીએ અને અમારે બતાવેલે રસ્તે જે ન ચાલે તેનો અમે ફજેતો પણ કરીએ છીએ. એક પરમાત્માના નામનો ખરેખરો ડંકો વગાડવામાં શો દોષ છે? અને એવું કરવા જતાં કોઇ કોઇ લોકો અમારા ઉપર ગુસ્સે ભરાય તો તેમનાથી અમે થોડાજ ડરી જવાના હતા? જ્યાં રામકૃષ્ણના નામનાં બાણ છૂટી રહ્યાં હશે ત્યાં અવિદ્યાથી ટકીને ઊભાં નથી રહેવાવાનું. તુકારામ કહે છે કે અહીં સત્ય વસ્તુનોજ ઉપદેશ.

કરવામાં આવે છે. આથી કરીને અમારે ત્યાં જૂઠી વાતોનું કાંઈ ચાલવાનું નથી.

૪૩૫-નકટો માણસ આરસીમાં-પોતાનું મોઢું જોઇને લજવાઇ મરે છે. ખોડ તેના મોઢાની છે, આરસી તો જેવી છે તેવી ને તેવીજ ખોડ-ખાંપણ વિનાની છે; પણ તે છતાં પેલો નકટો માણસ આરસીના ઉપર ખીજે બળે છે. જેનામાં પોતાનામાંજ અવગુણ હોય છે તેને ઉપરના દ્દષ્ટાંતો પ્રમાણે સીધી વસ્તુ વાંકીચૂંકી દેખાય છે. કોઇ આંધળાની આગળ મહામૂલ્યવાન તેજસ્વી હીરો મૂકીએ તો તેને તે હીરાના તેજસ્વીપણાની જાણ શી રીતે થાય ? તે તો તેને એક પથરા જેવો પથરોજ કહેશે. તુકારામ કહે છે કે કૂતરાંનો સ્વભાવજ એવો હોય છે કે યોગ્યાયોગ્યનો વિચાર ન કરતાં માત્ર ભસભસજ કરવું.

૪૩૬-જેમને પરમાર્થના ઉપર લેશમાત્ર પ્રીતિ ન હોય એવા કુભાંડી માણસો પોતાનાં કાળાં મોઢાં લઇને મારા આગળથી ટળે અને ફરી કદી મારી સામે આવેજ નહિ તો કેવું સારૂં ? હે નારાયણ ! આવા દુષ્ટ લોકોની સંગતિને લીધે પરમાર્થનો રસજ બધો ઊડી જાય છે. જે ભ્રષ્ટ અને અપવિત્ર જીવો હોય છે તેમના મોઢામાંથી નરકના જેવા અપવિત્ર શબ્દોજ નીકળે છે. ગમે તેવા ઉત્તમ અન્નની અંદર જ્યાં કૂતરો મોઢું ઘાલે એટલે તે અન્ન અપવિત્રજ બની જાય છે. તુકારામ કહે છે કે જેઓ સંતોની મર્યાદા નથી જાળવતા તેઓ નિંદાને પાત્ર છે. એવા માતૃગમન કરનારાઓની સૌએ નિંદા કરવી જોઇએ.

૪૩૭-માલ-મિલકત, ઘરબાર, ઘરેણાં વગેરે જે કાંઇ સંપાદ્યું હોય છે તે બધું પિતા પોતાના પુત્રને બતાવે છે અર્થાત્ પુત્રને સ્વાધીન કરી દે છે; તેવીજ રીતે હે દેવ ! તમેજ અમારૂં

પ્રતિપાલન કરનારા છો. અમને વખત-કવખતનું જ્ઞાન નથી. નાના છોકરાને ભૂખ લાગે છે કે તરતજ તે ધાવવા માગે છે અને તેને સારૂ સ્તનપાન કરવાનો સુયોગ પણ પાસેનો પાસેજ હોય છે. બાળકને પોતાનું પેટ ભરવાને સારૂ બીજો કોઈ સ્વતંત્ર ઉદ્યમ કરવાની જરૂરજ પડતી નથી. તુકારામ કહે છે કે હું પણ એવીજ રીતે પાંડુરંગનો છેડો સાહીને, સંસારસાગરને પેલે કિનારે જઇને ઊભો રહ્યો છું. મને આવતો જોઇને મને આશ્રય આપવાને સારૂ પાંડુરંગ ઊડીને આવી પહોંચ્યા છે.

૪૩૮–શુદ્ધ આચારવિચારને અનુસરીને ચાલવું એજ સંતોનું વાસ્તવિક પૂજન કર્યા બરોબર છે. એવી સાચી પૂજા કરનારને પુષ્પચંદન આદિ પૂજાની સ્થૂળ સામગ્રીની કશીજ જરૂર હોતી નથી. હરિના સગુણ સ્વરૂપની ભક્તિ કરવાની રીતનું જે ઘડીએ અવલંબન લીધું તેજ ઘડીએ આપણું સૌનું અંતિમ વિશ્રાન્તિ-સ્થાન હરિનું સગુણ સ્વરૂપ પોતાની મેળેજ પોતાના ભક્તોને માર્ગ બતાવવા આવી પહોંચે છે. હરિ જો આઘે હોય તો તેના કીર્તન વડે તેની કૃપારૂપી પ્રસાદની પ્રાપ્તિ થાય છે; અર્થાત્ કૃપા વડે હરિ અત્યંત નિકટ આવી જાય છે. તુકારામ કહે છે કે હું તમને આ રહસ્ય બહુજ ત્વરાથી કહી દઉં છું કે તમે તમારા મનને સ્વહિતના માર્ગપ્રતિજ વાળી દો.

૪૩૯–જીવોને તેમનો અંતર્ગત હેતુ સમજાવી દેવો, તેમને પ્રેમયુક્ત વચન કહેવાં, એ માર્ગને છોડીને જેઓ દુરાગ્રહી થાય છે તેઓ અમંગળને પોતાના પ્રતિ નોતરે છે. ચિત્તની અપ્રસન્નતા હોય ત્યાં કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. દુરાગ્રહને વશ થઇને કોઈ પણ કામનો આરંભ કરવો એ ગાંડપણુજ કહેવાય. યોગ્ય વખત ન આવે ત્યાંસુધી કોઇ પણ વાતનો લોકોમાં પ્રચાર

થઈ શકતો નથી. સૃષ્ટિના પેદા કરનારે એવો નિયમજ ઘડી છે. તુકારામ કહે છે કે કોઈ ચોખાનો દાણો ચાંપી જુએ, એકાદ શબ્દ વડેજ આ વખતે બોલવાથી કાર્યસિદ્ધિ થશે તે હું સમજી જાઉં છું. વારંવાર બોલબોલ કરવામાં કશો અ

૪૪૦-કામાસક્ત પુરુષ મર્યાદાને ભૂલી જાય છે અને આવે તેમ મોઢેથી બકયા કરે છે. હૃદય જે રંગે રંગાયું હો રંગનાં લક્ષણ શરીરના ઉપર પ્રકટી નીકળે છે. ઝેર ખાધું પછી તે શરીરમાં ફેલાઈ જશે અને ખાનારને બેશુદ્ધ કરીને ઉપર ઢોળી પાડશે. કોઈ પણ દ્રવ્યનો લોભ એ એક જાતનું પણ છે. એ વિકાર એક વાર ઉત્પન્ન થયો એટલે તે લાંબા સુધી શમતો નથી. તુકારામ કહે છે કે સ્ત્રી અને ધન એ વ નરકવાસ કરાવનારી છે.

૪૪૧-કૃષ્ણ ભગવાનનું રૂપ એ એક જાતનું દિવ્ય ઃ છે. એ અંજનને બુદ્ધિરૂપી નેત્રોમાં આંજ્યાથી નેત્ર શુધ જાય છે. નેત્રની શુદ્ધિ થવાથી ખરૂં શું અને ખોટું શું, સત કયી અને અસત વસ્તુ કયી, તેનો વિવેક કરવાની શક્તિ થાય છે. હું નારાયણનું નિરૂપણ કરવાનો પ્રયાસ કરી રા અને મારો એ પ્રયાસ નારાયણને ગમી ગયો છે. કોઈ ભાગ શેઠ-શાહુકારને ઘેર નોકરી કરતાંની સાથેજ નોકર ન્યાલ જાય છે. તુકારામ કહે છે કે અમારાં તો બેઉ કામ સિદ્ધ થા પેટ પણ સારી રીતે ભરાય છે અર્થાત્ અમારી બધી ઇચ્છાં તૃપ્તિ થઈ જાય છે અને અમારો જીવ નિજાત્મબોધમાં સ્થિર થા

૪૪૨-પાંડુરંગ પોતાના હાથમાં પ્રેમનો પાશ લઈને પંઢરપુર ક્ષેત્રમાં આવ્યા છે અને તે પાશમાં આખા સંર

એવા અગમ્ય-અગોચર સ્થાનમાં સૌને ઘસડી લઇ જાય છે; અને વળી તે પોતાના હાથ ઊંચા કરીને જ્યાં કોઇની નજરની સામે પોતાની નજર લગાવી દે છે કે પેલા માણસના ઉપર તેમની આંખનું જાદુ લાગ્યુંજ જાણવું, અને તે ફસાઈજવાનોજ. આવો ધંધો કરવાને વાસ્તેજ તે પોતાનું વૈકુંઠધામ છોડી દઇને પંઢરપુરમાં આવી વસ્યા છે અને એવા ચોરને અહીં આશ્રય આપનાર કોણ? પેલો પુંડલિક. તેણેજ એમને પંઢરપુરમાં વસાવ્યા. તુકારામ કહે છે કે ચાલો, આપણે બધા ભેગા થઇને જઇએ અને તેને પકડીએ.

૪૪૩-મા પોતાનાં નાનાં છોકરાંના નાના નાના કજિયા-કંકાસ બેઠી બેઠી જુએ છે, તેમની એકબીજાની લડાઇ અને મેણાંટોણાં સાક્ષીરૂપ બનીને સાંભળ્યા કરે છે અને મનમાં રાજી થાય છે. એક બાળક કહે છે કે, "જો બા, મને ભાઈએ માર્યો." બીજો કહે છે કે, "ના, મને પહેલો એણે માર્યો." મા એ બેઉના કજિયાની વાતો સાંભળે છે અને તે છતાં બેઉ બાળકો ઉપરના તેના પ્રેમમાં કશી વધઘટ થતી નથી. બેઉ તેનાં પેટનાં છોકરાં છે અને બેઉ તેને એકસરખાં વહાલાં છે. વળી એક છોકરૂં કહે છે કે, "મારી પાસે વધારે ખાવાનું છે. તારી પાસે તો થોડું છે." આમ તે છોકરાં નાની નાની વાતોને લઇને અંદર અંદર કજિયા કરે છે, અને એકબીજાને મેણાં મારે છે, તથા એકબીજાના ચાળા પાડે છે. તુકારામ કહે છે કે એ બધાજ કજિયાનું રહસ્ય મા એકલીજ જાણે છે અને કજિયો કરનારાઓના શ્રમનું અને દુઃખનું તેજ નિવારણ કરે છે.

૪૪૪-મિથ્યા દેહ, સ્ત્રી, પુત્ર, ઘર, મિલકત ઇત્યાદિની તૃષ્ણામાં ફસાઇ જઇને હું જન્મમૃત્યુરૂપી વમળની અંદર ગૂંચ-

વાઇ પડયો હતો; અને ખોટા અહંકારને વશ થવાથી હું તમામ દોષને માટે જવાબદાર પણ સિદ્ધ થઇ ચૂકયો હતો; પણ એટલામાં મને ઉત્તમ પ્રકારની આત્મદષ્ટિ પ્રાપ્ત થઈ ગઇ. તેવું થયું ન હોત તો હું આ મિથ્યા વસ્તુઓના સંસર્ગને લીધે અત્યંત દુઃખી થઇ ગયો હોત. જેવો આ આખો સંસાર મિથ્યા દેહાભિમાનની પ્રેરણાને અધીન થઇને નાના પ્રકારની ચેષ્ટાઓ કરે છે અને પછી તેનાથી નીપજતા દુઃખને લીધે હાહાકાર કરે છે તેવું હું પણ કરતો હોત. મરણનું તો તેમને કશું ભાનજ નથી. નાના પ્રકારના વિષયોની પ્રાપ્તિને અર્થે તેમની બુદ્ધિ પ્રવૃત્તિ કર્યાજ કરે છે. તેને પોતાના તરફ પાછી કેવી રીતે ખેંચી લેવી તેની આવડત તેમને છેજ નહિ. તુકારામ કહે છે કે પુષ્કળ દ્રવ્ય એકઠું કરીને પછી આખરે પોતે મરી જાય છે અને તેની પાછળ તે દ્રવ્યને માટે તેના છોકરાઓ અંદર અંદર ખૂબ લઢી મરે છે. તે મૂર્ખ જ્યારે જીવતો હતો ત્યારે તેણે એક ઘડીવારને માટે નારાયણનું સ્મરણ કર્યું ન હતું.

૪૪૫–હરિનું નામ તારી પાસેજ છે અર્થાત્ તારા મોઢા આગળજ છે, છતાં તારાથી તેનું અહર્નિશ સ્મરણ થતું નથી! વિઠ્ઠલનું નામ એવું છે કે તે સંસારનું નિરસન કરે છે અને નાના પ્રકારની કામનાઓનો નાશ કરે છે. એ નામરૂપી સુખશય્યામાં પોઢવાનું તને કેમ ગમતું નથી? તુકારામ કહે છે કે આ હરિનામ એક ઉત્તમ અને સંગ્રહ કરી રાખવા લાયક વસ્તુ છે. તેનો સંગ્રહ તું શા માટે નથી કરતો?

૪૪૬–પ્રતિગ્રહનો વ્યવહાર બહુજ સરસ રીતે ફળ્યો છે તેનું હું શબ્દો વડે શી રીતે વર્ણન કરૂં? અર્થાત્ મને એક લાભમાંથી બીજો લાભ થયો છે અને બીજામાંથી ત્રીજો એમ ઉત્તરો-

ત્તર લાભ થતોજ આવ્યો છે. એક તો મને મનુષ્યજન્મનો લાભ થયો. તેની મારફતે મને સંતોના દર્શનનો લાભ મળ્યો. સંતસમાગમ વડે મારા જીવનું સમાધાન થઇ ગયું અને તેમાંથી મને પરમ શાંતિ મળી. સંતસમાગમ કરવાની ઇચ્છા મારે સદ્ભાગ્યે મારા હૃદયની અંદર ઉત્પન્ન થઈ હતી, એ ઇચ્છા બળવતી થઇ અને મને સંતોના દર્શનની રઢ લાગી. મારા નસીબે જોર કર્યું અને મારી તે ઇચ્છા પૂર્ણ થઇ. તુકારામ કહે છે કે આજસુધીમાં પરમાર્થની દિશામાં જે જે શ્રમ કરેલો તે બધોજ સફળ થઇ ગયો.

૪૪૭-સંતોની કૃપા વડે મને જે સુખની પ્રાપ્તિ થઇ છે તે મોઢેથી કહેવાય એવી છેજ નહિ. તેનો મહિમા એવડો મોટો છે કે તેનું હું વર્ણન કરવા બેસું તોપણ મારી વાણીથી એ કામને પહોંચી વળાયજ નહિ. મારાથી તો તેમના પ્રેમના સુખનો ઉપભોગ કરવાનુંજ માત્ર બને એમ છે અને તે મોંઘી વસ્તુને હું મારા જીવની સાથે વળગાડી રાખું એવું મનમાં થયા કરે છે. એ લાભ એવો અલૌકિક છે કે તેની કોઇની સાથે સરખામણી કરવા જઇએ તો કોઈ ઉપમાન મળી આવતુંજ નથી. તેના ઉત્તમપણાને કોના જેવું કહી શકાય ? અર્થાત્ કોઇના જેવું કહી શકાયજ નહિ. તુકારામ કહે છે કે મેં તો સંતોને ચરણે મારૂં મસ્તક મૂકી દીધું છે અને ત્યાંથી હું કદાપિ મારા મસ્તકને ઊંચકી લેનારજ નથી.

૪૪૮-તમે હવે ઉતાવળા થાઓ અને વિઠ્ઠલના નામરૂપી માલ જેટલો ભરી લેવાય તેટલો ભરી લો. જે સ્થાને હું જઇ પહોંચ્યો છું ત્યાં બહુ મહદ્ભાગ્ય હોય તોજ જઇ શકાય છે. મને તો એવું થાય છે કે જાણે હું તેના ઉપર મારો દેહ ઓવારી દઉં; કારણકે ફરી ફરીને આવો લાભ મળવો દોહાલો છે. એ તો

અનેક દિવસની મહેનતનું ફળ છે. તુકારામ કહે છે કે હરિચરણની પ્રાપ્તિનો મને લાભ થયો છે, તેને હું એક ક્ષણવારને માટે પણ ભૂલી શકતો નથી.

૪૪૯–હવે મારો ભાગ્યોદય થવા આવ્યો છે તેથી કરીને મારા હૃદયમાંની તમામ ચિન્તાઓ નહિ જેવી થઇ ગઇ છે. દેવનું દર્શન કરવાનો મને જે લહાવો મળ્યો તે ફક્ત સંતોના દર્શનનુંજ પરિણામ છે. મેં તો મારા હૃદયરૂપી નાની સરખી પેટીમાં મારા દેવને સંતાડી રાખ્યા છે. તુકારામ કહે છે કે એ થાપણ તો પહેલેથીજ મારી પાસે હતી તો ખરીજ પણ મારામાં શુદ્ધ ભાવનો ઉદય થયો એટલે તે મારે હાથ લાગી ગઈ.

૪૫૦–હે દેવ! મને મારાં સંચિત કર્મ હવે ગમતાં નથી. એ કર્મના બળાપાને લીધે રાત દહાડો મારૂં ચિત્ત ટળવળ્યા કરે છે. ખરી હકીકત એવી છે કે અમારા અજ્ઞાનને લીધે અમારા પરમાર્થની વાટ ઢંકાઇ ગયેલી છે, નહિ તો આખા સંસારમાં બધા લોકોના સ્વભાવ પ્રમાણે જાતજાતના બોલ બોલનારો હું પોતે એકલોજ બહુરૂપી છું. આ બધી બાબત મને જ્યારે બરાબર સમજાઇ ગઇ ત્યારે મારી વિચારદૃષ્ટિ ઊઘડી ગઇ. પછી આ ભવનદીની પેલી પાર લઈ જનારા મારા ગુરુ મારી નૌકાના સુકાની મને મળી ગયા તે પણ ઘણુંજ ઉત્તમ થયું. તુકારામ કહે છે કે હે નારાયણ! જો અમારી દીન વાણી તું ખરેખર સાંભળતોજ હોય તો હવે અમારે સારૂ દોટ મૂક.

૪૫૧–એક વાર એવું બન્યું કે અમુક દેશમાં દુકાળ પડયો. તે દેશના એક જણને દુકાળને લીધે અન્ન ન મળ્યું ત્યારે તેણે નરક ખાઈને પેટ ભર્યું. બીજે વરસે અનાજ પાકયું અને સુકાળ થયો તોપણ પેલાને નરક ખાવાની જે ટેવ પડી ગઈ તે તેનાથી

છૂટી નહિ અને તેણે નરક ખાવાનું છોડયું નહિ. લોકો એ બેવકૂફને ફજેતો કરે, મારે તો માર ખાય, બધુંજ સહન કરે પણ નરક ખાવાનું નજ છોડે. કેટલાંક રખડેલ ઢોરને ગોખરવાની (નરક ખાવાની) ટેવ પડી જાય છે તે ખોડ કદી સુધરતીજ નથી. તુકારામ કહે છે કે એવા નિર્લજ્જ ગધેડાઓની જ્યારે ખૂબ ફજેતી થાય ત્યારે કદાચ સુધરે તો સુધરે.

૪૫૨–હે વિઠાબાઇ! હે મારી માવડી! મને તારો બાળક જાણીને ધાવણ ધવરાવ. શું બેઠી બેઠી જોયા કરતી હોઇશ? હવે મારા હૃદયની બધીજ ધીરજ ખૂટી ગઇ છે. તારા વિયોગને લીધે હું અતિશય દુઃખી દુઃખી થઇ ગયો છું. હું બધે શરીરે બળ્યોજળ્યો થઇ ગયો છું; હવે તો તુંજ મને ટાઢો પાડ. તુકારામ કહે છે કે એં તો મારૂ મસ્તક તારા ચરણ આગળ ક્યારનુય નમાવી દીધેલુ છે.

૪૫૩–હે દેવ! મારા અંતઃકરણનો ભાવ તને સુવિદિત છે. ત્યારે હે વૈકુંઠનાયક! મારો છુટકારો શો ઉપાય કરવાથી થશે તે કહી દોને. જ્યારે તમે મારી સંભાળ નહિ લો, મને તમારો પોતાનો નહિ માની લો અને મને આશ્વાસન નહિ દો ત્યારે એ બીજું કોણુજ કરવાનું હતું? તુકારામ કહે છે કે હે કૃપાળુ દેવ! તમને ધન્ય છે! તમે મારી અરજ સાભળીને મારી વહારે દોડી આવ્યા તે તમે ઘણુંજ સારૂ કર્યું.

૪૫૪–હે દેવ! હું તમારા દર્શનની આશા રાખી બેઠો છું, માટે મને તમે રખે નિરાશ કરતા. નિરાશ કરશો તો મારાથી તે સહન થનાર નથી. તમે એમજ જાણજો કે મારૂં શરીરજ એકલું અહીં પડી રહ્યું છે અને મારો જીવ તો તમારા ચરણ આગળ ક્યારનોય આવીને બેઠેલો છે! બીજું કશુંજ મને હવે ગમતું નથી અને જે જગ્યાએ હું બેઠો છું ત્યાંથી હું ઊઠવાનો પણ નથી.

તુકારામ કહે છે કે, હે દેવ! તમે જુઓ તો ખરા, મારો જીવ તમારા ચરણ આગળ આવી પહોંચતાની સાથેજ હું એકદમ ફસાઇ ગયો છું.

૪૫૫–સુખદુઃખાદિ જે કાંઇ નાના પ્રકારના ભોગ હોય છે તે બધા દેહની મારફતે જીવ ભોગવે છે, પણ હું મારા સતસ્વરૂપે નિત્ય સુખરૂપ છું, કારણકે હું દેહ અને ઇન્દ્રિયોથી પર છું; તેથી સુખદુઃખનો સંસ્પર્શ મને થઇ શકતો નથી. આવાં યથાર્થ જ્ઞાનરૂપી એક ભારે પથ્થર અમે પ્રારબ્ધભોગના માથા ઉપર ફેંકી માર્યો અને દેહાદિકના થનારા મરણને પણ અમે અમારા યથાર્થ જ્ઞાનનો પ્રહાર કરીને મારી નાખ્યું. હે દેવ! જ્યારે તમેજ એકલા આખા વિશ્વની અંદર વ્યાપી રહ્યા છો, ત્યારે તે વિશ્વથી મારી પોતાની જાત અળગી રહી શકેજ કેવી રીતે? અને જો એમજ છે તો પછી જેનું વાસ્તવિક રીતે અસ્તિત્વજ નથી તેને મારા માથા ઉપર ખેંચી લાવીને શા માટે મારે નાહકનો બળાપો કરવો જોઇએ? જ્યારે અંદર અને બહાર સર્વત્ર એકલા તમેજ સચરાચર ઠસી ઠસીને ફેલાઇ ગયા છોજ ત્યારે અંદરથી મારે કોને કોને વીણી વીણીને બહાર કાઢી મૂકવા? અને જે બહાર છે તેમાંથી મારે કોને કોને અંદર લઇ લેવાં? મેં તો એવી કેટલીય બાદબાકીઓ કરી જોઇ પણ મારો હિસાબ અધૂરો ને અધૂરોજ રહ્યો. જો આમજ છે તો પછી આ સ્વપ્નવત્ દેહાદિક પ્રપંચની પીડા જે મને લાગુ પડી શકતીજ નથી તેને શા સારૂ મારે બળાત્કારે મારા માથા ઉપર ખેંચી લેવી? જે છે તે બધુંજ તમારા ઘરની અંદર છે, જ્યાં મજૂરની મજૂરીનો રોજ રોજનો હિસાબ બરાબર રાખવામાં આવે છે. તુકારામ કહે છે કે હું તો લાભ હાનિની વાત જાણતોજ નથી. આ દેહનો જે કોઇ ધણી હશે તેનેજ આ દેહરૂપી વાડીનું રક્ષણ કરી લેવું પડશે.

૪૫૬-હે દેવ! તમારી અને મારી વચ્ચે અંતરપટ ધરનાર આ કાળ આવ્યોજ કયાંથી? અરે ઓ દેવ! અમને દર્શન દેવાની બાબત એવડી તે કયી મોટી અઘરી છે કે તેના વિષે વિચાર કરવાની તમારે આટલી બધી મહેનત કરવી પડે છે? અને અમને દર્શન દેવામાં તમને એવી કયી અડચણ નડે છે તે કહોને. હે દેવ! અમને તમારે દર્શન દેવુંજ જોઇએ એવો વિચાર તમારા મનમાં શા માટે નથી આવતો? અમારી બાબતમાં તમારા મનની અંદર કોઇ વાતનું જુદાપણું લાગે છે? શું અમારાં પાપ અતિશય વધી ગયાં છે અને તેથી કરીને શું તમે અમને દર્શન નથી દેતા? અથવા શું તમે આજકાલ શક્તિહીન બની ગયા છો? શું હવે તમારામાં તમારૂં અસલનું બળ રહ્યું નથી? હે દેવ! શું તમારા ઉપર કરજનો બોજો વધી જવાથી તમારે દેવાળું કાઢવું પડયું છે? સાચું કહોને, તમારે દેવાળું શા માટે કાઢવું પડયું? અથવા તમારા લેણદારોએ તમારા ઉપર બળજબરાઇ કરીને તમને તેમના લેણાના અવેજમાં બંદીવાન બનાવી દીધા છે? તુકારામ કહે છે કે તમે કહો તો ખરા કે તમે કયી ગૂંચવણની અંદર ગૂંચવાઇ પડયા છો? તમારે મારી અને તમારી વચ્ચેના સંબંધની અને મારા અધિકારની બરાબર ચોખવટ કરી દેવી પડશે.

૪૫૭-હે દેવ! તમારૂં દર્શન કરવાને સારૂ કહો તો હું મારા દેહને કરવત લઇને વેરી નાખું અથવા કહો તો હું એકાદ હથિયાર લઇને મારા શરીરના માંસની બોટી બોટી જુદી કરી નાખું; અથવા કહો તો ધગધગતા અગ્નિમાં ઝંપલાવીને મારા દેહને બાળીને ભસ્મ કરી દઉં. મારે તમારૂં દર્શન કરવાને વાસ્તે શું શું કરવું જોઇએ, તે મને કહી દો. તમે કહેતા હો તો હું ઘરબાર તજીને વનમાં ચાલ્યો જાઉં અને ત્યાં જઇને ટાઢતાપ ભૂખતરસ વગેરે કષ્ટ સહન કરૂં; અથવા તમે કહેતા હો તો હું મુનિવ્રત

લઉં. તમે કહેતા હો તો હું મારે આખે અંગે ભસ્મ ચોપડું અથવા તમે કહેતા હો તો પગપાળો દેશે દેશ ભમતો ભમતો આખી પૃથ્વીની પરકમ્મા કરી વળું. કહો તો ઉપવાસ કરીને અન્નનો ત્યાગ કરૂં અથવા તો બળાત્કારે મારો જીવ કાઢી નાખું. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! તને મળવાને સારૂ મારે શો ઉપાય કરવો જોઇએ, તે તું મને એક વાર કહી નાખ.

૪૫૮–દાંભિક પરમાર્થ કર્યાથી પેટ ભરવાનાં સાધન મળી આવે છે, સંસારમાં માનપ્રતિષ્ઠા મળે છે, પણ તે છતાં તેના વડે પોતાના વાસ્તવિક હિતને લગતું એક પણ કાર્ય સિદ્ધ થતું નથી. હું મોટો જ્ઞાની છું, આવી રીતનું પોતાના જ્ઞાનીપણાનું અભિમાન ઉત્પન્ન થવાથી તારા ચરણનો વિયોગ જરૂર થવાનોજ. દેહનું પાલનપોષણ કર્યાથી દેહની સાથે સંબંધ રાખનારા કામક્રોધાદિ વિકાર ઊલટા વધારે બળવાન બની જાય છે; અને એ શત્રુ એવા નથી કે તેમને શોધવાને સારૂ આઘે જવું પડે. તે તો મારી અંદરજ ભરાઇ રહેલા છે. લોકોના સારા-માઠા અભિપ્રાયની દરકાર રાખીને અથવા તો લોકલજ્જાને વશ થઈને હું મારા આત્માની શા માટે હત્યા કરૂં? તુકારામ કહે છે કે હે દેવ! તારા ચરણ હું મારી આંખો વડે દેખું એવો સરળ ઉપાય તું મને બતાવી દે.

૪૫૯–જેનો ધણીજ નિર્બળ હોય અથવા નઠોર હોય તેના જીવતરને ધિક્કાર છે. એવા જીવ્યા કરતાં તો મરવું ભલું. હે દેવ! તમે સાંભળી લો, મારી વાત. નીતિ તો મેં હમણાં તમને કહી તેવી છે; માટે હવે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો અને તમારે જે નીતિ અખત્યાર કરવી હોય તે કરો. જેના બોલની ધાક દેશ-દેશાંતરમાં ગાજતી હોય તેના કૂતરા થઇને રહેવામાં પણ સુખ છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! તમને આવો

કઠોર જવાબ આપવાનું મને શાથી સૂઝયું, તે તમે મારા અંતઃકરણમાં પેસીને તમે પોતે જાણી લેજો.

૪૬૦–હે દેવ ! હવે તો હું તમારાં મંગળપદોને ગાઇશ અને ભારે આનંદોલ્લાસપૂર્વક હરિકથા કરીશ; કારણકે અમારા ઉપર આવી પડનારાં નાના પ્રકારનાં સંકટોનું નિવારણ કરનારા તમે બેઠાજ છો; પછી અમારે શી ફિકર છે? ભય, પાપ, પુણ્ય, મનની વ્યાકુળતા એ સર્વનું નિવારણ કરવા તમે સમર્થ છો. આજસુધીમાં અમે જે જે સુખદુઃખાદિના ભોગ ભોગવ્યા, તે ભોગવનારા અમે નહિ પણ હરિ પોતેજ છે, એવું સમજી લીધા પછી અમે અમારા તમામ ભોગ તારી આગળ લાવીને મૂકી દઈશું અને પછી આ સંસારની અંદર અમે અલિપ્ત થઈને રહીશુ. તુકારામ કહે છે કે અમે તો તમારાં લાડકવાયાં બાળક છીએ, એટલા વાસ્તે અમે તમારા ચરણને છોડીને લેશમાત્ર પણ અલગ રહેનાર નથી.

૪૬૧–મને સંતજનોના ચરણકમળની પ્રાપ્તિ થઇ,એટલે જાણે આખા સંસારના તમામ સુખની મને પ્રાપ્તિ થઇજ ગઈ એમ હું માનું છું. જે બાબતની મનની અંદર નિરંતર અભિલાષા રહ્યા કરે છે તે વસ્તુનાં જે ક્ષણે દર્શન થાય છે તે ક્ષણેજ ઇચ્છા તૃષ્ણાનું શમન થઇ જાય છે. તુકારામ કહે છે કે હવે એ સંબંધી મારે કશું બોલવા જેવું રહેતું નથી. મારી વાણી સ્તબ્ધ થઇ ગઇ છે અને મારા મનનું સમાધાન થઈ ગયુ છે.

૪૬૨–મને વિઠ્ઠલ વહાલા છે તેથી કરીનેજ મને સજ્જન પુરુષોનો નિરંતર સમાગમ મળે છે અને તેજ મારા ચિત્તની અંદર પોતાનો વાસો કરીને રહે છે. મારા મનમાં અને મારાં અંગેઅંગમાં વિઠ્ઠલ ફેલાઈ ગયા છે અને મારી પોતાની છાયા પણ મને મારા વિઠ્ઠલરૂપજ દેખાય છે. મારી જીભ નિરંતર

લઉં. તમે કહેતા હો તો હું મારે આખે અંગે ભસ્મ ચોપડું તમે કહેતા હો તો પગપાળો દેશે દેશ ભમતો ભમ પૃથ્વીની પરકમ્મા કરી વળું. કહો તો ઉપવાસ ત્યાગ કરૂં અથવા તો બળાત્કારે મારો જીવ કા[illegible] રામ કહે છે કે હે પાંડુરંગ! તને મળવાને સારૂ મ[illegible] કરવો જોઇએ, તે તું મને એક વાર કહી નાખ.

૪૫૮–દાંભિક પરમાર્થ કર્યાથી પેટ ભરવાનાં સાધ આવે છે, સંસારમાં માનપ્રતિષ્ઠા મળે છે, પણ તે છતાં તે પોતાના વાસ્તવિક હિતને લગતું એક પણ કાર્ય સિદ્ધ થતું ન હું મોટો જ્ઞાની છું, આવી રીતનું પોતાના જ્ઞાનીપણાનું અભિમાન ઉત્પન્ન થવાથી તારા ચરણનો વિયોગ જરૂર થવાનોજ. દેહ પાલનપોષણ કર્યાથી દેહની સાથે સંબંધ રાખનારા કામક્રોધાદિ વિકાર ઊલટા વધારે બળવાન બની જાય છે; અને એ શત્રુ એવા નથી કે તેમને શોધવાને સારૂ આઘે જવું પડે. તે તો મારી અંદરજ ભરાઇ રહેલા છે. લોકોના સારા-માઠા અભિપ્રાયની દરકાર રાખીને અથવા તો લોકલજ્જાને વશ થઈને હું મારા આત્માની શા માટે હત્યા કરૂં? તુકારામ કહે છે કે હે દેવ! તારા ચરણ હું મારી આંખો વડે દેખું એવો સરળ ઉપાય તું મને બતાવી દે.

૪૫૯–જેનો ધણીજ નિર્બળ હોય અથવા નઠોર હોય તેના જીવતરને ધિક્કાર છે. એવા જીવ્યા કરતાં તો મરવું ભલું. હે દેવ! તમે સાંભળી લો, મારી વાત. નીતિ તો મેં હમણાં તમને કહી તેવી છે; માટે હવે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો અને તમારે જે નીતિ અત્યાર કરવી હોય તે કરો. જેના બોલની ધાક દેશ-દેશાંતરમાં ગાજતી હોય તેના કૂતરા થઇને રહેવામાં પણ સુખ છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! તમને આવો

કઠોર જવાબ આપવાનું મને શાથી સૂઝયું, તે તમે મારા અંતઃકરણમાં પેસીને તમે પોતે જાણી લેજો.

૪૬૦–હે દેવ! હવે તો હું તમારાં મંગળપદોને ગાઇશ અને ભારે આનંદોલ્લાસપૂર્વક હરિકથા કરીશ; કારણકે અમારા ઉપર આવી પડનારાં નાના પ્રકારનાં સંકટોનું નિવારણ કરનારા તમે બેઠાજ છો; પછી અમારે શી ફિકર છે? ભય, પાપ, પુણ્ય, મનની વ્યાકુળતા એ સર્વનું નિવારણ કરવા તમે સમર્થ છો. આજસુધીમાં અમે જે જે સુખદુઃખાદિના ભોગ ભોગવ્યા, તે ભોગવનારા અમે નહિ પણ હરિ પોતેજ છે, એવું સમજી લીધા પછી અમે અમારા તમામ ભોગ તારી આગળ લાવીને મૂકી દઈશું અને પછી આ સંસારની અંદર અમે અલિપ્ત થઇને રહીશું. તુકારામ કહે છે કે અમે તો તમારાં લાડકવાયાં બાળક છીએ, એટલા વાસ્તે અમે તમારા ચરણને છોડીને લેશમાત્ર પણ અલગ રહેનાર નથી.

૪૬૧–મને સંતજનોના ચરણકમળની પ્રાપ્તિ થઇ, એટલે જાણે આખા સંસારના તમામ સુખની મનોપ્રાપ્તિ થઇજ ગઈ એમ હું માનું છું. જે બાબતની મનની અંદર નિરંતર અભિલાષા રહ્યા કરે છે તે વસ્તુનાં જે ક્ષણે દર્શન થાય છે તે ક્ષણેજ ઇચ્છા તૃષ્ણાનું શમન થઇ જાય છે. તુકારામ કહે છે કે હવે એ સંબંધી મારે કશું બોલવા જેવું રહેતું નથી. મારી વાણી સ્તબ્ધ થઇ ગઇ છે અને મારા મનનું સમાધાન થઈ ગયુ છે.

૪૬૨–મને વિઠ્ઠલ વહાલા છે તેથી કરીનેજ મને સજ્જન પુરુષોનો નિરંતર સમાગમ મળે છે અને તેજ મારા ચિત્તની અંદર પોતાનો વાસો કરીને રહે છે. મારા મનમાં અને મારાં અંગેઅંગમાં વિઠ્ઠલ ફેલાઇ ગયા છે અને મારી પોતાની છાયા પણ મને મારા વિઠ્ઠલરૂપજ દેખાય છે. મારી જીભ નિરંતર

વિઠ્ઠલનુંજ રટણ કરે છે અર્થાત્ વિઠ્ઠલના નામ સિવાય બીજો કોઇ પણ શબ્દ મારી જીભ ઉચ્ચારતી નથી. સઘળી ઇન્દ્રિયોમાં શ્રેષ્ઠ મન છે અને તે મન વિઠોબાનું ધ્યાન કરવામાં રોકાઇ ગયું છે. તુકારામ કહે છે કે હવે એ વિઠ્ઠલ મારાથી ભૂલ્યા ભુલાય એમજ નથી.

૪૬૩–અરે ઓ વારકરી સંપ્રદાયના ભક્તજનો ! તમે પંઢરપુરનાં દર્શન કરવા જજોજ, એવું હું તમને વારંવાર કહેતાં થાકતો નથી. પંઢરપુરનાં દર્શન કરનારને બીજાં કોઇ પણ સાધનની જરૂરજ શી છે ? કારણકે તમામ સાધન-ભજનનું ફળ એક પંઢરપુરની યાત્રાથીજ મળી રહે છે, અભિમાન ગળી જાય છે અને તમામ ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય છે. તુકારામ કહે છે કે શામળો વિઠ્ઠલ તે આપણાં નેત્રની અંદર આવીને બેસી જાય છે.

૪૬૪–જે પંઢરપુરની યાત્રાએ જાય છે તે પોતાનાં માબાપ, કુળ, ગોત્ર, તમામને વીસરી જાય છે; તેઓ બધા પાંડુરંગ જેવાજ બની જાય છે અને પાંડુરંગમાંજ સ્થિતિ કરીને રહે છે. દ્રવ્ય અને માનની ઇચ્છા તેમના મનમાં જરાય રહેવા પામતી નથી; કારણકે દેહની બાબતમાંજ તેઓ ઉદાસીન બની ગયા હોય છે. તુકારામ કહે છે કે પંઢરપુર એ એક એવું ક્ષેત્ર છે કે જ્યાં જવાથી સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણોના મળનો તત્કાળ નાશ થઇ જાય છે.

૪૬૫–મેં સાધુપણાનો ઉપર ઉપરથી વેષ ધારણ કર્યો છે, પણ મારા અંતઃકરણદ્વારા મેં વિષયબુદ્ધિનો ત્યાગ કર્યો નથી. આ મારા રોજના અનુભવની વાત છે અને ખરી વાત શી છે તે મારૂં મન સારી રીતે જાણે પણ છે. જે અનુભવ મને મારી જાગૃત અવસ્થામાં થાય છે તે અનુભવ મારી સ્વપ્ન અવસ્થા વખતે રહેતા નથી. સ્વપ્ન અવસ્થામાં હું મારી જાગૃત અવસ્થાની બધી વાત

ભૂલી જાઉં છું. મારૂં મન હજી પૂરેપૂરૂં પ્રપંચની બહાર નીકળી ગયું નથી. અગાઉ કરેલી પ્રાપંચિક પ્રવૃત્તિઓ હજી મારી આગળ આગળ દોડતી ફરે છે. તુકારામ કહે છે કે મારો બધો વ્યવહાર બહુરૂપીના જેવો છે. લોકો માત્ર મારો ઉપર ઉપરનો સાધુપણાનો વેષ જોઇ શકે છે, પણ મારી અંદર તો હજી બધું જેવું ને તેવું જ છે.

૪૬૬-જે પ્રમાણે હું પોતે હરિનો દાસ છું એવું કહેવડાવું છું તેવાં મારાં આચરણ નથી. મારો બહારનો ભાવ એક પ્રકારનો છે અને મારો અંદરનો ભાવ તેથી જુદા પ્રકારનો છે. બેઉનો મેળ થવા પામ્યો નથી. હું હરિના ગુણનું કીર્તન ગાઉં છું અને ભક્તિના રંગમાં આવીને નૃત્ય પણ કરૂં છું, પણ એ બધું હું લોકદેખાવ પૂરતું કરૂં છું. જે માર્મિક બાબતોનું જ્ઞાન થવું જોઇએ તેની ગૂંચ હજી મારાથી ઉકલી શકી નથી અને તેથી સત્ય જ્ઞાન હજી મારા અંતઃકરણમાં આવી વસ્યું નથી. હું તો આ દાંભિક ભક્તિના ખાબોચિયામાં ડૂબી મૂઓ છું. મને જે આયુષ્યની પ્રાપ્તિ થઇ હતી તેને કાળે ઝપાટાબંધ હવે નહિ જેવું કરી મૂક્યું છે; કારણકે આયુષ્યની અવધિ તો નક્કી થઇ ચૂકી છે. તુકારામ કહે છે કે મને લાગે છે કે ખરેખર મારૂં જીવન નિષ્ફળ ગયું છે અને એવું થવાથી હે દેવ ! હું તમારો દાસ છું એ વાતની લોકોમાં મશ્કરીઓ થાય છે.

૪૬૭-જે ઉપાય વડે તારા ચરણો પ્રતિ મારી શ્રદ્ધા દૃઢ થાય એવો ઉપાય કયો છે તેની મને હજી સમજ પડતી નથી. મારે એ જાણી લેવું છે કે શું કર્યાથી તું મારા હૃદયની અંદર આવીને વસી જાય. હે દેવ ! હું ખરેખરા શુદ્ધ ભાવસહિત મારા મનની અંદર તારૂં સ્મરણ-ચિંતન કરી શકું, એવી મારી અવસ્થા તું કયારે કરી દઇશ ? મારા હૃદયની અંદર ઘર કરીને રહેલા અપવિત્ર

ભાવોને દૂર કરીને તેમની જગ્યાએ તું પોતે આવીને વસી જાય, એટલુંજ હું માગું છું. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! તું તારી સત્તા વડે મારા સરખા પતિતનું રક્ષણ કરજે.

૪૬૮–મનની અંદર જે જે ઇચ્છાઓ જોર કરતી હશે તે બધી પાંડુરંગથી અજાણી નથી અને પોતાના સેવકોના મનની અભિલાષાઓને પૂર્ણ કરવી એ તો તેનું એક નિત્યનું કામજ છે. એ કામ કરતી વખતે પાંડુરંગ નથી જાણતા રાત કે નથી જાણતા દહાડો. ભક્તોના શરીરની અંદર પાંડુરંગની શક્તિ સર્વત્ર ખેલતીજ હોય છે. પોતાનો પરમાર્થ સાધી લેવાની વાસના ગમે તેના અંતઃકરણમાં ઉદિત થાય તો તેની તે વાસના પાંડુરંગ પૂર્ણ કરે છે; એટલુંજ નહિ પણ તેવા ભક્તથી પોતે નિરાળા ન રહેતાં તેનાં અંગેઅંગની સાથે પોતાનું ઐક્ય સ્થાપિત કરીને ભગવાન પોતે તેના બધા ભોગ ગ્રહણ કરીને ભોગવી છૂટે છે. તુકારામ કહે છે કે જે દેવ પોતાના ચરણોને એક સરખા રાખીને ઊભેલા છે તે બ્રહ્મની એકરસતાનો તથા સામ્યાવસ્થાનો અનુભવ આપે છે.

૪૬૯–દેવ અમારો ઉદ્ધાર કરશે એ બાબત ભક્તોના મનની અંદર લેશમાત્ર પણ શંકા હોતીજ નથી. એમ થવાનું મુખ્ય કારણ એ છે કે પાંડુરંગને પોતાના ભક્તોના ઉપર એટલી બધી મમતા હોય છે કે તેમને શુદ્ધ જીવભાવનું દાન દેવાને સારૂ તો દેવે સદાવ્રતજ માંડયું છે. ભગવાને પોતાના ભક્તોને અગ્નિના તાપથી બળી મરતા ઉગારી લીધા છે અને પાણીમાં ડૂબી મરતા બચાવી લીધા છે. એવી એવી અનેક વિપત્તિઓમાંથી તે પોતાના ભક્તનું રક્ષણ કરતાજ રહે છે. તુકારામ કહે છે કે અમારા પ્રતિ દેવ નિરંતર દયાભાવ રાખ્યાજ કરે છે.

૪૭૦–વૈરાગ્ય કોને કહેવાય, તેનું સ્વરૂપ કેવું હોય, તે વિષે

હુ કાઈજ જાણતો નથી. હુ તો એક વિઠોબાનુ નામજ જાણુ છુ. વિષ્ણુભક્તોની મ ડળીમા એક હાથમા વીણા અને બીજા હાથમા કરતાલ લઈને તેમના તાલ-સૂરની સાથે તાલ મેળવીને મને આનદોલ્લાસપૂર્વક નૃત્ય કરતા આવડે છે પાડુરગના કીર્તન સિવાય બીજુ કાઈ હુ જાણતો નથી શાતિ, દયા, ક્ષમા, કોને કહે તેમાનુ કાઇ હુ જાણતો નથી અમૃતના મસુદ્રની અ દર ડૂબકી મારી પછી માગ પોતાના દેહની બાબતમા ઉદાસીનતા અને વૈરાગ્યપરતા ગણવાની મારે જરૂર્જ શી રહી ? મારે વનવાસ કરવાનુ શુ પ્રયોજન અને મારે એકાતવાસ કરવાનુ પણ શુ પ્રયોજન ? મારે મન તો આ મ સારમા પણ ભારે મજા છે તુકારામ કહે છે કે વિઠોબા રાતદહાડો અમારી જોડેજોડેજ ચાલે છે અમને તેમનો એકલાનોજ ભરોસો છે

૪૭૧—જે સ્થાનમા વિષ્ણુભક્તોનો વાસ હોય તે સ્થાનને ધન્ય છે ! તે આખો દેશજ એક તીર્થક્ષેત્રના જેવો પવિત્ર હોય છે યમરાજા* પોતાના દૂતને કહે છે કે એવા સ્થાનમા ઊગેલી વન સ્પતિઓમા પણ કોઇ પણ પ્રકારનો દોષ શોધ્યો જડતો નથી. ગરુડના ચિહ્નવાળી ધ્વજાઓ અને હરિનામના જયઘોષ વડે તે સ્થળ હરિનામામૃતના રસથી એવુ તર બની ગયેલુ હોય છે કે હરિકીર્તનના પડછ દા પૃથ્વીના પટાન્તરમાથી પણ સ ભળાય છે ત્યાના લોકોને સ્વાભાવિક રીતે મોઢામાથી 'ગોવિ દ' 'ગોવિ દ' એવુ બોલવાની આદતજ પડી ગઈહોય છે ત્યા ઘેરઘેર તુલસી કાનન હોય છે અને આગણે આગણે રૂપાળી ર ગોળીઓ પૂરેલી

---

* યમ અને તેના દૂતનો સ વાદ જેને 'યમગીતા' એવુ નામ આપવામા આવ્યુ છે તેનો અન દશારો ક્યો છે વિશેષ માટે જુઓ વિષ્ણુપુરાણ અ શ ૩, અ૦ ૭ —સેવાન દ

હોય છે. ત્યાંની બધીજ શોભા બરાબર વૈકુંઠના સમાનજ હોય છે. તુકારામ કહે છે કે કાળથી તો તે સ્થાનમાં ભયને લીધે ફરકાતું પણ નથી.

૪૭૨–મારા વિઠોબાનો પ્રેમભાવ કેવો છે તેનું વર્ણન સૌ સાંભળી લેજો. મારા દેવ પણ વિઠોબા છે અને મારા ગુરુ પણ તેજ છે. અમને જે કાંઇ પ્રિય લાગે છે તે તે વિષયને લગતી અમારી તમામ વાસનાઓને તે પૂર્ણ કરી દે છે અને છેવટે તે અમને પોતાની પાસે તેડાવી લે છે. પોતાના ભક્તોનું રક્ષણ કરવાને તો તે એવા તત્પર છે કે બધો વખત તે પોતાના ભક્તને આગળથી અને પાછળથી વીંટી વળીનેજ ઊભા રહે છે અને તેના ઉપર આવી પડનારાં તમામ સંકટોને દૂરનાં દૂર રાખ્યા કરે છે. પોતાના ભક્તને કયી બાબતની તંગી છે, કયી વસ્તુ ન મળવાથી પોતાનો ભક્ત દુઃખી થાય છે, તે બધી બાબતોની તે તપાસ રાખ્યાજ કરે છે અને જે વખતે જે વસ્તુની ભક્તને જરૂર પડે તે તે વસ્તુ તેની આગળ હાજર કરી દે છે, અને એ રીતે તે ભક્તનું રક્ષણ અને જતન કર્યાજ કરે છે. વળી પરમાર્થની સાધનામાં કદાચ ભક્તની કાંઇ ભૂલચૂક થઇ ગઇ તો તે તેને સાવધાન કરી દે છે અને જ્યાંથી તે રસ્તો ભૂલ્યો હોય ત્યાંથી તેને એંચી આણીને પરમાર્થની વાટે ચઢાવી દે છે. તુકારામ કહે છે કે દેવ આવું કરે છે કે નહિ, એ બાબત જેમના મનમાં શંકા હોય તેમને પુરાણ વાંચી જવાની મારી ભલામણ છે.

૪૭૩–મારો તો એવો નિશ્ચય થઇ ચૂકયો છે કે એક વિઠોબાના નામ-સ્મરણની અંદર તમામ ધર્મસાધનાનો સમાવેશ થઇ જાય છે. આથી કરીને બીજાં સાધનો કેવાં કેવાં છે તે બાબત હું કાંઇ જાણતો નથી. હવે મને સંતોના શરણમાં લઇ જઇને મૂકી

રાખ્યો છે મારા ઉપર તેઓ કેવી રીતે કૃપા કરે છે તે પણ હુ જાણતો નથી અને તે જાણવાનો મારો અધિકાર પણ નથી તુકારામ કહે છે કે એવો તે મારો શો અધિકાર કે આ પરમાર્થના માર્ગની મને સમજ પડી જાય ?

૪૭૪–નાના પ્રકારના તર્ક-વિતર્ક કરવામા કુશળ એવા પુષ્કળ ડાહ્યા માણસો છે, પણ વિઠોબાના સ્વરૂપનો પાર તેઓ કદી પામી શકવાનાજ નથી તેઓ ભલેને નાના પ્રકારના શાસ્ત્રોના પઠન-પાઠન કરે, શાસ્ત્રના વચનોમાથી કાઇ કાઇ મનમાન્યા અર્થ નીચોવી કાઢે, પણ તેથી કાઇ વિઠોબાના મહિમાનુ જ્ઞાન થવાનુ હતું? કદાપિ નહિ તુકારામ કહે છે કે મનની સરળતા વિના પાડુરગની પ્રાપ્તિ થતી નથી જ્ઞાનની ગજકાઠી વડે પાડુરગને માપી જોવાના જેમણે જેમણે પ્રયત્ન કરી જોયા છે તેમના બધા જ પ્રયત્ન ફોકટ ગયા છે એ રસ્તોજ નકામો છે તેનાથી ફક્ત પરિશ્રમ થાય એટલુજ

૪૭૫–તુ વેદશાસ્ત્ર અને સાધુસતોના વચનોના પ્રમાણ ટાકીને જે કાઇ બોલે છે તે બધુજ નવરી બાઇડીઓની વાતોના જેવુ છે જયાસુધી તને પઢરપુરના નાથનો અનુભવ થયો નથી ત્યાસુધી તારૂ બધુજ શાસ્ત્રજ્ઞાન નકામુ છે તુ ભલે મોટો બ્રહ્મજ્ઞાની થઈ બેઠો હોય, પણ તારૂ બધુજ બ્રહ્મજ્ઞાન સૂકુ સટ છે. એને બ્રહ્મજ્ઞાન કહે કોણ? તુકારામ કહે છે કે અલ્યા ઓ બ્રહ્મજ્ઞાની! તુ મારૂ કહ્યુ માન અને તારા ડહાપણને એક બાજુએ મૂકી દે

૪૭૬–હે પઢરીનાથ! નિરાશ્રિત દીનહીન જનો પ્રતિ તમે દયા લાવો છો એવી તમારી કીર્તિ સાભળીને મારા મનને શાતિ મળી છે કોઈ પણ અનાથ જીવને ઘેર તેને મદદ કરવાને સારૂ તમે દોડી જાઓ છો અને તમારૂ નામસ્મરણ કરનારનુ તમે રક્ષણ

કરો છો. તુકારામ કહે છે કે હે દેવ! તમારે ચરણે હું મારૂં મન સમર્પિત કરી દઉં છું. ખરેખર એમાંજ અમારૂં હિત રહેલું છે.

૪૭૭–જ્યાં મચ્છકચ્છાદિક અવતાર પણ ઊગર્યા નથી તો પછી તમારા જેવાં સામાન્ય પ્રાણીની તો શું જાતજ શી? એવું સમજીને તમે વિષયાસક્ત થશો નહિ. તમારા અંતઃકરણમાં વિષયસેવન કરવાની વાસના જ્યાં બળવતી થઈ એટલે પછી તમે તેના વેગથી ઘસડાઈ જઇને કેટલા નીચે ઊતરી જશો, તેની હું કલ્પના પણ કરી શકતો નથી. વાસ્તવિક રીતે જે આપણું છે નહિ, જે આપણું હોઈ શકે નહિ, તેને આપણું પોતાનું માની લઇને તેનો બોજો તમે પોતાના માથા ઉપર તાણી લો છો અને તેને લીધે દુઃખી થાઓ છો; અને જે વાસ્તવિક રીતે તમારૂં પોતાનું છેજ તે તમારા હાથમાંથી છૂટી જાય છે. તુકારામ કહે છે કે પરમાત્મા કેશવ દેવે સંતોને સારૂ જે સાધ્ય નિર્માણ કરી રાખ્યું છે તેની તમે લજ્જા કેમ રાખતા નથી?

૪૭૮–હરિવિષયક પ્રેમ એજ જેના જીવનનું અન્ન અર્થાત જીવનનો મુખ્ય આધાર છે અને જેનું પંચભૂતાત્મક શરીર પણ એ પ્રેમનુંજ બનેલું છે, અથવા જેના પંચભૂતાત્મક દેહનું અન્ન-જીવન એ કેવળ હરિનો પ્રેમજ છે એવા સંતોના હૃદયમાં હરિને માટે સાચી તાલાવેલી પ્રગટેલી હોય છે; અને એ બાબત તેમના મનની અંદર દૃઢ રીતે ઠસી ગયેલી હોય છે. હરિવિષયક પ્રેમ અને હરિદર્શનને માટે તાલાવેલી એ તેમની ચાલુ સ્થિતિ હોય છે અને એમના મનનું સમાધાન અથવા એમની સંપત્તિ જે કહો તે પણ એજ છે. તુકારામ કહે છે કે તેઓ રાતદહાડો એજ(હરિપ્રેમ) ખાતનો આહાર કરે છે.

૪૭૯–દીપક કદી અંધકારને જોઈ શકતોજ નથી. તે તો પોતે

સદાકાળ પ્રકાશયુક્તજ રહે છે; તે પ્રમાણે તમે પણ તેનું જતન કરજો. 'તેનું' એટલે કોનું તે સમજ્યા? નારાયણ, નારાયણ અને નારાયણજ. તેજ તમારૂં વાસ્તવિક ધન છે. તેને તમે સાત સાત ગાંઠો વાળીને તમારી ગાંસડીમાં બાંધી લેજો. જેની પાસે ચિન્તામણિ છે તેની પાસે ચિન્તા ફરકીને ભાળેજ કેમ? તુકારામ કહે છે કે આ લોકની અને પરલોકની પણ એજ સર્વોત્તમ સામગ્રી છે.

૪૮૦–જે ઘડીએ સંતોનાં દર્શન થાય અને તેમના ચરણને આલિંગન દેવાનો યોગ મળી આવે તે ઘડી ધન્ય ઘડી છે. તેના વડે હૃદયની અંદરની સંશયની ગ્રંથિઓ ઊકલી જાય છે અર્થાત્ સંશય માત્ર ટળી જાય છે; અને હૃદય સમાધાન-અવસ્થાનું સુખ અનુભવે છે. મને ડુબાવી મારનારી સંસારરૂપી નદી તે પોતેજ સંતોની કૃપાને પ્રતાપે મને તરવામાં મદદગાર નીવડી છે અને તેણે મને પોતાને પેલે પાર મૂકી દીધો છે; અથવા તો તે પોતે મારે સારૂ જાણે હતીજ નહિ એવી બની ગઇ છે. તુકારામ કહે છે કે સંતોના કરતાં વધારે કલ્યાણદાતા બીજા કોણ હોઇ શકે?

૪૮૧–રાતદહાડો ગોવિન્દની કીર્તિનો પ્રચાર કરવો એજ અમારૂં કામ અને એજ અમારો નિત્યનો વ્યાપાર છે. અમે અમારો દેહ દેવને સમર્પિત કરી દીધો છે. તેમના ચરણમાં અમારા સર્વ મનોભાવ-સ્થિર થઇ ગયા છે. અમારી સર્વ ઇન્દ્રિયોનો વિષય પણ એજ છે. મારી અને તેમની વચ્ચે એક ક્ષણનો પણ વિયોગ થતો નથી. તુકારામ કહે છે કે હું મારી વાણી વડે હરિની કીર્તિનો જય-જયકાર ગજવીને લોકોને સાવધાન કરતો રહું છું.

૪૮૨–સમર્થ સંતપુરુષોએ વિઠ્ઠલના નામરૂપી પ્રાચીન અને ખરા રૂપિયા ભોંયમાં દાટી રાખ્યા હતા, તેમને હું બહાર કાઢીને સૌની આગળ ધરૂં છું. મજૂરોએ કેટલી માટી ખોદી

અથવા કેટલું કામ કર્યું તેનો હિસાબ મજૂરનો મુકાદમ રાખે છે. હું તો ત્યાં આગળ ફોગટિયા જેવો છું. સર્વ પ્રકારની સત્તા તો મારા માલિકના હાથમાં છે. કુંભાર તો ફક્ત ઘડો બનાવી જાણે છે, પણ તેનો શો ઉપયોગ કરવો તે નક્કી કરવાનું કામ તેનું નથી. તે તો જે ધણી પૈસા આપીને ઘડો લઈ જાય તેના હાથની વાત છે. તે ચાહે તો તે ઘડાને પોતાના રસોડામાં લઇ જઇને રાખે અથવા તેનાથી બીજું કોઇ કામ પણ લઈ શકે. તુકારામ કહે છે કે જેમ સૂર્યના પ્રકાશની આભા તેના કિરણોમાં પ્રવેશ કરે છે અર્થાત્ કિરણ અને આભાનું ઉદ્‌ગમસ્થાન અને તેમનો જીવનઆધારસૂર્ય છે તેજ પ્રમાણે સૌના જીવનનું જીવન એક નારાયણ છે.

૪૮૩–જેને ખરેખરી તરશજ લાગી હોય તેને ગંગાની શોધ કરવાની કાંઇજ જરૂર નથી. તેને તો પોતાની તૃષાનીજ નિવૃત્તિ કરી લેવી છે અને તે કામ કરવું તો અતિ સહજ છે. એ કામ તો ગંગાની શોધખોળ કર્યા વિના પણ થઇ શકે છે. વિઠ્ઠલની મૂર્તિ ઘણીજ રૂપાળી અને રઢિયાળી છે. તે મૂર્તિને તમારા હૃદય-રૂપી સંપુટની અંદર ધારણ કરી રાખો. જેમ દૂધનો સાર માખણ છે તેમ આખા સંસારનો સાર અને સર્વનું આદિ કારણ વિઠ્ઠલ છે. એ સાર વસ્તુના સિવાય બીજી જે કાંઇ આળપંપાળ–અસાર વસ્તુઓનો ઢગલો જામ્યો હોય તેની સાથે આપણને શી લેવા દેવા છે? તેનો વિચાર કરવાની જરૂરજ શી છે? નાના બાળકને તેની માતા ખવડાવવા બેસે છે તે વખતે જેમ જેમ તે બાળક એક એક કોળિયાને ચાવી ચાવીને ગળે ઉતારતું જાય છે તેમ તેમ મા તેના મોઢામાં બીજા કોળિયા દેતી જાય છે. ખોરાકના કોળિયા કયાંથી અને શી રીતે આવે છે, તેની ભાંજગડમાં પડવા-ની બાળકને કશી જરૂર હોતી નથી. એવી રીતે અમે હરિના

નામનું કીર્તન કરીએ છીએ, આનંદોલ્લાસપૂર્વક નૃત્ય કરીએ છીએ અને ભક્તિરસમાં મસ્ત રહીએ છીએ. એ સિવાય અમારા મનમાં બીજો ત્રીજો વિચાર આવતો નથી. તુકારામ કહે છે કે આખું વિશ્વ એકમય બની ગયું છે અર્થાત્ હરિરૂપથી ભરપૂર થઇ ગયું છે. હવે અમને પરલોકની મુક્તિની કશી ઇચ્છાજ રહી નથી.

૪૮૪-હજી મને સ્ત્રી, પુત્ર વગેરે બધી વસ્તુઓને માટે મનમાં આદર-ભાવ રહે છે અને વિષયો પ્રતિ પણ અતિશય રાગ રહેલો છે. હે નારાયણ! મારામાં વિષયવાસના ઘણી બળવાન થઇ છે, તેની પકડમાંથી મને છોડાવવાને સારૂ તું દોડયો આવજે. જ્યારે લોકલજ્જા મારે આડે આવીને ઊભી રહે છે ત્યારે મારા કામમાં મને મોટું વિઘ્ન ઉપસ્થિત થયેલું દેખાય છે. તુકારામ કહે છે કે હે દેવ! જ્યાં જ્યાં હું કોઇ પણ જાતની ગૂંચવણમાં ભેરવાઇ પડું ત્યાં ત્યાં તુંજ મને સાચવી લેજે.

૪૮૫-પ્રાપંચિક વિષયોનો અતિશય વિચાર કરતાં કરતાં મને ફેર ચઢયા હતા. ખરેખર હું મારો માર્ગ ચૂકી ગયો હતો, પણ ખોટે રસ્તેથી પાછો વળીને હું ખરે માર્ગે ચઢી ગયો છું. હું મારી ઇન્દ્રિયોની ચુંગાલમાં સપડાઇને બંદીવાન બની ગયો હતો; તુકારામ કહે છે કે, પણ મારી વાણી ઉપર વિઠ્ઠલનું નામ આવી ગયું અને તેથી હું બચી ગયો.

૪૮૬-મારી ઇન્દ્રિયો તેમના મૂળ માલિક (હૃષીકેશ એટલે તમામ ઇન્દ્રિયોનો ઈશ-સ્વામી-આત્મા અથવા ઈશ્વર)ને ઘેર જઇને ઊભી રહી અને તેને શરણે ગઇ તે ઘણુંજ સારૂં થયું. આથી કરીને મને ગૂંચવણોમાં નાંખનારી જે ઇન્દ્રિયો તેમના સંબંધમાંથી હું છૂટો થઇ ગયો. આજ દિન સુધી મેં મારી ઇન્દ્રિયોની ખૂબ સંભાળ ન લીધી, તેમને પુષ્કળ લાડ લડાવ્યાં; પણ

પરિણામે તેમણે મને ઘણું દુઃખ દીધું. હવે એ વિષયનો ભોગ કરનારી ઇન્દ્રિયોનાં મોઢાં કાળાં મેશ જેવાં થઈ ગયાં છે. તે ઇન્દ્રિયોના પ્રતિ મારાથી કોઇ વાર કશો અન્યાય થઈ ગયો હશે, તે અન્યાયનાં માઠાં ફળ મને ચખાડવાને માટે મારા અંગને તેઓ દુઃખ દેવા લાગી. એ ઇન્દ્રિયોએ મને પળવાર ચેન પડવા દીધું નથી. આજ દિન પર્યન્ત તેમની સંગતિને લીધે હું અતિશય અપવિત્ર થઇ ગયો હતો. જેટલો વખત હું તેમની સોબતમાં રહ્યો તેટલા વખતમાં એક ક્ષણ વાર પણ મેં નામનું પણ સુખ ભોગવ્યુ નથી. તુકારામ કહે છે કે મેં તમામ આસક્તિને વેગળી ફગાવી દીધી અને મારી ઇન્દ્રિયોના સમુદાયને દેવની આગળ મૂકી દઇને હું મારે રસ્તે ચાલતો થયો છું.

૪૮૭–તમારે ભરણપોષણની તો હવે જરા પણ ફિકર કરવી નહિ. જે કાંઇ ધનધાન્ય ઘરમાં છે તેને એક વાર ખાઇ નાખો. તમારી નજર હમેશાં પરમાર્થના ઉપરજ સ્થિર કરી રાખવી અને બાકીની બીજી બધી બાબતોની ભાંજગડને આભડછેટ જેવી અપવિત્ર માની લેવી. તેમાં આપણી પાસે ગ્રહણ કરવા જેવું કાંઈ છેજ નહિ. મિથ્યા વસ્તુઓની પ્રાપ્તિના લોભને વશ થઇ જીવનો નિષ્પ્રયોજન વ્યય કરવો નહિ. જન્મમૃત્યુની જંજાળ આપણા પોતાના મનના ઉદ્વેગથી જરા પણ ઓછી થનાર નથી. સંસારની અંદર સદાકાળ દીન ભાવે રહેવું. એક વાર હોડીમાં બેઠા પછી તે ક્યારે આપણને સામે કિનારે સુખરૂપ પહોંચાડી દેશે તેની ચિન્તા કર્યે કાંઇ વળે એમ નથી; અને એ બાબત જેટલા આપણા હાથ હલાવીશું તેટલા આપણાજ હાથ દૂખશે, માટે નકામું દુઃખ શા વાસ્તે આપણા માથા ઉપર ખેંચી લેવું જોઇએ ? તુકારામ કહે છે કે જે સૌનો સાર છે તેનીજ ફક્ત કાળજી રાખવી અને તેને લગતીજ પ્રવૃત્તિ કરવી.

૪૮૮-પાંડુરંગ જે પ્રાણી માત્રનું જીવન છે તે હવે અમારા હાથમાં આવી ગયા છે. તેમને અમે એકનિષ્ઠ ભાવે ખૂબ બળ-પૂર્વક અમારા જીવની સાથે જડી રાખીશું. હરિ જે નિર્ગુણ અને નિરાકાર છે તેમને અમે સગુણ અને સાકાર બનાવી દઇને સૌને સુલભ થઇ પડે એવા રૂપમાં સૌની આગળ ઊભા રાખ્યા છે. તેમને મેં મારે વશ કરી લીધા છે, તે એટલે સુધી કે મારા કહે-વાથી હરિને પોતાની ઊંચી નિર્ગુણ સ્થિતિમાંથી હેઠે ઊતરીને નીચી સગુણ સ્થિતિનો સ્વીકાર કરવો પડે છે.

૪૮૯-અમારા પોતાના સંસારના વ્યવહારમાં કદી કોઇ વાતની ઊણપ આવવાનીજ નથી; કારણકે વિઠ્ઠલના નામરૂપી વાસ્તવિક માલ અમે અમારી ગાંસડીમાં બાંધી રાખ્યો છે. અત્યંત સસ્તો વિઠ્ઠલના નામરૂપી માલ જ્યારથી અમારા હાથમાં આવ્યો ત્યારથી અમે અમારી વૈખરી વાણીને તો તેના વડે પૂરે-પૂરી ભરીજ લીધી છે. એ માલની લેવડદેવડ કર્યાથી સૌ કોઇને લાભ થાય છે. પછી તો તે ભાગ્યવંત હોય કે ભાગ્યહીન હોય, પણ જેવો જેનો ભાવ તેને તેવું ફળ મળે છે. કોઇ પણ માણસ એક વાર વિષ્ણુભક્તોની મંડળીમાં દાખલ થયો, એટલે તેને કદી પણ નિરાશ થવું પડતુંજ નથી. જો એમજ છે તો પછી એવો તે કયો અજ્ઞાની છે કે જેને આ વાત ગળે ન ઊતરે? તુકારામ કહે છે કે હું તો તદ્દન ચિન્તારહિત થઇને બેઠો છું. આજ પછી હું વિઠ્ઠલના નામરૂપી માલ સિવાય બીજા કશાની ફિકર કરનારજ નથી.

૪૯૦-મેં તો ડગલે ને પગલે મારૂં શરીર હરિને સમર્પિત કરી દીધું ત્યારથી મારાં તો તમામ કાર્ય સિદ્ધ થઈ ગયાં. તે ઘડીથી હું એવડો મોટો બની ગયો કે જગતમાં જ્યાં જ્યાં ખાલી જગ્યા મેં દીઠી ત્યાં ત્યાં બધે હુંજ વ્યાપી ગયો. મારી આગળ

આગળ મારૂ મન ચાલતુ ગયુ અને તેમા તેને ખૂબ મજા આવવા લાગી આત્મસતોષને લીધે મારો દેહ પણ ખૂબ પુષ્ટ થતો ગયો તુકારામ કહે છે કે ક્ષણે ક્ષણે નાશ પામતા જગતની અદર અને બહાર બધી બાજુએથી હુ વ્યાપક બનીને ઊભો છુ

૪૯૧–મે તો હરિનામરૂપી માખણ તારવી તારવીને સૌને આપવા માડયુ છે જેના પ્રારબ્ધમા હશે તે લેશે આજ પછી જીવનનો જો કોઇ આધાર જોવા જાઉ તો મને લાગે છે કે એક ભાવ (હરિવિષયક ભાવ-પ્રેમ) એજ એક સાર છે કોઈ પરખનાર ચતુર નર હશે તો હરિનામરૂપી માખણ તેના હાથમા આવશે વિવેકદૃષ્ટિ વિનાના જે આધળા હશે તેમના હાથમા કશુય નહિ આવે તુકારામ કહે છે કે જે કોઈ આ માખણનુ સેવન કરશે તેનેજ લાભ મળશે

૪૯૨–જે કોઇ પોતાની ઇન્દ્રિયોને વશ થાય છે તેની બુદ્ધિ એવી મલિન થઇ જાય છે કે યોગ્ય શુ અને અયોગ્ય શુ તેની તેને કશી સમજણજ પડતી નથી એવા લોકો પોતાના ગુરુની આગળથી જે કાઇ સાભળી લે છે તેનો તેઓ લોકોની આગળ ખાલી લવારો કરતા ફરે છે એવા લોકો જાતે તો નરકમા જાય છેજ, પણ પોતાના બેતાળીશ પેઢીના પૂર્વજોને પણ નરકમા ધકેલી દે છે દભ વડે તેમની આખો આધળી થઇ ગઈ હોય છે, છતા વાણીથી પર જે બ્રહ્મ વસ્તુ તેનો અમે અનુભવ કર્યો છે, એવો દભ કરીને બ્રહ્મની બાબતમા વ્યર્થ બકવાદ કરે છે તુકારામ કહે છે કે હુ એવા લોકોને ઓળખી શકુ છુ, કે જેઓ લોકોને બતાવવા વાસ્તે ઢોગ કરીને નાચતા ફરે છે, તેવા નાચણિયા ભક્તો અને જ્ઞાનીઓના લક્ષણ હુ સારી રીતે જાણુ છુ

૪૯૩–તમારે મન છે એક અને વ્યવહાર તો નાના પ્રકારના

હવે આટલા બધા જાતજાતના વ્યવહારમાં તમે તમારા એક મનને શી રીતે વહેંચી શકવાના હતા? એટલા વાસ્તે તમે તમારા દેહની રક્ષા કરવાનું કામ પ્રારબ્ધના ઉપર છોડી દઇને એક પાંડુ-રંગનેજ તમારા મનના કુલ માલિક બનાવી દો અને તેમની તમારા મનની અંદર સ્થાપના કરી દો. એ સિવાય બીજી કોઇ પણ આળપંપાળ વાતોમાં અને મિથ્યા સંકલ્પવિકલ્પોમાં તમે તમારા મનને ગૂંચવી નાખશો મા. એવું કરશો તોજ તમે પર-માર્થના કાર્યમાં સફળતા પામશો. તુકારામ કહે છે કે આવો યોગ્ય પ્રકાર બરાબર સમજી લઇને તદનુસાર આચરણ કર્યાથી સહજપ્રાપ્ય આત્મભાવનો સાક્ષાત્કાર થઈ શકશે.

૪૯૪–હરિનામનું સંગીત અથવા સંકીર્તન એનો અર્થજ એ કે મોઢેથી નામ ગાતા જવું અને નામમાં ચિત્ત પરોવતા જવું. જો કાંઇ કઠિનતા હોય તો આટલી એકજ બાબતની કઠિ-નતા છે. નામના અર્થની અંદર ચિત્ત પરોવ્યા વિનાનું નામ-કીર્તન ફળદાયી થતું નથી. ભૂખ્યા માણસની આગળ રાંધેલા અન્નનો થાળ લાવીને મૂકી રાખીએ તો તે અન્નના દર્શનમાત્રથી પેલા ભૂખ્યા માણસને શાંતિ થવાની હતી? નહિજ. તે પ્રમાણે હરિકથા સાંભળવા તે પણ કથાના ભાવ ઉપર ચિત્તને એકાગ્ર કરીનેજ સાંભળવી જોઇએ. તુકારામ કહે છે કે પેટ ભરીને ખાધા વિના કદી તૃપ્તિ થતીજ નથી.

૪૯૫–જે ખરેખરું ગૂઢ રહસ્ય છે તે ભગવાન નારાયણ પોતેજ બતાવી દે ત્યારેજ સમજાય. એ રહસ્ય સમજી લેવાની ચાવી સંતોના હાથમાં છે. સંત સિવાયના બીજા બધા લોકો ભયદાયક છે. પરમાત્મા અગ્નિના અણુ અણુમાં અને પરમાણુ પરમાણુમાં વ્યાપક હોવાથી તેમના પ્રકાશ વડે બધુંજ ભરપૂર

થયેલું છે. જ્યાં આપણે આપણી ઇન્દ્રિયોને સ્વાધીન કરી દીધી, એટલે તરતજ એ આખું રહસ્ય આપણી આગળ ઉઘાડું થઇ જાય છે. અનેક પ્રકારના તર્ક-વિતર્ક, ઘટાકાશ અને મહાકાશ, તંતુ અને પટની તર્કજાળ અને વેદાન્તનાં દૃષ્ટાન્તો એ બધી જૂઠી વાગ્વિડંબના માત્ર છે. તુકારામ કહે છે કે બીજું બધું રહેવા દઇને તમે તમારાં નેત્રોને ઉત્તમ પ્રકારના જ્ઞાનાંજન વડે આંજી દેજો.

૪૯૬—માણુસ જ્યારે મરવા પડે છે ત્યારે તે પોતાના ઘરબાર અને માલમિલકતની છેવટની વ્યવસ્થા કરતો જાય છે. પોતાની સ્ત્રીને કહે છે કે આટલું તારૂં, પોતાના ભાઇઓને કહે છે કે આટલું આટલું તમારૂં અને પોતાનાં બીજા સગાંવહાલાંઓને કહે છે કે તમે આટલું આટલું લેજો. એ પ્રમાણે તે વહેંચણી કરી આપે છે, પણ એમાં આશ્ચર્ય જેવું તો એ છે કે જે રસ્તે ગયેલો કોઇ પાછો ફર્યો નથી એવે મૃત્યુને રસ્તે જતી વખતે પેલો બેવકૂફ અહીંને અહીં પડી રહેનારી મિલકતની વ્યવસ્થા કરવાની આટલી બધી કાળજી રાખે છે અને છેક છેવટની ઘડીએ પણ તેને ઈશ્વર યાદ આવતો નથી, એ થોડી શરમની વાત છે? એ મૂર્ખને લેશમાત્ર લજ્જા અથવા જ્ઞાન ન હોવાથી તેને મરતી વખતે રામનામ લેવાનું ભાન આવતું નથી. તે પોતાની સ્ત્રી અને સગાંવહાલાંની તરફ રાગ અને આસક્તિથી ભરેલી દૃષ્ટિએ જુએ છે અને એ બધાંને છોડીને પોતાને ચાલ્યા જવું પડે છે તેથી તે રડે છે; પણ તે સ્ત્રી, તેના છોકરાં અને કુટુંબીઓ તેને યમદૂતના હાથમાં સોંપી દે છે એ વાતનો તેના મનમાં જરાય ખેદ થતો નથી. એ અધમ માણસને હજી એટલું પણ ભાન આવતું નથી કે એ બધાં મને કાંઇ-જ કામમાં આવવાનાં નથી. તુકારામ કહે છે કે તારૂં બધું આયુષ્ય તો આ રીતે વ્યર્થ ગયું છે, તોપણ હજી જેટલું બાકી છે તેટલા વખતમાં હરિનામ લેતાં તારી જીભે કેમ તાળાં દેવાઇ જાય છે?

૪૯૭–અરે મારા ભાઈ ! તું પરમાર્થની પોટલી ઝટપટ બાંધી લેજે, નહિ તો તું ઘણે દૂર ધકેલાઇ જઇશ. તેં ખટપટ તો ઘણીય કરી પણ તે બધી નકામી વસ્તુઓને માટે કરી. જે સાર વસ્તુ છે તેને વીણી લેનારા તો કોઇ બીજાજ વિરલા છે. તું ભ્રાંતિની અંદર કેટલો ગૂંચવાઇ પડયો છે, તે તું સમજી શકતોજ નથી. તું વખતને ઓળખતો નથી અને જૂઠા પ્રપંચનો બોજો તારા માથા ઉપર વધાર્યોજ કરે છે. તારૂં આયુષ્ય ખતમ ન થઇ જાય ત્યાંસુધીમાં તું ઝટઝટ જેટલું આગળ વધી શકાય તેટલો તું આગળ ચાલ્યો જા. જે વસ્તુઓની તેં ગાંસડી બાંધી લીધી છે તેનો ઉપભોગ તો (તારાં કર્માનુસાર) આપોઆપ થયાજ કરવાનો છે. તુકારામ કહે છે કે અરે ઓ બબૂચક ! તારાથી પરમાર્થનો એક પણ ધક્કો સહન થતો નથી એવો જો તું નિર્બળ છે તો પછી પરમાર્થના સુખની આશા તું કેમ કરીને રાખવાનો ?

૪૯૮–તારે એવો રસ્તો લેવો જોઇએ કે જે જગ્યાએ તારે આખરે જવાનું છે ત્યાં તું સીધોજ ભૂલ્યાચૂક્યા વિના બરાબર જઇને ઊભોજ રહે. તે જગ્યાએ પહોંચતાં પહેલાં તેં જે કાંઈ હકીકત કાને સાંભળી હશે તે બધીજ ત્યાં પહોંચ્યા પછી નકામી થઈ પડશે. હું તારે પગે પડીને જે વાત કહું છું તે તું બરાબર લક્ષપૂર્વક સાંભળી લેજે. કુંવારી છોકરીની આગળ કોઇ સ્ત્રી પોતાની પ્રસૂતિના અનુભવોની વાત કદાચ કહેવા જાય તો તેનાથી પૂરી કહી શકાય નહિ અને જે કાંઇ કહે તેમાં પેલી છોકરીને સમજણ પડે નહિ. તુકારામ કહે છે કે આ બાબતમાં મનની ઉત્કંઠા હોવી જોઇએ; કારણકે જ્યારે બિંબના ઉપર આવી ગયેલું આવરણ દૂર થાય ત્યારેજ તે બિંબ આપણી નજરે પડે.

૪૯૯–ગાંડા માણસને પણ પોતાના દેહનું ભાન નથી હોતું,

પણ તેથી શુ વળ્યુ ? જેના હૈયામા ઉપદેશ ઊતરી ન જાય તે માણુસ જડ અને અવિચારીજ કહેવાય છે પથરો પણ બોલ્યા ચાલ્યા વિના નિશ્ચળ પડી રહે છે, પણ તેને સૌ જડજ કહે છે તુકારામ કહે છે કે જેમ કાચા અનાજનો અને રાધેલા અનાજનો મેળ થતો નથી તેમ મૂર્ખ માણસનો અને પરમાર્થનો મેળ થતો નથી

૫૦૦–હાડી–ગુ મરનો કાચનો હીરો હીરાના જેવો ચકચકે, તોપણ તેને કોઈ હીરો કહેતુ નથી તેવી રીતે બીજાનુ જોઇને ડોળ કરનાર માણુસ ખરો નથી પણ પાખ ડી છે સૌ ભૂતમાત્રમા દેવનો નિવાસ છે એવી શાસ્ત્રની મર્યાદા છે અરે ઓ મૂર્ખ ! તુ જૂઠી વસ્તુના મોહમા શા સારૂ ભુલાવામા પડે છે ? તે તારી પાસે જે ખોટી ખોટી વસ્તુઓની પોટલી બાધી રાખી છે તેને વેગળી ફેંકી દે તુકારામ કહે છે કે તુ સાવધાન થઇ જા તારી આગળ ઘણું જોખમ છે તુ મારૂ કહ્યુ નહિ કરે તો હુ તારી ફજેતી કરીશ

૫૦૧–તે તારા માથા ઉપર ખેચી લીધેલો સ સારનો બોજો તુ કયાસુધી ઊ ચકીને ફરીશ ? તુ તેને ઉતારીને એક બાજુએ કેમ મૂકી દેતો નથી ? ભક્તિની પ્રાપ્તિ કરવાને સારૂ સર્વસ્વનો ત્યાગ કરવો જોઇશે, એજ ભક્તિને રસ્તે વળનારનુ મુખ્ય લક્ષણ છે ભીખ માગીને પેટ ભરવુ અને લોકોને કહેવુ કે હુ ધ ધો-રોજગાર કરૂ છુ એવુ કહેનાર ગધેડો છે કોઈ માણસ લોભને વશ થઈને ભરબજારમા બેસી રહે અને પાછો ડોળ કરે કે હુ નિ સ્પૃહી છુ તેવી આ વાત છે કેટલાક કુકવિ એવા હોય છે કે કોઇ ઉત્તમ પ્રાસાદિક કવિની રચનામાથી સારા સારા વાકયો ચોરી લઇને પોતાની કવિતાની અ દર ઘુસાડી દે છે અને પછી પોતે પ્રાસાદિક કવિ હોવાનો દ ભ કરે છે ! આવુ કરવુ એ તો

ઘી અને પાણી ભેગાં કરવા જેવું છે. તુકારામ કહે છે કે તમારામાં પાણી હોય તો શૂરવીર થાઓ અને નહિ તો સાદા સીધા મજૂર બનીને મજૂરી કરો, પણ પાખંડ કરશો નહિ.

૫૦૨–તેજી ઘોડો તો ઇશારતમાં સમજી જાય અને સવાર જે તરફ જવાની ઇશારત કરે તે તરફ જાય છે, પણ જે ટાટવું ઘોડું હોય તેને તો ડફણાં મારે તોપણ તેને ઘોળી પી જાય છે. મારી પાસે વધારે શું કહેવડાવો છો? તમે ટાટવા ઘોડાના કરતાં પણ ગયા? અરે ઓ ભલા માણસો! હું કહું તે સાંભળી લો અને મનમાં ગાંઠ વાળો. હું એવો લબાડી નથી કે તમારા ધોતિયાનો છેડો મારા માથા ઉપર લઇને ફરૂં. તુકારામ કહે છે કે જો તમારે જૂઠું અભિમાનજ કરવું હોય તો ભલે તમારાં મોઢાં કાળાં કરો.

૫૦૩–પૂર્વે થઇ ગયેલા સંતો, આગળ જતાં શું થવાનું છે તે વિષે જે કાંઇ કહી ગયા છે તે બધું મારા અનુભવમાં આવતું જાય છે. કળિયુગમાં લોકો આચારહીન થઈ જશે, તેથી કરીને પુણ્યનો ક્ષય થશે અને પાપની વૃદ્ધિ થશે. વર્ણાશ્રમની મર્યાદા અને આભડછેટનો વિચાર કોઇ કરશે નહિ. ચારે વર્ણના લોકો સેળભેળ થઈ જશે અને નહિ કરવાનો વ્યવહાર કરશે. બ્રાહ્મણો એક બાજુએ વેદપાઠ કરશે અને બીજી બાજુએ દારૂ પીશે. તેઓ લબાડી, નિંદાખોર અને એવા વિષયાંધ બની જશે કે શું કરવું અને શું નહિ તેનો વિવેકજ ભૂલી જશે. તુકારામ કહે છે કે મેં એવા લોકોની ઘણીય ફજેતી કરી પણ તે તેવા ને તેવાજ રહ્યા. તેમને જે કુટેવો પડી ગઈ છે તે કેમે કરતાં પણ છૂટતી નથી.

૫૦૪–અક્ષરોની બાબતમાં જે કાંઇ પાઠ પાઠાંતર કરવાનો શ્રમ કર્યો (ધ્રુવપદની અંદર બતલાવેલી સ્થિતિના યોગે કરીને) તે સફળ થયો છે. પોતાના જીવભાવને નહિ જેવો બનાવી દઇને

જે સર્વ પ્રાણી અતિ નમ્ર થઈને રહે છે તેનેજ જ્ઞાની જાણવો. વૃક્ષ જ્યારે ફળે છે ત્યારે ફળના ભારથી તેની શાખાઓ નીચી નમે છે. વૃક્ષની જ્યારે એવી સ્થિતિ જોવામાં આવે ત્યારે જાણવું કે હવે તેનો પાક ખૂબ ઊતરવાનો. તુકારામ કહે છે કે તમે તમારો ભાવ દેવની આગળ મૂકી દેજો.

૫૦૫-ચિત્ત શુદ્ધ થઇ જાય અને બુદ્ધિ પાંડુરંગના ચરણમાં સ્થિર થઈ જાય એજ ધર્મ શ્રેષ્ઠ અને યોગ્ય છે એમ સમજી લેવું જોઇએ. સંતોના વચન ઉપર શ્રદ્ધા રાખવી અને આપણું મન જ્યાં આપણને ઘસડી લઈ જાય ત્યાં કદી જવું નહિ. તુકારામ કહે છે કે સંતોનાં વચન ઉપરનો વિશ્વાસ જ્યારે અંતઃકરણમાં જામી જાય ત્યારે તેમના ઉપદેશ મુજબ વર્તન કરવાનું બની શકે.

૫૦૬-કેટલાય આત્મજ્ઞાની પુરુષો જ્યારે જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત કરીને પાવન થઇ ગયા છે ત્યારે તમે પણ દુર્જનોની સોબત છોડી દો તો કેવું સારૂં ? (બીજો અર્થ : કેટલાય ઉત્તમ પુરુષો દુષ્ટોની સંગતમાં પડીને નષ્ટ થઈ ગયા છે એમ જાણીને તમે પણ દુર્જનોની સોબત છોડી દો તો કેવું સારૂં ?) જેમ ઉત્તમ રસોઈની અંદર જરા જેટલું ઝેર ભેળવ્યાથી બધી રસોઈ ઝેરી બની જાય છે તેવુંજ કુસંગતિનું સમજી લેવું. તુકારામ કહે છે કે જેમાં તમારૂં હિત હોય તે વાતનો નીતિશાસ્ત્રની મદદ લઇને નિર્ણય કરો અને પછી તદનુસાર વર્તન કરો.

૫૦૭-પૈસાને તો અમે આભડછેટના જેવો અપવિત્ર માની લીધો છે. કાળ તેની પાછળ પાછળ ભમ્યાજ કરે છે. એક નારાયણનું નામ એજ જીવનનો સાર છે, એ મુદ્દાને હું વળગી રહ્યો છું. તુકારામ કહે છે કે અમે તેનુજ ખૂબ જતન કરીએ છીએ અને અમારી પાસે જે માગતા આવે છે તેમને અમે એ વસ્તુનુંજ

દાન દઈએ છીએ.

૫૦૮–દ્રવ્યની પાછળ પાછળ કાળ ચાલ્યોજ આવે છે અર્થાત્ પૈસાનો સંગ કરવો એ ઘણું હાનિકારક છે. દ્રવ્ય એ નરકનું મૂળ છે એમ સમજીને તેનો ત્યાગ કરવો જોઇએ. એ વિષે હું અગાઉ પણ પ્રસંગવશાત્ કહેતો આવ્યો છું. અરે ભાઇઓ! આજે જે કથાનો પ્રસંગ મેં હાથ ધર્યો છે તેનો તમે લાભ લઇ લેજો અને તમારા યોગક્ષેમનો બધોજ ભાર તમે દેવના ઉપર છોડી દેજો. તમારો બધોજ લૌકિક વ્યવહાર સુંદર રીતે ચાલશે અને તમારે કશુંજ દુઃખ વેઠવું નહિ પડે. પોતાના ઉપર દુઃખ ન આવી પડે એ બાબત આપણે કેટલી બધી કાળજી રાખી, કેટલી બધી યોજનાઓ વિચારી, પણ આપણા પ્રારબ્ધમાં જે દુઃખ આવવાનું હતું તે તો આખરે આવ્યુંજ. તે આપણને ગમે તેટલું કડવું ઝેર જેવું લાગે તોપણ તેમાં જરાય ઓછુંવત્તું થનાર નથી; એટલા માટે કોઇ પણ બાબતને વિષે તૃષ્ણા રાખવી એ ફોકટનું ગાંડપણુજ છે. તુકારામ કહે છે કે તમારી બુદ્ધિનો ઉપયોગ કરીને પરમાર્થની વાતોજ સાંભળવી અને સદાકાળ સ્થાયી રહે એવા પરમાર્થરૂપી ધનનોજ સંગ્રહ કરતા રહેવું.

૫૦૯–ઘરેણાં પહેરનારના મોઢા ઉપર તેજ અને રૂપ ન હોય તો તેણે પોતાને શરીરે પહેરેલાં ઘરેણાં લજવાય છે; કારણકે તે ઘરેણાં પોતે તો ઉત્તમ છે, પણ તેમને જેનો સંગ થયેલો છે તેજ કૂબડો અને દરિદ્રી છે. હે દેવ! હે કૃપાસિંધુ! એકને શોભે એવો બીજો તેનો સાથી ન હોય તો તે જોડી દીપતી નથી. જેને રાંધતાંજ નથી આવડતું તેની આગળ રસોઇની ઉત્તમ સામગ્રી મૂકી રાખવી તે વ્યર્થજ છે. તુકારામ કહે છે કે એ તો ગધેડીને ગળે ચિન્તામણિ બાંધવા જેવું છે.

૫૧૦–આ સંસારની અંદર દુઃખના ડુંગર ઓળંગવા પડે છે તે કોણ નથી જાણતું ? અને જો એમજ છે તો પછી પોતાના હિતનો વિચાર તમે શા માટે નથી કરતા અને તમારે મોઢેથી હરિનામની ઘોષણા કેમ નથી કરતા? આપણાં અત્યારનાં સુખ-દુઃખ ભોગવી છુટ્યા પછી હવે પછીનો જન્મ ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ શાં શાં કારણથી થશે, તે સૌ જાણે તો છે. તુકારામ કહે છે કે અરે ઓ મૂર્ખ ! હમણાં તો તું મોટા મોટા ડોળા કાઢીને જુએ છે, પણ આખરે તારે તારી કરણીનાં ફળ ભોગવવાં પડશે ત્યારે તને માલૂમ પડશે કે તેં કેટલી મોટી ભૂલ કરી હતી !

૫૧૧–અરે ભાઈઓ ! તમે ભારે નસીબદાર છો. તમારે હાથ, પગ વગેરે ઇન્દ્રિયો અર્થાત્ લેવા–દેવાને સારૂ તમને ઈશ્વરે હાથ આપ્યા છે, ચાલવાને પગ આપ્યા છે, હરિની કીર્તિનું વર્ણન કરવાને સારૂ સુવ્યવસ્થિત વાણી આપી છે, હરિનો મહિમા સાંભળવાને સારૂ સુંદર શ્રવણેન્દ્રિય આપી છે, હરિની મૂર્તિનું દર્શન કરવાને સારૂ ખાસી મઝેની આંખો આપી છે. તમારી કોઈ પણ ઈંદ્રિયમાં કશી ખોડખાંપણ નથી. આજસુધીમાં કેટલાય આંધળા, બહેરા, મૂંગા અને લૂલાલંગડા લોકો હરિભજન કરવાને અસમર્થ જન્મ્યા તેથી તેમનું મનુષ્ય–જીવન વ્યર્થ ગયું, પણ તમારે તેવું નથી. પોતાના ઘરમાં આગ લાગી એવું જે માણસ પોતાની નજરોનજર જુએ અને છતાં તે ઘરમાંથી નાસી જવાની ચેષ્ટા ન કરે તે શી રીતે ઊગરવાનો ? તુકારામ કહે છે કે હજી તમારે સારૂ સમય છે. હજી પણ જો તમે તમારા સાચા હિતની બાબતમાં સાવધાન થઇ જાઓ તો ઘણું મોડું નથી થયું.

૫૧૨–નરદેહના સમાન ઉત્તમ ધન તમને હવે પછી પણ મળે એટલી સ્વતંત્રતા તમારા અત્યારના મનુષ્યદેહમાં છે નહિ,

એટલા વાસ્તે તમે બરાબર સમજી લેજો કે આ તમારો નરદેહ તમને એમ ને એમ સ્વાભાવિક રીતેજ મળી ગયો છે અને ખૂબ ઉલ્લાસપૂર્વક હરિનામ ગાઇનેજ તેની સાર્થકતા કરી લેવી જોઇએ; કારણકે સંચિત અને પ્રારબ્ધ કર્મ એ બે ઘણી બળવાન શક્તિઓ છે; અને ક્રિયમાણ કર્મની ગતિ એક સરખા બળથી આગળ આગળ ચાલતીજ જાય છે. તુકારામ કહે છે કે યાદ રાખજો કે કદાચ તમને હવે પછી ઘુવડ, ડુક્કર કે કૂતરાનો જન્મ ન મળે!

૫૧૩–મારા જીવને તો હવે તમામ ઐહિક અને પારત્રિક વિષયોનો ત્રાસ જ વછૂટે છે અર્થાત્ મને બધી જ વસ્તુઓનો ત્રાસ ઊપજે છે. તેથી કરીને કઈ કઇ વસ્તુઓથી ત્રાસ ઊપજે છે તે કહેવા જેવું છેજ નહિ. સંસારને લગતી કોઈ પણ વાતની ચર્ચા હવે મારાથી સહન થતી નથી. વળી આ વસ્તુ મારી છે એવું પણ બીજાને કહેવા જતાં મને દુઃખ થાય છે. ગાદી, તકિયા, પુષ્પ, ચંદન એવી શરીરને સુખ આપનારી કોઇ પણ વસ્તુથી હવે મને જરા પણ સુખ થતું નથી; એટલુંજ નહિ પણ તેનો ઉપભોગ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેથી મને સુખને બદલે દુઃખ થાય છે. એ બધીજ વસ્તુઓ મને હવે કડવી ઝેર જેવી અથવા બંધન જેવી લાગે છે. કોઇ મારી મોટાઈનાં વખાણ કરે અથવા મારૂં સન્માન કરે ત્યારે તેથી મારો જીવ ઊલટો સંકોચાઇ જાય છે અને મારા મનને અતિશય બળાપો થાય છે. તુકારામ કહે છે કે હવે મને બીજું કાંઇ જ ગમતું નથી. મારૂં મન તો હવે ફક્ત વિષ્ણુના ભક્તોના ચરણોમાં જ ચોંટયું છે અને તે એકલા જ મને હવે ગમે છે.

૫૧૪–મને તો બીજું-ત્રીજું બોલવાનું કાંઇ કારણજ દેખાતું નથી. નાના પ્રકારના ભેદ એ તો માત્ર આપણી પોતાની જુદી જુદી

ભાવનાઓના જ પ્રકાર છે. દેવ પોતે તો એકજ છેને? આ ગુણ અને આ દોષ એમ પારખું કરીને આ ધર્મ અને આ અધર્મ એનો નિર્ણય કરવો સહેલ નથી. કર્મ કોને કહેવાં અને અકર્મ કોને કહેવાં એ કહેનાર કોઇ છે ખરો? દુઃખના પ્રસંગ આપણી સામે કદી આવેજ નહિ એવું કરવું હોય તો કોઈ પણ વાતનો સંગ ન કરવો એ ઉત્તમ ઉપાય છે. તુકારામ કહે છે કે હે મારી વાણી! તું એકલા દેવના ગુણજ ગાજે અને હે મારા મન! તું એકલા દેવના ચિંતન વડેજ તૃપ્ત થજે.

૫૧૫-મારે જે કાંઈ પરમાર્થ સંબંધી વિચાર કરવો હશે તે હું મારા પોતાના જીવની સાથે કરી લઇશ. તેમાં મારે લોકોનું શું કામ છે? પ્રાણી માત્ર પોતપોતાનું હિત સારી રીતે જાણતાં હોય છે. તેમનો સ્વભાવ તેમને જે કર્મો તરફ પ્રેરતો હોય તેમાથી તેમને બળાત્કારે અટકાવવા જવાથી તેમને દુઃખ થશે. મારી કથા જેમને સાંભળવી હોય તેઓ સાંભળે અને જેમને ન સાંભળવી હોય તેઓ ભલે પોતાને ઘેર જઇને ઊંઘી જાય; પરમાર્થના સંબંધ-માં વિચાર કરતાં મને જે તત્ત્વ આખરે શ્રેષ્ઠ લાગ્યું હોય અથવા પરમાર્થનો જે માર્ગ મને ઉત્તમ લાગતો હોય તે તત્ત્વ અને તે માર્ગ બીજાને પણ ઉત્તમ લાગવાં જ જોઇએ એવો નિયમ થોડો છે? તુકારામ કહે છે કે હું તો મારી પોતાની જ બાબત દેવની આગળ કાલાવાલા કરી છૂટું છું. જેવી જેની વાસના હશે તેવાં તેને ફળ મળશે.

૫૧૬-તમારા અંતઃકરણમાં હરિનું ધ્યાન કરો અને તજ્જ-નિત સુખમાં તૃપ્ત થઇને રહો. મોઢેથી બોલ બોલ કરવાની શી જરૂર છે? હરિના સુખનો સ્વાદ ચાખવાનો જ્યાં સુધી અધિકાર ન મળ્યો હોય ત્યાંસુધીજ વિધિનિષેધની કડાકૂટ કરવી પડે

છે. જ્યાંસુધી સ્વાનુભવ ન થયો હોય ત્યાંસુધી ભેદાભેદ છે. ખરૂં જોતાં જે તત્ત્વ છે તે તો અંદર અને બહાર જે છે તેને તેજ અને સદાય તેવું ને તેવુંજ છે. તમે તમારી બુદ્ધિને સ્થિર કરો અને મોઢે તાળું મારો. આટલીજ સાધના કરી એટલે બધી વાતની સિદ્ધિ ગઈ જાણજો. તુકારામ કહે છે કે વાદવિવાદ કરી કરીને આખી બ્રાહ્મણજાતિ પાયમાલ થઇ ગઇ.

૫૧૭–શાસ્ત્રોમાં જેઓ પ્રવીણ થયા હોય છે તે બધાજ વિધિનિષેધમાં ગૂંચવાઇ પડયા છે. વાદવિવાદમાં જેઓ કુશળ છે તેઓ વાદવિવાદમાંજ લુબ્ધ થઇ ગયા છે. એ બિચારા દંભ અને વિષયની જાળમાં કેવા ફસાઇ ગયા છે? ખાલી સાર વિનાનું ભૂસું કૂટવાથી શું વળવાનું હતું? ભૂસું અને દાણા એ બેઉને ઉપણીને અલગ અલગ કરનારાઓજ ફાવી જશે તુકારામ કહે છે કે મંથન કરીને અંદરથી માખણ માખણ તારવી કાઢવું જોઇએ; પછી વધેલી છાશને ફરી ફરીને વલોવ્યાથી હાથમાં શું આવવાનું હતું?

૫૧૮–હું જે કાંઇ બોલું છું તે સંત મહાત્માઓએ બોલેલા અર્થાત્ તેમના ઉચ્છિષ્ટ બોલજ બોલું છું. મને મૂર્ખને કશીજ વાતનું જ્ઞાન નથી. મને તો વિઠોબાના નામનો પણ પૂરો શુદ્ધ ઉચ્ચાર કરતાં આવડતો નથી. આવા મારા જેવા જડબુદ્ધિને આત્મબોધ કરાવે એવો કોણ છે? હું જે કાંઇ કવિતા કરૂં છું તે કોઇ બોબડો, તોતડો બોલે એવી કવિતા કરૂં છું. તે સાંભળીને મારા ઉપર કોઇ ગુસ્સે થશો મા. હું જાતનો કોણ છું તે તો તમે જાણો છોજ ને? તમે બધા મને ઓળખો છો તેથી તે વિષે મારે કાંઈ વધારે કહેવાની જરૂર નથી. તુકારામ કહે છે કે હું જે કાંઈ બોલું છું તે બધું દેવજ મારે મોઢેથી બોલાવે છે. તેમાં શા શા ગુહ્યાર્થ છે, શા શા ભાવ સમાયેલા છે તે બધું તે જાણે.

૫૧૯-ચંદનની સુવાસ આવે ત્યારે ભાઈ! તમારૂં નાક ધરો, એવું કોઈને કહેવું પડે છે? સોનું જેને ગમે નહિ એવો કોઈ છેજ નહિ અને હવે પછી પેદા થનાર પણ નથી. સાકરનો ગાંગડો નાનાં-મોટાં બધાંનેજ ગળ્યો લાગે છે. તુકારામ કહે છે કે જો મારૂં પોતાનું મનજ શુદ્ધ છે તો પછી લોકો શા માટે મારી નિંદા કરતા હશે?

૫૨૦-હે દેવ! ઉદારતામાં તારી બરોબરી કોનાથી થઈ શકે? તારૂં પોતાનું જે પદ છે તેજ પદ તું તારા દાસોને આપી દે છે અર્થાત્ તું તારા ભક્તોને તારા પોતાના સમાન બનાવી દે છે. તેમનું કુળ, તેમની જાતિ નીચ છે કે ઊંચ, તેનો તું વિચાર કદી કરતોજ નથી. ગમે તેનો દેહ, ભલે ગમે તેવી નીચ જાતિના મનુષ્યનો હોય તોપણ, તે કામક્રોધાદિક વિકારોથી રહિત થઈને જ્યાં નિર્મળ બની ગયો એટલે તું તેની અંદર તારૂં પોતાનું રહેઠાણ બનાવી દે છે. તું તારા ગરીબ ભકતોને ઘેર પૂબ પ્રેમ-પૂર્વક જાય છે, તેમનું લૂખુંસૂકું સ્વાદરહિત ભોજન ભાવસહિત ...રોગે છે, અને જેઓ તારા પ્રેમી ભક્ત ન હોય તેમનાં વિવિધ ...કારનાં પકવાન્નને તું ઠોકરે મારે છે. તારો સ્વભાવ એવો ...ચિત્ર છે કે તારા ભક્તો તને પોતાનાં ઘરોમાંથી હડધૂત કરીને ...ઢી મૂકે, તોપણ તું ત્યાંથી ખસતો નથી અને તે છતાં તું એટલો ...ઘો મોંઘો થઈ જાય છે કે યોગી લોકો રાતદહાડો તારૂં ધ્યાન ...રીને તને શોધવાનો ભારે પ્રયાસ કરે છે, તોપણ તું તેમના ...ાથમાં આવતો નથી. તુકારામ કહે છે કે તારૂં આવું ખરેખરૂં ...ગરુદ છે, એવું ચારે વેદ ડંકો વગાડીને કહે છે.

૫૨૧-પૂર્વના ઋષિમુનિઓ શું અજ્ઞાની હતા? તેમને શું અક્કલ ન હતી કે જેથી તેમણે આ તમામ સંસારનો ત્યાગ કરી દીધો? અણિમાદિક અષ્ટ મહાસિદ્ધિઓ તેમની સેવામાં સદા

હાજર ને હાજર રહેતી, છતાં તેઓ પોતાનાં શરીરને પોષણ આપવા પૂરતાં કંદમૂળ, ઝાડનાં પાંદડાં, એવું તેવું ખાઇને નિરંતર અરણ્યોમાંજ વાસો કરતા! તેઓ કોઈની સાથે કશું ન બોલતાં કેવળ મૌન ધારણ કરતા અને નેત્ર બંધ કરીને, સમાહિત ચિત્ત કરીને બેસી રહેતા. તુકારામ કહે છે કે હે અનંત પરમેશ્વર! મારા ચિત્તની અવસ્થા પણ તું એવીજ કરી દેજે અને તમામ લોકોને મારાથી દૂરના દૂરજ રાખજે.

૫૨૨–હું વિચાર કરૂં પણ તે કોને આધારે વિચાર કરૂં? મને કોણ ધૈર્ય આપનાર છે? શાસ્ત્રો તો હું ભણ્યો નથી અને ભણી-ગણીને પંડિત પણ થયો નથી; તેમ હું ભારે વક્તા પણ નથી; મારી જાત પણ કાંઇ એવી શુદ્ધ નથી; મારે કોઈ પણ એક વસ્તુનો આધાર નથી. કળિયુગના લોકો તો વળી બહુજ હોશિયાર થઈ ગયા છે. હે મારા દેવ! હું જ્યારે તમારા ગુણ ગાવા માંડું છું ત્યારે તેઓ મારી મજાક ઉડાવે છે. મારા મનમાં તો હવે સંદેહ પેદા થવા લાગ્યો છે કે મારે તારૂં ભજન કરવું કે ન કરવું? તુકારામ કહે છે કે કાં તો મારે તમામ લોકોનો એકેએકનો ત્યાગ કરી દેવો અથવા તો મારૂં મોત આવે એ બેથી ત્રીજી વાત મને ગમતી નથી.

૫૨૩–હે દેવ! તમે સમર્થ છો. તમારા સંબંધમાં મારે હાથે કયી વાતની ભૂલચૂક થઇ ગઇ કે તમારા પોતાનામાંજ કાંઇ ઊણપ આવી ગઇ? શું થયું તે કહી દો. મારાથી એવો કયો અપરાધ થઈ ગયો કે જેથી તમે મારો અંગીકાર કરતા નથી? પણ આ બધી વાતો હું ફક્ત સંતોને કહું છું. તમને છોડીને બીજી કયી વસ્તુમાં મારૂં મન આસક્ત થયું, તે તમેજ કહોને? એ બાબતમાં તમારા તરફનો કોઈ સાક્ષી હોય તો મને તે પણ

બતાવી દો. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! હવે મારી સાથે માન માગીને વધારે વાર વિલંબ કર્યાથી શો લાભ છે? તમારા મનમાં જે હોય તે ખરેખરૂં કહી દો.

૫૨૪–એક પંઢરીનાથને છોડીને મારે બીજા, ત્રીજા દેવનું કામજ શું છે? નદી જ્યાં એક વાર સમુદ્રને મળી ગઇ પછી તે પોતાનું અસ્તિત્વ જુદું શી રીતે રાખી શકવાની હતી? સૂર્ય ઊગ્યો એટલે હજારો નક્ષત્રોનો પ્રકાશ નહિ જેવો થઇ જાય છે. તુકારામ કહે છે કે હું તો એક પંઢરીનાથના સિવાય બીજા કોઇને ઓળખતોજ નથી.

૫૨૫–કર્મ અને અકર્મ, એ બેની ભાંજગડમાં પડીને મારે કરવું શું? સો વાતની એક વાત અને સો રહસ્યોનું એક રહસ્ય, તે મારા હાથમાં બરાબર આવીને બેસી ગયું છે અને તે, હે દીનદયાળ! તારૂં નામ છે. આજ સુધીમાં જેમણે જેમણે તારા નામનો આશ્રય લીધો હતો તેવા અસંખ્ય જીવોના મનનું તેં સમાધાન કરી દીધું છે અને તેમના મનમાં જે જે ઇચ્છાઓ હતી તે બધી તેં પૂર્ણ કરી દીધી છે. આજ સુધીમાં તારા સ્વરૂપની કદી કોઇએ જમા બાજુ અને ઉધાર બાજુ દીઠીજ નથી અર્થાત તારામાં કશો વધારો કે ઘટાડો કદી થયોજ નથી. તું તો સદાય છે તેવો ને તેવોજ છે. તુકારામ કહે છે કે હે દેવ! ત્યારે મારા એકલાનો અંગીકાર કરતાં તમને શો ભાર પડી જાય છે?

૫૨૬–કોઇ કોઇ બળવાન સાધુ મહાત્માઓ એવા થઈ ગયા છે કે પહેલવાનની માફક ખભા ઠોકીને પાંડુરંગના પદની પ્રાપ્તિ કરી ગયા છે; પણ હે દેવ! મારા શરીરમાં તો તેટલું જોર છે નહિ. હું તો રહ્યો નબળો-પાંગળો, તેથી હું તો તારા આગળ તારી દયા-નીજ ભીખ માગતો ઊભો રહીશ. જેમના શરીરમાં પૂરતું બળ

હતું એવા સમર્થ સંતોએ તો કાળને લાત મારીને વેગળો કાઢવાની પેરવી કરી હતી. તુકારામ કહે છે કે સંતો તો સૌ શૂરવીરોમાં પણ શ્રેષ્ઠ શૂરવીર છે અને ધૈર્યના સાગર સમાન છે.

૫૨૭–મારી પૂર્વે થઈ ગયેલા સંતોએ જે જે ફળની પ્રાપ્તિ કરી હતી તે બધાંય ફળની મને ઇચ્છા તો છે, પરંતુ તે તે ફળને યોગ્ય થવાની મારામાં તાકાત નથી; માટે હે દેવ! જે ઠેકાણે તે સંતો જઇ પહોંચ્યા છે તે ઠેકાણે મને તુંજ ઊચકીને બેસાડી દે. સંતો તો અમારા વડીલ અને અમારા પૂર્વજો હતા. તો પછી તેમણે શ્રમ કરીને જે કમાણી કરી હતી તેનો વારસો અમને શા સારૂ ન મળે? તુકારામ કહે છે કે તમેજ અમારા આ લાડકોડ પૂરા કરો.

૫૨૮–હે હરિ! તારા ઘરમાં મોક્ષની શી ખોટ છે? મોક્ષના તો તારા ઘરમાં ઢગલા ને ઢગલા ભર્યા પડયા છે. ત્યારે હવે એકલા મારે સારૂજ તારા ઘરમાં ખોટ આવી ગઇ? હું પણ તારી મિલકતના એક હિસ્સાનો હકદાર ખરો કે નહિ? તું તો અમારો પિતા છે અને સકળ ગુણથી પરિપૂર્ણ છે; પછી અમારે કઇ વાતનો અભાવ? તુકારામ કહે છે કે હે પાંડુરંગ! હું તો તારો બરોબરીઓ થઈ ચૂકયો છું. હવે તારે જે કાંઇ કહેવું હોય તે કહી નાખ.

૫૨૯–હે મનુષ્યો! આપણાં બધાનાં નાકજ નકટાં છે અને તેથી આપણે સૌ કદરૂપા દેખાઈએ છીએ, એમ તમે બરાબર ગોખી રાખજો. આપણું પોતાનું મોઢું વરવું હોય ત્યારે બિચારી આરસી ઉપર દાઝે બળીને તેનો ત્યાગ કર્યાથી શો લાભ થવાનો હતો? દેહના ઉપર આસક્તિ રાખ્યાથી નાક અને આંખોનું જેવું જોઇએ તેવું સૌંદર્ય ખીલી નીકળતું નથી. એ તો જ્યારે નારાયણ કૃપા કરે અને દેહાત્મભાવ ટળી જાય ત્યારેજ વાસ્તવિક સૌન્દર્યની પ્રાપ્તિ થાય. બાણૂવાહને છોડેલાં બાણ વડે શત્રુના મર્મ

વીંધાઇ ગયાં પણ એ બાણને છોડાવનારો બાણવાહનજ હતો કે, કોઇ બીજી શક્તિ હતી તે કોઇ જોતું નથી. તુકારામ કહે છે કે ખરા બોલની અંદર પુષ્કળ સુખ રહેલું છે. એ સિવાય સુખનો બીજો એક પણ ઉપાય નથી એટલું યાદ રાખજો.

૫૩૦–હે સંતજનો ! તમારે ચિન્તા કરવાનું કાંઇજ પ્રયોજન નથી; કારણકે જે સ્ફટિકનો પથ્થર છે તે કાંઇ કરતાં પણ હીરો થનાર નથી. જે ઠેકાણે આપણે અત્યારે છીએ તે સ્થળને અનુરૂપ પ્રસંગો આપણી આગળ આવીને ઊભા રહે છે. આથી કરીને કાંઇક જુદાજ પ્રકારના ભાવ આપણી નજરે પડે છે. અમુક માણસને સજાનો બહુજ ભય લાગતો હોય છે. બીજાના મોઢામાં શબ્દોની ખોટ હોતીજ નથી. તુકારામ કહે છે કે મારી વાણી એવી સ્વૈરગામિની નથી કે ભાતભાતના ગાંડપણના ચાળાને તે પહોંચી વળે.

૫૩૧–યથાવિધિ પૂજન કરવા જેટલી સામગ્રીજ મારી પાસે છે નહિ. હે ઉદાર દાની દેવ ! મારો બધોજ ભાર ઉપાડી લેનાર તમેજ છો. હે નારાયણ ! મારે સારૂ શું કલ્યાણકારક છે તે જાણનાર પણ તમેજ છો. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ ! મેં તો મારી દેહબુદ્ધિ તમારા આગળ સમર્પિત કરી દીધી છે.

૫૩૨–હું જ્યારે વિચાર કરવા બેસું છું ત્યારે મને એવું સમજાય છે કે તમારા ચરણ એ એકજ આ સંસારસમુદ્રને તરવાનું સાધન છે. ભવસાગરને તારનાર તારાને ઠેકાણે પણ એ તમારા ચરણજ છે. આટલા વાસ્તે હે દેવ ! મેં તો તમારા ચરણને મારા ચિત્તની અંદર પધરાવી દીધા છે. જો કોઇ પણ ઠેકાણે સુખ જેવું કાંઇક હોય તો તે ફક્ત તમારા ચરણોમાંજ છે. મારા મનની પાસે પરમાર્થનું એક રહસ્ય પ્રાપ્ત થયેલું છે અર્થાત્

પરમાર્થ એટલે શું તે મારૂં મન જાણી ગયું છે. તેથી કરીને તે હરિના આનંદરસમાં ડૂબ્યું ને ડૂબ્યુંજ રહે છે, તુકારામ કહે છે કે એ રહસ્ય મારા હાથમાં બહુજ રૂડું દેખાય છે.

૫૩૩–હરિના શ્રીમુખનું દર્શન કર્યાથી મને સુખનું સુખ પ્રાપ્ત થયું છે. એ સુખનાં દર્શન કરવાની મારી આંખોને જે ભૂખ લાગી છે તે કેમે કરતાં ટાળી ટળતી નથી. 'વિઠ્ઠલ' એટલા ત્રણ અક્ષરોના શબ્દનો રસ મારી જીભને એટલો મીઠો લાગી ગયો છે કે તેની આગળ અમૃત પણ શા હિસાબમાં? તે અમૃત પણ ફીકું ફસ જેવું લાગે છે. શ્રવણની વાટ સ્વચ્છ થઇ હશે તો તેના વડે ભેદ અને અભેદ એ બેઉનું નિવારણ થઇ જશે. મન અતિશય મળ વડે ભરાઇ ગયું હતુ તેને સાફ કરી કરીને સ્ફટિકના જેવું નિર્મળ કરી દીધું. તુકારામ કહે છે કે વિઠ્ઠલ એ મારા જીવનો જીવનાધાર છે અને તે અમૂલ્ય વસ્તુ મારા હાથમાં આવી ગઈ છે.

૫૩૪–હું પરમાનંદસ્વરૂપ હરિને મારા બાહુ વડે આલિંગન દઉં છું; કારણકે તેમને બાથ ભરીને આલિંગન દેવાથી દ્વૈતનો નાશ થાય છે. તેના સંબંધીવાર્તાલાપ કરવાથી મન શાંત થઇ જાય છે, ચિત્તની અખંડ આનંદ આનંદ થઇ જાય છે અને પ્રેમાનંદની ભરતી બમણા જોરથી ચઢી આવે છે. એવું કર્યાથી લોકોની અખંડ માનપ્રતિષ્ઠા વધે છે અને છેવટે વૈકુંઠની પ્રાપ્તિ થાય છે. હરેક પ્રકારનું આત્મહિત પૂર્ણરીતે પ્રાપ્ત થાય છે. માયિક અને વ્યાવહારિક બેઉ પ્રકારના સંસારનો મૂળકારણ સહિત નાશ થાય છે. તુકારામ કહે છે કે મારે તો એક વિઠ્ઠલજ જોઇએ. તેના સિવાય બીજી કોઈ પણ વસ્તુની મને બિલકુલ ઇચ્છા નથી.

૫૩૫–ઓ મારી વિઠ્ઠલા માવડી! તું અમારા ઉપર કૃપા કરનારી અમારી જનેતા છે અને તારે શરણે આવેલાઓનું તું

પ્રેમસહિત જતન કરે છે. તારાં સ્તનોમાંથી હમેશાં પ્રેમામૃતનો પાનો છૂટે છે અને તારી આંખોમાંથી શુદ્ધ અમૃતની સેર છૂટયા કરે છે. તું તારાં બાળકોને ભૂખતરસથી દુ:ખી થવા દેતી નથી. તું તેમના અંતઃકરણની ઇચ્છાઓને આગળ આગળથી જાણી જાય છે અને તેમની પૂર્તિ કરતી રહે છે. આશા, તૃષ્ણા, માયા, ચિંતા વગેરેને તું અમારાથી દૂર ને દૂર રાખ અને અમને તારા સ્વરૂપની સંગાથે ક્રીડા કરવાનો સુયોગ દે. તુકારામ કહે છે કે તું અમને સંતોની સંગતિમાં રાખજે કે જ્યાં આગળ કાળનું કાંઇ ચાલતુંજ નથી.

પ૩૬–આપણે જ્યાં જ્યાં જઇશું ત્યાં ત્યાં આપણું પ્રારબ્ધ આપણી જોડે જોડે ચાલ્યું જ આવે છે અર્થાત્ આપણને આપણાં પ્રારબ્ધ પ્રમાણે લાભહાનિ સુખદુઃખાદિ મળ્યાજ કરે છે. જે ખાસ થાય છે તે તો એક સંત સમાગમથીજ થાય છે. પૂર્વનાં પુણ્યકર્મ અનુકૂળ હોય તો સંતોનો વિયોગ કરાવનાર કારણોરૂપી બીજના અંકુર ફૂટતા જ નથી. દ્રવ્ય, સ્ત્રી, પુત્ર, એમની પ્રાપ્તિ થવી એ કાંઇ સદ્ભાગ્યનાં લક્ષણ નથી. એને બદલે સંતોની નિકટ રહેવાનો સુયોગ મળી આવે તો તેને સદ્ભાગ્યની નિશાની માનવી જોઇએ; કારણકે જે વાસ્તવિક લાભ છે તે એજ છે. તુકારામ કહે છે કે સંતોના ચરણનો જ આશ્રય લેવો અને તેમની આગળ જીવભાવનું બલિદાન દઇ દેવું એજ એક સાધન છે.

પ૩૭–હવે તો હું મારા મનથી તલમાત્ર પણ ફિકર ચિંતા કરવાનો નથી. ફક્ત વિઠોબાના ચરણનેજ જોરથી પકડી રાખીશ; જેની સહાયતા વડે સાધક સંસારસાગરને તરી જઇને તેને પેલેપાર ચાલ્યો જાય છે, જેની સહાયતાથી અતિ કઠિન ગર્ભવાસનાં કષ્ટ ટળી જાય છે, એવું અવિનાશી પરમ ધન તે દેવના ચરણજ

છે અને તેનીજ મારે હવે પ્રાપ્તિ કરી લેવી છે. તુકારામ કહે છે કે મને આ દેહ મળ્યો છે તે બહુજ સરગ મળી આવ્યો છે અને હું આ લોકોમાં મનુષ્ય થઇને અવતર્યો છું તે ઘણુંજ ઉત્તમ થયું છે.

૫૩૮-(પૂર્વેના અભંગમાં દર્શાવેલા ભાવનું) હું મારા જીવની પેરે કાળજી રાખીને જતન કરીશ; કારણકે એજ ધન મારા અંતઃકાળના સમયનું પરમ જીવન છે. એટલા વાસ્તે હું એ ધનનો ખૂબ સંચય કરીશ અને તેનો ઉત્તમ ઉપયોગ કરીશ. તુકારામ કહે છે કે એ ધનને તો હું મારા હૃદયરૂપી નાનકડી ડબ્બીમાં સાચવી રાખીશ.

૫૩૯-પ્રભુ છે તો અતિ મહાન પણ તે છતાં ભક્તોના ભાવને વશ થઇને તે પોતાના વિરાટ સ્વરૂપને છેક નાનું સરખું બનાવી દે છે અને ભક્તના નાનકડા હૃદયની અંદર નિવાસ કરે છે. ભક્તિના પ્રતાપે તેની પાસે જે કાંઇ કામ કરાવીએ તે તેને કરવાં પડે છે અને પોતાના ભક્તોના મનમાં જે જે કામના હોય તે બધી તેને પૂર્ણ કરી દેવી પડે છે. આખા વિશ્વનું દાન કરી દેવાને સમર્થ એવા પ્રભુ તે પોતાના ભક્તોની પાસે તુળસીનું પાંદડું અને પાણી માગતા ઊભા રહે છે. તુકારામ કહે છે કે તે પોતાના ભક્તોની આગળ નામરૂપાત્મક સગુણ સ્વરૂપ ધારણ કરીને પ્રકટ થાય છે તે ઘણુંજ સરસ અને મગવડ ભરેલું છે.

૫૪૦-મોટું સદ્‌ભાગ્ય હોય તોજ પાંડુરંગના ચરણની પ્રાપ્તિ થાય. એ અલભ્ય લાભને તો હું આજ પછી એક ક્ષણ-વારને માટે પણ કદી વિસરનાર નથી. ઈંટના ઉપર પોતાના બેઉ ચરણને એક સરખી રીતે ગોઠવીને ઊભેલા પાંડુરંગના ચરણનું રહસ્ય મને સંતોએ સમજાવી દીધું છે. એટલા વાસ્તે તો હું

બીજાં બધાંજ કામકાજને એક કોરે ફગાવી દઇને એ ચરણનું ધ્યાન કરવાનોજ નિશ્ચય કરીને બેઠો છું. તુકારામ કહે છે કે પુણ્ય અને પાપ એ બેના યોગથી હવે પછી થનારા જન્મમૃત્યુરૂપી ફેરાનો હું તે ધ્યાનના પ્રતાપથી નાશ કરી દેવાનો છું.

૫૪૧-પતિવ્રતા નારીને તેનો પતિ જેવો પરમ પૂજ્ય છે તેવા અમારે અમારા નારાયણ છે. જેવી રીતે લોભી માણસને મન વાણી અને કર્મ વડે તેનું ધન અત્યંત વહાલું છે તેવા વહાલા અમને અમારા નારાયણ છે. તુકારામ કહે છે કે મારૂં મન એકનિષ્ઠ થઇ ગયું છે. તે એક વિઠોબાના સિવાય બીજા કોઇને ઓળખતુંજ નથી.

૫૪૨-ગાયન ગાવું તો વિઠ્ઠલના નામનુંજ ગાવું અને ચિત્તની અંદર એકલા વિઠ્ઠલનુંજ ધ્યાન કરવું. દર્શન કરવું હોય તો ઈંટના ઉપર પોતાના બેઉ ચરણને એકસરખા રાખીને ઊભેલા વિઠ્ઠલનુંજ દર્શન કરવું. વિઠ્ઠલ અનાથ જીવોનો બંધુ છે અને કૃપાના તો મહાસાગર સમાન છે. સંસારના બંધનને અને યમના પાશને તે એક તડાકામાં તોડી નાખે છે. પોતાને શરણે આવેલા જીવોને વિઠ્ઠલ મુક્તિનું દાન દે છે. સંતોની સંગતિ વડે વિઠ્ઠલની પ્રાપ્તિ થાય છે. વિઠ્ઠલ એ ગુણોનું આશ્રયસ્થાન છે અને સર્વ પ્રકારની સિદ્ધિઓ પણ વિઠ્ઠલજ છે. મને તો વિઠ્ઠલના નામની સમાધિ લાગી ગઇ છે. તુકારામ કહે છે કે મને વિઠ્ઠલનું નામ જપવાથી ભારે સુખ થાય છે અને તેના યોગ વડે કરીને મારૂં મોઢું મીઠું થઇ ગયું છે.

૫૪૩-વિઠોબાને આપણો હાથ કરી લેવાનો રસ્તો મને હવે સમજાઇ ગયો છે તેથી કરીને હવે એ બાબતને વિષે મારા મનમાં કશો ભય રહ્યો નથી. હરિની શક્તિ કેવી અદ્ભુત છે! તેમની

આગળ જરાક કાલાવાલા કર્યા એટલે તરત તે પોતાની ગેળેજ આપણા હાથમાં આવી પડે છે. પછી જેમ તેના મનમાં આવે તેવી તે પોતાના ભક્તોની સ્થિતિ કરી દે છે. કોઇ છૂટોછવાયો એકલસૂરો ભક્ત હોય તો તેને પોતાના એકલાના ભાવના બળ વડે વિઠ્ઠલને પ્રાપ્ત કરતાં લાંબો કાળ વહી જાય છે, પણ વિષ્ણુ-ભક્તોની મંડળીમાં ઊભા રહીને જ્યાં તેમને એકજ વાર હાંક મારીએ એટલે તે તત્ક્ષણ આપણી સન્મુખ આવીને ઊભા રહે છે. તુકારામ કહે છે કે હું તો દેવને પ્રેમના બંધન વડે મારા પોતાના જીવની જોડે બાંધી રાખીશ. હું તેમને કદી પણ છોડનાર નથી; કારણકે બધાજ ભાવોના સંબંધમાં હું ઘણો ઉદાર છું.

૫૪૪–ભક્તજનો કદી અહીં આવી ચડે છે ત્યારે વૈકુંઠ-વાસી લોકો તેમને વિષે એવી ધારણા રાખે છે કે તેઓ વૈકુંઠની વાટ શોધતા અહીં આવ્યા હશે; પણ ભક્તજનોના મનમાં તો પરલોક સંબંધી કશી ઇચ્છાજ હોતી નથી. વળી જન્મમરણને વિષે પણ તેમના મનમાં કદી ભય કે ચિન્તા હોતાં નથી. એવા હરિના સેવકોને ધન્ય છે! તેમને માટે ગર્ભવાસ કષ્ટદાયક નથી પણ અતિ સુલભ અને સુખરૂપ હોય છે અને એવા ગર્ભવાસની તો બ્રહ્માદિક દેવતાઓ પણ અભિલાષા રાખે છે. મોટાં મોટાં તીર્થોને તેમને મળવાની ઇચ્છા થાય છે. એવા ભક્તોને સુખેથી હરિકથા શ્રવણ કરવાની તક મળશે એમ ધારીને યમ અને ધર્મ બહુ ઉત્સુકતાપૂર્વક રાતદહાડો હાથ જોડીને તેમના આગમની વાટ જોયા કરે છે. ઋદ્ધિ–સિદ્ધિઓને હરિભક્તો પોતાની પાસે બોલાવતા તો નથીજ પણ તેઓજ તેમને મળવાની ઉત્સુકતા-પૂર્વક તક શોધ્યા કરે છે અને મોક્ષ પણ તેમનો સાયુજ્ય ભાવ જોઇને તેમની વાટ જુએ છે. જે સ્થળમાં હરિભક્તો ઊભા રહે છે તે સ્થળ પણ હરિના પ્રેમાનંદ વડે નિત્ય તૃપ્ત થયા કરે છે. તેઓ

પોતાની સંગતિનું દાન દઇને મહાપાપી ચાંડાળાદિકનો સહજ-માં ઉદ્ધાર કરી દે છે. તુકારામ કહે છે કે સૌ કોઈ તેમની આશા રાખ્યા કરે છે પણ તેઓ સૌ ભાવોના પ્રતિ ઉદાસીનતા રાખે છે. જેમને તેમનાં દર્શન કરવાનો સુયોગ મળે છે તેમનાં ભાગ્યને ધન્ય છે!

૫૪૫–ઉપરની બાજુએ સોનાનો ઢોળ ચઢાવીને અંદરથી સાવ ત્રાંબુ હોય એવું ઘરેણું લઈને કોઇ ચોકસીની દુકાને વેચ-વાને જાય અને તેના બદલામાં નક્કર સોનાના દાગીનાની કિંમત માગે પણ તેને કોઈ આપવાનું થોડું હતું ? ચતુર ચોકસી તો પારખી લે છે કે તેની અંદરના ભાગમાં તો નર્યું ત્રાંબું છે; અને ત્રાંબું તથા સોનું બેઉને તે અલગ અલગ પણ કરી શકે છે. પાણી અને દૂધનો મેળ થાયજ કેવી રીતે ? દૂધમાં પાણી રેડયું હોય પણ જે ખરા દૂધના સ્વાદને જાણે છે એવા લોકો તો દૂધ અને પાણીનો ભેદ જાણે છે. તુકારામ કહે છે કે જે મૂળે જૂઠું છે તેનું હમેશાં ભારે અપમાનજ થાય છે.

૫૪૬–પત્રાળીની સાથે કોળું તાણી બાંધીને તે પત્રાળીને પાણીમાં ફેંકીએ તો તે પત્રાળી તરે કેવી રીતે અને તરતી તરતી સામે કિનારે જઇ પહોંચે પણ કેવી રીતે ? એજ પ્રમાણે જીવો પોતાનો વિનાશ પોતાને હાથેજ કરે છે. એવા લોકોને બીજા ગમે તેટલો સદુપદેશ દે પણ તેઓ કાને ધરવાનાજ નહિ. પોતાને ભૂખ લાગી છે એમ સમજીને કોઈ ઝેરના લાડુ ખાઇ જાય તો તે શી રીતે ઊઠીને ઊભો થવાનો હતો ? આનો અર્થ એ કે તેણે પોતાનો ઘાત પોતાને હાથેજ કર્યો. તુકારામ કહે છે કે પોતાની આગળ આગળ ચાલનારાઓથી ઊલટે અને આડેઅવળે રસ્તે જનાર ભૂલો પડે છે.

૫૪૭-પરમાર્થનો રસ્તો જે અમે લોકોને બતાવીએ છીએ તે અમે બીજાઓના ઉપર ઉપકાર કરવાને વાસ્તેજ બતાવીએ છીએ. એ સિવાય અમને તેમ કરવાનું બીજું કશુંજ પ્રયોજન નથી. અમે જોઇએ છીએ કે લોકો સંસારની અંદર ડૂબી મરે છે અને તે અમારાથી દેખી ખમાતું નથી અર્થાત્ તેમનાં કલ્પાંત સાંભળીને અમારે કાળજે ધક્કો લાગે છે. તુકારામ કહે છે કે આ પાપી સંસારમગ્ન જીવો એવા છે કે જ્યારે તેમનાં કરેલાં કર્મનાં ફળ ચાખવાનો વખત આવી પહોંચે છે ત્યારેજ અમારી કહેલી વાત તેમને ગળે ઊતરે છે અને તે વખતે તેઓ અમારીજ આંખોના તરફ જુએ છે.

૫૪૮-જે ઉપાય વડે દેવની નજીક જવાય, દેવના સંબંધી અનુભવ પ્રાપ્ત થાય તે ઉપાય કામે લગાડી દેવો જોઇએ. એ સિવાયની બીજી તમામ વ્યર્થ ખટપટને એક બાજુએ ફગાવી દેવી જોઇએ. અરે બાપુ! તું હવે જાગી ઊઠ, જાગી ઊઠ અને મેં જે હમણાં કહ્યું તેના વિષે વિચાર કરવા મંડી જા. ખાલી શા માટે દુઃખી થયા કરે છે અને વ્યર્થ શ્રમ કરી કરીને લોહીનું પાણી કરી દે છે? તું તારા માથા ઉપર જ્ઞાનનો વ્યર્થ બોજો ઉપાડીને ચાલ્યા કરીશ તો એક દહાડો આ સંસારના કોઈ પણ એકાદ ખાબોચિયાની અંદર તું ડૂબી મરવાનો છે. એમ કર્યાથી તારો કદી દહાડો વળનાર નથી અને સંસારમાથી કદી છુટકારો થનાર નથી. તુકારામ કહે છે કે જો તારે દેવની નજીક જવુંજ હોય તો ત્યાં તું ફક્ત ભાવની મદદ વડેજ જઇ શકીશ. તારૂં જ્ઞાન ત્યાં તને કાંઇજ કામમાં આવવાનું નથી અને એ માર્ગના ઉપર કશુંજ અજવાળું નાખનાર નથી.

૫૪૯-મને ધનનો લાભ થાઓ અથવા સંતતિની પ્રાપ્તિ

થાઓ એવી માગણી કદી મારા મોઢામાંથી નીકળતીજ નથી; કારણકે હું જાણું છું કે ઉપરોક્ત બેઉ વસ્તુઓ ફક્ત દુઃખજ દે છે અને નીચે ગબડાવી પાડે છે. મારું મન કોઇની પણ નિંદા અથવા સ્તુતિ સાંભળવામાં પ્રવૃત્ત થતું નથી. તુકારામ આશા અને મોહ એ બેની જાળમાં જો ગૂંચવાઇ પડયા તો દેવની પ્રાપ્તિ કરવાની આશા છોડી દેવી.

૫૫૦–જયાં ચિત્ત સાક્ષીરૂપ થઈ ગયું એટલે પછી લૌકિક વ્યવહારની સાથે સંબંધજ શાનો રહ્યો ? આપણું હિત તો આપણી પોતાની સામેજ પડેલું છે. દેવ તો અંદર તેમજ બહાર સર્વત્ર વ્યાપક છે, એવા વિચારને મનની અંદર દૃઢ કરવો એનું જ નામ સાચો ભાવ. આપણા તરફથી આપણા શુદ્ધ ભાવને વિષે કાંઇ પણ કહેવું ઉચિત નથી; કારણકે એનું ખરેખરું સ્વરૂપ તો આપણી નહિ પણ બીજા લોકોની આંખે દેખાય છે. જે મનુષ્ય તેનો ઉપભોગ કરે છે તેને માટે તો તે વસ્તુની આંતરિક મીઠાશ એજ વાસ્તવિક હેતુ છે; તેને બહારના રૂપરંગનું પ્રયોજન હોતું નથી. તુકારામ કહે છે કે કાર્યસિદ્ધિ તો શુદ્ધ ભાવવડેજ થાય છે; એટલે જેમના અંતરમાં શુદ્ધ ભાવનો ઉદય થયો હોય છે તેમના મહિમાનાં વખાણ કરનાર ભાટ ચારણનું કામ ભગવાન નારાયણ પોતેજ કરી લે છે.

૫૫૧–હું જે જે બોલ બોલું છું તે બોલ મારા પોતાના નથી પણ વિઠ્ઠલનાજ છે. વિઠ્ઠલજ મારા મોઢાની મારફતે બોલે છે. આ બાબતને વિષે તમે જીવતા રહો ત્યાંસુધી જરા પણ શંકા કે ચિંતા કરવીજ નહિ. માત્ર હું જે કાંઇ કહું તે સાંભળો અને તેને તમારા હૃદયની અંદર ધારણ કરો. એમ કરવાથી તમારું હિત થશે. કોઇ તમને સીધો રસ્તો બતાવે અને તમે તમારા આ-

કારને વશ થઇને તે રસ્તાનો ત્યાગ કરો તો તેમાં દોષ તમારા અહંકારનો છે. તુકારામ કહે છે કે મારા મોઢાની વાટે વિઠ્ઠલજ બોલી રહ્યા છે એમ નક્કી જાણજો. આવું જે સમજે છે તેજ ખરૂં સમજે છે. હું તો માત્ર મપારાનું કામ કરૂં છું અર્થાત્ પ્રભુના જ્ઞાન-રાશિમાંથી પાલીએ પાલીએ લોકોને જ્ઞાન ભરી આપું છું.

૫૫૨–મનુષ્યોએ પોતાના ઉદરપોષણ પૂરતી પ્રવૃત્તિ કરીને વાસનાના મોઢામાં તેનું જરૂરજોગું ભાથું આપી છૂટવું પણ તેથી વધારે પ્રવૃત્તિ કરવી નહિ. ચિત્તને સર્વદા સમાહિત અવસ્થામાંજ રાખવું. નારાયણને પોતાના અંતઃકરણની અંદર પધરાવવાની આજ એક માત્ર ચાવી છે. હંમેશા આત્મ અને અનાત્મ પદાર્થો-ની વચ્ચે વિવેક કરવામાં કુશળ અને તત્પર રહેવું જોઇએ. સારાંશમાં હમેશાં એવી રીતે વિવેકયુક્ત વિચાર કરતાજ રહેવું જોઇએ. તુકારામ કહે છે કે જેમ જેમ તમારા શરીરની પ્રવૃત્તિ હરિભજનના ભણી વળતી જશે અર્થાત્ તમારી ઇન્દ્રિયો વિષય-પરાઙ્મૂખી મટી જશે અને અંતર્મુખી થવા માંડશે તેમ તેમ તમારાં આંતર્ચક્ષુની સામે પારમાર્થિક સ્વાત્મસ્વરૂપનો બોધ વધારે વધારે સ્પષ્ટ થતો જશે અને તમે આત્મસાક્ષાત્કારની નજીક જાઓ છો એવું તમને સ્વાનુભવ વડે સમજાતું જશે.

૫૫૩–હું ભગવત્ચિંતનના અચિંત્ય (બીજા અર્થમાં ચિંતા-રહિત) આત્મપદના ઉપર સ્થિર થઇને ઊભો છું. હવે મારે એ ચિંતનને શા માટે વધારે વખત સુધી લંબાવ્યા કરવું જોઇએ? હવે તો મારે સારૂ એવો સમય આવી લાગ્યો છે કે બિલકુલ નજ બોલવું પડે તો ઘણું સારૂં. શબ્દોનો ઉપયોગ કરવાનું હવે કશુંજ પ્રયોજન બાકી રહી ગયુ નથી. પરમાર્થની સાધનાની દિશામાં મારાથી જેટલી ત્વરા થઇ શકશે તેટલી હું કરીશ અને

મારા અંતઃકરણમાં કોઇ પણ જાતના સંશયને ઢૂકવા દઈશ નહિ. તુકારામ કહે છે કે મારા શરીર ઉપરનો તેમજ સ્ત્રી-પુત્રાદિક ઉપરનો મારો મોહ ટળી ગયો છે અને તે મારાથી એટલો દૂર જતો રહ્યો છે કે ફરીથી તે મારા મનમાં પ્રવેશ કરવા પામે એવો સંભવ હવે રહ્યો નથી. ટૂંકામાં કહેવા જાઉં તો મારા તમામ પ્રપંચનો જેવો જોઇએ તેવો ત્યાગ થઈ ગયો છે.

૫૫૪-નિર્ગુણ હરિસ્વરૂપનાં સગુણ દર્શન થઈ ગયાથી ભેદ-રહિત પરમ ઐક્યને ઠેકાણે ભેદ સિદ્ધ થાય છે. હે મારા દેવ! હવે તમારી અને અમારી વચ્ચે આજ પછી એકતા થવી મુશ્કેલ છે. એનો અર્થ એ કે તમે જ્યાં છો ત્યાં અમે અને હું જ્યાં છું ત્યાં હું એમ બેઉ પોતપોતાને સ્થાને જેમ છીએ તેમ ને તેમજ રહીએ એજ ઉત્તમ છે. તમારાથી હું વેગળો ન રહું એવી મેં આજ સુધી ઘણીય વિનવણીઓ કરી. તુકારામ કહે છે કે હે દેવ! હવે તો અમારા શરીરમાં પણ તમારા શરીરના જેવી કઠણતા આવી ગઈ છે.

૫૫૫-હે દેવ! અમે તમારામાંથી ઉત્પન્ન થયા છીએ. હવે તમેજ કહો કે અમે તમને છોડીને તમારાથી વેગળા જઇ શકીએજ કેવી રીતે? આ પ્રશ્નનો વિચાર તમે પોતે તમારા અંતઃકરણની અંદરજ કરી જુઓ તો કેવું સારૂં? હવે એની અંદર મારે કાંઇજ ઓછું વધતું કરવાનું છે નહિ. જે ઠેકાણે તમે મને ગોઠવી દીધો છે તેજ ઠેકાણે હું તમારી આજ્ઞાનું પાલન કરતો બેઠો છું. તુકારામ કહે છે કે જો હું તમારી જેમ ક્રિયાનષ્ટ બની ગયો હોત તો વળી આથી વધારે ચોખ્ખેચોખ્ખું તમને કહી સંભળાવત પણ ખરો.

૫૫૬-હે પાંડુરંગ! તમે મારા ભક્તિરસનો અથવા મારા

પ્રેમભાવનો નાશ કર્યો છે ને? બોલો, સાચેસાચું કહી દો. તમે આવી રીતે મારો સર્વનાશ કરી નાખ્યો તેથી હવે હું તમારા મોટાપણાની જરા જેટલી દરકાર કરવાનો નથી. હવે તો હું તમારી બધીજ છાનીછૂપી વાતો ઉઘાડી પાડી દઇશ. હવે હું જરાય આગળ પાછળનો વિચાર કરનાર નથી; કારણકે હવે મારો અને તમારો સંબંધ મૂળમાંજ રહેવા પામ્યો નથી. તુકારામ કહે છે કે હે દેવ! આજે તમે ચોખ્ખેચોખ્ખું કહીજ દો અને મારો તમારી સાથે કયા પ્રકારનો સંબંધ છે તેનો મારા અંતઃકરણની અંદર છેવટનો નિકાલ કરી દો.

૫૫૭–દેવ જૂદા છે એવો હવે મને મારા મનની અંદર સંશય પડી ગયો છે; કારણકે તેમની સેવા કરતાં કરતાં મને એવો અનુભવ થતો ગયો છે. હે દેવ! શૂન્ય અવસ્થામાં રહેવાની તમને ભારે કુટેવ પડી ગઇ છે અને આખા સંસારમાં તમારી એ અપકીર્તિનો ડંકો વાગી રહ્યો છે. તુકારામ કહે છે કે તમે ઘણાજ ચંચળ છો તેથી કરીને તમારી કોઈ પણ વાતનો મેળ કદી બેસતોજ નથી.

૫૫૮–જેમ રહેવાય તેમ રહેવું એવો જે અમોએ નિશ્ચય કર્યો છે તે ઉત્તમ છે. હે નારાયણ! તમે પોતે બધી વાતમાં ઉદાસીન ભાવ રાખો છો ત્યારે હું પણ તમારૂં જોઇને ઉદાસીનતા કેળવીશ. કોઇ એક ઠગનો બીજા તેનાથી મોટા ઠગનો એકાએક મેળાપ થઈ જાય તેવીજ રીતે મારો અને તમારો યોગ થઇ ગયો છે. તુકારામ કહે છે કે ફિકર–ચિન્તા રહિત જીવો અને તેવા જીવોએ કરેલો દાવો, એ વિષયને લઇને મારે દેવની સાથે લડાઇ લડવી છે.

૫૫૯–હે દેવ! તમે જાણો તો છોજ કે મેં તમારા અનેક

પ્રકારે અત્યંત કાલાવાલા કર્યા છે, પણ તમારા મન ઉપર તેની કશીજ અસર થઈ નહિ. હે દેવ! હવે તમેજ કહો કે મારે કેવી રીતે જૂઠી જૂઠી મૈત્રી ચાલુ રાખવી? આજથી મારી અને તમારી મૈત્રીનો તાર તૂટી ગયો જાણજો. હવે આજ પછી મારો અને તમારો મેળાપ ફક્ત ધ્યાનાવસ્થામાંજ થઇ શકશે. તુકારામ કહે છે કે કોઇ પણ પ્રકારની મનમાં ઇચ્છા રાખીને જીવવું એ ભારે લજ્જા અને ધૈર્યરહિતપણાનું લક્ષણ છે.

૫૬૦—મારા મનને એક વાતનું અતિશય આશ્ચર્ય લાગ્યા કરે છે. તે વાત એ છે કે જેમ કોઈ મૂડદાની આગળ તેનાં સગાંવહાલાં કલ્પાંત કરીને તેને કહે છે કે, 'ભાઇ! તું ઊઠ! તું ઊભો થા તું અમારી સાથે વાતચીત કર' અને તે લોકોનું કહેણ જેવું વ્યર્થ જાય છે તેમ હે દેવ! તમારી આગળ મેં જેટલા જેટલા કાલાવાલા કર્યા તે બધા પણ તેટલાજ વ્યર્થ ગયા છે! કોઇને ખોટું કામ કરતો જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે આપણને તેના ઉપર ગુસ્સો ચઢયા વગર રહે છે? તુકારામ કહે છે કે ઓ વિઠ્ઠલ! હું આમ શા કારણથી કહું છું તેનો તમેજ વિચાર કરો.

૫૬૧—મારે કોઇ પણ વસ્તુ માગવાની ઇચ્છા તો છેજ નહિ ત્યારે હું એટલો બધો સંકોચ કરૂં પણ શા માટે! હું મારા મનની અંદર અમુક અમુક ઇચ્છાઓ રાખીને તેમની પૂર્તિ કરવાને સારૂ કોઇ ખોટા માણસની પણ સ્તુતિ કરનાર નથી. સૌ કોઇ સારી રીતે જાણે છેજ કે જે વાત મારા મનને વિચાર કરતાં સાચી લાગશે તેજ વાત હું પકડી રાખું છું. તુકારામ કહે છે કે હે દેવ! અહીં સ્વામી-સેવાની વાત કેવી?

૫૬૨—દેવના ચરણ આગળ નમસ્કાર કરવાનું કાંઇજ ફળ નથી. એવું કર્યાથી ઉદ્ધાર પણ કેવી રીતે થવાનો હતો? સાક્ષાત્

મેળાપની વાતજ ન્યારી છે અને તેવો મેળાપ થાય તો તે સૌના મનને ગમે છે. એક બીજાની દૃષ્ટિ સામાસામી મળી ગઇ ન હોય ત્યાંસુધી ખાલી મોઢાં મોઢાના બોલ કેવળ લૂખા લાગે છે. તુકારામ કહે છે કે એટલા વાસ્તે તો હું કાંઇ પણ ન બોલતાં એક અંતઃકરણને મારા સાક્ષીની જગ્યાએ રાખીને હું ફક્ત મૌનનુંજ સેવન કરૂં છું.

પ૬૩–સદા અવિચળ રહે અને તદ્દન ભયરહિત હોય એવું જે કોઇ પણ સ્થાન હોય તો તે દેવનાં ચરણજ છે, એમ જાણીને હું માત્ર તેમના ઉપરજ શ્રદ્ધા વિશ્વાસ રાખીને બીજી બધી બાબતોના પ્રતિ ઉદાસીન ભાવ રાખી બેઠો છું. મારા મનમાં હરિના ચરણને માટે સ્વાદ–વૃત્તિ રહેલી છે, તેથી કરીને મને તે ઘણા મિષ્ટ લાગે છે અને તેમના સંબંધી રસવૃત્તિ સફળ થઇ છે. તુકારામ કહે છે કે મારે ગળે મેં હરિનામની માળા ધારણ કરી છે અને મારૂં શરીર મેં હરિપ્રેમરસથી ભરપૂર કરી લીધું છે.

પ૬૪–જ્યારે સંશયમાત્રનું પૂરેપૂરૂં નિવારણ થઇ જાય ત્યારેજ તેમાં રસ પડે છે. જે રસહીન ફીકુંફસ જેવું હોય તેના પ્રતિ કોઇને આકર્ષણ થતું નથી તેમ આદરભાવ પણ નથી હોતો. એવા નિરસ વિષયના પ્રતિ કોઇને રૂચિ નથી હોતી. હે દેવ! હવે આજ પછી મને જૂઠી વસ્તુઓના મોહપાશમાં બાંધી રાખશો મા અને હું તમારી પાસે બેસવા સારૂ વખતોવખત કયે ઠેકાણે આવ–જા કર્યા કરૂં ? અને તમારી મને પ્રાપ્તિ ન થાય તો પછી મારે જીવવાનું બીજું કારણજ શું છે? અર્થાત્ તમારી પ્રાપ્તિ ન થઇ અને મારો જીવ ગયો તો મરવામાં મને કશું નુકસાન નથી. તુકારામ કહે છે કે જેમ નાનું છોકરૂં કોઇ ચીજની ખૂબ હઠ લઇ બેસે ત્યારે તેનાં માબાપ આખરે ગમે તેમ કરીને તે ચીજ આપીને

તેનું સાંત્વન કરે છે તેમ તમે પણ મારી આટલી હઠ પૂર્ણ કરો અને મારા મનને સાંત્વન આપો.

૫૬૫-વાચાવડે પુષ્કળ બકવાદ કરીએ પણ તેથી શું વળ્યું? વાણીને અનુરૂપ કરણી હોવી જોઇએ અને જેવું મોઢેથી બોલીએ તેવો અનુભવ હોવો જોઇએ પણ એ બહુ દુર્લભ છે. હું તો જ્યાં જોઉં છું ત્યાં એવું જોઉં છું કે એક જણને કાંઇ કરતો જોઇને બીજા લોકો તેની નકલ કરે છે, પણ એવી સ્થિતિને પકડી રાખીને આપણાથી શી રીતે નિશ્ચળ ભાવે બેસી રહેવાય? કારણકે આપણા રસ્તામાં કાળ તો ઊભેલોજ છે અને તેને આપણે જીતવોજ જોઇશે. પેટ ભરવાને સારૂ દાંભિક પરમાર્થની દુકાનો માંડવાથી અને તેમાં વધારો કર્યાથી ઊલટી મૂળ મુદ્દલમાંજ ઘટ લાગશે. તુકારામ કહે છે કે હે નારાયણ! તું તારા અભય વરદ હાથ મારા ઉપર મૂકીને તું મને જગાડી દે એટલુંજ ઘણું છે.

૫૬૬-આપણું મન જ્યાં એક વાર સ્થિર થઈ ગયું એટલે પછી કશી વાતની ઉત્સુકતા અને તાલાવેલી રહી શકતાં નથી. હે દેવ! તમારા કૌતુક અને તમારી ચતુરાઇમાં મને કાંઇજ સમજણ પડતી નથી. (પૂર્વે મેં જે કહ્યું છે તે) બધું તમારા મહિમાની ક્રીડા માત્ર છે; પણ તમે જીવોની અંદર અનેક પ્રકારની ચિન્તાઓ અને તૃષ્ણાઓને ઉત્પન્ન કરાવો છો, તેમની પાસે નાના પ્રકારના નાચ નચાવો છો અને તેમના મનની અંદર વિવિધ પ્રકારના કોડ પેદા કરો છો. તુકારામ કહે છે કે હે દેવ! તમેજ તમારા મહિમાનો વિસ્તાર કરવાના હેતુથી આ સંસારની બધી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છો.

૫૬૭-હવે તો હું ઘણો બળીઓ બની ગયો છું તે યાદ રાખજો. 'હું પતિત પાવન છું' એવું હે દેવ! તમે વચન

આપેલું ને વચનની ગૂંચમાં હું તમને ગૂંચવી પાડીને બાંધી લેનાર છું. અત્યાર આગમચ તો જે થયું તે થયું પણ હવે તો તમને બાંધીને કેદ કરી લેવાની કેટલીય માર્મિક યુક્તિઓ મને આવડી ગઈ છે. તમારી તમામ ચેષ્ટાઓનો સંબંધ તોડી નાખવા જેટલી હોશિયારી હવે મારામાં આવી ગઇ છે. હે દેવ! હું જેટલા પ્રમાણમાં શુદ્ધ બનતો જાઉં તેટલા પ્રમાણમાં તમે પણ મારી આગળ શુદ્ધબુદ્ધ બની જાઓ. તુકારામ કહે છે કે અમારી અંદર આત્મસ્થિતિની ભાવના મૂળથીજ છે. તેવા તમે પણ પોતે પોતાના સ્વભાવે કરીને હશોજ.

૫૬૮–હવે તમે મારી સંભાળ લેતા નથી અને લેવાના પણ નથી એવી મારી પાકી ખાત્રી થઇ ચૂકી છે, પણ હે દેવ! તમે શું મને ધૈર્યહીન માની લો છો? જો એમ જ હોય તો પછી અમારો ઉદ્ધાર કરવાની બાબત તમે આવડા લાંબા લાંબા વાયદા શા માટે કરો છો? અમારા ઉદ્ધારને વિષેની તમારી પાછળ લાગુ પડેલી બલાનો તમે એક વારનો નીવેડોજ લાવી દોને! એટલું તો નક્કીજ માની લેજો કે અમારા કકળાટમાંથી તમારો કોઈ દહાડો છૂટકો થનાર નથી. જયાંસુધી તમે અમારો ઉદ્ધાર નહિ કરો ત્યાંસુધી અમે તમારૂં માથું ખાધાજ કરીશું. આવું જો તમે બરાબર સમજી ગયાજ હો તો પછી તમે અમને શા સારૂ વારંવાર ટળવળાવો છો? તુકારામ કહે છે કે હે દેવ! તમે ઘણા ભાગ્યવાન છો. તમારી પાસે કયી વસ્તુનો અભાવ છે? ત્યારે હવે મારો ઉદ્ધાર કરવો એમાં તે તમારા જેવાને માટે શા મોટા વેદ ભણવાના છે? અર્થાત્ એ કામ તો તમારે સારૂ રમત જેવું છે.

૫૬૯–હે દેવ! મને એમ લાગે છે કે તમે મને ખરેખર ભૂલીજ ગયા છો. મેં તો તમારી આગળ એકસરખી રીતે કલ્પાંત

કરવાનું જારીજ રાખ્યું છે. 'હું પતિતપાવન છું' એવું તમે જ્યાં ત્યાં કહેતા ફરો છો અને એવું તમારૂં બિરુદ છે એવું કહેવાય છે તે વિષે તમારે હવે શું કહેવું છે તે બોલી નાખો. હું દ્રવ્યનો ભૂખ્યો નથી અને દ્રવ્યના લોભને વશ થઇને તમારી આગળ કાલાવાલા કરવા આવ્યો નથી. આથી કરીને તમે મને ગમે તેવી એકાદ ધૂળ જેવી વસ્તુ આપીને પટાવવા માગતા હો તો તેમાં તમારી ભૂલ થાય છે. હું એવી લાલચમાં ફસાઇ પડું એવો નથી. તુકારામ કહે છે કે મેં તો અહંભાવ સહિત મારો દેહ તમારી આગળ સમર્પિત કરી દીધો છે.

૫૦૭–હે દેવ! હું તમારે શરીરે વળગીને તમને પ્રેમાલિંગન દઉં છું. એવે વખતે તમે ઘણા મોટા છો એવો વિચાર હું મનમાં લાવનાર નથી. જેમ કરવાથી મારી અને તમારી આબરૂ લોકોની અંદર બરાબર સચવાઇ રહે તેનો વિચાર રાખજો. જ્યાંસુધી અમારી અક્કલ ચાલે ત્યાંસુધી તમારી અને મારી વર્તણુંકમાં જે જે કારણો નિંદા અથવા ટીકાને પાત્ર હોય તે બધાં કારણો તમારે દૂર કરવાં જોઇએ. એક વાર તમને મારા સકંજામાં પકડી લેવાનો મને ઘણો સરસ લાગ મળ્યો હતો તે તમને યાદ છે ને? ખરેખર જ્યારે જ્યારે મને એવો લાગ મળશે ત્યારે ત્યારે હું મારૂં ગળું તમારા પગની સાથે બાંધી રાખીશ અને તમને ઊંઘવા નહિ દઉં અને હાલવા ચાલવા પણ નહિ દઉં. આવી રીતે હું તમારી ફજેતી કરીશ અને તમને ખૂબ પજવીશ ત્યારે પોતાની ફરજ કોણ ચૂક્યો છે અને કોણ નથી ચૂક્યો તેનો નિર્ણય થઇ જશે. તુકારામ કહે છે કે હે વિઠોબા! હું તમને બહુ સારી રીતે ઓળખી ગયો છું. પહેલેથી તમારો સેવક બનીને જે તમારે બારણે ભીખ માગતો આવશે તેનું પારખું કરવાનાં તમારી પાસે પૂરતાં સાધન છે.

૫૭૧–હું શક્તિહીન બની ગયો છું. હે દેવ! મારી સમક્ષ તમે શું શું કર્યું તેની મને સમજ પડતી નથી. તમારી આગળ કાલાવાલા કરવાની, રડવા કકળવાની મારામાં પૂરતી આવડત છે એમ જાણીને હું અહીંનો અહીંજ ઊભો રહ્યો છું. હે દેવ! તમારી આગળ મેં જે થાપણ મૂકી રાખી છે તે તમે મને પાછી આપી દો. મને મારૂં લેણું પૂરેપૂરૂં મળી જશે એવી તો મેં આશા રાખીજ નથી. કોઇ બીજા સંબંધને આધારે હું તમારે ગળે પડતો નથી. એ તો જેવું તમે એક વાર તમારે મોઢેથી બોલ્યા હતા તે હું ફરીથી બોલી બતાવું છું. આથી કરીને ચાર જણ મળીને બેઉની તકરારનો નીવેડો કરવાનો આ વખત છે છતાં તમે તેને શા માટે લાંબા વાયદા ઉપર ખોળંબે નાખો છો? એ સારૂં ન કહેવાય. તુકારામ કહે છે કે, હે ગોપાળ! હું હવે તમને છોડવાનો નથી. હું તો તમારે પગે પડીને તમને કહી દઉં છું કે આ ટંટાનો હવે નિકાલ કરી દો અને મારો છુટકારો કરો.

૫૭૨–હું ચિંતારહિત બનીને બેસીશ એમ સમજીને હવે તમારૂં મારા પ્રતિ કશું કર્તવ્ય બાકી રહ્યુંજ નથી એવું તમે માનતા લાગો છો અને તમારી મારા ઉપર હવે કૃપા પણ રહી નથી. તમને કષ્ટ આપવું એ પણ મને યોગ્ય લાગતું નથી. હે દેવ! તમારી આગળ હું પ્રથમ કરતો હતો તેમ દીન ભાવે કાલાવાલા કરતો ઊભો રહીશ. મનમાં ભય રાખીને શા માટે ચિન્તાતુર બનીને બેસી રહું? મારો અને તમારો સંબંધ ઘણો નજીકનો રહ્યો પણ તેનું મારે કરવું શું? તુકારામ કહે છે કે અમે જીવો ભાવ રહિત બની ગયા છીએ અને તેથીજ દેવ અમારાથી વેગળા થઇ ગયા છે.

૫૭૩–કોઇ પણ શાસ્ત્રની આજ્ઞાનું મેં ઉલ્લંઘન કર્યું નથી,

તેમ છતાં મારાથી નારાયણ આટલા આઘા શા કારણથી જતા રહ્યા હશે ? આ સંશયને લીધે મારું મન નારાયણમાં ગૂંચવાઈ પડયું છે અને તેથી મારા મનની ચિંતારહિત સમાધાનસ્થિતિ થતી નથી. હે દેવ! તમે તમારા આ સેવકને વીસરી જાઓ છો, એ તમારે માટે સારૂં ન કહેવાય. સઘળા પ્રકારની નીતિ તમારા હાથમાં છે. તુકારામ કહે છે કે હે દેવ! મને મારા ચિત્તના ખાબોચિયામાં ડુબાડી મારતાં તમને લાજ નથી આવતી ?

૫૭૪-બાળકનો જીવ જતાં સુધી તેની મા તેના તરફ જુએ પણ નહિ, એટલી બધી તેની બેદરકારી ઘણીજ આશ્ચર્યકારક છે. હે નારાયણ! તમે શું એટલા બધા નિર્બળ બની ગયા છો કે હું કહું છું તે તમે કાને સાંભળીજ શકતા નથી ? તમારી પાસે શું કોઈ વાતની તંગી છે ? તમે પ્રતિક્ષણે મારૂં રક્ષણ કરતા નથી, એવો હવે આ અભાગિયાનો માઠો વખત આવી લાગ્યો છે. તુકારામ કહે છે કે અમારા બોલ તમને ખાલી ફોફાં જેવા રસહીન અને કંટાળો આપે એવા લાગતા હશે.

૫૭૫-હે દેવ! હું તમારો સેવક નથી, એવું હું મારા અનુભવ ઉપરથી તમારા આગળ કહી દઉં છું. અરેરે! તમારી આગળ અત્યાર સુધી મેં જે કાંઈ લવારો કર્યો, તેના ઉત્તર રૂપે તમારા મોઢામાંથી એક બોલ પણ નીકળતો નથી, એ શું કહેવાય ? તમારી આગળ હું એકલોજ મોટા અટ્ટહાસ્યસહિત લવારો કરનારો તમને મળ્યો છું. હે દેવ! હવે તમારા ઉપર મને કેવી રીતે વિશ્વાસ ઊપજે ? કારણકે હવે તમને મારા પ્રતિ જરા પણ પ્રેમ હોય, એવું તમારા વર્તન ઉપરથી મને દેખાતું નથી. તુકારામ કહે છે કે, હે દેવ! તમે તો ચતુરશિરોમણિ છો, એટલા માટે હું જે કાંઈ કહું તેનો તમારા મનમાં વિચાર કરી લેજો.

૫૭૬-હે દેવ! વાહાપણાનો અને સાધુપણાનો બાહ્ય દેખાવ કરીને બિચારા ભોળા લોકોને ઠગીને શું હું મારૂં પોતાનું પેટ જ ભરૂં છું? હે મારા પ્રભુ! મેં કમાણા કર્યું તેવું જ હું રોજ રોજ કરતો રહું છું, એવું જો તમારા મનને લાગતું હોય તો મને તેમ સાફ સાફ કહી દો મારા જીવને ઘણોજ ચણચણાટ થયા કરે છે શું માટે 'ક'ને કાનો નહિ 'ક' અને 'ખ'ને કાનો 'ખા' એમ અર્થહીન અક્ષરોનો મેળ કરીને નાના પ્રકારની કવિતાઓ જોડ્યા કરવી? તુકારામ કહે છે કે આવી દુકાનદારીમાં રૂંધવાઇને પડ્યા રહેવા કરતા મને તો આપઘાત કરીને મરવું વધારે પસંદ છે

૫૭૭-અહો દેવ! જે ખરેખર જાણવા જેવું રહસ્ય હોય તે તમે મને બતાવીજ દો, કારણ કે મને તો કશી વાતની સમજણ જ પડતી નથી અનેક જાતના વિષયોના ગરબા ગોટાને હું તદ્દન દીનહીન બની ગયો છું અને તેથી તો હે દેવ! હું તમારે શરણે આવી પડ્યો છું તમે મને કાંઇક ધૈર્ય અને આશ્વાસન દેશો તો મારૂં મન સ્થિર થશે તુકારામ કહે છે કે તમે આ તમારા લાડકવાયા જીવને તમારી પોતાની સત્તાને જોરે સાચવી લેજો

૫૭૮-હે દેવ! મારે તમને કહેવું જ કેમ પડે? તમે અંતર્યામી છો, તમને કાંઇ જ અજાણ્યું નથી, તમને બોલાવવાનું મને ગમે છે, એટલું પણ તમે નથી સમજતા? હે વિશ્વંભર! મારી બાબતમાં લાજશરમ છોડીને તમે મારી ઠઠ્ઠા-મશ્કરી કરશો નહિ, મને જે ગમે તે તમારે કરવું જોઇએ, એમાં તમને કશું કહેવા જેવું હોય નહિ અને તમારે વધારે કહેવડાવવાપણું રાખવું નહિ તમે મારા અંતઃકરણમાં બેઠા બેઠા બધું જાણો તો છોજ તુકારામ કહે છે કે આટલું કરશો તો તેથી મારા મનનું સમાધાન થશે અને મારૂં મન સુખી થઈ જશે

૫૭૯-કઇ વાતને નિશ્ચય પૂર્વક પકડી રાખવી એ પ્રશ્ન, છે તો ઘણો મહત્વનો, પણ તેનો નિર્ણય કરવા જતા કૌતુકતા વધી જાય છે હે દેવ! તમારા ચરણો પ્રતિ જે વખતે મારા અંતઃકરણમા ભાવનો ઉદય થાય છે, તે વખતે તમારી આગળ હું સરસ રીતે નૃત્ય કરી શકુ છુ મારો સ્વામી ઘણોજ સાવધાન રહે છે અને તે ઘણો જ ચતુર છે એવુ જે ઘડીએ મને સમજાઈ જાય છે તે ઘડીએ મારૂ મન ભારે પ્રસન્નતા અનુભવે છે તુકારામ કહે છે કે હે દેવ! અમને તમારો આધાર આપો અને તમારા પ્રતિ અમારા પ્રેમમા વૃદ્ધિ કરો

૫૮૦-મારા તો બધાય સબંધો તૂટી ગયા અર્થાત્ મારૂ બધુ જ ઉઘાડુ પડી ગયુ છે આજ પછી મારે કોઇની સાથે કશો સબંધ રહ્યો નથી અને હુ કોઇનો રહ્યો નથી, કારણકે હે દેવ! હુ તમારી ભક્તિને રસ્તે વળ્યો છુ મારો સસારખેદાન-મેદાન થઇ ગયો છે એમ થવાનુ કારણ એ છે કે સસારનો મુખ્ય આધાર જે અહકાર છે તેનો જ નાશ થઇ ગયો છે તુકારામ કહે છે કે, હે દેવ! હવે તમે મને તમારાથી રખે અળગો કરતા

૫૮૧-હે દેવ! તમે મને તમારા શરણમા ગમે તેમ કરીને આશ્રય તો આપશોજ, એવી મારી ઇચ્છા છે શુ તમારી પાસે કોઇ વાતની ખોટ છે? અમારા મનનુ સમાધાન કરવામા શુ તમને ભારે પડી જાય છે અથવા તમારે કાઇ ખર્ચ કરવો પડે છે? તમારી સેવા કરવાની અભિલાષા જ્યારથી મારા મનમા પેદા થઇ ત્યારથી મારી ડાગળી ચસકી ગઇ છે અને હુ ગાડા જેવો બની ગયો છુ તુકારામ કહે છે કે હે ભક્તોને અધીન થઇને રહેનારા નારાયણ! (આનુ અનુસધાન પછીના અભગ સાથે છે)

૫૮૨-હે દેવ! તમે તમારી પોતાનીજ ઊભી કરેલી ગૂચ

વણુમાં ગૂંચવાઇ પડયા છો અને પછી ટીલાઢસ થઇ જાઓ છો, તે કેમ ચાલશે? હવે તો તમારો બંધાઇ જવાનો હેતુ પણ પૂરો સિદ્ધ થવો મુશ્કેલ છે. તમે અમને જ્ઞાન શા વાસ્તે આપ્યું? ઓ મારા બાપ! તમે શા માટે નામરૂપના બધનમાં બધાઇ ગયા? તુકારામ કહે છે કે હવે તમે બીજા કોઇને હવાલે રાખવા જશો તો હું તે થવા દેનાર નથી.

૫૮૩–મારી ભક્તિ છે તો ભોળી, પણ તે એકનિષ્ઠ અને અત્યંત બળવાન ભાવયુક્ત છે. આવી ઉત્તમ અનુકૂળતા મને મળી છે, તે છતાં હુ શા માટે અત્યત સરળ એવો ભક્તિમાર્ગ છોડી દઉ? હુ તો ભૂલ્યેચૂકયે પણ એ રસ્તા ઉપરથી હઠનાર નથી. તુકારામ કહે છે કે હે દેવ! તમે ફક્ત તમારા બેઉ ચરણ સરખા ગોઠવીને અમારી સમક્ષ જેમ ઊભા રહો છો તેમ ને તેમ ઊભા રહો એટલુ જ ઘણુ છે.

૫૮૪–તમને જોર કરીને કહેવાનો મારો હક્ક છે, એમ જાણીને હું તમને આ બધુ કહુ છુ. હું તમારો સેવક છુ અને તેથી કરીને મારો તમારા ઉપર વિશેષ હક્ક છે, અને તે હક્કને આધારે હું બોલું છુ હુ તો તમામ શકા, ભય વગેરેને આઘા ફેંકી દઇને તમારી પાસે જ રહેવાનો છુ તુકારામ કહે છે કે આ જગ્યાએ મારી રૂચિમાં કશુ જુદાપણુ લાગતું નથી

૫૮૫–હરિનુ ચિ તન, એકાતવાસમા રહીને ગ ગાસ્નાન, દેવ-પૂજન અને તુલસીની પ્રદક્ષિણા, એવા એવા કામોમાંજ બધો સમય વ્યતીત કરવો, નિયમિત રીતે આહાર કરવો અને નિયમીત રીતે વિશ્રાન્તિ કરવી, ઇન્દ્રિયોની પ્રવૃત્તિને ખૂબ નિયમિત અને સયત કરવી, એજ સાધનનો સાર છે વધારે પડતું ઊંઘવું નહિ અને બિનજરૂરી બોલ બોલ કરવું નહિ પરમાર્થ એજ

સૌથી વિશેષ મૂલ્યવાન સંપત્તિ છે. એ સંપત્તિ જેટલી વધારી શકાય તેટલી વધારીને તેની સહાયતા વડે દેવના ચરણની પ્રાપ્તિ કરી લેવી જોઇએ. તે પ્રાપ્ત કરવાના અને પ્રાપ્ત થયા પછી સાચવી રાખવાના ઉપાય ઉપર બતાવ્યા તે છે. આપણો દેહ દેવને સમર્પિત કરી દેવો. દેહના સંબંધી કોઈ પણ જાતની જવાબદારી આપણા માથા ઉપર રાખવી નહિ. તુકારામ કહે છે કે એવું કરવાથી બધી વાતનો આનંદ આનંદ થઇ રહેશે.

૫૮૬–હું વિષ્ણુનો દાસ છું, હું હજાર બળીઆનો બળીઓ છું, ઇન્દ્રના હાથમાંથી તેનું વજ્ર ઝૂંટવીને ફગાવી દઉં એવો કઠણ અને જોરાવર છું, હું દેહબુદ્ધિ વડે મરી જઇને આત્મબુદ્ધિ વડે મારી સ્વરૂપસ્થિતિમાં જીવતો ઊભો છું, હું દેહની સાથે સબંધ રાખનારી બાબતોમાં નિદ્રાવસ્થામાં પડયો રહું છું; પણ આત્માની સાથે સંબંધ રાખનારાં કામોમાં સદા જાગૃત રહું છું. જે કોઈ જે વખતે અમારી પાસે જે કોઈ વસ્તુની માગણી કરતો આવશે તેને અમે તેજ વખતે તેની માગેલી વસ્તુ આપીશું. સારા માણસોને હું મારી કેડની લંગોટી પણ કાઢી આપવા તૈયાર છું; પણ નઠારા માણસોના માથામાં લાકડી મારીને તેનું ટાલકું તોડી નાખું એવો છું. હું માબાપના કરતાં વધારે માયાળુ છું, પણ તેની સાથે કટ્ટા શત્રુના કરતાં પણ વધારે હત્યા કરૂં એવો પણ છુંજ. અમારી પાસે જે અમૃત છે તેની મીઠાશની કોઇની સાથે સરખામણી થઈ શકે એમ છેજ નહિ; પણ અમારી પાસે જે ઝેર છે તેની આગળ હલાહલ ઝેર પણ કાંઇજ હિસાબમાં નથી. તુકારામ કહે છે કે હું બધી રીતે સારો માણસ છું. જેની જે ઇચ્છા હશે તે મારી પાસે આવવાથી પૂર્ણ થઇ જશે.

૫૮૭–ગધેડાનાં નાનાં નાનાં બચ્ચાં ઘડીમાં અહીં અને

ઘડીમાં તહીં એમ રવડતાં ફરે છે. અધમ માણસોનો પણ તેમના જેવોજ વ્યવહાર હોય છે. એવા માણસોનું મન કદી પણ સ્થિર રહેતું નથી. ગધેડાનાં બચ્ચાં જન્મે છે ત્યારે તો રૂપાળાં દેખાય છે પણ જેમ જેમ મોટાં થતાં જાય છે તેમ તેમ ગંદાં અને કદ-રૂપાં થતાં જાય છે. તુકારામ કહે છે કે તેમને જ્યારે ભૂંકવાનું મન થઇ આવે છે ત્યારે વખત કવખતનું તેમને ભાન રહેતુંજ નથી.

૫૮૮-પારકો પૈસો અને પારકી સ્ત્રી એ એક પ્રકારની આભડ-છેટ છે એમ જાણવું. એ બે વસ્તુઓનાથી જે આઘો ને આઘો રહે છે, તેજ ખરેખરો પવિત્ર છે. ગદ્ય ગ્રંથ લખીને કે કવિતાઓ જોડીને લોકોના પૈસા ઠગી લેવાની ભૂંડી ઉપાધિ વહોરી લેવી નહિ. એમ કરવા કરતાં આપણી બુદ્ધિને આપણે સ્વાધીન રાખવી. જો કવિતાઓ લખવીજ હોય તો તે આત્મ-અનાત્મના વિવેકને વિષે અને પાપ તથા પુણ્ય એ બેઉનાથી પર એવા આત્મસુખને વિષે લખવી. તુકારામ કહે છે કે વનમાં જવાની જરાય જરૂર નથી; કારણકે અખિલ વિશ્વમાં સચરાચરવ્યાપક થઇને રહેલા પર-માત્મા એજ આ વિશ્વરૂપે તમારી સામે ઊભેલા છે.

૫૮૯-બાવળીઆનું ઝાડ અને શીમળાનાં ઝાડ, એ કાંઇ મનો-વાંછિત ફળને આપનારાં કલ્પવૃક્ષ નથી. તમારી પાસે ભલે ગાયો હોય, ભેંસો હોય, વાછરડાં હોય, પણ એ બધાં કરતાં કામધેનુ કોઇ જુદીજ વસ્તુ છે. તુકારામ કહે છે કે,જે કોઇ આપણને આપણી પોતાનીજ ઉઘાડી આંખે દેવનાં દર્શન કરાવી દે એવા માણસનો મેળાપ થાય તો પુણ્યનો ઉદય થયો જાણવો.

૫૯૦-પતંગિયાંને દીવાના પ્રતિ ઘણોજ પ્રેમ હોય છે. એ પ્રેમના આકર્ષણને વશ થઇને તે ભાન ભૂલી જાય છે અને દીવાના ઉપર આંધળું થઇને તૂટી પડે છે. આગ પડો એવા પ્રેમના ઉપર!

એ પ્રેમ ન કહેવાય. સાસુ મરી ગઈ તેથી મરનારીના દીકરાની વહુને રડવું આવે તો નક્કી જાણવું કે તે ખરા મનથી રડતી નથી; તેના મનનો ભાવ કાંઈ જુદાજ પ્રકારનો હોય છે. એવીજ રીતે કપટી માણસ મોઢેથી મીઠું મીઠું બોલે, પણ તેના મનમાં તો તેનાથી ઊલટાજ પ્રકારનો ભાવ હોય છે-જેમ ઇન્દ્રવારણાનું ફળ બહારથી તો ઘણું રૂપાળું દેખાય છે, પણ ફોડીને ચાખી જોતાં જણાય છે કે તેનો સ્વાદ કડવો ઝેર જેવો હોય છે. નદીને કાંઠે બગલો ધ્યાનસ્થ બનીને બેસે છે તો ખરો, પણ તે ધ્યાન ધરવાનો ઢોંગ માછલી મારવા સારૂજ કરે છે. તુકારામ કહે છે કે ગારૂડી તેની મુરલી વગાડે ત્યારે જેમ નાગ ડોલવા મંડે છે તેમ પાખંડી રજોગુણી લોકો હરિકથા થતી હોય ત્યારે લોકોને બતાવવા સારૂં માથાં ડોલાવવા લાગે છે.

૫૯૧-સાધુસંતો જે વેષ ધારણ કરે છે તે વેષને હું દોષ દેતો નથી; પરંતુ તેની અંદર ઘર કરી રહેલા અવગુણોનેજ હું દોષિત ઠરાવું છું. હે સજ્જનો ! હું જે કાંઈ કહું તે સાંભળીને તમે મારા ઉપર માઠું લગાડશો નહિ. સૌ જીવોનો જીવનઆધાર અન્ન છે, તે કોણ જાણતું નથી ? પણ એજ અન્નની અંદર જરાક જેટલું ઝેર ભળી જાય તો તે બધુંજ અન્ન ઝેરી બનીને જીવલેણ થઇ જાય છે. સોનું સુંદર અને શુદ્ધ ધાતુ છે એ તો સૌ જાણે છે; પણ જો તેની અંદર બીજી હલકી ધાતુનો ડાઘો દેખાય તો ચોકસી તેની કિંમત હલકા સોના જેટલીજ આંકે છે. કોઇ પણ વસ્તુ મૂળે ભલે ઘણી સારી હોય, પણ તેની અંદર કોઇ નઠારાં લક્ષણ જોવામાં આવે તો તે અપલક્ષણોને લીધે તેનું પોતાનું હિત ઢંકાઇ જાય છે અને તેનું કુદરતી ઊંચાપણું વ્યર્થ જાય છે. તુકારામ કહે છે કે રણસંગ્રામમાં જઇને શત્રુના ઉપર આક્રમણ કરનારજ શૂરવીરમાં ગણાય છે અને લોકોમાં સન્માન પામે છે. એ

સિવાય બીજા લોકો ભલે યોદ્ધાનો પોશાક પહેરીને ફર્યા કરે, પણ તેમને માટે એ કપડાં ગધેડાની પીઠ ઉપરના લૂગડાની માફક ફક્ત ભારરૂપજ છે, શોભારૂપ નથી.

૫૯૨-મને આજે સંતજનોનાં દર્શન થયાં, તેથી મારો આજનો દહાડો ધન્ય થયો. સંતોના દર્શનને પ્રતાપે મારાં પાપ અને તાપ ટળી ગયાં, મારા ત્રિવિધ તાપનો નાશ થઇ ગયો અને મારૂં દૈન્ય તેજ ક્ષણે નાશ પામી ગયું. સંતોના ચરણ આગળ જ્યાં મારા મને વિશ્રાન્તિ લીધી એટલે તેની સમાધાન અવસ્થા થઇ ગઇ. તુકારામ કહે છે કે જે દહાડે એવા સંતો મારે ઘેર પધારે તે દહાડો મારે મન દિવાળી અને દશેરા જેવો છે.

૫૯૩-હે દેવ! તમારા ચરણો આગળ મસ્તક નમાવી દેવું એજ મારૂં ધન છે. દેવને ચિત્ત સમર્પિત કરી દેવું અને પછી ભાગ્ય જેવી દશામાં રાખે તેવી દશામાં જીવતા રહેવું. હે દેવ! મારા જેવા અનાથ જીવની તમેજ સંભાળ લો છો. તુકારામ કહે છે કે હું તમારો દાસ આવી રીતે હાથ જોડીને તમને વિનંતિ કરૂં છું.

૫૯૪-અરે ઓ મારા નફટ નિર્લજ્જ મન! તને હું કેટલી વાર શિખામણ દઉં? તારે કશાની પાછળ મુદ્દલે જવુંજ નહિ. બીજા વિષયોના પ્રતિ સ્નેહ થવાથી મને બહુ દુઃખ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો, સંસારના પ્રતિ નિષ્ઠુર રહેવાથીજ હરિનું પ્રેમસુખ મળે છે. કોઇ મારી નિંદા કરે કે મારી સ્તુતિ કરે, મારા ઉપર દયા રાખે કે માયા, મમતા રાખે પણ તેના સુખદુઃખ વિષે હું મારા મનમાં જરા પણ વિચાર કે ઇચ્છા કરનાર નથી. હે મારા મન! આટલા માટે તો યોગી લોકો એકાંતવાસ સેવે છે અને એક આસને બેસી રહે છે. તુકારામ કહે છે કે હે મારા મન! તું એવા પરુષોનોજ વિચાર કર્યા કરજે અને ઇન્દ્રના વજ્રના જેવું કઠણ થજે.

૫૯૫--હે દેવ! તમારા સ્વરૂપની અંદર મારો જીવભાવ ઓગળી જાઓ, એવી બુદ્ધિના ઉપર આગ પડો. મને તો એવા ઐક્યભાવનો નિષેધ કરવાનુંજ બહુ ગમે છે. તમે મારા સ્વામી છો અને હું તમારો સેવક છું, એ ભાવ મને પસંદ છે. તમારી પદવી ઘણી ઊંચી અને મારી પદવી ઘણી નીચી, એવો સંબંધ જોડીને આપણે બે જણ ખૂબ કૌતુક-ક્રીડા કરીએ અને એ સંબંધમાં કદી કશો ફેરફાર થવાજ ન દઈએ એમાં બહુ મજા છે. તમારી સાથે એકાકાર થઈ જવામાં કશું સુખ નથી; કારણકે પાણી પાણીને પીતું નથી. વૃક્ષ પોતાના ફળને ખાતું નથી. એ બેઉથી અળગો કોઈ ભોક્તા હોય તેજ તેમના સ્વાદને ચાખી શકે છે. હીરો એકલો એકલો નથી શોભતો, પણ દાગીનામાં જડ્યાથી શોભી ઊઠે છે. સોનું-રૂપું પણ જ્યારે તેમના નાના પ્રકારના ઘાટ ઘડાય ત્યારેજ શોભે છે. જો બધું એકાકારજ બની જાય અને એકથી બીજો કોઈ હોયજ નહિ તો કોઈ કોઈને જાણનારજ કોણ? તડકો છે તો છાયાના સુખની કદર થાય છે. બાળક હોય તો માના સ્તનોમાંથી દૂધનો પાનો ફૂટે છે. બે જણ એક બીજાને આલિંગન ન દેતાં જો એક જણ પોતે પોતાનેજ આલિંગન દે તો તેમાં મજા શાની? અર્થાત્ જો એકજ હોય અને તેની સાથે મુકાબલો કરનાર બીજો હોયજ નહિ, તો તેમાં સુખ પણ શું? અને સુખ હોય તો તે કોનું? તુકારામ કહે છે કે મારૂં મન તો તમારાથી જુદા રહેવામાંજ ખૂબ આનંદમાં રહે છે. મારે કદી મુક્ત થવુંજ નથી એવો મારો નિશ્ચય થઈ ગયો છે.

૫૯૬-જે વિષયના ઉપર મનની આસક્તિ હોય તે વિષયને વિષે બોલવું ગમે છે. એ બાબતના સમાચાર મને ગોઠી જાય છે. જેઓ સજાતીય હોય છે તેઓ એક બીજાથી છૂટા પડે ત્યારે પરસ્પરને સારૂ મનમાં ઝૂરી મરે છે. તેઓ રાતદહાડો પોતાના

પ્રિયને મળવાની મનમાં ઇચ્છા કર્યાજ કરે છે. પોતાના પ્રિયજનના તરફથી જો જરા પણ નવીન સમાચાર આવ્યા તો તેને બહુજ આદરપૂર્વક સાંભળે છે અને પછી તેને વારંવાર સંભાર્યા કરે છે. તુકારામ કહે છે કે એવીજ રીતે મારા જીવનના જીવન સમાન પ્રિય એવા હરિભક્તો મારા પ્રાણપ્રિય આપ્ત સગાઓ છે.

૫૯૭–જો કોઇ મનુષ્ય મનમાં પૂર્ણ ઉદ્વિગ્ન બનીને પાંડુરંગને મળવાની ઉત્કંઠા રાખે છે તો તેને પાંડુરંગ સહાયથાય છે. મારે પંઢરપુરની યાત્રાએ જવું છે એવી જેના મનમાં તાલાવેલી લાગે છે તે જરૂર પાંડુરંગના ધામમાં એક દિવસ જઇ પહોંચવાનોજ, એમાં કાંઈ સંદેહ નથી. જો તમારામાં બળ ન હોય અને તમારો દેહ જો પરાધીન હોય તો તમારે દેવનું સ્મરણ કદી છોડવુંજ નહિ. તુકારામ કહે છે કે દેવનું સ્મરણ કરતાં કરતાંજ આ દેહનું અવસાન થાઓ! કારણકે આગળ ઉપર એ કામને અર્થેજ ફરીથી આવવું પડશે.

૫૯૮–હે દેવ! મારામાં મોટાપણાનો ભાવ શાથી આવ્યો હશે? હું દીનહીન થયો હોત તો ઘણુંજ સારૂં થાત અને હું ભારે પ્રેમોલ્લાસપૂર્વક હરિનામ ગાયા કરત. હું ક્યાં રહું છું, કેવી રીતે રહું છું, તેનો લગારે વિચારજ નહિ. જો મનને સુખ થયું તો હંમેશાં સમાધાન ને સમાધાનજ. તુકારામ કહે છે કે જો લોકો મારી પરવા નહિ કરે તો દેવ પોતે મારી સંભાળ લેશે.

૫૯૯–હું ભારે ચતુર અને જ્ઞાની થયો છું એવું હું મારા મનથીજ માની લઉં છું, પણ હરિના ભાવ વિનાની ચતુરાઇ એ ખરી ચતુરાઇ નથી;પણ ખાલી ફોફાં જેવી છે. કામક્રોધ તો અમારામાં પોતાનું કાયમનું ખરેખરૂં ઘર કરીને રહેલા છે. લોકોની અંદર રહેલા ગુણદોષ મારા અંતઃકરણની અંદર આવવા લાગ્યા

છે. પ્રાણીઓ પ્રતિ મત્સર કરવાની વૃત્તિ મારામાં રહી છે. તુકારામ કહે છે કે હું તો ફક્ત લોકોને ઉપદેશ કરું છું, પણ મારામાંથી હજી એક પણ દોષ ટળ્યો નથી.

૬૦૦–જેના અંતઃકરણમાં દયા છે તે સાંસારિક જીવને ધન્ય છે. એવા જીવો આ સંસારમાં લોકોના ઉપર ઉપકાર કરવાને સારૂજ અવતરે છે. તેમનું પોતાનું ઘર તો વૈકુંઠની અંદરજ છે. તેઓ કદી મોઢેથી અસત્ય ભાષણ કરતા નથી અને પોતાના શરીરની બાબતમાં ઉદાસ હોય છે. તુકારામ કહે છે કે જેમના હોઠમાં મીઠા મીઠા બોલ હોય અને પેટની અંદર ખૂબ અવકાશ હોય— (આના અનુસંધાનમાં ૬૦૧ મો અભંગ વાંચવો)

૬૦૧–અરે ઓ જૂઠા ! ઓ નિંદાખોર ! પોતાની નઠારી વસ્તુને 'સારી છે, સારી છે' એમ કહેવાથી તે સારી થઈ જવાની નથી. એ બાબતમાં આળસ કરવાથી ખોળામાં પથરો આવીને પડે છે ઓ મૂર્ખ ! હું જે કાંઈ કહું તે સાંભળીને મનમાં ખોટું લગાડીશ નહિ. ઘોડેસવાર પોતાના હાથમાં ચાબુક લે, એટલે ઘોડો તેના હુકમ મુજબ ચાલ ચાલવા માડે છે. તુકારામ કહે છે કે કોઈ પણ મૂર્ખને ડાહ્યો બનાવી દેવાનું સાધન લાકડી છે.

૬૦૨–જીવો જાણે તો છે, તોપણ તેઓ પોતાનો છુટકારો કરવાને બદલે ભ્રમની ગૂંચવણમાં શા માટે ગૂંચવાતા હશે ? ખરી વસ્તુ શી છે તે જાણ્યા છતાં પોતાનો ઘાત પોતાને હાથેજ કરે છે ! હે દેવ ! હકીકત આવી છે તે તમે સાંભળો. માછલીના માંસની અંદરની હાડકી જેમ ગળામાં ભરાઈ જાય, તેમ ધનની તૃષ્ણારૂપી હાડકી મને ગૂંગળાવી મારે છે. તુકારામ કહે છે કે કર્મ અતિ બળવાન છે. તેના પ્રભાવથી જે કોઈ મોટા બનાવો બનવાના હોય છે તે બન્યા વિના નથી રહેતા.

૬૦૩–જેમનું મન સરળ અને કપટરહિત છે, જેમની વાણી મિષ્ટ અને રસીલી છે અને જેઓ નાના પ્રકારના ગુણયુક્ત છે, તેમનીજ પાસે લક્ષ્મી (ઐશ્વર્ય) છે, એમ હું માનું છું. આ સંસારમાં તેઓ જ ભાગ્યવાન છે. નમન અર્થાત્ નમ્રતા જેમના સ્વભાવની અંદર છે તેમની સ્થિતિમાં ફેરફાર થતો નથી. તુકારામ કહે છે કે એવા માણસોની નૌકાને ગ્રહણ કરવામાં સૌ સંતુષ્ટ રહે છે.

૬૦૪–સંતોની છેલ્લી વિનંતિ કાને ધરવી જોઇએ. મને દેવનું કદી વિસ્મરણ ન થાઓ અને હે દેવ ! તમને પણ મારૂં વિસ્મરણ ન થાઓ; આથી વધારે મારી પાસે શું કહેવડાવો છો ? તમે બધુંજ જાણો છો તો ખરા. તુકારામ કહે છે કે હું તમારે પગે પડું છું. મારા પ્રતિ જરા દયા રાખો.

૬૦૫–હું કવિતાઓ રચું છું એવું કોઇ કહે તો હું કહું છું કે કવિતાની વાણી મારી પોતાની નથી. આ બધોજ કવિતાનો પ્રકાર જે તમે જુઓ છો તે મારી પોતાની બુદ્ધિની કૃતિ નથી. મારી મારફતે વિશ્વંભર જ બોલે છે. હું–પામર મનુષ્ય શબ્દોના નાના પ્રકારના અર્થને શી રીતે જાણવાનો હતો ? મારૂં ભાષાજ્ઞાન કેટલું અલ્પ ? ગોવિંદ, જે મારા મોઢામાંથી બોલાવે છે તેજ હું બોલું છું. એક પછી એક કવિતાઓ રચવી એ મારૂં કામ નથી. એ કામ તો જેનું છે તેનુ છે. હું તો ફક્ત અનાજની પાલીઓ ભરનાર મપારા જેવો નિમિત્તમાત્ર છું. અહીં હું મારૂં પોતાનુ કાંઇજ કહેતો નથી. જે કાંઇ કહું છું તે દેવની સત્તાને અધીન થઇને કહું છું. તુકારામ કહે છે કે હું તો ભગવાનનો એક સેવક માત્ર છું અને તેના નામનું નિશાન બતાવતો ફરૂં છું.

૬૦૬–દેવનું નામ મારે એકલાએજ ગાવું અને તમે સાંભળનારાઓએ ગાવુંજ નહિ, એવી કાંઇ દેવે મને આજ્ઞા કરી નથી;

માટે તમે પણ મારી સાથે મોઢેથી રામ રામ બોલતા જાઓ અને હાથ વડે તાળીઓ વગાડતા જાઓ; અને એ પ્રમાણે સ્વહિતને સિદ્ધ કરવા સારૂ પ્રેમોલ્લાસપૂર્વક ખૂબ નાચો અને ડોલો. જે વાત અતિ સહજ છે તેની બાબતમાં વળી આળસ શા સારૂં કરવું જોઇએ? તમારા હાથ-પગ એ બધા કેવળ અગ્નિનાજ ખોરાકરૂપ છે; મતલબ કે એક વાર બળીને પાક થઇ જવાના છે, તેથી કરીને તેમનો ઉપયોગ હરિભજનને અર્થે ન કરતાં તેમનું મિથ્યા પોષણ શા માટે કર્યા કરો છો? ભક્તિભાવના કામમાં લજ્જા અને લૌકિક વ્યવહારનો વિચાર ન કરવો. કોઇ તમને હસશે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગશે. જેના મનમાં જેવો ભાવ હોય તે તેવા ભાવનું પ્રતિપાદન કરે. દેવ તો તાલયુક્ત ભજન કે બેતાલું ભજન એવું તેવું કદી જોતાજ નથી. કથા થતી હોય તે વારે જે કથામાં ચિત્ત પરોવશે તે ભાગ્યવાનમાં ગણાશે. તુકારામ કહે છે કે એ સિવાયના બીજા બધા તેમની માને પેટ પથરા પાકયા છે.

૬૦૭-તું કોઇ પણ એક દેવને પકડીને બેસી જા એવું હું તને ફરી ફરીને કહ્યા કરૂં છું; તે ઉપરથી તું એમજ સમજી લેજે કે જાણે લક્ષ્મી પોતાની મેળેજ વગર બોલાવ્યે તારૂં ઘર પૂછતી આવી છે. 'દેવ આવા નથી, દેવ આવા નથી' એવું પણ હું વારે-વારે કહું છું; કારણકે દેવને બીજા પદાર્થોથી અલગ કરવાનો મારી પાસે અવકાશ રહ્યો નથી-આખું વિશ્વજ તેમનાથી ભરાઈ ગયુ છે અને દેવ વિનાની ખાલી જગ્યા રહેવા પામી નથી. 'દેવ મંદ થઇ ગયા છે' એવું પણ હું વારેવારે કહું છું; કારણકે મારો ભાવ મંદ થઇ ગયો છે, તેથી મારી પાસે બીજો કોઇ ઉપાય રહ્યો નથી. 'દેવ સસ્તા છે, સસ્તા છે, ફોકટમાં પણ મળી જશે' એવું પણ હું કહ્યા કરૂં છું; કેમકે દેવને પ્રાપ્ત કરવા સારૂ એક કોડીની

પણ હિમ્મત આપવા પડતી નથી. તુકારામ કહે છે કે મને દુર્બળ જાણીને દેવના ભાવના પ્રતાપે મને તો તે તદ્દન ઉધારજ મળી ગયા છે.

૬૦૮–આખું વિશ્વ વિષ્ણુથીજ ભરપૂર છે, એ તત્ત્વ તો જેઓ વિષ્ણુના ભક્તો હોય તેઓજ જાણતા હોય છે. એવા ભક્તોના સિવાયના બીજા બધા પોતાની ગરદનના ઉપર ગધેડાની માફક જ્ઞાનનો બોજ્જ ઊંચકીને ફરતા ફરે છે. નાના પ્રકારનાં સાધનો ફક્ત કઇ વહોરી છૂટવા જેવાં છે. એ બધાં કરવાથી ઊલટો ગૂંચવાડો થઈ જાય છે. જે મુખ્ય કામ કરી લેવાનું છે, તે એ છે કે આપણું અભિમાન ઓગળી જવું જોઇએ. અભિમાનનો નાશ કરવાને સારૂ જે સાધન કરવાં જોઇએ તે તો અત્યંત કઠિન છે. ઇંદ્રના હાથમાંના વજ્રનો નાશ કરવા ધારીએ તો કદાચ કરી શકાય, પણ માયાની જાળનું છેદન કરવાનું કામ તો તેનાથીય અઘરૂં છે. તુકારામ કહે છે કે એ બાબતની છૂપી ચાવી ફક્ત હરિભજન કરવાથીજ સાંપડે છે. એ સિવાયની બીજી બધી દિશાઓ આંધીથી ભરેલી છે, જેમાં કોઇને કશી વાતની સમજણજ પડતી નથી.

૬૦૯–હરિકીર્તનનું જે માધુર્ય છે તે તો દેવ પોતેજ જાણે છે. એ માધુર્યનો ઉપભોગ કરવાને યોગ્ય વ્યક્તિ જ્યાં દેવે દીઠી એટલે તરત તેને એ સ્વાદ ચખાડીને ન્યાલ કરી દે છે પોતાની અંદર સળગાવેલા વૈરાગ્ય વડે શરીરની અંદર ઘર કરીને રહેલા કામક્રોધાદિક ષડ્રિપુઓને જીતી લેવા જોઇએ. તુકારામ કહે છે કે અહીં કશું મિથ્યા જવાનો સંભવજ નથી. માત્ર પહેલાં અધિકારી બની જવું અને પછી પોતાના અધિકારને યોગ્ય વસ્તુ લઇ લેવાની ત્વરા કરવી, એવું હું પોકારી પોકારીને કહું છું.

૬૧૦–હે દેવ! મેં મારી કાયા, વાચા અને મન તમારી

આગળ ગીરો મૂકીને તેના અવેજમાં તમારી પાસેથી પરમાર્થની સંપત્તિનું કરજ લીધું છે. આથી કરીને અમારા પેટની અંદર બધું જ આવી ચૂક્યું છે. હે દેવ! ઘરમાંની બધી પૂંજી એક બાજુએ મૂકી દઇને હું નિશ્ચિંત બની બેઠો છું. મારા ઘરમાં હવે તારૂં લેણું ચુકાવવાને સારૂ રોકડ પૈસો નથી અને મિલકતમાં એક તોલો તો શું, પણ એક માસા જેટલું પણ સોનું-રૂપું રાખ્યું નથી. અગાઉની રીત તું જાણે તો છે. મારા કરતાં પણ મોટા મોટા સધ્ધર આસામીઓની મંડળીઓ તારી કરજદાર ઠરી ચૂકી છે અને કોઇએ તારૂં કરજ ફેડયું નથી. તુકારામ કહે છે કે હે દેવ! જેઓ તારા કરજની જાળમાં બંધાઇ ગયા હોય તેમને તું તારા લેણાના અવેજમાં તારા પોતાના કબજામાં લઇ લે એટલે પત્યું.

૬૧૧–જે માલ વડે જન્મમૃત્યુની જંજાળ ટળી જાય છે તે માલ આ બજારમાં થોકેથોક ભર્યો છે; તેમાંથી તમારાથી લેવાય તેટલો લઇ લો. પંઢરપુર ગામ એ તો ભક્તજનોને ભગવાને આપેલી જાગીર છે અને ત્યાં પાંડુરંગ રૂપી માલ ઇંટના ઉપર ઊભેલ છે. તે લેવાને આખો સંસાર તૂટાતૂટ કરે છે. એથી કરીને બજારમાં જવા-આવવાનો રસ્તો જનમેદનીથી ભરપૂર થઇ ગયો છે અને લોકો ઠેલંઠેલા કરે છે. તુકારામ કહે છે કે ઓ મારા બાપલા! પણ એ માલને ભરી લેવાનું માપ તમારી પાસે ખરૂં હોવું જોઇશે.

૬૧૨–હે લક્ષ્મીપતિ! હે દીનજનોના સ્વામિન્! હે પદ્મનાભ! તમારા ચરણોમાંજ સુખશાન્તિ છે. મને તું ત્યાં આગળજ મૂકી દેજે. મારા મનમાં બસ, આટલી એકજ અભિલાષા છે અને તું તો દાતાઓનો શિરોમણિ છે. તુકારામ કહે છે કે મારા પ્રારબ્ધ-ભોગ વડે હું ઘણોજ દુઃખી થઇ ગયો છું, એટલા માટે તું મારી વહારે ધા.

૬૧૩-હે મારા દેવ! વારંવાર તમારે પગે પડીને હું તમને વીનવું છું. તમારા પ્રત્યેનો પ્રેમ મારા કંઠની અંદર નિરંતર વાયો ને બાયોજ રહેજો અને મારો દેહ તમારા ચરણો આગળ જમીન ઉપર આળોટતો થઈ જજો. મારો તમામ લોકવ્યવહાર એકદમ સ્થગિત થઈ જાઓ અને તમારા સિવાય બીજા બધાનું જ મને એક સામટું વિસ્મરણ થઈ જાઓ. તુકારામ કહે છે કે જેમ કોઈ વ્યભિચારિણી સ્ત્રી પોતાના આશકનું હરઘડીએ ચિંતન કર્યાજ કરે છે, તેમ હું પણ તમારૂં ચિંતન કરતો થઈ જાઉં.

૬૧૪-જેમના એક હાથમાં કરતાલ અને બીજા હાથમાં વીણા હોય એવા વિષ્ણુના ભક્તો વૈકુંઠની વાટે વળતી વખતે સંગાથ કરવાને યોગ્ય વ્યક્તિઓ છે. જેમને તેમનો સંગાથ કરવાની ઇચ્છા હોય તેમણે ઉતાવળ કરવી અને તેમની ગોઠણ કરીજ લેવી. તેમની સાથે રસ્તો કાપવાને સારૂ સાથે રાખવાનું પુણ્યનું ભાતું વગેરે પણ તૈયારજ કરી રાખવું પડશે. તેમાં કઈ કઈ વસ્તુઓ સાથે લેવાની છે, તેની પણ સૌને સૂચના આપી દીધી છે. એ વિષયની અંદરજ સૌએ પોતપોતાનાં ચિત્તને સ્થિર કરી રાખવાનું છે. તુકારામ કહે છે કે ઉપર કહ્યા તેવા વિષ્ણુભક્તો વિષ્ણુના નામનું રટણ કરતા કરતા ચાલ્યા જાય છે.

૬૧૫-હે દેવ! હું તો ખરેખર વ્યર્થજ જન્મ્યો છું. મને બુદ્ધિ, સેવા એમાંની કોઈ બાબતમાં કશી સમજણજ પડતી નથી. હું તો તમારી આગળ બેઉ હાથ જોડીને નિરાંત વાળીને સ્વસ્થ ચિત્તે ઊભો રહ્યો છું. શું કરવું, તેની મને કશી સૂઝ પડતી નથી; એટલા વાસ્તે તો હું બીજું કશું ન કરતાં ફક્ત તમારા ચરણની સામેજ જોયા કરૂં છું. તુકારામ કહે છે કે હે દેવ! તમે મને જે દાન દેશો તેને હું મારે છેડે બાંધી લઈશ.

૬૧૬-મહાભૂત જે વિષ્ણુદૈવત છે તે, મારા જીવને વળગી પડયું છે. તેના થકી મારો જીવ એવો પરિપૂર્ણ થઇ ગયો છે કે કેમે કરતાં એ ભૂત હવે મારા જીવનાથી અળગું થનાર નથી. હવે મારે કરવું શું ? મારો કશો ઉપાય ચાલતો નથી. હે સખે! (અર્થાત્ હે ભેદાત્મક બુદ્ધિ !)એના વડે મારો અને તારો વિયોગ થવા પામ્યો છે. આટલું કહેતાં કહેતાં હું ભ્રમિત થઇને ભ્રાન્તિમાં ગોથાં ખાતો થઇ જાઉં છું. હું મારી અંદર નજર કરીને જોઉં છું, તો ત્યાં મારૂં પોતાનું અથવા 'હું' માનવા જેવું હું કાંઇજ દેખતો નથી. સર્વ પ્રકારના લોકવ્યવહારથી અળગો બનીને માણસ જેમ નિદ્રાવસ્થામાં અર્થહીન અને અસંબદ્ધ શબ્દો લવે છે, તેમ હું પણ તેના જેવોજ જાૂઠો લવારો કરૂં છું. મને મારાં છૈયાં-છોકરાં જરાય વહાલાં લાગતાં નથી. મારે મનથી મારૂં અને પરાયું બધુંજ સરખું થઇ ગયું છે. હે સખે! હવે તું એક શબ્દ પણ બોલીશ નહિ; કારણકે મારે તારો એક બોલ પણ સાંભળવો નથી. તારી વાણી બંધ કરીને તું જેમ છે તેમની તેમજ ચુપચુપ બેસી રહેજે. તુકારામ કહે છે કે હવે મારો અને તારો મેળાપ થનાર નથી; કેમકે મારી સ્થિતિ એવી થઇ ગઇ છે કે તે સ્થિતિમાં મારો અને તારો મેળાપ થઇ શકેજ નહિ. બન્યું છે એમ કે મારો જીવ અને મહાભૂત દેવ, એ બેઉની એવી અદલાબદલી થઇ ગઈ છે કે મારી નજરે તો બેઉ બરાબર એક સરખા દેખાય છે. તારે જો જોવું હોય તો તું પણ એવી દૃષ્ટિ કરીને જો.

૬૧૭-મારે તો મારી પોતાની સગી આંખે મારા જીવના જીવનાધારને નિહાળવા છે. એવા મારા દેવ એક વિઠ્ઠલજ છે. એ સિવાયનું બધુંજ મિથ્યા છે. તે તો પુંડલિકના આંગણામાં કેડે હાથ દઇને ઊભેલા છે. તુકારામ કહે છે કે એવા પાંડુરંગને હું મારા ચિત્તની અંદર ધારણ કરી રાખું છું.

૬૧૮–મારી પૂજાને યોગ્ય દેવ એકલા પાંડુરંગજ છે. એ પંઢરપુરના અધીશ્વરને છોડીને હું બીજા કોઇને ઓળખતો નથી. હું તો તે વિઠોબાનો આજ્ઞાંકિત દાસ છું, તેનો આજ્ઞાપાલક બાળકજ છું. તુકારામ કહે છે કે મારા આ ભાવની અંદર કદી કોઇ પણ પ્રકારનો ફેરફાર થવાનોજ નથી.

૬૧૯–બધો વખત તારા નામનુ રટણ કરતા રહેવું એ એકજ મારો ધંધો છે. એ કામમાં હું કદી આંતરો પડવા દેનાર નથી. તારા નામનું મોઢેથી કીર્તન કરવું, હાથ વડે તાળી વગાડવી અને પ્રેમોલ્લાસનો ઊભરો આવે ત્યારે નૃત્ય કરવું, એ ત્રણ કામ હું કરૂં છું. એ કામને બાદ કરતાં આગળ પાછળનાં બધાંજ કામો-માંથી મને પૂર્ણ વિશ્રાન્તિ મળી ગઈ છે. આધ્યાત્મિક, આધિ-ભૌતિક અને આધિદૈવિક એ ત્રણે પ્રકારના દુઃખનુ મૂળ કારણ જે મારૂં પ્રારબ્ધ છે, તેનોજ ક્ષય થઇ ગયો છે ગોદાવરીના પવિત્ર તીરે આવેલાં અનેક દેવસ્થાનોમાં વસતા મ તમહ તે ના સમુદાયની અંદર તેમના સતસમાગમનુ સેવન કરવામા મારો સમય ઘણોજ આનંદમાં વ્યતીત થઇ જાય છે તુકારામ કહે છે કે હે પંઢરપુરના સ્વામિન્ ! મને તો હવે બીજી કશીજ વાતની ફિકર–ચિન્તા છે નહિ યોગ અને ક્ષેમ–જે પ્રાપ્ત કરવાનુ છે તેનો, અને જે પ્રાપ્ત છે તેના રક્ષણનો બધોજ ભાર મેં તો તારાજ માથા પર નાખી દીધો છે

૬૨૦–ચોરી ખાનારા કૂતરાના માથા ઉપર જ્યારે ખાસડા-નો માર પડે ત્યારે તે કયાઉ કયાઉ કરીને ચિચિયારી પાડવા મંડે છે, પણ ચોરી ખાવાની કુટેવ છોડતો નથી હે દેવ! કેટ-લાક દુરાચરણી લોકો બરાબર એવા કૂતરાના જેવાજ હોય છે. તેઓ ખરેખર, પોતે પોતાનાજ જીવનો ઘાત કરનારા છે. એવા દુર્જનોનુ નાક કાપી નાખીએ, તોપણ તેમને પોતાના નકટાપણા-

ની લાજ આવતી નથી. આવા વિચારહીન, નફ્ફટ લોકો શેરીએ શેરીએ અથડાતા ફરે છે. તુકારામ કહે છે કે એમનાં પ્રારબ્ધ એવાં બળવાન છે કે તેમને આગળપાછળ હાલવા દેતાંજ નથી.

६२१-રાત્રિ-દિવસ હરિના સ્વરૂપનું ધ્યાન કરનારા મુનિઓ, પોતાને ફરીથી ગર્ભવાસનો ત્રાસ વેઠવો ન પડે, એવી મતલબથી મુક્તદશાને પ્રાપ્ત કરી ગયા; પણ અમને વિષ્ણુના ભક્તોને તેમની જેમ ગર્ભવાસનો ભય હોતો નથી; કેમકે તે અમારે મનથી ઘણો સરળ અને સુખરૂપ છે. અમારી દૃષ્ટિએ આખો સંસારજ વિઠ્ઠલ-સ્વરૂપ છે, એમ જાણીને અમે સારાય સંસારને બ્રહ્મરૂપ બનાવી દીધો છે. વૈકુંઠમાં પ્રવેશ કરવાને સારૂ જે જે સાધનો કરવાં પડે છે તે ઘણાં કઠિન છે, એવું પુરાણોમાં કહ્યું છે; પણ વૈકુંઠમાં દાખલ થવાનો જે અમારો રસ્તો છે તે ઘણોજ સુતરો છે. તુકારામ કહે છે કે અમારે એકલાં એકલાં વૈકુંઠવાસ કરવો નથી, પણ સૌ મનુષ્યોને અમારી સાથે લઇને નિત્ય હરિના પ્રેમાનંદનું સુખ માણવું છે.

६२२-તમે મારી સંત તરીકે સ્તુતિ કરશો નહિ; કારણકે તમારી એવી સ્તુતિ સાંભળીને હું પણ એક મોટો સંત છું. એવું અભિમાન મારા મનમાં ઉત્પન્ન થશે અને તે અભિમાનનો ભાર લઇને મારાથી આ જન્મમૃત્યુરૂપી સંસારસરિતાને ઓળંગીને તેને પેલે કિનારે જવાશે નહિ; એટલુંજ નહિ પણ એ અભિમાન તમારા સરખા સંતોના ચરણથી મને વેગળો કરી દેશે. તુકારામ કહે છે કે અભિમાનને લીધે મારી આંખે અંધારપિછોડો આવી જશે અને તેથી કરીને મારો અને મારા વિઠોબાનો વિયોગ થઈ જશે.

६२३-હે સંતજનો! જે કોઇ તમારો સેવક હોય તેનો મને દાસ બનાવી દેજો. મારે તો તમારો એટલોજ આશીર્વાદ જોઇએ

કે જેથી કરીને હું તમારા સેવકનો સેવક બનીને રહું. શાસ્ત્રોની અંદર નવ પ્રકારની ભક્તિ ગણાવી છે, તે બધીનું તમે મને દાન કરી દો. તુકારામ કહે છે કે, મને એવી શ્રદ્ધા છે કે તમારા ચરણનો આશ્રય લઇને હું સંસારસરિતાને પેલે કિનારે પહોંચી જઈશ.

૬૨૪–ચોરી કરવામાં પ્રવીણ ન થયો હોય એવો કાચો ચોર કોઈના ઘરમાં પેસે છે ત્યારે તે જેમ પોતાના ઘરમાં ધબધબ ચાલે તેમ પારકા ઘરમાં પણ ચાલવા જાય છે; આમ કરવાથી તેનું ચોરીનું કામ સફળ થતું નથી અને ઘરધણી જાગી ઊઠીને તેને ઊલટો પકડી લે છે અને તેનાં નાક, કાન, હાથ, પગ, કાપીને કાઢી મેલે છે. આથી કરીને ચોરી તો થઇ નહિ અને ઊલટી ફજેતી તથા પીડા થઈ તે નફામાં. એવીજ રીતે બુદ્ધિહીન માણસ કશુંજ કામ સફળતાપૂર્વક કરી શકતો નથી; પણ જેવી પેલા ચોરની ગતિ થઇ તેવીજ તેની પણ ગતિ થાય છે. તુકારામ કહે છે કે જે માણસ કોઇ પણ વાતનો મર્મ જાણતો ન હોય, તે જો કામમાં માથું મારવા જાય તો તે ઊલટો દુઃખી થાય છે.

૬૨૫–હે દેવ! ધારો કે કોઇ રાજાનો છોકરો ગરીબ ભિખારીની માફક દહાડા કાઢતો હોય, તો તેને જોઇને લોકો કોને દોષ દેશે અને કોની હાંસી કરશે, તેનો તમે વિચાર કરજો. છોકરામાં ગમે તેટલા અવગુણના ઢગલા હોય, ગંદો હોય, ગમે તેવો હોય, પણ તેના બાપે તો તેનું સંરક્ષણ કરવુંજ રહ્યું. તુકારામ કહે છે કે તે પ્રમાણે હું ગમે તેવો પાપી હોઉં તોપણ તમારા સેવક તરીકેનું ચિહ્ન મેં મારા શરીર ઉપર ધારણ કર્યું છે, તે ચિહ્નની તમારે લાજ રાખવીજ પડશે.

૬૨૬–એકાદ ગધેડાને શરીરે ચંદનનો લેપ ચોપડીએ, તોપણ તે ગધેડો તો તરતજ ઉકરડામાં જઇને ધૂળ અને રાખોડીમાં

આળોટશે અને પોતાના શરીરને મેલું ઘણુ કરી દેશે. જેનામાં જે ગુણ સ્વભાવસિદ્ધ હોય તે ગુણ તો કદી બદલાયજ નહિ. કોઈ એક વાંદરાને ગળે મૂલ્યવાન મોતી બાંધીશું તો તે મોતીને કરડીને થૂંકી નાખશે. તુકારામ કહે છે કે એવીજ રીતે છેક હાથથી ગયેલા લોકોને તેમના હિતની વાત કહીશું તો, તે તેમને ગળે ઊતરશેજ નહિ,પણ પોતાની ઊંધી સમજ પ્રમાણે ઊલટા પોતાના અજ્ઞાનમાંજ વધારો કરતા રહેશે.

૬૨૭–બારણે બાંધેલા કૂતરામાં એટલી અક્કલ નથી હોતી કે જેથી કરીને ઘેર આવેલો પરોણો, ચોરી કરવા આવેલો ચોર અને ભીખ માગવા આવેલો ભિખારી–એ ત્રણની વચ્ચેનો તફાવત સમજીને જેની સાથે જેમ વર્તવું જોઈએ તેમ વર્તે. તે તો બારણા આગળ,ગમે તે આવ્યો, એટલે તરત તેને ભસવાનો અને કરડવા જવાનો. પરોણો આવે ત્યારે ન ભસવું એવું આપણે તે કૂતરાને ગમે તેટલી ઇશારતો કરીને સમજાવીએ, પણ તે સમજવાનોજ નહિ. એવા કૂતરાને તમે દૂધ પાશો તો તે પેટમાંથી દૂધને ઓકી કાઢશે અને તે ગંદું ચાટશે ત્યારેજ તે તૃપ્ત થશે. તેને ગંદું ખાવાની ટેવ પડી છે, તે કેમે કરતાં જવાનીજ નથી. તુકારામ કહે છે કે એવીજ રીતે ભક્તિહીન દુરાચારી લોકોની આપણે ગમે તેટલી નિન્દા કરીએ અથવા સ્તુતિ કરીએ, તોપણ તેના દુરાચારને લગતા વિચારને તે કદાપિ છોડશે નહિ.

૬૨૮–મારાં બહારનાં આચરણ એવાં છે ખરાં કે જેમને જોઈને લોકો મને માન આપે, પણ મારાં અંદરનાં આચરણ હજી તેવા માનને યોગ્ય થયાં નથી; એટલા માટે હે પંઢરપુરના અધિપતિ! મારા મનમાં જે વાતની ચિન્તા થયા કરે છે તે એ છે કે, જે વાત હું તમારી આગળ ખાનગીમાં કહું છું તે વાત

લોકોની આગળ જાહેર કરી દેતાં મને ઘણીજ શરમ આવે છે. સંતજનો સમસ્ત સંસારને બ્રહ્મરૂપ જુએ છે. આથી કરીને મારામાં રહેલા ગુણદોષ તેમની નજરે પડતા નથી. તુકારામ કહે છે કે હે દેવ! હું કેવો છું, તે તો બરાબર હું પોતેજ જાણી શકું છું.

૬૨૯-મારા શરીરની અંદર કામક્રોધ તો જીવતા ને જાગતા ગાજ્યાજ કરે છે, પણ હું બહારથી બોલું ચાલું છું, તે તો અતિ મૃદુજ બોલું છું; તેમ છતાં હે પાંડુરંગ ! તમે મને તમારા ચરણ સમીપ કેવી રીતે રહેવા દો છો તેની મને સમજણ પડતી નથી. ચિત્તશુદ્ધિ કેટલી હદ સુધી સિદ્ધ થવી જોઇએ, તે વિષે પુરાણોમાં જે કહ્યું છે અથવા સંતસાધુઓએ ચિત્તશુદ્ધિનું જે ધોરણ નક્કી કર્યું છે તેટલી હદ સુધી તો મારૂં ચિત્ત શુદ્ધ થયું નથીજ. તુકારામ કહે છે કે હે દેવ! હવે જે કાંઈ ખરી વાત હોય તે મને સ્વાનુભવથી સમજાવી દો.

૬૩૦-હે સંતજનો ! હું તમારી સ્તુતિ કરૂં તેટલો પણ મારો અધિકાર નથી; કારણકે તમારી યોગ્યતા કેટલી છે તેનું જ્ઞાન મને છે નહિ. હું તો તમારો બળહીન સેવક છું. માટે જેમ તેમ કરીને તમે મને તમારા ચરણ આગળ સ્થાન આપીને મારૂં સંરક્ષણ કરો. મને ' રામકૃષ્ણહરિ ' એ મંત્રનો ઉચ્ચાર કરતાં આવડે છે અને વિઠોબાના ચરણોપ્રતિ મારા મનમાં પ્રેમ છે. તુકારામ કહે છે કે હું આવો છું છતાં મેં તમારા ઉચ્છિષ્ટનું સેવન કર્યું એ પણ મારી ઉદ્ધતાઈજ છે, પણ તમે મને તેની ક્ષમા આપશો.

૬૩૧-અનાદિકાળથી હું જન્મમૃત્યુરૂપી વેઠમાં પકડાલો આવ્યો છું; પણ હે દેવ ! તમે જ્યારથી મને તમારો કરી લીધો, ત્યારથી મારા માથા ઉપરનો બધો ભાર ઊતરી ગયો છે. એનો અર્થ એ છે કે હું દેહના આકારથી અને જન્મમૃત્યુની જંજાળમાં-

થી મુક્ત થઈ ગયો છું. પૂર્વના ઘણાય કવિઓ તમારા કાલાવાલા કરી ગયા છે.તુકારામ કહે છે કે, હે દેવ! મારી સેવા આજે સફળ થઈ.

૬૩૨–હે મનુષ્યો ! તમે તમારી પોતાની બુદ્ધિમાંજ ફેરફાર કરી દો. અર્થાત્ તમારી બુદ્ધિને વિષયોમાંથી પાછી ખેંચીને દેવના તરફ વાળી દો. તમને આ ઉત્તમ મનુષ્યદેહ ફરી ફરીને મળનાર નથી. જેમાં તમારૂં સાચું હિત રહેલું છે, તેના સંબંધી તો તમારા તરફથી જરા પણ પ્રવૃત્તિ થતી નથી. તમે રાત્રિ-દિવસ ઘરબાર, સ્ત્રી, પૈસાટકા એનાજ વિચાર અને એને લગતીજ તૃષ્ણાઓ મનમાં પોષ્યા કરો છો. તમને મનુષ્યદેહરૂપી અલભ્ય લાભ અકસ્માત્ રીતે મળી ગયો છે, તેનો યોગ્ય ઉપયોગ ન કરતાં શા માટે ફરી ફરીને ગર્ભવાસ કરવાનાં દુઃખ વેઠવાં પડે એવાં કામ કરો છો ? જ્યાં એક વાર આ મનુષ્યદેહનો આધાર તમારા હાથમાંથી ગયો, એટલે નક્કી જાણજો કે વારંવાર ગર્ભવાસ કરતાં કરતાં તમારો કેમે કર્યો છુટકારો થવાનો નથી. પછી તો તમારે સારૂ એકજ કામ કરવાનું બાકી રહેશે–અને તે આખરે નરકવાસ કરીને અધોગતિએ જવાનું. તુકારામ કહે છે કે આ ઉત્તમ નરદેહની અંદર ભગવદ્ભજનરૂપી માલ જેટલો ભરાય તેટલો ભરી લો, નહિ તો પાછળથી તમારાથી કશીજ ભલીવાર થવાની નથી.

૬૩૩–હે દેવ ! મેં પાતકીએ તમારા ઉપર સંકટ આણી નાખ્યું છે અને તે સંકટમાંથી તમે મને મુક્ત કરી દો. હું એવો છું કે નિરંતર અપરાધ કરતો જાઉં છું. એમાંથી હું જરા પણ પાછું વળીને જોતો નથી, અને એ દોષમાંથી મને મુક્ત કરવાનું કષ્ટ હું તમારે માથે નાખું છું અને એ કામ છે પણ તમારૂંજ. હે દેવ ! સંકટને સમયે કોઈ તમારૂં નામ દઈને તમને પોકાર

કરીને બોલાવે તો તમે તમારા નામને ખાતર તેના ઉપર નચીડવાતાં તમે તેની મદદે દોડી જાઓ છો અને તેનું રક્ષણ કરો છો. તમે તમારા ભકતોને આપેલાં વચન અમારા હાથમાં આવી પડયાં છે. તુકારામ કહે છે કે ભલે હું કોટિકોટિ અપરાધ કરતો રહું, પણ તમે તો સદાય કૃપાવંત છોજ.

૬૩૪–જે દેવ પોતાના ભકતોના વિશ્રાન્તિસ્થાનરૂપ છે અને જે ભક્તજનોને પોતાની પાસે બોલાવ્યાજ કરે છે, તે દેવના તરફ તમે સૌ દોડી જાઓ. દેવ તો પોતાના પ્રેમરૂપી ખાદ્ય વસ્તુ ભક્તજનોને વહેંચી આપવા સારૂ પોતાના હાથમાં લઇને ઊભા રહ્યા છે. તેઓ તો ભક્તજનોને પોતાની ખાંધ ઉપર ચઢાવીને આ સંસારસમુદ્રને પેલે પાર અતિ સુખપૂર્વક લઈ જઈને ઉતારી દે છે. તેમને પોતાના ભકતોના પ્રતિ ભારે મમતા હોય છે, તેથી કરીને તો તે પોતાના ધામમાં ભકતોની વાટ જોતા ઊભા રહે છે. તુકારામ કહે છે કે દેવ ભકતોના ઉપર કૃપા કરીને તેમની અંદર રહેલા પ્રેમની તૃપ્તિનો સ્વાદ તેમને ચખાડે છે.

૬૩૫–હે દેવ! જેમના અંતરમાં તમારા પ્રતિ નિરંતર પ્રીતિ હોય એવા તમારા ભકતોના સમાગમનું મને નિરંતર સુખ લેવા દો. હે લક્ષ્મીપતિ! જો તમે મને આટલુંજ આપશો, તો પછી હું તમારી આગળ બીજી કોઈ પણ વસ્તુની માગણી કરીને તમને પજવીશ નહિ. હું તો તે સંતોના ચરણ આગળ એમ ને એમ પડીજ રહીશ. તેમની પાસે પણ હું બીજું કાંઇ માગનાર નથી, તેમ કશું કરનાર પણ નથી. એ બાબત, હે વિઠોબા! મને તમારાજ સોગંદ છે. હું રોજ રોજ તમારે બારણે આવીને કોઇ કોઇ વસ્તુની માગણી કરીને નિત્ય કચકચાટ કર્યો કરૂં છું, તેનાથી તમને ત્રાસ થતો હશે; અને મારે પણ રોજ રોજ તમારે બારણે

આવીને કચકચ કરવાનું કષ્ટ વેઠવું પડે છે. હવે હું તમારી પાસે માગી માગીને માત્ર એકજ વસ્તુ માગું છું, તે જો તમે મને આપી દો તો તમને અને મને બેઉને નિરાંત થાય. અત્યારે તો મારે તે વસ્તુ સારૂ તમારે બારણે લાંઘા કરવા પડે છે અને તમને બોલાવી બોલાવીને મારૂં ગળું બેસી જાય છે. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ! આ હું જે કહું છું તે તમે લક્ષમાં લેજો અને તમારી આગળથી મને કાઢી મૂકશો તો તે સારૂં નહિ કહેવાય.

૬૩૬-વિષ્ણુના ભકતોએ પોતાના સત્સંગના પ્રભાવ વડે કેટલાય પાપીઓનો પાપના કીચડમાંથી ઉદ્ધાર કર્યો છે. વિઠોબાના ભકતો મહા શૂરવીર છે. નઠારી પ્રકૃતિવાળો માણસ તેમની પાસે આવતાની સાથેજ તત્ક્ષણ શુભ પ્રકૃતિવાળો થઇ જાય છે. તેમનાં અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે અને હરિવિષયક પ્રેમાનંદ વડે ભરપૂર બની જાય છે. એવા ભકતો જે જે ગામમાં જઇ ચડે ત્યાં ત્યાં બધેજ પાપ સમ ખાવાને પણ શોધ્યું જડતું નથી. તુકારામ કહે છે કે વિષ્ણુના ભકતોએ આ પૃથ્વીને વૈકુંઠની આબેહૂબ નકલ બનાવી દીધી છે.

૬૩૭-આખા જગતમાં સર્વત્ર દેવનોજ વાસો છે, એ સિદ્ધાન્ત તો સાચો છે, તો પણ પ્રત્યેક પ્રાણી-પદાર્થના સ્વભાવ તરફ ન જોતાં તેમને ભગવદ્રૂપ જાણીને નમસ્કાર કરવા. અગ્નિની સાથે ટંડીનું નિવારણ કરવા પૂરતોજ પ્રેમ રાખવો જોઇએ; પણ અગ્નિને ભગવાનનું એક સ્વરૂપ જાણીને ધોતિયાને છેડે બાંધવા જઇએ તો બળી મરીએ. તુકારામ કહે છે કે સાપ, વીંછી એ બધાં નારાયણનાં સ્વરૂપ તો ખરાં, પણ તેમને આઘેથીજ નમસ્કાર કરી છૂટવું. તેમને શરીરે હાથ લગાડવાની ખટપટમાં પડવું નહિ.

૬૩૮-ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું જ્ઞાન થવું એ

દેવથી વિમુખ થવાનું લક્ષણ છે. અમારે એવા જ્ઞાનની સાથે કાંઇ લેવા દેવા નથી. અમે વિષ્ણુના ભક્તો છીએ અને અમારે તો ચિત્તની અંદર દેવનું ધ્યાન કરીને બેસી રહેવાનું અને જે કાંઇ થાય છે અને થશે તે બધું પ્રારબ્ધને અનુસરીને એની મેળે થયા જ કરશે એમ સમજીને મનનું સમાધાન કરવાનું, એજ અમારૂં કર્તવ્ય છે. ઉપર કહી ગયા તેવા ત્રિકાળ જ્ઞાનીઓ લૌકિક વ્યવહારમાં સફળતા મેળવે છે અને એક જાતની દુકાન માંડીને ત્રિકાળ જ્ઞાનની દુકાનદારી કરે છે, પણ તેજ કરવા જતાં તેમની અને નારાયણની વચ્ચે છેટું પડી જાય છે. તુકારામ કહે છે કે એ એક મોટો પ્રપંચ છે, પણ ઋદ્ધિસિદ્ધિઓની પીડા તો તેના કરતાં પણ વધારે આકરી છે.

૬૩૯–સાપ પકડનારા વાદી લોકો સાપ પકડતી વખતે પોતાની મુરલી વગાડે છે; તેનો નાદ સાંભળીને સાપ ભાન ભૂલો બની જાય છે. જ્યારે સાપ પૂરેપૂરો લટ્ટુ બની જાય છે ત્યારે વાદી તેના ઉપર પોતાનો પાશ ફેંકીને તેને પકડી લે છે. પછી તેને કરંડિયામાં કેદ કરી રાખીને પોતાના ઉદરનિર્વાહને સારૂ ઘેરઘેર તેની પાસે નાના પ્રકારના ખેલ કરાવે છે. હે પાંડુરંગ! હું પણ એ સાપની પેઠેજ પ્રપંચની અંદર ગૂંચવાઇને બંધાઇ ગયો છું. તું મને એ જાળમાંથી છોડાવ. માછીમારે ગલના આંકડાની સાથે વળગાડેલા માંસના નાનકડા ટુકડાની લાલચે માછલી તે ગલને ગળી જાય છે, પણ તેને મોઢામાં લેતાની સાથેજ પેલો આંકડો તેના તાળવામાં ભોંકાઇ જાય છે અને તે કેદ પકડાઇ જાય છે. પછી માછી તેને પાણીમાંથી ખેંચી કાઢે છે અને તેના તાળવામાં ભોંકાયેલો ગલ જેવો કાઢી લે છે કે તરતજ માછલી તરફડીને પ્રાણ છોડી દે છે; પણ આ સંકટની ઘડીએ તેનું કોઇ રક્ષણ કરવા આવતું નથી. તેને જન્મ આપનાર તેનાં માબાપ પણ અત્યારે

તેની મદદે આવી શકતાં નથી. પક્ષીનું જોડું પોતાનાં નાનાં નાનાં બચ્ચાંને માળામાં મેલીને ચારો લેવા ઊડી જાય છે, તેવામાં કોઇ પારધી આવીને પેલાં બચ્ચાંને માળામાંથી એંચી આણીને જાળમાં બાંધી લે છે. પેલાં નરમાદા બેઉ ચારો લઇને માળામાં આવીને જુએ છે, તો પોતાનાં પ્યારાં બચ્ચાં પારધીની જાળમાં તરફડાટ કરી રહ્યાં છે! પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરવાને તેઓ પોતાનાં પ્રાણને તુચ્છ ગણીને, મરણના ભયને ન ગણકારીને જાળમાં ઝંપલાવે છે, એટલે તેઓ પણ બચ્ચાંની સાથે કેદ પકડાય છે અને બચ્ચાં અને તેમનાં માબાપ બધાંજ મરણને શરણ થઇ જાય છે. ગળ્યું ખાવાની લાલચે માખી રેલવા ગોળના ઉપર જઇ બેસે છે; પણ બેસવા જતાંજ તેના પગ ગોળની અંદર ચોટી જાય છે. પછી તે ઊડી જવાને સારૂ જેવી પાંખો ફફડાવે છે તેવી તેની પાંખો પણ ગોળની અંદર બદબદ થઇ જાય છે અને જેમ જેમ વધારે ફડફડાટ કરતી જાય છે તેમ તેમ તે ગોળની અંદર વધારે વધારે લપટાતી જાય છે. તુકારામ કહે છે કે એજ પ્રમાણે આશા-તૃષ્ણા મારા પ્રાણ હરી લે છે; એટલા વાસ્તે હે પંઢરપુર નિવાસી પાંડુરંગ! તું મારી વહારે દોડી આવ.

૬૪૦–મારો જન્મ નીચ જાતિમાં થયો છે; મારી પાસે અભિમાન કરવા જેવું છે પણ શું? હે નારાયણ! તમે ન્યાતજાતને જોતા નથી. તમે તો ફક્ત માણસોનેજ જુઓ છો. મને તેમાં સુખ, ઉત્કંઠા, વલોપાત શા માટે થતાં હશે? જેવા જેના ગુણ અને સ્વભાવ તે પ્રમાણે તું તેમનું સન્માન કરે છે. ચીંથરાની ગાંઠ વાળીને તેમાં કોઇ મૂલ્યવાન વસ્તુ બાંધી હોય તો તે ચીંથરાને પણ પેલી મૂલ્યવાન વસ્તુને લીધે માથા ઉપર મૂકતાં અચકાતા નથી. તુકારામ કહે છે કે લોકો જેને નમસ્કાર કરે છે તે તો બહુ જ વેગળો છે. મારા જેવા નિર્બળને વળી માન–પૂજાની ઇચ્છા

શા માટે હોવી જોઇએ?

૬૪૧-શીળી છાંયડી દેનારી આપણી વિઠાઈ માવડી આપણ-ને—વિષયી લોકોને સારૂ પણ પોતાના પ્રેમનો પાનો મૂકતી હોય એવું દેખાય છે. હું તેની ગોદની અંદર લપાઇ જઇશ અને તેનાં સ્તન મારા મોઢામાં લઇને ધરાતાં સુધી તેના પ્રેમનું ધાવણ ધાવ્યા કરીશ. મારી વિઠાબાઈ માવડી મારા ઉપર કૃપા કરીને પોતાના પ્રેમનો પાનો મૂકે છે અને મારા શરીરનું જતન કરે છે. હું તો અમૃતસંજીવનીની અંદરજ આળોટવા મંડયો છું. મારા ચિત્તની અંદર આનંદ માતો નથી; મારા ચિત્તમાંથી આનંદ છલકાઇ પડે છે. એને આનંદ સમુદ્રની ઉપમા આપવા જાઉં તો તે પણ નાની લાગે છે. હું ખરી વાટ ઉપરથી જરાક આડોઅવળો પગ મૂકું છું અથવા ગબડિયું ખાઇને પડી જાઉં છું કે તરતજ મારી મા મારી આગળ-પાછળ રહીને મને સંભાળી લે છે. તુકા-રામ કહે છે કે ચિંતા એ શી વસ્તુ છે તે તો હું જાણતોજ નથી; કારણકે હું તો મારી વિઠાઇ માવડીનો લાડકવાયો બાળક છું.

૬૪૨-આ સંસારની જાળમાથી છૂટા થવાને સારૂ હું જેમ જેમ ચેષ્ટા કરવા જાઉં છું, તેમ તેમ મારા પગ સંસારની અંદર વધારે ને વધારે ગૂંચવાતા જાય છે હું તો ખરેખર આવી સંક-ડામણના સકંજામાં સપડાઇ ગયો છું. મારૂ બળ, મારી બુદ્ધિ, બધાં જ કોણ જાણે કયાંનાં કયાં જતાં રહ્યાં? કશાય કામમાં આવતાં નથી. પ્રારબ્ધ, ક્રિયમાણ અને સંચિત કર્મોના જે જે ભોગ ભોગવવાના મારે સારૂ નિર્માણ થઇ ચૂકયા છે, તે બધા તેમનો સમય થતાં મારી આગળ દોડયા આવે છે. વિધિ અને નિષેધ, એ બેની વચ્ચે સોપારીની જેમ હું ફસાઇ ગયો છું. નિષેધ - ને વિધિની એવી આંટી પડી ગઈ છે કે નિષેધની અંદર-

થી વિધિને અળગા કરવાનું મારાથી બની શકતું નથી. જો નિષેધને આઘો કાઢવા જાઉં છું તો તેમ કરવા જતાં તે ઊલટો મારા અંગ ઉપર વધારે ચઢી બેસે છે. તૃષ્ણાની સંગતિને લીધે હું અત્યંત દુઃખી દુઃખી થઇ ગયો છું. તુકારામ કહે છે કે હે દેવ! હવે તો આ સંસારસમુદ્રમાંથી તમેજ મારો છુટકારો કરો તો બને, હું પોતે તો તદ્દન શક્તિહીન બની ગયો છું.

૬૪૩–આ સંસારનો મને ઘણોજ ભય લાગે છે; પણ તેનાથી હું છૂટો થઇ શકતો નથી. હું તો સાણસાની વચ્ચે સપડાઇ ગયો છું; એટલા વાસ્તે હે દેવ! હવે તો તમેજ મારી વહારે ધાઓ. હું મારા મનથી ઘણાય વિચાર કરૂં છું, પણ આ મારૂં મન એવું છે કે કેમે કરતાં મારા હાથમાં આવતુંજ નથી. તુકારામ કહે છે કે હે દેવ! આ ઠેકાણે મારી ચાંચ પણ પેસે એવું છે નહિ.

૬૪૪–'ઓ મારા પાંડુરંગ! તું હવે આવ–આવ' એવું હું તને વારંવાર પોકારી પોકારીને કહું છું. હું કહું છું કે તું હવે મારી મદદે આવ અને મને તારા ખોળામાં ઊંચકી લે. હું તારા જેવાને આશરે આવીને બેઠો અને છતાં પણ હું પરદેશી જેવો પડી રહું છું, તે શું સારૂં કહેવાય? ઓ મારા દેવ! આ બધા પ્રપંચની ગૂંચવણોમાંથી તું મને છૂટો કર અને મને તારી પાસે ખેંચી લે. આ સંસારનું જોર તારી આગળ તો કશું ચાલે એવું છેજ નહિ. તુકારામ કહે છે કે હે હૃષીકેશ! હવે તું વિલંબ શાને સારૂ કરે છે?

૬૪૫–મારી વિઠ્ઠલ માવડી તો એવી છે કે મારે સારૂ તેના પ્રેમનો પાનો ઊભરાયાજ કરે છે. મને પંપાળીને તે મારા મોઢામાં પોતાનું સ્તન આપી દે છે. તે મારાથી જરાય આઘી ખસતીજ નથી. હું તેની આગળ જે જે વાતની હઠ લઉં છું તે બધીજ તે

પૂરી કરી દે છે; કારણકે તે ઘણીજ માયાળુ છે, નિષ્ઠુર નથી. તુકારામ કહે છે કે તે મારા મોઢામાં બ્રહ્મરસના કોળિયા દીધાજ કરે છે.

૬૪૬–તારી આગળ મારે જે જે કહેવાનું હતું તે બધું હું કહી કારવીને પરવારી ગયો છું. હવે હું જે તારો લાડકવાયો બાળક કહેવાઉં, તેણે લીધેલી હઠ તારે પૂર્ણ કરવીજ પડશે. હું જે જે વસ્તુની હઠ લઈશ તે તે વસ્તુ તારે મને આપવીજ પડશે. હઠ લેવી એ મારો સ્વભાવ છે અને મારી હઠ પૂરી કરવી એ તારો ધર્મ છે. તુકારામ કહે છે કે હે દેવ! તમે જે જે સેવા મને બતાવી છે, તે બધી હું સમજી ગયો છું.

૬૪૭–એક જણે પાપ કર્યું અને બીજાએ તે પાપ કર્મને અનુમોદન આપ્યું તેથી કરીને પાપ કરનાર અને પાપને અનુમોદન આપનાર બેઉ એકસરખા અધોગતિ પામે છે અને નરકવાસ કરે છે. માખણના ગોળાની અંદર ઝેર ઘાલીશું તો તે ઝેર આખા માખણના ગોળાને પોતાની પૂરી અસર વડે ઝેરી બનાવી દેશે; તે માટે દુર્જનોનો ત્યાગ કરવો એજ હિતકારક છે. એકાદ રખડેલ ઢોર કોઈના ખેતરમાં પેસવા જતું હોય તો તેને પહેલેથીજ હાંકી કાઢીને આપણે આપણી જવાબદારીમાંથી મુક્ત થવું જોઇએ. તુકારામ કહે છે કે કોઇ પણ કામ કરવામાં શ્રમ કરવો પડે છે, એમ જાણીને જો આપણે તે કામમાંથી છટકી જઇએ તો તે કર્મનું શ્રેયસ આપણને મળે ખરું ?

૬૪૮–જેના ગાયનનો વિષય વિઠ્ઠલ, જેના ચિંતનનો વિષય વિઠ્ઠલ અને જેનું વિશ્રાન્તિસ્થાન પણ વિઠ્ઠલ હોય તેને તો સદા કાળ આનંદ અને આનંદજ છે. આસન ઉપર બેઠાં બેઠાં પણ વિઠ્ઠલ, હાથનું ઓશીકું કરીને સૂતાં સૂતાં પણ વિઠ્ઠલ અને ખાતાં ખાતાં કોળિયે કોળિયે વિઠ્ઠલ; એક વિઠ્ઠલના સિવાય બીજા કોઇ

પણ વિષયનું જેમને જ્ઞાન નહિ; અલંકાર વગેરે આભૂષણો તથા શરીરને સુખ આપનારા પદાર્થો એ પણ એક વિઠ્ઠલજ, એવો જેમનો દૃઢ નિશ્ચય થઈ ગયો છે; તુકારામ કહે છે કે જે કોઈ એવા હોય તેઓ વિઠ્ઠલરૂપજ બની ગયા હોય છે અને દ્વૈતની ભાવનાની જડ તેમનાં અંતઃકરણમાંથી સદાને માટે નીકળી ગઈ છે.

૬૪૯–હું તો મન, વચન અને કર્મથી હરિના સેવકોનો સેવક બની ગયો છું. એવા ભક્તોના સમાગમમાં સદાકાળ હરિ-પ્રેમનો સુકાળ હોય છે. બધો વખત કરતાલ અને મૃદંગના ધ્વનિ જ્યાં ગાજી રહે છે ત્યાં જઈને બેસવાથી નઠારી બુદ્ધિ દબાઇ જાય છે અને પછી નષ્ટ થઇ જાય છે. હરિકીર્તન સાંભળતાં સાંભળતાં સમાધિ અવસ્થા થઇ જાય છે. હરિકથાનું શ્રવણ કરવાથી ભક્તિ-હીન લોકોના મનમાં ભક્તિનો ઉદય થઈ જાય છે. કીર્તનનો રંગ જોવાને સારૂ પાંડુરંગ કેવા ઊભા રહ્યા છે, તે તો જરા જુઓ. તુકારામ કહે છે કે હરિભક્તોના જેવું સુખ તો બ્રહ્માદિક દેવતાઓનું પણ નથી હોતું.

૬૫૦–સારી-માઠી ગતિ એ કેવળ મનની કલ્પના છે, એટલા વાસ્તે એકાંતવાસ કરનારા કોઇ સાધુની સંગતિમાં મનને પરોવી દેવું જોઇએ. અરે ભાઇઓ! તમે તમારા મનને જાપ્તામાં રાખો, એવું હું તમને વારે વારે કહું છું, તોપણ તમારૂં મન હરાયા ઢોરની જેમ અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં એમ ભટકયાજ કરે છે. માન અપમાન એ બધુંય મનનીજ કલ્પના માત્ર છે. મન જે પદાર્થનું ધ્યાન કરે છે તેજ પદાર્થ પ્રતિ તે અનુધાવન કરે છે; અને આ ભવસાગરને તરાવીને પેલી પાર લઇ જનાર પણ એ મનજ છે. તુકારામ કહે છે કે ચોર્યાશી યોનિમાં બાંધી માર-નાર પણ એ મનજ છે.

૬૫૧-પંઢરપુરમાં દુઃખ તો શોધ્યું જડે એમ નથી. ત્યાં તો પાંડુરંગનો પ્રેમાનંદ નિરંતર વાસો કરીને રહે છે. પંઢરપુરનું બજાર પુંડલિકનું વસાવેલું છે; ત્યાં આગળ પૂર્ણબ્રહ્મ પરમાત્મા પોતાના વૈકુંઠધામસહિત પાંડુરંગરૂપે આવીને ગોઠવાઈ ગયા છે. ત્યાં આગળ ધંધાની તો કશી ખોટજ હોતી નથી, તેમ બીજી કોઈ વાતનો પણ કશો અભાવ હોતો નથી. ત્યાં સર્વ પ્રકારના લાભની સંપૂર્ણ પરિતૃપ્તિ થઈ જાય છે. ત્યાંનાં બજારમાં પાંડુરંગરૂપી માલ આખા દેશને પૂરો પડે એટલો બધો થોકેથોક ભર્યો પડ્યો છે. પંઢરપુરની પચક્રોશી-ફરતો પાંચ પાંચ ગાઉનો પ્રદેશ-એ માલથી ઠસોઠસીને ભરાઈ ગયો છે. તુકારામ કહે છે કે સંતજનોને તૃપ્તિ પમાડે એવો માલ સૌના હાથ લાગે એવો ખુલ્લો પડ્યો છે, તેથી કરીને એવા સંતજનો પંઢરપુરમાંજ બેસી રહે છે.

૬૫૨-દ્વારકાનિવાસી શ્રીકૃષ્ણ પરમાત્મારૂપી માલ પંઢરપુરમાં આવી લાગ્યો છે, એવું ભક્તરાજ (પુંડલિક) કહી ગયા છે. એ માલને ભક્તજનોએ પોતપોતાની વખારોમાં ભરીને રાખી મૂક્યો છે અને ખરે માપે ભરી ભરીને લઈ લીધો છે. તેથી તો દેવ આજ દિન પર્યંત દ્વારકા સામે તો કદી નજર પણ કરતા નથી. એ માલને માપનારા મપારાની જગ્યાએ વૈષ્ણવ ભક્તજનો બેઠા છે, પણ એ બિચારા માપતાજ જાય છે-માપતાજ જાય છે-પણ માલનો પાર આવતો નથી અને હવે કેટલો સિલકમાં રહ્યો છે તેનો અંદાજ કરી શકાતો નથી, એવો અફાટ મહાસાગરના જેવો એ માલ છે. જેણે એ માલને હાથ અડકાડ્યો તેને તો પરમ લાભજ થઈ ગયો અને તેના તો આ લોક અને પરલોક બેઉ સુધરી ગયા. તુકારામ કહે છે કે મને તો મારી મજૂરી મળવાની છે, એવો વિશ્વાસ મને માત્ર સંતોના ચરણોમાંજ છે.

દેવતાઓ અને તીર્થો વાસો કરીને રહે છે. આ વાત બીજા કોઇની કહેલી કે અમસ્તી કાને સાંભળેલી નથી, પણ પ્રત્યક્ષ અનુભવની આ બાબત છે. એનો મહિમા અત્યંત મહાન છે. એટલો મહાન છે કે એનું વર્ણન થઇ શકે એમ નથી. પંચક્રોશીમાં દેવને ચાંચ ખોસવા જેટલી પણ જગ્યા મળતી નથી. પૂર્વના ભારે ભારે દોષ પણ આપોઆપ બળીને નાશ પામે છે. ત્યાં આવનાર પુરુષો અને સ્ત્રીઓ વિષયવાસના રહિત બનીને વિષ્ણુના સમાન ચતુર્ભુજ બની જાય છે. ત્યાં ઘેર ઘેર બ્રહ્માનંદ વર્તી રહ્યો છે. તુકારામ કહે છે કે જેમની કને પુણ્યનો એક છાંટો પણ ન હોય તેમણે પંઢરપુર જવું.

૬૫૪–જે મનુષ્યને આત્મ–અનાત્મનો વિવેક નથી તે ગધેડા જેવો છે. એવા માણસને કદાપિ થોડુંક બ્રહ્મજ્ઞાન થયું હોય તો તે પણ ગધેડાની પીઠના ઉપર લગડા જેવું અથવા વણઝારાના પોઠી બળદની પીઠ ઉપરની અનાજની ગુણના જેવું કેવળ ભાર-રૂપજ છે. તે કોઇ વાર બ્રહ્મજ્ઞાનના વિષય ઉપર વાદવિવાદ કરે છે, તે પેલા ગધેડાની માફક ઉકરડે જઇને 'નરક' ખાવા સમાન છે. ઉપર કહ્યો તેવો માણસ પછી ભલેને તે મોટો ભાગ્યવંત હોય, શ્રીમાન્ અથવા રાજમાન્ય રાજેશ્રી હોય, લોકોમાં ઘણો મોટો અને આબરૂદાર ગણાતો હોય, તોપણ જેમ તમે તમારે પગે ચોંટેલા 'નરક'ને જમીનની સાથે ઘસીને કાઢી નાખો છો, તેમ તેને પણ તમે તમારા પગની સાથે ઘસીને કાઢી નાખજો. જે લોકોને ગળે ફાંસો દેવાનો ધંધો કરે છે, તેની વળી ઉત્તમ જાતિ કેવી અને તેનું ઉત્તમ કુળ કેવું? તુકારામ કહે છે કે એવો માણસ તિલક મુદ્રા વગેરે જે જે સાધુપણાનાં બાહ્ય ચિહ્ન ધારણ કરતો હોય, તે શું આગમાં ઝોકવા કામ આવવાનાં હતાં?

૬૫૫–પ્રથમ તો તું પોતેજ સાચા અર્થમાં દેવ થવાને

માર્ગે ચાલવા માંડજે. એમ કરતાં જ્યારે તું જાતે દેવ બની જઇશ ત્યારે તું તારી સંગતિ વડે બીજા અનેકાનેક જીવોને તારા સમાન દેવ બનાવી દઈશ. આ વાતમાં તું તારા મનમાં જરા પણ શંકા રાખતો નહિ. એવીજ રીતે જો તું પોતે દુષ્ટ હોઇશ તો તું તારી સંગતિ વડે અનેક મનુષ્યોને તારા જેવા દુષ્ટ બનાવી દઇશ, એમાં પણ તું શંકા લાવતો નહિ. તુકારામ કહે છે કે જે માણસ જેવો હોય તેનું તેવુંજ પ્રતિબિંબ દર્પણમાંથી પ્રતિફલિત થાય છે.

૬૫૬–બ્રાહ્મણો પોતાના આચારવિચાર તજી દેશે એવો આ કલિયુગમાં અધર્મનો ફેલાવ થશે એવું અગાઉના સંતો કહી ગયા છે. એ વાતનો હવે અનુભવ થવા લાગ્યો છે. સૌ અધર્મનો આશ્રય કરવા લાગ્યા છે અને ધર્મ જેવું કાંઇ રહ્યું નથી. શાસ્ત્રોમાં બતાવેલાં તપ વ્રત વગેરે કરતાં લોકોને હવે કષ્ટ થવા લાગ્યું છે અને દેહનું પાલન પોષણ કરીને તેને લાડ લડાવવામાંજ લોકોને મજા પડે છે. હું પોતેજ ઇશ્વર છું એવું પણ લોકો પોતાના મનમાં સમજવા લાગ્યા છે, તેથી કરીને તેઓ દેવમંદિરમાં જતા નથી. જ્યારે તેમની ખરેખરી આવીજ સ્થિતિ હોય ત્યારે તેઓ સંસારનો ત્યાગ કેમ કરતા નથી? તુકારામ કહે છે કે હું આવો છું ને આવો છું એવું મનમાં અભિમાન રાખનારા પ્રાણીઓ ખરેખર નરકે જવાના છે

૬૫૭–સંપૂર્ણ સંસારનું રૂપ ધારણ કરીને ઊભા રહેલા અને અમારા પોતાના સગાં માબાપ જેવા હે દેવ! તું અપાર અને અનંત છે. તને હું નમસ્કાર કરૂં છું. હું તારો રાંક સેવક છું. હું તારી આગળ એક વિનતિ કરૂં છું તે તું સાંભળ. હે દેવ! તારી સ્તુતિ કરતાં કરતાં વેદ હારી ગયા ત્યારે આખરે તેઓ 'નેતિ નેતિ'

એવા ઉદ્ગાર કાઢીને ચૂપ થઇ ગયા. ઋષિઓ, મુનિઓ, સિદ્ધો અને અસંખ્ય કવિઓ તારા ગુણનું વર્ણન કરવા ગયા પણ તે કામ તેમનાથી પૂર્ણ થયું નહિ. તુકારામ કહે છે કે હે દેવ! તમારા મહિમાનું હું વર્ણન કરી શકું એવી વાણી ક્યાંથી લાવવી?

૬૫૮–મારા અંતઃકરણના ગુહ્યભાવને જાણી જઇને પાંડુરંગે તે પ્રમાણે કામ કર્યું. મેં જે જે શબ્દોનો ઉપયોગ કર્યો હતો તે મારા બધા શબ્દો વ્યર્થ નથી ગયા; કારણકે હે દેવ! તું મારા સરખા અનાથ જીવની જનેતા છે. ઓ પંઢરપુરના નિવાસી મારાં મા ને બાપ! હું તમારો યાચક છું; તમે મારી વાસનાને પૂર્ણ કરો. મારામાં ભેદભાવની જરા જેટલી પણ છાયા રહી ગઈ હતી તે બધી હવે નષ્ટ થઇ ગઇ છે. તુકારામ કહે છે કે તમે તમારી કૃપા વડે મને પૂર્ણ કરી દીધો છે; તેથી કરીને હવે હું તમારા અમર્યાદિત ગુણનો મહિમા ગાવા માંડીશ.

૬૫૯–હે દેવ! તું અતિ ઉદાર છે, અતિ કૃપાળુ છે, જે કોઇ તારે શરણે આવે છે તેની પ્રાર્થનાને તું સાંભળે છે. તું તેમનો બધોજ ભાર તારા પોતાના માથા ઉપર ખેંચી લે છે. તું તેમને માટે મન, વાણી અને કર્મ વડે અનન્ય થઇ ચૂકયો છે. તેઓ તને હાંક મારે કે તરત તું તેમની પાસે દોડતો જઇને ઊભો રહે છે.તેમને જે વખતે જે વાતની ઇચ્છા હોય તે ઇચ્છાને તું પૂર્ણ કરી દે છે. તે જ્યારે રસ્તે ચાલતા હોય ત્યારે તું તેમની પ્રતિક્ષણે સંભાળ લે છે અને તેમને પગે વાગે એવા કાંટા પથરા વગેરે જે કાંઇ તેમના માર્ગમાં પડયાં હોય તે બધાને તું એક બાજુએ કરી દે છે. તુકારામ કહે છે કે એમ હોવાથી તારા ભક્તોને કશીજ વાતની ચિંતા હોતી નથી; કારણકે હે દેવ! સર્વ પ્રકારે તેમનું રક્ષણ કરનાર તું તેમના ઘરમાંજ બેઠેલો છે.

૬૬૦–હે દેવ! લૌકિક વ્યવહાર, કીર્તિ, દંભ, માન, પ્રતિષ્ઠા એ બધાને લઇને હું શું કરવાનો હતો? મને તો તું તારા ચરણોનુંજ દર્શન કરવા દે, એટલુંજ મારે સારૂ પૂરતું છે. હે દેવ! મને તું એવો ન બનાવી દઈશ કે જેથી કરીને હું દાસ કહેવાઉં છું તે વ્યર્થ થઇ જાય. જ્ઞાનનો વધારે પડતો બોજો હું તારા ચરણ આગળજ લાંબો કરીને મૂકી દઈશ. અંતઃકરણની ભાવના કોની કેવી છે તે લોકો શું સમજવાના હતા? એક જણ મને સાધુ સમજીને મારે પગે પડે છે, તે જોઇને બીજો પણ આ સાધુ હશે એમ જાણીને પગે પડવા આવે છે. એ પ્રમાણે એક બીજાનું દેખાદેખી કરીને સંસારમાં જ્યાં ત્યાં માનપૂજા વધી પડે છે. તુકારામ કહે છે કે મને તો જેમ કરતાં તમારા ચરણોજ મારે સ્વાધીન રહે–પછી તેમ કરવા જતાં દરિદ્રતા આવે તો તે દરિદ્રતા પણ મને વહાલી લાગશે.

૬૬૧–લોકોમાં સન્માન પામવાને સારૂ મારી પાસે થોડીક પૂંજી પણ હોવી જોઇએ, પણ પૈસા માટેની મારી ઇચ્છા તદ્દન મરી ગઇ છે. મને તો તમારા ચરણનાં દર્શન થયાં ત્યારથી પરમ શાન્તિ મળી ગઇ છે અને મારી શાન્તિ તથા આનંદનું ધામ પણ તમારા ચરણ આગળજ છે. એ સિવાય મને બીજી કોઇ વાતની ચર્ચા પણ કાને સાંભળવી ગમતી નથી. મારા ઉપર તમે બસ કૃપા કરો અને તમારા પોતાના સ્વજન તરીકે મારો સ્વીકાર કરી લો એટલે ઘણું થયું. આ બાબતમાં તમે જરા પણ વિલંબ કરો તે નહિ ચાલે. હે દેવ! મારા મનને તો એકલા તમને બાદ કરીને બીજી કોઇ પણ વસ્તુ સત્ય લાગતી નથી. જ્યારથી મને આવી સમજણ પડી ગઇ ત્યારથી મારી બધી વાસનાઓ પણ સંકોચાઇ ગઇ છે. તુકારામ કહે છે કે હવે મને એકજ બાબતની વાસના રહી છે અને તે પૂર્ણ કરવાનુ કામ તમારૂં છે.

૬૬૨–હવે મારો આવો નિશ્ચય સર્વતોભાવે થઈ ચૂકયો છે. આજ પછી બીજી ત્રીજી બાબતનો હું મારા મનમાં વિચાર પણ આવવા દેનાર નથી. મારા સમસ્ત ભાવ વડે અને મારી સંપૂર્ણ પ્રીતિને એકાગ્ર કરીને હું ફક્ત હરિનું નામજ ગાઈશ. મારી તમામ પ્રાપ્તિ એકલા હરિના ચરણજ છે. હે દેવ ! હું તો હવે તમારા આંગણામાં આળોટીશ, લાંઘવા બેસીશ અને તમારૂં મુખડું આંખો ભરી ભરીને નિહાળ્યા કરીશ. મનમાં પ્રેમનો ઊભરો આવશે ત્યારે તમારા ચોકમાં નિર્લજ્જ થઇને નાચીશ પણ ખરો અને મારાથી આમ લાજશરમ છોડીને કેમ નચાય એ બાબતની કોઇ પણ જાતની શંકાને મારા મનમાં લેશમાત્ર પણ સ્થાન આપનાર નથી. હું તો તમારેજ સ્વાધીન થઈ ચૂકયો છું અને તમારા એકલાનોજ હું દાસ કહેવાઉં છું. તુકારામ કહે છે કે મનમાં આ એકજ વાતને લગતો સંકલ્પ સજીવ બની ગયો છે.

૬૬૩–'જગતમાં સર્વત્ર-અંદર અને બહાર-બધી બાજુએ એક જનાર્દનજ વ્યાપી રહ્યા છે' આવું આવું હું મારે કાને સાંભળું છું તો ખરો, પણ તે છતાં એમાં ખરૂં રહસ્ય શું છે તેની મને કાંઇ સમજણ પડતી નથી. જો એવુંજ હોય તો પછી જન્મ લેનાર અને મરણ પામનાર કોણ? માબાપ કોણ અને તેમને પેટે જન્મનાર બાળક કોણ? નાના પ્રકારના વ્યાધિ, સુખદુઃખ, પાપપુણ્ય વગેરેનો ભોક્તા કોણ? ભલાં બૂરાં કર્મો કરનાર કોણ અને તે જેના પ્રત્યે થાય છે તે કોણ? કર્તા કોણ અને ભોક્તા કોણ? અમે અમારા સ્વાનુભવથી જાણીએ છીએ કે અમે સૌ પ્રાણીઓ મૃત્યુને વશ છીએ. લોકોને અમે અમારી નજર આગળ મરતા જોઇએ છીએ અર્થાત્ અમે નાશવંત છીએ એવું અમારો અનુભવ અમને કહે છે અને તમે દેવ તો અવિનાશી છો. ત્યારે તમે કોણ અને અમે કોણ? સૌ જનાર્દનરૂપ છે એવો

વિશ્વાસ આ પ્રત્યક્ષ અનુભવગમ્ય જ્ઞાનની વિરુદ્ધમાં અમારે શી રીતે કેળવવો? તુકારામ કહે છે કે હે દેવ! જે અસલ સત્ય તત્ત્વજ્ઞાન છે તે ઘણુંજ ગૂઢ છે. તેની ગૂંચ તો તમે ઉકેલો ત્યારેજ ઊકલે. એટલા માટે તમેજ અમને એ રહસ્યના ભેદ સમજાવી દો અને જે સત્ય હકીકત હોય તે અમને બતાવી દો.

૬૬૪–જે ખરેખરી વાત કહેવી જોઈએ તે વાત ન કહેતાં જે વકતા લોકોને સારૂ લગાડવાને માટે માત્ર ઔપચારિક વાતોનીજ ચર્ચા કરે છે તે વકતા અથવા કથાકાર અંતે અઘોર નરકમાં જાય છે. કોઇ ચોર ચોરી કરતાં પકડાઇ જાય અને તે પોતાની ટોળીના નાયકનું નામ પણ બતાવી દે તો તે ચોર અને તેનો નાયક બેઉને હાથેપગે આંઝરિયાં પહેરવાં પડે છે. તુકારામ કહે છે કે હું જે કહું છું તે મારા ઘરનું કહેતો નથી, તેમ આ મારો પોતાનો લવારો છે એમ કોઇ ન સમજે. પુરાણોનો પણ આવો જ નિશ્ચય છે.

૬૬૫–પરમાર્થની બાબતમાં ધીરજ રાખવાથી નારાયણ સહાય થાય છે. પોતાના સેવકને શ્રમ પડવા ન દેવો અને તેમના મનને ચિન્તા થવા ન દેવી એ નારાયણનો સ્વભાવ છે. તે માટે નારાયણના સેવકોએ ફક્ત આનંદ સહિત ભગવાનના નામનું કીર્તન કરવું, તેમના ગુણ ગાવા, બીજી કાંઇ ચિન્તાજ કરવી નહિ. ભજનને પ્રતાપે ભગવાનનું સુદર્શન ચક્રજ પોતે પોતાની મેળે વગર કહ્યે કાળનું નિવારણ કરતું રહેશે. નાનાં છોકરાં સાજાં માદાં થાય તો તેની ફિકર તે છોકરાને નહિ પણ તેનાં માબાપને માથે હોય છે. છોકરાંને સારૂ પોતાનો જીવ કાઢી આપવો પડે તો તેમ કરવાને પણ તેઓ આનાકાની કરતાં નથી. આ તો જાણે એક સામાન્ય માયાવી જનેતાની વાત થઈ, પણ જે ખરેખરી જનેતા છે તેના પ્રેમની તો બલિહારીજ છે. તુકારામ કહે છે કે

આ વાત મેં મારા સ્વાનુભવને આધારે કહી છે. માત્ર નિઃસીમ ભક્ત બની જવું જોઇએ. ઉપર ઉપરની ભક્તિ કરવાથી કશી સિદ્ધિ થતી નથી અને એવી ભક્તિનો કશો ઉપયોગ હોતો નથી.

૬૬૬-જન્મમૃત્યુરૂપી શત્રુ આપણી પાછળ પડયો છે તેના દાવમાંથી બચી જવાનો રસ્તો આગળ ઉપર આપણને પ્રાપ્ત થાયજ એવો જન્મ આપણને મળશે તેની શી ખાત્રી ? એવો સુયોગ તો માત્ર એકલા મનુષ્ય-જન્મમાંજ મળી આવે છે; અને આપણને અત્યારે એવો સુયોગ મળ્યો છે તો ગમે તેમ કરીને પણ આપણા કર્તવ્યમાંથી આપણે ભ્રષ્ટ તો નજ થવું જોઇએ. પાંડુરંગના જેવી ભવનદીને તરાવી લઇ જાય એવી નૌકા સદ્ભાગ્યે આપણા હાથમાં આવી ચઢી છે. તુકારામ કહે છે કે એ ગરા બાપલા ! પાંડુરંગના પ્રતિ અનન્ય ભક્તિભાવ રાખનારને જન્મમરણનો ફેરો ફરીથી લાગુ પડતોજ નથી.

૬૬૭-લોકો દૂધ, દહીં, છાશ વગેરે પદાર્થોને સારૂ ઘરમાં ગાય ભેંસ રાખે રાખે છે અને તેમને ખવડાવી પિવડાવીને તેમનું જતન કરે છે; પણ એ સૌમાં જે સાર વસ્તુ છે તે તો એક ઘીજ છે. આપણા ભાવિક ભકતોના હાથમાં એ ઘીના સરખી સારભૂત શુદ્ધ વસ્તુ આવીને પડી છે તે એક રામનું નામ છે. એટલા વાસ્તે અમે તેનેજ અમારા ચિત્તમાં ધારણ કરીએ છીએ. પોલાદનો ટુકડો, ચકમકનો પથ્થર અને રૂ એ ત્રણ વસ્તુઓને પોતાની પાસે રાખવાનું પ્રયોજન તો એ ત્રણના યોગ વડે અગ્નિ ઉત્પન્ન કરવાનું હોય છે. જો અગ્નિની ગરજ ન હોત તો વળી કોણ એ ચીજોને લઇ લઇને ફરવાનું હતું ? તુકારામ કહે છે કે ભોયમાં દાટેલું ધન આપણા હાથમાં આવી જાય ત્યાંસુધીજ કોદાળી લઇને ખોદવાનું અને ખોદેલી જગ્યાએ ચોકી કરવાની. ત્યારપછી કાંઇ નહિ.

૬૬૮-વિઠ્ઠલના સેવકો જેવા તેવા નથી, તેઓ તો ભારે શૂરવીર પુરુષો છે. તેઓ એવા વીર પુરુષો છે કે કાળ તો તેમના પગ આગળ નમી પડે છે. તેઓ વિઠ્ઠલના નામના જયઘોષ નિરંતર ગર્જાવ્યાજ કરે છે. એ જયઘોષને પ્રતાપે પાપના મોટા મોટા પહાડના પહાડ બળી જાય છે. એ વીરોના હાથમાં શાંતિ, દયા અને ક્ષમારૂપી અખૂટ બાણનાં ભાથાં છે. તુકારામ કહે છે કે આ પૃથ્વીના પડ ઉપર તેઓ એકલાજ બળવાન છે.

૬૬૯-અરે ઓ લોકો! હું તમને તમારા ખરેખરા હિતનો મર્મ બતાવી દઉં છું તે તમે લક્ષ આપીને સાંભળી લેજો. તે મર્મ એ છે કે પંઢરપુરના સ્વામી જે ભગવાન પાંડુરંગ છે તેમનું તમે બધા તમારા મનની અંદર સ્મરણ કરતા રહેજો. જ્યાં મોઢેથી નારાયણના નામનું રટણ કરવા માંડયું ત્યાં પછી સંસારનું બંધન કેવું અને વાત કેવી? આ સંસારસમુદ્ર એવો સંકોચાઇ જશે અને તેનો સામો કિનારો એવો અદૃશ્ય થઇ જશે કે શોધ્યો નહિ જડે. કાળ તો તમારો દાસ બનીને રહેશે. માયાજાળનાં બંધન જે તમારા માર્ગને રોકીને ઊભાં હતાં તે બધાં તૂટી જશે અને તમારો માર્ગ મોકળો થઇ જશે. ઋદ્ધિસિદ્ધિ તો તમારો પડતો બોલ ઉપાડી લેનાર તમારી દાસીઓ બનીને તમારી આગળ ઊભી રહેશે. આ જે મેં હમણાં કહ્યું તે સર્વ શાસ્ત્રોનો સાર છે. વેદોનો મુખ્યાર્થ પણ એજ છે. બરાબર જોવા જઇએ તો પુરાણોનો પણ આજ મુખ્ય અભિપ્રાય છે. શાસ્ત્રોમાં બતાવેલા સાધન કરવાનો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ચાંડાળ, સ્ત્રી, બાળક, પુરુષ-અરે! વેશ્યાઓને પણ અધિકાર આપી દીધો છે. તુકારામ કહે છે કે હું તો આ બધી વાતો મારા પોતાના અનુભવને આધારે સૌની જાણને સારૂ જાહેર કરી દઉં છું. જે ભાવિક અને ભાગ્યવાન હશે તે તેનો લાભ લઇને સુખનો ભોક્તા થશે.

६७०-तमे मनने चंचळ थवा देशो नहि. चंचळ मनने स्थिर करीने तमे शांत बनी जजो. मारो जे स्वामी छे ते अत्यंत दयाळु छे. उपर कह्या प्रमाणे जो तमे तमारा मनने शांत अने निश्चळ करीने तेनुं चिंतन करवा लागशो. तो तमने आखरे अविनश्वर सुख ते प्रभु जरूर आपशे; अने ए साधनना योग वडे करीने चोर्याशी लक्ष योनिओना चक्रमां तमारूं भटकवानुं सदाने माटे बंध थई जशे. वळी तमारी सारी करणीनुं दृष्टांत जोइने बीजा केटलाक मूर्ख जीवो पण परमार्थने रस्ते वळी जशे. तेम करवाथी तेमनो पण उद्धार थई जशे. आ रीते तमारा द्वारा पार वगरनो उपकार थशे. तमे आ लोकमां अने परलोकमां मान्य गणाशो एटला वास्ते तमे तमारे मोढेथी राम नामनुं रटण करो. तुकाराम कहे छे के तमे संसारनो मोह छोडी देशो तो परमानंद पदने पामशो.

६७१-अरे ओ गधेडा ! तुं संसारनुं दासत्व शा सारू करी मरे छे ? अने तेम करीने तुं तारा माथा उपर दुःखना डुंगर ताणी ले छे अने पछी दुःखी दुःखी थई जाय छे ! गळी वस्तुनो स्वाद फक्त जीभना टेरवा लगीज होय छे, गळे उतार्या पछी कांइ नहि. गमे तेवा मिष्टान्ननो पण एक वार पेट भरीने जम्या पछी कशो स्वाद मालूम पडतो नथी. बीजी इन्द्रियोना सुखनुं पण आवुंज छे. इन्द्रियो वडे ते ते इन्द्रियनी साथे संबंध राखनारा विषयोने भोगव्याथी खरेखरा सुखनो तो एक अंश पण मळतो नथी. हरिनुं रूप दृष्टिद्वारा वारंवार जोवाथी अंते दृष्टि परितृप्त थाय छे. पछी तेनी बीजा रूपने निहाळवानी तृष्णा सदाने माटे समी जाय छे. तुकाराम कहे छे के तुं नाशवंत देह वगेरे प्रापंचिक वस्तुओना लोभमां पडीने शा माटे देवनाथी आघो ने आघो जतो जाय छे ?

૬૭૨–તું તારી જગ્યાએ નિશ્ચળ થઈને બેસ અને હરિના ધ્યાનમાંજ નિમગ્ન બની જા. તે દાતા એવો છે કે તને જોઇતાં અન્નવસ્ત્ર તો તે આપીજ રહેશે. વધારે પડતા ધનનો સંચય કરીને તું શું કરવાનો હતો ? સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનાર દેવજ આપણા ઋણી થઇ ગયા છે પછી આપણને કઇ વાતની ચિન્તા? તે અતિ દયાળુ અને માયાળુ છે, પોતાના ભકતોની હરેક પ્રકારે સંભાળ લે છે અને જે કોઇ તેમને શરણે આવે છે તેમનાં લાડ-કોડ પૂરાં કરે છે. તુકારામ કહે છે કે એટલા વાસ્તે તું તારી વાણી ઉપર વિઠ્ઠલના નામનું ઘરેણું ધારણ કરજે અને તે નામને પ્રતાપે તું આ સંસારમાં વિઠ્ઠલના જેવોજ થઇ જઇશ. તે હરિ તો એવા છે કે તેમની પાસે કશું માગવાની કે કશું કહેવાની જરૂરજ પડતી નથી. તે તો જેની જે ઇચ્છા હોય તે પોતાની મેળે વગર કહ્યે જાણી જાય છે અને તે પૂર્ણ કરી દે છે.

૬૭૩–સોનાના વાસણમાં દારૂ ભર્યો હોય તો તે સોનાનું વાસણ ગમે તેટલું ઉત્તમ છે તોપણ તેની અંદર દારૂ ભરેલો હોવાથી કોઇ પણ સારા કામમાં તેનો ઉપયોગ થઇ શકતો નથી. હે સંતજનો ! તમે પણ મને એવુંજ કહો છો. એથી ઊલટું માટીના હાંલ્લામાં અમૃત ભર્યું હોય તો તે અમૃતને લીધે ઉત્તમ ગણાય છે, તુકારામ કહે છે કે જેમાં મારૂં હિત હોય એવી વાત તમે મને ઝટ ઝટ કહીજ દેજો.

૬૭૪–અરે ભાઇઓ ! તમે દૂધ કોઇને પણ આપતા નહિ કેમકે તે સાર વસ્તુ છે અને તેથી તે ઘણું મૂલ્યવાન છે, પણ સારહીન જે છાશ તે લોકોને આપીને તે વડે પરોપકાર કરવો હોય તો કરજો; અર્થાત્ જો તમારે લોકોને કાંઇ આપવુંજ હોય તો દૂધ નહિ પણ છાશજ આપજો. તમે અન્ન તો કોઇને આપતા-

જ નહિ. મલાઇ તો કદી અપાયજ નહિ. આપવું હોય તો ડોકટિયા પાણી આપી મૂકજો. તુકારામ કહે છે કે મને તો હરિના સગુણ રૂપનીજ ઇચ્છા છે. મારા સરખા દુર્બળની એવડી મોટી ઇચ્છા કોણ પૂર્ણ કરશે?

૬૭૫–હરિનું ભજન કરવાનું અમારા પ્રારબ્ધમાં છેજ નહિ એવું તો તમારે મોઢેથી કદી બોલતાજ નહિ. પણ તમે ઉતાવળા થાઓ અને હરિનામનું રટણ કરવા મંડો. તમારો મહામૂલ્યવાન મનુષ્યજન્મ વ્યર્થ ગુમાવી દેતા નહિ. યાદ રાખજો, જ્યારે તમારો અંતકાળ આવશે અને યમના દૂત આવીને તમારે ગળે તેમના પાશનો ફાંસો નાખશે તે ઘડીએ તમારાથી 'હરિ! હરિ!' કહેવાનું બની શકશે નહિ. ઓ મૂર્ખ! આ તારો દેહ તને વિષયોપભોગ કરવાને સારૂ મળ્યો છે એવું તું માનતોજ નહિ. તેવીજ રીતે હે ચાંડાળ! આ નરદેહ પરમાર્થ સિદ્ધ કરવાને શક્તિહીન છે એવું પણ તું કદી માનતો નહિ. તુકારામ કહે છે કે, અરે! હું આ મૂર્ખાઓને ક્યાં સુધી શિખામણ દીધા કરૂં? અત્યારે મારૂં કહ્યું કાને ધરતા નથી પણ એક દહાડો તેમના મોઢા ઉપર ધૂળ પડવાની છે.

૬૭૬–સંતોનો મહિમા સમજવો સહેલ નથી. તે એટલો અદ્ભુત છે કે શબ્દો વડે તેનું વર્ણન કરવું અશક્ય છે. હકીકત એવી છે કે આ વિષયજ એવા પ્રકારનો છે કે એના સંબંધમાં માત્ર શાબ્દિક ચર્ચા કશા ઉપયોગની નથી. ભેંસ કે ગાય ઘણી સારી જાતની હોય અને ઘણું દૂધ દેતી હોય પણ તે કામદુધા ગાય તો નહિજ ને? તુકારામ કહે છે કે પોતે સંત થયા વિના સંતનો મહિમા સમજી શકાય એમ છેજ નહિ.

૬૭૭–સંતપણાની યોગ્યતા કાંઇ બજારમાં વેચાતી નથી કે

પૈસા આપીને ખરીદી લાવીએ. તેમ તે વેરાન જંગલમાં અથવા પહાડપર્વતો ઉપર અથવા ગિરિકંદરાઓમાં સંતાડી મૂકી નથી કે ત્યાંથી ખોળી લાવીએ. દ્રવ્યના ઢગલે ઢગલા દેતાં પણ સંતપણું મળી શકતું નથી. આકાશમાં કે પાતાળમાં કોઇ પણ જગ્યાએ શોધ કરતાં મળે એમ છેજ નહિ. તુકારામ કહે છે કે જે પોતાનો જીવ અર્થાત્ જીવભાવ (ઇશ્વરને) અર્પણ કરી દે તેનેજ તે મળે છે. આવી તમારી પોતાની સ્થિતિ ન થાય ત્યાંસુધી તમે સંતપણાને વિષે મોઢા મોઢાની વાતો કરવાનુ છોડીજ દેજો.

૬૭૮–ભગવાનના નામ ઉપર જેને ભાવ છે અને તે નામ જેને મધુર લાગે છે તે દેવજ છે એમ માની લેજો. એ બાબત તમે તમારા મનની અંદર જરા પણ સંશય લાવશો નહિ. આ જે હુ કહું છું તે મારા મૂર્ખપણાનો જૂઠો લવારો નથી. આ બાબતમાં સતોનો અભિપ્રાય મારા મતને મળતોજ છે. જેઓ હરિનામનું રટણ કરે છે તેમને સસારનાં બધનમાથી મુક્ત થવાને સારૂ બીજાં સાધનો કરવા બાકી રહે છે એવુંતમે કદી મોઢેથી બોલતાજ નહિ તુકારામ કહે છે કે જેના મા અને બાપ બેઉ શુદ્ધ હોય અર્થાત્ જે પોતાના માબાપનાજ પેટનો હોય અને વ્યભિચારોત્પન્ન ન હોય તેમનેજ મારી વાત સાંભળીને સુખ થશે.

૬૭૯–હુ હતો તો સુખી પણ દેહાદિ પ્રપચના લોભને વશ થઇને મેં મારે હાથેજ મારે ગળે ફાસો ભેરવી દીધો હોય એવું કૃત્ય મેં કર્યું છે હવે શો ઉપાય? અરેરે! હું આ પ્રપંચની અંદર એટલો બધો ગૂચવાઇ પડયો છુ કે હવે મારા પગ બધાઇ ગયા છે અને તેથી પાછુ ફરવાનુ પણ મારાથી બને એમ નથી. મારી પાસે જે પૂજી હતી તે બધી આ પ્રાપચિક શરીરના ઉપર ખર્ચાઇ ગઇ અને ભિલટં મારે માથે દેવું થઇ ગયુ તે તો જુદું.

મેં મારા ખેતરનું રક્ષણ કર્યું નહિ તેથી ફસલ મારા હાથમાં ન આવી અને બાઇડી છોકરાંને રસ્તામાં ભીખ માગવાનો વખત આવી લાગ્યો. સંસારવ્યવહાર ચલાવવા સારૂ કેટલાય લોકોને ઘેર જઇ જઇને તેમની ખુશામતો કરી તોપણ ઘરસંસાર નિભાવી શક્યો નહિ. તુકારામ કહે છે કે હવે કોઇની પણ આશા ન રાખતાં જે કાંઈ છે તે સર્વનો ત્યાગ કરી દઉં એવુંજ મન થાય છે.

૬૮૦-જે વચનને પરિણામે પોતાની અને ભગવાનની વચ્ચે અંતર પડી જતું હોય તે વચન કદાપિ પોતાના ગુરુનું હોય તોપણ તે કાને ધરવું નહિ. આ બાબત પુરાણોમાં પુષ્કળ ઉદાહરણ છે. બલિરાજા વામનરૂપી ભગવાનને ત્રણ ડગલાં જમીનનું દાન દેવાનો સંકલ્પ કરીને ભગવાનના હાથમાં જે વખતે સંકલ્પનું પાણી આપવા જતો હતો તે વખતે તેના ગુરુ શુક્રાચાર્ય સૂક્ષ્મરૂપ ધારણ કરીને ઝારીના નાળચા ઉપર આવીને બેસી ગયા. આમ થવાથી ઝારીનું મોઢું બંધ થઇ ગયું ત્યારે તેને ખુલ્લું કરવાના હેતુથી બલિએ તેની અંદર દર્ભની સળી ખોસી તે શુક્રાચાર્યની આંખમાં ભોંકાઇ તેથી તેની એક આંખ ફૂટી ગઇ અને તે કાણા થઇ ગયા. દેવને પ્રસન્ન કરી લીધા એટલે પછી ફલાણું કામ નહિ થાય એવી મનમાં શંકાજ લાવવી નહિ અને દેવને જો છોડી દીધા તો પછી નાના પ્રકારનાં સાધન અનુષ્ઠાન વગેરે કરો તો તે વ્યર્થ પરિશ્રમજ છે. પોતાના પતિ જે ઋષિઓ હતા તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ઋષિપત્નીઓ ભગવાનની પાસે ભોજનના થાળ લઇને ગઇ હતી. તેના બદલામાં ભગવાને તેમનાં બધાંજ કામ કરી દીધાં-તેમનો ધર્મ અને તેમની લજ્જા બેઉનું રક્ષણ કર્યું. પ્રહ્લાદે પોતાના પિતાની સાથે શત્રુતા કરી અને પોતાના અસુર પિતાને મારી નખાવ્યો. પ્રહ્લાદની ભજનક્રિયામાં અસુરોએ નાના પ્રકારનાં વિઘ્ન ઊભાં કર્યાં, તોપણ તેણે

ભગવાનનુ ભજન કરવાનો પોતાનો સત્ય સંકલ્પ છોડયો નહિ ગોપીઓએ ભગવાનની સાથે વ્યભિચાર કર્યો અને પોતાનો કુળાચાર છોડીને ભ્રષ્ટ થઈ ગઇ આવી રીતે ભગવાનની સાથે વ્યભિચાર ભાવે આસક્ત થયેલી ગોપીઓને ભગવાને એવી વસ્તુનુ દાન કરી દીધુ કે જે તેમણે બીજા કોઇનેજ આપી નથી તેમનો અંતર્બાહ્યભાવ સાક્ષાત્ દેવરૂપજ બની ગયો હતો કહેવાનું તાત્પર્ય એ છે કે દેવની પ્રાપ્તિ કરવાને માટે કદાચિત્ અધર્મ કરવો પડે તો તે પણ કરવો પણ જે કર્મ કર્યાથી આપણી અને દેવની વચ્ચે અંતર આવી જાય એવુ કર્મ કદી પણ કરવુ નહિ તુકારામ કહે છે કે ભગવાન ભક્તના હૃદયની અભિલાષા જાણી જાય છે એટલા વાસ્તે તો તેમણે અજામિલ જેવા પાપીનો પણ ઉદ્ધાર કર્યો હતો

૬૮૧–અરે ! તમે જાણો છો કે આ સંસાર તમને ગળી ગયો છે? તેમાથી તમારે તમારી જાતનુ રક્ષણ કરવુ જોઇએ દયાવંત ભગવાને તમને તે માટે મનુષ્યદેહ અને સત્સંગ એ બે સાધનો આપ્યા છે આથી કરીને મારા પ્રારબ્ધમા હરિભજન કરવાનું લખાયુ નથી એવા બહાના આજ પછી કાઢતાજ નહિ ઉતાવળ કરો, ઉતાવળ કરો એક બીજ વાવીને તમારા બીજના ભંડારમા વધારો કરવા માંડો જે જે કર્મ તમે અત્યારે કરી રહ્યા છો તે તમારા ક્રિયમાણ કર્મ છે, અને જે તમારે હાથે પૂર્વે થઇ ચૂક્યા છે તે તમારા સંચિત કર્મ જાણવા અને જેના ફળ હમણા તમે ભોગવવા લાગ્યા છો અથવા ભોગવવાની તૈયારીમા છો તે તમારા પ્રારબ્ધ કર્મ છે મનનો સ્વભાવ ખોટે રસ્તે વળવાનો હોય છે તમને જે રોગ થાય છે તે તમારા ભોગનાજ પરિણામ છે એમ નક્કી જાણજો તુકારામ કહે છે કે જો તમારી જીભ રસનુ સેવન કરવા પાછળ લાગી જાઇ તો તેના પરિણામમા તમને અજીર્ણ

થવાનું અને તમારી શુદ્ધ છૂટી જવાનીજ.

૬૮૨-અગ્નિના તાપ વડે દેહનો હોમ થાય છે. ત્રણ જાતના તાપ વડે દેહ બળી મરે છે. સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ સંસારની સ્થિતિમાં કદી ભૂલ કરતાં નથી. રેંટમાળની અંદર નીચે ઉપર જતાં પાત્રો પૈકી જેમ એક ખાલી થાય છે ત્યારે બીજાં ભરાતાં જાય છે; અને એ રીતે ભરાતું-ઠલવાતું આખું રેંટમાળનું ચક્ર સતત ચાલ્યા કરે છે તેમ આ દેહનાં કર્મોનું ચક્ર પણ ચાલ્યાજ કરે છે; તેટલા વાસ્તે તું એ પ્રપંચરૂપી પંચાગ્નિને સાધ્ય કરી લે અર્થાત્ તું તેને જીતી લેજે. તેમ કરીશ એટલે તને આત્મશાંતિ પ્રાપ્ત થશે. તું તારી જીભ વડે નારાયણના નામનું રટણ કરતો થઈ જા. તેના વડે તારાં જન્મ, જરા, વ્યાધિ, પાપ, પુણ્ય એ બધાંજ દુઃખો નો નાશ થઇ જશે. તું એકાદ પર્વતની કંદરામાં જઇને બેસ અને શીતોષ્ણાદિને સહન કરવાનો અભ્યાસ કર; વળી આસનનો અભ્યાસ કરીને સમાધિની સાધના કરવા પાછળ લાગી જા. તપ, તીર્થ, દાન, વ્રતાદિ કર્મ અને યજ્ઞ ઇત્યાદિ અનેક સાધનોના યોગ વડે ભોગાભોગ જે કદી પણ ચૂક કરતાં નથી, તેમનાથી ઉત્પન્ન થતા જન્મ, જરા, દુઃખ અને વ્યાધિને તું સહન કર; તેમજ કામ, ક્રોધ, અહંકાર વગેરે ઊર્મિઓને સહન કરતો રહીને અવિનાશી આત્મસુખને સ્વાધીન કરી લેજે. વેદના મંત્ર ગોખી મારવાથી અંહકાર અને વિધિનિષેધ તારી પૂંઠે લાગશે વાદવિવાદ કરવા જતાં નિંદા વગેરે દોષો તારા ઉપર વજ્રલેપના જેવા ચોંટી જશે જે ભૂષણ છે તે દૂષણ થઇ પડશે એટલા વાસ્તે તું વિષયભોગની જૂઠી તાલાવેલી કરવાનું છોડી દે. તુકારામ કહે છે કે તારે સર્વતોભાવે સંતોનું શરણ લેવું પડશે અને તેવીજ સ્થિતિમાં રહેવું પડશે.

૬૮૩-ગુરુનું દાસત્વ એ સંસારી જીવોથી થઇ શકે એવું છેજ

નહિ. તેવીજ રીતે વૈરાગ્ય અર્થાત વિષયોના પ્રતિ ભય અને ત્રાસની ભાવના, એ પણ તેમને માટે શક્ય નથી; પણ પંઢરીનાથનું નામ એવું છે કે તેને ગ્રહણ કરવાને માટે કોઇ પણ જાતની પૂર્વતૈયારી અથવા યોગ્યાયોગ્યતાનો વિચાર કરવો પડતો નથી. તે બધી રીતે સુંદર અને મધુર છે. નામ લેતાં પહેલાં સ્નાન કરવું જ જોઇએ; અથવા હાથ, મોઢું વગેરે ધોવાંજ જોઇએ એવો કશો નિયમ નથી. વિષયેચ્છાના ઉપર સખ્ત અંકુશ રાખવાની અથવા સંસારનો સદંતર ત્યાગ કરવાનું પણ કાંઇ એટલું બધું પ્રયોજન નથી. કર્મની પરંપરાને એકદમ બંધ કરવાનું પણ સંસારી લોકોથી કદી બની શકે એવું નથી; અને ધર્મ, કર્મ વગેરે તો ત્યારેજ ફળદાઇ નીવડે છે કે જ્યારે તેમનું અનુષ્ઠાન યથાવિધિ કરવામાં આવે, નહિ તો નહિ; પરંતુ એક વિઠ્ઠલનું નામ એવું છે કે તે એકલુંજ ભવદુ:ખનો નાશ કરવાને સમર્થ છે. વેદવેદાંત વગેરે શાસ્ત્રો વિચારવાની ખટપટમાં પડવુંજ નહિ. તુકારામ કહે છે કે જે કાંઇ સાર વસ્તુ છે તે એકલા વિઠ્ઠલના નામની અંદર ભરી રાખી છે; અર્થાત્ એક વિઠ્ઠલના નામની અંદર તમામ સાધનોનો, તમામ ધાર્મિક કર્મોનો, અનુષ્ઠાનોનો અને શાસ્ત્ર-વિચારણાનો-સો સાધનોનો સમાવેશ થઇ જાય છે.

૬૮૪-સ્વછંદને અનુસરીને વર્તનાર દુનિયા તમારી કદર કરીને તમારી સેવા કરે એવી ઇચ્છા કદી કરતા નહિ; કારણકે તેમ કરવાથી દેવની અવજ્ઞા થાય છે. તમારા દેહનો નિગ્રહ કરનાર દેવજ છે, એટલા વાસ્તે તમારે તમારો દેહ તેને સ્વાધીન કરી દેવો જોઇએ. ત્યાર પછી કોઇ પણ પ્રકારની જવાબદારી તમારા ઉપર લાગુ પડી શકતી નથી મા પોતેજ પોતાની ઇચ્છા મુજબ બાળકનું પાલન કરી લે છે. એ કામમાં કોઇ પણ પ્રકારનો ક્ષોભ તેના કામમાં બાધા કરી શકતો નથી. —સાર

કહે છે કે કોઇ દેખાદેખીથી કાંઇ કરવા જશે તો જ્યારે તેના ઉપર દુઃખ આવી પડશે ત્યારે હાંજા ગગડી જશે.

૬૮૫–જે ખરૂં હોય છે તેનાં ફળ પણ ખરાંજ આવે છે. તે મેળવવાને માટે કોઈ ખાસ શક્તિનો ખપ પડતો નથી. ફક્ત મનમાં ધૈર્ય રાખીને દેવના ચરણોનું ધ્યાન કરવું, એજ સૌ ઉપાયોનો એક ઉપાય છે. ત્યારપછી મનમાં કોઈ પણ બાબતની ચિન્તા રાખવીજ નહિ. તુકારામ કહે છે કે હું પરમશ્રદ્ધાસમેત દેવને શરણાગત થયો છું, એમ મનથી માનવું એ ઉત્તમ છે.

૬૮૬–કળિયુગની અંદર મોઢાની અંદર હુક્કાની લાંબી નળી રાખીને તેને પીતાં પીતાં પરમાર્થની વાતો કરનારા પરમાર્થ સાધકો તો જોઇએ તેટલા પાક્યા છે. તેમનું સાધન ભજન એટલે ભાંગના રગડા ઘીંચવા અને ગાંજાની ચલમો ફૂંકવી. વળી દારૂ પીનારા અને છતાં પોતે સાધક હોવાનો ડોળ કરનારા પણ કોઇ કોઇ હોય છે. જે જે શાસ્ત્રવચનોમાં પરમાત્માની સાથે અભેદ ભાવના અનુભવની સ્થિતિનું વર્ણન હોય, તે તે વચનોમાં જૂઠાં પાઠાન્તર કરી દઇને વિષય અને વિષયીનો પરસ્પર પ્રેમ એજ તેમના પોતાના હૃદયના મુખ્ય ભાવ હોવાથી જેઓ શાસ્ત્રવચનોનાં વિપરીત અર્થ કરી બતાવે છે, જેમની પાસે ચેલાઓની દોલતના ઢગલાનો ભારે સુકાળ છે અને જેમને પોતાના શિષ્યોની પાસેથી ધન, માન વગેરે પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે અને જેઓ એ ઇચ્છાને સફળ કરવામાં પ્રવીણ પણ થઇ ગયા છે એવા પાખંડી સાધકોની હું પુષ્કળ ફજેતી કર્યા વિના રહેતો જ નથી એવું તુકારામ કહે છે.

૬૮૭–હે દેવ! મેં જે જે દીઠું તે બધુંજ જૂઠું નીકળ્યું; એટલા માટે તારી માયાની જાળ ક્યાં ક્યાં છે, કેવી છે, તે બધું

તું મને સમજાવી દે. આ પ્રવૃત્તિની અંદર કોઇનો કોઇની સાથે તાત્ત્વિક દૃષ્ટિએ કશોજ સંબંધ છેજ નહિ, અને જે છે તે એક શુદ્ધ-બુદ્ધ-સ્વરૂપજ છે; અને તે તો જેવું ને તેવું સદાકાળથી હતુંજ અને સદાકાળ તેવું ને તેવું અવિકારીજ રહેશે. હે દેવ! તમે અમારા ઉપર ઓઢાડેલો તમારી માયાનો પડદો તમારે હાથેજ ખેંચી લો. આ મિથ્યા પ્રપંચની રમત રમવાનું ગાંડપણ તમે અમને બળાત્કારે શીખવશો નહિ. હે દેવ! વાસ્તવિક રીતે તો તમારી ભેદરહિત સ્થિતિ છે તે તો તમે સારી રીતે જાણો છો, છતાં પછી એક જણ જીવ અને બીજો શિવ એવો ભેદભાવ ઊભો કરીને એઉને જુદાં જુદાં નામથી ઓળખાવવાની શી જરૂર હતી? જો અમારી પાસે સેવા કરાવવાનું તમને મન થયું હતું, એવું તમે કહેતા હો તો હું તમને પૂછું છું કે તેમ કરવા જતાં અમારે નાના પ્રકારની યોનિઓમાં ભ્રમણ કરવું પડશે અને અમે હેરાન હેરાન થઇ જઇશું, તેનો તમે વિચાર કેમ ન કર્યો? એટલા માટે હવે હું તમને કહું છું કે જે ખરેખરી મૂળ સ્થિતિ છે તેને એકલીને પાછી સાચવી લો અને જે મિથ્યા ભેદભાવ ઊભો કર્યો છે તેને એક બાજુએ ફેંકી દો. તુકારામ કહે છે કે પાણીમાં પડેલાં તારાનાં પ્રતિબિમ્બને જોઇને મોતીની ભ્રાન્તિમાં પડનાર મોહ-વશ હંસ, મોતીની લાલચે પોતાની ચાંચ અફાળી અફાળીને નાહક માર્યો જાય છે.

૬૮૮–જુદાં જુદાં પાંચ તત્ત્વો એકઠાં થયાં અને તેમના વડે આ શરીર ઘડાયું અને દેવની માયાના પ્રભાવથી તે દેહ હું છું, એવી ભ્રાન્તિમાં જીવ પડી ગયો અને પછી દેહાત્મભાવરૂપી દૃઢ અહંભાવ સદાને માટે જીવાત્માને વળગી પડી ગયો. વાસ્તવિક રીતે જોતાં દેહની સાથે જીવાત્માને કોઇ પણ જાતનો સંબંધ છેજ નહિ અને તે છતાં હું આ દેહ છું અને દેહનાં સંબંધીઓ

એ મારાં સંબંધીઓ છે એવો મિથ્યા ભ્રમ જીવાત્મા શા માટે ધારણ કરતો હશે? વળી કાળનો ખોરાક જે આ શરીર છે તેના ઉપર જીવાત્માને આવડો બધો મોહ શા માટે ઉત્પન્ન થતો હશે? ખરૂં જોતાં તો જીવ અમર છે. માણસ જેમ જૂનાં વસ્ત્રોનો પરિત્યાગ કરીને નવાં વસ્ત્ર ધારણ કરે છે, તેમ જીવાત્મા જૂના શરીરનો ત્યાગ કરીને નવું શરીર ધારણ કરે છે; કારણકે એણે પૂર્વ જન્મોમાં કરેલાં શુભાશુભ કર્મોનાં ફળ તો એણે ભોગવવાંજ જોઇએ ને? એવા અનેક જન્મોનાં કારણભૂત જે કર્મ તેમની પારવિનાની વેલીનો વિસ્તાર ઇચ્છા અથવા વાસનામાંથી થાય છે; એટલા માટે એ વાસનાનું મૂળછેદન કરવું એજ પરમ સત્ય છે અને એજ સાચું સાધન છે. તુકારામ કહે છે કે જેણે પોતાની વાસનાનો નાશ કરી દીધો છે, તેજ માણસ શુદ્ધ બ્રહ્મસ્થિતિની પ્રાપ્તિ કરી શકે છે.

૬૮૯—મને જે કોઈ મળે છે તેને આ એકજ પ્રશ્ન પૂછી જોવાનું મને મન થાય છે. તે પ્રશ્ન એ છે કે દેવે મારા ઉપર કૃપા કરીને મારી લાજ રાખી છે કે નહિ? વિષય અને વિષયી એ બેઉનું પૂરેપૂરૂં વિસ્મરણ કરવા પૂરતોજ મારે હવે મુખ્ય પ્રયત્ન કરવાનો રહ્યો છે. તુકારામ કહે છે કે ઉપરના સવાલનો જવાબ આપી શકે એવા પુરુષનો મેળાપ મને કયારે થશે? મને જો કોઇ પણ બાબતની ચિન્તા હોય તો તે આ એકજ બાબતની છે.

૬૯૦-હે દેવ! હું ઘણું જાણું છું, એવા અભિમાને કરીને હું માર્યો જાઉં છું, માટે હવે તો તમેજ મને સાચવી લેજો. જે પદાર્થનું સેવન કરીએ તે પદાર્થ જો પચી જાય, તો શરીરનું હિત થાય અર્થાત્ શરીરની પુષ્ટિ અને તુષ્ટિ બેઉ સધાય; પણ જો તે પદાર્થ પચ્યો નહિ તો પેટમાંથી પાછો નીકળવાનો અને સાજે

શરીરે પીડા થવાનીજ. આવીજ રીતે જ્ઞાનના અભિમાનને લીધે પારમાર્થિક લાભ તો નથીજ થતો, પણ ઊલટી હાનિ થાય છે. ધન પ્રાપ્ત કર્યું તેમાં શું વળ્યું? તે ધનનો જ્યારે ઉપભોગ કરાય ત્યારે તો ખરૂં. તુકારામ કહે છે કે હે દેવ! મને તો તમારા અજ્ઞાની દાસ થવાનુંજ ઘણું પસંદ છે, એમ સમજીને મારો તો તમેજ ઉદ્ધાર કરી દેજો.

૬૯૧–હું નીચ જાતિમાં જન્મેલો, બુદ્ધિની બાબતમાં પણ ઠોઠ જેવો અને દેખાવમાં પણ કદરૂપો એવો હોવાથી હું સર્વતોભાવે દીન બની ગયો છું; આ ઉપરાંત પણ મારામાં બીજા અનેક અવગુણ છે તે હું જાણું છું; અને હું એવો છું, આવા આવા દોષોથી ભરેલો છું એવું જાણીનેજ પાંડુરંગે મારો અંગીકાર કરીને મને પોતાનો બનાવી દીધો છે. પાંડુરંગ જે કાંઇ કરે તે બધું મારા હિતનો વિચાર કરીને કરે છે એવો અનુભવ મારા ચિત્તની અંદર સંપૂર્ણપણે દૃઢ થઇ ગયો છે. મારા જીવને પાર વિનાનો આનંદ આનંદ થઇ ગયો છે; કારણકે પરમાનંદસ્વરૂપ હરિએ પોતેજ મારા માથા ઉપરનો બધોજ ભાર ઉપાડી લીધો છે તુકારામ કહે છે કે દેવને પોતાના નામનું અભિમાન હોય છે અને જે જીવ તેમનું શરણ લે છે તેને તે પોતાના સામર્થ્ય વડે તારે છેજ.

૬૯૨–હે કેશીરાજ! હે મારાં મા ને બાપ! ભક્તોનું કામ કરવામાં તમે ઘણાજ ઉતાવળિયા છો. મને તો તમારા ચરણોમાં વિશ્વાસ હોવાથી મેં મારા મનની તમામ આશાઓ તમારા ચરણો આગળજ મૂકી દીધી છે. ઋષિ, મુનિ વગેરે પુરુષો તથા બીજા અપાર સિદ્ધો અને સાધકો તમારા સ્વરૂપનું રહસ્ય સમજી ગયા હતા, તેથી કરીને તેઓ દેહના સંબંધમાં ઉદાસીન ભાવ રાખતા. તમે તેમને તેવા ઉદાસીન જાણીને ત્રણે કાળમાં જે સુખનો

કદી નાશ જ ન થાય એવા સુખનું તમે તેમને દાન કર્યું હતું. તુકારામ કહે છે કે મેં તો તમારા ચરણને પકડી રાખ્યા છે, તેથી કરીને મારા અંતઃકરણમાં સમાઈ શકે નહિ એટલું બધું સુખ મને પ્રાપ્ત થયું છે.

૬૯૩-હું માયા અને મોહની ગૂંચવણમાં ગૂંચવાઈ પડયો હતો, પણ પાંડુરંગને મારા ઉપર દયા આવી અર્થાત્ તેમણે મને એ જાળમાંથી બહાર કાઢયો; વળી માયા-મોહની અંદર ભેરવાઈ પડેલા જીવોનાં કૌતુક પણ મને બતાવ્યાં. મેં દીઠું કે માયાએ સૌનાં મનની અંદર દેહાભિમાન જાગૃત કરી દીધું અને તેના વડે તેઓ નાના પ્રકારના નાચ નાચવા લાગી ગયાં અને વિષયસુખ એજ વાસ્તવિક સુખ છે એવું તેઓ માનતાં થઈ ગયાં; અને એવાં એવાં માયાનાં અનેક કૌતુક મેં દીઠાં. પછી મેં જોયું કે એ માયાના યોગે કરીને સૌ જીવો કોઈ વાર રડતા, કોઈ વાર હસતા અને કોઈ વાર વિષયસુખને સારૂ અંદર અંદર લડી મરીને એક બીજાનાં માથાં ભાંગી નાખતા હતા; વળી એમ કરતાં કોઈ પોતાનો વહાલો મરણ પામતો તો તેને સારૂ તેની પાછળ નાં રડી મરતાં. તુકારામ કહે છે કે આવા મિથ્યા દેહાદિ પ્રપંચને વિષે હું કાંઈક બોલું છું, ત્યારે મને તો મારા પોતાનાજ બોલ ઘણા નવાઈ જેવા લાગે છે!

૬૯૪-મેં મારો દેહભાવ વિઠોબાના ચરણો આગળ મૂકી દીધો, ત્યારથી મને તો નિરાંત થઈ ગઈ છે. હવે તો જેમાં મારૂં હિત હોય તેનો દેવ પોતેજ વિચાર કરી લેશે અને તેને સારૂ જે કાંઈ કરવું ઘટશે તે પોતેજ કરી લેશે. હું મારે કાને કેટલાંક વચન સાંભળું છું, પણ તેનું સુખ કે દુઃખ મને કાંઈજ થતું નથી. હું મારો બધોજ ભાર દેવના ઉપર મૂકી દઈને તદ્દન સંગરહિત

બનીને બિલકુલ એકલોજ થઈ ગયો છું. તુકારામ કહે છે કે જેના ચિહ્ન મેં મારા શરીર ઉપર ધારણ કર્યાં છે તે, મારૂં હિત શામાં છે તે સારી રીતે જાણે છે.

૬૯૫-જે ફળ ઝાડે લાગ્યાં છે તેને થોડા દિવસ પાકમાં રાખીને પકવીએ ત્યારેજ તે પાકાં ગલ જેવાં બની જાય. તેજ પ્રમાણે નામજપ કર્યાથી પરમાર્થની સિદ્ધિ થાય એ વાત ખરી, પરંતુ વ્યભિચારબુદ્ધિરહિત થઈને નામજપ કર્યા હોય તોજ તે ફળદાયી નીવડે છે, નહિ તો નહિ. જે ગામ જવાની જે વાટ હોય તે વાટ પકડીએ અને તે વાટે વાટેજ જો ચાલ્યા જઇએ તોજ તે ગામે જઈ પહોંચાય, પણ અડધે રસ્તે કોઇ જાતનું વિઘ્ન ન આવે તોજ. તુકારામ કહે છે કે પરમાર્થસાધનના માર્ગમાં વિઘ્નો આવે છેજ અને તેથી કરીને જે લાભ થનાર હોય તે લાભ થતાં વિલંબ લાગે છે અથવા સમૂળો અટકી પડે છે.

૬૯૬-જે જે વચન પરમાર્થનાં વિરોધી હોય તે હું મારે કાને સાંભળી શકતો નથી. એવા શબ્દો મારે કાને પડતાંજ મારા મનને મૂંઝવણ થાય છે અને જીવને પાર વિનાનો કલેશ થાય છે, એટલા વાસ્તે તો મારાથી કોઇની પણ સંગતિ હવે સાંખી શકાતીજ નથી. મારી મેળે એકલો બેસી રહું તેટલો વખત મારા મનને સુખ થાય છે. મને હવે દેહબુદ્ધિ અને વિષયવાસનાના વાતાવરણમાં રહેવાનું ગમતું નથી. તેવા વાતાવરણમાં રહેવાનો પ્રસંગ આવે તો તેથી મારા મનને ઘણો ત્રાસ થાય છે. તુકારામ કહે છે કે આશા અને મોહની જાળમાં ગૂંચવાઇ પડવાથી દુઃખમાં વધારો થાય છે અને આપણી તથા દેવની વચ્ચે છેટું પડી જાય છે.

૬૯૭-અરે ઓ ઠોઠ જેવા દેવ! તારા જેવાની સાથે સંબંધ જોડવો એજ મોટી ભૂલ છે અને ખોટ ખાવાનો ધંધો છે. તું તો

અમારાથી આઘો રહે તેમાંજ સુખ છે; કારણકે હવે મને સમજાઇ ગયું છે કે તારી સંગતિથી મને કશો લાભ તો નજ થયો, પણ ઊલટો હું ઠગાયો છું એમ કહું તો ખોટું ન કહેવાય. દેવાળિયા શાહુકારની સાથે લેણદેણ કરવાથી કશો લાભ તો જાણે નજ થાય, પણ તેને ધીરેલી રકમનું ચઢેલું વ્યાજ વસૂલ કરવા કરતાં તો મોત આવે તે વધારે સારૂં, એટલી તેની સાથે માથાકૂટ કરવી પડે છે. હે દેવ! તું પણ તેના જેવોજ છે. તુકારામ કહે છે કે તારા ભક્તોને ફસાવી મારવાની તારી પ્રવીણતાને માટે તું પ્રસિદ્ધ છે.

૬૯૮-( અનુસંધાન ઉપરના અભંગની સાથે છે ) હે દેવ! તારે બારણે તારા ભકતો ધામા નાખીને બેઠા છે. તેઓ તારા લેણદાર છે અને તું તેમનો કરજદાર છે, છતાં તું તેમને ઠગે છે અને ચઢેલું દેવું ચૂકવતો નથી, તે માટે તેઓ તારે બારણે અડંગા નાખીને તારૂં નામ દઇ દઇને કકળાણ કરી મૂકે છે! અરે ઓ દેવલા! તું રોજ જૂઠા જૂઠા વાયદા કરતો ફરે છે, રોજ રોજ નવેસરથી કરાર કરે છે અને તેને તોડે છે; વળી કોઇ કોઇને તું દંડી નાખે છે એવો તું વિચિત્ર જૂઠો, લબાડ અને ઠાંડ થઈ ગયો છે! કોઇ તારો લેણદાર ભક્ત તારી પાસે પોતાને મનગમતી વસ્તુ માગવા આવે છે ત્યારે તું તેને એકાદ ટંકનું ભોજન જમાડીને અથવા બીજા કોઇ ફળની તૃષ્ણામાં ગૂંચવી પાડીને તું કહીં છુપાઇ જતો રહે છે. તુકારામ કહે છે કે તેની ઇચ્છિત વસ્તુ તું આપતો નથી, પણ તું હમણાં નહિ તો ભવિષ્યમાં આપીશ, એવો જૂઠો વાયદો કરીને તું તેને ઊંધું સમજાવી દે છે, એવો તું પાકો ઠગ છે.

૬૯૯-હે દેવ! તું ઉપર વર્ણવ્યો તેવો ઉસ્તાદ ઠગ છે, એવું જ્યારથી મારા જાણવામાં આવ્યું ત્યારથી ચેતી જઇને તારા

ચરણને મેં ખૂબ જોરથી પકડી રાખ્યા છે કે જેથી કરીને તું અગિયારા ગણી ન જાય; માટે હવે તારા સ્વભાવ પ્રમાણે મારી માગેલી વસ્તુ આપવાને બદલે ગમે તેવી ધૂળ જેવી વસ્તુ આપીને પતાવટ કરી દેવાનો જો તારો મનસૂબો હોય તો તું યાદ રાખજે કે હું તારી આપેલી વસ્તુ લેનાર નથી, અને તેને એટલા જોરથી વળગી રહીશ કે તને જરાય હાલવા ચાલવા દેનાર નથી. અમે કરેલી તારી સેવાનું અમારૂં તારી આગળ લેણું નીકળે છે અને તેનો સરવાળો વધતાં વધતાં ઘણી મોટી રકમ થઇ ગઈ છે અને તે ચૂકવવાની તારી દાનત હોય એમ લાગતું નથી અને તેથી કરીને તું હવે ઘણો નફ્ફટ થઇ ગયો છે. તુકારામ કહે છે કે અમારા લેણાની પતાવટ કરવા બદલ જો તું અમને તારૂં સર્વસ્વ આપવા માગશે તો તે પણ અમે લેનાર નથી.

૭૦૦–કોઇની પાસેથી કરજે પૈસા લીધા હોય અથવા કોઇની સાથે દુશ્મનાવટ કરી હોય અથવા કોઈ જીવની આપણે હાથે હત્યા થઇ હોય તો તેનો બદલો બીજા જન્મમાં ચૂકવ્યા વિના છૂટકો થતોજ નથી. હે દેવ! આવો ફેંસલો તેં પોતેજ તારાં જગપ્રસિદ્ધ શાસ્ત્રોદ્વારા અમને સંભળાવી દીધેલો છે. તે ફેંસલો તને અત્યારે યાદ છે કે નહિ? આમ કહેવાથી મને તો કોઇ વાત-નો લાભ છે એમ ન સમજતો, પણ તેં તારે મોઢેથી એક વાર શું કહ્યું હતું તે વાત તને કહી સંભળાવીશ તો તેથી લોકોમાં તારી ફજેતી થશે. તે ફજેતીમાંથી તારે બચી જવું હોય અને આખી દુનિયામાં તારો જે ભવાડો થશે તે ન થવા દેવો હોય તો તું મારૂં લેણું ચૂકવી આપ. તુકારામ કહે છે કે હવે હું જરા પણ પાછો હઠનાર નથી.

૭૦૧–અરે ઓ વિઠ્ઠલા! તારી આગળ હું કશું માન તો

માગતોજ નથી, એમ હોવા છતાં લોકોમાં મારી પ્રતિષ્ઠા-પૂજા વગેરે કરાવીને તેં શા સારૂ મારો આવડો ઢંઢેરો પિટાવ્યો? મારૂં પેટ ભરવાના હેતુને આગળ કરીને મેં કદી તારી આગળ કશી માગણી કરીજ નથી. તુકારામ કહે છે કે તારો હાથ ઝાલીને હું તને કદી દીવાની અદાલતમાં ઘસડી ગયો નથી.

૭૦૨–ઓ દેવ! તું ખાસ્સો ધોળો સ્ફટિક મણિના જેવો (ગોળમટોળ અને લીસોલપટ) છે! તારી પાસે કોઈ કાંઇ માગવા આવે છે તેને તું તારા પોતાના કરતાં પણ વધારે ચકા-ચટ કરી મૂકે છે. હે દાતાર! તારી પાસે આવનાર માણસ આવી રીતે ફસાઇ જાય છે એમ જાણીને કોઇ તારે બારણે આવતુંજ નથી. તું એવો છે કે તારી સાથે સંબંધમાં આવનારનો સંસાર-વ્યવહાર ખરાબ કરી દે છે અને તેને તારા જેવો ચોખ્ખોચટ કરી મૂકે છે. આવો તારો સ્વભાવ હું જાણું છું. તુકારામ કહે છે કે જેની જેની આગળથી તું સેવારૂપી કરજ ગ્રહણ કરે છે તે બધાંને તું તારી ઠગાઇનો સ્વાદ ચખાડે છે.

૭૦૩–હે દેવ! તારી નજીક આવીને મેં તારી સાથે સંભા-ષણ કરવા માંડ્યું, પણ તેનો મને જે ઉત્તર મળ્યો તેથી મારા મનનું સમાધાન થયું નહિ; કારણકે તારી કરણી વડે બીજાઓના જીવને કેટલો ત્રાસ થયો છે, એ વાત જ્યારથી મારા સાંભળ-વામાં આવી ત્યારથી મારા મનને સંતાપ થાય છે. કોઇ પણ જાતનો ત્રાસ જે મને થઇ આવે છે, તે હું સહન કરી છૂટું છું. તુકારામ કહે છે કે, હે દેવ! જો તું મને આવીજ સ્થિતિમાં પડી રહેવા દઇશ તો તને તારા ભક્તોના સમ છે.

૭૦૪–સુબુદ્ધિના આપનારા લક્ષ્મીના સ્વામી વિષ્ણુ છે. તેમનામાં જો ચિત્તને પરોવી દીધું તો પછી એવું કયું કામ છે

કે જે સિદ્ધ ન થાય ? સુખનું સ્થાન જે પાંડુરંગ છે તેમને છોડી દઈને બીજે ત્રીજે ઠેકાણે શા વાસ્તે મનને વહેંચી નાખવું જોઇએ ? વૈષ્ણવોની મંડળીઓમાં આનંદથી ગાવું, નૃત્ય કરવું અને તાલ-સૂર મુજબ હાથે તાળીઓ વગાડવી, એજ અમારૂં કામ છે. અનંત બ્રહ્માંડ જેના એક રોમની અંદર સમાઈ જાય એવા શ્રીહરિનેજ અમારી સન્મુખ ઉપર કહ્યું તે પ્રમાણે ભોળા ભાવિક ભક્તોએ એક ઈંટના ઉપર ઊભા કરી રાખ્યા છે. આ ભવસાગરનેજ જ્યાં અમે જૂઠો જાણી લીધો ત્યાં પછી અમારી આગળ બંધ અને મોક્ષની વાસ્તવિક્તા રહેતીજ નથી. તુકારામ કહે છે કે જેના નામની છાપ મેં ધારણ કરી છે તેના બળ ઉપર ભરોસો રાખીને હું તો ચિંતારહિત થઇ બેઠો છું.

૭૦૫-તું તારા બાળકનું જતન કરજે એવું તે બાળકની માતાને કહેવું પડેજ નહિ. તેના હૃદયમાં પોતાના બાળક પ્રતિ જે સ્વાભાવિક મમતા રહેલી છે, તે મમતાજ તેને બાળકનું જતન કરવાની ફરજ પાડે છે. જેનામાંથી હું ઉત્પન્ન થયો છું, તેને માથેજ બધી જવાબદારી છે એમ સમજીને મારા સંરક્ષણને માટે મારે પોતાને કશી ફિકર-ચિન્તા કરવા જેવું રહ્યુંજ નથી. મા ઘરમાં જે કાંઈ ગળ્યું ગળ્યું ખાવાનું બનાવે છે તે બાળકને તેની પાસે માગવું પડતુંજ નથી પણ મા પોતેજ વગર કહ્યે તેની આગળ મૂકી દે છે. પોતાનાં છોકરાંને ખવડાવ્યા વગર પોતે એકલાં એકલાં ખાવાથી તેના મનને કદી ચેન પડતુંજ નથી. છોકરૂં શેરીમાં રમતું હોય તો જ્યાં રમતું હોય ત્યાંથી મા તેને ખોળી કાઢીને ઘરમાં તેડી લાવે છે અને રમતિયાળ બાળકને ધાવવાનું મન ન હોય તોપણ તેને ખોળામાં લઈને પોતાનાં સ્તને વળગાડી દે છે અને ધવરાવે છે. બાળકના શરીરને જરાક દુઃખ થયું હોય તો ભાડિયામાં ધાણી શેકાય તેમ માનો જીવ

શેકાઇ જાય છે. તુકારામ કહે છે કે પોતાના બાળક ઉપરના મોહને લીધે મા પોતાના શરીરનું ભાન ભૂલી જાય છે અને જેનાથી બાળકને પીડા ન થાય એવા ઉપાય કરતી રહે છે.

૭૦૬–જેની એવી (આ અભંગની હવે પછીની પંક્તિઓમાં બ્રાહ્મણનાં લક્ષણ બતાવ્યાં છે તેને અનુકૂળ) બુદ્ધિ ન હોય તેને બ્રાહ્મણ માનવોજ નહિ. એ વિષે વેદ-શાસ્ત્રમાં જે જે વચનો કહ્યાં છે તે વાંચીને વિચાર કરી જોવાથી તમારા સમજવામાં આવી જશે. જેને હરિનામના કીર્તનના પ્રતિ રુચિ થતી નથી, જેને વૈષ્ણવ ભક્તોનું નૃત્ય જોવું ગમતું નથી તે બ્રાહ્મણને પેટ જન્મ્યો હોય તોપણ તે બ્રાહ્મણ તો નથીજ. તેનો જન્મ કદાચ બ્રાહ્મણના ઘરમાં થયો હશે, પણ તેની માએ જ્યારે તેને પોતાના ગર્ભમાં ધારણ કર્યો હશે ત્યારે તેણે કોઈ ખરેખરા અંત્યજની સાથે સમાગમ કર્યો હશે. તુકારામ કહે છે કે આ વાતને જે કોઇ જૂઠી કહેશે તેના મોઢા ઉપર તેજ ઘડીએ કોઢ નીકળશે.

૭૦૭–કોઇ માણસ ભલે જાતનો મહાર (અંત્યજ) હોય, પણ ઉપરના અભંગમાં કહી તેવી તેની વર્તણૂક હોય તો તે નિશ્ચયપૂર્વક બ્રાહ્મણજ છે એમ માની લેવું. જે સરળભાવે રામ-કૃષ્ણ નામનો ઉચ્ચાર કરે છે અને શ્રીહરિની શ્યામળ મૂર્તિની પોતાના મનમાં સ્થાપના કરે છે તે બ્રાહ્મણજ છે. શાંતિ, ક્ષમા દયા વગેરે સાત્ત્વિક વૃત્તિઓરૂપી આભૂષણ જે પોતાના અંગ ઉપર ધારણ કરે છે અને કોઇ વિશેષ પ્રસંગ ઉપસ્થિત થાય તોપણ જેની સ્થિરતાનો અને ચિત્તના સમતોલપણાનો ભંગ થતો નથી અને જેણે કામક્રોધાદિક ષડ્રિપુઓને પોતાના અંતઃકરણમાંથી હાંકી કાઢયા છે તે માણસ, તુકારામ કહે છે કે બ્રાહ્મણજ છે એમ માની લેવું.

૭૦૮ કેટલાક લોકો પોતાની આસપાસ શિષ્યોનું મંડળ જમાવે છે અને પોતે તેમના ગુરુ બની જઇને લોકોમાં ગુરુ-મહારાજ તરીકે પોતાને ઓળખાવતા ફરે છે, તેમને પૂંછડા અને ચાર પગ વિનાની મનુષ્યની આકૃતિવાળા કૂતરાઓજ જાણવા. પરસ્ત્રીગમન અને મદ્યપાન એવાં પાશવિક કૃત્યોનોજ તેઓ જગતમાં પ્રચાર કરે છે, તુકારામ કહે છે કે તેમણે અધોગતિએ જવાની બાબત દૃઢ નિશ્ચય કરી લીધેલો હોવાથી તેઓ હવે એ વિષયમાં નિશ્ચિન્ત થઇ બેઠા છે અર્થાત્ હવે તેમના મનમાંથી અધોગતિનો ભય જતો રહ્યો છે.

૭૦૯-જેના ઘરમાં બે બાઇડીઓ હોય તેના ઘરમાં પાપનોજ વાસો છે એમ જાણવું. જેને પાપનાં દર્શન કરવાં હોય અથવા પાપની પ્રાપ્તિ કરવાની ઇચ્છા હોય તેણે બીજે કોઇ ઠેકાણે શોધ કરવાને બદલે બે બાઈડીઓના ધણીને ઘેરજ જઇને ઊભા રહેવું. ત્યાં તેમને પ્રત્યક્ષ પાપનાં દર્શન થશે. આ બાબતમાં બીજો-ત્રીજો વિચાર કરવાનું પ્રયોજનજ નથી. જે રોજ રોજ અસત્ય બોલે છે તે પાપને ઉત્પન્ન કરનારી પાપની ખાણ સમાનજ છે જે પોતાને મોઢથી હમેશાં સત્ય વચનજ બોલે છે તે સર્વ પ્રકારના સુખથી પરિપૂર્ણ થાય છે. તુકારામ કહે છે કે લાભ અને હાનિ એ બેઉ અનુક્રમે સત્ય અને અસત્ય બોલનારાની સાથે ને સાથેજ રહેછે.

૭૧૦-ધર્મશાસ્ત્રનો નિર્ણય એવો છે કે સંચિત કર્મનો નાશ થઈ શકે છે, પણ તેમ કરવાને માટે મારા વિઠોબાના ચરણોનું વારંવાર મનની અંદર ધ્યાન કરતા રહેવું જોઇએ. તેમ કરવાથી કોઈ પણ પ્રકારના પાપનો સંસર્ગ રહેવા પામતો નથી; વળી આડે રસ્તે વળી જઇને ભૂલા પડવાનો પ્રસંગ પણ આવતો નથી. તુકારામ કહે છે કે વિઠોબાનું ધ્યાન એવું છે કે તે પાપના મેલને તથા તાપના બળાપાને ટકવા દેતુંજ નથી.

૭૧૧–સંતોની પાસે જવું થાય ત્યારે ખૂબ મર્યાદાપૂર્વક વર્તન કરવું જોઇએ. તેવું ન કરવાથી અને તોછડાઈ ભરેલું વર્તન કરવાથી ભારે હાનિ થાય છે. સ્વેચ્છાચારી લોકો બોલે છે ત્યારે ગધેડાં ભૂંકતાં હોય એવું બોલે છે અને તેનું ફળ તેમને આખરે તેમની પીઠ ઉપર યમદંડનો ઝપાટો પડે છે ત્યારે મળી રહે છે. જેઓ વખતને ઓળખે નહિ તેઓ મૂર્ખ અને ચાવળા છે. આવા અવળી મતિવાળા લોકોને તેમના અવગુણને યોગ્યજ નઠારી પદવી મળી રહે છે. તુકારામ કહે છે કે તેમના બધાજ ચાળા વ્યર્થ જાય છે; અર્થાત્ નાનાં છોકરાંને મળનો વેગ આવ્યો હોય તે વખતે તેમની ગુદા અવાજ કરે તેવુંજ તેમનું બોલવું પણ ગંદું છે.

૭૧૨–હે મારા મન ! જો તારે કોઇને મળવુંજ હોય તો ફક્ત સંતોનેજ મળજે અને બીજી બધી વાતોને તું છોડીજ દેજે; કારણકે તે સંતોના સર્વ ભાવોનું એક માત્ર પાત્ર અથવા વિષય દેવજ છે. તેઓ બીજી–ત્રીજી બાબતની ચર્ચા કરતાજ નથી. ઓ મારા મન ! જો તને કોઇની સોબત કરવાનો ભાવ થાય તો સંતોનીજ સોબત કરજે; બીજી–ત્રીજી વાતમાં માથું મારીશજ નહિ. ઓ મારા મન ! તારે કોઇ મંડળીમાં જઇને બેસવું હોય તો સંતોની મડળીમાંજ જઇને બેસજે, એ સિવાય બીજી વાતની ઇચ્છા કરીશ નહિ. ઓ મારા મન ! તારે કહીં જવાની ઇચ્છા હોય તો જ્યાં સંતો રહેતા હોય તે ગામમાંજ જજે; કારણકે ત્યાં જવાથી તને વિશ્રાન્તિ મળશે. તુકારામ કહે છે કે સંતો તો સુખના સમુદ્રસમાન છે. તેમનો આશ્રય લઇને, હે મારા મન ! તું નિરંતર તૃપ્ત રહેજે.

૭૧૩–સંતોના રહેઠાણમાં ભગવત્પ્રેમનો સુકાળ હોય છે. ત્યાં દુઃખ, કલેશ ઇત્યાદિ લેશ માત્ર પણ હોતાં નથી. એવે ઠેકાણે

હું ભિખારી બનીને રહેવાની ઇચ્છા રાખું છું અર્થાત્ તે સંતોની પાસે જે પ્રેમરૂપી ધન છે તેની ગને થોડીક ભિક્ષા મળે, એવું હું ઇચ્છું છું. સંતોના ગામમાં જે ધન છે તેનું પાત્ર એક વિઠ્ઠલ છે–અર્થાત્ તેઓ નિત્ય વિઠ્ઠલનુંજ સેવન કરે છે. સંતજનો નિત્ય કીર્તનરૂપી અમૃતનુંજ ભોજન કરે છે. સંતો દરરોજ ઉપદેશરૂપી બજારમાં પ્રેમાનંદની ખરીદ અને વેચાણ કરે છે. તુકારામ કહે છે કે ત્યાં આગળ આ સિવાય બીજો કશો વ્યવહાર છેજ નહિ અને એટલા માટે તો મને ત્યાં યાચક થઇને રહેવાનું મન થાય છે.

૭૧૪–સંતોની સંગતિથી દેવને સુખ થાય છે, તેટલા વાસ્તે તો દેવ તેમની સેવા કરે છે. મારો તે એવડો શો અધિકાર છે કે હું તે સ્થળના મહિમાનું સંપૂર્ણ વર્ણન કરી શકું ? નિર્ગુણ–નિરાકાર દેવ સગુણ અને સાકાર બનીને સંતોનું પૂજન કરે છે અને તેમને નમસ્કાર કરે છે ! તીર્થો તો લોકોનાં પાપનું હરણ કરવાથી મેલાં થઇ ગયેલાં છે, તેથી કરીને તેઓ ફરીથી પવિત્ર થવાને માટે સંતોના ચરણોના સ્પર્શની ઇચ્છા રાખે છે. સંતોની આવી યોગ્યતા હોવાને લીધે તેમની સરખામણીમાં અષ્ટ મહાસિદ્ધિઓ શા હિસાબમાં છે? તેમની આગળ સામે મોઢે બોલવાની પણ કોઇની હિમ્મત ચાલતી નથી. તુકારામ કહે છે કે સંતો બળવાનોમાં શ્રેષ્ઠ છે, તોપણ તેઓ વિઠોબાના ચરણમાંજ પોતાની જાતને સમર્પી દે છે અને ત્યાંજ નિવાસ કરીને રહે છે.

૭૧૫–જે કોઇ અમારૂં કહેણુ માનશે તે અમને શું આપી દેવાનો છે અને નહિ માને તે અમારૂં કાઢી પણ શું લેવાનો છે? સર્વ ઉપાધિરહિત વિલક્ષણ વિઠ્ઠલ સર્વભૂતમાત્રમાં એકના એકજ છે. તે અમારા મનની અંદર ગમે તે પ્રકારે રહે એટલે ઘણું થયું. માણસના હાથમાં તો કાંઇજ નથી અને છતાં તે જૂઠો બળાપો

કર્યા કરે છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! મારી કોઇ નિંદા કરે કે કોઇ સ્તુતિ કરે, તે નિંદા અને સ્તુતિ બેઉ મારી પાસે ન રહેતાં તારી પાસેજ રહે છે.

૭૧૬–હે દેવ! ભક્તોએ પોતાના ભાવના બળથી તને કેવો નાનો સરખો બનાવી દીધો છે? તારા ધ્યાનનું વર્ણન પૂર્વના સંતજનો કરી ગયા છે તે ધ્યાન, હે કેશવ! હે મારાં મા અને બાપ! તું મને કૃપા કરીને શીખવી દે. પછી હું મારી આંખ ભરીને તને નિહાળ્યા કરૂં, મારા હૈયાની વાતો બધી તારી આગળ ઠાલવી દઉં અને તારા ચરણને પ્રેમાલિંગન દઇને વળગીજ રહું, તારા ચરણ ઉપર દૃષ્ટિ સ્થિર કરીને તારી સામે બેઉ હાથ જોડીને ઊભોજ રહું. તુકારામ કહે છે કે મારી આ વાસના ઘણીજ ઉત્કટ છે, એટલા માટે હે નારાયણ! તું તેને પૂર્ણ કર.

૭૧૭–હે દેવ! પુરાણોમાં કહ્યું છે કે તમે ઘણા દયાળુ છો. આ વચન મારા સરખા વિપદ્યીને માટે ઠીકજ કહ્યું છે. આટલી એક બાબતને બાદ કરીને તારાં બીજાં રહસ્ય મારે કેવી રીતે જાણી લેવાં તેનો એકકે ઉપાય મને સૂઝતો નથી. મને એક શબ્દ પણ પૂરો પાંશરો બોલતાં આવડતું નથી; એટલા માટે તો હું સર્વતોભાવે તારે શરણે આવી પડયો છું. મારા ઉપર કૃપા કરવી એ તારે માટે તો બહુજ જૂજ જેવું કામ છે, પણ તેથી કરીને મારો ઘણો શ્રમ બચી જાય છે. તુકારામ કહે છે કે તું જો મને તારૂં શ્રીમુખ જોવા દે તો તેથી મારી આંખોની ભૂખ ભાગી જાય.

૭૧૮–હે દેવ! હું મન, વાણી અને કર્મથી સર્વતોભાવે તારે શરણે આવ્યો છું. તારા સિવાય મારા મનને બીજું કશું ગમતુંજ નથી; અર્થાત્ મારી તમામ વાસનાઓ એક તારા ચરણો આગળ-જ સ્થિર થઇને પડી રહી છે. તારા સિવાય મારા જીવનું બારે

સંકટ કોણ નિવારશે ? હું તમારો દાસ છું, તેથી કરીને તમે મારા ધણી છો. તમારો ને મારો આવો સંબંધ પૂર્વકાળથી ચાલ્યોજ આવે છે. તુકારામ કહે છે કે હવે અમારૂં લેણું તારી આગળ ઘણા વખતથી ચઢી ગયું છે, તેનો હિસાબ કરવાને સારૂ અમે તારે બારણે અડંગા નાંખીને પડયા છીએ; એટલા માટે હવે તો તારે અમને મળવુંજ જોઇશે.

૭૧૯–( ઉપરના અભંગમાં દર્શાવ્યા પ્રમાણે ) આવી વાત સંતોને મોઢેથી મેં મારે કાને સાંભળી હોય એવું મને યાદ છે. તે હકીકત એવી છે કે સંતોએ મને કહી રાખ્યું હતું કે પાંડુરંગે તને પોતાનો કરી લીધો છે. આવું સાંભળીને મારા જીવને ધીરજ વળી. હવે ગમે તેમ કરીને મને તમારા મુખડાનું અને તમારા ચરણોનું દર્શન થશે એવી ભારે આશા મારા મનમાં ઉદય પામી છે. આ બાબત મારા મનમાં એવો દ્દઢ વિશ્વાસ બેસી ગયો છે કે મેં બીજાં સાધનો કરવાનુંજ છોડી દીધું છે. તુકારામ કહે છે કે (અભંગમાં કહ્યા પ્રમાણે) સંતોને મોઢેથી આવી વાત સાંભળ્યા પછી હું હવે તરીને પાર ઊતરીજ ગયો એવો મારા મનમાં વિશ્વાસ જામી ગયો છે.

૭૨૦–ઓ વિઠ્ઠલા ! ભક્તોનું કામ કરતાં તને શું ભાર પડી ગયો કે તું ભીમા નદીને કિનારે કેડે હાથ દઇને ઊભોજ થઇ રહ્યો છે ? ઓ મારાં મા ને બાપ ! તું ભલે દૈત્યોને માટે કાળકૃતાંત જેવો હોઇશ, પણ અમારે ભક્તોને સારૂ તો તું ઘણોજ સુલભ છે, દયાળુ છે. અમારાં કામ કરી કરીને તું ઘણો થાકી ગયો હોય એમ લાગે છે. તું ક્ષીરસાગરનો વાસી હતો તે વખતે દૈત્યો વડે પૃથ્વી ભરાઇ ગઇ, એમ જાણીને તેં ગોવાળને ઘેર જન્મ લીધો. તુકારામ કહે છે કે હે દેવ! તને પઢંરપુરમાં તો પુંડલિકે કેદ

કરી રાખ્યો છે; કારણકે તું ભાવના બળને વશ થઇ જાય છે.

૭૨૧–અકસ્માત રીતે વિઠ્ઠલનું નામ મોઢામાંથી નીકળી જાય છે ત્યારે મોઢું મીઠું થઈ જાય છે, પેટ ભરાઈ જાય છે અને પાપની નિવૃત્તિ થઇ જાય છે. અરે સૌ લોકો! તમે આ મારી વાત સાચીજ માની લેજો; કારણકે અજામિલ ગમે તેવો મહાપાતકી ચાંડાળ હતો, તોપણ દેવે પોતાના નામની ખાતર તેનો ઉદ્ધાર કરી દીધો હતો. 'ગોવિંદ! ગોવિંદ!' એવું નામ મોઢેથી વારંવાર ઉચ્ચારવાથી મન આનંદથી પરિપૂર્ણ થઇ જાય છે અને બધો વખત ચિત્ત સમાધિસ્થ બનીને આનંદમાં મગ્ન થઇ જાય છે. તુકારામ કહે છે કે દેવ આકૃતિ વિનાના છે, છતાં તે સાકાર બની જાય છે, એ વાત અનુભવીઓ જાણે છે; અને જેમને દેવના-રૂપની સ્પૃહા હોય છે, તેઓ તે રૂપને શોધી કાઢે છે.

૭૨૨–સૂરજ, દીવો અને હીરો વગેરે તેજસ્વી પદાર્થો બીજા દૃશ્ય પદાર્થોના ઉપર પોતાનો પ્રકાશ નાખીને તેમનું પ્રકાશન કરે છે; પણ આંખે ન દેખી શકાય એવું વિઠોબાનું સ્વરૂપ એવું છે કે તેનું દર્શન તો કોઇ સંત કરાવી દે ત્યારે થાય. એવા સંતોનો મહિમા બ્રહ્માદિક દેવતાઓ પૂરો સમજી શકતા નથી તો પછી મારા સરખો પામર જન તો તેનું વર્ણન કરી શકેજ શી રીતે? ચંદન પોતાની શીતળતા વડે તપી ગયેલાં શરીરને શાંતિ આપે છે, પણ ત્રિગુણ જનિત સંતાપને દૂર કરવાની શક્તિ ચંદનમાં નથી. તે તો એકલા સંતોજ કરી શકે છે. પુત્રને જન્મ આપનાર તેનાં માતપિતા તેનું લાલનપાલન કરે છે, પણ પુત્રને જન્મમરણના ફાંસામાંથી છોડાવવાનું સામર્થ્ય તેમનામાં હોતું નથી. તે કામમાં કેવળ સંતોના સમાગમ વડેજ સિદ્ધ થઇ શકે છે. વળી મિષ્ટાન્ન વડે ભૂખનું નિવારણ થાય છે પણ તેનાથી જન્મના

દુઃખનું નિવારણ થઇ શકતું નથી. તે તો સંતોનાં વચનોજ કરી શકે છે. તુકારામ કહે છે કે સંતો બોલાવે કે ન બોલાવે તોપણ તેમના નિમંત્રણની વાટ ન જોતાં શ્રદ્ધાપૂર્વક તેમની પાસે જવું.

૭૨૩–હે સૌ મનુષ્યો! તમે તમારે મોઢેથી 'હરિ! હરિ!' એવો ઉચ્ચાર કરો. તેમ કરવાથી તમામ માયાજાળનો નાશ થઇ જશે. એક હરિચિંતનને બાદ કરીને બીજાં–ત્રીજાં સાધનોના ગરબડ ગોટાળામાં પડતાજ નહિ. એમાં ઘણી ઘણી ગૂંચવણો છે. તુળસીનું પાન અને જળ કૃષ્ણાર્પણ કરવાની ભાવના સહિત ભગવાનને અર્પણ કરો અને હાથ જોડીને 'હું પતિત છું,' 'હું પતિત છું' એવું ભગવાનને વારંવાર કહ્યા કરો. તુકારામ કહે છે કે હરિ તો કૃપાના સાગર છે, તેથી કરીને તે પોતાના નામને ખાતર તમને ભવસમુદ્રની પાર ઉતારી દેશે.

૭૨૪–(અગાઉના કોઈ અભંગમાં જેનું વર્ણન કર્યું છે એવા કુળમાં–આવું અનુસંધાન સમજી લેવું) આવા કુળમાં જે પુત્ર જન્મ ધારણ કરે છે તે પોતાના પૂર્વજોને અધોગતિએ ઘસડી જાય છે. રોજરોજ ચાડીચુગલી કરવી, ચોરીઓ કરવી, ગાળાગાળી કરવી, એવાં દુષ્ટ કૃત્યોજ જેનો રોજનો વ્યવસાય છે, એવા માણસના સંસર્ગથી પૃથ્વી પણ પીડાય છે અર્થાત્ આવા દુષ્ટનો ભાર પૃથ્વી સહન કરી શકતી નથી. તુકારામ કહે છે કે એવા માણસ કૂતરા સમાન છે અને તેમણે પોતાનો આખો જન્મારો એળે ગુમાવ્યો છે.

૭૨૫–પોતાની પાસે પૈસા હોય તે છતાં મારી પાસે કાંઇજ નથી એવું કહીને જે બીજાની આગળ ભીખ માગે છે અને સારા માણસોને ત્રાસ આપે છે, જેઓ ભક્તિનો ઢોંગ કરે છે અને કામ કરવામાં કોચરાઈ કરે છે, અને તેમ કરીને પોતાના શરીરની

શક્તિને નિરુપયોગી કરી મૂકે છે અને એ રીતે પોતે ખોટાં હાડકાંના વાની જઈને લોકોનાં માર અને અપમાન સહન કરે છે; વળી જેઓ રસ્તામાં દેવની મૂર્તિઓ ગોઠવીને પૂજન-અર્ચનની દુકાન માંડીને પાઈ પૈસો ઉઘરાવે છે અને પથરાના દેવની પૂજાના તમાશા બતાવતા ફરે છે; તુકારામ કહે છે કે એ બધાજ વાંદરઆળા છે અથવા તો છીનાળ બાઇડીનાં નખરાં બરાબર છે.

૭૨૬–અરે મારા બાપલાઓ! હવે તમે સાવધાન થઈ જાઓ. તમારી કામક્રોધાદિ વૃત્તિરૂપી તમારા દુશ્મનો અત્યારે ઊંઘતા પડયા છે તે ક્ષણનો લાભ લઈ લો અને તેમની નજર ચૂકવીને તમે દેવની પાસે દોડી જાઓ. હવે પછીના અવતારમાં તમારે ભારે કષ્ટ વેઠવું પડશે તે તમે જાણો તો છો છતાં શા માટે ભૂલી જાઓ છો? અરે મારા બાપલાઓ! તમારું આયુષ્ય જે હજી બાકી છે તેને લોક-વ્યવહારમાં ખરચી નાખતા નહિ એવું હું તમને વારંવાર કહ્યા કરું છું. તુકારામ કહે છે કે આ પ્રપંચની અંદર ફસાઈ પડીને કેટલા કેટલા લોકો દુઃખી થઈ ગયા તે તમે જાણો છો છતાં શા માટે તેનો ભય રાખતા નથી?

૭૨૭–હે સૌ મનુષ્યો! જો તમારું મૂળ મુદ્દલ સલામત છે તો પછી તેના ઉપરનો નફો મેળવવાનું કામ તો ઘણું સહેલું છે. તમારા હૃદયમંદિરમાં રહેલા ભાવની ગાંસડીના ઉપર એવી મજબૂત ગાંઠો વાળી દેજો કે જેથી કામક્રોધરૂપી બહારથી આવનારા ચોર લોકોના હાથમાં તે આવેજ નહિ. આવી રીતે તમારા ઉચ્ચ ભાવોનું રક્ષણ કરજો. આ કામ ઘણુંજ સૂક્ષ્મ અને હોશિયારી રાખીને કરવા જેવું છે. તુકારામ કહે છે કે પોતાના અંતઃકરણમાં કપટરૂપી ફાંસો રાખવો અને બહારથી સાધુપણાનો દંભ કરવો એ ઘણુંજ ખરાબ છે.

૭૨૮-હુ મારા સ્વાનુભવથી આ સારૂ છે અને આ નઠારૂ છે એ બરાબર સમજી જાઉ છુ, અને તેમ છતા હુ સારા અને નઠારા બેઉનો માત્ર સાક્ષીરૂપ રહુ છુ આમ હોવાથી મારી પાછળ આવનારા અને મારી આગળ આગળ ચાલ્યા જનારા શુભ અને અશુભ બેઉ મારા મનના ઉપર કશી અસર કરી શકતા નથી આ ગામની વસ્તી ખરાબ છે એવુ જ્યારે હુ જાણતો હોઉ અને છતા તે ગામમા જાઉ તો પછી દુ ખ વેઠવુ જ પડે તુકારામ કહે છે કે એટલા માટે રસ્તે જતા આપણુ રક્ષણ કરીને આપણને ક્ષેમકુશળ પહોચાડી દેનાર દેવની પાસે જવુ એજ ડહાપણનુ કામ છે

૭૨૯-અમને અમારા મૂળ મુકામ ઉપર ક્ષેમકુશળ પહોચાડી દો એવુ તમે દેવને કહી દેજો જેના મનમા જેવો ભાવ તેની સાથે તેવુ વર્તન કરવુ એવો દેવનો સ્વભાવ છે જેમનો ભાવ ખોટો છે તેમને ફળ પણ તેમના ભાવના જેવાજ મળી રહે છે, એટલા માટે હુ દેવની આગળ જરા પણ ભેદભાવ રાખનાર નથી તુકારામ કહે છે કે દેવ તો ખરેખર મનની વાત જાણે છે અને મનની અ દરની ભાવનાનેજ પસ દ કરે છે

૭૩૦-નાટકો, તમાશાઓ અને ભવાઇઓ (જેમા રામલીલા અને રાસલીલાની ગણના થઇ શકે)મા સ્ત્રીઓનો વેશ લેનારા નટ લોકો, જેઓ પોતાના પેટ ભરવાને માટે આ બધા ચાળા કરે છે તેમના ખેલ જોવા જશો નહિ તેઓ તમારા પૈસા હરી લે છે અને તેના બદલામા તમને તેમના પાપ આપે છે એવા લોકોના નાટકો વડે દેવલીલાનુ જ્ઞાન થતું નથી કોઇ આશા તૃષ્ણા રહિત હરિનો ભક્ત દેવલીલાનુ નાટક અથવા કથા કરે ત્યારે તે શ્રવણ કરવામા ખાસ પુણ્ય છે નાટકી ભવૈયાઓ કૃષ્ણ

ગોપીનો વેશ લઇને વસ્ત્રહરણ-લીલા ભજવી બતાવે તેવી રાસલીલાઓ જોવા જનારને પોતાની સગી માની સાથે જારકર્મ કર્યાનું પાપ લાગે છે. તુકારામ કહે છે કે તમે એટલું તો જુઓ કે જે માણસ પોતે ભક્તિરહિત છે તે તમને ભક્તિનો રસ શી રીતે ચખાડવાનો હતો? તે તો તમને વિષયરસમાંજ ઘસડી લઇ જશે.

૭૩૧-આજ દિન સુધી અવિદ્યાના જંગલોમાં રવડી રવડીને હું ઘણુંજ કષ્ટ પામ્યો છું; એટલા માટે વિશ્રાન્તિના દેનારા હે વિઠોબા!. હવે તો મને તમારા ચરણના ઉપર મારૂં મસ્તક મૂકવાની રજા આપો, જેથી કરીને મારાં તમામ દુઃખનો, કલેશનો પરિહાર થઇ જાય. આજ સુધી મેં દુઃખ વેઠવામાં કસર નથી રાખી. મેં કાલાવાલા પણ ઘણા કર્યા. તુકારામ કહે છે કે મેં તારે સારૂ આટલી બધી ઉત્કંઠા રાખી છે.

૭૩૨-હે દેવ! તારા ઉપર અમારી સત્તા ચાલે છે તેથી કરીને અમારે જે જોઇએ તે તારી પાસે માગી લેવું એ અમારો ધર્મ તેં મંજૂર કર્યો છે; માટે હવે હે દેવ! તું હવે તારા ચરણ એકસરખા ગોઠવીને અમારી સન્મુખ ઊભો થઇજા. હું તને ઘડી વાર નીરખી લઉં ત્યાંસુધી હું તને જરા પણ હાલવા ચાલવા દેનાર નથી. તું તારી જગ્યાએજ ઊભો રહેજે. જરા પણ આઘો ખસતો નહિ. હું તને જરા પણ નવરો પડવા દેનાર નથી. તુકારામ કહે છે કે તારી સાથે મારે જે કરવું હશે તે હું કરીશજ.

૭૩૩-હે દેવ! હમણાં હમણાં મને તારી મુલાકાત થતી નથી એવી સ્થિતિ ઊભી થઇ ગઇ છે. આથી કરીને કોરામોરા બ્રહ્મજ્ઞાનનું પ્રતિપાદન કરવું એ તો નકામુંજ છે, એટલા માટે મને એવું લાગ્યા કરે છે કે મારે કોઇની પણ સંગતિ કરવી નહિ અને કોઇની સાથે કશું બોલવું પણ નહિ. હું અસંગ છું

એવું સમજીને મારે હવે કોઇને દર્શન નજ દેવું એવો તમે વિચાર કરી બેઠા છો અને તેથી મને દર્શન દેતા નથી? તુકારામ કહે છે કે મને તમારા દર્શનની એવી રઢ લાગી છે કે તેથી કરીને મારા મનમાં વારે ઘડીએ એની એજ અભિલાષા થઇ આવે છે.

૭૩૪–હે દેવ! તારી પાસે જે છે તેજ હું માગુ છું. હું તારા જેવો ક્રિયાભ્રષ્ટ થઈ ગયો નથી કે જેથી કરીને પોતાની પાસે અમુક વસ્તુ હોય અને તે છતાં પણ હું કોઇને ન આપું. આવું જે તમારૂં રહસ્ય છે તેને ગુપ્તજ રાખજો, લોકોમા જાહેર કરી દેશો નહિ મને તો એજ નીતિ ઉત્તમ લાગે છે, કારણકે તમારા સરખા મોટા લોકનો આવો ગુણ પ્રકટ કરવો પણ શી રીતે? હે ગોપાળ! એકને જેમ તમે કાઇક આપી દીધું તેમ વળી બીજાને પણ આપવું જોઇએ એ તમારો રિવાજ તમે કેમ ભૂલી જાઓ છો? તુકારામ કહે છે કે તમારા આવા ગુણ હજી લોકોમાં જાહેર થઇ ગયા નથી ત્યાંસુધીમા તમારે તમારી મોટાઇ જાળવવી હોય તો જાળવી લેજો.

૭૩૫–હવેથી મે દેવની સાથેનો મારો સબધ તોડી નાખ્યો છે, કારણકે એના મોઢા સામુ જોઇને એને ભરોસે બેસી રહેવાથી કાઇ દહાડો વળે એમ નથી. આજથી હવે દેવ જેવા હોય તેવા તેમને પડી રહેવા દો. એમના વિષે વિચાર કરવાથી ચિન્તા ઘટવાને બદલે ઊલટી વધતી જાય છે. મે અત્યાર સુધી તેને જે કાંઇ કહ્યુ તે બધુ જ વ્યર્થ ગયું એટલે હવે હુ અને દેવ બેઉ એકબીજાથી આઘા ને આઘાજ રહેવાના તુકારામ કહે છે કે મારી પાસે પૂરતી ધીરજ છે.

૭૩૬–અમારી બાબતમાં દેવનું જોર કયાં સુધી ચાલવાનું છે? અમે અમારો જીવ તેને અર્પણ કરી દીધો છે અને તેમ

કરીને તેને અમારા હૃદયની અંદર ધારણ કરી રાખ્યો છે, એટલા માટે તેનો અમને મેળાપ નહિ થાય ત્યાંસુધી તેને છોડનારજ નથી. અમે એવા છીએ કે જેની પાછળ પડયા હોઇએ તેનો મેળાપ થતા સુધી તેનો કેડો છોડીએ નહિ અને પાછાં પગલાં કરીએ પણ નહિ. તુકારામ કહે છે કે હે દેવ! અમે તારી સન્મુખ થવાને સારૂ ઉપર કહ્યા પ્રમાણે કલ્પના કલ્પ સુધી સતત ચેષ્ટા કરતાજ રહીશું.

૭૩૭-હે દેવ! પૂર્વકાળના સંત પુરુષો જે કહી ગયા છે તેનો તાળો મેળવીને અર્થાત્ તદનુસાર સ્વાનુભવ પ્રાપ્ત કરીને હું બોલું છું; આથી કરીને મારા મનની અંદર શંકા ભય આદિને સારૂ અવકાશજ નથી રહેતો. હે દેવ! તું તો અનેક જીવોની જનેતા છે અને અતિશય દયાળુ છે. આથી કરીને જ્યારે તારા ભક્તો તારી આગળ આવીને પોતાની ઇચ્છાઓને પૂર્ણ કરવા માટે કચ-કચાટ કરી મૂકે છે ત્યારે તું તેમના મનનો ભાવ સમજી જઇને તેમના મનનું સમાધાન કરી દે છે. અનેક ભક્તોના તેમના પ્રત્યેક-ના ભાવને અનુસરીને તું તેમને ખાવાનું આપે છે અને ભારે કૌતુક સહિત તું તેમને રમાડીને રીઝવી દે છે. તુકારામ કહે છે કે આ તારૂં છૂપું રહસ્ય હું ખરાબર જાણી ગયો છું, તેથી તો મારા મનને ખાત્રી છે કે હું જે કાંઇ શ્રમ કરીશ તે કદી વ્યર્થ તો જવાનોજ નથી.

૭૩૮-હે દેવ! મેં તનેજ પકડી લીધો પછી મારાં પ્રારબ્ધ કર્મના ભોગ કયાં રહ્યા તે કહે તો ખરો? હવે કોઇ પણ જાતનો પ્રતિબંધ મારા માર્ગમાં રહ્યોજ નથી. તારા સ્મરણરૂપી બીજનું આવું ફળ પેદા થઇ ચૂકયું છે. તારા-સ્મરણ ચિંતનને પ્રતાપે ચિંતા રહેજ શાની? તુકારામ કહે છે કે તારા ચરણની કૃપા વડે મારો સંસારનો શ્રમ ટળી ગયો છે.

૭૩૯–વૈષ્ણવ-ભક્તો અમારા સખા છે. પછી અમે સંસારના પ્રતિ નજર કરીએજ શા માટે? અમારો તો બધોજ સમય બ્રહ્માનંદમાં વ્યતીત થાય છે અને એ બ્રહ્માનંદના સ્વાદની અભિરુચિ વડે અમારું હૃદય પરિપૂર્ણ થઇ ગયુ છે. અમારા રાત્રિદિવસ એવા આનંદમાં ચાલ્યા જાય છે કે ચિન્તા તો અમારા સ્વપ્નમાં પણ અમે અનુભવતા નથી. તુકારામ કહે છે કે અમારી હરિભક્તોની મંડળીને બ્રહ્મરસનાં ભોજન મળી રહે છે.

૭૪૦–અહ્યા ઓ વિઠ્ઠલા! તું આવ, આવ એવું હું તને વારેઘડીએ કહ્યાજ કરૂં છુ. તું એમજ સમજી લેજે કે તને જોવાને માટે મારા પ્રાણને તાલાવેલી થયા કરે છે. હું તારાથી વિખૂટો થઇને આ સંસારની ઝાડીમાં ગૂંચવાઇ પડયો છું. આવું છે તોપણ તું હજી વિલંબ શા માટે કરે છે? ઓ મારી માવડી! તારા બાળકને આમ તજી દેતાં તને લોકલજ્જાનો પણ કશો વિચાર નથી આવતો? તુકારામ કહે છે કે હે દેવ! તેં મને તારાથી વેગળો કરી રાખ્યો છે તેથી મારા જીવને અત્યંત તાલાવેલી થયા કરે છે.

૭૪૧–મારા પોતાના ગામમા કોઇ વૈષ્ણવ-ભક્ત મારી નજરે પડતો નથી, એવા સ્થાનમાં મારે એકલાને હજી કેટલો વખત કાઢવો પડશે? એટલા માટે તો મને કોઇ અહીથી બોલાવી લઇ જાય તેની હું વાટજ જોયા કરૂં છુ; કેમકે તેથી મને કદાચ કોઈ જીવજાન મિત્રનો મેળાપ થઇ જવાની આશા રહે છે. હું ચારે દિશાએ નજર ફેરવું છું તો મારી આંખની સામે ધુમ્મસ પથરાયેલુ જોઉં છું. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! આ વાત તને કોઈ કહેતુંજ નથી તેથી મને તો તારી ફિકર થયા કરે છે.

૭૪૨–પ્રપંચની જાળની અંદર ગૂંચવાઈ પડેલા લોકોને જુઓ. તેઓ એવા ભાનભૂલા થઇ ગયા હોય છે કે તેમને પોતાની

જાતનુંજ સ્મરણ રહ્યું નથી. આવી પ્રાણઘાતક સંસારની ઝાડીને જોઇને મારૂં મન હરિના તરફ વળ્યુ છે. જનસમાજની અંદર ઇન્દ્રિયોના કોલાહલની ગર્જનાઓ ગાજી રહે છે અને અહંકારે સૌનાં માથાં ભાંગી નાખ્યાં છે. તુકારામ કહે છે કે હે દેવ! પ્રપંચની વાસનાએ ઘણાને ભમાવી માર્યા છે.

૭૪૩–ભેદાત્મક પ્રપંચની ગૂંચવણમાંથી પોતાની જાતનો છુટકારો કરીને જેઓ હરિની સમીપ દોડી જશે તેઓનેજ સ્વ-સ્વરૂપની પ્રાપ્તિ થશે. પોતાના હૃદયરૂપી મંદિરને દેવના ચિંતન વડે પરિપૂર્ણ કરી દેવું, એમ કરવાથી પુનર્જન્મની જંજાળ છૂટી જશે. એજ ચિંતનના બળ વડે પુંડલિકે પાંડુરંગ મહારાજને એક ઇંટના ઉપર ઊભા ને ઊભાજ રાખ્યા છે. તુકારામ કહે છે કે આ વાત ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે.

૭૪૪–અહ્યા ઓ દેવ! તું મને નાનો બનાવી દે. નાના થવામાં સુખ છે. નાનાંને સાકર ખાવાને મળે છે અને હાથી જે ઘણો મોટો છે તેને તો અંકુશના ગોદા ખાવા પડે છે. આ ઉપરથી સાબિત થાય છે કે જે મોટાં થાય છે તેમને ભયંકર કષ્ટ વેઠવાં પડે છે. તુકારામ કહે છે કે એટલા માટે નાનાંમાં નાનાં થઈ જવામાંજ મજા છે.

૭૪૫–હે દેવ! નાના થવું એ ઉત્તમ છે કારણકે નાનાંની સાથે કોઇ દુશ્મનાવટ કરતું નથી. નદીમાં પૂર આવે છે ત્યારે તેને કાંઠે ઊગેલાં મોટાં મોટાં વૃક્ષ તણાઇ જાય છે પણ નાના સરખા ઘાસને કાંઇ થતું નથી. તેવીજ રીતે સમુદ્રના મોટાં મોટાં મોજાં પણ નીચાં નમી જનારની ઉપર થઇને ચાલ્યાં જાય છે. તુકારામ કહે છે કે શરીરના સૌથી નીચેના પગ તેને નમ્રપણે વળગી પડીએ તો બળિયા લોકો પણ આપણને કાંઇજ કરી શકે

નહિ. આજ નમ્રતાની મોટી ખૂબી છે.

૭૪૬–કેટલાક કવિઓ એવા હોય છે કે બીજા પ્રાસાદિક કવિઓની રચનામાંથી સારા શબ્દો ચોરી લઈને તેમના વડે પોતાની કવિતાઓને શણગારે છે અને એમ કરીને પોતાની કાવ્ય-કુશળતા બતાવવાનો ડોળ કરે છે. અરે! ઓ પાપી! એમ કરવાથી તો તું યાવતચંદ્રદિવાકરો નરકમાંજ સડી મરીશ. તુકારામ કહે છે કે એકલા નારાયણનુંજ ધ્યાન કરવું, બીજી ત્રીજી વાતોની કડાકૂટમાં પડવાથી દુઃખ અને શોકની પ્રાપ્તિ થાય છે.

૭૪૭–કેટલાએક ગોઠા મોઢાના બ્રહ્મજ્ઞાનીઓ જીવ બ્રહ્મજ છે એમ સમજીને ખૂબ ખાનપાન આદિ ભોગ ભોગવે છે અને પોતાનાં મનથી એમ માને છે કે આ બધા ભોગ મેં નહિ પણ નારાયણે ભોગવ્યા છે. જે છે તે બધું દેવરૂપ છે અને દેવથી કશું ભિન્ન છે નહિ એવું મોઢેથી પ્રતિપાદન કરે છે, પણ પૈસાને માટે આંખો ફાડી ફાડીને જુએ છે. ત્યાગી મહાત્માઓનાં વસ્ત્ર, પાત્ર, તુંબડાનું કમંડળ અને થીગડાંવાળી ગોદડી એવી તેવી કોઈ વસ્તુ ગ્રહણ કરતાં ઉપર કહ્યા તેવા બ્રહ્મજ્ઞાનીઓને માનહાનિ લાગે છે; અને પાછા કહેતા ફરે છે કે, 'સર્વ વસ્તુઓ માયિક છે અને તેથી તેઓ નાશવંત છે.' પરંતુ શાલજોટા, ચાંદીના લોટા, રોકડા પૈસા ઈત્યાદિ વસ્તુઓ મેળવવાની ઇચ્છા તો તેમના હૃદયમાં હોય છેજ. તુકારામ કહે છે કે આવા જ્ઞાનીઓ કોટિ કોટિ કલ્પપર્યન્ત જન્મ ધારણ કર્યાજ કરે તોપણ તેમને દેવનાં દર્શન થનારનથી.

૭૪૮–અરે ઓ નીચ! તું પોતાને હરિનો દાસ કહેવડાવે છે અને છતાં હરિને છોડીને ઇન્દ્રિયોએ જેમને પોતાના ગુલામ બનાવી દીધા છે એવા લોકોને તું તારા પેટને માટે 'મહારાજ! મહારાજ!' કહેતો ફરે છે? તું તેમ કરતાં લજવાતો પણ નથી!

વિષયી લોકોની મંડળીઓમાં જઇને તું ઢોંગધતૂરા કરતો ફરે છે! શું એમ કર્યા વગર તારૂં પેટ નથી ભરાતું? તુકારામ કહે છે કે પોતે દીન બનીને લોકોના કાલાવાલા કરતો ફરે છે, તેને પોતાનું પેટ ભરવાને સારૂ આવી વિટંબણા વેઠવી પડે છે.

૭૪૯–અમારે ઘેર તો ઋદ્ધિસિદ્ધિ અને કામધેનુ અમારી દાસીઓ થઇને રહે છે, પણ અમે એવા ઉદાસીન વૃત્તિવાળા થઇ ગયા છીએ કે, તેથી અમને વખતસર રોટલા પણ ખાવા મળતા નથી. પલંગ, ગાદી, તકિયા અને એવાં બીજાં સુખોપભોગનાં ઉપકરણ તો અમે કદી ઇચ્છતાજ નથી, પણ અમને તો વખતસર કેડ વીંટાળવાની લંગોટી પણ કોઈ વાર નથી મળતી. તે છતાં પણ અમે જ્યારે અમારા મનથી વિચાર કરવા બેસીએ છીએ, ત્યારે અમને એવું લાગે છે કે જાણે અમે ખરેખર વૈકુંઠમાંજ વસીએ છીએ અને અમારી સ્વરૂપસ્થિતિવડે જાણે અમે સર્વવ્યાપક બની ગયા હોઇએ એવું લાગે છે. તે છતાં અમારી પાસે અહીં તો પડી રહેવા જેટલી સોઝી જગ્યા પણ નથી. તુકારામ કહે છે કે હું આ દેહ છું અને આ દેહનાં સંબંધીઓ એ મારાં સંબંધીઓ છે એવો એક બોલ પણ મારે મોઢે હું બોલી શકતો નથી. જેની આવી સ્થિતિ થઈ ગઈ હોય તેનેજ સાચો સંત સમજવો.

૭૫૦–ઘેરેઘેર બધે બ્રહ્મજ્ઞાન ફેલાયેલું દેખાય છે, પણ તેમાં દોષનું મિશ્રણજ વધારે છે. શુદ્ધ બ્રહ્મજ્ઞાન જો એક રજ માત્ર પણ કોઇની પાસે હોય તો તે મારા જેવા નબળાને તો જરૂર આપો. આશા, તૃષ્ણા અને માયાની સાથે બ્રહ્મજ્ઞાન ભળી ગયું હોવાથી દૂરથી જોનારને તે દંભ જેવું લાગે છે. કામ, ક્રોધ, લોભરૂપી કાળકૂટ વિષ બ્રહ્મજ્ઞાનની અંદર ભળી ગયું હોવાથી, તે જ્ઞાન બહુજ કલેશ પેદા કરે છે. નિંદા, અહંકાર અને દ્વેષરૂપી

ધુમાડાને લઇને તે બ્રહ્મજ્ઞાન અંદરથી તેમજ બહારથી મેલું થઇ ગયું છે. તુકારામ કહે છે કે, આવા બ્રહ્મજ્ઞાનથી લાભ તો કંઈજ થવાનો નથી; ઊલટું તેનાથી આપણું કિંમતી આયુષ્ય ફોકટ જાય છે.

૭૫૧–અમે બધા પ્રાણીઓને માટે અન્નસંતર્પણ કર્યું છે, તેમજ આખી પૃથ્વીનું દાન આપ્યું છે. રાત અને દિવસની શુદ્ધિ કરી લઇને યોગ્ય પર્વકાળ મેળવી લીધો છે. બધાં તીર્થો, વ્રતો અને યજ્ઞયાગ અમે કર્યો છે. અમારૂં બધું કર્મ અંગોની સાથે સિદ્ધ થયું છે. બધાં સાધનોનું ફળ અમારા હાથમાં આવી ગયું છે અને તે બધુંયે અમે શ્રી હરિને સમર્પણ કર્યું છે. તુકારામ કહે છે કે હવે કંઇ પણ કહેવું એ નહિ કહેવા જેવું છે; કારણકે કાયા, વાચા અને મનથી અમે હવે શ્રીહરિથી જુદા રહ્યાજ નથી.

૭૫૨–આંબાને જેટલો મહોર આવે છે એટલાંજ બધાં ફળો થતાં નથી; તેમાંથી કેટલોક મહોર તો એમ ને એમ ખરી પડે છે. બાકી રહેલામાંથી કેટલાંક ફળો પાકાં થાય છે પણ બાકીનાં તો સળી જાય છે; તેમજ પરમેશ્વરપ્રાપ્તિના માર્ગમાં જનાર ઘણા લોકોમાંથી થોડાજ લોકો સિદ્ધિ પામે છે. ઘણાખરા સાધનોની કઠિનતામાં ફસાઈ જાય છે. પરમેશ્વરને ત્યાં નાના મોટા સેવકોનો પરિવાર છે, તેમની સેવા પરમેશ્વર જાણે છે. જે વખતે યુદ્ધમાં એક બીજાને મારવા શસ્ત્રો ઊછળે છે તે વખતે ધૈર્યથી યુદ્ધ કરીને જય મેળવનાર લોકો બહુજ થોડા હોય છે. આવી સ્થિતિમાં જે હિંમતથી પેલી પાર ગયેલો હોય તેનેજ અમે અમારો મિત્ર કહીશું. તુકારામ કહે છે કે બાહ્ય આડંબરને સાચો કોણ માની શકે ?

૭૫૩–હે દાતાર પરમેશ્વર ! બધા ઉપચારોના બદલામાં મેં તમને મારૂં મન સમર્પણ કર્યું છે. મારા જેવા દીન દૂબળા-

ની સેવાનો તમે જરૂર સ્વીકાર કરો. તમે બધાનો આધાર છો તેથી તમારા ચરણ ઉપર મેં મારો જીવભાવ અર્પણ કર્યો છે. તુકારામ કહે છે કે મેં મારા મનનું આસન કરી તેના ઉપર હરિકીર્તન કરવા માંડયું છે.

૭૫૫૪–હે ભગવન્ ! તમારા ચરણોની પાસે મનમાં જે છંદ આવે તે વગર સંકોચે કહેવાનો છું. તમારા વગર અમે બીજે કયાં જઈએ ? તમારા ચરણમાંજ અમે અમારો જીવ અર્પણ કર્યો છે. અમારા મનનું રહસ્ય કહેવાને સારૂં તમેજ એક સ્થાન છો. તુકારામ કહે છે કે હે કૃપાળુ વિઠ્ઠલ ! તમે અમારા બધા લાડકોડ પૂરા કરો.

૭૫૫૫–દેહ અને દેહ સંબંધી માતાપિતા, સ્ત્રીપુત્ર વગેરેને નિંદ્ય માનવા અને એ સિવાયનાં બીજાં કૂતરાં અને ડુક્કરને પણ નમસ્કાર કરવા, આવી સ્થિતિને 'હું અને મારૂં' એવી ભાવનારૂપ દ્વંદ્વનું નિરસન થયું સમજવું. ગર્ભવાસના ખોળામાં દેહાદિકના મોહથીજ માણસ સપડાય છે. પોતાનું ઘર, પૈસો અને સ્વદેશ આ બધાને વિષે મનમાં વૈરાગ્ય રાખવો અને જંગલમાંના પશુઓ અને વૃક્ષોના સહવાસમાં રહેવું; તુકારામ કહે છે કે 'હું અને મારાપણું' આ શબ્દો વાણીથી પણ બોલવા નહિ. એવી સ્થિતિ જેમની થઇ હોય તે ખરેખર સંતજનો છે એમ સમજી લેવું.

૭૫૫૬–દેવને માથે તમારી તમામ જવાબદારીનો ભાર નાખી દઇને, તમારો દેહ તેને સમર્પિત કરી દઇને તમે નિશ્ચિન્ત બની જાઓ. હું આ દેહ છું એવું અભિમાન તમને લાગુ પડયું છે તે ઘણુંજ ખરાબ છે એવું સમજીને સર્વ સંસારના ભારના કારણરૂપ દેહાભિમાનને તમે છોડી દો. દેવની આગળ એકીટશે કાલાવાલા કરતા રહીને તમે તેમને કાયર કાયર કરી નાખજો.

આ એકજ વિચારને વળગી રહેજો. એ સિવાય બીજા વિચારને તમારા મનમાં આવવા દેશોજ નહિ. તુકારામ કહે છે કે આ જૂઠા દેહાદિ પ્રપંચનો સંગ છોડી દેજો. એમ કરશો એટલે તમારી આગળ ભગવદાનંદ પ્રકટ થઇ જશે.

૭૫૭–હું આ દેહ છું એવો અહંકાર જ્યાં ટળી ગયો એટલે જીવ વિઠ્ઠલરૂપ થઇને ઊભો રહે છે. તમારૂં કર્તવ્ય એટલુંજ છે કે, તમને આ વાતનો છંદ લાગવો જોઇએ અને બધો વખત એના એજ વિચારનું રટણ કરતાં રહેવું જોઇએ. દેવ સર્વવ્યાપક છે. એવું એક પણ સ્થાન દેવ વિનાનું ખાલી નથી, એમ સમજીને તમારે તમારી જાતના રક્ષણની ફિકરચિન્તા રાખવીજ નહિ. તુકારામ કહે છે કે તમે તમારા જીવભાવને અર્પણ કરી દેશો એટલે તમારા હૃદયમાંથીજ દેવ પ્રકટ થઇ જશે.

૭૫૮–સૌને એક એક કરીને ધર્મનીતિનો ઉપદેશ દેવાનું મારાથી શી રીતે બની શકે ? હું તો સૌને એક સામાન્ય ઉપદેશ સંભળાવતો રહું છું કે, દરેક જણે વિઠ્ઠલના પ્રતિ શુદ્ધ ભાવ રાખવો, એ ધર્મનીતિનો સારાંશ છે. ક્ષરાક્ષરાત્મક પરમાત્મા તેજ પંઢરપુરાધિશ વિઠ્ઠલ છે એમ સમજીને સૌએ વિઠ્ઠલનું શરણ લેવું જોઇએ. તુકારામ કહે છે કે સર્વ શાસ્ત્રરૂપી દહીંને વલોવીને તેમાંથી તારવી કાઢેલું સારરૂપ માખણ તેજ પરમદૈવત વિઠ્ઠલ છે.

૭૫૯–ભગવત્કથા અને ગાયત્રી આદિ મંત્રોના જપનું પુણ્ય કર્મ વેચીને તેમના બદલામાં પૈસા લેવા એ ગંદી વસ્તુ ગ્રહણ કર્યા સમાન છે અને તેવું કરનારને પોતાની માતાની સાથે જારકર્મ કર્યાનું પાતક લાગે છે. વૈષયિક પદાર્થોનો લોભ કરનાર આત્મઘાતી સમાન છે. તેઓ આખરે પરમાત્માના દંડને પાત્ર થાય છે. એવા લોકો પારસમણિ છોડી દઇને કાચ ગ્રહણ કરે છે

એવું કહેવું જોઇએ. તેઓ ધૂળ જેવા પદાર્થના લોભને વશ થઇને મહામૂલ્યવાન પારમાર્થિક લાભ ગુમાવી દે છે. તુકારામ કહે છે કે એવા વિષયસુખના લાલચુ લોકો ભલે સ્વર્ગમાં જાય અને ત્યાં દિવ્ય ભોગ ભોગવે, પણ તેમ કરીને તેઓ પોતાનું પુણ્ય આવા નજીવા ભોગોની પાછળ ખરચીને સ્થાયી સુખનો પોતાનો અધિકાર ગુમાવી દે છે. તેમણે પુણ્ય અર્જન કરવાને કરેલી મહેનત તે વેઠે પકડેલા વૈતરાની મહેનત સમાન છે.

૭૬૦-પોતાના અંતઃકરણની અંદર ભગવાનનું ધ્યાન એજ તેમનું ઉત્તમ પૂજન છે. એ સિવાયની બાકીની બીજી બધી ઉપાધિ પાપમૂલક છે. એવી ઉપાધિઓમાં પડવા કરતાં તેમને લગતા સંકલ્પોનો નાશ કરી નાખવો એજ ઉત્તમ છે. હે ડાહ્યા લોકો! આજ્ઞાનું પાલન કરવું એજ ધર્મ છે. આ ગુપ્ત રહસ્ય તમે સમજી લેજો. તુકારામ કહે છે કે સહજ સ્વરૂપસ્થિતિમાં રહેવું એજ અતિ પવિત્ર અવસ્થા છે.

૭૬૧-સર્વ જગત માત્રનું મૂળ કારણ એક ચૈતન્ય સત્તા છે. તેની સાથે યોગ્ય રીતે સેવ્યસેવક ભાવને નિભાવવાનું બની શકતું નથી, એટલા માટે હે બ્રહ્માંડના જીવસ્વરૂપ દેવ! હું તારી પ્રાર્થના કરૂં છું કે, મારે તારી સેવા કેવી રીતે કરવી તે તું મને બતાવી દે. એક સમુદ્રની અંદર બીજો સમુદ્ર સમાઇ જાય એવડો મોટો બીજો સમુદ્ર લાવવો ક્યાંથી? અર્થાત્ તું અને હું એક બ્રહ્મ થઇ ગયા તો પછી સેવા કોની કરવાની અને કરનાર પણ કોણ? તુકારામ કહે છે કે એટલા માટે હે દેવ! તું દેવ અને હું તારો ભક્ત એવો ભાવ ધારણ કરીને તારા શરણાગત થઇને રહેવું એજ ઉત્તમ ધારણા છે.

૭૬૨-હે દેવ! રામકૃષ્ણ અને એવાં એવાં તારાં જે નામ છે તેમના યોગથી મોટાં મોટાં પાતક બળીને નષ્ટ થઈ જાય છે;

અર્થાત્ એ નામ તો અમારા જીવનના આધાર બની ગયાં છે. અમને પૂરેપૂરી તૃપ્તિ થતાં સુધી અમે તેમનું સેવન કરતા રહીશું. એ નામ છે પણ ઘણાં સરળ અને અમૃતથી પણ વધારે મધુર. તુકારામ કહે છે કે હે અચ્યુત! તું તો અમારે માટે કલ્પ-વૃક્ષના જેવો દાતાર છે.

૭૬૩–ખૂબ ઉકળાટ થયો હોય અને તાપથી મોઢું સૂકાઇ ગયું હોય તેવે વખતે ઠંડું પાણી જેમ અત્યંત સુખદાયક લાગે છે, તેવીજ સુખદાયક સંતોની સંગતિ છે. સંતોનો સમાગમ જે અમને આવો પ્રિય છે તે અમને સદાકાળ મળતો રહે! ભૂખથી મરવા જેવા થઇ ગયેલા માણસને મિષ્ટાન્ન વડે જેટલી તુષ્ટિપુષ્ટિ પ્રાપ્ત થાય છે તેટલીજ તુષ્ટિપુષ્ટિ અમને સંતોના સમાગમથી થાય છે. તેથી કરીને અમને સંતોનો સમાગમ ઘણો પ્રિય છે. તુકારામ કહે છે કે વળી માતા અને બાળકનો મેળાપ પણ તેવોજ સુખદાયક છે.

૭૬૪–દોષદૃષ્ટિવાળા શ્રોતાનું લક્ષ વક્તાના ગુણદોષના ઉપર-જ ઠરે છે. આવા મૂર્ખ અને અભાગિયા શ્રોતા હોય તે ન હોવા બરાબર છે. તેઓ નિષ્કારણ લૌકિક વ્યવહારનાં કામની પાછળ પોતાનાં કાન, આંખ અને વાણીની શક્તિને વ્યર્થ બરબાદ કરે છે. પાપી લોકોની સંગતમાં રહેનારા બુદ્ધિહીન શ્રોતાઓનાં મોઢાં ઉપર એક વાર આખરે માટીજ પડે છે. તેમનામાં દેહબુદ્ધિનું જોર હોવાથી તેમનું વાસ્તવિક હિત માર્યું જાય છે. તુકારામ કહે છે કે એવા લોકોને તો હું ખૂબ ફજેત ફજેત કરી દીધા પછીજ છોડું છું.

૭૬૫–આખું જગતજ અમારે મન દેવરૂપ છે, પણ જેઓ નઠારા સ્વભાવના છે તેમને તો અમે ધિક્કારીએજ છીએ; કારણકે તેઓ એક દિવસ કાળના મોઢામાં જઈ પડવાના છે તે અમે

જાણીએ છીએ તેથી કરીને તેમની દુર્ગતિનો વિચાર આવતાં અમારા જીવને ઘણો સંતાપ થાય છે. અમારો તો કોઇ મિત્ર પણ નથી તેમ અમારો કોઇ શત્રુ પણ નથી. તુકારામ કહે છે કે અમે તો જે કાંઇ બોલીએ છીએ તે સરળ ભાવેજ બોલીએ છીએ, પણ જેમના સ્વભાવમાં મેલ હશે તેમને તેથી મરચાં લાગે તો તેમાં અમારો શો દોષ ?

૭૬૬–હાથમાં વીણા અને કરતાલ લઇને હરિનામનું કીર્તન કરતા જવું અને નૃત્ય કરવું, એ અતિ સુલભ સાધનનું રહસ્ય અમને સંતોએ બતાવી દીધું છે. એવા કીર્તનમાં અમને એવો બ્રહ્મરસનો સ્વાદ મળે છે કે તેની આગળ સમાધિનો આનંદ પણ કશા હિસાબમાં નથી; અને એવી સમાધિને કીર્તનના સુખ ઉપર ઓવારી નાખવી એવું સંતો કહી ગયા છે. એ બ્રહ્મરસનું સુખ દહાડે દહાડે વધારે વધારે ચાખવાનું સદ્ભાગ્ય અમને ભક્તિને પ્રતાપે મળતું રહે છે અને તેથી અમે તૃપ્તિ અનુભવીએ છીએ. આમ થવાથી અમારા ચિત્તની અંદર સંશય ઉત્પન્ન થઇ શકતાજ નથી અને ચતુર્વિધા મુક્તિ તે તો અમારા સરખા હરિના ભક્તોની દાસીઓ બની રહે છે. તુકારામ કહે છે કે સંતોને મોઢથી જે રહસ્ય અમને પ્રાપ્ત થયું છે તેના વડે મનને વિશ્રાંતિ થાય છે અને ત્રિવિધ તાપનો એક ક્ષણની અંદર નાશ થઇ જાય છે.

૭૬૭–ગંગાનો પ્રવાહ કદી અપવિત્ર થતો નથી, પણ એજ પાણી આપણા પાલિયારામાં હોય, તો તે રજસ્વલા સ્ત્રીના સ્પર્શથી અપવિત્ર થઇ ગયું કહેવાય છે. પાણી તો એકનું એકજ છે પણ એક થોડું છે અને બીજું વધારે છે એટલો ફેર છે. મોટા જથ્થામાંથી થોડુંક છૂટું કર્યું એટલે તેને અપવિત્રતા લાગુ પડી જાય છે. દુનિયામાં ભિન્ન ભિન્ન જાતિના લોકો એકજ ધરતી

ઉપર વસે છે, પણ તેથી કોઇ અભડાઈ જતુ નથી તુકારામ કહે છે કે જ્યાસુધી અગ્નિ અને અનાજ એક બીજાથી વેગળા હોય ત્યાસુધી તેને કોઇ અડકે તો અનાજ અભડાતુ નથી, પણ જ્યા અગ્નિ અને અનાજ એ બેનો યોગ થઇ ગયો એટલે તે રાધ્યુ અનાજ એઠુ થઇ જાય છે

૭૬૮–હુ કીર્તનનો આરભ કરતા પહેલા માન, દભ વગેરે દોષોને થૂકી નાખીને પછી કીર્તનમા પ્રવૃત્ત થાઉ છુ હુ મારા દેહને લગતી વાતોને વિષે હવે ઉદાસીન થઇ ગયો છુ ટૂકામા મને તો એક દેવને બાદ કરીને બીજી ત્રીજી કોઇ વાતની ઇચ્છાજ રહી નથી પૈસોટકો એ અનર્થ છે એમ ગણીને મે તેને દૂર ફગાવી દીધો છે તુકારામ કહે છે કે હવે હુ તમામ ઉપાધિ-ઓથી અળગો થઈ જવાથી ઘણોજ સુખી થઈ ગયો છુ

૭૬૯–દેવના ઉપર તમારી જે જે જવાબદારીઓ તમે મૂકી દીધી હોય તે ત્યા ને ત્યા રહેવા દેજો, ઊચકી લેતા નહિ ભૂખ તરસ લાગે તે વેળા દેવનુ સ્મરણ કરવુ એ ઉત્તમ છે અથવા તો જેના ચિતનથી ભૂખતરસનુ નિવારણ થતુ હોય તેનુ ચિતન કરવુ એ પણ ઠીક છે દેવના ચિતનની બાબતમા બેપરવાઇ કર્યાથી આપણી અને લક્ષ્મીપતિની વચ્ચે અતરાય પડી જાય છે તુકારામ કહે છે કે મને તો એક દેવને બાદ કરીને બીજા બધાજ વૈભવ આભડછેટ જેવા લાગે છે

૭૭૦–કેટલાએક દુર્જનો એવુ કહેતા ફરે છે કે દેવનુ ધ્યાન કરવાથી શુ વળે? અને વારવાર તેનુ વળી સ્મરણ કીર્તન કરવા કોણ નવરો બેઠો છે? એટલા માટે હરિકથા કરવી અને સાભળવી એ બેઉ વ્યર્થ છે એનાથી તો ઊઘમા ખલેલ થાય છે હરિકથાના કચકચાટથી મ સારના કામકાજમા વિઘ્ન ઉત્પન્ન થાય છે

તુકારામ કહે છે કે આવું માનનારા લોકો ઢોર જેવા અને હૈયાફૂટા છે.

૭૭૧–મારી વાણી નારાયણની વાણીની સાથે મિશ્ર થઈ ગઈ છે. ખરૂં જોતાં તો મારી વાણી દ્વારા નારાયણજ બોલે છે અને હું તો નિમિત્ત માત્ર છું. આથી કરીને હું જે કાંઈ કહું તેમાં કોઈએ દૂધમાંથી પોરા કાઢવા જેવું કરવું નહિ. હું ઉપદેશ કરૂં છું તે સાર વસ્તુનોજ કરૂં છું. આ જે ઐશ્વર્ય છે તે મારૂં નથી પણ ઐશ્વર્યના દાતાર દેવનું છે. હું તો મારા સ્થાનમાં નહિ જેવો છું. તુકારામ કહે છે કે આ રીતે હું એકલો સૌને સાવધાન કરવા આવ્યો છું.

૭૭૨–ઓ મારી જીભ! તું છે તો ઘણી મજેની ત્યારે તું 'વિઠ્ઠલ વિઠ્ઠલ' એવા નામનું રટણ કેમ નથી કરતી? જેના દ્વારા આપણો ઉદ્ધાર થતો હોય તેનામાં મનને પરોવી રાખવું જોઈએ. નકામું ચાવળાપણું કરીને લવારો કરવાથી શો લાભ છે? તુકારામ કહે છે કે દેવના ચિંતન વગર જે જે કાળ જાય તે બધોજ કાળ અમંગળ જાણવો.

૭૭૩–જો સ્ત્રીનો તેનો પતિ ઉપભોગ કરતો હોય તોજ તેણે પોતાને શરીરે પહેરેલાં ઘરેણાં તેને શોભા આપે છે, નહિ તો એવાં ઘરેણાં વેશ્યાએ કરેલા શણગાર જેવાં લાગે છે અને લોકો તેના ઉપર ફિટકાર કરે છે. જેવા બોલ બહાદુરી ભરેલા હોય તેવી પાછી બોલનારની પ્રભાવશાળી કાન્તિ હોય તોજ તે શોભી ઊઠે છે. તુકારામ કહે છે કે કોઈ અમુક ધ્યેય વિના પ્રવૃત્તિ કરવી એ લજ્જાસ્પદ છે.

૭૭૪–હે દેવ! માન અને અપમાન એ તારી ક્ષુલ્લક સંપત્તિઓ છે. જેઓ પોતાની ઇન્દ્રિયોના ગુલામ બની બેઠા હોય એવા લોકો તારી આવી તુચ્છ સંપત્તિને સુખદાયક માની લે છે.

તેમને તારે જેમ મૂર્ખ બનાવવા હોય તેમ ભલે બનાવ્યા કરજે, પણ અમે તો એવા છીએ કે તું અમને નાના પ્રકારની ઋદ્ધિસિદ્ધિઓનું દાન દે પણ તેમનો અમે સ્વીકાર કરીએ એવા અમે મૂર્ખ માના પેટમાં પાકેલા નથી. તુકારામ કહે છે કે અરે ઓ ઠગ! તેં આ રીતે કેટલા બધા લોકોને ફસાવી માર્યા છે?

૭૭૫-અરે ઓ દેવ! તું જોયા શું કરે છે? તારા પગ અમારી આગળ ધરી દે કે જેથી અમે અમારા બેઉ હાથ જોડીને તારા પગના ઉપર અમારાં મસ્તક મૂકી દઈએ; પણ તારે તારા પગ બરાબર એક સરખી સીધી લીટીમાં મૂકવા પડશે. એ બાબત મારા મનમાં જે પ્રેમ છે તેને તું ક્ષીણ થવા દઈશ નહિ. તુકારામ કહે છે કે અરે ઓ વિઠ્ઠલા! પછી તું મારી પાસે ચાલ્યો આવજે.

૭૭૬-જેમની આશા તૃષ્ણા નષ્ટ થઈ ગઈ હોય અને જેઓ પોતાના શરીરની બાબતમાં ઉદાસીન વૃત્તિ રાખતા હોય તેઓજ ભક્ત છે એમ જાણજો. તેમના પ્રેમનો વિષય એક નારાયણજ છે. નારાયણને બાદ કરીને બીજો કોઈ પણ વિષય, જેમકે ધન, માતાપિતા, એવું તેવું તેમને કશુંજ પ્રિય લાગતું નથી. એવા ભક્તોના અવસાન સમયે ગોવિન્દ પોતેજ તેમની આગળ પાછળ ઊભા રહીને તેમનું જતન કરે છે. ટૂંકમાં તેમને કોઈ પણ જાતની પીડા થવા દેતા નથી. તુકારામ કહે છે કે પોતપોતાનાં સત્કર્મ સૌને સહાય થાય છે. આ બાબત જો મનમાં ભય રાખ્યો તો નરકે જવું પડશે એમ જાણજો.

૭૭૭-વિશ્વવ્યાપી શ્રીહરિનું જ્યાંસુધી ઓળખાણ થયું ન હોય ત્યાંસુધી ક્ષુલ્લક મિત્રો, સગાંસ્વજન, સૌ માયાનાં પૂતળાં સત્ય ભાસે છે અને હરિદર્શન થયા પછી સંસાર મિથ્યાજ છે એવો અનુભવ થાય છે. સૂર્યનો ઉદય થયો ન હોય ત્યાંસુધી

દીવાનો ખપ પડે છે. સૂર્યના અજવાળામાં બધાંજ ઝાંખાં પડી જાય છે. તુકારામ કહે છે કે દેહના સંબંધીઓ પોતપોતાના પ્રારબ્ધાનુસાર આવી મળે છે. દેહની અંદર પ્રવેશ કરીને ખરે-ખરૂં કાર્ય કરનાર તો નારાયણજ છે.

૭૭૮–યજ્ઞ કરવાથી વરસાદ વરસે છે અને વરસાદ વડે ભૂતમાત્રનું પોષણ થાય છે. આવા સાધ્ય અને સાધનના ભેદ કાર્ય–કારણ પૂરતાજ છે એમ સમજવું. એવાં યજ્ઞકર્મદ્વારા હરિની ઉપાસના તો થતીજ નથી. ખરેખરી હરિની ઉપાસના તો તેનું જ નામ કે જ્યારે જીવાત્મા અને બ્રહ્મ એ બેઉના ઐક્યનો અંતરમાં અનુભવ થઈ જાય. સ્થૂળ સૂક્ષ્માત્મક સંસારનું બીજ અજ્ઞાન છે અને તેનું ફળ ઉપર કહ્યો તેવો સંસાર છે અને તે બધુંજ ઈશ્વરનું સ્વરૂપ છે. બીજ અને ફળના આદિ અને અંતરૂપ શ્રીહરિનું સ્વરૂપ તેને જે પોતાના હૃદયમાં ધારણ કરે છે તેને ધન્ય છે. બધી વસ્તુઓની બાદબાકી કરતાં છેવટે એક શ્રીહરિ રહી જાય છે અને તેમની એકલાનીજ આવશ્યકતા છે. એ સિવાય બાકી બીજી બધી વ્યર્થ ખટપટ છે. એ હરિની વાટે વળવું જોઇએ એવું જાણનારા કોઇ વિરલાજ હોય છે. તુકારામ કહે છે કે ક્ષરાક્ષર જે સોપાધિક પુરુષ છે તેનાથી હું નિરાળો છું, આવું વેદનું જ્ઞાન મને વિઠ્ઠલના પ્રસાદથી પ્રાપ્ત થયું છે અને તે હું સૌને કહી સંભળાવું છું.

૭૭૯–હે દેવ! જો વેદરૂપી પુરુષ તમેજ છો તો પછી તમારે વિષે વેદોમાં 'નેતિ નેતિ' કહીને તમારૂં ઓળખાણ કરાવવાનું શું કારણ? હે અનંત! તમે અને હું બેઉ સર્વાન્તર્ગત અને સર્વવ્યાપી છીએ એવું રહસ્ય મને સમજાવી દીધા પછી મારાથી તમે અળગા થઇ ગયા તેનું શું કારણ? યજ્ઞના ભોક્તા તો આપણે બેઉ જણ

છીએ, તો પછી યત્ન પૂર્ણ અને સફળ શાથી થતો નથી? તેની અંદર કાંઈક ઊણપ રહી જાય છે ત્યારે અમને ક્ષોભ શાથી થાય છે? સૌ ભૂતોમાં જ્યારે તમે એકલાજ અંતર્યામીરૂપે વસો છો ત્યારે પછી આ બાહ્ય ભૂતોમાં આવડો ભેદ કેમ ઊભો કર્યો છે? તપ, તીર્થાટન, દાન વગેરે જ્યારે તમારાં મૂર્તિમંત સ્વરૂપ છે ત્યારે કર્મ કરનારાઓના મનમાં મેં અમુક કર્મ કર્યું એવું અભિમાન શાથી પેદા થાય છે? તુકારામ કહે છે કે હું તમારે બારણે ઊભો રહીને તમારા નામનો પોકાર કરૂં છું તે અપરાધ ક્ષમા કરજો.

૭૮૦–જે બ્રાહ્મણ ભક્તિહીન હોય તેના મોઢા ઉપર આગ પડજો અને તેની માએ રાંડે તેને જણ્યોજ શા માટે? જે જાતનો ચમાર હોય પણ જો તે વિષ્ણુભક્ત હોય તો તેની જનેતાને ધન્યવાદ આપવો ઘટે અને એવા ભક્તના જન્મથી તેની માતું અને તેના બાપનું બેઉનાં કુળ શુદ્ધ થઈ જાય છે, આવો નિર્ણય પુરાણોનો છે; હું કાંઇ મારા ઘરની વાત કહેતો નથી. તુકારામ કહે છે કે હરિની ભક્તિ સિવાયની બીજી બધી જાતની મોટાઇના ઉપર આગ પડો. આવા ભક્તિહીન દુર્જનનું મારે મોઢું જોવુંજ ન પડે.

૭૮૧–આ ત્રિગુણાત્મક સંસાર અનેક પ્રકારની પ્રાપંચિક રચનાઓથી પરિપૂર્ણ છે; આથી કરીને કોઇના ઉપર કોઇની સત્તા ચાલતી નથી. એક બાબતનો ક્ષય કર્યો ન કર્યો એટલામાં બીજી પાછળથી ચાલીજ આવે છે. જોવા જાઉં છું તો આગળ અને પાછળ બધુંજ કાળ વડે વ્યાપ્ત છે. એમાંથી મુક્ત થઇને નાસી જવાનો કોઈ ઉપાયજ નથી. માત્ર દેવના નામસ્મરણનો ડંકો વગાડતા રહેવાથી તેજ કાળના પંજામાંથી મુક્ત કરીને પોતાની ખાંધ ઉપર બેસાડીને સંસારની પેલી પાર લઇ જાય છે. હરિએ યોજેલી પાપપુણ્યાત્મક શક્તિના સકંજામાં આખો સંસાર સપ-

ડાઈ ગયો છે; તેમાંથી જો છૂટા થવું હોય તો સર્વ પ્રકારની સત્તાના આધીશ્વર દેવના કાલાવાલા કરવા જોઇએ. તુકારામ કહે છે કે હું પોતે સંસારની પેલી બાજુએ ઊભો રહીને લોકોને બોલાવી રહ્યો છું. સંસારને તરી જવાનાં નાના પ્રકારનાં સાધનોની પરીક્ષા કરીને આખરે હરિનામરૂપી તુંબડું એ એકજ તારણહાર છે, એવી મારી ખાત્રી થવાથી હું તેને મારા પેટની નીચે દાબીને લોકોને પોકાર કરૂં છું કે તમારે પણ તરી જવું હોય તો ચાલ્યા આવો.

૭૮૨–દેવનાં દર્શન કરવાના ત્રણ પ્રકાર છે. એક તો, બીજો જે કાંઇ કહે તે બરાબર સમજી લેવું; બીજો, વેઠે પકડેલા વેતરાની જેમ જોવું અને ત્રીજો, પ્રત્યક્ષ પોતાની આંખે જોઇ લેવું. સ્વાતી નક્ષત્રના વરસાદનું ટીપું ત્રણ જુદી જુદી વસ્તુઓ ઉપર પડવાથી ત્રણ જુદાં જુદાં પરિણામ નિપજાવે છે. છીપમાં પડેલા ટીપાનું મોતી બને છે, કપાસના જીંડવા ઉપર પડેલું ટીપું સૂકાઇ જાય છે અને સાપના મોઢામાં પડેલા ટીપાનું ઝેર બને છે. એવીજ રીતે દેવના સંબંધમાં જેવો જેનો ભાવ તેવું તેને ફળ મળે છે. અન્નને જોવું, અન્નની વાતો સાંભળવી અને તેને ખાવું એ ત્રણની વચ્ચે ભારે તફાવત છે. એવી રીતે જેનો જેવો ભાવ તેવી તેને પ્રાપ્તિ થાય છે. તુકારામ કહે છે કે હીરાની પરીક્ષા તો ઝવેરી હોય તેજ કરે અને તેજ હીરો કોઇ મૂર્ખને બતાવીએ તો કહેશે કે ઢેફ઼ું જેવો છે.

૭૮૩–અમારૂં મન તમારા ચરણોમાં ઠરી જઇને સ્થિર થઇ ગયું છે; એ એક અનુભવ થવાથી બીજા સર્વ અનુભવોનું ફળ અમને મળી ચૂક્યું છે. સોનાની સાથે સુહાગાનું મિશ્રણ કરીને તેને ભઠ્ઠીમાં મૂકવાથી ભઠ્ઠીના તાપ વડે તપીને હલકી ધાતુ બળી જાય છે અને શુદ્ધ સોનું બાકી રહે છે. તેવા શુદ્ધ સોનાને એરણ

ઉપર મૂકીને હથોડીથી ટીપીને નાના પ્રકારના ઘાટ ઘડાય છે. એજ પ્રમાણે ત્રણે લોકમાં મન, વાણી અને કર્મ વડે એક પરમાનંદનોજ સ્વાદ ચાખી શકાય છે. તુકારામ કહે છે કે હું વિઠોબાનો દાસ થયો ત્યારથી આખો સંસારજ મેં જીતી લીધો છે.

૭૮૪–આ સંસારમાં જે જે છે તે બધુંજ બ્રહ્મરૂપ છે, એવો અનુભવ થયા પછી બધા ઐશ્વર્યનો હું ભોગ કરૂં છું; તેનું વર્ણન મારે શી રીતે કરવું ? અમારામાં રહેલા કામ અથવા ઇચ્છાઓનો ભોગ દેવ પોતે કરે છે અને અમે દેવના આલિંગનની કામના રાખીને તેમના ચરણને ચુંબન કરીએ છીએ. શાંત સ્વરૂપવાળા હરિના સંયોગથી અમારા ત્રિવિધ તાપનો નાશ થઇ ગયો છે. હવે તો મારા મનમાં દ્વૈતબુદ્ધિનો ઉદયજ મારે માટે પાપરૂપ છે. તુકારામ કહે છે કે હું જ્યાં જોઉં છું ત્યાં મને એક હરિનુંજ દર્શન થાય છે. આથી કરીને આ મારૂં અને આ પારકું એવો ભેદભાવ મારા મનથી રહ્યોજ નથી.

૭૮૫–રાજા, પ્રજા અને રાજ્ય–એ બધુંજ રામરૂપ બની ગયું છે, એટલે હવે એક રામ સિવાય મારી નજરે બીજું કાંઇ છેજ નહિ. મારી વાણી એ મંગળ નામના સમૂહની ખાણ બની જવાથી મારી વાણીમાંથી એ મંગળ નામ સિવાય બીજો કશો ઉચ્ચાર નીકળતોજ નથી. વળી દેવ મારા સ્વામી છે અને હું તેમનો સેવક છું એ ભાવ પણ ટળી ગયો છે, તેથી હવે મારે કોની વાટે જવાનું રહ્યું ? તુકારામ કહે છે કે આખો સંસાર જે દેવના સ્વરૂપથી ભરપૂર થઇ ગયો છે તે પંઢરપુરના સ્વામીના ગુણ હું નિરંતર ગાયા કરીશ.

૭૮૬–નાના પ્રકારના માર્ગ જુદા જુદા કરીને બતાવી દીધા છે, તેમાંથી જે જેની આંખને ગમે તે તેને ગ્રહણ કરી લે છે. અધિ-

કાર પ્રમાણે જેને ભાગ જે આવે તેજ તેને ફળદાયી નીવડે છે. જેઓ ગામ ઠેરે ઊભા ઊભા તમાશો જોયા કરે છે તેમને કશો લાભ થતો નથી. જે ખરેખરો શૂરવીર છે તેને તો શત્રુને પોતાના દાવપેચમાં કેવી રીતે સૂંચવી પાડવો તેની માહિતી હોય છે અને તે શત્રુના દાવપેચને પણ જાણી લે છે. આ વાત કોઈ અજાણ્યાને કહીએ તો તે ફક્ત કહેવા અને સાંભળવા પૂરતીજ છે. તુકારામ કહે છે કે મારી વાણી પોતાના સ્વરૂપરૂપી સત્ય વસ્તુનો આશ્રય કરવી હોવાથી તે શોભી રહે છે.

૭૮૭–આપણો છેલ્લો દિવસ શુભ રીતે વ્યતીત થાય, એટલે કે અંતકાળ વખતે હરિનું ચિંતન કરતાં કરતાંજ દેહનું અવસાન થાય, એટલા સારૂજ ભગવાનની ભક્તિની ખટપટ કરવી પડે છે. એમ કરવાથી હું ચિન્તા રહિત થઇને વિશ્રાન્તિ પામ્યો ગયો છું અને મારી તૃષ્ણાની દોડાદોડ શમી ગઇ છે. હરિના મંગળ નામના ચિંતનમાં આયુષ્ય વ્યતીત કરવાથી તેમાં ભારે મજા આવે છે. તુકારામ કહે છે કે મેં મુક્તિની સાથે લગ્ન કર્યું છે, તેથી કરીને તેની સાથે સહવાસ કરવામાં અને તેની સાથે ક્રીડા કરવામાં મારાઆયુષ્યના ચાર દહાડા રમતાંરમતાં નીકળીજાય છે.

૭૮૮–ભક્તિના પેટમાં બ્રહ્મથી માંડીને તમામ વસ્તુઓરૂપી રત્નોની ખાણ રહેલી છે. માની પાછળ પાછળ તેનાં બધાંજ બાળકો એકનીજાની સાથે પ્રેમસૂત્રથી બંધાઇને ચાલ્યાં જાય છે. ઉદાર બુદ્ધિવાળા રાજાની પાસે કોઇ કશી વસ્તુની યાચના કરે, તો તે વસ્તુ રાજાની પાસે નથી એવો જવાબ તેને કદી મળતો નથી. અનન્ય સેવાને પ્રતાપે સેવક પોતાના સ્વામીની સમાન પદવી પ્રાપ્ત કરે છે; કારણકે તેની સેવાથી પ્રસન્ન થઇને સ્વામી તેને પોતાના તમામ અધિકાર આપી દેતાં કશો સંકોચ કરતા

નથી. જ્યાં એક વાર સ્વામીના ઉચ્ચ આસનના ઉપર બેસવાનો સેવકને અધિકાર મળી ગયો અને ત્યાં જઇને તે બેઠો એટલે તો દૃષ્ટિ ઊઘડી જાય છે અને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ એવાં ત્રણે પ્રકારનાં જગતને તે જોઈ શકે છે. તુકારામ કહે છે કે મેં મારી બેઠક ઐક્યભાવના ઊંચા સિંહાસનના ઉપર બનાવી છે અને તેથી કરીને મને બધા લોક દેવતુલ્ય દેખાય છે.

૭૯૯-જ્ઞાનનો વિષય એવો કઠિન છે કે બીજાને તેની સમજ આપવી એ પણ ઘણું અઘરૂં કામ છે; તો પછી તેનો બીજાના હૃદયમાં અનુભવ કરાવવો તે તો અત્યંત કઠિન છે; આથી કરીને અજ્ઞાની જીવોને માટે સૌથી વધારે હિતકર ઉપાય એ છે કે તેમણે હરિભજનમાં અને હરિકથાના શ્રવણમાં પોતાના ચિત્તને દક્ષતા-પૂર્વક પરોવી દેવું. એમ કર્યાથી તેમનાં દુઃખોનો પરિહાર થઇ જશે. એ સિવાયનાં બીજાં જે જે સાધનો છે તે એવાં કઠિન છે કે તેમની વિગતો સાંભળીને સમજવાનું કામ પણ સહેલ નથી; તો પછી તદનુસાર આચરણ કરવાની તો વાતજ ન પૂછશો. જે હરિકથાનું શ્રવણ કરે છે તે હરિના ગુણ આનંદપૂર્વક ગાવા લાગે છે એટલું બધું આ સાધન સુલભ છે. વનમાં જવાથી મનનું સમાધાન થતું નથી, પણ હરિકથા સાંભળતાંની વારજ રજોગુણી મનનું જોર ઓસરતું જાય છે. જે સાધનોનાં ફળ આવતાં સમય લાગે એવાં સાધનો કરવા જેટલું ધૈર્ય અને મનોબળ આજકાલ કોઈનામાં નથી અને આ અડચણમાંથી જો આપણી વિચારધારા મુક્ત થઇ જાય તો આઠે પ્રહર શુભ ભાવનામાંજ વ્યતીત થાય છે. તુકારામ કહે છે કે મેં તો હરિચિંતનની રમત માંડી છે અને કોઈ મારા જેવાં ભોળા સ્વભાવનાં છોકરાં હશે તે આ રમતમાં મારા સાથી થશે.

૭૯૦-જ્ઞાનીપણું એ તો દેવના મસ્તિષ્કમાંજ રહે એ ઉત્તમ

છે. અમે તો અજ્ઞાની છીએ અને અજ્ઞાની રહેવામાં અમને સુખ છે. ડાહ્યા માણસોની આગળ અજ્ઞાની માણસ પોતાના અજ્ઞાનની રમતો રમે તો તેમાં ડાહ્યાઓને ગમ્મત પડે છે અને એ રીતે જ્ઞાની અને અજ્ઞાની બેઉના સુખમાં વૃદ્ધિ થાય છે. લાડકાં છોકરાંને માર-ધાકધમકીનું તો દુઃખ હોતુંજ નથી અને તેમનું ચિત્ત અને તેમની બુદ્ધિ તેમના ક્રીડાંગણમાં સદાકાળ સમાન ભાવે રોકાયેલાં રહે છે. તુકારામ કહે છે કે તેમને મન તો બધી દિશાઓ અને બધો કાળ તેમની ક્રીડાને યોગ્યજ હોય છે.

૭૯૧-નાની છોકરીઓ ઘરસંસારની રમત માંડે છે ત્યારે બધી એક ઠેકાણે ભેગી થઇને મોઢે મોઢેથી આ પૂરી, આ વડાં એમ બોલતી જાય છે, એક બીજાને અમસ્તી અમસ્તી પીરસતી જાય છે અને એવી રીતે જમવા-જમાડવાની રમત રમે છે; પણ સૌ જાણે છે કે એમની ભોજનક્રિયા એ મોઢામોઢાની વાતો છે, એમાં કશું ખરાપણું છેજ નહિ. આવી રમત રમી રહ્યા પછી જ્યારે તે છોકરીઓ પોતપોતાને ઘેર જાય છે ત્યારે તેઓમાંની કોઇ કોઇને ખાવાની પણ ઇચ્છા થતી નથી. ખરે બપોરે તેઓ કહે છે કે, 'ચાલો, હવે રાત પડી ગઈ, સૂઇ જાઓ.' એવું કહીને રાત્રિની કલ્પના કરીને તેઓ આંખો બંધ કરીને જૂઠી જૂઠી ઊંઘી જાય છે. પછી કોઈ આપણા ઘરમાં પેસી ગયુ છે અને બગાડ કરે છે એમ કહેતી કહેતી વળી ઊઠી પડે છે; આ બધો વ્યવહાર જાગૃત દશાનો છે; તેમાં ઊંઘ જેવું કાંઇ હતુંજ નહિ. તુકારામ કહે છે કે સંસારના વ્યવહાર પણ આ છોકરાંની રમતના જેવાજ મનથી માની લીધેલા છે, એવું કહીને તે મૂર્ખ છોકરાંને તથા બીજા બધા લોકોને હું સમજાવું છું અને તેમને જગાડી દઉં છું.

૭૯૨-ખેતરની અંદર બીજ વાવવાં અને તેની ઉછેર કરવી

વગેરે જે જે ખેતીને લગતી ક્રિયાઓ છે તે ન કરતાં જે માણસ બીજાની સામે બેઠો બેઠો જોયા કરે અને છતાં ફસલની આશા રાખે તેને સૌ મૂર્ખ અને ગાંડો કહે છે. આવા મૂર્ખ ખેડૂતને સરકાર ગમે તેટલી મદદ કરે, તોપણ તેથી કાંઇ તેનું દુઃખ થોડુંજ દૂર થવાનું હતું? કોઇ પોતાને રસ્તો બતાવે તો તેનેજ વેઠે પકડી જવાની ઇચ્છા રાખનાર માણસને ચાવળો કહેવો કે કેવો કહેવો? તુકારામ કહે છે કે આગળ જતાં પણ તમને નરદેહજ મળે અને બીજી કોઈ અધમ યોનિમાં જવું ન પડે એવા પારમાર્થિક સાધન કરવાને માટે તમારે તમારા દેહનું રક્ષણ કરવું જોઇએ.

૭૯૩–પોતાની માતાનાં સ્તનને ફાડી નાખનારને તેથી શો લાભ થવાનો છે? એવીજ રીતે વેદની નિંદા કરનાર મહારના જેવો અથવા સૂતકી માણસના જેવો અપવિત્ર છે એમ જાણવું. જે પોતાના ઘરનેજ આગ લગાડીને બાળી મૂકે તેને બીજે ક્યાં રહેવાનું સ્થાન મળવાનું હતું? તુકારામ કહે છે કે સૌને જૂઠો શ્રમ નચાવી રહ્યો છે એવો જે વેદનો મર્મ છે તે હું જાણું છું.

૭૯૪–જેનામાં બ્રાહ્મણનાં વાસ્તવિક લક્ષણ તો છેજ નહિ, છતાં લોકો પોતાને બ્રાહ્મણ જાણીને માન આપે, એવા હેતુથી જે બ્રાહ્મણનાં બાહ્ય ચિહ્ન ધારણ કરે છે, તે શું ખરા અર્થમાં બ્રાહ્મણ કહેવાવાને યોગ્ય છે? તમને-સંતજનોને હું આ પ્રશ્ન પૂછું છું. મને તેનો ઉત્તર આપો. અરે ઓ બ્રાહ્મણો! તમે સૌ શાસ્ત્રોમાં પ્રવીણ છો ત્યારે તમને શુભ-અશુભનો વિવેક પણ હોવોજ જોઇએ. તુકારામ કહે છે કે જે ખરૂં છે તેનો લોપ કરવાથી તમામ પ્રકારનાં પાપની ઉત્પત્તિ થાય છે.

૭૯૫–આપણામાં જે જે જાતનું સામર્થ્ય હોય તે બધુંજ

લક્ષ્મીપતિના અલંકારરૂપ છે, એમ ગણીને હું તેમનો ઉપયોગ ભગવાનની સેવાને અર્થે કરું છું. મારો જીવભાવ દેવના ચરણમાં સમર્પિત કરી દઈને મેં જન્મમૃત્યુને માટે કશો અવકાશજ રહેવા દીધો નથી. દેવને જે જે અર્પણ કરી દેવા જેવું હતું તે બધું તેમને સમર્પિત કરી દઈને હું દેહબુદ્ધિનાં બંધનમાંથી છૂટી ગયો છું અને દેહાભિમાનથી ઉત્પન્ન થતાં સર્વ પ્રકારનાં પાપમાંથી પણ મને મુક્તિ મળી ગઈ છે. તુકારામ કહે છે કે હવે તો મારે એક માત્ર વિઠ્ઠલ છે. વિઠ્ઠલ સિવાય બીજું કાંઈજ મારી પાસે રહેવા પામ્યું નથી; તેથી કરીને હું વિઠ્ઠલનીજ સેવા કરવાનો, વિઠ્ઠલના નામનુંજ રટણ કરવાનો અને તેના ગુણનું કીર્તન કરતાં કરતાં આનંદપૂર્વક નૃત્ય કરવાનો.

૭૯૬–અમે દેવનાં નાનાં લાડકવાયાં બાળક છીએ. અમે દેવની પાસે ભગવદ્‌વિષયક પ્રેમાનંદને માટે હઠ કરીને માગણી કરતા રહીએ છીએ. અમારા મનની તમામ વાસનાઓને દેવના ચરણ આગળ મૂકી દઈને અમે બ્રહ્મજ્ઞાનને તો તુચ્છ માની બેઠા છીએ. હવે તો અમને પંઢરપુર જવાનું તેડું કયારે આવે છે, તેનીજ અમે વાટ જોયા કરીએ છીએ. તુકારામ કહે છે કે દેવે મને પોતાની પાસે તેડાવી લીધો છે, તેથી કરીને હું તમામ તીર્થક્ષેત્રોમાં એકલા પાંડુરંગના સ્વરૂપનુંજ દર્શન કરું છું.

૭૯૭–જમનારની આગળ તૈયાર રાંધેલા ભોજનનો થાળ પડયો હોય, છતાં તેનો ત્યાગ કરીને કોઈ ભીખ માગવા જાય તો તે ગાંડપણજ કહેવાય. જે રસ્તો એક વાર વટાવી ગયા હોઈએ તે રસ્તે પાછું ફરીથી જવું એ વ્યર્થ પરિશ્રમ છે. તુકારામ કહે છે કે અમે તો બેઠા બેઠા પ્રેમપૂર્વક નામચિંતનની લહાણી કરીએ છીએ.

૭૯૮–જે માણસ ત્વરાથી ભગવાનના તરફ વળી જાય છે તેની

જાતિ શુદ્ધ છે અને તેને ધન્ય છે. પારમાર્થિક તત્ત્વની વાત સાંભળતાંની સાથેજ જેના મનની અંદર ઊતરી જાય છે અને તેનો પરિપાક થઈ જાય છે, જેના હૃદયમાં હરિવિષયક પ્રેમ હોવાથી જે પોતાના કલ્યાણની બાબતમાં જાગૃત રહે છે, એવો જેનો ભાવ છે તે માણસ, તુકારામ કહે છે કે દેવજ છે એમ સમજવું.

૭૯૯-આયુષ્ય આખરે છે પણ કેટલું ? એટલા વાસ્તે ઉપરના અભંગોમાં કહેલી વાતો મનમાં ધારણ કરવી, એજ ઉત્તમ છે. સંતોનો ઉપદેશ શુદ્ધ છે, પુષ્પના જેવો સુકોમળ છે, રસપૂર્ણ અને મધુર છે. તેને મનમાં ધારણ કરી રાખવાથી મનની પરિપકવ અવસ્થા થઈ જાય છે. તુકારામ કહે છે કે જેનાથી નગદ લાભ થવાનો સંભવ હોય તે વસ્તુનો સંગ્રહ કરી રાખવો એમાં ડહાપણ છે.

૮૦૦-અભિમાન વગેરે વૃત્તિઓના કરતાં શાંત વૃત્તિ શ્રેષ્ઠ છે. તેના વડે સર્વ પ્રકારના મહત્ત્વની પ્રાપ્તિ થાય છે આ રહસ્ય સૌ જાણે છે તો ખરા, પણ ન જાણતા હોય એવાં આચરણ રાખે છે. આથી કરીને તેઓ કષ્ટ પામે છે. પરમાર્થના વિષયમાં ધૈર્ય રાખવાથી તમામ પ્રકારની સત્તાના અધિકારી થવાય છે. જે કોઈનામાં આવા ગુણ હોય છે તે સૌ બળિયાઓમાં શ્રેષ્ઠ બળિયો છે. તુકારામ કહે છે કે સંતજનો તીખામાં તીખા તો છે, પણ પરમાર્થની બાબતમાં ઘણા કોમળ હોય છે. જેઓ આવા હશે તેઓ મારા પ્રિય મિત્રો છે.

૮૦૧-જ્યારે આવેશનું જોર વધતું-ઓછું થઈ જાય ત્યારે શાંતિનું સેવન કરવું, જેમ ફુઆરાની ધાર એક એકના કરતાં વધારે વધારે ઊંચી ઊડતી જાય છે, તેવી રીતે સ્વહિતનું સાધન કરનાર વ્યક્તિના અંતઃકરણમાં પ્રેમની ધારાઓ ઊડતી રહેવી

જોઇએ. એક દેવને બાદ કરીને બીજા કોઈ વિષયની કલ્પના પણ કરવી નહિ. તુકારામ કહે છે કે જે શાંતિ સૌ ભૂતમાત્ર પ્રાપ્ત કરી શકે છે તેનું આ માપ અર્થાત્ તેની રૂપરેખા મેં બતાવી છે.

૮૦૨–ઉદરપોષણ પૂરતું કામ કરી છૂટવું પણ વિશેષ મહત્ત્વ તો ભગવાનના ચિંતનનેજ આપવું. પોતાના ચિત્તની અંદર પાંડુરંગને ધારણ કરી રાખવા એજ ખરેખરૂં કામ કરી લેવાનું છે. દેવની સેવાની પ્રવૃત્તિ કરવી એજ ભાગ્યવાન પુરુષનું કર્તવ્ય છે. તુકારામ કહે છે કે એ કાર્યને અર્થેજ માણસે પોતાનાં તમામ બળ અને બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ.

૮૦૩–ઉપરના અભંગમાં કહ્યા મુજબ મનની અવસ્થા ઘણા ઘણા જન્મના સાધનને અંતે થાય છે. પ્રથમ તો મનુષ્યજન્મજ દુર્લભ છે. તેની તમને પ્રાપ્તિ થઇ છે,એટલે હવે તો તમારે પાંડુરંગના ચરણમાં તમારી શ્રદ્ધા સમર્પિત કરી દેવી જોઇએ. આજ સુધીમાં તમે અનેક યોનિઓમાં ભ્રમણ કરતા કરતા આખરે નરદેહનો આશ્રય મેળવવા ભાગ્યશાળી થયા છો. તુકારામ કહે છે કે આ નરદેહ કેવો દુર્લભ છે તેનું મૂલ્ય સમજનારા કોઇ વિરલાજ પુરુષ હોય છે.

૮૦૪–નામરૂપરહિત પરબ્રહ્મની જગ્યાએ નામરૂપાત્મક માયિક સગુણ રૂપધારી આવીને બેસી ગયા છે; આથી કરીને ભક્તજનોને તેને પોતાનો ભાવ સમર્પિત કરવાની અને તેની સાથે વાર્તાલાપ કરવાની સુવિધા મળી ગઇ છે. આવડી મોટી વિશાળ પૃથ્વી ઉપરના કોઈ પણ અમુક ગામની આ હદ છે, એવી કલ્પના ઉપર આપણો વ્યવહાર ચાલે છે અને તેમ કરવાથી પૃથ્વીના અખંડપણામાં કશી બાધા આવતી નથી. આજ રીતે મનુષ્યોનો એક એક પૃથક જીવાત્મા માની શકાય. જે માને પેટે જન્મ

ધારણ કર્યો હોય તેનાજ ખોળામાં બાળકો ખેલકૂદ કરે છે; આ બાબતમાં કોઇ વિવેચકે કશો વાંધો ઉઠાવ્યો નથી. તુકારામ કહે છે કે જીવો પોતાની ભક્તિ કરી શકે એટલા માટે રૂપરહિત પરમાત્મા વિષ્ણુ અથવા શિવ એવા સગુણરૂપમાં વિભક્ત થઇ ગયા છે.

૮૦૫–ઓ મારી વિઠ્ઠલ માવડી! તું તારા બાળકે લીધેલી હઠ કેમ પૂર્ણ કરતી નથી? તારી પાસે કઇ વાતનો અભાવ છે? અમને તારાં લાડકવાયાં બાળકોને નથી જોઇતું બ્રહ્મજ્ઞાન અને નથી ગમતી આત્મસ્થિતિ. જે કોઇ પતિત મારે શરણે આવશે તેનો હું અંગીકાર કરીશ એવું વચન જે દેવે એક વાર આપ્યું હતું તે લોકોમાં ઘણું જાણીતું થઈ ગયુ છે. તેનો મારે જાતે અનુભવ કરી લેવો છે. તુકારામ કહે છે કે આ બધી મારી ખટપટ મારા ભોળપણનું પરિણામ છે, પણ આખરે એનું રહસ્ય મારા જોવામાં આવશે તો ખરૂંજ.

૮૦૬–હે દેવ! તારા ભક્તો પૈકી જે પીડિત અથવા આર્ત અને દુઃખી છે અથવા જે કામનાવાળો છે તેની સન્મુખ તમે તમારી ઉત્તમ શક્તિઓ અર્થાત્ તમારી ઋદ્ધિસિદ્ધિઓ ધરી દો. તેથી કરીને એ સિદ્ધિઓ અને તેમના ફળ વડે ઉપર્યુક્ત ભક્તોની મનકામનાઓ પૂર્ણ થઈ જશે, તેમના મનનું સમાધાન થઇ જશે અને એ બધાંનું આખરે ઉત્તમ પરિણામ આવી જશે. જે માણસ અમુક ઉદ્દેશ લઇને તમારી પાસે આવે છે તે તો થોડા ઘણા દાનથી સંતુષ્ટ થઇ જશે. તુકારામ કહે છે કે એવા લોકોને માટે આ સહજ અને ઉત્તમ યોગ છે.

૮૦૭–દુઃખોત્પાદક કારણોને લીધે તમામ જાતનાં દુઃખ વેઠવાં પડે છે. એવા જે કોઇ કારણને લીધે શ્રમમાં વધારો થતો હોય તે કારણો દૂર કરવાં એજ યોગ્ય માણસોનો ધર્મ છે. કઇ

વેળા શું થશે તે વિષે કોઇ કાંઈ આગળથી કહી શકતું નથી. તુકારામ કહે છે કે એવાં કર્મનાં સંબંધને લીધે વ્યર્થ દુઃખ અને ચિન્તાના ભોગ થવું પડે છે.

૮૦૮–ભાગ્યવાન મનુષ્યોએ પોતાનાં વાણીરૂપી માપ વડે શ્રીહરિના નામનું એક સરખી રીતે માપ કાઢી લેવું જોઇએ અને એજ તેમનું કર્તવ્ય છે. જેમનાં શરીર પરમાનંદથી પુષ્ટ થયાં હોય એવા પુરુષના સમાગમમાં આવનારાઓનો અને એવા સત્પુરુષનાં પ્રવચન સાંભળનારાઓનો ઉદ્ધાર થઇ જાય છે. જે પોતે અનાજ પેદા કરે છે તે શું તેનું એકલો એકલોજ સેવન કરીને બેસી રહેશે ? તેનો ખરેખરો સુકાળ તો મહાપુરુષોની પંક્તિમાંજ હોય છે. તુકારામ કહે છે કે આવા જે આચાર્ય હશે તેમના ચરણોમાં હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું.

૮૦૯–સૌને ખોટી વસ્તુના ઉપર પ્રેમ હોવાથી કોઇને ખરી વસ્તુ ગમતીજ નથી. આ બધું મસ્તીનું અર્થાત્ રજોગુણના પ્રાધાન્યનું પરિણામ છે. આખરે એવા લોકોને યમલોકનાં કષ્ટ વેઠવાં પડશે ત્યારે તેમની સાન ઠેકાણે આવી જશે. જ્યાંલગી યમના દૂતે આવીને ચોટી પકડી નથી ત્યાંલગીજ પોતાનો દેહ, સ્ત્રી, પુત્ર વગેરેના ઉપર મમતા વધતી જાય છે. આવા જિદ્દી વાંદર જેવા લોકોને ગમે તેટલો સદ્ઉપદેશ દઇએ તોપણ તેઓ માનવાના નહિ.

૮૧૦–આ આખી સૃષ્ટિ એ માયાની ક્રીડા છે. એ ક્રીડાના સ્વાદને લીધેજ જીવ દુઃખી થાય છે. તેથી કરીને આ દેહ તથા એવી બીજી પ્રાપંચિક વસ્તુઓ મિથ્યા છે એમ સમજીને સદ્વિચારની મદદથી એ પ્રાપંચિક ખેલનો અંત આણવો એજ ઉત્તમ છે; કારણકે જે વસ્તુ સ્વભાવથીજ ગરબડ ગોટાળા ઉત્પન્ન કરે એવી હોય તેને તો સમૂળી ટાળી નાખીએ તોજ તેનો અંત

આવે. આથી વિપરીત બુદ્ધિ રાખ્યાથી અંતઃકરણમાં ભય ઉત્પન્ન થાય છે. તુકારામ કહે છે કે આત્મજાગૃતિ થયા પછી તારે જે જોઇશે તે તું પોતેજ સ્વતઃ સિદ્ધ સ્વરૂપ વડે થઈ ગયો હોઇશ.

૮૧૧-ફૂદડી ફરનારને ચક્કર આવે છે તેથી કરીને તેને પોતાની આસપાસની બધી દુનિયા ફરતી દેખાય છે, પણ એ દૃષ્ટિનો ભ્રમજ છે. ફૂદડી ફરનાર થોડી વાર ઊભો થઈ રહે અને તેનું ભમી ગયેલું મગજ પાછું સ્થિર થઇ જાય એટલે પાછું બધું હતું તેવું ને તેવું સ્થિર દેખાશે. એકાદ પોલાણવાળી જગ્યાની નજીક ઊભા રહીને મોઢેથી જેવો અવાજ કરીશું તેવો પડઘો સામી દિશાએથી ચાલ્યો આવશે. આકાશમાં વાદળાં આવે છે અને તે વાદળાં જ્યારે પવનના વેગથી ઘસડાય છે ત્યારે, જોનારને વાદળાંની જગ્યાએ ચંદ્ર દોડતો દેખાય છે.

૮૧૨-હે દેવ ! હું કાંઈ આજકાલનો નવીન જન્મેલો નથી કે જેથી કરીને મને સામાન્ય બાળકો કરતાં વધારે જાણકારી હોયજ નહિ. હું કાંઇ કાચો અથવા અણજાણ નથી; મારૂં અને તમારૂં ઉત્પત્તિસ્થાન એકજ છે. આથી કરીને હું તમને પૂરેપૂરા ઓળખી ગયો છું. હું અને તમે એકબીજાથી વેગળા પણ નથી. તુકારામ કહે છે કે જ્યાં હું ઊભો છું ત્યાં હે દેવ! તમે એકલાજ મારી નજરે પડો છો.

૮૧૩-યોગ્ય પુરુષોની સંપત્તિ ત્યાગ અને શાંતિ છે. તેના વડે તેમને આ લોકમાં તેમજ પરલોકમાં માન અને કીર્તિ ઘણી સહેલાઇથી આવી મળે છે. આવી રીતે તેમને તેમના ત્યાગ વગેરે સંપત્તિઓનો યોગ્ય પુરસ્કાર મળી જાય છે. જેમ ટંકશાળમાં નોકરી કરનારાઓનો રોજ ઘેર જતી વેળા ઝાડો જોવામાં આવે છે તેમ વૈભવના સ્થાનમાં ગયેલાઓની પણ ખૂબ ચોકસાઇપૂર્વક

તપાસ કરવામાં આવે છે. જેમને મૂળ સ્વરૂપની ભાળ લાગી ગઇ છે તેઓ પોતાની સ્વરૂપસ્થિતિને પામી ગયા છે. જેમનામાં તૃષ્ણા રહી ગઇ હશે તેમને તેને લીધે કષ્ટ વેઠવું પડશે. તુકારામ કહે છે કે તમામ પ્રકારની કર્તવ્ય બુદ્ધિનો ત્યાગ કરવાથી જીવને શિવના પદનો લાભ થાય છે.

૮૧૪–હું સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે પ્રકારના દેહનાથી ભિન્ન સચ્ચિદાનંદરૂપ છું, એવો વિચારપૂર્વક નિશ્ચય થઇ જાય એટલે શરીર મરણના બંધનમાંથી છૂટું થઇ જાય છે. તમામ પ્રકારના ક્ષોભ, મનની ચંચળતા વગેરેનું શમન થઇ જાય છે અને સહજ સ્થિતિનું સુખ મળે છે. આ રહસ્ય જ્યાં હસ્તગત થઈ ગયું એટલે ત્રણે કાળમાં દુઃખનું મોઢું જોવાનો વખત આવવાનોજ નથી. તુકારામ કહે છે કે આવી સ્થિતિ થઈ ગયા પછી દેવની પાસે કોઇ બાબતની યાચના કરવા જેવું રહેતુંજ નથી; કારણકે જીવ અને પરબ્રહ્મ એ એક બીજાથી વેગળાજ ક્યાં છે?

૮૧૫–ફક્ત બાઇડીનો ત્યાગ કર્યાથીજ કાંઈ બ્રહ્મચર્યની સિદ્ધિ થઈ શકતી નથી અને સ્વદેશ છોડીને પરદેશમાં ભટકવાથી સાચું વૈરાગ્ય સધાતું નથી. વાસના દ્વારા કામ, ભય વગેરેની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે. તેથી કરીને ધૈર્યપૂર્વક એ માઠાં ફળને ઉત્પન્ન કરનારી વાસનાનો ત્યાગ કરવો જોઇએ: શૂરવીર પુરુષોનાં પરાક્રમની વાતો સાંભળીને નામર્દ લોકો કાંપી ઊઠે છે અને ખરેખરી લડાઇનો પ્રસંગ આવે ત્યારે તો ભારે કોલાહલ મચાવી મૂકે છે. તુકારામ કહે છે કે જૂઠી જૂઠી સ્તુતિ કરવાથી વાણી અપવિત્ર થઇ જાય છે.

૮૧૬–તમારે ખાનપાનનો ત્યાગ કરવાની જરૂર નથી, ઘરબાર છોડીને વનવાસ કરવાની પણ જરૂર નથી; પણ જ્યારે જ્યારે

કોઇ પણ પદાર્થનો ભોગ કરવાનો પ્રસંગ આવી પડે ત્યારે નારાયણનું સ્મરણ કરવું. માની ખાંધે ચઢીને જનાર બાળકને ચાલવાનો શ્રમ પડતો નથી. બાળકે તો પોતાની માતાના સિવાય બીજા બધાનો વિચાર મનમાંથી કાઢી નાખવો જોઇએ. ભોગમાં ગૂંચવાતા નહિ અને ત્યાગ કરવાની ભાંજઘડમાં પણ પડતા નહિ, પણ પ્રસંગોપાત જે જે ભોગ ભોગવવા પડે તે બધાજ દેવને અર્પણ કરી દઇને ભોક્તાપણાથી મુક્ત થઇને રહેવું. તુકારામ કહે છે કે હવેથી તમારે આ સિવાય બીજો કશો વિચારજ કરવો નહિ; કારણકે આ ઉપદેશના કરતાં વધારે ઊંચા પ્રકારનું કોઇ તત્ત્વજ્ઞાન છેજ નહિ.

૯૧૭–જ્યાંસુધી મોઢામાં રામનામ વસી ન જાય ત્યાંસુધી બોજી બધી તમામ ખટપટો નકામીજ સમજવી. જો આમજ છે તો તમારે બીજા અનેક સંકલ્પોમાંથી તમારા મનને ખેંચી લઇને ફક્ત રામનામનુંજ રટણ કરવું અને 'સાવધાન થઇ જવું', સાવધાન થઇ જવું ' એવું હું તમને પુનઃ પુનઃ કહું છું. જે વાતનો ત્યાગ કરી દીધો હોય તેને ફરીથી ગ્રહણ કરનારને કાળ સજા કરે છે. તુકારામ કહે છે કે જે જે ભોગ તારે ભાગે આવે તે બધા ભોગ પાંડુરંગને અર્પણ કરી દઇને તારે તો માત્ર તેમનુંજ ચિંતન કરવું.

૯૧૮–જગતને ખરૂં રહસ્ય બતાવવું નહિ. એવા લોકોને વિષયની ભુલભુલામણીઓમાં અથડાવા દેવા. તેમને ખરી વાત કહીએ છીએ ત્યારે તેઓ આપણો કેડો લે છે અને નકામા કાયર કાયર કરી નાખે છે. તેમને અમુક બાબત સમજાવી દઇએ છીએ તોપણ તેઓ તેને હૃદયમાં ધારણ કરતા નથી અને તે પ્રમાણે આચરણ કરવાની તો વાતજ શી ? એ લોકો ખરૂં જોતાં અના-

ધિકારી છે. તુકારામ કહે છે કે જેમને કશો અનુભવજ નથી તેમને ઉપદેશ દેવો એ જૂઠો પરિશ્રમ છે.

૮૧૯–એક જાતિના પ્રાણીની સાથે બીજી જાતિના પ્રાણીનો મેળ કરાવવાનો સંકલ્પ તમે કદી કરતાજ નહિ. જે વાત બનવા જેવી હશે તે સ્વાભાવિક રીતેજ બની જશે. નારાયણે જેવું નિર્માણ કર્યું હશે તે પ્રમાણે થઇ રહેશે. વાઘની ક્ષુધાનું નિવારણ કરવા માટે ગાયની હત્યા કરવી એમાં શું પુણ્ય પ્રાપ્ત થવાનું હતું ? તુકારામ કહે છે કે ગરજાઉ માણસ કશીજ બાબતનો પૂરતો વિચાર કરતો નથી.–એવા લોકો ગધેડાના પેટના છે.

૮૨૦–જે ડાહ્યા માણસો હોય છે તેમને તો કોઇ પણ બાબતને વિષે જરાક ઇશારો કરી દઇએ અથવા એકાદ વાક્ય સંભળાવી દઇએ તો તેમને માટે તેટલુંજ પૂરતું થઇ પડે છે. સંતજનો તો સર્વ સામાન્ય લોકોને ઉપદેશ દેતાજ રહે છે, પણ તેમના ઉપદેશને સાંભળીને પોતાનાં અંતઃકરણમાં ધારણ કરનાર અધિકારી શ્રોતાઓની તંગી છે. શરીરે ગૂમડું થયું હોય તો તેને પકવીને ફોડી નાખવું એજ ઉત્તમ ઉપાય છે, નહિ તો તેની પીડા વધી જશે અને તેનાથી વધારે ત્રાસ વેઠવો પડશે. તુકારામ કહે છે કે અરે ઓ દાંડીઆ ! મારો આપેલો ઉપદેશ સાંભળીને ગુસ્સો કરીશ નહિ. આટલો બધો ઉપદેશ સાંભળાવ્યા છતાં પણ જો તારી આંખો નહિજ ઊઘડે તો અંતે યમના દૂત તારી અડતી લેવાને આવ્યાજ જાણજે.

૮૨૧–અભંગોમાં દર્શાવેલા વિચારનું શ્રવણ મનન કર્યાથી અપૂર્વ સુખની પ્રાપ્તિ થાય છે. આ બાબતની સંતજનોએ પરીક્ષા કરી લેવી ઘટે છે. સ્વરૂપનું ધ્યાન કર્યાથી ધ્યાન કરનાર જીવ અને જેનું ધ્યાન કરવામાં આવે છે તે સ્વરૂપ બેઉનું ઐક્ય થઇ જાય

છે. બેઉની વચ્ચે એક ક્ષણવારનો પણ વિયોગ થતો નથી. આખું બ્રહ્માંડજ પરમાત્માનું સ્વરૂપ છે એવું મનની અંદર નિશ્ચયપૂર્વક સમજી લેવું એજ પરમાત્માનું પૂજન છે. ભગવાનને એકદેશીય બનાવી દઇને પૂજન કરવાની ચેષ્ટા વ્યર્થ છે. તુકારામ કહે છે કે આવા પ્રકારનો મને અનુભવ થવાથી મેં મારૂં મસ્તક વિઠોબાના ચરણમાં નમાવી દીધું છે.

૮૨૨-હે દેવ! આ સંસારરૂપી નાટકનો ખેલ તમે તમારી પોતાની દૃષ્ટિને સંતુષ્ટ કરવાને સારૂ રચ્યો છે, નહિ તો જો વાસ્તવિક રીતે જોવા જઇએ તો વાઘ અને ગાય બેઉ એકજ લાકડાનાં અર્થાત્ એકજ ઉપાદાનનાં બનેલાં છે. એ રીતે આખો સંસારજ તમારૂં સ્વરૂપ છે. જેમ એક દીવાની જ્યોતમાંથી હજારો જ્યોત પેદા થાય છે, તેમ તમે તમારી અભેદ સ્વરૂપસ્થિતિમાંથી આ સંસારરૂપી રમત ઊભી કરી છે. તુકારામ કહે છે કે આરસીની અંદર વાસ્તવિક રીતે પ્રતિબિંબ હોતુંજ નથી છતાં તે દેખાય છે અને દ્વૈતપણાનું ભાન ઉત્પન્ન કરે છે તેથી જોનાર રાજી થાય છે.

૮૨૩-સૂર્યનો પ્રકાશ થતાંજ રાત્રિ ચાલી જાય છે, પણ તેની જગ્યાએ હજારો દીવા સળગાવ્યાથી પણ રાત્રિનો અંત આવતો નથી; એવીજ રીતે સર્વોત્તમ શ્રીહરિ પોતેજ મારા જીવની અંદર નિવાસ કરીને રહો. તેમના યોગથી જે નહિ સમજી શકાય એવી વાતો પણ સમજાઈ જાય છે. રાજાની સાથે મુસાફરી કરનારને રસ્તામાં કોઇ પણ જાતની અડચણ નડતી નથી, તેમ જુદા જુદા અમલદારોની ખુશામત પણ કરવી પડતી નથી. તુકારામ કહે છે કે તેના વડે જન્મ-મૃત્યુ વગેરે બંધનોનો નાશ થાય છે; કારણકે શ્રીહરિ જે સદા પોતાની પાસે ને પાસે-

જ છે તેમની સાથે પ્રેમસંબંધ જોડાઇ ગયો છે.

૮૨૪-(મારા અભંગોમાં મેં જેમનું વર્ણન કર્યું છે) એ દેવને છોડી દઈને તમે કંગાલપણું શા માટે કરો છો? અને પ્રકારના વિષયોની કામનાથી તમારાં અંતઃકરણને ભરપૂર કરો છો તો ખરા, પણ આખરે તમારા હાથમાં ધૂળ પણ રહેનાર નથી આખા જગતની ઇચ્છાઓને પૂર્ણ કરે એવા ઉદાર અને પોતાને શરણે આવેલાંઓના પ્રતિ માયાળુ એવા ભગવાન પાંડુરંગ છે તેઓ તમારી પાસે બીજું કશું નથી માગતા. તમે ફક્ત તેમને તુલસીપત્ર અને પાણીની અંજલિ અર્પણ કરીને મનથી તેમનું ચિંતન કરો, એટલી બે વાતનીજ તેમને ભૂખ છે. આ ઠેકાણે ચિંતનરૂપી સેવા કેટલી થઈ છે તેનો કોઇ હિસાબ પૂછતું નથી અને આપણા સ્વામીની મુલાકાત કરવાને માટે કોઇ મધ્યસ્થ વકીલની ગરજ રહેતી નથી. સૌનાં દુઃખનું તે પોતેજ નિવારણ કરે છે. તુકારામ કહે છે કે દેવને મળવા જવામાં કોઇ પ્રકારનો પ્રતિબંધજ નથી; અર્થાત્ સૌએ તેમના ચરણને પ્રેમાલિંગન દેવું એટલુંજ કામ કરવાનું છે.

૮૨૫-જે પરોપકારી સ્વભાવનો હોય છે તે બીજાના ઉપર ઉપકાર કરવાને ઘણો ઉત્કંઠિત હોય છે. આ મારૂં અને પેલું પારકું એવો ભાવ તેનામાં મુદ્દલે હોતોજ નથી. પરોપકાર કરવા જતાં પોતાના ઉપર ગમે તેટલું દુઃખ પડે તેની પણ તે પરવા કરતો નથી. જેવો પોતાનો જીવ છે તેવો બીજાનો પણ જીવ છે એવું તે સમજે છે. આવો માણસ કેવળ સદ્ગુણોનોજ ભંડાર છે. તુકારામ કહે છે કે દેવ તેને સ્વાધીન છે અને તેના ધૈર્યનો કદી પણ ભંગ થતો નથી.

૮૨૬-જે સંત નિર્દ્વંદ્વ થઈ ગયેલ છે તેનો સેવક થવા

જેટલું પુણ્ય મારે કયાંથી લાવવું ? હે નારાયણ ! આ વાતનો મર્મ અને તેની અંદરનું ખરેખરૂં રહસ્ય તમે મને સ્પષ્ટ કરીને સમજાવી દો. સંતોનો સમાગમ અત્યંત દુર્લભ છે એટલા માટે હે જગતના સ્વામિન્ ! હું તારી આગળ આ બાબતની યાચના કરૂં છું. તુકારામ કહે છે કે મને એવા સંતોનો એક વાર મેળાપ થઈ જાય, તો પછી હું નિરાંત કરીને બેસી જાઉં, કેમકે પછી મારે માટે દુઃખનો તો સંભવજ રહેનાર નથી.

૮૨૭-પ્રતિક્ષણે હું સાક્ષીરૂપ રહીને હું મારી અંતર્મુખ વૃત્તિ જાળવી રાખું છું; કારણકે ભગવાનના ચરણને મેં પ્રેમાલિંગન દીધું છે, તેમાં મારે જરા પણ અંતરાય પડવા દેવો નથી. હે દેવ ! તમે મને આ બાબત સૂચના આપી તે પહેલાંનો હું મારી મેળે વિચાર કરીને સાવધાન થઇ ગયો છું. તુકારામ કહે છે કે પૂર્વે થઇ ગયેલા કેટલાય ભક્તો અને તમારા ચરણની વચ્ચે અંતરાય પડી ગયો છે, તે મેં જ્યારથી જાણ્યું ત્યારથી હું ભય પામી ગયો છું અને તેથી કરીને હું સાવધાન થઇ ગયો છું.

૮૨૮-હું ખૂણેખૂણા જોઇ વળ્યો, મેં મારી બુદ્ધિનો ઉપયોગ કરીને માર્મિક રહસ્યોના ભેદ ઉકેલ્યા; આખરે મેં તો એટલું દીઠું કે જેને શરણે આપણે જઇએ એવી યોગ્યતા કોઇનામાં હોય તો તે પંઢરપુરના સ્વામી પાંડુરંગમાં છે. એક વાર અનન્યભાવે તેમનું શરણ લીધું, એટલે પછી કશા પ્રકારનો ભય કે ચિન્તા રહેજ નહિ. તેમના એક સીધી રેખામાં ગોઠવેલા ચરણનું દર્શન થતાંજ અંતઃકરણની અંદર તેમનું પ્રતિબિંબ પડી જાય છે. તેમનું દર્શન કરવાની આજ એકરીત છે. તેમનું ચિંતન કર્યાથી સર્વ પ્રકારની કાર્યસિદ્ધિ થઇ જાય છે અને તેનો આરંભ કરવાને સારૂ કોઈ પણ વિશેષ પર્વની રાહ જોવાનું પ્રયોજનજ

હોતું નથી. તુકારામ કહે છે કે કોઇ અત્યંત પાપી હોય તોપણ તેનાં પાપોનો મળ એક ક્ષણની અંદર ધોવાઇ જાય છે અને તે આનંદની મસ્તીમાં આવી જઇને હરિનામનું કીર્તન કરતો કરતો નૃત્ય કરવા માંડી જાય છે.

૮૨૯–જે પંઢરપુરની વાટે વળ્યો તેને માટે મુક્તિ દુર્લભ છેજ નહિ. પંઢરપુરના સ્વામીને ચરણે નમસ્કાર કરવાને માટે સ્વર્ગના દેવો પણ ચાલ્યા આવે છે; કારણકે પંઢરપુરમાં હરિનામનો આનંદ ઘણો સુલભ છે. ત્યાં આગળ વૈષ્ણવ-ભક્તો આનંદોત્સાહપૂર્વક નૃત્ય કરે છે. તેમના નૃત્ય વડે ઊડતાં ધૂળનાં રજકણોનો લાભ લેવાને સારૂ દેવો ચાલ્યા આવે છે. તુકારામ કહે છે કે ગરુડની સ્તુતિથી જેઓ પોતાના ભજનનો સમારંભ કરે છે તે ઉત્તમ વૈષ્ણવો છે.

૮૩૦–હરિનામનું રટણ કર્યાથી મનના ત્રિવિધ તાપ શાંત થઇ જાય છે અને જીભમાંથી હરિનામામૃતનાં ઝરણ ઝરે છે; આવાં ઉત્તમ લાભદાયક લક્ષણો પ્રકટ થાય છે. હે દેવ! મારૂં મન તમારા ચરણમાં સ્થિર થઇ ગયુ છે; એ બધું વિઠોબાની કૃપાનું ફળ છે એમ માની લેવું. હું ભોજન કરીને તૃપ્ત થઇ ગયો હોઉં એવું મને લાગે છે; કારણકે ભોજન કરવાની અર્થાત્ કોઇ પણ વિષયનો ઉપયોગ કરવાની મારી ઇચ્છા નષ્ટ થઇ ગઇ છે; એટલે કે મારી ઇચ્છાઓના ઉપર ઇચ્છારહિતપણાનો પથ્થર પડી ગયો છે. તૃપ્તિનાં લક્ષણ મારા અંગ ઉપર પ્રકટ થવા લાગ્યાં છે. તુકારામ કહે છે કે પાંડુરંગરૂપી નિધિ મને મારી વાણીદ્વારા પ્રાપ્ત થયો છે. તેના વડે સુખની અંદર સુખનો સમાવેશ થઇ ગયો છે; આથી કરીને મને અપાર આનંદ થયો છે.

૮૩૧–હે દેવ! મને પ્રેમાનંદની પ્રાપ્તિ થઇ છે; એટલે હવે

તો હું તેના માધુર્યનું વારંવાર સેવન કરતો રહું છું. એક ક્ષણ પણ વ્યર્થ ન જવા દેતાં વિઠોબાના સમચરણનું ચિંતન કરૂં છું. નારાયણના નામનો જપ એ મારૂં ભજન છે અને એ ભજનરૂપી ભોજન કરીને હું તૃપ્ત થઇ જાઉં છું. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ! તારા ધ્યાન વડે મારો જીવ તૃપ્ત થઈ ગયો છે.

૮૩૨-હરેક જગ્યાએ અને વારંવાર હું એકની એક વાત કહેતો આવ્યો છું અને તે પ્રમાણે સૌ વર્તે એજ દાન હું માગું છું. વિઠ્ઠલનું ચિંતન એજ મંગલ છે અને સંતોની સંગતમાં રહીને આપણે તેનું સેવન કરીએ. ક્ષણે ક્ષણે આયુષ વ્યર્થ વહી જાય છે, એટલા માટે આપણે ખૂબ મનોવેગ સહિત હરિચિંતન કરવું જોઇએ. તુકારામ કહે છે કે હે મનુષ્યો! તમે હરિભજનની બાબતમાં ઉદાસીન ભાવ રાખશો નહિ. જો તેમ કર્યું તો ફસાયા જાણજો.

૮૩૩-પાંડુરંગના સમાન દેવ બીજે કયાં છે તે મને કહો. આ પૃથ્વી ઉપર કલિયુગના જીવોનો ઉદ્ધાર કરવાને આ એકજ દેવ સમર્થ છે. બીજા દેવોની નજીક જઇને જોઇશું તો કોઇનામાં એક વાતની તો કોઇનામાં બીજી વાતની ઊણપ જોવામાં આવશે. બીજી બધી જગ્યાએ કરેલાં પાપ તીર્થક્ષેત્રોમાં ધોવાઇ જાય છે, પણ તીર્થોમાં કરેલાં પાપ વજ્રલેપની માફક ચોંટી જાય છે; પરંતુ એ બધાંજ પાપ પંઢરપુરમાં જવાથી ધોવાઇ જાય છે અને તે પાપનો કર્તા નિષ્પાપ થઇ જાય છે. આ ગુહ્ય રહસ્ય શિવે પાર્વતીને કહ્યું હતું. તુકારામ કહે છે કે પંઢરપુર ક્ષેત્ર અને ચંદ્રભાગા નદી એ બધાં પાંડુરંગનાંજ સ્વરૂપ છે.

૮૩૪-અઢારે અઢાર પુરાણોમાં મધુર અને રસિક ઇતિહાસો-નો સમાવેશ કર્યો છે. મારી કવિતાઓની મારફતે પ્રકટ થતા શબ્દો

બીજા કવિઓના શબ્દોના જેવા પોકળ, અર્થહીન અને નિષ્પ્રયોજન નથી; એટલા માટે હે સૌ મનુષ્યો! હું જે કહું તેનો ભાવાર્થ તમારા હૃદયમાં ધારણ કરો. 'એક વાર તમે પંઢરપુર જાઓજ' એવું હું તમને પુનઃ પુનઃ કહું છું. તમને તમારા પરમ ભાગ્યને પ્રતાપે આ મનુષ્યદેહ મળ્યો છે એમ સમજીને તમે શ્રી વિઠ્ઠલનાં દર્શન કરો. એમ કરવાથી તમારા અનેક જન્મોનાં કારણભૂત પાપપુણ્યનો ભંડાર નષ્ટ થઇ જશે અને જન્મમરણ વગેરે પીડાઓમાંથી તમે મુક્ત થઇ જશો. હાથમાં વીણા અને કરતાલ લઈને મોઢેથી શ્રીહરિના ગુણ ગાવા મંડી જાઓ. તુકારામ કહે છે કે ઘટાકાશ, મઠાકાશ, પટ અને તંતુ વગેરે વેદાન્તની ગૂંચો વિચારીને જ્ઞાનપ્રાપ્તિને રસ્તે મુક્ત થવાનો જે માર્ગ કહેવાય છે, તેનો આશ્રય લેવાનું તમારે કશુંજ પ્રયોજન નથી.

૮૩૫-શાસ્ત્રોમાં બતાવ્યા પ્રમાણે ધર્મકર્મનું યથાવિધિ પાલન કરવાનું કામ સહેલ નથી; તેમાં જરાક ભૂલચૂક થઈ ગઇ તો તે કર્મનો કર્તા પતિત થઇ જાય છે; પણ હરિનું નામસ્મરણ કરવામાં એવો ભય હોતો નથી. સરળ મનના ભાવિક ભક્તો હરકોઈ સમયે નામસ્મરણ કરી શકે છે. એ કામને માટે કશો વિધિનિષેધ નથી અને એ સાધન પણ ઘણું સુલભ છે. જે વૈષ્ણવભક્ત ઉપર કહ્યા તેવા નામસ્મરણમાં નિષ્ઠાવાળા હોય છે, તેને પગે પડવાને માટે પ્રાયશ્ચિત્તો ચાલ્યાં આવે છે. તુકારામ કહે છે કે આનંદપૂર્વક હરિનામની ગર્જના કરવામાં કોઈ પણ પ્રકારના દોષની ઉત્પત્તિ થતી નથી.

૮૩૬-અરે! તમે જુઓ તો ખરા, વિઠ્ઠલદેવ ઘણા ભાવિક છે અને ભક્તિને સારૂ ગાંડા-ઘેલા થઇ જાય એવા છે. કોઇ પણ ભક્ત જરાક પોકાર કરે એટલે તરતજ તેમને તેની પાસે દોડી.

જવાની ટેવ પડી ગઈ છે. પ્રહ્લાદની બૂમ સાંભળીને સૂકા લાકડામાંથી ધુર્રર્ર ધુર્રર્ર એવી ગર્જના સહિત પ્રકટ થતાં ભગવાનને લજ્જા નડી નહિ. તુકારામ કહે છે કે એ ભગવાન પોતાના ભક્તોને ખાતર અર્ધનારી-નટેશ્વરનું સ્વરૂપ પણ ધારણ કરે છે.

૮૩૭-અત્યાર સુધી અજ્ઞાન દશાને લીધે આપણે જન્મ-મૃત્યુરૂપી પુષ્કળ દુઃખ વેઠી ચૂકયા; એ તો જે થયું તે થયું, પણ હવે પછી એ અજ્ઞાનના અંધકારમાં આપણે શા માટે અથડાયા કરવું જોઇએ? જે કાંઇ સુખ-દુઃખ આપણા ઉપર આવી પડે તે બધાંજ દેવના ઉપર નાખી દેવાં. આ ઉપરાંત બીજી કશી ખટપટમાં પડવાનું પ્રયોજન છેજ નહિ. આ બ્રહ્માંડની પ્રવૃત્તિઓનો જે પ્રેરક છે તેને પોકાર કરીશું, એટલે તે આપણને પ્રત્યુત્તર દેશેજ. તુકારામ કહે છે કે કામક્રોધાદિરૂપી કૂતરાં આપણી આસપાસ જાગતાં રહે છે, એ બધું કૌતુક તે દેવનુંજ યોજેલું છે.

૮૩૮-પ્રભુના રચેલા ખેલ ઘણાજ આશ્ચર્યજનક છે; કારણકે આ દેહાદિપ્રપંચ છે તો મિથ્યા, પણ તે છતાં તે બધા જીવોને ખરા જેવા ભાસે છે અને એજ પદાર્થો બીજા કોઇ કોઇ જીવોને નકલી પદાર્થોના જેવા દેખાય છે! આ મિથ્યાપ્રપંચના મોહમાં ન પડતાં જીવે સાક્ષીરૂપ થઇને રહેવું જોઇએ. એક પરમાત્માની જગ્યાએ અનેક નામરૂપાત્મક જગતનો ભાસ થાય છે અને એવા જગતની અંદર પરમાત્મા એકત્વરૂપે રહ્યા છે. તુકારામ કહે છે કે હે દેવ! આ પ્રપંચની ગૂંચવણો રચવામાં અને તેનો નાશ કરવામાં-એ બેઉ કામમાં તમે ઘણા પ્રવીણ છો.

૮૩૯-આત્મસ્વરૂપના જ્ઞાનનો પ્રકાશ જો એક વાર ઝળકી ઊઠયો તો પછી તેનો અસ્ત થવાનો સંભવજ નથી. એક વાર મારી, ઉપર કહી તેવી સ્થિતિ થઇ ગયા પછી હું અજ્ઞાનના અંધ-

કારમાંથી બહાર નીકળી ગયો છું. આત્મસ્થિતિમાં સ્થિર રહીને હું સાક્ષીરૂપે વર્તન કરું છું, તેથી કરીને ત્રણે ગુણના ખેલનો હું કેવળ દ્રષ્ટા બની ગયો છું. હે નારાયણ ! તું મારા આવા આત્મબોધને દૃઢ કરી દે. તમારા સ્વરૂપનો અનુભવ થઈ જવાથી હું દેહાદિ પ્રપંચને વીસરી ગયો છું. હવે તો જે આત્મબોધ મને પ્રાપ્ત થયો છે તેને યત્નપૂર્વક સાચવી રાખવાનું કામ હું કરી રહ્યો છું. તુકારામ કહે છે કે આ મારો અને મારા દેવનો એક વિનોદ છે. હે દેવ ! હું તમારા જેવો શિવ નથી તેમ હું મારા જેવો જીવ પણ નથી. હું તો શિવ અને જીવ એ બેઉ ભાવોથી પર છું.

૮૪૦–હે દેવ ! ક્ષર (કાર્યજીવ) અને અક્ષર (કારણજીવ)–એ બેઉ રૂપે તમે પોતેજ વિભક્ત થઇ ગયા છો, તો પછી આ જગત બધું મારાથી ભિન્ન છે એવું કેમ કહો છો ? તમારી આવીજ કાર્યપદ્ધતિ હોય તોપણ મેં એક વાર મારી જીવદશાનો ત્યાગ કરી દીધો, એટલે હવે તેને ફરીથી ગ્રહણ કરવાની ઇચ્છાથી મારી સ્થિતિમાં હું ફેરફાર થવા દેનારનથી. પાપ અને પુણ્ય, સમ અને વિષમ એ બધાંનું તમે એક હાથે પ્રતિપાદન કરી બતાવો છો; અને બીજે હાથે એ દ્વન્દ્વોથી ઊંચે જવાની પ્રેરણા કરીને અમારા ઉપર કૃપા વર્ષાવો છો. એમ જ છે તો પછી તમે જીવોને જન્મ-મૃત્યુરૂપી ચક્કરની સાથે શા માટે બાંધી રાખ્યા છે? તુકારામ કહે છે કે હે દેવ ! તમે નાના પ્રકારના વેષ ભજવો છો અને જે ખોટું છે તે જાણે સાચું હોય એવો આભાસ ઉત્પન્ન કરો છો !

૮૪૧–સર્વરૂપે રહેનારા હરિરસની સાથે મારું ચિત્ત બરાબર એકરસ થઇ ગયું ત્યારથી મારે માટે તો અખંડ આનંદ આનંદ વર્તી રહ્યો છે. મારું ગોત્ર, મારા પતિ અને આ દેહના બીજા તમામ સંબંધ વિશ્વંભરભાવથી પરિપૂર્ણ બનીને હરિ-

રૂપજ બની ગયા છે. મારે જો કોઇની સાથે ઓળખાણ હોય તો એક વિઠોબાની સાથેજ છે. એ સિવાયની બીજી બધી ભાવના મારા મનમાંથી નિર્મૂળ થઈ ગઇ છે. તુકારામ કહે છે કે હે દેવ! તમારાથી ભિન્ન જેનું અસ્તિત્વ હોય એવુ નામરૂપાત્મક જગત છે, એવી માન્યતા ગણવાના પાપમાંથી હું મુક્ત થઇ ગયો છું અર્થાત્ આ જગતનું અસ્તિત્વ છે એવી ભ્રાન્તિ હવે મને રહી નથી.

૮૪૨–હે મનુષ્યો! આ દેહ હું છું એવું કહેવામાં કેટલી ભૂલ થાય છે તે યથાવત્ સમજી લેવું એ કેટલું કઠિન છે? આપણી સ્વરૂપસ્થિતિથી ભિન્ન કાંઇ છેજ નહિ, એવું જાણ્યા છતાં દેહાત્મબુદ્ધિ પૂરેપૂરી ટળી જતી નથી. અહંભાવના અંધકારને લીધે સ્વરૂપજ્ઞાનનો પ્રકાશ ઢંકાઇ જાય છે અને તેથી આત્મ-દૃષ્ટિની આગળ અંધારૂં છવાઇ જાય છે. તુકારામ કહે છે કે આત્મસ્થિતિની પ્રાપ્તિ કરવી હોય તો દેવનો સમાગમ સેવવો જોઇએ કે જેથી કરીને તે તમને તમારી સ્વરૂપસ્થિતિનો અનુ-ભવ કરાવી દે.

૮૪૩–અનેક પ્રકારની કવિતાઓ રચનારા કવિરાજાઓ પેદા થયા કરે છે તેમની સાથે ઊભા રહેતા અમે અભડાઇ જઇએ છીએ, કારણકે તેઓ બીજા પ્રાસાદિક કવિઓની રચનામાંથી સારાં સારાં વચનોની તફડચી કરીને તેમને પોતાની કવિતાઓમાં ઘુસાડી દઇને પોતે કવિ હોવાનો દાવો કરે છે. જેમને માત્ર લૌકિક યશ કમાવાનીજ ભૂખ છે એવા આંખે આંધળા અને કાને બહેરા લોકોના મોઢા એક દહાડો તો કાળા મેશ જેવાં થવાનાંજ છે. સોનાના દાગીનામાં થોડો લાખનો ભાગ હોય તો લોકો તેવા દાગીનાને લાખને લીધે નહિ, પણ તેની અંદરના સોનાને લીધે સાચવી રાખે છે, પણ તેની કિમ્મત તો જેટલુ સોનુ હોય તેટ-

લીજ થાય છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી ઈશ્વરની સાથે સેવ્ય-સેવકનો સંબંધ સધાયો નથી ત્યાંસુધી સંસારનાં બંધન માંથી મુક્તિ થતી નથી.

૮૪૪-લોકોની અંદર જો આપણી પ્રતિષ્ઠા વધતી જાય તો તેથી પોતાની જાતને ધન્ય થયેલી સમજીને જીવે નિરાંતે બેસી રહેવું નહિ; કારણકે ભૂતોના ( લોકોના) આદરથી ભૂત-લોકમાં ( પ્રેતલોકમાં ) ગતિ થાય છે. એવું ન કરતાં ભગવાનની ભક્તિના ભેદ સમજવામાં પોતાના મનને રોકી રાખવું એ ઇષ્ટ છે. ભક્તિની અંદર મનને પરોવી નહિ રાખનારનું મન ઇન્દ્રિયોના આકર્ષણથી ખેંચાઈ જઇને બહિર્મુખ બની જાય છે; એટલા માટે પરમાત્માના સ્વરૂપની અંદર મનને સતત પરોવી રાખવું જોઇએ. મનનો સ્વભાવજ એવો છે કે જે જાતના રંગના સંપર્કમાં તેને રહેવા દઇએ તે રંગ તેને ચઢી જાય છે. તુકારામ કહે છે કે દેવ સર્વ પ્રકારનાં કર્મ કરે છે, છતાં નિઃસંગ અને નિષ્કામ રહે છે. એવું હોવાથી જ્યાંસુધી જીવભાવની અવસ્થા હોય ત્યાંસુધી કર્મ કરમાં એ તો ફક્ત ચાળાજ છે.

૮૪૫-માયા વગેરે પ્રપંચનો હું ફક્ત સાક્ષી છું. મારા મનના ઉપર તેની કશી અસર થતી નથી. આનું તાત્પર્ય એ છે કે મેં મારો બધોજ ભાર તે સત્ય પરમાત્માના ઉપર નાખી દીધો છે. એ સિવાય બીજા બધાજ ખોટના ધંધા છે અને તે મને પસંદ નથી. ગૂમડાના ઉપર ઉપરથી ઈલાજ કરીએ તો તેનો પાક અંદરની બાજુએ વધી જાય છે અને પરૂ બહાર નીકળવાને જોર કરે છે. સૌથી સારો ઉપાય એ છે કે ગોય પોચીને તેના મોઢાને વધારે પહોળું કરવું અને અંદરના પરૂને રસ્તો આપી [illegible] ભક્તિ-આપ્ત દેવને સાક્ષી રાખીને

હું આવા નિર્ણય ઉપર આવી પહોંચ્યો છું.

૮૪૬–જે સંતોને પ્રિય છે તે કાળનો પણ કાળ છે અને રાજાના કુંવરના જેવો સમર્થ છે. જે બાળકના રક્ષકની જગ્યાએ કોઈ સમર્થ રાજા બેઠો હોય છે તેને કશુંજ દુઃખ વેઠવું પડતું નથી; કારણકે રાજા તેનું પ્રેમપૂર્વક રક્ષણ કરતો રહે છે. તે બાળક કદી કોઈ ભૂલચૂક કરી બેસે તો રાજા તેને ક્ષમા કરે છે અને મૃદુ શિખામણ દઈને તેને ફરીથી તેવી ભૂલ કરતો અટકાવે છે. આ બધું કામ તે બાળકના સમર્થ પિતાનું છે. જેનાથી તે બાળકના જીવને હાનિ થાય, એવું કામ તો તે કદી કરે નહિ અને કોઈને કરવા દે નહિ. તુકારામ કહે છે કે કલ્પવૃક્ષની છાયા સર્વોત્તમ છે. કલ્પવૃક્ષને દયા ન હોય એવું તે કાંઈ હોય ?

૮૪૭–સંતોએ જેમને વખોડી કાઢ્યા તેમને જગતની આભડછેટ જેવાજ સમજવા અને જાણે તેઓ આખા સંસારના શત્રુ હોય એમ ગણીને તેમનો ત્યાગ કરવો. જે સ્ત્રીનો તેના ધણીએ ત્યાગ કર્યો તેનું કુળ, તેનું રૂપ અને તેનો સંસાર એ બધુંજ વ્યર્થ છે. જેણે ઝાડના મૂળનું ખોપું કર્યું હશે તેને ફળનો શો તોટો છે? પરંતુ જોઈએ તેવી રીતે રક્ષણ કરવાની આવડત હોવી એ ચતુરાઈની નિશાની છે. તુકારામ કહે છે કે એકજ વિષયની પાછળ લક્ષ રાખીને યોગ્ય પ્રયત્ન કરી લેવો જોઈએ અને જ્યાં અંધકાર હોય ત્યાં દીવાની સહાયતા લેવી એ ઉત્તમ છે.

૮૪૮–વૃક્ષનાં સજીવ મૂળિયાં જેમ જેમ બળવાન બનતાં જાય છે તેમ તેમ તે આસપાસના ખડકને ચીરીને અંદર ઊતરતાં જાય છે; એજ રીતે સતત અભ્યાસના પ્રતાપે સર્વ પ્રકારની કાર્યસિદ્ધિ સધાય છે. એવું કોઈ પણ કાર્ય અસાધ્ય નથી કે જેને યોગ્ય અભ્યાસથી સફળ ન કરી શકાય; અભ્યાસ કરવોજ છે

એવો દૃઢ નિશ્ચય જ્યાંસુધી ન કર્યો હોય ત્યાંસુધીજ બધું અધરૂં અધરૂં દેખાય છે. દોરડાના ઘસારાથી મોટા મોટા પથ્થર કપાઇ જાય છે અને ઝેર ખાવાનો અભ્યાસ કરનારાઓ ઝેરને પણ હજમ કરી જાય છે. તુકારામ કહે છે કે બાળક માના પેટમાં નવ મહિનામાં જેટલું મોટું થાય છે, એટલી બધી જગ્યા ગર્ભાશયમાં પહેલેથી તો હતીજ નહિ; એ તો બાળક પોતાની જગ્યા અંદર રહ્યું રહ્યું ધીરે ધીરે કરતું જાય છે.

૮૪૯-હે સર્વ મનુષ્યો! તમે અમર છો, તમે અમર છો, આ વાત ખરી છે કે ખોટી તેનો વિચાર (તમે નીચે બતાવેલી રીત મુજબ) કરી જુઓ. આ પંચભૂતાત્મક શરીર તો આપણે છીએજ નહિ, એ વાત તો તમે જરાક વિચાર કરી જોશો તો તમને સમજાઇ જાય એવી છે. આખું જગત આપણુંજ સ્વરૂપ છે, એવી સ્વરૂપસ્થિતિ જ્યાં થઇ ગઇ પછી ભય કેવો? તુકારામ કહે છે કે તમારૂં જે સાત્વિક રૂપ છે તે દેવજ છે-તે દેવજ છે.

૮૫૦-મારે હવે કોઈ પણ કર્તવ્ય અવશિષ્ટ રહ્યું નથી, એવો હું કર્તવ્યરહિત અને અકર્તા છું-અકર્તા છું. બાકી રહેલાં પ્રારબ્ધના યોગથી થતાં કર્મ હું પોતે અક્રિય અને સાક્ષીરૂપ સ્વાત્મસ્વરૂપ સ્થિતિમાં રહીને કર્યે જાઉં છું. (મુક્ત પુરુષોની દેહને લગતી ક્રિયાઓ પ્રારબ્ધના વેગ વડે એમ ને એમજ થયા કરે છે.) આ દેહ હું છું અને આ દેહનાં સંબંધીઓ એ મારાં સંબંધીઓ છે, આવી અહંકારની અવળી આંટી પડી ગઇ છે, તેથી આખું જગત દુઃખથી હાહાકાર કરી રહ્યું છે. તુકારામ કહે છે કે આ જગતથી અળગો ભેદશૂન્ય એવો હું, મારી કેવળ સ્વરૂપસ્થિતિમાં એકલો અને નિર્દ્વન્દ્વ છું.

૮૫૧-હું મારા હાથમાં વિવેકરૂપી લાકડી લઇને પંચભૂતા-

ત્મક દેહની પૂઠે પડ્યો છું. ×ચારે દેહ જે સ્મશાનમાં બળી જાય છે એવા બ્રહ્મસ્મશાનની અંદર મેં મારા દેહોનો નાશ કરી દીધો છે. આ શરીરે પૂર્વજન્મોમાં જે સુખ-દુખ ભોગવેલાં તેનો આજે નિકાલ થઇ ગયો. એવું કરતાં મને કશો ભય લાગ્યો ન હતો; કારણકે સુખદુઃખનો ભોકતા હું નહિ પણ દેવજ છે; એટલા માટે મેં વિવેક વડે મનનો નિગ્રહ કરીને નિર્વાણ અવસ્થા પ્રાપ્ત કરી લીધી. તુકારામ કહે છે કે આવો અનુભવ થાય તે ઉત્તમ લાભ છે. તેમ ન બની શકે તો હાથ, પગ વગેરે અવયવોનો નિગ્રહ કરવો અર્થાત્ તેમના દ્વારા નઠારાં કામ ન કરવાં.

૮૫૨-હરિનું કીર્તન સર્વોત્તમ છે. કીર્તન કરનારાઓનો દેહ હરિરૂપ થઇ જાય છે; એટલે કે તેઓ પરમ પ્રેમોલ્લાસની મસ્તીમાં આવી જઇને ખૂબ ડોલે છે અને નૃત્ય કરે છે; તેથી કરીને તેમનો દેહભાવ નષ્ટ થઈ જાય છે. જીવદશા તો એકદેશીય છે અને શ્રીહરિ સર્વવ્યાપક હોવાથી સર્વના સંબંધી હોય છે; અથવા તો ઉપર કહી તેવી સ્થિતિને પામેલા વૈષ્ણવો સૌના સંબંધી બની જાય છે. તુકારામ કહે છે કે હૃદયમાંથી એક વાર સામટો નીકળી ગયો એટલે જે કાંઈ અવશિષ્ટ રહે છે તે દેવરૂપજ છે.

૮૫૩-હે દેવ! મારે કોઈની સાથે બોલવાનો પ્રસં[illegible] આવે એવું કરજો; કારણકે એ બધી ઉપાધિજ છે. મારો [illegible] એવો નિશ્ચય થઇ ગયો છે કે એક તમારા નામચિંતન [illegible] બીજું કોઇ પણ કામ એ વ્યર્થ પરિશ્રમ છે. મન જ્યાં બીજા સંકલ્પની અંદર પરોવાયું એટલે પાપપુણ્યનો [illegible] થયોજ જાણવો. તુકારામ કહે છે કે વાણીને તો નામ[illegible] સાંનિધ્યમાંજ વિશ્રાન્તિ મળે છે.

× સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ. —સૌવાનં[illegible]

૮૫૪-પ્રારબ્ધના યોગ વડે સૌ સુખદુઃખ ભોગવે છે. ચાંદાં અને ઘાવાળા માણસને આલિંગન દેનારને શરીરે લોહી અને પરૂ વળગે છે; માંસની સંગતિ કર્યાથી માછલીના જીવને પીડા વેઠવી પડે છે; એટલા માટે સંગતિને ત્યાગ કરવામાંજ સુખ છે. તુકારામ કહે છે કે આ બધું હું જોઉં છું, તેથી મને ઘણો ભય લાગે છે અને એટલા માટે હું બધી ઉપાધિઓમાંથી છૂટો થઇ ગયો છું.

૮૫૫-વિષયની તૃષ્ણા વડે બુદ્ધિ ઢંકાઇ જાય છે અર્થાત્ બુદ્ધિ સંશયમાં પડી જાય છે. એવી અવસ્થા થવી એ પણ એક જાતનું પાપ નહિ તો બીજું શું ? એટલા માટે આપણા સ્વરૂપ-નો વિચાર આપણી મેળેજ કરી લેવો; કારણકે આત્મસ્થિતિ વડે અનુભવાતી પ્રસન્નતા એજ સાર વસ્તુ છે. આ બાબતની મન પોતેજ સાક્ષી પૂરે છે. આત્મસ્વરૂપ જે નિર્મળ અને શુદ્ધબુદ્ધ છે, તેને અવિવેક તથા નામરૂપાત્મક દેહાત્મબુદ્ધિની અપવિત્ર છાયા લાગુ પડી ગઇ છે. તુકારામ કહે છે કે તમે આંધળા ઢોસાની માફક ચાલતા નહિ.

૮૫૬-નામરૂપાત્મક દેહ હું છું, એવી ભાવનાથી ઉત્પન્ન થયે-લાં મારાં પાપ બળી જાઓ. પાર્થિવ દેહબુદ્ધિનો ભાર હું સંતોની ચરણરજની આગળ મૂકી દઉં છું. ખોટું દેહાભિમાન રાખ્યાથી આત્માએ ઘણું ઘણું દુઃખ ભોગવ્યું છે. તુકારામ કહે છે કે નામ-રૂપરહિત નિરાકાર પરમાત્મા એજ સત્ય સુખસ્વરૂપ છે.

૮૫૭-નાના પ્રકારના ઢોંગપાખંડ કરવા અને લોકોની નિંદા અથવા સ્તુતિ કરવી એ બધાં લોકોમાં પ્રસિદ્ધિ મેળવવાનાં કામ પાપી પેટ કરાવે છે. મનની અંદર ધૈર્ય, ક્ષમા આદિ સદ્વૃત્તિઓ તો હોય નહિ અને તે છતાં માથે જટા વધારીને તથા શરીરે રાખોડી ચોળીને ત્યાગીપણાનો વેશ ભજવવો એ બધી દેહની

વિંડબનાઓજ છે. એ તો મુડદાંને નાના પ્રકારના વસ્ત્રાલંકારથી શણગારીને સુશોભિત કરવા જેવું છે. તુકારામ કહે છે કે રાગ-દ્વેષથી પ્રેરાઇને વાચાળપણું કરનારા લોકો કેવળ ઢોંગીજ છે.

૮૫૮–પુરાણ આદિની કથાઓ વાંચીને ભીખ માગનારા ભટજીઓના જીવતરને ધિક્કાર છે. એવા પ્રાણીઓના તરફ ભગવાન સર્વથા ઉપેક્ષા વૃત્તિજ રાખે છે. દેવના ચરણો પ્રતિ ભક્તિભાવ તો હોય નહિ અને છતાં ભક્તિનાં બાહ્ય ચિહ્ન ધારણ કરીને જે લોકો ભક્ત હોવાના પાખંડ કરે છે તેમની તમામ ચેષ્ટાઓ વ્યભિચારી છે; કારણકે ભગવાનને પોતાનો જીવભાવ અર્પણ કરી દેવો, એજ ભક્તિની ક્રિયામાં સૌથી વધારે અગત્યની બાબત છે. એવા ઢોંગી ભકતો વિષયેચ્છાને લીધે દીન બનીને દ્રવ્ય ઉપાર્જન કરવાનાં જે જે કામ કરે છે, તે બધાંજ જગતના ઉપર બોજો વધારનારાં છે. તેમના અંતઃકરણમાં ભગવાનના પ્રતિ શ્રદ્ધા તો છેજ નહિ; અને અશ્રદ્ધા એ દુર્ભાગ્યનુ ઘણુંજ સ્પષ્ટ લક્ષણ છે. તુકારામ કહે છે કે આખા વિશ્વનુ પાલન કરનાર દેવના પ્રતિ અચળ શ્રદ્ધા રાખીને તેમના ચરણને દઢતા સહિત વળગી રહેવું એજ એક સાર વસ્તુ છે; એટલુ જેણે નથી કર્યું તેની બધીજ ચેષ્ટા વૃથા છે.

૮૫૯–શ્રીહરિના પ્રતિ ભાવભક્તિના બળથી હરિના ભક્તજનો અવિનાશી બનીને ઊભા રહે છે અને ભગવાનનાં તમામ ઐશ્વર્ય, યોગ તથા શક્તિઓ તેમનાં ઘર પૂછતાં પૂછતાં ચાલ્યાં આવે છે. બાપે મેળવેલા ધનવૈભવનો માલિક તેનો દીકરો થાય છે અને તેમાં કોઈ હરકત કરી શકતું નથી, તેમ દેવનાં ઐશ્વર્ય ઇત્યાદિનો વારસો ભકતોને મળી જાય છે. તુકારામ કહે છે કે હું તો દેવના ખોળામાં બેસીને તૃપ્ત થઇ ગયો છું.

૮૬૦-જ્યાંસુધી હરિવિષયક પ્રેમ અંતઃકરણની અંદર પેદા થયો ન હોય ત્યાંસુધી કોઇ ગમે તેટલો શાસ્ત્રોનો અભ્યાસ કરે, પ્રવચનો કરે, તે બધીજ લૂખી લૂખી વાતો છે. એવાં શુષ્ક પ્રવચન-કર્તાઓ લોકોને જે કાંઇ કહી સંભળાવે છે તેમાં તેમના ચાવળા-પણા ઉપરાંત બીજું કાંઇજ નથી. આવા મૂર્ખ લોકોને શિખામણ દઇએ તોપણ તેઓ કાને ધરે ત્યારે ને? વળી તેમના મોઢાના બોલ સાંભળવા તે કરતાં તો નજ સાંભળવા એ વધારે સારૂં છે. પોકળ બ્રહ્મજ્ઞાનનું પ્રતિપાદન કરનારા બ્રહ્મજ્ઞાનીઓ ઘેરેઘેર પેદા થયા છે. તેમની તમામ ચેષ્ટાઓ કુશકા ખાંડવા જેવી નિરર્થક-શ્રમદાયક છે. તુકારામ કહે છે કે આવા અલ્પ બુદ્ધિવાળા જ્ઞાની-ઓનું જ્ઞાન નિરર્થક અને પોકળ છે.

૮૬૧-વાસ્તવિક રીતે જેનું અસ્તિત્વજ નથી એવા દેહાદિ-પ્રપંચના તરફથી મેં આજ દિન સુધી ઘણું દુઃખ વેઠયું પણ હવેથી તેની સાથેનો મારો સંબંધ તૂટી ગયો છે. દેહાદિ પ્રપંચનું મિથ્યાપણું અને આત્માનું સત્યત્વ તથા સ્વકીયત્વ એટલાં વાનાં જોઇ લેવા યોગ્ય છે અને તેમને મેં જોઈ લીધાં છે. હવે આજ પછી હું ફક્ત સાક્ષીરૂપ થઇને રહીશ. પ્રપંચની અંદર રહેલ લાભ-હાનિનું અસલ સ્વરૂપ મારી સમજમાં આવી ગયું છે. તુકારામ કહે છે કે હું તો સ્વભાવથીજ એકલસૂરો છું. હાનિલાભથી ભર-પૂર એવા લોકસમાજરૂપી બજારમાં મારે જવાનું શું પ્રયોજન છે?

૮૬૨-પ્રપંચને લગતી ફિકર-ચિન્તા કર્યાથી ઘણી જાતના દોષ દહાડે દહાડે વધતા જાય છે. હવે એ ચિન્તાનું મેં મૂળજ ઉખાડી નાખ્યુ છે. આથી કરીને હવેથી મારા આત્મસ્વરૂપના રંગમાં કશો ફેરફાર થવાનો સંભવ નથી. પોતાના માથા ઉપર કોઇ પણ જાતનું કર્તાપણું તાણી ન લેતાં જે કાંઈ થાય છે તે બધા..

નો એકમાત્ર કર્તા નારાયણજ છે એવું માનવું એ ઉત્તમ ધારણા છે. સહજ રીતે જીવન વ્યતીત કરીશું તો નિયમિત પ્રારબ્ધના યોગે જે થવાનું છે તે બધું થયાજ કરશે. આમ હોવાથી પ્રપંચને લગતો જેટલો શ્રમ કરીએ તે બધો કેવળ શ્રમરૂપજ નીવડે છે. તુકારામ કહે છે કે ચિત્તની અંદર શાંતિ ધારણ કરવાથી પૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે.

૮૬૩–શરીરની બાબત વિચાર કરવાનું મારે કાંઈજ પ્રયોજન નથી. હરિની કૃપા અને પ્રેમ એ બે વસ્તુઓનેજ હું મારાં સાધ્ય માનું છું. મને તો એજ સત્ય ધર્મ સમજાઇ ગયો છે અને તે મુજબ હું આચરણ કરૂં છું. હે નારાયણ! હું એમ સમજીને તને પોકાર કરીને બોલાવું છું; આથી કરીને મારે માટે સંસારનું બંધન રહ્યુંજ નથી. પંઢરપુરનો નાથ મારી બૂમ સાંભળીને મારી ભીડ ભાંગવા દોડી આવે છે. સાત ધાતુઓ અને પાંચ તત્ત્વોનું બનેલું આ શરીર પ્રારબ્ધના યોગ વડે આકૃતિવાળું થયું છે. આથી કરીને એ શરીર પ્રારબ્ધ કર્મોને લીધે આવી મળતાં સુખ–દુઃખ એની મેળે ભલે ભોગવ્યા કરે. તુકારામ કહે છે કે મનુષ્યદેહની પ્રાપ્તિ એ મને એક ઉત્તમ યોગ આવી મળ્યો છે. આ પરિસ્થિતિમાં મારી બુદ્ધિને સાવધ રાખીને હું નિરંતર પોકાર કરતો રહું છું.

૮૬૪–દેહશુદ્ધિ, કાલશુદ્ધિ અને મંત્રવિધાન એ બધાં કાંઇજ કામનાં નથી. ફક્ત પોતાના મનને સ્થિર કરીને હરિ પાસે તેની દયાને માટે ભિક્ષા માગ્યા કરવી એજ કર્તવ્ય છે. એવું કર્યાથી આપણે જ્યાં બેઠા હોઇએ તે ઠેકાણે હરિ આવી ઊભા રહે છે અને જે જગ્યાએ પોતાનો ભક્ત રહેનો હોય તે જગ્યાને પોતે ઘેરી વળે છે. હરિનું ચિંતન કરતાં કરતાં જેનો દેહ શુદ્ધ થઈ

ગયો હશે, તેના દેહમાં હરિનોજ વાસો હોય છે. ભક્તના હૃદયમાં ઉત્પન્ન થનારી કલ્પનાઓનો હરિ તો સાક્ષી છેજ. તે તો પોતાના ભક્તના આદરભાવનેજ જોઈ લે છે; અને પ્રેમી ભકતે અર્પેલું સૂકું ધાન્ય પણ ખૂબ પ્રેમપૂર્વક ચાવી ખાય છે.તુકારામ કહે છે કે અનંત ઈશ્વર પોતાના સેવકના મનમાં રહેલા ભાવનેજ ગ્રહણ કરે છે અને જે જે ઉપાય દ્વારા પોતાના ભક્તનું રક્ષણ થઇ શકતું હોય, તે બધા ઉપાય અજમાવીને અંતે તેને પોતાના સ્વરૂપની સાથે એકાકાર કરી દે છે.

૮૬૫–હે મારા દેવ! જ્યાંસુધી મને ભક્તિના સુખનો અનુભવ ન મળ્યો હોય, ત્યાંસુધી હું બ્રહ્મજ્ઞાનને લઈને શું કરવાનો હતો? હે મહારાજ! મારા મોઢાના અભેદના ઉદ્ગાર સાંભળીને તમે મારે વિષે નિરાંત વાળીને ન બેસી રહેતા. તમારા પ્રત્યક્ષ ચરણને છોડી દઈને મારી સ્વરૂપસ્થિતિમાં એકલા પડી રહેવાનું મને ગમતું નથી અને તેથી મારા મનનું સમાધાન થવાનું નથી. તુકારામ કહે છે કે હે દેવ! મારી વાણીને તમારા ગુણ ગાવાનો એવો ચસકો લાગી ગયો છે કે કેમે કરી મૂંગી રહેતીજ નથી!

૮૬૬–હે દેવ! તમારી પાસે મેં મારા સ્વરૂપબોધનો મારો ભાગ માગ્યો ત્યારથી તમે કયાં સંતાઇ બેઠા છો? મારો ભાગ તમારા કબજામાં છે અને સંતજનો તે વાતના સાક્ષી છે; તેમને આ બધી વાત જરેજર જાણીતી છે. હું તો તમારે બારણે લાંઘવા બેસીશ અને તમને બહાર નીકળવાજ નહિ દઉં. તુકારામ કહે છે કે ખરેખરો અક્ષરસ્વરૂપ તો હુંજ છું. તમારે માથે તો દેવપણાનો બોજો છે.

૮૬૭–હે દેવ! સારૂં સારૂં બધું તમે એકલા એકલા દબાવી બેઠા છો અને પ્રાપંચિક વ્યવહારની કડાકૂટ તમે લોકોને માથે

નાખી દીધી છે. જો આમજ છે તો પછી તમારા એ ગૂંચવાડામાં કોણ ફસાઇ મરવા નવરો બેઠો છે? આ સંસારની ગૂંચવણને તમે પોતેજ ઊભી કરી છે અને નિકાલ પણ તમારેજ કરવો પડશે. ધર્મનું પ્રતિપાલન કરવાનું કામ જે તમે મને સોંપ્યું હતું, તે મેં પૂર્ણ કર્યું છે. તુકારામ કહે છે કે હવે તમારા કર્તાપણાની જવાબદારી તમારે માથે છે.

૮૬૮–મેં મારી વાણીને પાંડુરંગના ચિંતનને અર્થેજ સમર્પિત કરી દીધી છે. હવેથી તે તેનોજ ઉપભોગ કર્યા કરશે. રસપૂર્ણ ઓવીઓ (પદ)ની રચના કરીને હું તમારા ગુણ ગાતો રહું છું. મારાં એવાં પદરૂપી મોતી વડે હું તમારૂં મંગળપૂજન કરૂં છું. તમારા ચિંતનની અખંડ ધારાથી પરિપૂર્ણ બનેલું મારૂં ભક્તિનું પૂર નિરંતર વહ્યા કરે છે. તુકારામ કહે છે કે આવા પ્રકારના ચિંતનરૂપી યજ્ઞ સમાપ્ત થયા પછી હું પૂર્ણાહુતિમાં મારા જીવભાવને હોમી દઇને, આત્મભાવરૂપી પ્રસાદનું સેવન કરનાર હું એકલોજ પછી અવશિષ્ટ રહીશ.

૮૬૯–જગતના જેવડો વિશાળ દૃશ્ય આકાર છે, તેવડોજ મોટો કાળ તેને પોતાના જડબામાં પકડીને ઊભો છે. કાળની પહોંચથી કોઇ વેગળું હોય તો તે એક હરિનું નામજ છે; એટલા માટે તે અવિનાશી નામને મેં મારા કંઠમાં ધારણ કરી રાખ્યું છે અને એજ જીવન છે એમ સમજીને મેં તેને મારા હૃદયમાં પધરાવી દીધું છે. શરીરાદિ સંપત્તિ તો મૃગજળના આભાસના જેવી ક્ષણમાત્રમાં નષ્ટ થાય એવી છે; એટલા માટે તેને સાચી જાણવી નહિ. તુકારામ કહે છે કે આ દેહાદિ પ્રાપંચિક ઉપાધિઓને વિષે હવે મારા મનમાં ઘૃણા ઉપજાવી છે.

૬૭૦–હવેથી મારે દેવના નામ સિવાય બીજું કશું બોલવું

જ નથી; આવો કડક નિયમ કરીને મેં મારા કામક્રોધ વગેરેને દેવની આગળ અર્પણ કરી દીધા છે. હું તો મારી આંખોને તૃપ્તિ થતાં સુધી મીટ માંડીને દેવના ચરણુનેજ જોયા કરીશ. તુકારામ કહે છે કે આવી જાતનો સંકલ્પ મારા મનમાં નિત્ય થયાજ કરે છે.

૮૭૧-સૃષ્ટિનું મૂળ આ ઠેકાણેથીજ અંકુરિત થયું છે એમ સમજી લેવું. એ સ્થાન ભગવાનના ચરણ છે અને તેજ માયા તથા જગતનું અધિષ્ઠાન છે. તમામ પ્રકારના આઘાતોથી એ સ્થાન સુરક્ષિત છે અર્થાત્ તાપત્રયરહિત છે. તુકારામ કહે છે કે આવા અવિચળ સ્થળનો મેં આશ્રય લીધો છે.

૮૭૨-સંસારરૂપી બજાર જીવોથી ભરપૂર છે; તેની અંદર બધાં ક્રિયમાણ કર્મની લેવડદેવડ ધમધોકાર ચાલી રહેલી દેખાય છે. જેવાં જેનાં સંચિત કર્મ હોય તેવી તેવી ગતિને તે જીવ પામે છે. જેવાં જેનાં પૂર્વજન્મોનાં સંચિત અને પ્રારબ્ધ કર્મ હશે તેવાં તેવાં ભોગસ્થાન તે જીવને આવી મળે છે અને દેવ તો નિર્વિકલ્પ સાક્ષીરૂપ છે. દેવે પાપપુણ્યાત્મક કર્મનો સંભાર જીવોની આગળ મૂકી રાખ્યો છે. જેને જેવાં કર્મ તરફ રુચિ હશે તે તેવાં કર્મ કરશે અને તેવાં ફળ લણશે. તુકારામ કહે છે કે પ્રારબ્ધ કર્મોના ઋણને લીધે જીવમાત્ર પરાધીન દશામાં છે. જેઓ દેવનું શરણ લેશે તેઓ તેમનાં કર્મનાં બંધનમાંથી છૂટા થઈ જશે.

૮૭૩-હે દેવ! મારે ભાગ જે વ્યવહારનાં કામ આવશે તે હું નિભાવતો રહીશ, પણ તેમ કરવા છતાં મારો ભાવ તો તમારા ચરણમાંજ રહે એવું હું ઇચ્છું. હે મારા દાતાર! તેંજ જ્યારે અમને કર્મસૂત્રો વડે બાંધી રાખ્યા છે, તો પછી અમારૂં શું ચાલવાનું છે? અમે અમારાં પ્રારબ્ધ કર્મોનો બોજો અમારે માથે ઊંચકીને અમારો રસ્તો કાપતા રહીએ છીએ. દેહના ધર્મ મુજબ

દેહ પોતાનું કાર્ય કર્યે જાય છે; પણ તારા ચિંતનનું રહસ્ય અમારા મનમાંથી જરા પણ આઘું પાછું થાય નહિ અર્થાત્ અમારા મનથી તો અમે તમારું ચિંતનજ કરતા રહીએ. દેહની ચેષ્ટાઓને અર્થે અમારું શરીર ગમે ત્યાં ફરતું ફરે, પણ અમારા મનને તમારું ચિંતન કરવામાં કદી આલસ્ય ઉત્પન્ન થાય નહિ. જે ઇન્દ્રિયોનો જે વ્યાપાર હોય તે ઇન્દ્રિય વડે ભલે તે તે વ્યાપાર કરીએ ખરા, પણ અમારો પ્રેમ તો તમારા ચરણમાંજ સ્થિર થઈને રહે. આટલાં વાનાં હું તમારી પાસે માગી લઉં છું. તુકારામ કહે છે કે હે દેવ! તું મને કાળને સ્વાધીન કરી દઇશ મા; એટલી તો તું મારા ઉપર જરૂર દયા કરજે. તારી આગળ હું એટલીજ ભિક્ષા માગું છું.

૮૭૪-એક વિઠોબાજ અમારા સ્નેહીસંબંધી-જે કહો તે એકલા તેજ છે. મેં મારો જીવ મન, વાણી અને કર્મથી તેમનેજ સમર્પિત કરી દીધો છે. તમામ તત્ત્વોનું બીજ તેમના ચરણોમાંજ રહેલું છે; તે ચરણોને બાદ કરીને બીજું કશું હું જાણતો નથી. તુકારામ કહે છે કે હે દેવ! સંત પુરુષોની સંગતમાં રહીને મને તમારા ચરણારવિન્દના સુખનો ચટકો લાગી ગયો છે.

૮૭૫-માથા ઉપર હથોડાના ઘા વાગે અને છતાં જે હીરો ભાંગી ન જાય તેની ખજારમાં યોગ્ય કિંમત અંકાય છે; એવી રીતે સંસારના આઘાત-પ્રત્યાઘાતને જે માણસ ધૈર્યસહિત સહન કરી લે છે તેનેજ દેવ પોતાનો બનાવી દે છે. આ શરીર જે પ્રારબ્ધને અધીન છે તે તેનાં ક્રિયમાણ કર્મના સંગ્રહરૂપ સંચિત તરફ એની મેળે ઘસડાતું જાય છે. જે ઠેકાણે આપણી પૂજા-પ્રતિષ્ઠા થતી હોય તે ઠેકાણે અપ્રતિષ્ઠા થાય એવી રીતે રહીને પંચભૂતાત્મક ધૂળ જેવા શરીરને કસાય તેટલું કસવું. તુકારામ કહે છે

કે આવું કરનારને માટે સંસાર હોયજ કેવી રીતે ? જેને શ્રીહરિની સાથે પ્રેમની લગન લાગી છે તે તેની સાથે તદ્રૂપ થઈ જાય છે.

૮૭૬–પ્રાણીમાત્રના પ્રતિ નિર્વૈરભાવ ધારણ કરવો અને તે પ્રમાણે વર્તન કરવું એ તમામ સાધનાઓનું મૂળ છે. એ સિવાય બીજું જે કાંઇ કરીએ તે બધુંજ ગૌણ છે. ઢોંગી લોકો ગમે તેટલો આડંબર રચે પણ તે નભતો નથી. ખરૂં શું છે અને ખોટું શું છે તે આખરે જાહેર થઇ ગયા વગર રહેતુંજ નથી. વિષયરહિતપણે પરમાત્માના પ્રતિ એકાગ્રભાવે કામના કરતા રહેવું એજ સાચા ત્યાગનું લક્ષણ છે. એવા માણસો કાર્યકારણ પૂરતાજ અને તે પણ શાસ્ત્રવિધિની મર્યાદામાં રહીનેજ વિષયસેવન કરે છે તે બંધનકર્તા નથી. તુકારામ કહે છે કે જેને ફક્ત પ્રભુના ચિંતનની લગન લાગી છે, તેનેજ સાચો લાભ થયો છે એમ સમજી લેવું.

૮૭૭–કોઇ માણસ જ્ઞાની હોવા છતાં વારંવાર વિષયસેવન કરતો રહે તે પશુસમાન છે. વિષયલાલસા પ્રતિ જેનું મન લોભાયું તેની આત્મસ્થિતિ ડામાડોલ થઇ ગઇજ જાણવી. એવા મૂર્ખ માણસો રસોઇ તૈયાર કરીને બીજાને પીરસનારની જેમ પારકાને સારૂ જ્ઞાન સંપાદન કરતા લાગે છે; અને પોતે વિષયસુખરૂપી સારહીન છાશનુંજ સેવન કરે છે. તુકારામ કહે છે કે એવા જ્ઞાનીઓને ઘણી હાનિ થાય છે અને તેમને પુનઃ પુનઃ દેહ ધારણ કરવા પડે છે.

૮૭૮–હે દેવ ! તમે જો કામનારહિત અને નિઃસંગ હો તો પછી તમે નામ શા સારૂ ધારણ કર્યાં ? હું નામરૂપરહિત, સંગરહિત, શુદ્ધ બોધરૂપ છું એવું જ્ઞાન તમે જેને જેને કહ્યું હતું તે બધાની સાથે તમે ઠગાઇજ કરી છે. અમારી આગળ તમારૂં જે ખરૂં સ્વરૂપ ઊભેલું છે તેના નામચિંતનના રંગમાં રંગાઇ જઇને

હું આનંદપૂર્વક નૃત્ય કર્યા કરવાનો. તુકારામ કહે છે કે આવા શુષ્ક બ્રહ્મજ્ઞાન દ્વારા અમારા સદ્‌ગુણો પ્રત્યેના પ્રેમનો ભંગ થઈ શકનાર નથી.

૮૭૯–સત્ય બોલવાથી હરિની પ્રાપ્તિ અનાયાસે ફોકટમાંજ થઇ જાય છે. આવો સહેલોસટ ઉપાય છે છતાં તમે શા માટે તમારૂં જીવન વ્યર્થ ગુમાવી દો છો? ફક્ત સત્ય બોલવાથીજ પાર વિનાનો પરોપકાર થાય છે. તુકારામ કહે છે કે મનમાંથી કુવાસનાનો મેલ કાઢી નાખીએ એટલે તે પોતેજ શાંત થઇ જાય છે.

૮૮૦–જ્યાં દયા, ક્ષમા અને શાંતિ એ ત્રણ વૃત્તિઓ હોય છે ત્યાં દેવનો વાસ છે એમ જાણવું. એવા પુરુષને ઘેર દેવ દોડી જાય છે અને તેના હૃદયમાં પોતે નિરંતર નિવાસ કરીને રહે છે. દેવને કીર્તન એટલું વહાલું છે કે, જ્યાં કીર્તન થતું હોય ત્યાં જેમ ભોજનને માટે દુકાળથી પીડાયલો માણસ દોડે તેમ દેવ દોડી જાય છે. તુકારામ કહે છે કે દેવનું નામ જપવું એ તેમની પૂજા કર્યા બરોબર છે અને નામજપ કરનારને દેવ દર્શન દે છેજ.

૮૮૧–જે ગુરુ, શિષ્યની પાસે સેવા ન કરાવતાં તેને દેવતુલ્ય માને છે તેજ ગુરુનો ઉપદેશ ફળે છે અને જે ગુરુઓ એવા નથી તેઓ ફક્ત ટોપનાજ શોકતા થાય છે. જેઓ દેહને લગતી બાબતો તરફ ઉદાસીન ભાવ ધારણ કરે છે તેમનુંજ બ્રહ્મજ્ઞાન સાચું છે. તુકારામ કહે છે કે હું તો જેવું છે તેવું કહું છું; આથી કરીને કોઇને મારા ઉપર રીસ ચઢતી હોય તો ભલે ચઢતી.

૮૮૨–હે દેવ! આજ સુધીમાં આ દેહનાં કેટલાંય સગાં-સંબંધીઓ મરી ગયાં અને તું તો તેવો ને તેવોજ રહ્યો છે. હે વિઠોબા! તું એકલો અત્યાર સુધી કેવી રીતે જીવતો રહ્યો તેનું કારણ તું મને કહે. તારા દેખતાં દેખતાંજ મારો બાપ, મારી

માનો બાપ એ બધાંય મરી પરવાર્યાં. અમારી પાછળ બાલ્યાવસ્થા અને તરુણાવસ્થારૂપી બલાઓ વળગી છે. આજ સુધી તને કોઈ મારા જેવો સવાલ પૂછનારો મળ્યો નથી તેથી તું ફાવી ગયો છે. તુકારામ કહે છે કે આ બધું જે કાંઇ મારામાં છે તે બધું તારા સ્વરૂપમાંથીજ ચાલ્યું આવેલું છે.

૮૮૩-જેમની સોબતમાં રહેવાથી મારા ચિત્તની એકાગ્રતામાં વિક્ષેપ થાય છે તેવા ઈશ્વરવિમુખ માણસોનો હું છાંયડો પણ લેનાર નથી. વિઠ્ઠલના નામસ્મરણ સિવાયના બીજા કોઇ પણ શબ્દ હું મારે કાને સાંભળનાર નથી. હું જે કાંઇ બોલું છું તે બીજા લોકોના મનના સમાધાનને ખાતર બોલું છું; પણ મારૂં મન તો કશામાં ગૂંચવાતુંજ નથી. જેમના મનમાં પાંડુરંગના પ્રતિ પ્રેમ છે, તેઓ મને મારા પોતાના જીવના કરતાં પણ વધારે વહાલા છે. તુકારામ કહે છે કે દેવ અને સંત એ બેજ મારૂં હિત જાણે છે; એટલા માટે એ બેના સિવાય બીજા કોઇના બોલવા ઉપર હું ધ્યાન આપતો નથી.

૮૮૪-પોતાના ચિત્તની અંદરથી તૃષ્ણાને મૂળ સહિત ઉખાડી કાઢીને જે વેગળી ફેંકી દે તેનેજ ત્યાગી અથવા ગોસાંઇ કહેવો. જેઓ એવું ન કરી શકતા હોય તેઓ ભલે સંસારમાં સુખપૂર્વક પડ્યા રહે; એ લોકોને આખરે યમલોકમાં એકજ વાર દુઃખ વેઠવું પડશે, પણ જે લોકો સંસારનો ત્યાગ કર્યા છતાં મનથી સાંસારિક સુખની તૃષ્ણા સવ્યા કરે છે, તેમનો તો આ લોકમાં અને પરલોકમાં બેઉ જગ્યાએ ફેડફજેતો થાય છે. મનમાંથી તૃષ્ણાનું એવું સમૂળ નિકંદન નીકળી જાય કે ફરીથી તેના અંકુર ફૂટેજ નહિ, એવી અવસ્થા થાય ત્યારેજ સંસારનો ત્યાગ કરવો. તુકારામ કહે છે કે જો તારે યોગને સિદ્ધ કરી લેવાની ઉતાવળ

હોય તો તે તારી તૃષ્ણામાંથી અડધીને તો તું નિર્ણંજ કરી નાખ.

૮૮૫–હરિના પ્રતિ દઢ ભાવ ધારણ કરી રાખવો એજ હરિના ભક્તોનો સ્વધર્મ છે. આવા નિશ્ચયની દઢ ભાવનાનું ભક્તજનોએ નિત્યપ્રતિ પોતાના હૃદયમાં પોષણ કરતા રહેવું જોઇએ. એ વાતમાં જરાય આંતરો પડવા દેવો નહિ. તમામ તૃષ્ણાઓને મનમાંથી ઉખાડીને ફેંકી દેવી અને વિઠોબાના પ્રતિ અચળ શ્રદ્ધાને ધારણ કરી રાખવી. વિઠોબાના સિવાય બીજા કોઇની અપેક્ષા રાખવી નહિ. તુકારામ કહે છે કે ભગવાન આવા અનન્યભક્તની ઉપેક્ષા કરી શકતાજ નથી.

૮૮૬–હે સૌ મનુષ્યો ! તમે જ્યાં રહેતા હો, જેવી સ્થિતિમાં રહેતા હો, તેવી સ્થિતિમાં તમે નામચિંતનરૂપી પ્રત્યક્ષ ઈશ્વરપ્રસાદ પ્રાપ્ત કરતા જાઓ; તેમ કરવાથી મારો પાંડુરંગ સ્વામી તમને જરૂર સંસારનાં બંધનમાંથી મુક્ત કરી દેશે. હું પાંડુરંગના સેવકના હક્કથી આ વાત તમને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. ચક્રપાણિ ભગવાનનો સ્વભાવજ એવો છે કે પોતાના ભક્તનો ગુણ-દોષ વગેરે કાંઈજ ન જોતાં તેમનો પ્રેમ જોઇને તેમને અધીન થઇ જાય છે. તુકારામ કહે છે કે હરિનું ચિંતન કરતાં કરતાં સંસાર કડવો ઝેર જેવો લાગવા માંડે છે, શરીરે રોમાંચ થવા લાગે છે, કંઠ ગદ્ગદ્ થઈ જાય છે અને એવાં બીજા સાત્ત્વિક ભાવોદયનાં લક્ષણ પ્રકટ થવા માંડે છે.

૮૮૭-ઇશ્વરના નામનો જપ કર્યાથી મોક્ષ નથી થતો, એવો તમને કોઇ ઉપદેશ દેવા આવે ત્યારે તેના કથનને હાનિકારક સમજીને તમારે બહેરા થઇ જવું અર્થાત્ એવા માણસનું કહેણ તમારે કાને સાંભળવુંજ નહિ. હરિનામનો એવો મહિમા છે કે જેના મનમાં જે વસ્તુની ઇચ્છા હોય તે વસ્તુ નામજપ કર્યાથી

પ્રાપ્ત થાય છે. આવા નામથી વિમુખ રહે અને બ્રહ્મજ્ઞાનની ચર્ચાઓ કરવામાં વાચાળ બની જાય એવા અનેક મૂર્ખ લોકો મરી પરવાર્યા. જે લોકો મોઢેથી નાના પ્રકારના વાદવિવાદ કરતા ફરે છે અને શ્રવણાદિ નવધા ભક્તિનું ખંડન કરે છે, તેમનો જન્મ આ સંસારમાં કુક્કરના જેવો નિંદાને પાત્ર છે. વારેઘડીએ મારે લોકોને કેટલું કહેવું ? શ્રીહરિએ પોતાના નામને ખાતર ઉપમન્યુને ક્ષીરસાગરમાં બેસાડી દીધો. શંખાસુરે બ્રહ્માની પાસેથી વેદની ચોરી કરી અને તેમને ગળી ગયો ત્યારે ભગવાને શંખાસુરની સાથે યુદ્ધ કર્યું અને પેટ ચીરીને તેમાંથી વેદને બહાર કાઢ્યા અને બ્રહ્માને પાછા આપ્યા. આ બધાં કામ ભગવાને પોતાના નામને ખાતરજ કર્યાં હતાં. નામસ્મરણ કરતાં કરતાં ગણિકા તરી ગઇ; એ સિવાય વળી બીજા કેટલાય પંચમહાપાતકીઓ પણ નામચિંતન કરતાં કરતાં તરી ગયા. આ બધી હકીકત પુરાણો દ્વારા સંસારમાં પ્રસિદ્ધ થયેલી છે. એજ નામનું પ્રહ્લાદે હૃદયમાં ચિંતન કર્યું તો તેથી અગ્નિ, જળ અને વિષમાંથી તેનું રક્ષણ થવા પામ્યું હતું. નામનો આવો આવો મહિમા પુરાણોએ વારંવાર અતિ સ્પષ્ટ શબ્દોમાં વખાણ્યો છે. તુકારામ કહે છે કે નામનો આવો મહિમા છે એ વાત મારે ક્યાં સુધી કહ્યા કરવી ? જે કોઇ નામસ્મરણનો નિષેધ કરશે તે નરકે જશે.

૮૮૮–આ કાળચક્રની આફત આપણે ક્યાં સુધી વેઠયા કરીશું ? એ તો જ્યાં જઇએ ત્યાં આપણી પાછળનું પાછળ ચાલ્યુંજ આવે છે; એટલા માટે જો ચોર્યાશી લક્ષ યોનિના ચક્રમાંથી છુટકારો મેળવવો હોય તો પાંડુરંગને શરણે જાઓ. જેનો જન્મ છે તેની પાછળ મૃત્યુ તો લાગેલુંજ છે. મરણ પછી પાછો જન્મ અને જન્મના પછી પાછું મરણ એમ ચક્ર ચાલ્યાજ કરે છે. તુકારામ કહે છે કે આ તો રેંટમાળનાં ઘડિયાંના જેવો ખેલ છે.

એ રેંટમાળનાં ઘડિયાંમાંથી જે ઘડિયું ફૂટી જાય છે તેને ફેરામાંથી મુક્તિ મળે છે. પાંડુરંગને શરણે જવું એ શરીરરૂપી ઘડિયું ફૂટી ગયા જેવું છે.

૮૮૯—જો તારે ગાવુંજ હોય તો ફક્ત વિઠોબાનું નામજ ગા; નહિ તો તું તારી જગ્યાએ જેમ છે તેમ ને તેમ બેસી રહેજે. પરમાત્માના અદ્વૈત સ્વરૂપને વિષે બોલવાનું તારે કાંઇજ પ્રયોજન નથી. તે તો નિઃશબ્દ અર્થાત્ વાણીથી પર છે; એટલા માટે તેને જાણવાનો જે કાંઈ શ્રમ કરશો તે બધો વ્યર્થ જશે. તુકારામ કહે છે કે આવા શબ્દજ્ઞાનીઓની મારે કયાં સુધી ફજેતી કર્યા કરવી ? આટલા આટલા ફિટકાર કરૂં છું તોપણ એ લોકોને લાજ નથી આવતી; ખરેખરા નિર્લજ્જ નફટ લોકો છે !

૮૯૦—જેને મોઢે વિઠોબાનું નામ ન હોય તેના મોઢાના બોલ મને સાંભળવા ગમતા નથી. જે માણસ મન, વાણી અને કર્મ વડે વિઠોબાથી વિમુખ છે તેને હું મારો શત્રુ માનું છું. એવા માણસને હું કદી મારો પોતાનો ગણી શકુંજ નહિ. તુકારામ કહે છે કે જેને વિઠોબાના નામ ઉપર પ્રીતિ નથી તે માણસ છેકજ અધમ છે એમ જાણજો.

૮૯૧—અમારે તો એક પાંડુરંગના નામનુંજ કામ છે; એ સિવાય બીજું કાંઇજ અમને કબૂલ નથી. અમે તો ભક્તિરૂપી કાછડો વાળીને મનથી દૃઢ સંકલ્પ કરીને કલિકાળની સાથે લડવા રણમેદાનમાં ઊતરી પડયા છીએ અને તેને અમારી સામે જરા પણ ટકીને ઊભો રહેવા દેનાર નથી. ‘ હરિ હરિ ’ એ નામ અશુદ્ધ તો અશુદ્ધ, જેવું બોલાય તેવું પણ તમારે મોઢેથી તેનો જપ કરતાજ જાઓ. તુકારામ કહે છે કે વિઠોબાનું નામ એ તમામ પુરાણોનું બીજ છે અને અમારૂં નિજરૂપ છે; તે અમને પ્રાપ્ત થઇ ગયું છે.

૮૯૨–જેઓ નાસ્તિક બુદ્ધિવાળા છે, તેઓ જીવને અર્થાત્ તેમના શરીરનેજ દેવ માને છે; એટલે કે તેઓ શરીરના ઉપાસક છે. તેમને મનથી ભોજનાદિક શારીરિક ક્રિયાઓ એજ ભક્તિ છે અને મરણ એ મુક્તિ છે. આવા પેટપોષનારા લોકો પોતાની જૂઠી યુક્તિઓ વડે લોકોને ફસાવીને પોતાના મત તરફ ખેંચી જાય છે અને વેદપુરાણ જૂઠાં છે એવી એવી વાતોનો પ્રચાર કરે છે; વળી પુનર્જન્મ થતોજ નથી એવું પણ તર્કના જોરથી સિદ્ધ કરી દે છે. તુકારામ કહે છે કે પાપપુણ્યનો કશો વિચારજ નહિ કરનારા આવા નરાધમ લોકોની પીઠ ઉપર આખરે યમના દંડના સપાટા પડે છેજ.

૮૯૩–ભક્તોનો મહિમા ભક્તોજ સમજી શકે છે. જેઓ ભક્ત ન હોય તેઓ એને નજ સમજી શકે. પોતે શ્રીહરિના સ્વરૂપને ઓળખી લે અને તેમાં પોતાની વૃત્તિઓને આનંદપૂર્વક સ્થિર કરી રાખે એવા ભક્તજનો પોતાને મોઢેથી જે જે ઉદ્ગાર પ્રકટ કરે છે, તે વૈખરી વાણી વડે ન બોલી શકાય એવા ગૂઢ હોય છે. પોતાનો દેવની સાથે અભેદ ભાવનો અનુભવ કરી લીધા પછી સેવ્ય-સેવકપણાનો ભેદ તેમણે પોતાની પાસે રહેવા દીધેલો છે; કેમકે આ સંસારમાં ભક્તિ વડે પ્રેમાનંદની વૃદ્ધિ થાય છે. મૂઢ લોકોના સમુદાયનો ઉદ્ધાર કરવા સારૂ તેમણે કરતાલના ધ્વનિ-સહિત હરિકથાનો ભારે સુકાળ કરી દીધેલ છે. તુકારામ કહે છે કે જેમણે હરિને ઐકયભાવ દ્વારા જાણી લીધા છે તેમને આ વાતની ખબર હોય છે.

૮૯૪–આશા-તૃષ્ણા એ માયાના વિકાર છે અને તેમાં અપ-માનનાં બીજ રહેલાં છે; તેમનો નાશ કરનારજ લોકોમાં પૂજાય છે. જેમણે એ તૃષ્ણાનો ત્યાગ કરવા પૂરતું ધૈર્ય કેળવ્યું નથી

હોતું તેઓ જ્યાં જાય ત્યાં સન્માન પામતા નથી. જેમનામાં ત્યાગ કરવા જેટલું ધૈર્ય હોય એવા પુરુષોનાં દર્શન ઘણુંજ દુર્લભ છે. તુકારામ કહે છે કે ઉપદેશની કિંમત તો બુદ્ધિમાનજ આંકી શકે છે. બીજાની આગળ ઉત્તમ ઉપદેશ પણ વ્યર્થ જાય છે, એમાં એવા લોકોનો દોષ પણ શી રીતે કાઢવો?

૮૯૫–હરિના ચિંતનમાં જેટલો વખત વ્યતીત થાય તેટલો વખત અત્યંત કલ્યાણમય હોવાથી ધન્ય ધન્ય છે!! હરિના ભકતોને સંસારની સાથે કશો સંબંધજ રહેતો નથી. એવા ભકતોને ગર્ભવાસાદિ દુ:ખોનો કષ્ટદાયક અનુભવ લેવો પડતો નથી. તેમને સ્વજન, સંપત્તિ આદિ જેની જેની આવશ્યકતા હશે તે બધાજ પદાર્થ પૂરા કરવા માટે સાગર સમાન પાંડુરંગ પોતેજ તે તે પદાર્થરૂપ બની જાય છે. આવો તેમનો જાતિ અનુભવ છે. પાંડુરંગ પોતે તેમના ઉપકારની નીચે દબાઇ ગયા છે. તુકારામ કહે છે કે દેવ, પોતાના ભકતોરૂપી પાશની અંદર બંધાઇ ગયેલા છે. દેવ અને ભક્ત વાસ્તવિક રીતે તો એકજ છે, પણ આ દેવ અને પેલા ભક્ત એવો ભેદ અને ભેદયુક્ત વ્યવહાર તેમણે કૌતુકને માટે દેખાવ પૂરતો રહેવા દીધો છે.

૮૯૬–અમારે માટે મોક્ષની પ્રાપ્તિ કરવી એ કાંઇ આઝી અઘરી વાત નથી. પોતાના મોઢા સામે પડેલી ગાંસડીમાંની વસ્તુની માફક મોક્ષ તો અમારે સ્વાધીનનીજ વસ્તુ છે. હે દેવ! ભક્તિનો આનંદ ભોગવવાની જીવમાત્રને તક મળે છે તો ખરી, પણ તે આનંદને આપવાની તમારી રીત વિચિત્ર છે. મોક્ષ તો અમારૂં કુદરતી સ્વરૂપજ છે. આથી કરીને જે અમારૂં છેજ તે તમે અમને આપો એમાં શી મોટી વાત છે? તોપણ અમે તેનાથી મળતા આનંદને લીધે ત્યાં અમારૂં હિત છે એમ માનીને તેનો

સ્વીકાર કરીએ છીએ. તુકારામ કહે છે કે અમને તો તું ઘણી ખુશીથી ફરી ફરી જન્મ આપતો રહેજે; પણ ફક્ત એટલું કરજે કે, તારા ચરણો પ્રતિ અમારી ભક્તિ કદાપિ વિચલિત થાય નહિ.

૮૯૭-ભગવાનનું ચિંતન કરવાને માટે ઉત્તમ ઘડી, પળ જોવાની જરાય આવશ્યકતા નથી. જેના મોઢામાંથી નિરંતર હરિનામનું રટણ થતું હોય તેનું મોઢું અતિ શુભ છે. જેને એકલી હરિવિષયક શ્રદ્ધાજ પ્રિય છે અને બીજું બધું વ્યર્થ તમાશા સમાન છે તેને ધન્ય છે. તુકારામ કહે છે કે હું સૌને આવોજ ઉપદેશ કરું છું.

૮૯૮-જે જે વ્યવહાર કરતાં ગોવિંદ અને આપણી વચ્ચે આંતરો પડી જાય અને આપણે હરિવિમુખ થઈ જઈએ તે બધાજ વ્યવહાર બાધક સમજવા. હે દેવ ! હું જ્યાં બેઠો હોઇશ ત્યાં હું તમારા ચરણમાંજ મારા ચિત્તને પરોવી રાખીશ અને તમારા સ્થાનને બેઠો બેઠો જોયા કરીશ. અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપનો નિશ્ચય થઇ ગયા પછી આ બધોજ પ્રપંચ કલ્પિત છે અને મનથી ઊભો કરેલો છે એવું સમજાઇ જવાથી, આપોઆપ પ્રપંચનો નિષેધ થઇ જાય છે. દોરડાને ઠેકાણે મનથી કલ્પી લીધેલા સાપની ભ્રાન્તિ થાય છે તેમ આ આખો પ્રપંચ પણ સ્વકલ્પિત છે અને તેથી તે પાપરૂપ છે. તુકારામ કહે છે કે વિશ્વનો પાલનહાર પરમાત્મા સંપૂર્ણ વિશ્વની અંદર તેમજ બહાર બધે છે એવી માન્યતામાં હું તો આનંદપૂર્વક કાળ નિર્ગમન કરતો રહું છું.

૮૯૯-દેવ, પોતાના ભક્તે રાંધેલા અનાજને માટે તાકીને બેસી રહે છે અને બીજા લોકો અનેક પ્રકારનાં સુખદાયક ભોજન અર્પણ કરે છે, તો તે પણ તેમને ફીકાં લાગે છે. શ્રીકૃષ્ણગોપાળનો આવો સ્વભાવ છે. તેમને એક શુદ્ધ ભાવજ પ્રિય છે. તેમને પોતાના

ભક્તનું એઠું ખાવાનું ગમે છે અને બીજાનાં હવિષ્યાન્નને પણ ઠોકરે મારે છે. તુકારામ કહે છે કે અનેક પ્રકારના વેષને ધારણ કરનારા અનંત ભગવાન ભાવિક ભક્તોને માટે સુલભ છે.

૯૦૦–જેનામાં કોઇ પણ જાતની લેશમાત્ર પણ યોગ્યતાજ નથી એવા અનધિકારી લોકોનું જીવન નિરર્થક છે; એવા લોકોને ફક્ત એટલુંજ કહીએ કે હરિનું સ્મરણ કરવું એજ સૌથી સુલભ સાધન છે. એમાં તમને કશો શ્રમ કરવો નહિ પડે. મરણનો સમય આવી લાગશે ત્યારે બીજા બધાજ ઉપાય નકામા થઈ પડશે. તુકારામ કહે છે કે હે સૌ મનુષ્યો! તમે ફક્ત હરિ-સ્મરણમાંજ તમારા મનને સ્થિર કરી રાખો.

૯૦૧–પોતાના ભક્તો જેવાં જેવાં સ્વરૂપનું ધ્યાન કરે છે તેવાં તેવાં રૂપ ભગવાન ધારણ કરે છે. સગુણ અને નિર્ગુણ બ્રહ્મ એ બેઉના આશ્રયરૂપ પાંડુરંગ પોતાના ચરણને એક સરખી રેખામાં ગોઠવીને ઇંટના ઉપર ઊભા રહ્યા છે. સાકરના ગાંગડાને જ્યાંથી ચાખીએ ત્યાંથી તે ગળ્યોજ લાગે; કારણકે તે બધી તરફથી મીઠોજ છે. એની અંદર આટલું ગ્રાહ્ય અને આટલું ત્યાજ્ય એવું કાંઇ છેજ નહિ. તુકારામ કહે છે કે જીવ જેનું જેનું સેવન કરે છે તે બધું હરિજ ભોગવે છે.

૯૦૨–જે ભક્ત ધર્મ–કર્મનું યથાકાળ આચરણ કરે છે તેની આગળ ભગવાન, પોતાનું ભગવાનપણું વેગળું મૂકી દઇને ક્રીડા કરે છે. તે ભોળો ગોપાળ બનીને તેની સાથે ખેલ ખેલે છે અને ભક્ત તેને જે કાંઇ કરે તે બધુંજ કરવા દે છે અને તે બધું સહન કરી લે છે. જેઓ યજ્ઞોમાં મંત્રોપચાર સહિત આહુતિઓ આપે છે, તેમના તરફ દેવ ઉદાસીનભાવ ધારણ કરે છે. તુકા-રામ કહે છે કે યોગ્યતાવાળાઓને ભગવાન બનાવી કાઢે છે

અર્થાત્ તેમના હૃદયમાં પ્રકટ થતા નથી.

૯૦૩–શ્રીહરિના નામનો મહિમા પુરાણોએ ખૂબ વખાણ્યો છે. હરિનામનું જે કોઇ કીર્તન કરશે તે હરિરૂપજ બની જશે. શિવજી પોતે એ નામનેજ શ્રેષ્ઠ મંત્ર માનીને સદાકાળ પરમ પ્રીતિપૂર્વક તેનો જપ કરે છે. આ શ્રેષ્ઠમંત્ર અત્યંત હિતકારક અને સર્વોત્તમ છે; એટલુંજ નહિ પણ સર્વનો સાર છે. હે દેવ! તમારૂં 'બ્રહ્મકર્મ' એવું એક નામ છે. નારદમુનિ ત્રૈલોક્યમાં ભ્રમણ કરતી વખતે હાથમાં વીણા લઇને એજ નામનું ગાન કરતા કરતા જાય છે. પરીક્ષિત રાજા એજ નામનુ સ્મરણ કરવાથી ફક્ત સાતજ દિવસમાં મૃત્યુના પાશમાંથી મુક્ત બનીને ઊભા રહ્યા. વાલ્મીકિ ઋષિ જે પ્રથમ ભીલ જાતિના હતા, તે એજ નામના ચિંતનના પ્રભાવથી ઋષિ બની ગયા અને રામાવતાર થતા પહેલાં રામાયણની રચના કરવા સમર્થ થયા અને મહાન કીર્તિ સંપાદન કરી ગયા. તુકારામ કહે છે કે હે દેવ! વેદ તમારૂં સગુણ અને નિર્ગુણ બેઉ રીતે વર્ણન કરે છે, તેમ છતાં પણ તમારાં કોઇ પણ બે નામની વચ્ચે કશો તફાવત નથી.

૯૦૪–સૌ પ્રાણીમાત્ર પ્રતિ તેમના તેમના અધિકાર મુજબ દયાભાવ રાખવો, પણ સંતજનોની આગળ તો સર્વતોભાવે શરણાગતિનોજ ભાવ દર્શાવવો. તમે જે કાંઇ શીખ્યા હો તેનું જો મનમાં અભિમાન કર્યું તો તમે જરૂર યમલોકવાસી થવાનાજ. જેમ હીરા, માણેક, પારસમણિ, મહોરૂં, એ બધા પથ્થરની જાતના નથી, તેમ સંતજનો પણ મનુષ્યની કોટિના નથી. બીજાં નદી-નાળાંઓને જે ગંગા અને સમુદ્રના સમાન માને છે તેના જેવો અધમ નર આખા સંસારમાં બીજો કોઇ હોઇ શકેજ નહિ. આકાશમાં તારાઓ તો અસંખ્ય છે, પણ તેમને કાંઇ ચંદ્ર અને

સૂર્યના બરોબર ગણી શકાય? તુકારામ કહે છે કે જેના સ્વભાવમાં નમ્રતાનો અંશ નથી તે માણસ પોલાદની ધાતુ જેવો નથી પણ સાધારણ લોખંડના જેવો કઠણ છે.

૯૦૫–મને તો એક પંઢરીનાથના નામ સિવાય બીજું કાંઇ બોલવાનું ગમતુંજ નથી. મને તો તેમના એકલાનીજ કથા કરવાનું અને તેમના નામનું કીર્તન ગાવાનું તથા શ્રવણ કરવાનું ગમે છે. તુકારામ કહે છે કે એક વિઠ્ઠલદેવના સિવાય હું બીજા કોઇને માનનાર નથી. એ બાબત સંતજનોને જે કહેવું હોય તે ભલે કહે.

૯૦૬–ઓ મારા સ્નેહી સંબંધીઓ! તમે તમારા ડહાપણને એક પોટલીમાં બાંધીને કોઇ જગ્યાએ મૂકી રાખો. દેવની આગળ તો એકલી ભાવભક્તિનુંજ પ્રયોજન છે. તમે મન, વાણી અને કર્મદ્વારા અનન્ય ભાવે પાંડુરંગનું શરણ લેજો. એટલું કરશો તો તમારાં બીજાં બધાંજ કામ પાંડુરંગ પોતેજ કરી લેશે. નકામા તર્કવિતર્ક કરીને વ્યર્થ સમય ગાળતા નહિ. એ તર્ક નથી પણ કુતર્ક છે. તુકારામ કહે છે કે એક હરિની આગળ ભાવભક્તિ સમર્પિત કરવા ઉપરાંત બીજું જે કાંઇ કરશો તે બધુંજ વ્યર્થ છે.

૯૦૭–દેવનાં દર્શન કરવાને માટે બીજાં કોઇ પણ સાધન-ભજનની જેટલી ખટપટ કરશો, તેટલી બધીજ નકામી જવાની છે એમ સમજી લેજો. ફક્ત તમે તમારા હૃદયને ખુલ્લું કરી દઇને એકાગ્ર ચિત્ત વડે ભગવાનનું ધ્યાન કરો એટલુંજ ઘણું છે. કામ-ક્રોધાદિ ષડ્વૃત્તિઓનો વાસો અંતઃકરણની અંદર હોય છે; તેમને જડમૂળ સહિત ઉખાડીને બહાર કાઢી મૂકજો. તુકારામ કહે છે કે જેના હૃદયમાં તૃષ્ણાનો એક અંકુર પણ બાકી રહ્યો ન હોય ત્યાંજ દેવ નિવાસ કરે છે.

૯૦૮–જેના ચિત્તની અંદર જરા જેટલો પણ સંશય ન હોય

તે મુક્ત છે; અને જેના ચિત્તમાં લજ્જા, ચિંતા, મોહ ઇત્યાદિ વૃત્તિઓ રેહી સહી પણ પડી રહી હોય તે બદ્ધજીવ છે. એકાંતનું સેવન કરનાર શાંતિજન્ય સુખની પ્રાપ્તિ કરી શકે છે અને લૌકિક દંભનું અનુસરણ કરનારો દુ:ખનો ભોક્તા થાય છે. તુકારામ કહે છે કે દુ:ખમાંથી છૂટા થઇને સુખની પ્રાપ્તિ કરવાનો ઉપાય છે તો ઘણો સહેલો, પણ લોકોને તેનું જ્ઞાન ન હોવાથી તેઓ બીજા નાના પ્રકારના ઉપાયોની ખટપટમાં ભેરવાઇ પડે છે,

૯૦૯—નાના પ્રકારના મતવાદી લોકોનો ઉપદેશ જે સાંભળે છે તેના જેવો દોઢ ડાહ્યો બીજો કોઇ નથી. રવડતાં ઢોરની માફક યમદૂતોના હાથનો માર ખાવાનો સ્વાદ તેમને આખરે મળનાર છે. ઘણાય શબ્દજ્ઞાની પંડિતંમન્યો પોતાની ભેદબુદ્ધિને અનુસરતા પોતપોતાના મત મુજબ વેદવેદાંતના અર્થનું પ્રતિપાદન કરતા ફરે છે. તુકારામ કહે છે કે એક હરિના પ્રતિ જેઓ ભાવભક્તિ દાખવતા નથી, તેમનાં મોઢાં ઉપર આખરે ધૂળજ પડવાની છે.

૯૧૦—હે દેવ! તમે મારી એક પ્રાર્થના કાને ધરો. મારે મોક્ષ જોઇતો નથી. મોક્ષગતિ પામવાની મને મુદ્દલે ઇચ્છા થતી નથી. તેને બદલે મને તો નીચેની પંક્તિઓમાં વર્ણવેલી સ્થિતિમાં વધારે સુખ થાય છે. મને વૈષ્ણવ ભક્તોનાં ઘરોમાં રહીને તેમની સાથે પ્રેમાનંદનું સુખ ચાખવાનું ગમે છે. એવા ભક્તોનાં ઘરોમાં ઋદ્ધિ-સિદ્ધિઓ હાથ જોડીને ઊભી રહી હોય છે. મને વૈકુંઠવાસ કરવાની પણ ઇચ્છા થતી નથી; કારણકે ત્યાંનું સુખ પણ આખરે નાશવંત હોવાથી એક દિવસ તેનો છેડો આવી જાય છે. હરિ-કીર્તન કરતાં કરતાં હરિનામ-સ્મરણ દ્વારા જે આનંદ મળે છે તેનો સ્વાદ અપૂર્વજ છે. તુકારામ કહે છે કે હે મેઘશ્યામ! તમને તમારા નામના મહિમાની શી ખબર? તેનું સુખ હું પૂર્ણપણે

ભોગવ્યાજ કરૂં છું, તેથી કરીને મને તો પુનઃ પુનઃ જન્મ ધારણ કરીને આવું સુખ ભોગવવાનું ઘણું ગમે છે.

૯૧૧–એક કેશવ સિવાય બીજા કોઇ પણ દેવની પૂજા કે સેવા હું કરનાર નથી અને તેમને માનનાર પણ નથી. મારા ઈષ્ટ દેવના શરણમાં રહેતાં મને એવી કઇ વસ્તુની ખોટ છે કે જેથી હું બીજા દેવની આગળ યાચના કરવા જાઉં ? હું બીજા કોઇ પણ દેવની કીર્તિ કાને સાંભળનાર નથી તેમ મારે મોઢેથી હું તેનું વર્ણન કદી કરનાર પણ નથી. મને મારા એક વિઠ્ઠલ દેવના સિવાય બીજા કશાની ઇચ્છા નથી; અને મારી આંખે હું વિઠ્ઠલના શ્રીમુખ સિવાય બીજું કશું જોનાર પણ નથી; તેમ પંઢરીનાથના સિવાય બીજા કોઇ પણ દેવની પાસે જનાર નથી. હું મોક્ષપ્રાપ્તિની આશા રાખતો નથી, તેના સંબંધી કશો વિચાર કરતો નથી અને તેને પ્રાપ્ત કરવા માટે કોઇ પણ જાતની ચેષ્ટા પણ હું કરવાનો નથી. મને જન્મમૃત્યુના ચક્કરનો મનમાં કશો ભય નથી. તુકારામ કહે છે કે એકલા કેશવને બાદ કરીને મારા જીવને હવે બીજું કાંઇજ ગમતું નથી.

૯૧૨–દુષ્ટ મતવાદી લોકો પોતપોતાના મતની સ્થાપના કરવાના હેતુને સિદ્ધ કરવા પૂરતુંજ બોલે છે, પણ મારો ઉપદેશ તેમના જેવો નથી. મારા ઉપદેશનો આધાર સત્યના ઉપર છે. મારાં વચન અને મતવાદીઓનાં વચન એ બેના વિષે પૂભ બુદ્ધિપૂર્વક વિચાર કરવાથી કોણ ખરો ને કોણ ખોટો તે સમજાઇ જશે. મારા શબ્દો એકદેશીય નથી. જે કોઇ તેમના વિષે વિચાર કરીને તેમને ગ્રહણ કરશે તેને માલૂમ પડશે કે, તેમાં સમસ્ત બ્રહ્માંડનાં જેવી વિશાળતા છે. તુકારામ કહે છે કે સુજ્ઞ લોકોને મારી આટલીજ પ્રાર્થના છે કે અનેક મતમતાંતરને વિષે વિચાર કરવાનો તમારે શ્રમ કરવોજ નહિ.

૯૧૩–પોતાના અંત કરણમા કોઇ પણ પ્રકારના સશયને સ્થાન આપવુ એ એક દોષ છે. પુણ્ય અને પાપ એ મનના શુભ અને અશુભ સકલ્પોના પરિણામ છે, એટલા માટે શુભ સંકલ્પ કરવા એજ ઉત્તમ છે જેવું બીજ તેવાજ તેના શુભ અથવા અશુભ ફળ ઉત્પન્ન થાય છે તુકારામ કહે છે કે ચિત્તની શુદ્ધિ કરવામાજ હિત સમાયેલુ છે

૯૧૪–તમારે ચતુર વક્તા થવાની કે સુજ્ઞ શ્રોતા બનવાની ચેષ્ટા કરવી નહિ ફક્ત ચિત્તની અદર હરિવિષયક ભાવને ધારણ કરીને બેસી રહેવુ એટલુજ જે કોઇ કરી શકશે તે આ સસારમા કૃતાર્થ થઇ જશે–તે કૃતાર્થજ થઇ જશે પરબ્રહ્મનો નિવાસ તેના હૃદયની અદરજ છે એમ નિશ્ચયપૂર્વક માની લેજો. તમારે મોઢુ ધોવાની અને સ્નાન કરવાની ખટખટમા પડવુજ નહિ. તેમ કરવાને બદલે બધો વખત રામનામનો જપ કરતા રહેશો તો તેટલુજ ઘણુ થઇ પડશે જે ભૂત માત્રના પ્રતિ કૃપા રાખનારા દયાળુ દિલના હશે તેઓ જપ, તપ, ધ્યાન, યોગ, મુક્તિ, એમાની કોઇ પણ બાબતની પરવા કરતાજ નથી તુકારામ કહે છે કે જે કોઇ મનુષ્ય બધુ જાણી લીધા પછી જાણવાની ઇચ્છાનેજ મનમાથી કાઢી નાખશે તે અનતને (ઇશ્વરને) બીજા જીવો કરતા વધારે પ્રિય લાગે છે

૯૧૫–જેટલી ક્ષણ પાડુરગનુ ચિતન થયા કરશે તેટલી ક્ષણના ઉપર કાળની સત્તા ચાલી શકશે નહિ કાળ હમેશા મનુષ્યના આયુષ્યનુ માપ કર્યાજ કરે છે, પણ જેટલી ક્ષણો હરિ કથામા વ્યતીત થઇ હશે, તેટલી ક્ષણોનો હિસાબ રાખવાનો અધિકાર કાળને મળ્યો નથી, એટલા માટે મારા વિઠોબાના મહિમાની સ્તુતિ કરવાની રીત ત્રણે લોકમા સૌથી શ્રેષ્ઠ છે તુકા

રામ કહે છે કે ગોપાળનુ સ્મરણ કરતા રહેવુ એજ મનુષ્ય-જન્મ ધારણ કરવાનુ વાસ્તવિક ફળ છે.

૯૧૬-કવિતાઓ જોડનારા કવિઓ તો ઘેરઘેર પાક્યા છે પણ તેમના કાવ્યોમા પ્રાસાદિકતાનો એક છાંટો પણ દીઠામા આવતો નથી. આવા લબાડ કવિઓ જગતમા કવિ તરીકે પંકાવાની ઉમેદ રાખે છે, પણ તેમ કરવા જતા આખરે પોતેજ ફસાઇ મરવાના છે તે વાતનો તેઓ વિચાર કરતા નથી પ્રાસાદિક કવિઓની કવિતાઓમાથી સારા સારા વચનો તેઓ તફડાવી લે છે અને તેમના વડે તેઓ પોતાની રચના કરવા મંડી જાય છે તુકારામ કહે છે કે આવા કૃત્યનુ પરિણામ ઘણુ માઠુ આવશે એવુ તેઓ જાણતા તો હોય છે, છતા જાણી જોઇને આખમિચામણા કરે છે

૯૧૭-પોતાની સગી માની સાથે વ્યભિચાર કરનારાઓનુ જેમ મોઢુ પણ જોવું ન જોઇએ, તેમ પોતાના ગુરુના પ્રતિ ભક્તિ-હીન હોય એવા શિષ્યોનુ પણ મોઢુ જોવુ નહિ એના કરતા તો એકલા રહેવુ એજ વધારે સારૂ છે તેમ કરવાથી આપણા ભજનમા વિઘ્ન નડશે નહિ નિંદાખોર લોકોના સમાગમમા તો કદી આવવુ જ નહિ, કારણ કે તે ચંડાળોના પેટમા નરી વિષમતા જ ભરેલી હોય છે તુકારામ કહે છે કે હે સજ્જનો! જેમને જોતાની વારનેજ પાપમા વધારો થતો હોય તેવાની સાથે કદી વાતચીત તો કરવીજ નહિ

૯૧૮-ભગવાનની કથા કરીને તેના બદલામા જે કોઇ દ્રવ્ય લેશે અથવા એવાને જે કોઇ દ્રવ્ય આપશે તે બેઉ નરકવાસી થશે તેમને રૌરવ અથવા કુંભીપાક નરકની યાતનાઓ ભોગવવી પડશે એવી અવસ્થામાથી તેમને છોડાવવાને માટે ભગવાન નારાયણને પણ કદી દયા આવવાની નથી તરવારની ધારના જેવી

ધારવાળાં પાંદડાંની સાથે તેમની કાયાને ઘસવામાં આવશે અને તેથી તેમને સર્વાંગે ક્ષત થઈ જશે. વળી ગરમ ગરમ જમીનના ઉપર થઇને તેમને પેટ ઘસડીને જવું પડશે. તુકારામ કહે છે કે એવા લોકો યમના હાથમાં એવા સપડાઈ જશે કે, તેમની નરક યાતનાનો કદી અંતજ નહિ આવે.

૯૧૯–જે માણસ શ્રીહરિના પ્રતિ ભક્તિભાવ સિવાય બીજી ત્રીજી આળપંપાળ વાતોની ચર્ચા કરે અથવા એવા નકામા સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરે, તેના બોલ કાને સાંભળવાજ નહિ; કારણકે હરિવિષયક ભક્તિની જગ્યાએ કેવલાદ્વૈતવાદની જે કોઇ ચર્ચા કરશે અને એવી ચર્ચા જે કોઇ સાંભળશે તે વક્તા અને શ્રોતા બેઉને ફક્ત નિરર્થક શ્રમ ઉપરાંત બીજું કશું ફળ મળનાર નથી. હું બ્રહ્મ છું, એવું જે મોઢેથી કહે અને પાછો પોતાના શરીરનું પાલનપોષણ કરવાની ખટપટ કરતો ફરે તેવા દુષ્ટ, લબાડ અને મિથ્યાવાદીની સાથે કદી બોલવુંજ નહિ. જે નાસ્તિક–દંભી માણસ વેદ વિરુદ્ધ વાત કરશે, સંતોના સમાજમાં તેનું મોઢું કાળું મેશ જેવું થઇ જશે. તુકારામ કહે છે કે જે માણસ બ્રહ્મ નિરૂપણ કરતી વખતે દેવ અને દેવના ભક્તોની વિરુદ્ધ બોલશે તે કૂતરાંનું માંસ ખાનાર ચંડાળના કરતાં પણ અધમ છે.

૯૨૦–જે જે કર્મો વેદવડે અનુમોદિત છે તે હું તમને કહું છું, તે સાંભળી લેજો. તેમના સંબંધી મારા વિચાર હું સંતોની સમક્ષ કહી સંભળાવું છું. એક દેવ દ્વારા બ્રાહ્મણ આદિ ચાર વર્ણની ઉત્પત્તિ થઇ છે; તે પોતપોતાનાં પુણ્યોના ઓછાવત્તાપણાને આધારે થઇ છે. સૃષ્ટિના આરંભમાં તો સૌની ઉત્પત્તિનું મૂળ એકજ હોય છે અને તે મૂળ શ્રીહરિજ છે. શ્રીહરિમાં આદિ, મધ્ય અને અંત એવા ભેદ સંભવતા નથી. આંબો, બોરડી, વડ,

બાવળ, ચંદન વગેરે વૃક્ષોના ગુણ-અવગુણમાં ઘણો તફાવત જોવામાં આવે છે, પણ તે સૌને અગ્નિમાં સળગાવી દઈશું તો તેઓ બધાં પાછાં એકરૂપ બની જશે. એવી રીતે જેઓ અત્યારે ગુણ અને સ્વભાવમાં એકબીજાથી ભિન્ન છે તેઓ તેમના સૌના મૂળ ઉત્પત્તિસ્થાન શ્રીહરિમાં જઈ મળે એટલે પાછાં એકરૂપ થઇ જશે. તુકારામ કહે છે કે જ્યાંસુધી મનની ઉન્મત્ત અવસ્થા થઇ ન હોય ત્યાંસુધી શાસ્ત્રોએ બતાવેલા વિધિમાર્ગને અનુસરીનેજ ચાલવું જોઇએ.

૯૨૧–સર્વ તીર્થોનું મૂળ અને સર્વ વ્રતોનું ફળ જે કેવળ બ્રહ્મ છે અને તેજ પંઢરપુરના સ્વામી વિઠોબા છે, તેમને હું મારી સગી આંખે જોઇ શકું છું. અત્યાર સુધી તેમનું દર્શન કરવાનું સુખ મારી આંખોને મળ્યું ન હતું તેથી કરીને તેઓ બિચારી ઉપવાસી હતી. આજે તેમણે દેવનુ દર્શન કરીને પારણાં કર્યાં છે. સર્વ પ્રાણીઓના પ્રાણાધાર અને આનંદના આદિસ્રોત ભગવાન કેડે હાથ દઇને ઊભા રહ્યા છે. અખિલ જગતના સર્જનહાર, કેવળ કૃપાનાજ સમુદ્રસમાન અને પોતાના દીન ભક્તોના પ્રતિ અત્યંત માયાળુ હોવા છતાં દુષ્ટોને માટે કૃતાન્ત કાળસમા શ્રીહરિ, જેમનુ દેવગણ નિત્ય ચિંતન કરે છે અને શ્રેષ્ઠ મુનિઓ ધ્યાનસ્થ અવસ્થામા જેમનુ દર્શન કરે છે એવા શ્રીહરિનુ સ્વરૂપ નિર્ગુણ બ્રહ્મથી પૃથક્ નથી, પણ બેઉ એકજ અને અભિન્ન છે. તુકારામ કહે છે કે જે ભગવાનને શ્રુતિઓ પૂરા સમજી શકી નથી, તેમને મેં નામસ્મરણનાં કીર્તનો ગાઇને પ્રાપ્ત કરી લીધા છે.

૯૨૨–જે ક્ષણે દેવના ચરણમાં મારી બુદ્ધિ સ્થિર થઇ ગઈ, તેજ ક્ષણે મારા મનના બધા મનોરથ સિદ્ધ થઇ ગયા. મારો જીવાત્મા ક્રિયારહિત અવસ્થામાં આવી જઇને સમાધાનનો એવો

આનંદ ભોગવતો થઇ ગયો છે કે મનના ક્ષોભ અને વિહ્વળતાનું તો હવે મને સ્મરણ પણ રહ્યું નથી. દેવના પ્રેમાનંદમાં ડૂબીને મારૂં મન એવું સુખી અને સંતુષ્ટ થઇ ગયું છે કે ત્રિવિધતાપજનિત દુઃખ તે કયાંનાં કયાં ચાલ્યાં ગયાં છે! સર્વ પ્રકારના લાભમાં જે શ્રેષ્ઠ લાભ છે એવા ભગવાન પાંડુરંગ, તે તો મારી જીભના ટેરવા ઉપરજ આવીને બેસી ગયા છે અને મારા હૃદયની અંદર તેમના અંગનો સ્પર્શ મને થયા કરે છે. પરમાત્મસ્વરૂપની સાથે જેનો યોગ થઇ ચૂકયો છે એવા જીવનનો ઝરો મારા અંતઃકરણની અંદર ફૂટી નીકળવાથી મારી દૃષ્ટિએ આખું વિશ્વ પરમાત્માની અંદર લય પામી ગયું છે. તુકારામ કહે છે કે જેમ અનેક નાની નાની નદીઓનાં પાણી વહી વહીને જ્યારે ગંગાની અંદર ભેગાં થાય છે ત્યારે ગંગા નદીમાં પૂર આવે છે અને નદી બેઉ કિનારેથી છલકાઇ જાય છે, તેમ મારૂં અંતઃકરણ પરમાત્મબોધના પૂર વડે ટ કોટંક ભરાઇને છલકાઇ જવા માંડયુ છે.

૯૨૩–દેવ આપણા ઉપર કૃપા કરીને આપણી પ્રાર્થનાઓનો ઉત્તર આપે એજ તેમનો પ્રસાદ માની લેવો જોઇએ. એવી કૃપાથી ઉત્પન્ન થતા આનંદ વડે આપણા આનંદમાં વૃદ્ધિ કરી લેવી. ઘણા લોકોને તેમનાં ભાગ્યનો ઉદય થયેલો હોવાથી પરમાર્થની નૌકા તેમને હાથ લાગી ગઈ છે; હવે તેમણે વિલંબ ન કરતાં પોતપોતાના લક્ષ્ય ઉપર પહોંચી જવાનો ઉદ્યમ કરવા મંડી જવું જોઇએ. જે સાધનની પ્રાપ્તિ અત્યંત દુર્લભ હતી તે તમારૂં ઘર પૂછતી ચાલી આવી છે, માટે હવે તેનો ઉપયોગ કરી લેવાને બદલે તેને હાથમાંથી ખોઈ બેસવાની ભૂલ કદી કરશો નહિ. તુકારામ કહે છે કે પરમાર્થરૂપી માલ તમારી જિહ્વા અને શ્રવણ દ્વારા અંતઃકરણમાં દાબી દાબીને કાના સુધી ભરી લેજો.

૯૨૪–પાપપુણ્ય અને સુખદુઃખાદિ અનુભૂતિઓની રેંટમાળ એકબીજાને ધકેલતી ચાલીજ આવે છે. આ બધો તમાશો મેં મારી આંખે જોઇ લીધો છે. તમામ જીવોને કાળ નચાવી રહ્યો છે. કોઇ વાર તેઓ સ્વર્ગની અંદર ઘસડાઈ જાય છે; ત્યાં નાના પ્રકારના દિવ્ય ભોગ ભોગવ્યા પછી પુણ્યને ક્ષય થઇ જતાં પાપનાં ફળ ભોગવવા માટે નરકમાં ઘસડાઇને જઈ પડે છે. આ રીતે એકના દોષની પાછળ બીજો દોષ અને તેની પાછળ ત્રીજો, એમ અનુક્રમે ચાલ્યા આવે છે. તુકારામ કહે છે કે આ બધો ખેલ જોઈને મારા મનમાં તો મોટો ભય પેદા થયો છે. હવે તો હે નારાયણ ! તુજ મને તારી કેડે બેસાડીને આ ભવચક્રમાંથી બહાર તેડી લાવ.

૯૨૫–એક વાર મોઢેથી વચન આપ્યા પછી ફરી જનાર મનુષ્ય અધમ કહેવાય છે. નારાયણ તો તેવો અધમ હોયજ નહિ. એવા નારાયણે મને પોતાનો માની લીધો છે. તે એવા સમર્થ છે કે તેમને હું જરા પણ ભારે પડવાનો નથી. આથી કરીને મારે માટે સંસારની ઉપાધિ જરાય રહી નથી. દૈવના યોગ વડે મારૂં બધુંજ પૂર્ણ થઈ ગયું છે. તુકારામ કહે છે કે હવે હું તેમની એકલાનીજ કીર્તિનુ વર્ણન કર્યા કરીશ. એ કામની વચમા હું બીજી કોઇ પણ બાબતને લગતા સંકલ્પને આડે આવવા દેનાર નથી.

૯૨૬–હરિકથા કહીને તેના બદલામાં જેઓ પૈસા લે છે અને એવા લોકોને જેઓ પૈસા આપે છે તે બેઉ નરકે જાય છે. નિરંતર રામનામનુ સ્મરણ કરતા રહીને પૂર્ણ અનુભવ કરી લેવો જોઇએ. હરિનામના સિવાય બીજા કોઇ મનને લલચાવે એવા શબ્દાદિ વિષયની જાળમાં ગૂંચવાઇ પડશો નહિ જો એવું કરશો તો તે અપરાધની સજા ભોગવવાને માટે તમારે યમલોકમાં જવું પડશે. તુકારામ કહેછે કે આખા જગતને તમે તુચ્છ માની લેજો.

જેઓ તેમ ન કરતાં લોભને વશ થઈને જગતની આગળ હાથ ધરતા ફરે છે, તેમના જીવતરને ધિક્કાર છે !

૯૨૭–દૂધની ખીર હોય છે તો મીઠી, પણ તેમાં ખાંડ નાખી હોય તોજ; મતલબ કે ખાંડની સહાયતાને લીધેજ ખીર ગળી લાગે છે. તેવી રીતે ભક્તિ વિનાનું નર્યું બ્રહ્મજ્ઞાન ખાંડ વિનાના દૂધના જેવું મોળું લાગે છે. જો રસોઇમાં મીઠુંજ ન હોય તો તે રસોઇ ગમે તેટલી ઉત્તમ હોય તોપણ કોઇને ભાવેજ નહિ. આંધળો માણસ મહેનત કરીને વસ્તુઓને ઓળખતાં શીખે, પણ તે માત્ર તેમનાં નામજ જાણી શકવાનો; રૂપરંગનો તેને કદી અનુભવ થતો નથી. તુકારામ કહે છે કે તંબૂરામાં ખરેખરી અગત્યની વસ્તુ તેનો તાર હોય છે.

૯૨૮–પ્રાણીમાત્રના પ્રતિ ભગવદ્બુદ્ધિની ભાવના કરીને જે માણસ નમ્ર બની ગયો છે, તેણે પોતાના હૃદયની અંદર અનંત પરમાત્માની પધરામણી કરી લીધીજ છે. આવી રીતે શ્રીરંગ–(ઇશ્વર)ને જીતી લેવામાંજ ખરેખરૂં શૂરાતન રહેલું છે. સૌના પ્રતિ નમ્રભાવ રાખવામાંજ પૂર્ણતાનું બીજ છે. તુકારામ કહે છે કે પાણી પાતળું છે, તેથી કરીનેજ તે છેક તળે સુધી ચાલ્યું જાય છે અર્થાત્ તે પોતાના નમ્રપણાને લીધેજ પૂર્ણતાને પામે છે.

૯૨૯–પારસમણિ પોતાના સામર્થ્ય વડે લોખંડને સોનું બનાવી દે છે; તેવી રીતે હે પંઢરીનાથ ! તું મારા ગુણદોષ તરફ નજર કરીશ મા. ગામમાં થઇને વહી જનારૂં વહેળિયું છે તો ઘણા ગંદા પાણીથી ભરેલું, પણ ગંગા તેના મેલાપણાનો વિચાર ન કરતાં તેને આત્મસાત્ કરીને પોતાના જેવું બનાવી દે છે. તુકારામ કહે છે કે કસ્તૂરીની સાથે રહેવાથી માટીમાં પણ કસ્તૂરીની સુવાસ બેસી જાય છે.

૯૩૦-કેટલાએક ગુરુઓ એવા હોય છે કે કોઈ છાશ પીરસવા આવે ત્યારે કહેશે કે મને નહિ, મારા શિષ્યોને આપો; અને જ્યારે દૂધ પીરસાય ત્યારે કહેશે નારાયણનું નામ દઈને મારાજ ભાણામાં રેડી દો. આવા જે જ્ઞાનીઓ હોય છે તેઓ ખરૂં જોતાં ચંડાળ સમાન છે અને પોતાની વિષયતૃષ્ણાને તૃપ્ત કરવાનીજ ખટપટ કરતા ફરે છે. તેઓ પોથીમાંના રીંગણાના જેવી નીતિ રાખીને ફક્ત દુનિયાનેંજ સદ્દુપદેશ દેવાનો ધંધો લઈ બેઠા છે. તેઓ ફક્ત શિશ્નોદરપરાયણ હોઈ પાશવી વૃત્તિઓના દાસ હોય છે. તુકારામ કહે છે કે એવા ગુરુઓનાં આચરણ ફક્ત લૌકિક કીર્તિ સંપાદન કરવા પૂરતાંજ હોય છે.

૯૩૧-બ્રહ્મચર્યાશ્રમીઓએ વેદાદિક શાસ્ત્રોનું અધ્યયન કરવું, ગૃહસ્થાશ્રમીઓએ યજન-યાજનાદિ ષટ્કર્મો કરવાં, વાનપ્રસ્થાશ્રમીઓએ પોતાની અને પોતાની સ્ત્રીની વચ્ચે એક લાકડી મૂકીને સુવું અને સ્ત્રીની સાથે એક શય્યામાં સૂઈને પણ સંયોગી-વિયોગીની મિશ્ર સ્થિતિમાં રહેવું; પછી જ્યારે સંન્યાસ દીક્ષા લેવાનો વખત આવી પહોચે ત્યારે સંન્યાસી બનીને તમામ સંકલ્પોનો ત્યાગ કરવો. એમ કરતાં જ્યારે પરમહંસ અવસ્થાને યોગ્ય થવાય ત્યારે જાતિ કુળને-લગતા ધર્મોનો પરિત્યાગ કરીને સહજસ્થિતિમાં રહેવું. જે આવો ઉપદેશ આપે છે અને છતાં પોતે વર્ણાશ્રમ ધર્મથી વિપરીત આચરણ કરે છે તે પતિત છે એવો શ્રુતિનો નિશ્ચય છે. તુકારામ કહે છે કે વિધિ-નિયમોનું પાલન કર્યા સિવાય કદી પણ લાભ થનાર નથી. અનિયમિતપણે આચરણ કરનાર કેવળ દુઃખ અને કલેશનેજ વહોરી લે છે.

૯૩૨-હું તો દેહક્ષેત્રનો સંન્યાસી છું. મેં મારૂં શરીર શ્રીહરિના સ્વરૂપના બોધથી ભરપૂર કરી દીધું છે. મેં મારા

અંતઃકરણમાંથી આશા અને કામનાને જડમૂળથી પકડીને બહાર ફગાવી દીધી છે. મને સર્વ વસ્તુઓ પૂરી પાડનારા એકલા પાંડુરંગજ છે, એવો મારા મનમાં નિશ્ચય થઇ જવાથી મારામાં સ્વાભાવિક રીતે અયાચક વૃત્તિનો ઉદય થઇ ગયો છે. મેં સ્થૂળ દંડને ઠેકાણે સ્વરૂપાનુસંધાનરૂપી અખંડ અને સદાકાળ ઊભો ને ઊભોજ રહે એવો આત્મિક દંડ ધારણ કર્યો છે. મૂળ અજ્ઞાનાદિ વૃત્તિઓનું મેં મુંડન કરાવી દીધું છે. બ્રહ્મચર્યરૂપી કૌપીન ધારણ કરીને મેં મારી દેહબુદ્ધિની બહાર મારો નિવાસ બનાવી લીધો છે. મેં મારી વાણીનો વ્યાપાર સાચા વાચ્ય શ્રીહરિને સમર્પિત કરી દીધો છે. સ્વરૂપની અંદર મનને નિશ્ચળ પરોવી રાખીને હું કાળનો પણ કાળ બની ગયો છું. લોકસમાજને આભડછેટ જેવો માનીને હું અનન્ય ભાવવડે એકાંતવાસી થઇ ગયો છું અને કાર્ય-કારણ પૂરતોજ વ્યવહાર કરી છૂટું છું. એકજ નિયમને દૃઢતાથી પકડી રાખીને મેં ભગવત્‌સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે. તુકારામ કહે છે કે હું ઉપર ઉપરથી સંન્યાસીનો વેશ ધારણ કરનાર ઢોંગી સંન્યાસી નથી કે જેવા આજે વેદાંતની વાતો કરતા ફરે છે; હું તો વેદનું સાચું રહસ્ય નિતારી નિતારીને બતાવી દઉં એવો સાચો સંન્યાસી છું.

૯૩૩-ફક્ત પોતાના શરીરનો નિર્વાહ થાય એટલાંજ અન્નવસ્ત્ર મેળવી લઇને પર્વતની કંદરામાં અથવા પર્ણકુટિ બાંધીને તેમાં નિવાસ કરવો. કોઇ પણ જાતના વિષયને લગતા મોહના બંધનમાં ચિત્તને ગૂંચવાઇ જવા ન દેતાં, અંતઃકરણની અંદર નારાયણનું ધ્યાન કરવું. લોકોની સાથે ઝાઝું બોલવું-ચાલવું નહિ અને તેમની સાથે બહુ નિકટના સમાગમમાં આવવું નહિ. પોતાની બુદ્ધિને સ્વાધીન રાખીને ઇન્દ્રિયદમન કરતા રહેવું. તુકારામ કહે છે કે સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોનું નિર-

સન કરીને નામસ્મરણ કરવામાં ક્ષણેક્ષણનો સદુપયોગ કરવો.

૯૩૪-હે શ્રીહરિ! અમે જેવા છીએ તેવા પણ તમારા શરણાગત કહેવાઈએ છીએ; એટલા માટે પતિતને પાવન કરવાનું તમારૂં જે બિરુદ છે તેને તમે જૂઠું પડવા દેશો નહિ. જો કે મારૂં ચિત્ત તો શુદ્ધ થયું નથી, તોપણ હું તમારો ભક્ત છું એવો મારો દાવો છે. તુકારામ કહે છે કે મારા જેવા ગરીબની પાસે તમારા નામ સિવાય બીજું છે પણ શું? એટલા માટે હું તમારા નામનું રટણ કર્યા કરૂં છું.

૯૩૫-હે સૌ મનુષ્યો! આ દેહ નાશવંત હોવાથી નષ્ટ થનારજ છે, એમ સમજીને તમે શ્રીહરિના નામનુંજ રટણ કરવામાં તમારી વાણીનો શા માટે ઉપયોગ કરતા નથી? નામસ્મરણ કરીને આજ સુધીમાં કોટિ કોટિ જીવોનો ઉદ્ધાર થઇ ગયો છે અને કેટલા બધાને વૈકુંઠવાસનું સુખ મળ્યું છે! આ ઉપરાંત એ પણ યાદ રાખજો કે ત્રણે લોકમાં નામસ્મરણના જેવું બીજું અકસીર સાધન છેજ નહિ. એવું છે છતાં તમે તમારા મનની અંદર નામસ્મરણને સ્થાન કેમ નથી આપતા? તુકારામ કહે છે કે નામ તો વેદના કરતાં પણ શ્રેષ્ઠ છે અને તે તમને શ્રીહરિએ વિના મૂલ્યે આપી દીધેલું છે.

૯૩૬-નાનાં છોકરાં જ્યારે તેમની માતાની આગળ કોઇ ચીજને માટે ખૂબ રડો કરે છે ત્યારે તેથી માને સુખ થાય છે; તે ઘણી રાજી થઇને છોકરાને ખાવાનું આપીને તેમને ખુશી કરે છે; અને તેમની બાળલીલાને જોઇને પોતે મનમાં સુખી થાય છે. વળી તેમને ઘરેણાં વગેરે પહેરાવીને સ્નેહભરી નજરે તેમના ભણી જોઇ રહે છે. પોતાની પાસે છોકરાને બેસાડીને કૌતુકસહિત તેમને વંદન પણ કરે છે. તેમના ઉપર કોઇની દૃષ્ટિ ન પડે તેટલા

વાસ્તે તેમને કેડે લઇ લઇને ફરે છે. તુકારામ કહે છે કે હે પદ્મનાભ! તે માતા પોતાનાં બાળકને નાના પ્રકારના ખેલ ખેલાવીને જેવી સુખી થાય છે તેવો તું પણ મને ખેલાવી–રમાડીને સુખી થઇ જા.

૯૩૭–તપ, તીર્થ, દાન, વ્રતનું આચરણ કરનારા અને હરિગુણ ગાનારાઓને તેમનાં તેમનાં સાધનોમાંથી ચલાયમાન કરવા નહિ; કારણકે એવાં સાધનો કરનારાઓના કોટિ કોટિ પૂર્વજો એવી રાહ જોતા બેઠા છે કે,અમારા વંશમાં કોઇ પરમાર્થ-સાધક પુરુષ ક્યારે પેદા થાય અને અમારો ઉદ્ધાર કરે? એટલા માટે એવા સાધકોને તેમના સાધનમાર્ગમાંથી ચલિત કરવાનો અર્થ એ થાય છે કે તેમના કોટિ કોટિ પૂર્વજોને અધોગતિએ લઇ જવા અને તેમ કરવા બદલ બ્રહ્મહત્યાનું મહાપાપ પોતાને માથે ખેંચી લેવું. આપણાં પોતાનાં કર્મનાં પાપ પણ મહામુશ્કેલીએ ધોવાય છે, તો પછી ઉપર કહેલાં પાપમાંથી ક્યારે અને કેવે ઉપાયે છુટકારો થઇ શકે? તે માટે એવા પરમાર્થ પરાયણ લોકોને બને તેટલું ઉત્તેજન આપતા રહેલું અને તેમના મનમાં સંદેહ ઉત્પન્ન કરવો નહિ. તેમને મદદ કરવાથી અનાયાસે લાભ થવાનો અને તેમના મનમાં સંદેહ ઉત્પન્ન કર્યાથી નાહકની હાનિ થવાનો સંભવ રહે છે. તુકારામ કહે છે કે હું જે કાંઇ કહું છું તે તમારા કલ્યાણનીજ વાત કહું છું એવી શ્રદ્ધા રાખજો. તેમ કરવાથી તમે સુખી થશો અને જે કામ નહિ કરવાનુ મેં તમને કહ્યું તે કામ કરવાથી તમે દુ:ખીજ થશો એવું નક્કી માની લેજો.

૯૩૮–જેમની પાસે પુણ્યનો ભંડાર ભર્યો પડયો હોય છે એવા લોકોજ ઈશ્વરની પ્રાપ્તિની બાબતમાં ચેષ્ટા કરવા લાગે છે. કોઇ એક નિર્ધન વ્યક્તિને કોઇ ધનવાન માણસ કાશીની યાત્રાએ

જવાનો જોરથી આગ્રહ કરે અને તેની યાત્રાનો ખર્ચ આપે અને પેલો યાત્રા કરનાર યાત્રા કરતાં કરતાંજ મરી પરવારે તો તેની યાત્રાનું અડધું પુણ્ય પૈસા આપનાર વ્યક્તિને મળે છે; પણ જો તે જીવતો ઘેર પાછો આવે તો તેને અડધું પુણ્ય મળેજ એમાં કશી નવાઈજ નથી. કોઇ માણસ કથા સાંભળતાં સાંભળતાં અથવા ભોજન કરવાને વખતે ઊંઘી ગયો હોય તો તેને જગાડવો એ ધર્મ છે. તેવું કરનારને પાર વિનાનું સુખ મળે છે. કોઈને યજ્ઞયાગ કરવો હોય અને પાસે પૈસાની જોગવાઈ ન હોવાથી કરજે નાણું માગવા આવે તો તેને ઘણી ખુશીની સાથે નાણું ધીરવું. કદાચ એ આસામી કરજ અદા ન કરી શકે તોપણ બેઉમાંથી કોઇને પણ તેથી દોષ લાગવાનો ભય રહેતો નથી. તુકારામ કહે છે કે આ જે મર્મની વાત હું તમને કહું છું તે બરાબર સમજી લેજો અને તે પ્રમાણે વર્તજો એકનો મોંબદલો બીજાએ કરવો નહિ.

૯૩૯—અગ્નિની અંદર પડેલી ધાતુ બળી જતી નથી; તોપણ જેવી રીતે વસ્ત્રની અંદર તાંતણા રહેલા છે તેવી રીતે તેમાંનો અશુદ્ધ અંશ ધાતુના સમૂહની અંદર લીન થઇને શુદ્ધ બનીજાય છે. જ્યાંસુધી મન બહિર્મુખ અવસ્થામાં હોય ત્યાંસુધીજ ખોટાં ખોટાં ભૂષણને માટે સ્થાન હોય છે. ગર્વ અને અક્કડપણું એ અજ્ઞાનજ છે; એવી અવસ્થામાં જો જીવ દેહથી છૂટો થઇ ગયો તો તે અજ્ઞાન જીવની સાથેસાથે જાય છે. નદીમાં ભારે પૂર આવે છે ત્યારે તેના કિનારા ઉપરનાં મોટાંમોટાં વૃક્ષ ઊખડી જઇને તણાઇ જાય છે; પણ તે જગ્યાએ ઊગેલા ઘાસને અથવા શેવાળને કશી આંચ આવતી નથી; તેઓ તો તેવાં ને તેવાંજ રહે છે અને નદીનું પૂર તેમના ઉપર થઇને ચાલ્યુ જાય છે. હાથી પોતાના શત્રુ-સમૂહનો નાશ કરી શકે છે, પણ તેનાજ પગ તળે ચાલનારી કીડી

તેનાથી મરતી નથી. વળી હીરાના ઉપર હથોડાના પ્રહાર કરીએ તોપણ હીરો તો જેવો ને તેવોજ રહે છે, પણ એજ હીરાના કરતાં અનેકગણું મોટું માટીનું ઢેકું એરણ ઉપર મૂકીએ અને તેના ઉપર હથોડાનો ઘા કરીએ તો તે ઢેકું કદી સાજું રહે ખરૂં? તુકારામ કહે છે કે દીનતા ધારણ કરવી અને નમ્ર બનવું એજ ભવસમુદ્રને તરી જવાનું ઉત્તમોત્તમ સાધન છે. જો મોટાપણાનો બોજો માથા ઉપર મૂકયો તો ભવસમુદ્રમાં ડૂબી ગયાજ જાણજો.

૯૪૦-અમે વીર યોદ્ધાઓ છીએ અને રણમેદાનમાં યમની સાથે ઝૂઝીને તેના દાંત તોડી પાડીએ એવા છીએ. એવી રીતે અમે યમને હાર ખવરાવી છે અને એવીજ રીતે અનેક દોષોના સમુદાય ઉપર આક્રમણ કરીને અમે તેમને પણ મારીને નસાડી મૂક્યા છે. આથી કરીને ભારે હાહાકાર મચી ગયો અને અમારે તાબે રહેનારા તમામ યોદ્ધાઓ એક જગ્યાએ ભેગા થઇ ગયા. જેમને અંગે શંખચક્રાદિ મુદ્રા ધારણ કરી છે, ગળામાં તુલસીની માળારૂપી શણગાર સજ્યા છે, ગોપીચંદનનાં દ્વાદશ તિલક શરીર ઉપર અંકિત કર્યાં છે અને ગરુડચિહ્નન વગેરે વડે જેમની કાયા ચમકી રહી છે એવા ભક્તવીરોના સાથમાં, તુકારામ કહે છે કે અમે કાળને જીતીને શાંત થઇ ગયા છીએ અને અમારૂં અસલ ઐશ્વર્ય અમે પ્રાપ્ત કરી લીધું છે.

૯૪૧-જે કોઇ આશા-તૃષ્ણાથી બંધાઇ ગયો છે તે માણસને આખા જગતનો દાસ જાણવો; એવીજ રીતે જે કોઇ આશા-તૃષ્ણા-રહિત થઈ ગયો છે તે સૌને પૂજ્ય છે એમ સમજવું. આ બેઉ રસ્તા આપણા પોતાના હાથમાંજ છે, તો પછી બીજાને માથે શા માટે નાહકનું દોષારોપણ કરવું જોઇએ? હું મોટો જ્ઞાની છું એવું અભિમાન કરનારના માર્ગમાં અનેક પ્રકારની ઉપાધિઓ

આવવાનીજ, પણ જેઓ નાના બનીને રહે છે તેમને કોઇ વાતનો ત્રાસ થતો નથી અને તૈયાર ગ્યોઇ મળી રહે છે. તુકારામ કહે છે કે કામક્રોધાદિક લગારાઓ જેમની પૂઠે પડયા હોય છે તેમણે પોતાની સાથે મહાન ભયને પણ ખેંચી આણ્યો છે

૯૪૨–અનેક લોકોનો ઉદ્ધાર કરી શકે એવા સમર્થ પુરુષ કોઇ પણ ઠેકાણે મળતાજ નથી, ઊલટા સારા માણસોને અવળી શિખામણ દઇને બગાડનારા ઘણાય છે આપણે ઘરેણા ઘડાવવા સારૂ ઘેરથી ચોખ્ખુ સોનુ લઇને સોનીની દુકાને જઇએ, પણ સોની તેમા હલકી ધાતુની ભેળવણી કરીને આપણા ખરા સોનાને ખરાબ કરી મૂકે છે, તેવી રીતે સારા માણસોને બગાડનારા ઘણા માણસો હોય છે જે જમીનની અંદર કમોદના ચોખાનો પાક થતો હોય, તેમા કોઇ કાંગીજીરીના બીજ વેરી દે તો પછી તે જમીનના માલિકના ભાગમા કદી ઉત્તમ ફસલ લણવાનુ હોય ખરૂ? ચતુર સ્ત્રી એકજ ઘઉના લોટમાથી નાના પ્રકારના પકવાન તૈયાર કરી દે છે તુકારામ કહે છે કે ચતુર કારીગરના હાથમા કડવી ઝેર જેવી વસ્તુ પણ મીઠી અને સ્વાદિષ્ટ બની જાય છે અને અણઘડ ગમારને ઉત્તમોત્તમ અમૃત જેવી સામગ્રી આપીએ તો તેને પણ બગાડીને ધૂળધાણી કરી મૂકે છે

૯૪૩–આ બધા લોકોના આચરણ જોઇને મને સૌથી મોટી નવાઇ તો એ લાગે છે કે શો ઉપાય કરીને ભવસાગર તરી જવાય અને પોતાનુ શ્રેયસ્ સિદ્ધ કરી લેવાય તેના વિષે કોઇ વિચાર સરખો કેમ કરતા નથી? શરીર અને બીજી સપત્તિનો શો ભરોસો કરી શકાય અને આપણી સપત્તિનો છેવટે કોણ ઉપયોગ કરશે તેને વિષે પણ આજથી શુ કહી શકાય? આમ છતા આ લોકો કોના ઉપર ભરોસો રાખીને બેફિકર બનીને બેઠા હશે? અત

કાળે જ્યારે યમદૂતોની સામે જવાબ આપવાનો વખત આવશે ત્યારે તેઓ શું મોઢું બતાવશે? જેઓ વિષયાસક્તિને લીધે દીન બની ગયા છે, તેઓ પોતાની પાછળ દોડયા આવતા મૃત્યુને શું જોઇને ભૂલી જતા હશે? એ લોકોને શાથી વિષયસુખમાં મજા પડતી હશે? કોઇ પણ એક કામ કરવા જેટલી સ્વતંત્રતા અને દૃઢતા તેઓ દાખવી શકતાજ નથી! પોતાનું શ્રેયસ્ સાધવાની સ્વતંત્રતા સૌને છેજ, છતાં તેઓ પોતાના હિતનો વિચારજ કરી શકતા નથી અને તેમની આવી દીન-હીન સ્થિતિ શાથી થઇ છે, તે પણ તેઓ સમજી શકતા નથી. સંસારબંધનમાંથી છુટકારો મેળવવા દેવકીનંદન કૃષ્ણનું ચિંતન તેઓ શા માટે નહિ કરતા હોય? આવું ચિંતન કરવા માટે તેમને દ્રવ્યનો કશો ખર્ચ કરવો પડે એવું તો છે નહિ, છતાં તેમના મનમાં આ વાત વસતીજ નથી! તુકારામ કહે છે કે એમ કરવાથી તેમને અનેક યોનિઓમાં ભ્રમણ કરવાનું દુઃખ વેઠવું પડશે, પણ તે છતાં આ બાપડાઓ ચક્રપાણિ-ભગવાનને શા માટે વીસારી દેતા હશે?

૯૪૪-સંસારની આસક્તિને લીધે કેટલા બધા લોકોની કેવી કેવી દુર્ગતિ થઇ છે તેનો એ લોકોને કશો વિચારજ આવતો નથી, તેથી હવે મારે તેમને શિખામણ પણ કઇ રીતે દેવી? પ્રપંચની સંગતિ કર્યાથી જીવની કેવી અવદશા થાય છે, તે તેઓ પોતાની સગી આંખે જુએ છે, કાને સાંભળે છે અને એ વિષે પુરાણોમાં શું શું કહ્યું છે તેની પણ તેમને સારી રીતે ખબર છે તો ખરી; વળી આ શરીર સાચું અને સ્થાયી છે કે મૃત્યુને અધીન છે, એ બાબતનો શાસ્ત્રીય સિદ્ધાંત પણ તેમનાથી અજાણ્યો નથી. આ શરીરની પાછળ બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા એ તો લાગેલાંજ છે, તેનો તેઓ શા માટે વિચાર નહિ કરતા હોય? સ્ત્રી, પુત્ર અને દોલત તથા બીજી એવી એવી વસ્તુઓના પ્રતિ તેઓ શા માટે

પ્રીતિ રાખતા હશે ? અરે ! એ દોલત આખરે કોણ જાણે કોણ ભોગવશે અને જે તેનો ભોક્તા થવા જશે તેની પાસે પણ શું તે સ્થિર થઇને રહેશે ખરી ? આવો ઉત્તમ મનુષ્યદેહ તેમને મળ્યો છે અને છતાં તેઓ તેને શા વાસ્તે એળે જવા દેતાં હશે ? તેઓ રામનામનું ચિંતન શા માટે નથી કરતા ? તેઓ બીજા લોકોને પોતાની નજર આગળ મરતા જુએ છે તો ખરા, ત્યારે આપણે પણ એક દહાડો મરી જઇશું એવું તેઓ જાણે છે, તોપણ કેમ ભૂલી જતા હશે ? તુકારામ કહે છે કે તેમને કાળે પોતાના વજ્ર-પાશ વડે ખૂબ બળપૂર્વક જકડીને બાંધી લીધા છે, તેથી તેમનું કાંઈજ ચાલતું નથી.

૯૪૫-આખા જગતમાં પ્રપંચની સાથે યુદ્ધ કરી શકે એવા લડવૈયાઓ ફક્ત વિષ્ણુના ભક્તોજ હોય છે. તેમને પાપપુણ્યની બાધા નડતી નથી. તેઓ આસન ઉપર બેઠા હોય ત્યારે પણ તેમનું મન ગોવિંદનું ચિંતન કરતું હોય છે. તેવી રીતે જ્યારે તેઓ પથારીમાં પડયા પડયા ઊંઘતા હોય છે, ત્યારે પણ તેમનું મન તો ગોવિંદના ચિંતનમાંજ લાગી ગયેલું હોય છે; આથી કરીને તેમનું મન આઠે પ્રહર ગોવિંદ-નામમાંજ મગ્ન થઈ ગયેલું હોવાથી તેમનાં મનની અંદર ગોવિંદનો વાસો છે એમજ માની લેવું જોઇએ. તેમને કપાળે ઊભું તિલક અને ગળામાં તુલસીની માળાની શોભા જોઇને કલિકાળ સુધ્ધાં ભયથી થરથર કાંપવા લાગે છે. તુકારામ કહે છે કે જેમણે પોતાના અંગ ઉપર શંખ, ચક્ર અને વિષ્ણુમુદ્રાનો શણગાર ધારણ કર્યો છે અને જેમની વાણીનો હરિનામામૃત એજ મુખ્ય સારભૂત વિષય છે એવા વિષ્ણુના ભક્તો પ્રપંચની સાથે લડાઇ લડવા સમર્થ નીવડે છે.

૯૪૬-જેઓ પોતાનું હિત ન સાધતાં બીજાઓનો ઘાત

કરવાની મનમાં ઇચ્છા રાખે છે, તેમનામાં આ જાતની ખામી તેમના અશુભ પ્રારબ્ધ કર્મોને લીધે ઉત્પન્ન થયેલી છે. એ ખામી ને લીધે તેમનાં ક્રિયમાણ કર્મ પણ નઠારાંજ થતાં જાય છે અને તેમનો સરવાળો સંચિત કર્મની અંદર થતોજ રહે છે. આથી કરીને જેવાં કર્મ કરવાથી અધોગતિએ જવાય તેવાંજ કર્મ કરવા તરફ તેમના મનનું સ્વાભાવિક રીતે વલણ થાય છે. જેવી તેમનાં પ્રારબ્ધ કર્મની પોટલી બંધાયેલી હશે તેવાજ ભોગ તેમને આવી મળશે; એમાં દેવ શું કરવાના હતા? તુકારામ કહે છે કે જેને જે ગામે જવું હોય તે તેજ ગામ જવાનો રસ્તો ઓળખી કાઢીને ચાલવા માંડે છે.

૯૪૭–દેવ એવા છે કે તે પોતાના ભક્તોનો ઉપકાર માને છે અને પોતે તેમના કરજદાર હોય એમ વર્તે છે; કારણકે એ ભક્તોએજ પોતાને મોઢેથી દેવના ગુણનું કીર્તન કરીને અને તેમના મહિમાનું વર્ણન કરીને, તેમને નિર્ગુણ સ્વરૂપમાંથી સગુણ સ્વરૂપમાં ખેંચી આણ્યા છે; આથી કરીને જે ભક્તના મનમાં જે વાસના હોય તેની તે વાસનાને પંઢરીનાથ પૂર્ણ કરી દે છે. પોતાના ઉપર ચઢેલા આભારનો બદલો વાળી આપવાને માટે દેવ ભક્તોને વશ થઇને રહે છે. અંબ ઋષિને માટે નારાયણે દસ વાર ગર્ભવાસનું કષ્ટ વેઠયું અને પોતાના દાસનું દાસત્વ પણ કર્યું. દેવે ભક્તિની એટલી બધી કિંમત કરી દીધી છે! ભક્તોનું કામ કરવાને માટે દેવ પોતાના મનમાં જરા પણ શંકા લાવતા નથી; તેમજ મારાથી આ કામ થાય કે ન થાય તેટલો પણ તે વિચાર કરતા નથી. પાતાળવાસી બલિ રાજાના ઘરમાં ભગવાન તેના દ્વારપાળ થઇને ઊભા રહ્યા છે. તે પોતાના ભક્તોના ઉપકાર તળે આવી ગયેલા છે અને બીજું તેમને ભક્તોને છોડીને આઘે જવાનું ગમતુંજ નથી. ભગવાને અર્જુનના સારથિ બનીને ઘોડા હાંકયા

અને ઘોડાની ચાકરી પણ કરી, અને તે છતાં પોતે અર્જુનનો આભાર માનીને તેની પાછળ પાછળ ચાલતા હતા. ભક્ત પુંડલિકને બારણે અરોઅડ પગ રાખીને, કેડ ઉપર બેઉ હાથ ટેકવીને ઇંટના ઉપર એવા ઊભા થઈ રહ્યા છે કે બીજે ઠેકાણે જવાની તેઓ ઇચ્છાજ કરતા નથી. તુકારામ કહે છે કે દેવનું એક નામ 'દીનાનાથ' તે તેમને ઘણુંજ યોગ્ય અને સુંદર છે. જેમની પાસે ભાવભક્તિનું જોર હશે, તેમની આગળ દેવ તેના અંકિત દાસ બનીને રહે છે, એમ જાણીને હું તેમના બેઉ ચરણ પકડી રાખીને નિરાંત કરીને જીવું છું.

૯૪૮–કેટલાક ત્રિકાળદ્રષ્ટા બનીને ભૂત, ભવિષ્ય અને વર્તમાનની વાતો લોકોને કહેતા ફરે છે. એવા લોકોને જોઇને મારા મનને ઘણો ત્રાસ ઊપજે છે. મને તો તેમનાં મોઢાં પણ જોવાં ગમતાં નથી. વળી કોઈ કોઇ લોક અમુક સાધના કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે અને તેના દ્વારા ઐશ્વર્યના ભોગ ભોગવે છે. કેટલાક વળી અમુક પ્રકારની સાધના કરીને પોતાને મોઢેથી જે બોલે તે ખરૂંજ પડે એવી વચનસિદ્ધિ મેળવે છે. આવા લોકોને જોઇને પણ મારા મનને ઘણો ત્રાસ થાય છે. તુકારામ કહે છે કે આવા લોકો જે જે સાધનાઓ કરે છે તેમના દ્વારા તેમનાં પુણ્ય ક્ષીણ થાય છે અને તેઓ અધોગતિને પામે છે.

૯૪૯–હે દેવ! હું તો તમારે બારણે ભિખારી બનીને ભીખ માગતો ઊભો રહ્યો છું; મને થોડીક પણ ભીખ આપજોજ. તમારા પ્રત્યેનો પ્રેમ મારી પાસે આવે એવું કરી દો. ભીખ માગવાને આવેલા ભિખારીઓના સમુદાયનો કચકચાટનો ત્રાસ દાતાએ શા માટે વેઠવો જોઇએ? એટલા માટે ભિખારીઓને ઝટ કાંઇક આપીને પતાવી દેવા એજ ઉત્તમ રીત છે. તુકારામ કહે છે કે યાચકની પાસે કશી સેવા ન કરાવતાં એમ ને એમ દાન આપે તે દાતા શ્રેષ્ઠ છે.

૯૫૦–હે દેવ ! જગતમાં હવે કીર્તનની મશ્કરીઓ થવા લાગી છે. એવું શાથી થયું હશે તેનું કારણ મારા સમજવામાં આવતું નથી. તમને શું એ ગમે છે ? અસલના સંતજનો હરિકીર્તનના મહિમાનું વર્ણન કરી ગયા છે, તે વચનો સંભારીને તમને શું લાજ આવે છે ? હે દેવ ! તમને આ બધો ફેરફાર કેમ ગમતો હશે ? ભાવિક ભક્તોને દુર્જનો કષ્ટ આપે છે એ તો અમારો પ્રત્યક્ષ અનુભવ છે. તુકારામ કહે છે કે તમારૂં નામ તો નિર્વાણીના બાણના જેવું છે, પણ તે બાબતનું તમને કશું અભિમાન નથી.

૯૫૧–હે દેવ ! તમે નિર્ગુણપણાનો ગુપ્ત વેશ ધારણ કરીને બેઠા છો, ત્યારે તમે અમને આંખ, કાન વગેરે ઇન્દ્રિયો આપી જ શા માટે ? હે દેવ ! તમારી આવી અપકીર્તિ થાય છે, તે મારાથી કાને સાંભળી શકાતી નથી અને લોકો તમારી સેવાના તરફ ધિક્કાર દર્શાવે છે તે મારાથી સંખાતું નથી. તમે તો તમારા પેટની અંદર ઘણુંજ સહન કરવા જેટલો અવકાશ રાખીને બેઠા છો, ત્યારે અમારૂં મન એવું સાંકડું શા માટે બનાવ્યું ? તુકારામ કહે છે કે હે દેવ ! તમે નિર્ગુણ થવાનો સંકલ્પ કર્યો, તેથી હું ઘણો દુઃખી થાઉં છું એ વાત તમે લક્ષમાં રાખજો. હવેથી તમે મને સોંપેલું જગદુદ્ધાર કરવાનું કામ કરવામાં મને બિલકુલ રસ પડતો નથી.

૯૫૨–નાના પ્રકારના વેશ ધારણ કરનારા ઢોંગી લોકો તરેહ તરેહનાં પાખંડ કરતા ફરે છે, પણ તેમ કરવાથી તેમને દેવની પ્રાપ્તિ તો કદી થઇ શકેજ નહિ. તમારી આંખોની આગળ અવિદ્યાત્મક પડળ આડાં આવેલાં છે, તેમને કાઢી નાંખીને માંહ્યથી પ્રપંચરૂપી મેલ પણ દૂર કરવો જોઇશે. દેવની પ્રાપ્તિ કરવાને માટે

જેની ઘણીજ જરૂર રહે છે તે એક શુદ્ધ ભાવજ છે. તેવો ભાવ જ્યાંસુધી જાગ્યો ન હોય ત્યાંસુધી જે કાંઇ કરવામાં આવે તે વ્યર્થ શ્રમજ છે. તુકારામ કહે છે કે લોકો આ બધું જાણે છે તો ખરા, છતાં આંધળા બની જાય છે.

૯૫૩–જો કોઇ માણસ દેવના ઉપર પોતાનો બધોજ ભાર મૂકી દઇને પોતે શુદ્ધ સંકલ્પવાન બનીને બેસી જાય, તો દેવ તેના મનની તમામ અભિલાષાઓ પૂર્ણ કરી દે એવા તે સમર્થ અને ઉદાર છે. સઘળા અલંકારો તેમનેજ શોભે છે; અને આપણાં ઇચ્છેલાં ફળ આપણા ભાવના બળ વડેજ આવી મળે છે. એ દેવ અખિલ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યા છે. તેઓ અંતર્યામી હોવાથી આપણા અંતઃકરણની સાચી અને ઉત્કટ ઇચ્છાનું કારણ જાણી જાય છે. તુકારામ કહે છે કે લાભની પ્રાપ્તિ કરવાનો વખત આવી પહોચે નહિ ત્યાંસુધી ઉતાવળ કરવાથી કાંઈ વળતું નથી.

૯૫૪–સંતજનોના મહિમાનું વર્ણન હું શી રીતે કરૂં? કારણકે મારી વાણીમાં તેટલું સામર્થ્ય નથી; એટલા માટે હું તો બીજું કશું ન કરતાં તેમના ચરણોમાં મારૂં મસ્તકજ નમાવી દઉં છું. લોખંડ ઘણીજ હલકી ધાતુ છે; તેને હું ઉત્તમ પારસમણિ થઇને શા માટે સ્પર્શ કરૂં; એવો મોટાઇના અભિમાનભર્યો વિચાર પારસમણિ કરતો નથી; પણ તે પોતાની મોટી પદવી ઉપરથી નીચે ઊતરીને લોખંડ જેવી હલકી ધાતુને સ્પર્શ કરીને તેને સુવર્ણસમાન બનાવી દે છે. એવી રીતે સંતજનો પણ પોતાની મોટાઇનો વિચાર ન કરતાં મારા જેવી હીન વ્યક્તિનો પણ અંગીકાર કરે છે. તેમ કરવાનું કારણ એ છે કે સંતોનો આવિર્ભાવ જગતનું કલ્યાણ કરવાને માટેજ થાય છે. તેઓ પરોપકાર કરવાને સારૂ પોતાની જાતે કષ્ટ પણ વેઠી લે છે. ભૂતમાત્રના

ઉપર દયા કરવી એ સંતોનો સ્વભાવ છે. તેમને પોતાના દેહના ઉપર મમતા હોતી નથી. તુકારામ કહે છે કે સંતજનો લોકોના સુખમાં પોતાનું સુખ માની લે છે અને તેમનાં સુખમાંથી હરિનામામૃતનો પ્રવાહ વહાવ્યા કરે છે.

૯૫૫–મને મનુષ્યજાતિમાં જન્મ મળ્યો, તેનું ખરેખરૂં ફળ તો આજેજ મને પ્રાપ્ત થયું છે; કારણકે તમે–સંતજનોએ મારો જન્મમરણનો ભય અને તજ્જનિત ખેદ ટાળ્યો છે અને મને પોતાના ચરણમાં સુરક્ષિત કરી દીધો છે. આથી કરીને હું હવે કૃતાર્થ થઇ ગયો છું. મને જે વસ્તુની ઇચ્છા હતી તે મને મળી ગઇ છે. તુકારામ કહે છે કે હવે મારા ઉપર કાળની સત્તા ચાલી શકતી નથી, તેમ મારા ઉપર તેનું કશુંજ જોર ચાલવાનું નથી.

૯૫૬–મારાં જન્મજન્માંતરનાં પુણ્યોનો સમૂહ આકાશ ભેદીને પ્રકટ થયો કે શું? અહોહો! તમે સંતજનોએ મારા ઉપર કૃપા કરીને મારૂં જતન કર્યું તેમાં મારાં અનેક જન્મોનાં સંચિત પુણ્યો ફળ્યાં કે પછી બીજું કાંઇ થયું તેની મને સમજણ પડતી નથી; તુકારામ કહે છે કે અથવા તો નારાયણેજ જાણીબૂઝીને મારે માટે આવો સુયોગ તૈયાર કર્યો કે શું તેની મને કાંઇ સમજ પડતી નથી.

૯૫૭–પારમાર્થિક વિષયમાં સૌથી ભાગ્યહીન એવો એક હુંજ અતિ રંક છું; એટલા માટેજ મેં દેવનું નામ મારા કંઠમાં ધારણ કરી રાખ્યું છે. આ એકજ કામ મારા હાથમાં આવી શકે એવું છે. એના સિવાય બીજું કશું સાધન–ભજન હું જાણતો પણ નથી. તુકારામ કહે છે કે મારો આવડો મોટો લૌકિક વ્યવહાર કોણે ઊભો કર્યો તે પણ હું જાણતો નથી.

૯૫૮–આ કલિયુગની અંદર હરિનુ નામ ગાવું, ગાતાં ગાતાં તેના તાલ–સૂર મુજબ નૃત્ય કરવું અને હાથ વડે તાળી વગાડવી, એ દેવની પ્રાપ્તિ કરવાનુ ઉત્તમ સાધન છે. ભવસાગરને તરાવીને પાર ઉતારી દે એવી આ નૌકા ઉપર આરૂઢ થઇને કેટલાય તરી ગયા! તેમના સૌના અનુભવ ઉપરથી એ નૌકા સફળ સાબિત થઇ ચૂકી છે. તેના ઉપર તમે સૌ આવી આવીને બેસી જાઓ અર્થાત્ તમે સૌ હરિનામનો આશ્રય ગ્રહણ કરો. જે કોઇ વિઠોબાના નામનો આશ્રય લેશે તેને બીજાં કોઇજ સાધન-ભજનની જરૂર પડશેજ નહિ. તુકારામ કહે છે કે સંકટને સમે (અંતકાળને ટાંકણે) હરિનુ નામ એ એકજ નિર્વાણનુ સાધન અને સાચુ શસ્ત્ર છે.

૯૫૯–મારા મનમા સદાકાળ એકજ બાબતની લગન ઘર કરી રહી છે. શ્રીહરિના જે રૂપનુ મે દર્શન કર્યું છે, તે મારી આંખોમાં એવું ખૂપી ગયુ છે કે વારે વારે તેને ને તેનેજ જોવાનુ મને મન થયા કરે છે હરિના સ્વરૂપનુ અખંડ અનુસંધાન કર્યા કરવાનો મને અભ્યાસ પડી જવાથી મારા પ્રાપંચિક વ્યવહારને લગતી વાતો આપોઆપજ ટળી ગઇ છે. તુકારામ કહે છે કે જ્યારે મને શ્રીરંગનો વેધ લાગી ગયો અર્થાત્ જ્યારથી મારો અને દેવનો યોગ થઇ ગયો ત્યારથી હુ તેમની સાથે તદ્રૂપ બની ગયો છુ.

૯૬૦–ભક્તિનો આડંબર જેવો આપણે લોકોને બતાવીએ છીએ તેવોજ જો આપણા અંતઃકરણમા હોય તો તેના શુદ્ધ ભક્તિભાવમા એવું બળ હોય છે કે તેનાથી દેવ દૂર રહી શકેજ નહિ, પણ સાચા ભક્તિના વેગનો મનમાં અભાવ હોવાથીજ આપણે દુ:ખી થઇએ છીએ શુ કંઠીઓ પહેર્યાથી કે તિલક–છાપાં લગાવ્યાથી કે એવા એવા બીજા વેશ ધારણ કર્યાથી હરિની પ્રાપ્તિ થવાની હતી? તુકારામ કહે છે કે પોતાને ભક્ત કહે-

વડાવનારાઓમાં ઘણા ખરા તો આવાજ ઢોંગી બગભગતો છે એમ નક્કી જાણજો.

૯૬૧–હૃદયની અંદર નિરંતર દેવનુંજ ચિંતન કર્યા કરવું એજ ઉત્તમ અને મંગળદાયક શુભ શુકન છે. ઉપર કહી તેવી સ્થિતિમાં જો કદી પણ કશો ફેરફાર ન થાય અર્થાત્ એકસરખી રીતે ચિંતનનો પ્રવાહ ચાલ્યા કરે તો તેવા માણસને કોઈ પણ ઇષ્ટ વસ્તુનો કદી અભાવ પડેજ નહિ. જેની વાણીને નિરંતર હરિનામનું રટણ કરવાનો રસ લાગી ગયો છે તે બધો વખત શુભ અને પવિત્રજ છે. તુકારામ કહે છે કે હરિના ભક્તોને માટે તમામ દિશાઓ અને તમામ સમય શુભજ હોય છે.

૯૬૨–જેઓ પોતે બ્રહ્મરૂપ બની ગયા હોય છે તેમના દ્વારા જે જે કર્મ થાય છે તે બધાં સંકલ્પજનિત હોતાં નથી, પણ એમ ને એમ સહજ રીતે થતાં જાય છે. આથી કરીને તેવાં કર્મ પણ બ્રહ્મરૂપજ હોય છે. સ્ફટિકનો ટુકડો જેવા રંગના પદાર્થની પાસે પડયો હોય તેવા રંગનો તે દેખાય તો છે; પણ તે પોતે પોતાના શુદ્ધ સ્વરૂપમાં કોઇ પણ રંગનો હોતો નથી. નાનાં છોકરાં મોઢથી અનેક શબ્દો બોલીને હાંક મારે છે, પણ તેમાંનો કોઇનો અર્થ તેઓ સમજતાં હોતાં નથી. તેમના મનમાં તો એકલી તેમની માનોજ વિચાર હોય છે; કેમકે તેના સિવાય તેઓ બીજા કોઇને ઓળખતાં હોતાં નથી. તુકારામ કહે છે કે ખરા અનુભવી આત્મજ્ઞાની મહાત્માને હું નમસ્કાર કરૂં છું અને વારંવાર તેમના ચરણને પકડી રાખું છું.

૯૬૩–જેનામાં સ્વાભાવિક રીતે સુગંધનો ગુણ હોય છે તેવા વૃક્ષની સુગંધનો પ્રચાર કરવા માટે કશો પ્રયાસ કરવો પડતો નથી; તેવીજ રીતે જે સજ્જન ગુણવાન છે તેના ગુણનો ફેલાવો

કરવા માટે પણ કશી મહેનત લેવી પડતી નથી. ફૂલની સુવાસ જેમ પવન દ્વારા ચારે તરફ ફેલાઇ જાય છે, તેમ સંત પુરુષોની કીર્તિનો ફેલાવો નારાયણ દ્વારા થયાજ કરે છે. સૂર્ય અને તેનો પ્રકાશ એ બે એકબીજાથી થોડાજ વેગળા હોય છે? સૂર્યના પ્રકાશને માટે કશી સાબિતીની જરૂરજ પડતી નથી. સૂર્યનો ઉદય થયો એટલે આખું જગત તે વાતની સાક્ષી પૂરે છે. તુકારામ કહે છે કે ખરી બાબતને માટે યત્ન કરવો એ સારૂં છે. જેમ અમૃતનો કદી નાશ થતો નથી તેમ સત્યનો પણ કોઇ કાળે નાશ થતો નથી.

૯૬૪–લોકો જેમ વધારે વધારે તીર્થયાત્રા કરે છે અને વધારે વધારે તપ આદરે છે તેમ તેમ તેમનો મિથ્યા અહંકાર વધતો જાય છે. એક એક યાત્રા વડે અને એક એક તપ અથવા વ્રત દ્વારા અભિમાનના બંધનની એક એક સાંકળ તેમને વધારે ને વધારે બાંધતી જાય છે. એવીજ રીતે ભોળા ભગત લોકો સાચા અર્થમાં વૈષ્ણવ તો હોતા નથી, પણ તે છતાં એક બીજાને પગે માથાં ઘસતા ફરે છે. વેદાધ્યયન કરીને પણ લોકો મનમાં ફુલાય છે કે અમે હવે જ્ઞાની થઇ ગયા છીએ અને શું કરતાં પોતાની કીર્તિનો જગતમાં ફેલાવો થાય એવીજ ચેષ્ટા કરતા રહે છે. તુકારામ કહે છે કે જેઓ કર્મકાંડના વિધિનિષેધના ખાબોચિયામાં ભૂસકો મારે છે તેઓ તેની અંદરજ ડૂબી મરે છે. તેમને દેવની પ્રાપ્તિ કદી પણ થતી નથી.

૯૬૫–આ જગતની અંદર અમે–વિષ્ણુના દાસ એવા તલવારના પટા ખેલનારા છીએ કે અમારા અંગ ઉપર પાપનો તેમજ પુણ્યનો અમે સ્પર્શ પણ નહિ થવા દઇએ. અમે અમારા અંતઃકરણમાં સદાકાળ આનંદમગ્નજ રહીએ છીએ. અમારા યોગક્ષેમને લગતી બધી જવાબદારી પરમેશ્વરે પોતે ઉપાડી લીધી

છે. જે પરમાત્મા સૌથી વિશેષ બળવાન છે અને જેણે આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તેના બળથી અમે બળવાન છીએ. તુકારામ કહે છે કે અમે દેવના સિવાય બીજા કોઈને જોતા પણ નથી.

૯૬૬–જે હરિકથાનો અનાદર કરે છે અને જેને હરિનામના પ્રતિ અભિરુચિ નથી તે અધમથી પણ અધમ છે એમ જાણવું. એવા કૃતઘ્ન લોકોએ પોતાની માને પેટે જન્મ ધારણ કરીને પૃથ્વીના ઉપર જૂઠો બોજો શા માટે વધાર્યો હશે? તેમના અંતઃકરણમાં કુવિચાર ઘૂસી ગયા છે, તેટલા માટેજ તેમને એકાદશીને દહાડે જાગરણ કરવાનો કંટાળો આવે છે અને ઊંઘવું ગમે છે. તુકારામ કહે છે કે જે માણસ હરિકથાથી વિમુખ થયો છે તે કાળા મોઢાનાએ પોતાની માતું અને બાપનું બેઉ કુળ ડુબાવ્યાં જાણજો.

૯૬૭–'રામ' એ બે અક્ષરનું નામ છોડીને બીજી બધી ખટપટ કરવાની જરૂરજ શી છે? રામનામ સિવાયનો બાકીનો તમામ વ્યવહાર વિધિનિષેધાત્મક છે અને તેના વડે, હે દાતાર! તમારી પ્રાપ્તિ થનાર નથી. હે શ્રીહરિ! એના કરતાં તો બોબડું–તોતડું જેવું બોલાય તેવી રીતે તમારા નામનો જપ કરવાનું હું વધારે પસંદ કરૂં છું અને મારો વિશ્વાસ છે કે એ તમારૂં નામ ભવ-સમુદ્રને પેલે પાર ચાલ્યા જવાનું ઉત્તમ સાધન છે. તું સર્વવ્યાપી છે એવું વેદની શ્રુતિઓ અને પુરાણો પોકારી પોકારીને કહે છે; એટલા માટે તને છોડીને બીજાનું ધ્યાન કરવાની અથવા બીજાં ત્રીજાં સાધનોની કડાકૂટ કરવાની મને ઇચ્છાજ થતી નથી. તુકારામ કહે છે કે આખરે તો 'બ્રહ્માર્પણ' એ એકજ શબ્દ સૌથી વધારે પ્રયોજનીય છે અને બાકીના શબ્દો તો કાનોમાત્રા જેવા છે અને તેથી તેઓ વ્યર્થ અને શૂન્ય બરોબર છે.

૯૬૮–હરિનામ-ચિંતનરૂપી નૌકાનો આશ્રય લઇ હું જન્મ-

મૃત્યુરૂપી સંસારસમુદ્રને ઓળંગી ગયો છું. સંતોના ચરણનો મને વિશેષે કરીને રંગ લાગી ગયેલો હોવાથી મને તો બધુંજ પ્રાપ્ત થઇ ગયું છે–મને તો બધુંજ પ્રાપ્ત થઇ ગયું છે. હરિનામ-સ્મરણરૂપી શસ્ત્ર અને અશ્વની મદદથી મેં જબરદસ્ત સંસારનો નાશ કરી દીધો છે. હરિનામચિંતનરૂપી ધનુષ્યબાણ લઇને હું લડવા તૈયાર થયો એટલે કલિકાળ તો પાછે પગલે નાસીજ ગયો. હરિનામચિંતનના બળ વડે હું ત્રણે લોકમાં શ્રેષ્ઠ બની ચૂકયો છું. તુકારામ કહે છે કે હું નિશ્ચયપૂર્વક વિઠોબાનો લાડકવાયો સેવક બની બેઠો છું. ૧

૯૬૯–હું જે કાંઇ ઉપદેશ દઉં છું, તેનો ભાર હું મારા માથા ઉપર લેતો નથી, પણ જેમ આકાશમાથી સ્વાભાવિક વૃષ્ટિ થાય છે તેવી રીતે મારા મુખમાંથી ઉપદેશ-વચન નીકળી જાય છે. મારા શબ્દો તો નાના બાળકના બોલના જેવા બોબડા-તોતડા છે. હે સંતજનો! તમે મારાં વચન શ્રવણ કરો. મારા શબ્દોને દેવના પ્રસાદ સમાન ગણીને તેમને ગ્રહણ કરજો. હું મારૂં પોતાનું કશું બોલતો નથી, પણ દેવ મારે મોઢેથી જે કાંઇ બોલાવે છે તેજ હું બોલું છું. મેં મારા શરીરરૂપી પિંડનું દાન સદાને માટે એકવારનું સામટું કરી દીધું છે. આ ભગવત્પ્રસાદરૂપી અસલી ટંકશાળમાંથી મારા શબ્દોરૂપી સાચા સિક્કાજ બહાર પડે છે. તુકારામ કહે છે કે સર્વના સારરૂપ હરિનામામૃતનું ઝરણું મારા મોઢામાંથી વહી જાય છે, તેનું જેઓ સેવન કરશે તેઓ તૃપ્તિ પામશે.

૯૭૦–પાણીથી ભરેલા ઘડાની અંદર સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે તેના કરતાં સૂર્ય ભિન્ન છે; તેવી રીતે કાષ્ઠની અંદર જે સામાન્ય અગ્નિ રહેલો છે તેનાથી વિશેષ અગ્નિ ભિન્ન છે. એવીજ રીતે સર્વ ભૂતમાત્રના જીવની અંદર શ્રીનારાયણ અવસ્થિતિ કરીને

છે. જે પરમાત્મા સૌથી વિશેષ બળવાન છે અને જેણે આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તેના બળથી અમે બળવાન છીએ. તુકારામ કહે છે કે અમે દેવના સિવાય બીજા કોઈને જોતા પણ નથી.

૯૬૬-જે હરિકથાનો અનાદર કરે છે અને જેને હરિનામના પ્રતિ અભિરુચિ નથી તે અધમથી પણ અધમ છે એમ જાણવું. એવા કૃતઘ્ન લોકોએ પોતાની માને પેટે જન્મ ધારણ કરીને પૃથ્વીના ઉપર બોજો શા માટે વધાર્યો હશે? તેમના અંતઃકરણમાં કુવિચાર ઘૂસી ગયા છે, તેટલા માટેજ તેમને એકાદશીને દહાડે જાગરણ કરવાનો કંટાળો આવે છે અને ઊંઘવું ગમે છે. તુકારામ કહે છે કે જે માણસ હરિકથાથી વિમુખ થયો છે તે કાળા મોઢાનાએ પોતાની માનું અને બાપનું બેઉ કુળ ડુબાવ્યાં જાણજો.

૯૬૭-'રામ' એ બે અક્ષરનું નામ છોડીને બીજી બધી ખટપટ કરવાની જરૂરજ શી છે? રામનામ સિવાયનો બાકીનો તમામ વ્યવહાર વિધિનિષેધાત્મક છે અને તેના વડે, હે દાતાર! તમારી પ્રાપ્તિ થનાર નથી. હે શ્રીહરિ! એના કરતાં તો બોબડું-તોતડું જેવું બોલાય તેવી રીતે તમારા નામનો જપ કરવાનું હું વધારે પસંદ કરું છું અને મારો વિશ્વાસ છે કે એ તમારું નામ ભવસમુદ્રને પેલે પાર ચાલ્યા જવાનું ઉત્તમ સાધન છે. તું સર્વવ્યાપી છે એવું વેદની શ્રુતિઓ અને પુરાણો પોકારી પોકારીને કહે છે; એટલા માટે તને છોડીને બીજાનું ધ્યાન કરવાની અથવા બીજાં ત્રીજાં સાધનોની કડાકૂટ કરવાની મને ઇચ્છાજ થતી નથી. તુકારામ કહે છે કે આખરે તો 'બ્રહ્માર્પણ' એ એકજ શબ્દ સૌથી વધારે પ્રયોજનીય છે અને બાકીના શબ્દો તો કાનોમાત્રા જેવા છે અને તેથી તેઓ વ્યર્થ અને શૂન્ય બરોબર છે.

૯૬૮-હરિનામ-ચિંતનથી લોકાનો [illegible]

મૃત્યુરૂપી સમારસમુદ્રને ઓળગી ગયો છુ. સ તોના ચરણનો મને વિશેષે કરીને રગ લાગી ગયેલો હોવાથી મને તો બધુંજ પ્રાપ્ત થઇ ગયુ છે-મને તો બધુજ પ્રાપ્ત થઇ ગયુ છે હરિનામ-સ્મરણરૂપી શસ્ત્ર અને અસ્ત્રની મદદથી મે જબરદસ્ત સ સારનો નાશ કરી દીધો છે. હરિનામચિ તનરૂપી ધનુષ્યબાણુ લઇને હુ લડવા તૈયાર થયો એટલે કલિકાળ તો પાછે પગલે નાસીજ ગયો હરિનામચિ તનના બળ વડે હુ ત્રણે લોકમા શ્રેષ્ઠ બની ચૂકયો છુ તુકારામ કહે છે કે હુ નિશ્ચયપૂર્વક વિઠોબાનો લાડકવાયો સેવક બની બેઠો છુ.

૯૬૯-હુ જે કાઇ ઉપદેશ દઉ છુ, તેનો ભાર હુ મારા માથા ઉપર લેતો નથી, પણ જેમ આકાશમાથી સ્વાભાવિક વૃષ્ટિ થાય છે તેવી રીતે મારા મુખમાથી ઉપદેશ-વચન નીકળી જાય છે મારા શબ્દો તો નાના બાળકના બોલના જેવા બોબડા-તોતડા છે હે સ તજનો! તમે મારા વચન શ્રવણુ કરો મારા શબ્દોને દેવના પ્રસાદ સમાન ગણીને તેમને ગ્રહણુ કરજો હુ મારૂ પોતાનુ કશુ બોલતો નથી, પણ દેવ મારે મોઢેથી જે કાઈ બોલાવે છે તેજ હુ બોલુ છુ મે મારા શરીરરૂપી પિ ડનુ દાન સદાને માટે એકવારનુ સામટુ કરી દીધુ છે આ ભગવત્પ્રસાદરૂપી અસલી ટકશાળમાથી મારા શબ્દોરૂપી સાચા સિક્કાજ બહાર પડે છે તુકારામ કહે છે કે સર્વના સારરૂપ હરિનામામૃતનું ઝરણું મારા મોઢામાથી વહી જાય છે, તેનુ જેઓ સેવન કરશે તેઓ તૃપ્તિ પામશે.

૯૭૦-પાણીથી ભરેલા ઘડાની અ દર સૂર્યનુ પ્રતિબિ બ બાય છે તેના કરતા સૂર્ય ભિન્ન છે, તેવી રીતે લાકડાની અ દર જે સામાન્ય અગ્નિ રહેલો છે તેનાથી વિશેષ અગ્નિ ભિન્ન છે એવીજ રીતે સર્વ ભૂતમાત્રના જીવની અ દર શ્રીનારાયણ અવિ [illegible]

રહેલા છે, તે જીવનાથી ભિન્ન અને સાક્ષીરૂપ છે. પોતપોતાના ભિન્ન ભિન્ન કર્માનુસાર સુખદુઃખનો ભોક્તા તો જીવજ છે. આ બધા નાના પ્રકારના રંગરંગના વેશને ધારણ કરનારા નટવર મારા સ્વામી છે. મરણ વખતે જેના મનમાં જેવા સંકલ્પ ઊઠે તેને તેવા દેહની પ્રાપ્તિ થાય છે; એટલા માટે તો કોઇ પણ બે વ્યક્તિના દેહ એકસમાન હોતા નથી. સુખદુઃખનો આધાર પુણ્યકર્મ, પાપપુણ્યનાં મિશ્રકર્મ અને પાપકર્મ એ ત્રણ પ્રકારનાં કર્મ ઉપર રહેલો છે. તુકારામ કહે છે કે આ અતિ ગૂંચવણ ભરેલી આબેતનો મર્મ જે સમજી શકતા નથી તેમનેજ પાપપુણ્યનાં ફળ-રૂપી સંકટો ભોગવવાં પડે છે, પણ હરિનુ સાક્ષિત્વ જેઓ સમજી જાય છે તેઓ પોતાના જ્ઞાનના બળથી આ ગૂંચવણમાંથી બહાર નીકળી જાય છે.

૯૭૧-[પ્રસ્તુત પ્રસંગમાં દર્શાવેલી સ્થિતિના પરિણામરૂપે] મારો કંઠ ગદ્‌ગદ્ થઈ જાઓ અને મારૂં હૃદય પ્રભુના પ્રેમના દબાણથી ફાટી જાઓ. હે શ્રીવિઠ્ઠલ! મારી વાણીને તમારા નામ-સ્મરણનીજ લગની લાગી જવા દો. મારી આંખોમાંથી આનંદા-શ્રુનો પ્રવાહ નિરંતર વહેતો થઇ જાઓ અને હૃદયમાં ઊછળતા આનંદને લીધે મારે આખે શરીરે રોમાંચ પેદા થાઓ. તુકારામ કહે છે કે મને આવા પ્રકારના કૃપાદાનનો લાભ મળે એવું હું ઇચ્છું છું.

૯૭૨-સમસ્ત આકાશમંડળના અંતરાત્મા શ્રીહરિ એવા છે કે આપણે જ્યાં નજર કરીએ ત્યાં ઊભેલા તે આપણી દૃષ્ટિએ પડે છે. તેમનુ સ્વરૂપ મારી આંખોને પરિપૂર્ણ કરીને વ્યાપી રહ્યું છે-અરે! વ્યાપી રહ્યું છે. તેમનાજ ચિંતનમાં મારૂં મન હમેશાં રોકાયેલું ને રોકાયેલુંજ રહે છે અને મારી દૃષ્ટિ પણ નિર્મળ બની ગઇ છે. તુકારામ કહે છે કે હવે તો અમારી નજર આગળ સર્વત્ર દેવને દેવજ ઊભા રહેલા દેખાય છે.

૯૭૩-તરશ તરશને ખાઈ ગઈ અને ભૂખ ભૂખને ખાઇ ગઇ. તરશ અને ભૂખ એ તો પ્રાણના ધર્મ છે અને તે બધાનો હવાલો વિઠોબાએ પોતે લઇ લીધો છે. જે મનના ઉપર વાસનાદિ વિકારોની સત્તા ચાલતી હતી તે મનનોજ લય થઇ જવાથી વાસનાને આશ્રય લેવા જેટલો અવકાશજ રહેવા પામ્યો નથી. તુકારામ કહે છે કે જીવનું તાત્ત્વિક સ્વરૂપ જાણી લીધા પછી જીવભાવજ રહ્યો નથી. બધું જતાં કેવળ હું એકલોજ બાકી રહી ગયો છું.

૯૭૪-જે કોઇ પૂરેપૂરો દિગંબર બની ગયો હોય તે એકલો-જ આ સ્થિતિનો સાચો અધિકારી છે. જેણે પોતાના મનને નિરંતર ઈશ્વરના ધ્યાનમાંજ લીન કરી દીધું છે અને જે બીજા કોઇ વિષયમાં કદી જતું નથી, જે ખાધે ઝોળી ભેરવીને ભિક્ષા માગવા નીકળે છે અને વિસ્તીર્ણ પાદર-મેદાન જેનુ શયનમંદિર છે અને દશે દિશાએ વ્યાપક અલક્ષ્ય પરમેશ્વરમાંજ જેણે પોતાની અવસ્થિતિ કરી લીધી છે; તુકારામ કહે છે કે તેજ સાચો દિગંબર છે અને તેજ (ઉપરના અભંગમાં વર્ણવેલી અવસ્થાનો) અધિકારી છે.

૯૭૫-મારૂં શરીર બ્રહ્મરસથી એવું સજ્જડ ઠસઠસીને ભરાઇ ગયુ છે કે તેથી વિષય-વિષયીને લગતું તમામ જ્ઞાન વિસારે પડી ગયું છે. મારી વાણીને હરિનામના રટણનો એવો રસ લાગી ગયો છે કે હવે તે નિરંતર તેમાં ને તેમાંજ રચીપચી રહેવા લાગી છે. જેમ લોભી અને કંજૂસ માણસનુ મન બધો વખત ધન-પ્રાપ્તિનોજ વિચાર કર્યા કરે છે તેમ મારૂં મન નિરંતર પરમાત્માનુંજ ચિંતન કર્યા કરે છે. તુકારામ કહે છે કે જેમ સાગરમાં મળી ગયા પછી ગંગા સાગરરૂપ બની જાય છે, તેમ મારી વૃત્તિઓ પણ શ્રીહરિની સાથે એકરૂપ બની ગઈ છે.

૯૭૬-રામકૃષ્ણના નામનો એક સરખી રીતે ઉચ્ચાર કર્યેજ

જાઓ. તેમ કરવાથી તમારામાં રહેલા તમામ પાપરાશિનો સમૂળો નાશ થઈ જશે. અભ્યાસ કરી કરીને તમારા મનને નામસ્મરણનો રસ લગાડી દેજો અને જેનો કદી પણ નાશ થઈ શકતો નથી એવા બ્રહ્મરસની અંદર તેને ડુબાડી રાખજો. એમ કરવાથી તમને એવી વસ્તુની પ્રાપ્તિ થઈ જશે કે જે કદી ખૂટી શકતીજ નથી; વળી તે વસ્તુ તમારા અનેક જન્મજન્માંતરોમાં તમારી સાથે ને સાથેજ રહેશે. તુકારામ કહે છે કે જેની સહાયતાથી અનેક યોનિઓમાં ભ્રમણ કરીને પુનઃ પુનઃ જન્મમરણનાં કષ્ટ વેઠાવનારા સંસારચક્રનો છેડો આવી જાય, એવી વસ્તુ કે જે નામસ્મરણ છે તેને તમે ગમે તેમ કરીને પણ ગ્રહણ કરોજ કરો.

૯૭૭–જે ખરેખરો પરમાર્થસાધક છે તે ઘણો નાનો હોય તોપણ તે આપણું સર્વનું મૂળ છે, એમ જાણીને તેની અવહેલના કરવી નહિ. જેમ અગ્નિની એક ચિનગારી નાની હોવા છતાં લાકડાંના સમૂહના સંયોગમાં આવીને મહાન અગ્નિરૂપ બની જાય છે, પારમાર્થિક સાધના કરનારનું પણ તેવુંજ સમજી લેવું. જેના અંતઃકરણમાં સદાકાળ દેવનો નિવાસ હોય એવો માણસ નાનો છોકરો હોય, તોપણ તેના પિતાએ તેને વંદન કરવું જોઈએ. તુકારામ કહે છે કે જે ઘડામાં દૂધના સારરૂપ માખણ ભર્યું હોય તે ઘડો ભલે માટીનો હોય, તોપણ તેને તો માથા ઉપરજ મૂકવો જોઈએ.

૯૭૮–આખું જગતજ દેવરૂપ છે એવો જેને અનુભવ થઇ ગયો છે, તેની પાસે ને પાસેજ સદાકાળ દેવનો નિવાસ હોય છે. એવા પુરુષનું દર્શન કરવાથી પાપનો નાશ થઈ જાય છે. તેના હૃદયમાંથી કામક્રોધાદિક વિકાર ટળી ગયા છે અને સૌ ભૂતમાત્ર પ્રતિ તેની અખંડ ભગવદ્‌બુદ્ધિ સ્થિર થઇ ગઇ છે એમ સમજવું.

તુકારામ કહે છે કે એવા પુરુષની આગળ ભેદવાદ અને અભેદ-વાદ બેઉને માટે કશું સ્થાનજ રહેતું નથી.

૯૭૯—ભેદાત્મક જગતને લગતી અને અભેદાત્મક પરમેશ્વરને લગતી વાટાઘાટ કરવાનું પડયું મૂકીને પ્રેમપૂર્વક દેવના નામનું ઉચ્ચારણ કરવું એજ પ્રભુની સાચી સેવા છે. તમારે તમારૂં ઘરબાર તજીને બીજે કહીં પણ રહેવા જવાની જરૂરજ નથી. એક નામચિંતન કર્યાથીજ સર્વ પ્રકારના લાભ થઈ જાય છે. દેવનું નામ એજ જાણે પુષ્પ અને અલંકાર છે એમ સમજીને તે નામ દેવનેજ સમર્પિત કરી દેવું. તુકારામ કહે છે કે ભક્તનો એકનિષ્ઠભાવ જોઇને દેવ તેના ઉપર એવા સંતુષ્ટ થઇ જાય છે કે તે નિત્ય નામસ્મરણ કરનારની પાસે ને પાસેજ રહે છે.

૯૮૦—જેઓ જ્ઞાની હોય છે તેમના ઘરોમાં જઇને દેવની બાબત શોધખોળ કરીએ તો જણાશે કે ત્યાં દેવ તો છેજ નહિ, પણ દેવની જગ્યાએ કેવળ જ્ઞાનનું અભિમાનજ પેલા જ્ઞાનીઓની પૂંઠેપૂંઠે દોડતું જોવામાં આવશે. હે દેવ ! આવું જાણીનેજ બીજા બધા ઉપાય છોડી દઇને ફક્ત તમારા ચરણનેજ હું જોરથી પકડી બેઠો છું. વળી જેઓ વેદવેદાન્તમાં પારંગત પંડિતો અથવા વ્યાખ્યાનવાચસ્પતિઓ અથવા શાસ્ત્રગ્રંથોના ઉપર કથા કરનારાઓ હોય છે, તેમને એકબીજાની સાથે મળતી રાશ નથી આવતી. અમુક વ્યક્તિ આત્મનિષ્ઠ કહેવાય છે એમ જાણીને તેમની બ્રહ્મભાવના કેવા પ્રકારની છે તે જોવા ગયો ત્યારે તો તેનો બધો વ્યવહાર જ્ઞાનીનો જેવો હોવો જોઇએ તે કરતાં તદ્દન અવળોજ દીઠો. જેઓ યોગી બનીને બેઠા હતા તેમને જોયા તો તેમને પણ સ્વરૂપશાંતિના યોગથી શાંત બનેલા નહિ, પણ ઊલટા બીજાના ઉપર ક્રોધાવિષ્ટ થઇને ઘૂરકિયાં કરતા દીઠા. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ! મને આમાંના કોઈના જેવો બનાવીશ નહિ.

૯૮૧-હું તો મારે કપાળે હાથ દઈને બધો વખત પંઢરીનાથનીજ વાટ જોયા કરૂં છું. પઢંરપુરના સ્વામીનાં દર્શન કરવા જનારાઓની સાથે હું મારા તરફથી સંદેશો મોકલું છું કે મને તમે મારાં સાસરિયાંની વચ્ચે કેમ રાખી મૂકયો છે? સામી બાજુએ ચતુર્ભુજધારી વિઠ્ઠલદેવ ગરુડના વાહન ઉપર આરૂઢ થયેલા કેવા મનોહર દીસે છે? તુકારામ કહે છે કે હે પાડુરંગ! તારા મધુર મિલનનું સુખ મને કયારે મળશે? તારા વગર મારા જીવને કરાર વળતો નથી.

૯૮૨-જેના સંગમાં રહેવાથી હમેશાં રામકૃષ્ણના નામનુંજ રટણ થયા કરે તેનાજ સંગમાં રહેવું. એવાનો સમાગમ કરવાથી ગર્ભવાસ કરવાના દુઃખમાંથી છુટકારો થઇ જશે. સ્ત્રીપુત્ર અને ધનસંપત્તિની રક્ષા કરવાની ખટપટ કરવી એ નાશવંત વસ્તુઓની રક્ષા કરવાની વ્યર્થ ચેષ્ટા કર્યા બરોબર છે. જે વસ્તુઓ પોતેજ દુઃખના બીજ જેવી છે તેમનાં ફળ પણ દુઃખરૂપજ આવશે એમ સમજી લેવું જોઇએ. વિષ્ણુસહસ્રનામરૂપી નૌકાનો મજબૂત આશ્રય પકડી લઇને આ ભવસિંધુને તરી જાઓ. તુકારામ કહે છે કે તમારાં હૃદયરૂપી ભાથામાં હરિનામરૂપી બાણ ભરી રાખો અને તે બાણને કાળના મોઢા ઉપર મારીને તેનો પરાભવ કરો.

૯૮૩-ઓ મારી વિઠાબાઈ માવડી! હું કષ્ટથી અતિશય મૂંઝાઇ ગયો છું, માટે તું કૃપાદૃષ્ટિ કરીને મારા તરફ જરાક જો. તારા પ્રેમથી ભરેલાં સ્તનનું પાન કરવાની મારા જીવને અત્યંત ભૂખ છે. આવાં વચન હું બોલું છું તે હું આલંકારિક રીતે બોલું છું એવું સમજીશ નહિ. હું તો મારા મનમાં જેવો ભાવ છે તેવુંજ બરાબર બોલું છું. બીજા કવિઓની માફક હું શબ્દની સાથે શબ્દ જોડીને કવિતા રચતો નથી. મારા શબ્દ મારા અંતરના પડઘા

છે, ઉપર ઉપરના કૃત્રિમ બોલ નથી. તુકારામ કહે છે કે હું તારી આગળ મનોવેદના સહિત કલ્પાંત કરું છું અને તેથી મારા જીવને ઘણુંજ કષ્ટ થાય છે.

૯૮૪–હે પાંડુરંગ! લોકોમાં કહેવાય છે કે તમે કૃપાના સમુદ્ર છો. જો એમજ હોય તો તમે મને દર્શન દેવામાં શા કારણથી વિલંબ કરો છો? હે દેવરાજ! તને હજી પણ મારા પ્રતિ કેમ દયા આવતી નથી? તું કેમ બેઠો બેઠો જોયા કરે છે? વનમાં ભૂલું પડેલું વાછરડું તરશ અને ભૂખથી પીડાઇને જેમ પોતાની માને માટે બરાડે છે તેમ હું તારે માટે ટળવળું છું. તું મારી પાસે તારા પ્રેમના પૂર સહિત દોડી આવ અને મને તારા પ્રેમના દૂધનું પાન કરાવ. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! તારા સિવાય મારાં દુઃખનું નિવારણ કરનાર બીજું છે પણ કોણ?

૯૮૫–ભગવાનની ભક્તિ તો શૂળી ઉપર મૂકેલી પોળીના જેવી વસમી છે. એ તો શિરને સાટે લેવા જેવી છે. તેને લેનારા શૂરવીર અને બળવાન પુરુષ વિરલાજ હોય છે. ઘરની ભીંતોનો પાયો ખોદતી વખતે નીચે પથ્થરનું પડ આવે ત્યાં લગી ઊંડો પાયો ખોદ્યો ન હોય તો તે ભીંતમાં તરેડ પડી જાય છે અને થોડીવારમાં દોદળી થઇ જાય છે; તેવી રીતે બીજાની દેખાદેખી કરીને ભક્તિનાં બાહ્ય અને પોકળ આચરણ કરનારા જોઇએ તેટલા હોય છે. પ્રથમ તો ઉત્તમ રસોઇ રાંધવાને માટે જરૂરી વસ્તુઓ એકઠી કરી રાખવી જોઇએ અને ત્યારપછી કુશળતાપૂર્વક તેનો યથાવિધિ પાક તૈયાર કરવો જોઇએ. એમ થાય તોજ રસોઇ સ્વાદિષ્ટ બને અને રાંધનારને પણ જશ મળે. તુકારામ કહે છે કે જેમ હાથીના માથા ઉપર અંકુશના પ્રહાર કરીને મહાવત તેને પોતાના હુકમમાં રાખે છે તેવી રીતે ભક્તિની સાધના કરનારા-

ઓએ વારંવાર પોતાના મનને મારતા રહેવું જોઇએ અને તે આડે રસ્તે ચાલ્યું ન જાય તે સારૂ નિત્ય સાવધ રહેવું જોઇએ.

૯૮૬–હે દેવ! હું પાપી છું એવું સમજીને મેં તમારા ચરણનો આશ્રય લીધો; તે છતાં પણ પાપનું સ્વાભાવિક બળ ઘણું વધારે હોવાથી મારાં પાપનો નાશ થયો નહિ. ત્યારે તમારા શરણના સામર્થ્યના કરતાં મારા પાપનું બળ વધારે છે એવું શું મારે સમજી લેવું? આ પ્રમાણે હું તો દ્વિધામાં ફસાઈ ગયો છું અને આ સાચું કે તે સાચું એવા બેઉ વિચારના પ્રવાહની વચમાં મારૂં મન સૂડી વચ્ચે સોપારીની માફક સપડાઈ ગયું છે. ત્યારે હે ચક્રપાણિ! તમે ઊંઘ્યા શું કરો છો? અજામિલે પોતાના છોકરાને બોલાવવાને બહાને ફક્ત એકજ વાર 'નારાયણ' એવો ઉચ્ચાર કર્યો અને તેટલા ઉપરથી તમે તેનાં તમામ કષ્ટ કાપી નાખ્યાં અને તેનો ઉદ્ધાર કરી દીધો! તુકારામ કહે છે કે હે વૈકુંઠના નાયક! હું તમારો સેવક કહેવાઉં છતાં ચિન્તા મારા મનને કોતરી ખાય એ શું સારૂં કહેવાય કે?

૯૮૭–આવી રીતે તમે બીજા કેટલાય જીવોને સંસારની ભુલભુલામણીમાંથી બહાર કાઢીને તેમનો ઉદ્ધાર કરી દીધો? તે બધાનાંજ પુણ્યોનું તો સામટું દેવાળુંજ નીકળી ચૂક્યું હતું. અજામિલે ઉત્તમ પુરુષાર્થ સાધીને પોતાનાં બધાંજ પાપોને દૂર ભગાવી દીધાં અને તમે તેનો અંગીકાર કરીને તેનાં તમામ પાપનો નાશ કરી દીધો. તુકારામ કહે છે કે આવો પાપી અજામિલ, તેણે ફક્ત એકજ વાર પવિત્ર નામનો ઉચ્ચાર કર્યો કે તરતજ વૈકુંઠમાં જવાનો રસ્તો તેને સારૂ તદ્દન મોકળો બની ગયો.

૯૮૮–હે મનુષ્યો! તમે હરિ, ગોવિંદ, રામ, કૃષ્ણ એવાં નામોનો ઉચ્ચાર નિત્ય સરળ મનથી કરતા રહેજો. હરિકથારૂપી

સમુદ્રમાં સ્નાન કરવાને માટે તમામ પવિત્ર પર્વકાળ અને તમામ તીર્થો ચાલ્યાં આવે છે. ફક્ત એક દેવની આગળજ પોતાનો ભાવ સમર્પિત કરી દીધાથી તમામ પ્રકારના લાભ તમને ઘેર બેઠાંજ પ્રાપ્ત થઇ જશે. ગાય, ભેંસ, બકરી, ઘેટી વગેરે પ્રાણીઓની સેવા કરવી પડે છે અને સેવા કરીએ ત્યારેજ તેઓ દૂધ દે છે; પરંતુ કામધેનુની સેવા કરવી પડતી નથી. તુકારામ કહે છે કે દેવનું નામસ્મરણ કરવાનું રહસ્ય ઘણુંજ સુગમ છે. તે જાણી લીધાથી અનંતની પ્રાપ્તિ સહજ રીતે થઇ જાય છે.

૯૮૯–જે પોતાને મોઢેથી અચ્યુતના નામનો ઉચ્ચાર સદાકાળ કરતો રહે છે, તેનો દેહ પવિત્ર છે અને તેની વાણી પુણ્યવંતી છે એમ સમજી રાખવું. આવા વૈષ્ણવ-ભક્તનુ ચિંતન કરવાથી પણ પાપી લોકોનો ઉદ્ધાર થઇ જાય છે અને તેમનાં તમામ પાપના ઢગલાઓનો નાશ થઇ જાય છે. પોતાને વૈષ્ણવ-ભક્તના ચરણની રજ મળે એવી દેવને પણ ઇચ્છા થયા કરે છે અને એ રજ મેળવવાની લાલચને વશ થઈ દેવ એવા ભક્તની પાછળ પાછળ ચાલ્યા કરે છે. જેના કંઠમા વૈકુંઠના નાયકનો નિવાસ છે એવા વૈષ્ણવ અને દેવની વચ્ચે કોઇ પણ પ્રકારના તફાવતને માટે કેમ કરીને અવકાશ હોઇ શકે? તુકારામ કહે છે કે જેમ ગંગા અને યમુનાના સંગમસ્થાનમા સરસ્વતીનો ગુપ્ત પ્રવાહ પણ તેમને મળે છે તેથી એ ત્રણની ત્રિવેણી બની જાય છે, તેમ ભગવાન અને ભક્ત એ બેઉના ઐક્યની સાથે નામસ્મરણનો એક ત્રીજો પ્રવાહ પણ તેમની સાથે મળી જાય છે.

૯૯૦–હરિના દાસનો જ્યાં સમાગમ થયો એટલે પાપમાત્રનો તેમજ ત્રિવિધ તાપનો અને તમામ પ્રકારનાં દારિદ્ર્યનો તત્ક્ષણ નાશ થઇ ગયોજ જાણવો. આ સંસારમાં અનેક જાતનાં તીર્થ

તપ, દાન, વ્રત વગેરે સાધનો છે તો ખરાં, પણ જેટલું સામર્થ્ય વૈષ્ણવ-ભક્તમાં છે તેટલું તેમાંના કોઇમાંજ નથી. નામસંકીર્તન કરતાં કરતાં આનંદની મસ્તીમાં આવી જઇને જે કોઇ નૃત્ય કરે છે, તેના ચરણ આગળ તો મહાદેવ પોતે પણ મસ્તક નમાવે છે. આવા વૈષ્ણવ-ભક્તરૂપી ભવસાગરને તારનારી ઉત્તમ નૌકા છે; એ નૌકાનો જે આશ્રય લેશે તે પોતાના હાથપગ હલાવ્યા વગર એમ ને એમજ સંસારસમુદ્રને ઓળંગી જશે. તુકારામ કહે છે કે વૈષ્ણવ-ભક્તના ચરણનાં દર્શન થતાંની વારજ મારા ત્રિવિધ તાપનો નાશ થઈ ગયો અને મારા મનનું સમાધાન થઇ ગયું.

૯૯૧-હું બધો વખત નિર્મળ હરિકથા કરતો રહું છું. એના એજ બોધમાં સદાકાળ નિમગ્ન રહું છું. આ પૃથ્વી ઉપર હું એકલોજ ભાગ્યવંત પુરુષ છું; કારણકે મારી વાણીને વિઠ્ઠલરૂપી મહાનિધિ પ્રાપ્ત થઇ ગયો છે. આ હરિકથા જે કોઇ ગાશે અથવા જે કોઇ સાંભળશે તેની માતાનું અને તેના પિતાનું, એમ બેઉ પક્ષનાં કુળ ઉદ્ધાર પામીને પરમ સુખી થઇ જશે. આ વિઠ્ઠલના નામરૂપી મંત્ર અચળ છે. એનો ઉચ્ચાર કરતી વખતે જાતિ, કુળ, સ્થાન, સમય કશાનો વિચાર કરવોજ નહિ. તુકારામ કહે છે કે એ વિઠ્ઠલ મારૂં વિશ્રાન્તિસ્થાન છે અર્થાત્ હું તેમને અત્યંત ભાવપૂર્વક મારા હૃદયની અંદર ધારણ કરી રાખું છું.

૯૯૨-અનેક જન્મજન્માંતરનાં સંચિત પુણ્યો જ્યારે જોર પકડે ત્યારે મનની અંદર હરિકૃપાનો પ્રવેશ થાય અને જીવ હરિનો ભક્ત બની જાય. જે કોઇ પોતાનાં મન, વાણી અને કર્મ વડે વિઠ્ઠલનું અનુસરણ કરશે તેનું દૈવ પોતેજ દાસત્વ કરશે અને હું તો એવા હરિભક્તનો આજ્ઞાકારી સેવકજ છું એમ હું મારા મનથી માનું છું. જેના અંતઃકરણમાં સૌ ભૂતમાત્ર પ્રતિ દયા છે અને પ્રાણી-પદાર્થમાત્રમાં હૃષીકેશ વ્યાપી રહ્યા છે એવું

જે જોઈ શકે છે, તેને હરિનાં દર્શન કરવાને માટે એક ક્ષણનો પણ વિલંબ થતો નથી; એમજ કહેવું જોઇએ કે ભગવાન પોતેજ તેની પાછળ પાછળ નિરંતર ભમ્યાજ કરે છે. તુકારામ કહે છે કે જે દેવ સર્વ વિકારરહિત છે તે પોતાનું પૂર્ણપણે શરણ લેનારા ભક્તોનું રક્ષણ કરવાને માટે વજ્રપિંજર સમાન છે. જે કોઇ તેમનું અનુસરણ કરશે તેનાં જન્મમરણનો નાશ થઇ ગયોજ જાણવો.

૯૯૩–ચંદ્રભાગા નદીને કિનારે વસેલા પંઢરપુર નામના બંદર આગળ વિઠ્ઠલરૂપી વહાણ નાંગરેલું છે. હે સંતજનો! એ વહાણના ભંડારમાં પારમાર્થિક ધનના ઢગલા પડયા છે, તેને તમે લૂંટી લો—અરે! તમે લૂંટી લો. એ વહાણના સ્તંભ ઉપર હરિનામની ધ્વજ ફરફરી રહી છે. તુકારામ કહે છે કે હું એ વહાણમાં હમાલ બનીને રહું છું અને વિઠ્ઠલને પહેરવાની માળાઓનો ટોપલો મારે માથે લઈને ફરૂં છું.

૯૯૪–હે દેવ! મધુર, કોમળ અને દીર્ઘ સ્વરયુક્ત પુકાર કરીને હું તને બોલાવું છું. હું કહું છું કે હે પાંડુરંગ! તું મારી પાસે દોડી આવ અને મને તારા પ્રેમનો પાનો પિવડાવ. આ પ્રમાણે તને વીનવી વીનવીને હું તારી કરુણાની યાચના કરી રહ્યો છું. જેમને પાંખ ફૂટી નથી એવાં કુમળાં પક્ષીનાં બચ્ચાં જ્યારે ભૂખ્યાં થાય છે ત્યારે પોતાની ચાંચો પહોળી કરી કરીને માને બોલાવવા સારૂ ચિત્કાર કરે છે; તેવીજ રીતે હું પણ કરુણ સ્વરે તને બોલાવી રહ્યો છું. તુકારામ કહે છે કે તારી આગળ હું આ પ્રમાણે હઠ કરૂં છું અને તેમ કરીને હું તારો લાડકવાયો અને હઠીલો જિદ્દી બાળક ઠરી ચૂકયો છું.

૯૯૫–હે દેવ! જ્યાંસુધી તારૂં દર્શન થાય નહિ ત્યાંસુધી કોઈ પણ ઇન્દ્રિયને તૃપ્તિ થનાર નથી; એટલા માટે તું તારા

સહસ્ર ભુજ વડે જે રૂપનું પ્રકટીકરણ કરે છે તે તારા શોભાયમાન રૂપનું મને દર્શન કરાવ, તારૂં સહસ્ર ભુજયુક્ત સ્વરૂપ જોવાનું મારામાં સામર્થ્ય નથી, એટલા માટે હે ગોવિંદ ! તું તારા ચતુર્ભુજરૂપે શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ ચાર આયુધને ધારણ કરીને ગરુડના ઉપર આરૂઢ થઈને મારી પાસે દોડી આવ. તુકારામ કહે છે કે હે કાન્હોબા ! મારી આંખોને તારૂં દર્શન કરવાની ઘણીજ તીવ્ર ભૂખ લાગી છે.

૯૯૬–હે નારાયણ ! પતિત અને પોતાની ઇન્દ્રિયોના ગુલામ બની બેઠેલા લોકોનો તમે ઉદ્ધાર કરો છો; એટલા વાસ્તે તો તમે પતિતપાવન અને દીનાનાથ કહેવાઓ છો. મારી એટલી પ્રાર્થના છે કે તમારૂં રૂપ મારા મનની અંદર અને તમારૂં નામ મારી વાણી ઉપર સદાકાળ રહો. તમે અખિલ બ્રહ્માંડના સ્વામી હોઈ તમે તમામ જીવોનું રક્ષણ અને પ્રતિપાલન કરો છો. તુકારામ કહે છે કે તમે સૌ જીવોના જીવ છો અને દેવોમાં સર્વશ્રેષ્ઠ દેવ છો.

૯૯૭–હે મારા મન ! તારે તો ફક્ત 'રામ' નામનો અખંડ જપ કરવાનુંજ કામ કરવું. હે મારા મન ! ગોવિંદ, ગોવિંદ, એવા નામનીજ તું સદાકાળ ધૂન લગાડી દે. તુકારામ કહે છે કે હે મારા મન ! દાન માગવાના કામમાં અત્યંત દીન બની ગયેલો હું તારી પાસે ભિક્ષા માગું છું કે તું મને જપતપ કરવાની ભિક્ષા આપ.

૯૯૮–દેવ પોતાના નામની પ્રતિષ્ઠા જાળવી રાખવાને ખાતર ભક્તોની ભીડ ભાંગવા માટે અને તેમના અનેક કામો કરવા માટે દોડ્યા આવે છે. તેમણે 'દીનાનાથ' એવું નામ ધારણ કર્યું છે, તે નામની સાર્થકતા સિદ્ધ કરવાને માટે પણ તે એ પ્રમાણે કરતા લાગે છે. ભક્તોના ઉપર કોઈ પણ જાતની વિપત્તિ આવી પડે તો તે તરતજ તેનું નિવારણ કરે છે અને ભક્તોના ઉપર પોતાના

પીતાંબરની છાયા કરીને પોતે ઊભા રહે છે. તુકારામ કહે છે કે એટલા માટે તો તે કેડે હાથ રાખીને ઇંટ ઉપર ઊભા રહ્યા છે.

૯૯૯–દેવને પોતાના ભક્તનું ગમે તેવું કામ કરતાં શરમ આવતી નથી. જે દેવ પોતાના હૃદય અને શક્તિ વડે કદી પણ દગો દેતા નથી એવા દેવને શરણ જવું એ ઉત્તમ છે. એ દેવે મહાભારતના યુદ્ધ વખતે ભીષ્મની પ્રતિજ્ઞાને સાચી પાડી અને અર્જુનનું રક્ષણ પણ કર્યું. તુકારામ કહે છે કે મારી પાસે તો એવા અનેક દાખલા–દષ્ટાંતો છે; તેથી કરીને હું તે દેવને મારા મનની અંદર ધારણ કરી રહ્યો છું.

૧૦૦૦–ગાય સીમમાં ચરવા જાય છે, પોતાના ઘરથી આઘે ચરતી ફરે છે ખરી, પણ તેનું મન તો ઘરમાં બાંધેલા તેના વાછરડામાંજ હોય છે; તેજ પ્રમાણે હે મારી વિઠાબાઇ માવડી ! તું મને તારા ચરણ આગળ આશ્રય આપીને મારૂં રખોપું કરજે. પાણીમાંથી બહાર કાઢેલી માછલી જેમ તરફડાટ કરે છે, તેમ હું તારા વિયોગથી તરફડું છું. તુકારામ કહે છે કે દેહને જીવ અને પ્રાણ બેઉ વહાલા છે.

૧૦૦૧–કોઇ પણ હરિજનની નિંદા કરવી નહિ; કારણકે ગોવિંદ તે સાંખી શકતા નથી. હરિ સગુણ અને સાકાર રૂપ ધારણ કરીને પોતાના ભક્તોને અભયદાન દે છે અને જેઓ દુષ્ટ અને ખલ સ્વભાવના હોય છે તેમનું તે દમન કરે છે. જે વખતે દુર્વાસા અંબ ઋષિને છળવા ગયા, તે વખતે પ્રભુએ પોતાનું સુદર્શન ચક્ર દુર્વાસાની પાછળ દોડાવ્યું અને તેમને પૂર્ણ સંતપ્ત કર્યા. દ્રૌપદીના ઉપર થયેલો જુલમ જોઇને ભગવાનના મનને ઘણો ક્ષોભ થયો અને તેથી તેમણે પાંડવોનો પક્ષ લઇને તેમને મદદ કરી અને તેમની મારફતે કૌરવોનો નાશ કરાવ્યો. પાંડવોનો વિરોધ

કરનારા ભણુવાહનનાં કામ ભગવાનથી સંખાયાં નહિ; વળી પોતાના સગા ભાઈ બળરામ પાંડવોથી વિરુદ્ધ હતા તો તેમને પણ ભગવાને પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની સલાહ આપીને વેગળા કાઢ્યા. તુકારામ કહે છે કે અશ્વત્થામાએ રાત્રે પાંડવોની છાવણી ઉપર છાપો મારીને પાંડવોના પુત્રને મારી નાખ્યા, તેથી ભગવાને અશ્વત્થામાનું માથું હમેશને માટે ગંધાતું કરી મેલ્યું.

૧૦૦૨–હરિનું નામ જેમને અતિશય પ્રિય છે તે એકલોજ અતિ પવિત્ર છે. જે હરિનામનો નિરંતર જપ કરે છે તેનેજ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ જાણવો. તુકારામ કહે છે કે તમામ વર્ણાશ્રમ ધર્મ એ ખરૂં જોતાં એક બ્રહ્મજ છે.

૧૦૦૩–શ્રીવિઠ્ઠલના નામનું ગાયન ચિત્તને ઘણું મીઠું લાગે છે. એક વિઠ્ઠલજ અમારૂં જીવન છે તેથી કરીને કરતાલ અને મંજીરા એજ અમારૂં ધન છે. 'વિઠ્ઠલ' એ શબ્દજ સંજીવન અમૃત સમાન છે. તુકારામ કહે છે કે એ વિઠ્ઠલના રંગમાં હું મારે આખે શરીરે રંગાઈ ગયો છું.

૧૦૦૪–'વિઠ્ઠલ' એ મંત્ર ઘણો સુગમ છે–ઘણોજ સુગમ છે. એ મંત્રજ તમામ પ્રકારનાં પાપનો સમૂળો નાશ કરી દે છે. જે ભાગ્યવાન હશે તેના મનનેજ એ નામનો રસ લાગી જશે અને તેજ પોતાના કાન વડે ભગવાનની લીલાની કથાઓનું શ્રવણ કરશે. વિઠ્ઠલ એ અતિ ભોળું દૈવત છે અને કાળ તેના સંબંધમાં કશીજ ઇચ્છા રાખતો નથી. તુકારામ કહે છે કે જેના ચિત્તમાં વિઠ્ઠલનો વાસો છે, તે ગમે તે જાતિનો હોય તોપણ તે ધન્યજ છે.

૧૦૦૫–વિઠ્ઠલ દૈવત બ્રહ્મ નથી એવું જે કોઈ કહે તેના શબ્દ કાને સાંભળવાજ નહિ. આવું કહેનાર ભલે બ્રહ્મા અથવા એવોજ કોઈ દેવ હોય તોપણ તેનું કહ્યું માનવુંજ નહિ. જેને વિઠ્ઠલનું

જ્ઞાન નથી તેના તરફ નજર પણ કરવી નહિ તુકારામ કહે છે કે એવા જે કોઈ હોય તેની મને મુદ્દલે ગરજ નથી.

૧૦૦૬-એક માણુસ ચિતાની અદર બળી રહ્યો છે તેને તમે જુઓ છો, અને એવા બીજા કેટલા બધાને તમે એવી રીતે બળતા જોયા હશે, છતા તમે હજી કેમ ચેતતા નથી? તમારી પોતાની ભારે ભય અને અટ્ટહાસ સહિત ચિતાની અદર બળવાની સ્થિતિ ન થઇ હોય ત્યાસુધીમા તમે દેવને હાકો મારતા રહો મરણની ગાસડી પ્રત્યેક જન્મધારી વ્યક્તિને શિર મૂકવામા આવેલીજ છે, એટલા માટે જ્યાસુધી તમારૂ આયુષ્ય પૂરૂ થયુ ન હોય ત્યાસુધીમા તમારા હૃદયરૂપી માપ દેવના ચિતન વડે ભરપૂર કરી દેજો તુકારામ કહે છે કે દેવને વીસરીને જેઓ પ્રપચના માર્ગ તરફ વળે છે તેમને ધિક્કાર હોજો કદાચ મારો મરણનો પ્રસગ ઉપસ્થિત થાય તોપણ તેના તરફ હુ કદી જોઉજ નહિ

૧૦૦૭-અમારૂ લોકો સન્માન કરે એવી ઇચ્છા સતોને તો હોતીજ નથી, તોપણ જે કોઈ તેમનુ સન્માન ન કરતા તેમના તરફ તોછડાઈ ભરેલુ વર્તન કરશે તે માણુસ ભૂડો છે અને એવાને ઘેર સતોએ જવુ નહિ, કારણકે એવાને ઘેર તેમને ઘટતુ સન્માન મળશે નહિ અને પેલો બિચારો સતની અવહેલના કર્યાનો અપરાધી ઠરીને માર્યો જશે એવા ભાવહીન માણુસો પોતાના યોગ્ય કર્તવ્યનુ પાલન નહિ કરે એવી મનમા શકા રહ્યા કરે છે, એટલા માટે તુકારામ કહે છે કે જે માણુસ સતોના દર્શન કરતા મનમા સકાચાતો હોય તેને ઘેર સતોએ જવુ યોગ્ય નથી

૧૦૦૮-હે સુજ્ઞ લોકો! દેહાદિ પ્રપચની સગતિમા પડયાથી પારમાર્થિક લાભ થવાનો કદી સભવ હોય ખરો? ઢોરે ચાવેલા જુવાર-બાજરીની કડબના ભારામા જેટલા ગડા હોય તે બધાય

કડણનાંજ હોય; તેમાં વળી શેરડીનો સાંઠો હોય ખરો? ઢેફાંથી ભરેલી પથારીમાં મને તો આજે સુખપૂર્વક નિદ્રા આવી, એવું કોઈ કહે તો તેનું બોલવું મૂર્ખાઈ ભરેલુંજ કહેવાય. તુકારામ કહે છે કે દારૂનો નશો કરનારને તેની કેડ ઉપરની લંગોટીનું પણ ભાન રહેતું નથી. આવી હાલતમાં કોઈ છાકટો માણસ દારૂના ઘેનમાં ગમે તેમ લવારો કરે તેના તરફ કોઈ કદી લક્ષ આપવાનું હતું?

૧૦૦૯-જે કોઈ ઉત્તમ જાતિમાં જન્મ્યો હશે, તેના અંતઃકરણમાં પ્રેમ પ્રકટે છે. દાખલા તરીકે પોપટને 'સીતારામ' 'સીતારામ' બોલવાનું શીખવીશું તો તે તેવું બોલવા લાગશે; પણ હલકી જાતિના કાગડાને ગમે તેટલું શીખવો પણ તે કદી શીખવાનોજ નથી અને તેને પાંજરામાં રાખશો તો તે ઊલટો પાંજરાને લજાવશે. માટે જે ઉત્તમ જાતનો હશે તેજ શીખવેલું ગ્રહણ કરશે અને તેનું મૂલ્ય પણ પ્રથમના કરતાં વધી જશે. તુકારામ કહે છે કે હીજડો ભલે બાઈડીના શણગાર પહેરીને ફરે પણ હીજડો તે હીજડોજ. તે કોઈ દહાડો સ્ત્રીની જગ્યા લઈ શકતો નથી.

૧૦૧૦-નાનકડા ખાબોચિયામાં પડયો પડયો દેડકો સમુદ્રને કહે છે કે તું મારા આગળ શા હિસાબમાં છે? ને જે તેણે કદી જોયોજ નથી અને જેને વિષે તેને કશું જ્ઞાન પણ નથી, તેની સાથે જૂઠી સ્પર્ધા કરવા જાય છે અને તિરસ્કારપૂર્વક બકબક કરતો ફરે છે. કાગડો પોતાના મનમાં ને મનમાં ફુલાયા કરે અને કહે કે હું રાજહંસ કરતાં શ્રેષ્ઠ છું; તેવી રીતે ગધેડો કહે કે હું હાથીના કરતાં ચઢિયાતો છું; તુકારામ કહે છે કે સોનાનો ઢોળ ચઢાવેલી મહોરની કિંમત કોઈ દહાડો સાચી સોના મહોરના જેટલી થાયજ નહિ.

૧૦૧૧–જીવાત્મા પહેલેથીજ મુક્ત હોઇ શિવસ્વરૂપજ છે; પણ હું આ પંચભૂતાત્મક દેહ છું અને દેહનાં સંબંધીઓ એ મારાં સંબંધીઓ છે, એવો આગ્રહ કરવા લાગ્યો તેથી તે બંધાઈ ગયો છે. પાપપુણ્યનો કર્તા કોણ છે તે બરાબર સમજી ન લેતાં હુંજ કર્તા છું, એવું જીવ માની લે છે; અને તેથી કરીને તે પોતાનાં પાપપુણ્યાત્મક કર્મોનાં બંધનમાં બંધાઇ જાય છે. તુકારામ કહે છે કે હરણ જેમ જૂઠા મૃગજળને સાચું માનીને તેની પાસે દોડી જવાનો વ્યર્થ પરિશ્રમ કરી મરે છે, તેમ દેહાદિ પ્રપંચને સાચા માનીને તેમના મોહમાં પડનારા મૂર્ખ લોકો વ્યર્થ ચેષ્ટાઓ કરીને જિંદગી બરબાદ કરે છે.

૧૦૧૨–હે મારી સખી સજની બુદ્ધિ! તું યાદ રાખજે કે પંઢરપુરના સ્વામી મારા પિતા છે. તેમનીજ સ્તુતિનાં ગાયન તું દળતાં–ખાંડતાં અર્થાત્ હરકોઇ કામ કરતાં કરતાં તારે ગાયાજ કરવાં. રાણી રૂખમાબાઇ અને સત્યભામા એ મારી માતાઓ છે અને પિતા પાંડુરંગ સ્વામી છે. ઉદ્ધવ, અક્રૂર, વ્યાસ, અંબઋષિ અને નારદ એ મારા બંધુઓ છે. તેમનું હું સન્માન કરૂં છું. ગરુડ અને મારો લાડકવાયો ભાઇ પુંડલિક એ મારા ભાંડુઓ છે અને તેમને જોઇને મારા મનમાં ઘણોજ આનંદોલ્લાસ પેદા થાય છે. બીજા સંતમહંતોની સાથે મારે બહુ ઓળખાણ પિછાણ છે અને હું દરરોજ તેમની સ્તુતિનાં પદ ગાયા કરૂં છું. નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, ચાંગદેવ અને નામદેવ એ મારા દિલોજાન દોસ્તો છે; વળી નાગો જગમિત્ર, નરહરિ સોની, કબીર, રોહિદાસ એ બધા મને ઘણાજ વહાલા છે. પરિસા ભાગવત, સાવતા, સુરદાસ એ બધાને હું નોતરાં દઇને તેડાવું છું અને તેમનો મહિમા ગાઉં છું. સંત ચોખામેળા તો મને મારા પ્રાણસમાન પ્રિય છે અને એક ક્ષણ વાર પણ હું તેને વીસરી શકતો નથી. એકનાથ

અને જનાર્દન સ્વામી એ મારા જીવના જીવન છે. કાન્હુ પાઠક અને મીરાંબાઇ પણ મને તેટલાંજ પ્રિય છે; વળી એ ઉપરાંત બીજા ઘણાય મહાનુભાવી સંતો અને મુનિઓ છે. તે બધાના ચરણ આગળ મેં મારો જીવ અર્થાત્ મારો જીવભાવ સમર્પિત કરી દીધો છે. જે જે વારકરીઓ પંઢરપુરની યાત્રાએ જતા હશે તેમનો મહિમા પણ હું આનંદપૂર્વક વખાણીશ. તુકારામ કહે છે કે આ બધાં મારાં માબાપ ઘણાંજ સમર્થ છે. તેમના ગુણ ગાઇને હું મારા ઘરમાં સુખપૂર્વક રહું છું.

૧૦૧૩-જે માણસ પંઢરપુરની યાત્રાએ જાય છે અથવા તો હું જઇશ એવું મોઢેથી કહે છે, તે માણસને સંસારનાં બંધન બાંધે છે એવું જે કોઇ બોલશે તે ચંડાળ છે. મનમાં શુદ્ધ ભાવ હોય કે ભલે ન હોય પણ જે કોઇ પાંડુરંગનાં દર્શન કરશે તેને માટે સંસાર હોઇ શકેજ નહિ. તુકારામ કહે છે કે ચંદ્રભાગાના જળમાં જે કોઇ સ્નાન કરશે તે ગમે તે જાતિનો હોય તોપણ તે સંસારનાં બંધનમાંથી મુક્ત થઇ ગયોજ જાણવો.

૧૦૧૪-આ પાંડુરંગ નાના પ્રકારના અવતાર ધારણ કરે છે. તે પૂર્ણબ્રહ્મ હોઇ ચંદ્રભાગા નદીને કિનારે ઈંટના ઉપર ઊભા રહ્યા છે. તે સૌ પ્રાણી-પદાર્થના અંતર્બાહ્ય પ્રદેશમાં સર્વત્ર વ્યાપી રહ્યા છે, છતાં જો આપણે તેમને શોધવાની ચેષ્ટા કરીશું તો કોઈ પણ જગ્યાએ તેમનો પત્તો લાગવાનોજ નથી. યોગ, યજ્ઞ, તપ, દાન અને જપ ઇત્યાદિથી તેમની પ્રાપ્તિ થઇ શકે છે. કોઇએ તેમને અર્પણ કર્યા હોય અથવા ન પણ કર્યા હોય, તોપણ તમામ પ્રકારના ભોગના ભોક્તા તે એકલાજ છે. તુકારામ કહે છે કે પોતાના ભક્તોને સહાયતા આપવી એજ તેમની સંપૂર્ણ લીલા છે એવું જાણજો.

૧૦૧૫-જે કોઇ શ્રી હરિની કીર્તિ પોતાની વાણી વડે ગાશે,

તેના ચરણ આગળ કળિકાળ પોતાનું મસ્તક નમાવશે. પંઢર-પુરનો રાજા આવો સમર્થ છે, તે તમારે છ શાસ્ત્રો, અઢાર પુરાણ અને ચારે વેદોમાં જોઇ લેવું. તેમનું ધ્યાન કરવાથી ભોગ અને મોક્ષ એ બેઉ તમારા આજ્ઞાકારી દાસ બનીને તમારૂં દાસત્વ કરશે. તુકારામ કહે છે કે તેમનું નામ લેનારને વૈકુંઠની પ્રાપ્તિ થાય છે.

૧૦૧૬–શ્રીહરિના મહિમાનું વર્ણન કરતાં કરતાં શ્રુતિઓ અને વેદશાસ્ત્ર હારી થાકીને મૂગાં થઇ ગયાં. એવા હરિની સ્તુતિ કરવા જેટલું સામર્થ્ય મારી વાણીમાં તો હોયજ કયાંથી ? શેષ-નાગનાં હજાર મુખ એ ભગવાનના મહિમાનું વર્ણન કરતાં કરતાં થાકી ગયાં, પણ મહિમાનો પાર ન આવ્યો ! તુકારામ કહે છે કે એ શ્રીહરિના યશની ગાથા લખવી હોય તો પૃથ્વી જેવડો કાગળ અને સમુદ્ર જેટલી શાહી પણ ઓછી પડે !

૧૦૧૭–દૈવ પોતે જેનું રક્ષણ કરવા તૈયાર બેઠા હોય તેને મારીજ કોણ શકે ? પ્રભુથી સંરક્ષિત વ્યક્તિ અડવાણે પગે ભલે જંગલોમાં ભટકયા કરે, છતાં તેમને પગે એક કાંટો પણ વાગશે નહિ, અગ્નિ તેમને બાળી શકશે નહિ અને પાણી તેમને ડુબાડી શકશે નહિ. એવા માણસને મારી નાખવાના હેતુથી કોઇ ઝેર ખવડાવે તો તે ઝેર પણ અમૃત સમાન બની જશે. તેઓ કદી ભૂલા પડતા નથી અને કોઇની પ્રપંચજાળમાં ફસાતા નથી; તેમ યમ પણ તેમને કશું કરી શકતો નથી. તુકારામ કહે છે કે તેમની સામે તાકીને ફેંકેલાં બાણ અને તોપના ગોળાને પણ નારાયણ ખાળી રાખે છે.

૧૦૧૮–હે દ્વારકાપુરીના રાજા ! હે મારા સખા ! તું મને મળવામાં શા માટે વિલંબ કરે છે ? અરે ! તું એવડો કયા કામમાં રૂંધાઈ ગયો ? દીન જનોનો ઉદ્ધાર કરવાનું તારૂં પોતાનું બિરુદ

છે તેનું તું પાલન કર. મારાં પાપપુણ્ય તરફ જોઇશ જ મા. પતિત જનોને પાવન કરનાર તરીકે આખા જગતમાં તું પ્રસિદ્ધ છે. તે પ્રમાણે તેં આજ સુધીમાં અનેક પાતકીઓનો ઉદ્ધાર કર્યો છે પણ ખરો. તુકારામ કહે છે કે અરે મારા મિત્ર કાન્હોબા! જેવી રીતે તું દ્રૌપદીની મદદે દોડી ગયો હતો તેવી રીતે તું મારે સારૂ પણ દોડી આવ.

૧૦૧૯–હે દેવોના રાજા! તું અત્યારે બીજા કોઇની વહાર કરવાના ઇરાદાથી કહીં જતો રહ્યો છે કે પછી તને ઊંઘ આવી ગઇ છે? અથવા તું કોઇ બીજા ભક્તના પ્રેમમાં ગૂંચવાઈ પડ્યો છે? અથવા ગોપીઓનાં મોઢાં જોઇને તું એવો મોહિત થઈ ગયો છે કે ત્યાં ને ત્યાંજ ઠરી ગયો છે? હે દેવ! તું અત્યારે કોના સંકટનું નિવારણ કરવાના કામમાં રોકાઇ ગયો છે તે કહે; અથવા મને મળવા આવવા માટે તારે આઘું વેગળે જવું પડે છે એવો વિચાર કરીને તું ચાલતાંજ આળસી ગયો કે શું? અથવા તો હે શ્રીપતિ! તું મારા ગુણદોષનો વિચાર કરીને મારા ઉપર નારાજ તો નથી થયો? તુકારામ કહે છે કે તું મને દર્શન દેતો નથી તેનું કારણ મારૂં હીણું નસીબ છે કે બીજું કાંઇ કારણ છે, તે તું મને કહી દે. અરે! તારી વાટ જોતાં જોતાં તો મારો જીવ મારી આંખોમાં આવી ગયો છે!

૧૦૨૦–પારકી સ્ત્રીને પોતાની માતા સમાન ગણતાં મનમાં લાજ આવતી હોય, તો પછી મનમાં કપટભાવ રાખીને મોઢે મોઢેથી પરાઇ સ્ત્રીને માતા કહેવાનો શો અર્થ? ધર્મના વિષય ઉપર વિવેચન કરતી વખતે ધૈર્ય એ ઘણો ઉત્તમ ગુણ છે એવું કહીને મોઢેથી ધૈર્યનાં ખૂબ વખાણ કરવાં અને ડાબે હાથે એક કાગડાને પણ ઉરાડી સુકાય નહિ! આમ થવાનું કારણ એ છે કે

એવા લોકોનાં પાપકર્મ આવેપ્રસંગે આડે આવીને ઊભાં રહે છે. તુકારામ કહે છે કે જેવું બોલે તે પ્રમાણે વર્તે તે માણસ અમૂલ્ય છે.

૧૦૨૧-સ્રીપુરુષના જોડકાંની માફક પરોપકાર અને લાભ એ બેનું પણ જોડુંજ બંધાયેલું છે. એકની સાથે સાથે બીજું આલ્યુંજ આવે છે, એમ જાણીને કદી અસત્ય બોલવું નહિ અને જૂઠું કામ કરવું નહિ; કારણકે અસત્ય બોલનારનું નિઃસંશય પતનજ થાય છે એની સાબિતી માટે પ્રાચીન ઇતિહાસમાંથી પ્રમાણ આપું છું. નારાયણે પોતે એક વાર 'નરો વા કુંજરો વા' એવું ધર્મરાજાની પાસે જૂઠું કહેવડાવ્યું, તેનું પરિણામ એવું થયું કે સ્વર્ગમાં જતી વખતે ધર્મરાજાનો એક અંગૂઠો ખરી પડયો. તુકારામ કહે છે કે હે સૌ મનુષ્યો ! માટે આજ પછી તમે હંમેશાં સત્યનુંજ પાલન કરજો. અંતઃકરણમાં ખોટો ભાવ આવવા દેશો તો આખરે તમારે પોતાનેજ દુઃખ વેઠવું પડશે.

૧૦૨૨-એવા માણસના મોઢા ઉપર આગ પડો; કારણકે આવા દુષ્ટ છોકરાને તે રાંડ જણ્યોજ શા માટે ? તેના હૃદયમાં તો હંમેશાં ક્રોધાગ્નિ ભડભડયા કરે છે અને દગાની આંટીઓ પડેલી હોય છે. તેના મોઢા ઉપર શીળીના ફોલ્લા ફૂટી નીકળ્યા હોય એવી વરવી તેની મુખાકૃતિ દેખાય છે. તુકારામ કહે છે કે એવા દુષ્ટ માણસના મનને સમાધાન અવસ્થાનું સુખ કદી નથી મળવાનું.

૧૦૨૩-જે માણસ પોતાને મોઢેથી હદ ઉપરાંત ખાય છે તે પાછળથી ધડાધડ ધડાધડ વાછૂટ કરીને દારૂગોળાનો મારો ચલાવે છે. કેટલાક માણસ એવા ચતુર હોય (?) છે કે પોતાની ઇન્દ્રિયો પોતાને સ્વાધીન છે કે નહિ તેનું પણ તેમને ભાન હોતું નથી અને પછી પોતાનાંજ ફૂલાં ઉઘાડાં થઇ જાય છે અને તે જોઇને લોકો હસે ત્યારે તેમના ઉપર ખીજવાઇ જાય છે. કેટલાક એવા હોય

છે કે જુગાર રમીને પૈસા બરબાદ કરી આવે અને પછી પોતાને બીજા લોકોએ અન્યાય કર્યો એમ કહીને બડબડવા માંડે. કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે પતિનો સમાગમ કરતી વખતે તેમને સારૂં લાગે છે અને પછી જ્યારે પ્રસૂતિનો વખત આવે ત્યારે ધણીને ગાળો દે છે. તુકારામ કહે છે કે એવા લોકો પોતાનો જન્મારો વ્યર્થ ગુમાવે છે.

૧૦૨૪-પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સિવાય બીજા પુરુષનાં વખાણ સાંભળતી નથી. તે અનન્યભાવે પોતાના પતિના પ્રતિજ પોતાના અંતઃકરણનો બધો પ્રેમ અર્પણ કરે છે. મારૂં મન પણ પતિવ્રતા સ્ત્રીના જેવુંજ અનન્ય થઇ ગયું છે અને તે એક વિઠ્ઠલ સિવાય બીજા કોઇને પસંદ કરતું નથી. સૂર્યનાં કિરણથી ખીલી ઊઠનારાં કમળ ચંદ્રનાં કિરણથી ખીલતાં નથી. કોકિલા બીજી ઋતુઓનો ત્યાગ કરીને એક વસંતઋતુમાંજ ટહુકાર કરે છે. તુકારામ કહે છે કે છોકરાં પોતાની માની આગળ નાચ-કૂદ કરે છે અને તેની પાછળ પાછળ ભમ્યા કરે છે. નાનાં બાળક પોતાની મા સિવાય બીજા કોઇને ઓળખતાંજ નથી.

૧૦૨૫-સર્વ પ્રકારના જ્ઞાનને પોતાના અંતરમાં ઉતારી દઇને કોઇ પોતાને પંડિત કહેવડાવે છે ત્યારે તો તેથી ઘણું સુખ થાય; પણ માત્ર મૌખિક ચર્ચા કરનારાજ હોય તેવા પંડિતોને તો પૂરેપૂરા મૂર્ખજ માની લેવા જોઇએ. એવા પંડિતો વેદ ગોખી મારીને પોપટની પેઠે બોલી જાણે છે, પણ તેના અર્થ તેઓ સમજ્યા હોતા નથી. એમ હોવાથી તેમનો વેદપાઠ વ્યર્થજ ઠરે છે; કારણકે કોઈ કહે કે વેદોમાં કહ્યું છે કે સર્વ ભૂતમાત્રમાં એક અખંડ અને એકરસ બ્રહ્મનું દર્શન કરવું, ત્યારે તે માણસ વેદનો પૂરેપૂરો અર્થ સમજ્યો જણાતો નથી. એવાને દુરાચારી જાણવો.

તુકારામ કહે છે કે વેદનો મુખ્ય અનુભવ તો જીવ અને શિવને એકરૂપ માનવાનો છે અને તે અનુભવ મને પ્રત્યક્ષ થઇ ગયો છે.

૧૦૨૬–વિઠોબાનું જે નિત્ય ભજન કરતો હોય તેનેજ ખરેખરો પંડિત જાણવો. સર્વભૂતમાત્રમાં વિઠ્ઠલબ્રહ્મ વ્યાપેલા છે, એવું જે સમદર્શન કરે છે, વાસુદેવ વિનાનું ખાલી સ્થાન કોઇ છેજ નહિ, સૌ ભૂતમાત્રમાં તેમનો નિવાસ છે એમ જે જાણે છે તે માણુસ, તુકારામ કહે છે કે વિઠ્ઠલનો સાચો ભક્ત છે. એવા ભક્તનાં દર્શન કરવાથી પાપી માણુસો પોતાનાં પાપથી મુક્ત થઇ જાય છે.

૧૦૨૭–હે પંડિતો ! હું તમારા ચરણુને વંદન કરીને જે કાંઇ કહું તે તમે કૃપા કરીને સાંભળો. એક દેવને બાદ કરીને તમારે બીજા કોઈની સ્તુતિ કરવીજ નહિ, એટલી મારી તમને વિનંતિ છે. અન્ન-વસ્ત્ર તો પ્રારબ્ધકર્માનુસાર આવી મળશે. તુકારામ કહે છે કે નારાયણુના નામનું સ્મરણુ કરવાને અર્થેજ તમારે તમારી વાણીનો ઉપયોગ કરવો.

૧૦૨૮–અરે હરિજનો ! તમે હાથમાં કરતાલ ને વીણા લઇને વિઠ્ઠલના નામનો મોટેથી ઉચ્ચાર કરો અને કરતાલ તેમજ વીણાને વિઠ્ઠલસ્વરૂપ માનો. વિઠ્ઠલરૂપી આપણી મૂડી છે માટે મુખેથી વિઠ્ઠલના નામનોજ ઉચ્ચાર કરો. જેટલા જેટલા નાદ અને ભેદ છે તે બધા વિઠ્ઠલરૂપ છે, માટે વિઠ્ઠલમાજ લગની લગાડો. તુકારામ કહે છે કે સુખદુઃખના પ્રસંગે હું વિઠ્ઠલનુંજ સ્મરણુ કરૂં છું, તેથી મારા મુખમાં હરહમેશ શ્રીવિઠ્ઠલનુંજ નામ રહે છે.

૧૦૨૯–હે દેવ ! તું મને દર્શન દે અને મારી સાથે એક બે બોલ બોલે, તો તેમ કરતાં હું તને શું વેચી મારવાનો હતો ? તારૂં રૂપ હું જોઇ લઉં તો તેને શું હું ચોરી જવાનો હતો, કે જેથી તું મનમાં બીક રાખીને કહી સંતાઇ બેઠો છે ? તારૂં

છે કે જુગાર રમીને પૈસા બરબાદ કરી આવે અને પછી પોતાને બીજા લોકોએ અન્યાય કર્યો એમ કહીને બડબડવા માંડે. કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે પતિનો સમાગમ કરતી વખતે તેમને સારૂં લાગે છે અને પછી જ્યારે પ્રસૂતિનો વખત આવે ત્યારે ધણીને ગાળો દે છે. તુકારામ કહે છે કે એવા લોકો પોતાનો જન્મારો વ્યર્થ ગુમાવે છે.

૧૦૨૪–પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સિવાય બીજા પુરુષનાં વખાણ સાંભળતી નથી. તે અનન્યભાવે પોતાના પતિના પ્રતિજ પોતાના અંતઃકરણનો બધો પ્રેમ અર્પણ કરે છે. મારૂં મન પણ પતિવ્રતા સ્ત્રીના જેવુંજ અનન્ય થઇ ગયું છે અને તે એક વિઠ્ઠલ સિવાય બીજા કોઈને પસંદ કરતું નથી. સૂર્યનાં કિરણથી ખીલી ઊઠનારાં કમળ ચંદ્રનાં કિરણથી ખીલતાં નથી. કોકિલા બીજી ઋતુઓનો ત્યાગ કરીને એક વસંતઋતુમાંજ ટહુકાર કરે છે. તુકારામ કહે છે કે છોકરાં પોતાની માની આગળ નાચ-કૂદ કરે છે અને તેની પાછળ પાછળ ભમ્યા કરે છે. નાનાં બાળક પોતાની મા સિવાય બીજા કોઇને ઓળખતાંજ નથી.

૧૦૨૫–સર્વ પ્રકારના જ્ઞાનને પોતાના અંતરમાં ઉતારી દઇને કોઇ પોતાને પંડિત કહેવડાવે છે ત્યારે તો તેથી ઘણું સુખ થાય; પણ માત્ર મૌખિક ચર્ચા કરનારાજ હોય તેવા પંડિતોને તો પૂરેપૂરા મૂર્ખજ માની લેવા જોઇએ. એવા પંડિતો વેદ ગોખી મારીને પોપટની પેઠે બોલી જાણે છે, પણ તેના અર્થ તેઓ સમજ્યા હોતા નથી. એમ હોવાથી તેમનો વેદપાઠ વ્યર્થજ ઠરે છે; કારણકે કોઈ કહે કે વેદોમાં કહ્યું છે કે સર્વ ભૂતમાત્રમાં એક અખંડ અને એકરસ બ્રહ્મનું દર્શન કરવું, ત્યારે તે માણસ વેદનો પૂરેપૂરો અર્થ સમજ્યો જણાતો નથી એવાને દુરાચારી જાણવો.

તુકારામ કહે છે કે વેદનો મુખ્ય અનુભવ તો જીવ અને શિવને એકરૂપ માનવાનો છે અને તે અનુભવ મને પ્રત્યક્ષ થઇ ગયો છે.

૧૦૨૬–વિઠોબાનું જે નિત્ય ભજન કરતો હોય તેનેજ ખરે-ખરો પંડિત જાણવો. સર્વભૂતમાત્રમાં વિઠ્ઠલબ્રહ્મ વ્યાપેલા છે, એવું જે સમદર્શન કરે છે, વાસુદેવ વિનાનું ખાલી સ્થાન કોઇ છેજ નહિ, સૌ ભૂતમાત્રમાં તેમનો નિવાસ છે એમ જે જાણે છે તે માણસ, તુકારામ કહે છે કે વિઠ્ઠલનો સાચો ભક્ત છે. એવા ભક્તનાં દર્શન કરવાથી પાપી માણસો પોતાનાં પાપથી મુક્ત થઇ જાય છે.

૧૦૨૭–હે પંડિતો ! હું તમારા ચરણને વંદન કરીને જે કાંઇ કહું તે તમે કૃપા કરીને સાંભળો. એક દેવને બાદ કરીને તમારે બીજા કોઈની સ્તુતિ કરવીજ નહિ, એટલી મારી તમને વિનંતિ છે. અન્ન-વસ્ત્ર તો પ્રારબ્ધકર્માનુસાર આવી મળશે. તુકારામ કહે છે કે નારાયણના નામનું સ્મરણ કરવાને અર્થેજ તમારે તમારી વાણીનો ઉપયોગ કરવો.

૧૦૨૮–અરે હરિજનો ! તમે હાથમાં કરતાલ ને વીણા લઇને વિઠ્ઠલના નામનો મોટેથી ઉચ્ચાર કરો અને કરતાલ તેમજ વીણાને વિઠ્ઠલસ્વરૂપ માનો. વિઠ્ઠલરૂપી આપણી મૂડી છે માટે મુખેથી વિઠ્ઠલના નામનોજ ઉચ્ચાર કરો. જેટલા જેટલા નાદ અને ભેદ છે તે બધા વિઠ્ઠલરૂપ છે, માટે વિઠ્ઠલમાંજ લગની લગાડો. તુકારામ કહે છે કે સુખદુઃખના પ્રસંગે હું વિઠ્ઠલનુંજ સ્મરણ કરૂં છું, તેથી મારા મુખમાં હરહમેશ શ્રીવિઠ્ઠલનુંજ નામ રહે છે.

૧૦૨૯–હે દેવ ! તું મને દર્શન દે અને મારી સાથે એક બે બોલ બોલે, તો તેમ કરતાં હું તને શું વેચી મારવાનો હતો ? તારૂં રૂપ હું જોઇ લઉં તો તેને શું હું ચોરી જવાનો હતો, કે જેથી તું મનમાં બીક રાખીને કહીં સંતાઇ બેઠો છે ? તારૂં

તેનો વિનાશ કર્યા વગર રહેનારજ નથી તુકારામ કહે છે કે કોઈ કોઈ પાપીનો એક ક્ષણમા નાશ થઈ જાય છે અને કોઈ કોઈનો નાશ થતા ઘણો કાળ વીતી જાય છે એ વાત ખરી, પણ છેવટે નાશ તો થવાનો ને થવાનોજ

૧૦૪૪–સમર્થ ઈશ્વરે જે કાઇ નિર્માણ કરી રાખ્યુ છે, તેનુ કોણ ઉલ્લઘન કરી શકશે ? ઈશ્વરેચ્છાની વિરુદ્ધ જવાની જે કોઈ જેટલી માથાકૂટ કરશે તેમા કશુજ વળવાનુ તો છેજ નહિ અને કરેલી મહેનત બરબાદ જશે આપણા આરબ્ધ કર્માનુસાર જે જે સુખદુ ખ ભોગવવાનુ નિર્માણ થયેલુ હશે તે બધા ભોગવી લેવા જ જોઇશે જે વસ્તુના ઉપર જેનો અધિકાર છે તે તેનીજ હકુમતમા રહેશે તેની વિરુદ્ધ જે કોઇ બડબડ–ફડફડ કરશે તે મૂર્ખમા ગણાશે તુકારામ કહે છે કે એવા લોકો પોતાના માતપિતાને પેટે શૂળિયા કાટા જેવા પેદા થયેલા છે એમ જાણવુ

૧૦૪૫–હે દેવ ! તારા ચરણ આગળ હુ સદાકાળ પડી રહુ એજ મારી જાગીર છે હુ એ બાબતનો મનમા ગર્વ રાખીશ અને મારી એ જાગીરનું જતન કરતો રહીશ મારા પૂર્વજોએ પોતાના જીવનુ બલિદાન દઇને આ જાગીરની શોધખોળ કરી છે તુકારામ કહે છે કે હે દેવ ! તારા ચરણની સેવા કરવી એ મારી જૂની વડીલોપાર્જિત જાગીર છે

૧૦૪૬–હે દેવ ! ઉત્તમ ગતિ કોને કહેવાય અને અધમ ગતિ કોને કહેવાય, તે વિષે હુ કાઇજ જાણતો નથી હુ તો તારા ચરણનો આશ્રય પકડીને નિશ્ચિતપણે પડી રહુ છુ વળી ધર્મકર્મ તે શુ અને તેમની સાધના કરવા માટે શુ શુ કરવું જોઇએ, તેમાનુ પણ હુ કશુ જાણતો નથી, પરતુ મે તો મારા અતરનો બધોજ ભાવ તારા ચ[illegible] આગળ સમર્પિત કરી દીધો છે પાપ

રહિત થવા માટે શું શું કરવું જોઇએ અને પુણ્ય કેટલા કેટલા પ્રકારનાં છે તેનું પણ મને કશું જ્ઞાન નથી. આથી કરીને મેં તો તારા ચરણનેજ પકડી રાખ્યા છે. હું તો ગાંડો અને વિચારહીન મૂર્ખ છું. તારી પ્રાપ્તિ શા ઉપાયે થાય એ વાતનું જ્ઞાન મારી બુદ્ધિમાં ઊતરે એમ છે નહિ; એટલા માટે હે પાંડુરંગ ! મેં તો મારો બધોજ ભાર તારા ઉપર નાખી દીધો છે. તુકારામ કહે છે કે હે દેવ ! તારે જે કાંઇ કરવું હોય તે તુંજ કરી લેજે. એમાં મારો કયો પ્રયત્ન કામમાં આવવાનો નથી.

૧૦૪૭–હે દેવ ! તેં જે મારા ઉપર ઉપકાર કર્યો છે તેનું ઋણ ફેડવા માટે એટલે તારા કરજનો બોજો મારા માથા ઉપરથી ઉતારી દેવા માટે મારે શું કરવું જોઇએ તેનું મને જ્ઞાન નથી; એટલા માટે મને તો તુંજ મારો હાથ ઝાલીને જે વાટ સુગમ હોય તે વાટે કૃપા કરીને દોરવી જજે. આપણી વચ્ચેના સ્વામી-સેવકપણાના ભાવનું પણ તુંજ જતન કરતો રહેજે; કારણકે બેઉ પક્ષ તરફથી સહાય કરનાર તો તુંજ છે. પોતાને શરણે આવ-રનું કામ કરવાનું અને તેની ભીડ ભાંગવાનું અભિમાન તું .રણ કરી બેઠો છે, એટલે હવે જો તારા શરણાગતને કોઇ વાતની 'ગી પડી તો તેમાં તારેજ લજવાવું પડશે. તુકારામ કહે છે કે તો છેકજ નાનો બાળક છું, એટલા માટે ઉપર મુજબના વિચાર ' તને જણાવી દીધા છે.

૧૦૪૮–રસ્તે ચાલતાં ડગલે ને પગલે પાંડુરંગ માવડીનુંજ ચિંતન કરવું જોઇએ. એવું કરવાથી દેવ પોતે પોતાનો તમામ આનંદ સાથે લઇને ચિંતન કરનારની આગળ આગળ ચાલતા ય છે અને પોતાના નામના માધુર્યના ઘૂંટડા તેના ગળામાં રડતા રહે છે; વળી પોતાના ભક્તના ઉપર દેવ અતિ મમતા-

તેનો વિનાશ કર્યા વગર રહેનારજ નથી. તુકારામ કહે છે કે કોઈ કોઇ પાપીનો એક ક્ષણમાં નાશ થઇ જાય છે અને કોઈ કોઇનો નાશ થતાં ઘણો કાળ વીતી જાય છે એ વાત ખરી, પણ છેવટે નાશ તો થવાનો ને થવાનોજ.

૧૦૪૪–સમર્થ ઈશ્વરે જે કાંઇ નિર્માણ કરી રાખ્યું છે, તેનું કોણ ઉલ્લંઘન કરી શકશે ? ઈશ્વરેચ્છાની વિરુદ્ધ જવાની જે કોઇ જેટલી માથાકૂટ કરશે તેમાં કશુંજ વળવાનું તો છેજ નહિ અને કરેલી મહેનત બરબાદ જશે. આપણાં પ્રારબ્ધ કર્માનુસાર જે જે સુખદુઃખ ભોગવવાનું નિર્માણ થયેલું હશે તે બધાં ભોગવી લેવાં જ જોઈશે. જે વસ્તુના ઉપર જેનો અધિકાર છે તે તેનીજ હકુમતમાં રહેશે. તેની વિરુદ્ધ જે કોઇ બડબડ–ફડફડ કરશે તે મૂર્ખમાં ગણાશે. તુકારામ કહે છે કે એવા લોકો પોતાનાં માતપિતાને પેટે શળિયા કાંટા જેવા પેદા થયેલા છે એમ જાણવું.

૧૦૪૫–હે દેવ ! તારા ચરણ આગળ હું સદાકાળ પડી રહું એજ મારી જાગીર છે. હું એ બાબતનો મનમાં ગર્વ રાખીશ અને મારી એ જાગીરનું જતન કરતો રહીશ. મારા પૂર્વજોએ પોતાના જીવનનું બલિદાન દઇને આ જાગીરની શોધખોળ કરી છે. તુકારામ કહે છે કે હે દેવ ! તારા ચરણની સેવા કરવી એ મારી જૂની વડીલોપાર્જિત જાગીર છે.

૧૦૪૬–હે દેવ ! ઉત્તમ ગતિ કોને કહેવાય અને અધમ ગતિ કોને કહેવાય, તે વિષે હું કાંઇજ જાણતો નથી. હું તો તારા ચરણનો આશ્રય પકડીને નિશ્ચિંતપણે પડી રહું છું. વળી ધર્મકર્મ તે શું અને તેમની સાધના કરવા માટે શું શું કરવું જોઇએ, તેમાંનું પણ હું કશું જાણતો નથી; પરંતુ મેં તો મારા અંતરનો બધોજ ભાવ તારા ચરણારવિંદ આગળ સમર્પિત કરી દીધો છે. પાપ-

રહિત થવા માટે શું શું કરવું જોઇએ અને પુણ્ય કેટલા કેટલા પ્રકારનાં છે તેનું પણ મને કશું જ્ઞાન નથી. આથી કરીને મેં તો તારા ચરણુનેજ પકડી રાખ્યા છે. હું તો ગાંડો અને વિચારહીન મૂર્ખ છું. તારી પ્રાપ્તિ શા ઉપાયે થાય એ વાતનું જ્ઞાન મારી બુદ્ધિમાં ઊતરે એમ છે નહિ; એટલા માટે હે પાંડુરંગ ! મેં તો મારો બધોજ ભાર તારા ઉપર નાખી દીધો છે. તુકારામ કહે છે કે હે દેવ ! તારે જે કાંઇ કરવું હોય તે તુંજ કરી લેજે. એમાં મારો કશો પ્રયત્ન કામમાં આવવાનો નથી.

૧૦૪૭–હે દેવ ! તેં જે મારા ઉપર ઉપકાર કર્યો છે તેનું ઋણ ફેડવા માટે એટલે તારા કરજનો બોજો મારા માથા ઉપરથી ઉતારી દેવા માટે મારે શું કરવું જોઇએ તેનું મને જ્ઞાન નથી; એટલા માટે મને તો તુંજ મારો હાથ ઝાલીને જે વાટ સુગમ હોય તે વાટે કૃપા કરીને દોરવી જજે. આપણી વચ્ચેના સ્વામી-સેવકપણાના ભાવનું પણ તુંજ જતન કરતો રહેજે; કારણકે બેઉ પક્ષ તરફથી સહાય કરનાર તો તુંજ છે. પોતાને શરણે આવનારનું કામ કરવાનું અને તેની ભીડ ભાંગવાનું અભિમાન તું ધારણ કરી બેઠો છે, એટલે હવે જો તારા શરણાગતને કોઇ વાતની તંગી પડી તો તેમાં તારેજ લજવાવું પડશે. તુકારામ કહે છે કે હું તો છેકજ નાનો બાળક છું, એટલા માટે ઉપરસુજણના વિચાર મેં તને જણાવી દીધા છે.

૧૦૪૮–રસ્તે ચાલતાં ડગલે ને પગલે પાંડુરંગ માવડીનુંજ ચિંતન કરવું જોઇએ. એવું કરવાથી દેવ પોતે પોતાનો તમામ આનંદ સાથે લઇને ચિંતન કરનારની આગળ આગળ ચાલતા જાય છે અને પોતાના નામના માધુર્યના ઘૂંટડા તેના ગળામાં રેડતા રહે છે; વળી પોતાના ભક્તના ઉપર દેવ અતિ મમતા-

નામ જપતો જાઉં છું તેમ તેમ મારો પ્રેમ અધિક અધિક પ્રબળ બનતો જાય છે. તુકારામ કહે છે કે ઓ મારી પાંડુરંગા માવડી ! તું મને હવે તારી કેડે બેસાડીને સાંત્વન દે.

૧૦૬૩–હવે મારે બીજા કશાનો વિચાર કરવોજ નથી. હું તો એકલા બ્રહ્મરસનુંજ સેવન કરીશ. બ્રહ્મસ્વરૂપના અમૃતના ઘૂંટડા હું નિશ્ચયપૂર્વક મારા મોઢા વડે પીશજ. હે દેવ ! તમારૂં પોતાનું નિવાસસ્થળ ક્યાં છે તે હું હવે જાણી ગયો છું. તુકારામ કહે છે કે આથી કરીને તમે મને દર્શન નહિ દો અને સંતાઇ જશો તો તમારો તે પ્રયાસ મિથ્યા જશે.

૧૦૬૪–હે દેવ ! તમે જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં તમે મને ઊભેલો જોશોજ. મેં મારી બ્રહ્મભાવનાની સહાયતા વડે મારા આખા રૂપનો વિસ્તાર કરી દીધો છે. તે રૂપ એવું બ્રહ્માંડવ્યાપક છે કે કોઇ પણ સ્થળ તેના વિનાનું ખાલી છેજ નહિ. મારૂં ચિત્ત તમારા ચરણની સાથે મજબુત ચોંટી ગયું છે, તેથી કરીને તે હરેક ઠેકાણે પોતાનું સ્વરૂપ સાચવી રાખે છે. તુકારામ કહે છે કે હું મારી બ્રહ્મભાવના વડે દેવને મારા પેટની અંદર સમાવી દઇનેજ આ વાત કહું છું.

૧૦૬૫–દેવ જે દિવસથી મારા હાથમાં આવી ગયા ત્યારથી હું તો તદ્દન ચિંતારહિત બની બેઠો છું. મારૂં મન હવે કોઇ પણ વિષય પ્રતિ દોડી જતું નથી અને તેથી કરીને મારી તમામ ઇંદ્રિયો સંતુષ્ટ થઇ ગઇ છે. પૂર્વ જન્મોનાં કર્મોનો તમામ બોજો મેં મારા માથા ઉપરથી ઉતારીને ફેંકી દીધો છે અને તેના સંબંધી હું કશી ફિકર-ચિંતા કે વિચાર પણ કરવાનો નથી. તુકારામ કહે છે કે હું કામવાસનાનો સર્વતોભાવે પરિત્યાગ કરીને મારા વિઠોબાનું નામ જપું છું.

૧૦૬૬–વિષ્ણુના ભક્તો મુક્તિના તો ઓશિયાળા હોતાજ નથી અને સંસારના તરફ જોવાની પણ તેમને વૃત્તિ હોતી નથી. તેમણે તો અષ્ટ પ્રહર વિષ્ણુનું દાસત્વ કરવાનુંજ વ્રત આદરેલું છે, તેથી કરીને તેમના ચિત્તની અંદર ગોવિન્દ તો જાણે જડી લીધા હોય એવા સ્થિર થઇને બેસી ગયા છે. આમ હોવાથી તેઓ ગોવિન્દના નામનું એવું અખંડ અને અવિરતપણે રટણ કરે છે કે, તેના આદિ, મધ્ય અને અંત જેવું કાંઈ હોતુંજ નથી. તેઓ પોતાના તમામ ભોગ નારાયણને સમર્પિત કરી દઇને તેમના મહિમાનાં મંગલ પદો ગાયા કરે છે. તેમનાં બળ, બુદ્ધિ અને નીતિનો ઉપયોગ પરોપકારને અર્થેજ થાય છે અને તેઓ પોતાના પેટમાં સદા નામામૃત રેડયા કરે છે. તેઓ દેવના જેટલાજ દયાળુ હોય છે અને આ મારૂં અને આ પારકું એવો ભેદભાવ તેમના મનમાં હોતો નથી. તુકારામ કહે છે કે તેમનો જીવ જીવપણાને ત્યજીને દેવભાવને પામી ગયો હોય છે, તેઓ દેવજ બની ગયા હોય છે. આમ હોવાથી તેઓ ગમે ત્યાં રહેતા હોય, તોપણ તે સ્થાન વૈકુંઠજ છે એમ સમજી લેવું જોઇએ.

૧૦૬૭–હું વૈષ્ણવ-ભક્તોને ત્યાં રહી તેમનું એઠું જમીશ, તેમના આંગણામાં આળોટીશ અને તેમના નહાયેલા પાણીમાં કીડો થઇને રહીશ. હે દેવાધિદેવ! મને આવા પ્રકારનો જન્મ આપજે, કારણકે મારા જીવને આજ પસંદ છે. તેમના પગની રજ મારા અંગ ઉપર પડશે, તેને હું માથે ચડાવીશ; અને તેઓ જ્યાં જશે ત્યાં તેમની પાછળ પાછળ જઈશ. તુકારામ કહે છે કે સર્વ પ્રપંચ નિરર્થક છે એમ સમજીને તેમના (વૈષ્ણવ-ભક્તો) પરજ મને શ્રદ્ધા છે.

૧૦૬૮–હે દેવ! તમને આલિંગન દેવાને સારૂ મારા હાથ અતિ ઉત્સુક થઇ રહ્યા છે; માટે તું હવે તારી હંસની ચાલને

છોડી દઈને ઉતાવળે ડગલે મારી પાસે ચાલ્યો આવ; કારણ કે તને ભેટવાને મારું મન અત્યંત અધીરું બની ગયું છે. તુકારામ કહે છે કે હે શ્રીરંગા! વિઠાબાઈ! તું મારી જનેતા છે.

૧૦૬૯–ઓ પાંડુરંગા મા! જે જે કારણોને લીધે મને મળવામાં તને વિલંબ થતો હોય તે બધાં કારણોને તું હવે એક બાજુએ ફગાવી દે. મારી ડોકની સાથે તારી ડોક લગાડી દે અને એવી રીતે મારી સાથે તારાં અંગેઅંગ અડકાડી દઈને મને મીઠું મધ જેવું પ્રેમથી ભરેલું આલિંગન દે. તારા શરીર ઉપરનાં ઘરેણાં અને તારું પીળું પીતાંબર એ બધી જંજાળ તું તારી સાથે લાવીશ મા. તારી પાસે તારા દેવપણાના લૌકિક વ્યવહારરૂપી જંજાળ ઘણી છે. તે બધીને એક વાર વેગળી ફેંકી દઈને મારી પાસે ચાલ્યો આવજે. મને આલિંગન દેતી વખતે તારા હાથ–પગ જરાય મારાથી અળગા રાખતો નહિ, પણ મારા હાથની સાથે તારા હાથ, મારા પગની સાથે તારા પગ, એમ આપણા બેઉનાં અંગેઅંગ એકબીજાની સાથે લપટાઈ જાય એવી રીતે તારે મને દૃઢ આલિંગન દેવું પડશે. તુકારામ કહે છે કે હે દેવ! મને એકવાર આવી રીતે આલિંગન દીધા પછી તારે તારાં ઘરેણાં પહેરવાં હોય તો સુખેથી પહેરીને મારી પાસે બેસજે.

૧૦૭૦–હે દેવ! તેં તારી કૃપાનું દાન તો અનેક ભક્તોને દીધું છે એ વાત ખરી, પણ તે છતાં તું તેમની અને તારી વચ્ચે પડદો રાખીને વાત કરે છે તે મને પસંદ નથી. મારે તો તારું ખરેખરું અસલ સ્વરૂપ જોવાની ઇચ્છા છે; એટલા માટે તું મશ્કરાની કરીને તારાં ખોટાં ખોટાં માયાવી સ્વરૂપો મને બતાવવાની જાડી ચેષ્ટા કરીશજ નહિ. જે કામ પૂણ સાચવીને સંભાળપૂર્વક કરવા જેવું હોય, તેનો પાયો નાખવાની તૈયારી અગાઉથી

કરી રાખવી એ ઉત્તમ છે. તુકારામ કહે છે કે હે દેવ ! તારી પાસે તો નાના પ્રકારના વેશ છે, પણ તે પૈકી મારે તો તારા અસલ સ્વરૂપનાંજ દર્શન કરવાં છે.

૧૦૭૧–કોઇ કોઇ ભકતોને તેં નકામાં રમકડાં બતાવીને છેતરી મૂકયા છે. મારો તો તારા પ્રતિ તદ્દન શુદ્ધ ભાવ છે એમ જાણીને, હે દેવ ! મને તું એવી રીતે પટાવી મૂકે તે નહિ ચાલે. ઋદ્ધિસિદ્ધિઓ અને એવી બીજી મારી અને તારી વચમાં આડે આવનારી બલાઓ, મારા મનને લોભાવવાને માટે મારી આગળ તેમના મોહક સ્વરૂપમાં ઊભી રહે છે, પણ જેમ મૃગજળનો જૂઠો આભાસ હરણને લલચાવીને દોડતાં દોડતાં તેનું હૃદય ફાટી જાય ત્યાંસુધી તેને ફોકટ દોડાવી મારે છે, તેવી એ ઋદ્ધિસિદ્ધિઓ છે. રૂપિયાનું પ્રતિબિંબ આરસીમાં દેખાય તો તેને જોઇને તેને પકડી લેવાની ઇચ્છાથી નાનું અજ્ઞાન બાળક ધમપછાડા કરે છે; તુકારામ કહે છે કે એવીજ રીતે તારા ચરણને વાસ્તે હું પણ વ્યાકુળ થઇને ટમટમી રહ્યો છું, તે તું જાણી રાખજે.

૧૦૭૨–માના હૃદયમાં પોતાનાં બાળકને વાસ્તે અત્યંત મમતા હોય છે. તે તેમને ભૂલી શકતીજ નથી. બાળક પણ તેની માને ગળે વળગી પડે છે અને તેને કેટલીયે વાર ઊઠ-બેસ કરાવે છે, પણ મા તેથી કંટાળી જતી નથી. બાળક માના સ્તનને મોઢામાં લેવા સારૂ તેની પાછળ પાછળ દોડે છે. માને ધાવવા સિવાય બીજો કોઈ પણ ભાવ બાળકના મનમાં હોતો નથી. મારા ભાઇની પાસે કેટલું ચવાણું છે તે જાણવા સારૂ તેની આગળ પોતાના ભાગનું ચવાણું મૂકી દે છે અને પછી તેને કહે છે કે જોયું? તારૂં ચવાણું મારા કરતાં કેટલું બધું વધારે છે ? મારૂં તો તારા કરતાં થોડું છે. તું વધારે લઈ બેઠો છે, એમ કહીને તેની સાથે

કજિયો કરે છે. તુકારામ કહે છે કે હે નારાયણ! આવાં બાળકના જેવા જેમના સરળ સ્વભાવ છે એવા તારા ભક્તોનાં મનનું સમાધાન કરતાં તને આવડે છે.

૧૦૭૩–આજ દિન સુધીમાં તારો કોઈ પણ ભક્ત દીનહીન અને દુઃખી થઈ ગયો હોય એવો એક પણ દાખલો મારા જાણવામાં આવ્યો નથી; એમ સમજીને, હે દેવ! હું તો તારો છેડો સાહીને ઊભો છું; એટલા માટે હે પંઢરપુરવાસી! હે ઈંટના ઉપર ઊભા રહેનાર દેવ! તું હવે મારી પાસે અતિ ત્વરાથી દોડી આવ. હે કૃપાવંત! હું મારા હાથ ઊંચા કરી કરીને તને સાદ કરૂં છું. તું દોડી આવ અને મારા ઉપર કૃપાદૃષ્ટિ કરીને જો. તુકારામ કહે છે કે હે દેવ! તારે આટલી બધી આંખો અને આટલા બધા કાન છે, છતાં તું મારી પ્રાર્થના કેમ કાને સાંભળીને મારી પાસે ચાલ્યો આવતો નથી? એકલા મારે માટે તું આવું અવળું આચરણ શા સારૂ કરે છે?

૧૦૭૪–હે દેવ! તું મારા ઉપર કંટાળો આણે તે તારા જેવાને માટે સારૂં ન કહેવાય. તારે જો આવુંજ કરવું હતું, તો તારૂં રૂપ નીરખવાની તૃષા તેં મારા મનમાં પહેલેથી ઉત્પન્ન કરીજ શા માટે? તારા રૂપની લઘુતા અમારા જીવને ગ્રહણ કરવા યોગ્ય છે, તે પણ તું સારી રીતે જાણે છે તો ખરો. તારા પોતાના અધ્યાસને લીધે મારે જાગૃતપણાનો મિથ્યા શ્રમ વેઠવો પડે છે અને છતાં જ્યારે તારે મને દર્શન દેવુંજ નહોતું તો તું સાકાર થયોજ શું કરવા? શું અમને દુઃખ દેવાને માટેજ તેં આકાર ધારણ કર્યો? તુકારામ કહે છે કે હે દેવ! આજ સુધી તો હું તારા ઉપર વિશ્વાસ રાખીને ઠગાતો આવ્યો છું, પણ ...ની હું તારી લગારે પરવા કરનાર નથી.

૧૦૭૫–હે દેવ ! મારૂં ચાલે તો હું તારા વસ્ત્રનો છેડો પકડી-ને મારે માથે ઓઢી રાખું, પણ લોકોમાં એ સારૂં નહિ કહેવાય, એમ જાણીને નથી કરતો. હે નારાયણ ! ઉપર કહેલા કામમાં હજી જ્યાંસુધી કાંઇક વિલંબ થતો હોય ત્યાંસુધીમાં તું કાંઇક વિચાર કરી લે તો ઘણું સારૂં થાય. મને તારા ચરણનો વિયોગ હોય ત્યાં સુધીમાં હું તને કાંઇક વિચાર કરી જોવાની સૂચના કરૂં છું. પરંતુ તું એટલું સારી પેઠે સમજી રાખજે કે, જો એક વાર મેં તારા પગને દૃઢ આલિંગન દઈ દીધું, તો પછી હું કોટિ ઉપાયે તને જરા પણ ચસકવા દેનાર નથી. એ કામ જો કરવા ધારૂં તો તરતજ કરી શકું એવો હું છું, પણ તેમ કરવા જતાં તું વખતે રિસાઇ બેસે તો વળી તારા મનનું મારે સમાધાન કરી લેવું પડશે તો તે પણ હું કરીશ. એક વાર મને તારા ચરણની પ્રાપ્તિ થઈ એટલે હું તો એમજ માનીશ કે મારાં તમામ કાર્યની સિદ્ધિ થઇજ ગઇ. એમ સમજીનેજ હું તારા ચરણની પ્રાપ્તિ કરી લેવાને સારૂ પ્રાણપણે પ્રયત્ન કરી રહ્યો છું. તુકારામ કહે છે કે હે દેવ ! તું સાકારરૂપ ધારણ કરી બેઠો છે તે વેળા તું નિરાકાર થઇ જવાની ઇચ્છા મનમાં રાખતો હોઈશ, તો યાદ રાખજે કે તારો બધોજ પ્રયત્ન વ્યર્થ જવાનો છે, કારણકે હું તારા ચરણ-ની સાથે એવી સજજડ ચૂડ ભેરવી દઇશ કે જેથી કરીને તારી બધીજ ખટપટ નકામી સાબિત થઇ જશે.

૧૦૭૬–હે દેવ ! તને મેં કડવા બોલ કહ્યા હોય તો તે બદલ તું મારી સાથે રિસાઈ જઇશ મા; કારણકે મારો અને તારો સંબંધ મૂળથીજ એવો ચાલ્યો આવે છે. હે રૂકમાબાઇના કાન્ત પાંડુરંગ ! તું મને ઉત્પન્ન કરનાર મારો પિતા છે–તું મારો પિતા છે. તારી આગળ મારો બધોજ હક્ક ચાલી શકે છે. હું મૂળથીજ તારા તમામ ઐશ્વર્યનો સાચો અધિકારી છું, પણ મારી અને

તારી વચમાં જરાક દ્વૈતભાવ ઘૂસી ગયો, તેથી હું તારાથી વેગળો થઇ ગયો. મેં મારાપણાનો બોજો મારા માથા ઉપર લઇ લીધો અને તેથી કરીને હું મારા મૂળ સ્વરૂપનું જ્ઞાન ભૂલી ગયો. કેટલાય કાળ પર્યન્ત મેં તારી સાથે બરાબર લૌકિક વ્યવહાર નિભાવી રાખ્યો; પછી સંતોનાં વચન સાંભળીને મેં તે વ્યવહારને શુદ્ધ બનાવી દીધો. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! હવે તને મહેણાં મારતી વેળા "હું" "તું" એવા શબ્દોનો પ્રયોગ કરવાની જરૂરજ રહી નથી.

૧૦૭૭–દેવના મહિમાની સુખદાયક કથા બીજા લોકોને સંભળાવતાં, મને તે અત્યંત મધુર લાગે છે, એવો મારો પોતાનો પ્રત્યક્ષ અનુભવ છે. એ અનુભવને લીધે મારૂં અંતઃકરણ સદા સુખસંતોષમાં મગ્ન રહે છે–તે સદાય સુખસંતોષમાં મગ્ન રહે છે. એ અનુભવ એવો અપૂર્વ છે કે મોઢેથી તો તેનું વર્ણન પણ થઇ શકે નહિ. હવે હું અને મારા દેવ એ બેની વચ્ચે કશો અંતરાય રહ્યો નથી, તેથી કરીને બીજી–ત્રીજી બાબતની ચિંતામાં પડવાનું મારે કાંઇજ કારણ નથી. તુકારામ કહે છે કે એ સુખને હું મારા હૈયા સરસું ચાંપીને તેનું જતન કરતો રહું છું.

૧૦૭૮–હે દેવ! મારી સાથે વાદવિવાદ કરવામાં તો તું મારી આગળ ફાવી શકનાર નથી; પરંતુ તે છતાં પણ આપણા બેઉના વાદવિવાદમાં એક પ્રકારની મજા રહેલી છે, એમ જાણીને હું તારી સાથે વાદવિવાદમાં ઊતરૂં છું. તારી પાસે આવડું બધું મોટપણ છે તે આવ્યુંજ ક્યાંથી? શું ચરણના કરતાં માથું ખાસ વધારે ઉપયોગી નીવડે છે એમ? નાના પ્રકારનાં પાર વિનાનાં કષ્ટ સહન કરીને હું તારી સેવા કરવાનો બોજો વહન કરતો આવ્યો છું. તુકારામ કહે છે કે હે દેવ! તારી અને મારી વચ્ચે સ્વભાવ-

ગત ભેદ તો છેજ નહિ, તે તું લક્ષમાં રાખજે અને મારી સાથે વાદવિવાદ કરવાનું તું ભૂલીજ જજે.

૧૦૭૯–હે દેવ! તારામાં કશુંજ સામર્થ્ય નથી એટલા માટે તો તું બધાં કામ અમારી પાસે કરાવી લે છે. આ વાત ખરી છે કે ખોટી, તે તું તારા પોતાનાજ અનુભવ ઉપરથી જોઇને ખાત્રી કરી લે. એમાં મારે કહેવા જેવું કાંઈ છેજ નહિ. તું અમારી આગળથી સંતાતો ફરે છે અને અમે તારો મહિમા જગતમાં ફેલાવવાનો નિશ્ચય કરી બેઠા છીએ. તુકારામ કહે છે કે તારે સારૂ તો અમે આખા સંસારના ઉપરજ પાણી ફેરવી બેઠા છીએ.

૧૦૮૦–પાપ અને પુણ્ય એ બે પૈકી એક પણ તારી આગળ હોઈ શકતું નથી. એવાં પાપપુણ્ય તો કેટલાંય આવ્યાં અને કેટલાંય ચાલ્યાં ગયાં; પણ તારા સ્વરૂપને એ બેમાંથી કોઇ પણ લેશ માત્ર સ્પર્શ કરી શકતું નથી, એમ જાણીને મેં એ સિદ્ધાન્તને મારા મનની સાથે જડી રાખ્યો છે. હે દેવ! તું જાતિહીન અને ક્રિયારહિત છે; વળી તું વિકારશૂન્ય છે એ વાત મારા મનમાં દૃઢ રીતે વસી ગઇ છે. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ! તું જે ઉપર કહ્યો તેવો છે, તેની આગળ કશું કહેવા જેવું છેજ નહિ; કારણકે તું નિઃશબ્દ છે.

૧૦૮૧–દેવને મહેણાં મારવામાં લાભ છે; કારણકે તેમ કરવાથી યોગ્ય કોણ અને અયોગ્ય કોણ તેની પરીક્ષા થઇ જાય છે; એટલા વાસ્તે દેવની સાથે વાદવિવાદ કરવાની બાબતમાં જરાય ગાળો પડવા દેવો નહિ, પણ ચાલુ ને ચાલુજ રાખવો; કેમકે ખરી અણીને વખતે એજ આપણી કુલ થાપણ નીવડશે. સારસ પક્ષીનું જોડું રાત્રે એકબીજાથી વિખૂટું પડે છે ત્યારે નર અને માદા બેઉ એક બીજાને સામસામે કિનારેથી ચિચિયારીઓ પાડીને સાદ કર્યાજ કરે છે. તેમ હે મારા દેવ! હું પણ તારા ઉપર

લાગલાગટ અખંડ મહેણાંની ઝડી વરસાવ્યાજ કરીશ. તુકારામ કહે છે કે આ કામમાં આળસ કર્યાથી બધું કામ કથળી જાય છે.

૧૦૮૨–હે દેવ ! તું અમારી પાસેથી છટકી જવા માગતો હોઇશ, પણ અમે તને લગારે ખસવા દેનાર નથી; કારણકે અમે લડવા–ઝગડવામાં આળસ કરીએ અથવા પાછા હઠીએ એવા ચોચા નથી, પણ પૂરેપૂરા બળવાન છીએ. હે દેવ ! તારી સાથે વાદવિવાદ કરવાનો મર્મ અમને સંતજનોએ શીખવી દીધો છે. તું જે રસ્તે થઇને નાસી જવા માગે છે તે રસ્તાની પણ મને ખબર છે અને તેથી કરીને તેના ઉપર મારી ચોક્કસ નજર છે. હું કુભાંડીઓનો શિરોમણિ છું. તુકારામ કહે છે કે હે દેવ ! તારી સાથે આ પ્રમાણે ખૂબ લડી–ઝગડીને હું તારી ખરેખરી સેવા કરીશ.

૧૦૮૩–હે કેશવ ! હે મારાં મા ને બાપ ! મારા જીવને તારો એક ક્ષણને માટે પણ વિસારો થાય નહિ એટલું તું જરૂર કરજે. આ મારૂં શરીર આ ક્ષણેજ પડી જાઓ અથવા હયાત રહો, તેની મને જરાય બળબળ નથી. દેહની સાથે સંબંધ રાખનારી ઇન્દ્રિયો પોતપોતાના ગુણો વડે કરીને અતિ નઠારી છે, તેથી કરીને તેમનું પ્રતિપાલન કરવાથી કોઇને કશો લાભ થવાનો સંભવ નથી. એજ પ્રમાણે દેહનાં સગાંસંબંધીઓ–જેવાં કે સ્ત્રી, સંતાન, મિત્રો એ બધાંજ કેવળ ચોર જેવાં છે; તે માટે હું હવેથી તેમાંના કોઇની પણ સંગતિ કરનાર નથી. આ દેહ પંચભૂતો વડે ઘડાયો છે અને જ્યારે તેનો અંતકાળ આવી પહોંચશે ત્યારે પાછો એ પાંચ ભૂતોમાં લય પામી જવાનો છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ ! તારા શિવાય મને આ સંસારમાં બીજો કોઇ પ્રિય નથી અને કોઇને હું મારો સગોસંબંધી ગણતો નથી.

૧૦૮૪–આવો ( ઉપરના અભંગમાં વર્ણવેલો ) ભાવ જો

મારા અંતઃકરણમાં ખરેખર પેદા થયેલાજ હોય તો, હે દેવ ! તું મારા ઉપર કૃપા કર. હું મારે મોઢેથી બોલું છું તેવી તાલાવેલી જો મારા ચિત્તની અંદર પ્રકટ થઈજ હોય અને જેવો મારો બહારનો ભાવ છે તેવી જો મારા અંતઃકરણની અવસ્થા ખરેખર હોયજ, તો હે દેવ ! તું મારા ઉપર કૃપા કર. હું ખરેખર યથાર્થરૂપે તારો દાસજ છું એવી જો તારી ખાત્રી થઈ ગઈ હોય, તો તારા ચરણ સમીપ મને આશ્રયસ્થાન દે. તુકારામ કહે છે કે હે દેવ! જો હું ખરેખર તારો નિકટનો સેવક હોઉં તો તું મને તારૂં પ્રેમરૂપી ભાથું ખાવા દેજે.

૧૦૮૫-હે દેવ! તમે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળની હકીકત જાણો છો, તેથી કરીને મારાં તમામ સંચિત કર્મોનું આગળ-પાછળનું સ્વરૂપ તમે સ્પષ્ટ રીતે જોઇ શકો છો; એટલા માટે હે દેવ! મારે તમારા ચરણ આગળ કઇ વસ્તુને સારૂ પ્રાર્થના કરવાની આવશ્યક્તા હોય? તમને યોગ્ય લાગે તેવો તમે મારી બાબતમાં નિર્ણય કરી લેજો; વળી હું કદાચ તમને કાંઇ કહું તો પણ તમારી ઇચ્છાની વિરુદ્ધ મારૂં શું ચાલવાનું છે? એટલા માટે તમારી આગળ બોલ્યાચાલ્યા વિના ફક્ત હાથ જોડીને ઊભાજ થઈ રહેવું, એ ઉત્તમ નીતિ છે. તુકારામ કહે છે કે હે મારા દાતાર! મારા બોલ તું કાને ધરતો નથી તેથી તે નિષ્પ્રયોજન જેવા લાગે છે; કારણકે આખરે તો તું તારૂંજ ધાર્યું કરવાનો છે, તો પછી હું તને કાંઇ કહુંજ શા માટે?

૧૦૮૬-હું બાહ્ય સુખથી ઉત્પન્ન થતા કોઈપણ પ્રકારના અવગુણને સ્વીકારતોજ નથી; કારણકે તેની પાછળ ચાલ્યા આવનારા દુઃખોનો પણ મારે સ્વીકાર કરવો નથી. આ બાબતની, હે દેવ! તમને શું પ્રથમથી ખબર હતીજ નહિ એવું તમે કહેવા

માગો છો ? શા માટે જાણી જોઇને તમે તમારી આંખો બંધ કરી દો છો અને રાત્રિ વ્યર્થ ગુમાવો છો ? તમેજ અમોને ઇરાદાપૂર્વક બરાબર અવળે રસ્તે વાળી દીધા અને વિકલ્પરૂપી કાંટા અમારા પગમાં ભોંકાયા તે પણ તમારૂંજ કારસ્તાન છે. અમારી બુદ્ધિમાં વિકલ્પનો દોષ પેદા કરનારા તમેજ છો. તુકારામ કહે છે કે ચતુર લોકો તો કોઇના કહેણ ઉપર ભરોસો રાખેજ કેમ ?

૧૦૮૭-હે દેવ ! હું તો કોઇના અવગુણને જોઇ શકતોજ નથી. વળી આ પાપી છે અને આ પવિત્ર છે, આ ગાંડો છે અને આ ચતુર છે, એવો ભેદ પણ હું મારી આંખે જોઇ શકતો નથી. હે દેવ ! આવું થઇ જવાનું કારણ એ છે કે સર્વરૂપે તમેજ પ્રકાશો છો એવી ભાવના મારા અંતઃકરણની અંદર જામી ગયેલી હોવાથી, સર્વને વંદન કર્યાથી તમારીજ સેવા થાય છે એવું હું માનતો થયો છું. મને એકલી ભક્તિનીજ ભૂખ છે. ભક્તિને બાદ કરીને બીજી કોઇ પણ વસ્તુ પ્રતિ મારૂં લક્ષ જતુંજ નથી. આ નાનું અને પેલું મોટું, આ જડ અને આ પાષાણ અથવા ધાતુ, એવું તેવું હું કાંઇજ જાણતો નથી. તુકારામ કહે છે કે હે દેવ ! તારે ખાતર તો હું હલાહલ ઝેરને પણ અમૃત સમાન ગણીને પી જાઉં છું.

૧૦૮૮-હે દેવ ! મારે તારૂં જ્ઞાન જોઇતું નથી. મને તો તારા નામનો જપ કરવામાં જ પાર વિનાનો સ્વાદ મળી રહે છે. તું એમ સમજી લેજે કે હું તારો નાનકડો ગાંડોઘેલો ધાવણો બાળક છું અને મારાથી થઇ શકે તેવા કાલા-ઓબડા-તોતડા લવારા તારી આગળ કરતો રહું છું. એ મારી વિઠાબાઇ માવડી ! મેં મારો તમામ ભાર તારા ઉપરજ નાખી દીધેલો છે. મારાથી તો ભક્તિ એટલે શું અને વૈરાગ્ય એટલે શું, એમાંનું

કશુંજ સમજાતું નથી. તુકારામ કહે છે કે હું તો લાજશરમને નેવે મૂકીને નૃત્ય કરૂં છું. એટલી એક બાબતને બાદ કરીને બીજી બાબતને માટે મારા મનમાં જગ્યા જ નથી.

૧૦૮૯—હે સંતો! મારામાં કયા પ્રકારનું જ્ઞાન છે તે તમે જોઇ શકો છો ને? કારણકે મેં તો મારા મનનો બધોજ ભાવ તમારા ચરણ આગળ સમર્પિત કરી દીધો છે. હે વૈષ્ણવ ભક્તજનો! આ સંસારમાં મારી શોભા વધે એવી શું મને ઇચ્છા છે? નહિજ. તમે તો કૃપા કરીને એટલું કરતા જાઓ કે જેથી પાંડુરંગ મારો અંગીકાર કરે. મારૂં તો એકજ મુખ્ય કાર્ય છે. હું મારી બોબડી–તોતડી વાણી દ્વારા સદાકાળ 'હરિ' 'હરિ' એવો ઉચ્ચાર કરતો રહું છું. હું ગરીબ–રાંક એ સિવાય બીજી કોઈ પણ બાબતમાં કાંઇ સમજી શકતોજ નથી. તુકારામ કહે છે કે હે સંતો! તમે સૌ વિઠોબાના દાસ છો એમ જાણીને તમારા ઉચ્છિષ્ટ પ્રસાદની હું આશા રાખી બેઠો છું.

૧૦૯૦—નારાયણ સૌ જીવોના જીવન છે. તે અમૃતના સાક્ષાત્ સ્વરૂપ સમાન છે અને અખિલ બ્રહ્માંડના ભૂષણ છે એમની સંગતિ સુખદાયક છે. વળી તે કાળના પણ કાળ છે. પોતાના ભક્તોના નિરુપાધિક આશ્રયસ્થાન છે. આવા ભગવાન નારાયણ મધુરમાં-મધુર, આનંદના ઉદ્ભવસ્થાન અને પ્રેમના આકર છે. એ દેવ જીવોના જીવ, આનંદના આનંદ, પ્રેમના પ્રેમ, નિષ્ઠાની નિષ્ઠા અને નામના નામ છે. ઉપર કહેલાં તમામ રૂપ સહિત દેવ પંઢરીનાથરૂપે પ્રકટ થયા છે તુકારામ કહે છે કે એ દેવ સર્વના સારના પણ સાર છે અને તેમણે મારો અંગીકાર કર્યો છે.

૧૦૯૧—હે જગતના લોકો! હું સર્વ પ્રકારે દીનહીન નથી, કુળ અને જાતિમાં અધમ નથી, કોઇ વાતે દુર્બળ નથી; તેનું

કારણ એ છે કે મારાં માતા રૂકમાબાઇ અને મારા પિતા પાંડુરંગ છે. આથી કરીને મારા બેઉ પક્ષ-માતૃપક્ષ અને પિતૃપક્ષ શુદ્ધ અને કુલીન છે. આમ હોવાથી હું નથી ગરીબ, નથી દીન, નથી બલહીન અને નથી તુચ્છ; વળી હું કોઇના દાબદબાણમાં આવી જાઉં એવો પણ નથી. હું દુષ્ટ નથી, ભાગ્યહીન નથી અને અનાથ નથી; કારણકે સદાકાળ મારી કુમકે ઊભા રહેનાર મારા દેવ પૂરેપૂરા સમર્થ છે. આમ હોવાથી મારા ઉન્નતિના માર્ગમાં આડો આવીને ઊભો રહેનાર સંસાર કયાંનો કયાં જતો રહ્યો છે? વળી સૌને ડરાવનાર કાળ પણ મારાથી બીને કોણ જાણે કયાં સંતાઈ બેઠો છે? તુકારામ કહે છે કે સર્વ પ્રકારના સુખનો ભંડારજ જ્યાં મારા હાથમાં આવી ગયો, એટલે મારૂં મન આનંદથી પરિપૂર્ણ થઇ ગયું છે.

૧૦૯૨-હું અમુક કર્મ કરૂં છું એવો કર્તાપણાનો અહંભાવ જેમના મનમાં લેશ માત્ર પણ હોતો નથી, તેમ આપંચિક વિષયોથી નિપજતો કલેશ જેમને કદી થતો નથી; વળી અમુક અમુક વિષયોનો મારે ત્યાગ કરવો જોઇએ એવો દૃઢતાપૂર્વક સંકલ્પ કરવાની પણ જેને ગરજ રહી નથી, તેજ ખરેખરો ત્યાગી પુરુષ છે એમ જાણવું. તે પોતાના અંતઃકરણમાં સર્વતોભાવે દેવના સાંનિધ્યનો અનુભવ કરતો રહે છે. યથાર્થ ત્યાગનાં ઉપર ગણાવ્યાં તે લક્ષણ છે. એ સિવાય બાહ્ય ત્યાગના ઉપર ઉપરના શણગાર સજવા, એ બધા મિથ્યા ઉપાય છે વળી વિષયોનો ત્યાગ કર્યા પછી પણ જો અંતઃકરણની અંદર તેને ગ્રહણ કરવાની વાસનાના અંકુર રહી ગયા હોય, તો એ ત્યાગ સાચો ત્યાગ નથી, પણ ત્યાગની અતિ વિકૃત અને ઉપહાસજનક નકલ છે. તુકારામ કહે છે કે ખરૂં શું અને ખોટું શું, તેનો વિવેક આપણે જાતેજ કરી લેવો ઘટે છે. આવી બાબતમાં વળી બીજો કોણ તમને પાઠ

ભણાવવા આવવાનો હતો ?

૧૦૯૩-જો તમારે તમારૂં પોતાનું હિત સાધવુંજ હોય અને એવો તમારો નિશ્ચય થઈ ચૂક્યો હોય તો તમારે તમારા દંભનો પરિત્યાગ કરીને શુદ્ધ ચિત્ત વડે દેવની સેવા કરવી, એકાંતમાં બેસીને અતિ પ્રેમપૂર્વક વિઠોબાના નામનું કીર્તન કરવું તેમ કરવાથી જે જે લાભની પ્રાપ્તિ અતિ કઠણ કહેવાય છે તે બધાય લાભ તમારૂં ઘર પૂછતા ચાલ્યા આવશે. તમારા અંતઃકરણમાં ફક્ત દેવના સિવાય બીજા કશાને સ્થાનજ આપવું નહિ. વાસના માત્રને વીણી વીણીને નિર્મૂળ કરી નાખવી તુકારામ કહે છે કે શ્રીવિઠોબાનુ ચિંતન એ એક આખરનો ગમબાણના જેવો ઉપાય છે, એમ જાણીને તે નામને વીસારીને તમારે તમારી વાણીનો વ્યર્થ ઉપયોગ કરવોજ નહિ

૧૦૯૪-જેને હરિ પ્રિય છે તે ભલે પુરુષ હોય કે સ્ત્રી હોય, તોપણ તે મારી નજરે વિઠોબા સમાનજ છે એવાને હુ પરમ પ્રેમપૂર્વક નમસ્કાર કરૂ છુ. જેમના અંતકરણ નિર્મળ છે અને જેમના અંતર અને બાહ્ય બેઉ કોમળ છે, એવા સાધુસંતોની સંગતિમા મારો બધો સમય વ્યતીત થાય છે અને તેવા સમયની એક ઘડી પણ હુ અતિ કલ્યાણદાતા માનુ છું. તુકારામ કહે છે કે એવી એક ક્ષણના ઉપર તો હુ મારા દેહ અને પ્રાણ બેઉને ઓવારી દેવા તૈયાર છું.

૧૦૯૫-જેને હરિકથા પ્રતિ રુચિ નથી તે અધમ નર છે, એ વાત સમજતા લોકોને વાર લાગે છે મનુષ્યદેહની અંદર પ્રવેશ કરીને તે એક રીતે બદીવાન તો બની ગયોજ છે, પણ મૃત્યુ પછી નો તેને ઘોર નરકમા જવુ પડશે આવો પથરો તેની માને પેટે પાક્યોજ શા માટે અને તેની માએ તેને જણ્યોજ શા

સારૂ? તે ગર્ભમાંજ કેમ ન મરી પરવાર્યો અથવા અધૂરે કેમ ન ગયો? આવા કુભાંડીઓ વારંવાર જન્મ ધારણ કરવાના અને મરવાના; પણ તેમ છતાં તેમને એક રતીપૂર પણ શરમ નથી આવતી કે અરે! આપણે આ શું કરીએ છીએ? એવા ધર્મદ્રોહીઓને લાજ કેવી અને શરમ કેવી? આવા નામબોળુ દીકરાને જન્મ આપવાને બદલે તેની માએ જણતી વખતે તેને ગળે ટૂંપો દઇને મારી નાખ્યો હોત તો ઘણું સારૂં થાત. એવા દેવવિમુખ અને ધર્મવિમુખ લોકોની ચંડાળમાં ગણના થવી ઘટે છે. એવા લોકોનો ભાર પૃથ્વી એક પળવાર પણ સહન કરી શકતી નથી. અલ્યા ભાઇ! તને શ્રીરામનું સ્મરણ કરવામાં કાંઈ ખરચ કરવો પડે છે? તારા પોતાના હિતનો વિચાર તને કેમ નથી આવતો? તુકારામ કહે છે કે જો તું દેવથી અને ધર્મથી વિમુખ રહીશ તો તારે જન્મોજન્મ નરકવાસ કરવો પડશે.

૧૦૯૬–અમુક માણસ હરિને શરણે ગયો અને તે છતાં તેમણે તેની પરવા ન કરી એવો એક પણ દાખલો આજસુધી કોઇએ કાને સાંભળ્યો નથી. ત્યારે હવે મારી પોતાની બાબતમાં દેવે પોતાનું પતિતપાવનપણાનું બિરુદ શા માટે છોડી દીધું હશે? જે અનાદિ છે તેજ તેમણે આજે પણ પકડી રાખ્યુ છે એમ હું માનું છું. ત્યારે મારા કરમમાં શું પૂર્વનાં પાપ મહાઇ ગયાં છે તેથી અથવા કોઈ બળવાન અને દુષ્ટ પ્રારબ્ધનો યોગ મારા વિરુદ્ધ કાર્ય કરી રહ્યો છે તેથી ભગવાન મારા એકલાના તરફજ મોઢું મરડીને બેઠી રહ્યા છે! તુકારામ કહે છે કે મારો ઉદ્ધાર કરવાને માટે શ્યામળા ગોવિન્દે ચતુર્ભુજ રૂપ ધારણ કરી રાખ્યુ છે.

૧૦૯૭–પોતાની મરજી મુજબ હરિએ નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કર્યાં છે; અને જેટલાં રૂપ તેટલાં અનંત તેનાં નામ પણ

લોકોમાં પ્રસિદ્ધ થયાં છે. જેવી જેની સમજ તે પ્રમાણે તેણે પોતપોતાને સુલભ લાગે તેવો માર્ગ સ્થાપી લીધો છે. હરિ તો બુદ્ધિથી સમજાય એવા નથી, તેથી તો એવું કહેવાય છે કે તે આકાશના સાક્ષી છે. એક સ્ત્રીનું બાળક પોતાને હાથે ખાઇ શકે એવું સમજણું થયું છે. તે જ્યારે ખાવા માંડે છે તે વખતે તેજ સ્ત્રીનું બીજું બાળક તેને કહે છે કે, મા ! મને કોળિયા દે. પેલી સ્ત્રી બેઉ બાળકની સાથે તેમની યોગ્યતા અનુસાર વર્તન કરે છે. તુકારામ કહે છે કે પાંડુરંગનું જે સ્વરૂપ ઇંટના ઉપર ઊભેલ છે તેજ અમારા ધ્યાનનો વિષય છે અને તેમની રૂપાળી રઢિયાળી મૂર્તિ નિરંતર મારા જોવામાં આવે છે.

૧૦૯૮–હે દેવ ! તારા નામ ઉપર મારો આટલો બધો ભાવ છે, તેથી કરીને હું અતિ ભાગ્યવાન છું એમ હું માનું છું. ખરેખર હું હવે કૃતાર્થ થઇ ગયો છું એ વાતની મારા મનમાં શંકાજ રહી નથી. હું ધન્ય થઇ ગયો છું અને કાળના જડબામાંથી પણ હું ઊગરી ગયો છું. હવે હું તેનામાં કદી સપડાઇ જનાર નથી. હું તો હવે સંતમંડળીમાં તેમની પંક્તિમાં બેસીને નિત્ય બ્રહ્મરસનુંજ ભોજન કરીશ. તુકારામ કહે છે કે મારૂં પેટ એવું છે કે બ્રહ્મરસનું ભોજન કરતાં ધરાતુંજ નથી, તેથી કરીને મારૂં પેટ્ ભરૂં છું; ભરૂં છું ને ખાલી થઇ જાય છે. એમ હોવાથી જેનું મેં પ્રથમ ભાવપૂર્વક સેવન કર્યું હતું તેનું ને તેનુંજ હું ફરી ફરીને સેવન કર્યા કરૂં છું.

૧૦૯૯–પરમશ્રેષ્ઠ શ્રીહરિની સાથે મેળાપ થયાથી તેમના ઉપરનો પ્રેમ કદી નષ્ટ થઇ શકતો નથી; તેમ તેમના ચિંતનરૂપી તેમની સેવા કરવાની પ્રવૃત્તિ પણ મંદ પડી જતી નથી. એ હરિના આનંદથી એકવાર પોતાના હૃદયને પરિપૂર્ણ કરી લીધું,

એટલે તે આનંદ આખા જન્મારામાં કદી ખૂટતોજ નથી; એટલા માટે હું જ્યારે દેવની આગળ બીજા જન્મની યાચના કરીશ, ત્યારે ફરીથી મને આવો ને આવોજ જન્મ મળે એવું હું માગી લઇશ. જે માણસ પાલખીના ઉપર સવારી કરે છે તેને એક ગાઉ જવું છે કે દસ વીસ ગાઉ, તેની ફિકર કરવાની ગરજ રહેતી નથી; તેવી રીતે મને પણ હવે ગર્ભવાસજનિત દુઃખ લાગુ પડનાર નથી. તુકારામ કહે છે કે વિઠ્ઠાબાઇ મારી જનેતા છે. મારી ભૂખ અને તરશની તેને ફિકર છે; તેને કશું કહેવું પડેજ નહિ.

૧૧૦૦–શ્રીહરિના ચરણ સિવાય ત્રણે લોકમાં બીજું કોઇ સુખદાયક સ્થાન છેજ નહિ, એમ સમજીને મારૂં મન ત્યાં આગળજ સ્થિર થઇ ગયું છે. શ્રીહરિના કોમળ ચરણને મેં મારા જીવના ઉપર ધારણ કરી રાખ્યા છે અને તેમના નામને એકાવળ હાર મેં મારા કંઠમાં પહેરી લીધો છે. તેમના યોગ વડે હું ત્રિવિધ તાપથી મુક્તિ પામીને શાંત થઇ ગયો છું. હવે મારી ઉપર કહી તેવી રિથતિ થઇ જવાથી મારા ચિત્તની મારી આગળ આગળ ભટકયા કરવાની ચેષ્ટા અટકી પડી છે. તુકારામ કહે છે કે શ્રીપાંડુરંગે મારા મનની તમામ કામનાઓ પૂર્ણ કરી દીધેલી હોવાથી, મને તો બધીજ જાતનાં સુખ અને સુવિધાઓનો લાભ મળી ચૂકયો છે.

૧૧૦૧–લાડકવાયાં છોકરાં જેમ પોતાનાં માબાપની આગળ જે રીતે ક્રીડા કરે છે, તેવી રીતે હે કૃપાવંત દેવ! હું તારી આગળ ક્રીડા કરૂં અને તને મારા મનની વાતો કહું. હે કૃપાસાગર પાંડુરંગ! તું તારો પ્રેમનો પાનો ખૂબ ઉમળકા સહિત મને પાઇને તૃપ્ત કરી દે. જેમ ખીલે બાંધેલું વાછરડું પોતાની માની પાસે જવાને સારૂ ખૂબ અધીરૂં થઇને બરાડા પાડે છે, અને

તેની મા પણ પોતાના બચ્ચા ઉપરના પ્રેમને વશ થઇને બરાડતી બરાડતી તેની પાસે દોડી આવીને તેને ચાટવા મંડી જાય છે, તેમ હે દેવ! મને પણ તારા વિયોગને લીધે પેલા વાછરડાના જેવો દુઃખી થવા દઈશ નહિ. તુકારામ કહે છે કે હું તારાથી જુદો છું એવું ભાન મને થવા દઈશજ નહિ.

૧૧૦૨–જેને શ્રીહરિના માધુર્યનો ખરેખરો રસ લાગી ગયો છે, તેના હૃદયને બીજા કોઇ પણ પદાર્થનો સ્વાદ જરાય ગમતો નથી. એવા ભક્તને મનથી આખું ત્રિભુવન એક હરિથીજ ભરપૂર થઇ રહેલું દેખાય છે. જ્યાં જ્યાં તેનું મન દોડી જાય છે ત્યાં ત્યાં બધેજ તે પોતાના સ્વરૂપના પ્રેમની અમૃતધારાનું પાન કરે છે. તે પુરુષ સદાકાળ સંપૂર્ણ અને સિદ્ધ અવસ્થામાંજ રહે છે; આવી રીતે જેને આખું વિશ્વ પોતાનાજ સ્વરૂપથી પરિપૂર્ણ થયેલું દેખાય છે, તેને મનથી આખા વિશ્વમાં પોતે પોતાના બોધરૂપે વ્યાપ્ત ન હોય એવું એક પણ ખાલી સ્થાન સંભવતું નથી. આમ થવાથી તેની ઇન્દ્રિયો ભલેને ગમે ત્યાં દોડદોડા કર્યા કરે, પણ તેથી કરીને તેનો સ્વરૂપનો અપરોક્ષ અનુભવ જરા પણ ઓછો થતો નથી; તેમ તેની પ્રજ્ઞા ઉપર કશું આવરણ આવી જતું નથી. તુકારામ કહે છે કે આવી રીતે એક-સમાનભાવે અવિચ્છિન્નપણે વ્યાપી રહેલા દેવને ઇંટના ઉપર એટલા વાસ્તે સજ્જડ ચોંટાડી રાખ્યા છે કે તે ફરીથી હાલવાચાલવા પામેજ નહિ.

૧૧૦૩–મારી વિઠ્ઠલ માવડી એવી છે કે જે સારૂં સારૂં હોય તે મારા મોઢામાં મૂકી દે છે અને જે નઠારૂં હોય તેને આઘું ફેંકી દે છે; અને અમારા ઉપર આવી પડનારાં દુઃખ-સંકટ વગેરેની પીડા અમને થવા પામે તે પહેલાંજ તેમનું નિવારણ કરી દે છે. એ અમારી જનેતા અમારૂં રખોપું કરવા સારૂ એકસરખી રીતે

તૈયારને તૈયારજ ઊભી રહી છે. તે નથી બેસતી કે નથી અમારાથી દૂર ચાલી જતી. તે સદાકાળ સાવધાનતાપૂર્વક અમારી સામી બાજુએથી તેમજ પાછળની બાજુએથી આવનારા આઘાતોને ખાળતીજ રહે છે. હવે અમારે કોઈ પણ જાતનો ભય તો મુદ્દલે રહ્યોજ નથી; એટલે પછી અમે ગમે ત્યાં રહીએ તો તે બધું એકસરખુંજ છે. અમારાં મનની અંદર ભરાઇ રહેલો દ્વૈતાદ્વૈત ભાવ ક્ષીણ થઇ ગયો છે. તુકારામ કહે છે કે અમારા યોગક્ષેમનો તમામ ભાર વિઠોબાએ ઉપાડી લીધો છે અને અમારૂં અંતર્બાહ્ય બધુંજ તેનાજ રૂપ વડે પરિપૂર્ણ થઇ ગયું છે અથવા એમ કહીએ કે બાહ્યરૂપથીજ અમારાં અંતઃકરણ ભરપૂર બની ગયાં છે તોપણ ચાલે.

૧૧૦૪-શરીરે છાપાં લગાવવાં, ગળામાં બધો વખત તુલસીની માળા ધારણ કરી રાખવી એજ અમારા અલંકાર અને સૌંદર્યવર્ધક ઉપકરણ છે. અમે પંઢરીનાથના લાડકવાયા સેવક છીએ. અમે અમારી વાણી વડે હમેશાં તેના નામનોજ જયઘોષ ગજવીએ છીએ. અમારાં સર્વ સુખોની પ્રાપ્તિનું સ્થાન વિઠોબાના ચરણ આગળજ છે; આથી કરીને અમારાં ચિત્તની અંદર બીજી કોઈ પણ વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા રહેવા પામીજ નથી. તુકારામ કહે છે કે અમારાં મનની અંદર એક પંઢરીનાથના સિવાય બીજું કાંઇ પણ ન હોવાથી, અમને મુક્તિની સ્પૃહાનો વળગાડ સંભવતોજ નથી.

૧૧૦૫-ચાલો, આપણે સૌ ભેગા થઇને પંઢરપુર જઇએ અને રૂક્મિણીપતિ વિઠ્ઠલનાં દર્શન કરીએ. તેનાં દર્શન કરવાથી નેત્ર અને કર્ણ તૃપ્ત થઇ જાય છે અને મન સમાધાન અવસ્થામાં આવી જાય છે. વળી ત્યાં સંત-મહંતોનો પણ સમાગમ થાય છે. આપણે તેમની મંડળીમાં ભળી જઇને આનંદસહિત નૃત્ય

કરીશું. પંઢરપુર તો તમામ તીર્થોનું ઉત્પત્તિસ્થાન છે અને સર્વ પ્રકારના સુખનો ભંડાર છે. તુકારામ કહે છે કે એક વાર પંઢરપુર ગયા એટલે પછી તમારો પુનર્જન્મ થવાનોજ નથી એવું હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.

૧૧૦૬-માયાથી પર જે આત્મસ્વરૂપ-ભાવ, તે દેહબુદ્ધિ વડે લુપ્ત થયેલો હોવાથી દેહને આખરે રોતા રહેવું પડે છે. 'હું અને આ મારૂં' એવી બૂમો દુઃખને લીધે તું શા માટે પાડે છે? ફરી ફરીને આ યોગ તને મળવાનો નથી એટલે તું નાશ પામીશ. આત્મબુદ્ધિ તજીને દેહ વિષે આસક્તિ રાખીને સૂઈ રહ્યો, તેથી તારી આત્મબુદ્ધિ નાશ પામી છે અને અજ્ઞાન વગેરે ચોરોએ તારી દુર્દશા કરી મૂકી છે, તેમજ આત્મસ્વરૂપની સ્થિતિથી દૂર કરી તને પ્રકૃતિભાવમાં ફેંકી દીધો છે. અવિવેક આદિ વિકારોને તારા અંતઃકરણમાં સ્થાન આપવાથી તારો સર્વસ્વ ઘાત થયો છે. તુકારામ કહે છે કે હવેથી તું સાવધ રહી તારા બાકી રહેલા આયુષ્યનો સદુપયોગ કર.

૧૧૦૭-તું આજ સુધીમાં કેટલીય વાર જન્મમૃત્યુની ચક્કીની નીચે પિસાઇ ગયો, તોપણ તું હજી કેમ જાગૃત થતો નથી? તું જન્મમૃત્યુની મારફતે કેટલીય યોનિઓરૂપી ગામોમાં ભટકી આવ્યો અને રોજ રોજ નવાં નવાં દુઃખ, કલેશ ઈત્યાદિ સહન કરીને હેરાન હેરાન થઇ ગયો, તોપણ હજી તને ફરી ફરીને એનાં એ દુઃખ વેઠતાં લાજ કેમ નથી આવતી? કામક્રોધાદિ ષડ્રિપુ અને સત્ત્વ, રજસ્ આદિ ત્રણ ગુણરૂપી ચોર તને બાંધી લેવાનાં સાધનો લઇને તારી પાસે ને પાસેજ બેઠા છે, તે તું જાણે છે તો ખરો છતાં તેમના તરફ તું શા માટે લક્ષ નથી આપતો? તુકારામ કહે છે કે એ ત્રિગુણાદિ ચોર તને ભુલાવો ખવરાવીને, તારો ઘડો-લાડવો કરી નાખવા સારૂ તને ઊંધેજ રસ્તે દોરી જવા બેઠા છે.

૧૧૦૮–જે આચરણુથી નરી ખોટની ખોટજ જવાનો સંભવ હોય તે કાંઇજ કામનાં નહિ. જે લોકોને આળસે પોતાના દાસ બનાવી દીધા છે તેમના હાલહવાલ તું જુએ છે તો ખરો, છતાં તે જોઈને તને તારે પોતાને માટે કેમ લાજ નથી આવતી? એકજ બજારમાં સૌ વેપારીઓ બરાબર એક સરખો માલ લઇને વેચવા બેસી જાય છે, છતાં કોઇ કોઇને નફો થાય છે અને કોઇ કોઇને ખોટ જાય છે, તેનું કારણ તેમનું આળસ છે. તુકારામ કહે છે કે તેટલા વાસ્તે તું હવે સાવધ થઈ જા અને તારૂં પોતાનુ હિત સાધી લે. પૂરેપૂરો ગમાર થઇશ નહિ.

૧૧૦૯–કોઇનો કહેવડાવેલો સંદેશો કહેનારને ચિન્તા, ભય વગેરે કાંઇ હોતાં નથી; કારણકે જેણે સંદેશો કહેવડાવ્યો હોય છે તેને માથે સંદેશાની જવાબદારી હોય છે અને તે પ્રમાણે વર્તન કરવાની જવાબદારી સાંભળનારાઓને માથે હોય છે એમ સમજીને હું તો મારી મેળે મારી કથા કર્યેજ જાઉં છું. મારી કથા સાંભળવા આવેલા લોકો મારી કથાને આદરભાવ સહિત સાંભળે છે કે નથી સાંભળતા તેની મને કશી દરકાર હોતી નથી. એવીજ રીતે મારા ઉપદેશથી પૃથ્વી ઉપરનો ભાર હલકો થાય છે કે નથી થતો, તેને વિષે પણ હું કશી ફિકર–ચિન્તા કરતો નથી એવું કરવાને હું કશું કારણજ જોતો નથી. તુકારામ કહે છે કે જે કોઇ ઉપદેશક સાચી વાત કહેતાં મનમાં ભય રાખશે, તેણે આ લોકના તેમજ પરલોકના સુખ ઉપરથી પોતાનો હક્ક ગુમાવ્યોજ જાણવો.

૧૧૧૦–મોઢા મોઢાના બોલની કશી કિંમત નથી. જે છે તે તો ફક્ત શૂરવીરપણામાંજ છે. મોઢેથી ઉદાર ભાવે જે જે પ્રતિજ્ઞાઓ લીધી હોય તેનું પાલન કરવું અને કરેલો નિશ્ચય કદી પણ શિથિલ થવા દેવો નહિ. યશ પ્રાપ્તિનું એક માત્ર સાધન

ધૈર્યજ છે. જેમનામાં ધૈર્યનો ગુણ હશે તેમનેજ નારાયણ સહાય થશે. તુકારામ કહે છે કે હરિ પોતાના ભક્તોનું રક્ષણ તો નિશ્ચયપૂર્વક કરે છેજ.

૧૧૧૧–હરિના સેવકોને અમુક વાતનો ભય રહે છે એવું કોઇએ મોઢેથી બોલવુંજ નહિ; કારણકે દેવ પોતે તેમની આગળ આગળ ઊભા રહીને, તેમના મનની તમામ કામનાઓને પૂર્ણ કરતા રહે છે. હરિના ભક્તોને અમુક બાબતની ચિન્તા કરવી પડે છે એ વાતજ તદ્દન અસંભવિત છે. તુકારામ કહે છે કે દેવ તેમને અન્ન, વસ્ત્ર ઇત્યાદિ બધીજ જરૂરિયાતો પૂરી પાડે છે.

૧૧૧૨–હરિના સેવકો ગમે ત્યાં રહેતા હોય, ત્યાં સદાકાળ સુખ અને આનંદનાજ તરંગો ઊછળતા હોય છે. હરિના ભક્તજનો જ્યાં રહેતા હોય છે ત્યાં હમેશાં પુણ્યનો ઉદય થાય છે અને પાપનો અસ્ત થઇ જાય છે. તેમનું રક્ષણ કરવા સારૂ શ્રીહરિ પોતેજ હાથમાં સુદર્શન ચક્ર લઇને તેમની ચારે તરફ ચોકીપહેરો કરતા રહે છે. તુકારામ કહે છે કે હરિના ભક્તજનોના ઘરનું કામકાજ કરવા સારૂ ભગવાન પોતેજ તેમના ભક્તોના સેવકની જગ્યાએ હાજર થઇ જાય છે.

૧૧૧૩–આખું ત્રિભુવનજ અમારો સ્વદેશ છે, એટલે અમારો નિવાસ ત્રણે લોકમાં બધેજ છે એમ સમજી લેવું. અમે અમારાં માતાપિતાનાં લાડકવાયાં સંતાન છીએ તે સૌ જાણે છે. અમારામાં કોઇ જાતનું કૃપણ નથી અને અમારામાં અને બીજા લોકોમાં કશો ભેદ પણ નથી તુકારામ કહે છે કે શ્રીહરિનું નામ એજ અમારૂં નિવાસસ્થાન છે.

૧૧૧૪–ઢોરને સ્વાદિષ્ટ પકવાન્ન ખવરાવવાનો અને ગધેડાને શરીરે ચંદનનો લેપ ચોપડવાનો કશો અર્થ હોય ખરો? અને

એવું કરવાથી તેમને કશો લાભ પણ થાય એમ છે નહિ. કેટલાક લોકો એવા હોય છે કે, તેઓ જ્યાં સભામાં આવીને ચોંટયા એટલે કથાની મજાજ મારી જવાની. હે દેવ! મને એવા દુષ્ટ લોકોની સંગતિમાંથી જાળવી લેજે. સુંદર પલંગ અને તેના ઉપર નરમ રૂએલ ગોદડાંનું બિછાનું બનાવીને તેના ઉપર કોઈ વાંદરાને બેસાડે, અને તેને નાના પ્રકારનાં ઘરેણાંથી શણગારે તથા તેની આગળ આઠ જાતનાં ભોગવિલાસનાં સાધનો લાવીને હાજર કરી દે, પણ પેલા વાંદરાને તે શા ખપનાં? વાંદરો તો એ બધાંનો ઉપભોગ કરવાને બદલે તેમને ભાંગીતોડીને બરબાદજ કરી નાખવાનો. તુકારામ કહે છે કે એવી રીતે સાપને દૂધ પાવાનો પણ કશોજ અર્થ નથી; કારણકે તેને ગમે તો અમૃત પાઓ, તોપણ તેની દાઢની અંદર તો નર્યું ઝેરજ પેદા થવાનું.

૧૧૧૫–હું તો એકાંત સ્થાનમાં બેસીને પ્રેમપૂર્ણ આનંદ સહિત હરિના અમાપ પ્રેમસુખના ઘૂંટડા ભરી ભરીને પીધાજ કરીશ. હરિના પ્રેમનું સુખ એ મારૂં ગુહ્ય ધન છે. તેના ઉપર બાહ્ય દેહાકૃતિનો મેલ મારે ચઢવા દેવો નથી, તેમ કામક્રોધાદિ દુષ્ટ વૃત્તિઓને પણ તેના તરફ નજર પણ કરવા દેનાર નથી. એમ કરવાનું કારણ એ છે કે, મારી એ અતિ પ્રિય અને રસભરેલ મહામોંઘી વસ્તુના ઉપર કોઈની નજર પણ ન પડે એવી રીતે એકાંતમાં બેસીને તેનું મને પચન થાય, એવી રીતે હું તેનું સેવન કરૂં છું. તુકારામ કહે છે કે અમારો પ્રેમરસ એવો નાજુક પદાર્થ છે કે તેનાથી કોઈના પણ શબ્દનો ભાર સાંખી શકાતો નથી.

૧૧૧૬–પુનર્જન્મના અભાવરૂપી મોક્ષપદને અમે ઘણુંજ તુચ્છ સમજીએ છીએ; કારણકે અમારે તો ભગવત્ ચિંતન કરવાના ઇરાદાથી યુગે યુગે જન્મ ગ્રહણ કરવાની ઇચ્છા છે. હરિ-

વિષયક ભક્તિનો જે રસ છે, તે કદી પણ ખૂટે નહિ અને જેમાં કશો વિકાર પણ થાય નહિ, એવો એક આનંદરૂપ પદાર્થ છે; અને અમને તેનું ફરી ફરીને સેવન કર્યા કરવાનું મન થયા કરે છે. અમે નિરાકાર દેવને સગુણ અને સાકારરૂપ ધારણ કરાવી દીધું છે, એટલે હવે હું તેને ફરીથી નિરાકાર થઈ જવા દેનાર નથી. તુકારામ કહે છે કે જે દેવને હું ઇંટના ઉપર ઊભેલા જોઉં છું, તેમનામાંજ મારૂં ચિત્ત સ્થિર થઇ ગયું છે અને હું તેમનાજ ધ્યાનમાં મગ્ન રહું છું.

૧૧૧૭–અરે ઓ કુભાંડી! જ્યાં હરિકથા થતી હોય ત્યાં તું લવલવ કરીશ નહિ. તું ત્યાં બેસે તેટલો વખત તારે મોઢે તાળું દઇને બેસી રહેજે. તારા ચિત્તને એકાગ્ર કરીને તું વિઠોબાનાં ગુણકીર્તન સાંભળ્યા કર. હરિકથાના પ્રેમાનંદમાં વિઘ્ન ઉત્પન્ન કરે એવો લવારો કરવાનું આવે ટાણે તારા મોઢાને મનજ કેમ થાય છે? તુકારામ કહે છે કે પોતાનું હિત સાધી લેવાનો આવો અમોઘ ઉપાય તારા હાથમાં આવ્યો છે, છતાં તું શા માટે તેને વ્યર્થ ગુમાવી નાખે છે?

૧૧૧૮–વેશ્યા ગમે તેટલી રૂપાળી હોય તોપણ તે વેશ્યાજ. તે કદી પણ સૌભાગ્યવતી સ્ત્રીની તોલે આવી શકેજ નહિ. એવી રીતે પૃથ્વી ઉપરનાં સ્થાનોમાં અને મનુષ્યોમાં યોગ્ય અને અયોગ્યનો ભેદ હોય છે. કોઇ કોઇ ઉપર ઉપરથી મોટાં દેખાય, પણ તેમની બહારની મોટાઇનું કશુંજ મૂલ્ય નથી. જે મૂલ્ય છે તે તો સૌના ઉત્તમ ગુણોનું મૂલ્ય છે. પુરુષત્વનું તો મૂળમાં મીંડું હોય અને છતાં કોઇ ઉપર ઉપરનો શૌર્યનો આવેશ ઉત્પન્ન કરે, પણ તે છતાં સાચા શૂરવીરોમાં તેમની ગણના થાય નહિ. તુકારામ કહે છે કે બાહ્ય વેશ ધારણ કર્યાથી ફક્ત પેટ ભરવાનું કામ

સાધી શકાય, પણ ખરેખરી કાર્યસિદ્ધિ તો પોતાના અંતઃકરણને શુદ્ધ કરીને પારમાર્થિક કમાણી કરી લઇએ ત્યારેજ થયેલી કહેવાય.

૧૧૧૯—હથિયાર તો શૂરવીર પુરુષોના હાથમાંજ શોભે; પણ એનાં એજ હથિયાર કેડે બાંધીને કોઈ હીજડો જતો હોય તો તેને દેખીને નાનાં છોકરાં પણ હસે અને તેની મશ્કરી કરે. એવી રીતે જે સ્ત્રીનું નાક રૂપાળું હોય તેના નાકને મોતીની વાળી શોભા આપે, પણ કોઇ કદરૂપા નાકવાળી સ્ત્રી એનીજ વાળી પહેરે તો લોકો ઊલટા તેને જોઇ હસે. કોઈ પણ સ્ત્રી જો તેના પતિના તરફ મન, વાણી અને કાયા વડે અનુરક્ત હશે તોજ તેનું રૂપ તેના પતિવ્રતાપણાની સાથે જોડાયેલું હોવાથી તેને શોભા આપશે; પણ વ્યભિચારિણી સ્ત્રી આંખમાં કાજળ આંજીને તથા બીજા શણગાર સજીને ફરશે તો તેને ઊલટું નીચું જોવું પડશે; કારણકે એ બધા શણગાર પતિવ્રતા સ્ત્રીની શોભામાં વધારો કરે છે અને વ્યભિચારિણી સ્ત્રીને તે ઊલટા લજ્વી મારે છે. પરણેલી સ્ત્રીનો છોકરો અને રાખેલી સ્ત્રીનો છોકરો બેઉ એકજ પુરુષના પેટના છોકરા તો ખરા, પણ પરણેલી સ્ત્રીના છોકરાનો દરજ્જો રખાતના પુત્રને કદી મળી શકતો નથી. બુદ્ધિમાન માણસને સૌ મોટો કરીને માનશે અને તેને ઉચ્ચ અધિકાર પણ મળી રહેશે; પરંતુ કોઇનો બાપ ઘણો મોટો માણસ હોય, પણ જો તે પોતે અક્કલ-હીન હોય, તો તેને કોઈ પૂછશે નહિ. તુકારામ કહે છે કે શુદ્ધ અંતઃકરણવાળા મનુષ્યનેજ બાહ્ય વેશ શોભા આપે છે.

૧૧૨૦—પાણીની અંદર માછલી વગેરે જળચર પ્રાણીઓ રહે છે, તેમને માછીમાર લોકો વિનાકારણ મારી નાખે છે. બિચારી માછલીઓએ તેમનું શું બગાડયું છે તે તેમને મારતા હશે? પણ આ પ્રમાણે અનાદિકાળથી ચાલ્યું આવે છે. અમુક પ્રાણીઓને અમુક

પ્રાણીઓના પ્રતિ કુદરતી રીતેજ વૈરભાવ હોય છે. પારધી લોકો હરણ અને એવાં બીજા પ્રાણીઓને મારી નાખે છે. એ પ્રાણીઓએ તેમનું કશુંજ બગાડયું હોતું નથી. તુકારામ કહે છે કે એવીજ રીતે દુર્જન લોકો સંતસાધુઓને વિના કારણ સતાવે છે. એવા લોકોને ચંડાળ જાણવા.

૧૧૨૧–કોઈ વાર અત્યંત ક્ષુદ્ર અને નઠારા પદાર્થ ઉત્તમ પદાર્થની પરીક્ષા કરવાના કામમાં આવી જાય છે, તેથી કરીને બેઉ પદાર્થનું મૂલ્ય એક બીજાને સાપેક્ષ છે, અર્થાત્ એક પદાર્થ હોય તોજ બીજા પદાર્થનું લોકોમાં મૂલ્ય અંકાય છે. જગતમાં વિષ જેવો કોઈ પદાર્થ છે, તેથીજ અમૃતના શ્રેષ્ઠત્વની લોકોમાં કદર થાય છે; એવી રીતે કડવા પદાર્થના મુકાબલામાંજ મિષ્ટ પદાર્થનો સ્વાદ સમજી શકાય છે. અંધકાર વડે પ્રકાશ ઓળખાય છે અને પ્રકાશની અપેક્ષાએ રાત્રિનું જ્ઞાન થાય છે. માટી જેવી હલકી વસ્તુ છે તોજ હીરા, માણેક, પારસમણિ અને મહોરા જેવી મૂલ્યવાન વસ્તુઓનું શ્રેષ્ઠત્વ છે. તુકારામ કહે છે કે સંસારમાં અત્યંત નષ્ટ થઈ ગયેલા પાપી લોકો છે, તેથી તો શ્રેષ્ઠ પુરુષોની કિંમત થાય છે.

૧૧૨૨–નિંદાખોર અને દુર્જન લોકો ભલે સંસારમાં મોટી સંખ્યામાં પેદા થાઓ; કારણકે તેમના દ્વારા અમારા ઉપર ભારે ઉપકાર થયા કરે છે. તેઓ અમારી પાસે અમારાં પાપ ધોવાનું મહેનતાણું અને સાબુ માગી લીધા વિના અમારાં પાપ ધોઇ નાખે છે. એવા દુષ્ટ લોકો વગર પગારે અમારી સેવા કરે છે. તેઓ પોતાની ખાંધ ઉપર અમારાં પાપનો ભાર વહેતા ફરે છે. તુકારામ કહે છે કે એ દુષ્ટ લોકો અમારો ઉદ્ધાર કરીને પોતે નરકમાં જાય છે.

૧૧૨૩–વારકરી યાત્રાળુઓ જ્યારે પંઢરપુરની યાત્રાએ જવા

તૈયાર થાય છે ત્યારે તેમની મારફતે હું મારા સ્વામીને સંદેશો કહેવડાવું છું કે, તમારો દાસ તુકો વિનંતિ કરે છે કે, હે પંઢરીરાય ! તમે મને કદી પણ ભૂલી જશો નહિ. હું તો તમારા મંદિરના મુખ્ય દરવાજા આગળ ઝાડુગર થઈને નિરંતર સારા હાથમાં સાવરણો લઈને કચરો સાફ કર્યા કરૂં. મારૂં મન અને મારૂં શરીર એ તો તમારા પગના પગરખાં સમાન છે એમ જાણજો. તમારા મોઢાનાં પાનસોપારીના રસની પિચકારી મારવાને સારૂ થૂંકદાનીની જગ્યાએ મારૂં મોઢું હું બધો વખત તમારૂં થૂંક ઝીલવાને સારૂ ઉઘાડું ને ઉઘાડુંજ રાખું છું. તમે ઝાડે ફરવા બેસશો ત્યારે તમારો ઝાડો ઝીલવાના પાત્રને ઠેકાણે મારા શરીરનોજ તમે ઉપયોગ કરજો. તમે જ્યાં જ્યાં ઊભા રહેશો ત્યાં ત્યાં તમારા ચરણ નીચેની માટી બનીને હુંજ ઊભો રહીશ. તુકારામ કહે છે કે હે પંઢરીનાથ ! મને તમારાથી જરાય વેગળો કરશો નહિ, પણ સદા તમારી પાસે ને પાસેજ રાખજો.

૧૧૨૪–આ મારી આંખોએ પોતાને મનગમતા પદાર્થો જોયા, પણ અંતે એ આંખોએ મને ત્યજી દીધો; એટલા ઉપરથી વિચાર કરી જોતાં મને સમજાઈ ગયું કે કોઇએ ઇન્દ્રિયોનો વિશ્વાસ મુદ્દલે કરવોજ નહિ. આખા શરીરના વાળ ઉપર નાના પ્રકારનાં ખુશબોદાર તેલ લગાડીને તેમનું ખૂબ લાલનપાલન કર્યું, પણ એક દિવસ તો તેઓ કાળા મટીને ધોળા થઈ જવાનાજ. આ શરીરરૂપી પિંડને પણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપચાર વડે સુરક્ષિત કરવા મથીએ, પણ એક દિવસ તો તે પોતાની બધી ઇન્દ્રિયો સહિત વૃદ્ધાવસ્થાને ···ગીને કૃશ થઇ જવાનોજ. દેહની સાથે સંબંધ રાખનારી ઇંદ્રિને ગમે તેટલા ઉપચાર આદિ વડે સુરક્ષિત કરવાનો ભલે કોઇ .ત કરે, પણ તેથી તેમને સ્થાયી કરી શકાવાની નથીજ. તુકારામ કે છે કે આપણું જીવન અતિ અલ્પ છે, એમ સમજીને હરિને

પોતાના સાધ્ય વિષય માનીને તેમની પ્રાપ્તિ કરી લેવી જોઈએ.

૧૧૨૫-યજ્ઞાદિ કર્મો કરીને તેમના દ્વારા મળનારાં ફળની બાબતમાં તું તારી વાસનાની શા માટે વૃદ્ધિ કરતો જાય છે? તેમ કરવાથી તો જીવાત્મા ઊલટો બંધનમાં પડે છે અને મોક્ષનું સાધન જે ભક્તિ છે તેમાં એ બધાં કર્મો વડે વિઘ્ન ઊભું થાય છે. તું જૂઠા વિષયોના લોભ વડે તારી જાતે બંધાઈ ગયો છે. જો તું તીર્થયાત્રા અથવા કોઈ પણ જાતના વ્રતનું અનુષ્ઠાન ફળની આશા રાખીને કરીશ, તો નક્કી જાણજે કે તને મુક્તિ કોઈ દહાડો મળવાની નથી. તુકારામ કહે છે કે એક પંઢરીનાથને શરણે જવાનું મૂકીને તું બીજાં સાધનોની વ્યર્થ ખટપટમાં પડે છેજ શા માટે?

૧૧૨૬-એક શ્રીહરિના નામનો ઉચ્ચાર કર્યાથી સંધ્યા, કર્મકાંડ, ધ્યાન, જપ, તપ, અનુષ્ઠાનાદિ તમામ સાધનો કર્યાનું સામટું ફળ મળી જાય છે; અને તે નામ લેવા માટે કશો ખર્ચ પણ કરવો પડતો નથી; તેમ દસ્તાવેજના ઉપર સહીસિક્કા કે મતાં કરવાં પડતાં નથી. એવો સરળ અને સુલભ ઉપાય તમારી પાસે છે, છતાં તમે શા માટે આળસ કરો છો? સર્વ સાધનોના સારરૂપ હરિનામ તમને મફતમાંજ મળે છે અને છતાં તમે તેને ગ્રહણ કરતા નથી એ તે કેવી વાત? શું તમને નામ લેતાં પૈસા બેસે છે? જુઓ, અજામિલે મરતી વખતે પોતાના છોકરાને બોલાવવાને બહાને નારાયણનું નામ લીધું અને ફક્ત એટલુજ કરતાંની સાથે કૃપાવંત દેવ તેની મરણપથારી આગળ આવીને ઊભા રહ્યા અને અનાથના નાથ ભગવાન તે પાતકીને પોતાના વિમાનમાં બેસાડીને વૈકુંઠમાં લઈ ગયા. વ્યભિચાર કરવાનો ધંધો કરનારી એક વેશ્યા હતી. તેણે પોતાના પાળેલા પોપટને ભણાવવાને બહાને રામનામનો મોઢેથી ઉચ્ચાર કર્યો; અને ફક્ત એટલા ઉપરથીજ

દયાળુ ભગવાને તેના ઉપર કૃપા કરી અને તે પાપી વેશ્યાને વૈકુંઠમાં સ્થાન આપ્યું. આ પ્રમાણે આકસ્મિક રીતે મોઢેથી હરિનામનો એકાદ વાર ઉચ્ચાર કરનારાઓની ઉપર કહી તેવી ઉત્તમ ગતિ થઇ છે, તો પછી જેઓ નિત્ય નામચિંતન કરતા રહે તેઓ દેવની સન્મુખ જઇ પહોંચે એમાં શો સંદેહ ? તુકારામ કહે છે કે જેઓ ભાવ સહિત અને નામના અર્થના ચિંતન સાથે નામજપ કરે છે તેમની સ્થિતિની તો કલ્પના કરવી પણ દોહ્યલી છે.

૧૧૨૭-દુષ્ટ લોકોને આખી જિંદગી સુધી ઉપદેશ દીધાજ કરીએ, તોપણ તેમનાં મન ઉપર કશીજ અસર થતી નથી અને તેઓ પ્રાપંચિક વિષયોનું ચિંતન કરવાનું છોડવાના નથી. કાણા ઘડામાં પાણી રેડયેજ જાઓ, પણ જેમ તેમાં પાણી જરા પણ ટકી શકતું નથી, તેમ દુષ્ટ બુદ્ધિવાળા લોકોનાં મનમાં તમારો ઉપદેશ ટકી શકતો નથી. જેમની બુદ્ધિ તમોગુણથી ઢંકાઇ ગઇ છે, તેમણે સદાને માટે અધોગતિનો રસ્તો ગ્રહણ કરી રાખ્યો છે. આગ પડો તેમના જીવતર પર! એવા દુષ્ટો જન્મ્યાજ શા માટે? લોઢીઓ પથ્થર એક કલ્પ સુધી પાણીની અંદરનો અંદર રહે અને એક કલ્પ પૂરો થયા પછી પણ જો તેને ફોડીશું, તો અંદરની બાજુએથી નર્યો કોરો ને કોરોજ જોવામાં આવશે; એવીજ રીતે મગની અંદર કોઇ કોઇ દાણા ગાંગણા હોય છે, તેમને આખો દહાડો બાફ્યા કરીએ, તોપણ તે ચઢવાના નહિ તે નહિજ. તુકારામ કહે છે કે દુનિયામાં બધાના ઉપાય છે, પણ દુષ્ટને સુધારવાનો એકે ઉપાય નથી; એટલા માટે તેમની સોબત કરવી નહિ, એ નીતિ ઉત્તમ છે. એવાની સાથે બોલવું પણ નહિ. એટલું કર્યાથી આપણું બધું હિત સધાઇ જશે.

...૮-હે દેવ! તમારૂં પૂજન મારે કયા ઉપચાર વડે કરવું

તેનીજ મને સમજણ પડતી નથી. તમને હું જળ વડે સ્નાન કરાવવા જાઉં છું, તો એ જળ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં તમારૂંજ સ્વરૂપ છે. જો જળ તમારૂંજ એક સ્વરૂપ હોય તો હું તમને તે અર્પણ કરૂં છું, એમ કહેવું નિરર્થક છે; વળી સુગંધી દ્રવ્યોની સુગંધ અને પુષ્પોની પરિમલ એ પણ તમેજ છો, ત્યારે હું રાંક-કંગાલ તમને ગંધ અને પુષ્પો અર્પણ કરવા જાઉં, એ મારૂં દુઃસાહસજ કહેવાયને? ફળ, તાંબૂલ અને ચોખા એ પણ તમારાંજ રૂપ અને તેમના દાતાર પણ તમે, ત્યારે હું તમને તે વસ્તુઓ શું મોઢું લઇને અર્પણ કરવા આવું? અન્નજ બ્રહ્મ છે, ત્યારે તમને નૈવેદ્ય ધરાવવાનો અર્થજ શો? તમે અને અન્ન એક બીજાથી ભિન્ન તો છોજ નહિ. વારૂ, ૐકાર નાદ કરીને અને હાથ વડે તાળી વગાડીને જો હું તમારી સન્મુખ નૃત્ય કરૂં, તોપણ નાદબ્રહ્મ તો તમેજ છો અને જે પૃથ્વી ઉપર ઊભો રહીને હું નૃત્ય કરૂં છું તે પૃથ્વી પણ તમારૂંજ એક સ્વરૂપ છે; ત્યારે મારે સારૂ નાચવાનું કોઇ સ્થાનજ અવશિષ્ટ રહેતું નથી. તુકારામ કહે છે કે એટલા માટે ધૂપ, દીપ, માલ્ય, તાંબૂલ આદિ ષોડશોપચાર યુક્ત તમારૂં પૂજન કરવાનો મારે માટે તો એકજ માર્ગ છે અને તે એ કે સદા તમારા નામનો ઉચ્ચાર કર્યા કરવો.

૧૧૨૯-જેમને હરિકથા કરવાનો અને સાંભળવાનો કંટાળો આવતો હશે, તેમને અંતે કુંભીપાક નામના નરકમાં સબડવું પડશે. એવા દુષ્ટ લોકોને યમરાજા ખૂબ ક્રોધે ભરાઇને પૂછશે કે તમને મોઢાં અને કાન શા સારૂં આપ્યાં હતાં? અરે! તું વિષયભોગ ભોગવવા માટે રોજ રોજ ઉજાગરા કરે છે, ત્યારે એકાદશીને દહાડે જાગરણ કરતાં તું કેમ કંટાળો આણે છે? એ સારૂં ન કહેવાય. તું ગાંઠના પૈસા ખર્ચીને દારૂ ઢીંચી આવે છે, પણ બારણે આવેલા અતિથિને એક દહાડો પણ ભોજન કરાવતો

નથી! તેં કદી તીર્થયાત્રા તો કરીજ નથી અને પરોપકાર તો કદી તારે હાથે થયોજ નથી, પણ પોતાના દેહ ઉપરના મમત્વને વશ થઇને તું તેના લાલનપાલન અર્થે પુષ્કળ પૈસા વેડફી નાખે છે અને ખાઇપીને શરીરની પુષ્ટિ વધાર્યા કરે છે! તુકારામ કહે છે કે ઓ હૈયાફૂટ્યા! તું અત્યારે મારી શિખામણ કાને ધરતો નથી, પણ આખરે તારે યમદંડના ઝપાટા ખાવા પડવાના છે, તે યાદ રાખજે.

૧૧૩૦–અરે ઓ વિઠ્ઠલ! હું તારોજ છું એવું કહેવા છતાં મારો વિનાશ શાથી થયો, તેનું કારણ હું તને કહી સંભળાવું છું, તે તારાં પરાક્રમની કથા તું કાન ધરીને સાંભળજે. તને નામ-રૂપાત્મક અવસ્થામાં લાવનાર તો હુંજ છું, છતાં તું તે બાબતનો મારો ઉપકાર કેમ ભૂલી જાય છે તેનો જવાબ દે. મેં પ્રપંચ માત્રનો સદંતર ત્યાગ કરી દીધો અને તેમના પ્રતિ મારા મનમાં જે આસક્તિ હતી તેને પણ હૈયામાંથી ઉખાડીને વેગળી ફેંકી દીધી. કામ, ક્રોધ, લોભ એ બધાને તો એવા મારી કાઢ્યા કે મારી પાસે તેમને ઊભા રહેવાનું પણ અઘરૂં થઇ પડયું છે. દોલત-ને તો મેં માટીનું ઢેફું અથવા પથ્થર સમાન માની લીધી. આ મારૂં અને આ પારકું એવો ભેદભાવ પણ મેં મારા મનમાંથી કાઢી નાખ્યો. તુકારામ કહે છે કે હું મારા શરીરના ઉપર ઉદાર ભાવ રાખું છું, પણ તેના સંબંધમાં બીજે–ત્રીજો વિચાર તો મુદ્દલે રહેવા પામ્યો નથી.

૧૧૩૧–અલ્યા! તેં તીર્થમાં જઇને કર્યું શું? તેં તારૂં ઉપરનું ચામડું ધોયું! પણ તેમ કર્યાથી તારૂં અંતઃકરણ શુદ્ધ થયું છે કે નહિ તે તું વિચારી જો. તું અનેક ધામની યાત્રા કરી આવ્યો એમ જાણીને લોકોમાં જરા તારી મોટાઇ વધવાની. એ

સિવાય તને બીજો શો લાભ થયો તે કહે ? કડવી વનસ્પતિને ખાંડના પાણીમાં બોળી રાખીએ તોપણ તે પોતાની કડવાશ તજતી નથી; તે પ્રમાણે તું પણ તીર્થક્ષેત્રોમાં ભટકી આવ્યો, પણ તેથી કરીને તારા અંતઃકરણનો મેલ તો ઓછો થયો નહિ! તુકારામ કહે છે કે શાંતિ, ક્ષમા, દયા ઇત્યાદિ ગુણ જ્યાંસુધી તારામાં ઉદિત થયા ન હોય ત્યાંસુધી તું તારી તીર્થયાત્રાનું અભિમાન કરે એ બધું નકામું.

૧૧૩૨–તું એક ઠેકાણે બેસીને નિરાંતે તારા મનને શુદ્ધ કરી લઇશ, તો તેથી તને એવું સુખ થશે કે જેનો કદી અંતજ ન આવે. તેનું કારણ એ છે કે, જ્યાં તારૂં ચિત્ત શુદ્ધ થઇ ગયું એટલે ગોપાળ પોતે આવીને ત્યાં વાસો કરશે અને તેથી કરીને જે જે ફળ પુષ્કળ યત્ન કરતાં પણ મળતાં નથી, તે તને બેઠાં બેઠાં મળી જશે. 'રામકૃષ્ણ હરિ મુકુંદ મુરારિ' એ મંત્રનો ઉચ્ચાર તારે સદાકાળ કર્યા કરવો. તુકારામ કહે છે કે જ્યારે તારો ભાવ હરિના સંબંધમાં એકધારો બની જશે ત્યારે તને ઉપર કહેલાં ફળ મળશે, એવું હું પ્રતિજ્ઞાપૂર્વક તને કહી સંભળાવું છું.

૧૧૩૩–પુંડલિકરાયે ઘણુંજ ઉત્તમ કામ કર્યું. તે કામ એ હતું કે કોઇને કદી પણ જેની પ્રાપ્તિ થતી ન હતી, એવા પરમધનસમાન પંઢરીનાથને તેણે પૃથ્વી ઉપર ખેંચી આણ્યા; અને એ મહાન કાર્ય કરવા માટે પુંડલિક ભક્તને આજે આખું જગત ધન્યવાદ આપે છે; એટલા વાસ્તે હું તમને સૌને કહું છું કે હે મનુષ્યો! તમને મનુષ્યજન્મ મળ્યો છે એમ જાણીને તમારે હવેથી આળસ કરવું નહિ. તમે વહેલા વહેલા જઇને પંઢરપુર રૂપી પૃથ્વી ઉપરના વૈકુંઠનાં દર્શન કરી લેજો. જે દુર્લભ વસ્તુ અનેક જન્મો પર્યન્ત તપશ્ચર્યા આદિ સાધનોના એકત્રિત પુણ્યસંચયથી પણ પ્રાપ્ત થઈ શકે નહિ તેને પુંડલિકે સૌને પ્રત્યક્ષ

કરાવી દીધી છે. પંઢરપુર ક્ષેત્ર, ચંદ્રભાગા નદી અને ઈંટના ઉપર પગ માંડીને ઊભા રહેલા વિઠ્ઠલદેવ એ ત્રણે સર્વોત્તમ પદાર્થ છે, એવો તમામ શાસ્ત્રોનો સર્વસંમત અભિપ્રાય છે. વિષ્ણુના ચરણ, ગયા તીર્થ, રામનામ અને કાશીધામ એ બધાંજ વિઠોબારાયના ચરણ સમીપ આવીને બેસી ગયાં છે. તુકારામ કહે છે કે વિઠોબાના મંદિર ઉપરના કળશનાં દૂરથી દર્શન કરતાંની સાથેજ અહંભાવ નષ્ટ થઈ જાય છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

૧૧૩૪-ધન્ય છે તે ભીમા નદીના કિનારાને અને ધન્ય છે તે પંઢરપુર ક્ષેત્રને ! કારણકે એજ જગ્યાએ ભક્ત પુંડલિકે આખા વિશ્વના સારના સારને ખેંચી આણ્યો છે. ત્યાં વસનારા સૌ લોકોનાં ભાગ્યને ધન્યવાદ દેવા જોઈએ; કારણકે તેમનાં અહોભાગ્ય છે. પંઢરપુરમાં ઘેરેઘેર ભગવદ્‌ભક્તિ અને ભગવત્પ્રેમનો અત્યંત સુકાળ જોવામાં આવે છે. તે ભૂમિને ધન્ય છે, ત્યાંનાં વૃક્ષવેલીઓને ધન્ય છે અને તીર્થોના સારરૂપ ચંદ્રભાગાના ધરાને પણ ધન્ય છે. ત્યાંનાં સ્ત્રીપુરુષોનાં ચિત્તમાં હરિનું ધ્યાન અને મુખમાં હરિનામનો જપ ચાલુ ને ચાલુ હોવાથી તેમનાં ઘરોમાં આનંદનાં પૂર વહેતાં થઈ ગયાં છે, અને તેથી તેમનાં સર્વનાં જીવન ધન્ય ધન્ય બની ગયાં છે. ત્યાંનાં કીટપતંગ, પશુ, પક્ષી, વૃક્ષ, પાષાણ ઇત્યાદિરૂપે નારાયણજ અવતીર્ણ થયા છે એમ જાણવું. તુકારામ કહે છે કે જેઓ સર્વતોભાવે હરિના રંગમાં રંગાઈ જઈને રંગમય બની ગયાં હશે, તેમનો જન્મ સફળ થયો છે અને તેમનાં જીવન ધન્ય બની ગયાં છે.

૧૧૩૫-અમારાં છોકરાં કોઈનો સદુપદેશ કાને ધરેજ નહિ એવી તેમનાં માબાપની ઇચ્છા હોય છે; કારણકે કોઈ સંતનો ઉપદેશ હૈયે વસી જાય અને સંસારથી વિરક્ત થઈ જાય તો ?

એટલા વાસ્તે ચિન્તાતુર માતપિતા પોતાનાં છોકરાંને શિખામણ દે છે કે, તમારે કદી દેવમંદિરમાં જવું નહિ. મંદિરમાં બાવા-ગોસાંઇ આવે છે, તે લોકોનાં છોકરાંને પકડીને ચેલા બનાવી દે છે; માટે એવા જોગટાઓની પાસે તમારે કદી જવુંજ નહિ. વળી કથા કરનારા પુરાણીબાવાઓ જે કાંઇ કહે તે તમારે કાને ધરવુંજ નહિ. એ લોકો તો સૌને જૂઠી શિખામણ દઇને ભીખ માગતા બનાવી દેવાનો ધંધો લઇ બેઠા છે. વિષ્ણુના ભક્તોની ચુંગાલમાં આજ દિન સુધીમાં અગણિત લોકો સપડાઇ ગયા છે. તેઓ બધાનો સંસાર ધૂળધાણી થઇ ગયો છે. સર્વસંગનો પરિત્યાગ કરવાનો ઉપદેશ દેનારા સાધુની સંગતમાં તમે જો ભેરવાઇ પડશો, તો પછી તમે અમારા કામના રહેશોજ નહિ. તુકારામ કહે છે કે માબાપની આવી શિખામણ કાને ધરનારાં સંતાનને અંતે નરકે જવું પડશે.

૧૧૩૬–હે દેવ ! મારૂં મન એવું ચંચળ બની ગયું છે કે એક ઘડી તો શું પણ એક ક્ષણવાર પણ સ્થિર રહેતું નથી; એટલા માટે હે નારાયણ ! તું આ પ્રમાણે ઉદાસીન બનીને ઊભો ઊભો તમાશો જોયા કરે તે નહિ ચાલે. તું મારી મદદે દોડી આવ અને મારા મનને ચારે દિશાએથી ઘેરી લે; મને એ મારા મને ઘણો દુઃખી દુઃખી કરી મૂક્યો છે. ઇન્દ્રિયોની જોડે મનની મૈત્રી થઇ ગઇ છે, તેથી કરીને જ્યાં જ્યાં ઇન્દ્રિયો દોડી જાય છે ત્યાં ત્યાં તેમની પાછળ પાછળ મારૂં મન પણ ઘસડાઇ જાય છે. તુકારામ કહે છે કે આ બાબતમાં મારો કોઇ પણ યત્ન સફળ થતો નથી, એટલા માટે તો હું હવે તારીજ મદદની આશા રાખીને ઊભો છું.

૧૧૩૭–માણસને હાથ તો બે છે, પણ દાન દેનાર દેવનો ભંડાર અખૂટ અને સીમારહિત છે; એટલા માટે હે દેવ ! તારાં આપેલાં દાન મારે શેમાં ભરી રાખવાં, તેનાજ વિચારમાં હું

ગૂંચવાઈ ગયો છું. અંતઃકરણ એવી એક જગ્યા છે ખરી, પરંતુ તે તો તારા પ્રેમથી સજ્જડ ભરાઇ ગઇ છે. તેમાં તેં એટલો બધો પ્રેમ ભરી દીધો છે કે, તેનું માપ કરવા જતાં મારી જીભ થાકીને પોતાનો પરાજય કબૂલ કરી દે છે. તુકારામ કહે છે કે આથી કરીને હવે તો હું જેવો છું અને જ્યાં ઊભો છું તેવો અને ત્યાંજ ઊભો રહીને તારો આજ્ઞાધારક બની જઇશ અને તારા ચરણની સમીપજ બેસી રહીશ.

૧૧૩૮–જેનું બાળક માંદું થયું હોય તે જનેતાનો જીવ આકુળ-વ્યાકુળ થઇ જાય છે. માનો સ્વભાવજ એવો હોય છે. સૂતરના તાંતણાને વળ દઈને વણેલી દોરીની માફક માતા અને તેના બાળકના જીવ એક બની ગયેલા હોય છે. છોકરાંને થયેલું દુઃખ શમી જાય અને તેના જીવને પૂરેપૂરો કરાર વળે ત્યારેજ માનો જીવ હેઠો બેસે છે. તુકારામ કહે છે કે તમે સૌ સંતજનો પણ એ માતાના જેવાજ દયાળુ છો.

૧૧૩૯–મારાં માતપિતાને ઘેર જઇને હરીહામ થવાની આશા સદાકાળ મારા મનની અંદર વસી રહી છે. મારે તો ત્યાં જઇને તેમનું ઉચ્છિષ્ટ ખાઇને તૃપ્તિનો અનુભવ કરવો છે. તે મારાં માબાપ એવાં છે કે, જેમના ચરણનાં દર્શન અને સ્પર્શ કરવાની ઇચ્છા તમામ તીર્થક્ષેત્રોને પણ થયા કરે છે. જ્યાંસુધી મારા પૂર્વજન્માર્જિત પ્રારબ્ધના ભોગ વિઘ્ન ઉત્પાદન કરતા રહેશે ત્યાંસુધી હું અને મારાં માબાપની વચમાં અંતરાય રહ્યા કરશે. તુકારામ કહે છે કે, દેવ મારા મનના મનોરથ પૂર્ણ કરશે.

૧૧૪૦–કોઈ પણ રીતે પોતાના બાળકનું હિત સધાય એજ ઇચ્છા તેની માતાના મનમાં સદાકાળ થયાજ કરે છે. પોતાનાં બાળકના તરફથી કોઇ પણ પ્રકારના લાભની મનમાં આશા

રાખ્યા વિના તે તેના પ્રતિ સદા પ્રેમ રાખ્યાજ કરે છે માનું હૃદય એવું પ્રેમાળ છે અને પોતાના સંતાનને માટે તેના દિલમાં હમેશાં પ્રેમનું ઝરણુ વહ્યા કરે છે. જે બાળકને તેણે નવ નવ મહિના સુધી પોતાના પેટમાં ધારણ કરીને પોષ્યું હતું તેનું જતન કરવાને સારૂ તે બધુંજ કરી છૂટે છે અને તેને સારૂ ગમે તેટલું કષ્ટ વેઠવું પડે તો તે પણ તે વેઠી લે છે. તુકારામ કહે છે કે એવા બાળકના સંરક્ષણનો ભાર જેમ તેની માતાના શિર ઉપર છે, તેમ મારા સંરક્ષણનો ભાર હે સંતજનો! તમારે શિર છે.

૧૧૪૧-સંસારથી હું ઘણોજ સંતપ્ત થાઉં છું, તેથી કરીને મને ઘણી વાર એવું લાગ્યા કરે છે કે, નારાયણ મરી તો નહિ ગયો હોય? ઇશ્વર જો મરીજ ગયો હશે તો અમે તેનાં સંતાન અભાગિયાં બની ગયાં! હવે અમારૂં રક્ષણ કરનાર, અમને આશ્રય આપનાર કોઈ રહ્યુંજ નહિ! લોકોનાથી જો અમને ત્રાસ થાય તો તે વાતની દેવને શું લજ્જા નહિ આવતી હોય? તુકારામ કહે છે કે આ દેશ હવે દેવ વિનાનો ખાલી શૂન્ય સમાન થઇ ગયો છે.

૧૧૪૨-હે સંતજનો! તમે તમારા ચરણ જ્યારથી મારા ચિત્તની અંદર મૂકી રાખ્યા, ત્યારથી મારા અંતઃકરણમાંથી વિષયાસક્તિ નિર્મૂળ થઇ ગઈ છે. હવે તો મને કાળનો પણ લેશમાત્ર ભય રહ્યો નથી. હું મારા ઘરમાં બેઠો હોઉં કે જંગલમાં બેઠો હોઉં, પણ મને તો બધી જગ્યાએ અને બધો વખત એક દેવનોજ અનુભવ થયા કરતો હોવાથી મારૂં ગાન ભયરહિત બની ગયું છે. તુકારામ કહે છે કે હવેથી મને સ્વપ્નમાં પણ ભયનો ત્રાસ થનાર નથી.

૧૧૪૩-હું વિઠોબાનો લાડકવાયો સેવક છું, તેથી કરીને હું તો કાળનો પણ કાળ બની ગયો છું. હવેથી મારી સત્તા વિશ્વવ્યાપી બની ગઇ છે. મારી સન્મુખ વૈખરી વાણી વડે બોલવા

કોણ સમર્થ છે? તુકારામ કહે છે કે હરિનામરૂપી અતિ તીક્ષ્ણ બાણ મારા હાથમાં છે.

૧૧૪૪-ઊંચા કુળવાન અને શ્રીમંત ઘરમાં જન્મ લીધો, લોકોમાં મોટા થઈને ફર્યા અને નીચે બતાવ્યા પ્રમાણે વર્તન કરીને પોતાના કુળને દીપાવીને તેનો ઉદ્ધાર કર્યો! આવા ઉદાર (?) પુરુષો શું શું કરે છે તેનું વર્ણન સાંભળજો. પ્રથમ તો તેઓ ધન ઉપાર્જન કરીને તેનો સદ્વ્યય ન કરતાં તેને ભોંયમાં દાટી મૂકે છે અને પોતાની આખી જિંદગી દારિદ્ર્યમાં ને દારિદ્ર્યમાંજ વ્યતીત કરે છે. આવા નીચ લોકોનું સવારના પહોરમાં નામ લીધાથી આખો દિવસ ક્લેશમાં જાય છે અને ખાવાનું પણ નથી મળતું; વળી કોઈ કામનો આરંભ કરતી વેળા જો આવા સજ્જનનાં શુભ (?) દર્શન થયાં તો તે કામ સાંગોપાંગ પૂરું થવાનુંજ નહિ. બીજો કોઈ માણસ પુણ્યદાન કરતો હોય તો તે જોઇને પણ તેનું માથું દુખવા આવે છે અને તેથી કરીને તે પોતાને માથે પાટો તાણી બાંધીને સૂઇ જાય છે. એવાને ઘેર ભોગજોગે કોઇ પરોણો આવી ચઢયો તો તે તેને કહે છે કે આજતો મારા શરીરને સુખ નથી, એટલા માટે તમે અહીં મારી પાસે બેસી ન રહેતાં ગામમાં જાઓ અને મારે સારૂ કોઇ વૈદ્યને તેડી લાવો; આવું કહીને તે પેલા પરોણાને રસ્તો પકડાવે છે. પોતાનાં છોકરાંને જોઇને તે કહે છે કે, અરેરે! આવડી મોટી ધાડ મારા કરમમાં ક્યાં લખી મૂકી હતી? હાય! હાય! આ બધાંને પરણાવવાના પૈસા મારે ક્યાંથી લાવવા? આમાંથી થોડાંક મરી પરવારે તો કેવું સારૂં એમ કહીને તે દેવની માનતા માને છે; અને દેવને નૈવેદ્ય ધરાવવાનો થાળ દેવની આગળ મૂકે છે, પણ તેમાંનું નૈવેદ્ય દેવને બતલાવીને તરતજ લઇ લે છે; કારણકે રખેને દેવ ખાઇ જાય તો? અમુક પર્વણીને દહાડે કોઇ ભિક્ષુક બ્રાહ્મણ તેને ઘેર ભિક્ષા

માગવા આવે તે માટે તે પોતાનાં છોકરાને શીખવી રાખે છે કે, "એવા કોઇ માગણિયા આવે તો તેમને તમારે કહીજ દેવું કે જાઓ, મહારાજ! અમારા ઘરમાં તમને આપવા જેવું કાંઈજ નથી. તમે સમજી રાખજો કે એ ભિક્ષુક નથી, પણ તમારા ઘરમાંના અન્નનો ક્ષય કરનાર કાળ આવ્યો છે એમ જાણજો; અને જો તમે તેને લોટ આપશો તો તમારા ભાગનું અન્ન તેટલું ઓછું થઇ જશે." એક વાર એવું બન્યું કે આવા સજ્જનને દાઢી-મૂછ અને માથું મુંડાવવાનો પ્રસંગ ઊભો થયો, તેથી તેણે હજામત કરાવવા માટે હજામને તેડાવ્યો. હજામ બોલ્યો કે, હું તો એક પૈસામાં એક જણને મુંડીશ. ખૂબ રકઝક કરીને આખરે એક પૈસામાં બે માથાને હિસાબે હજામની સાથે અડધા પૈસાની બોલી કરીને ભાઇએ હજામત તો કરાવી; પણ પોતાની પાસે અડધો પૈસો છૂટો હતો નહિ અને એક પૈસા જેટલી મોટી રકમ હજામને આપી દેવાયજ કેમ? હજામ અડધો પૈસો વધારે લઇ જાય તે કેમ ચાલે? ત્યારે પેલા ભાઇસાહેબે પોતાની ધણિયાણીને કહ્યું: "અલી સાભળે છે કે? તુંજ જરા તારૂં માથું મુંડાવી લે તો શું ખોટું?" બાયડીનું માથું ભલે મુંડાય પણ હજામને તો અધેલો નજ લઇ જવા દેવો! એવા માણસને ગંગા આદિ તીર્થનાં દર્શન કરવાનો તો શું, પણ પોતાનાજ ગામમાં આવેલા મહાદેવની પૂજા કરવાનો સ્વપ્નમાં પણ વિચાર આવતો નથી. તે પોતાના ઘરનાં બારણાં બધો વખત બંધનાં બંધજ રાખે છે અને કોઇ પરોણો આવી ચઢે તો તે માંહ્ય રહ્યો રહ્યો જવાબ દે છે કે, ઘરમાં કોઇ નથી. તુકારામ કહે છે કે ઓ મારા દેવ! ઉપર વર્ણન કર્યું તેવું વર્તન કરનારા જીવો આ સંસારમાં છે, તો પણ તું તેમનો ઉદ્ધાર કરજે; નહિ તો તેમને નરકવાસ કરવો પડશે એ વિચારથી મારા જીવને ભય લાગે છે.

૧૧૪૫-વર્તમાનકાળમાં પોતાનું શું થઈ રહ્યું છે તે જેઓ જાણે છે, પણ તેમાં ફેરફાર કરવા જેટલું જેમનામાં સામર્થ્ય નથી, તે લોકો પોતાનાં પૂર્વસંચિત કર્મોના ગુલામ છે. એવા લોકોને કોઇ ઉપદેશ દેવા જાય કે અરે ! તું પોતેજ દેવ છે, તો તેમ કરવાથી તેને લાભ થવાને બદલે ઊલટી હાનિજ થાય. એવા લોકો પોતાની મેળવેલી અષ્ટ મહાસિદ્ધિઓને મનમોજીપણે વાપરીને પોતાના કરેલા અનુષ્ઠાનનાં ફળ વ્યર્થ ગુમાવી દે છે. તેઓ પોતાની પેદા કરેલી પૂંજી દેહરૂપી બજારમાં વિષયના લોભની કિંમતે વેચી દે છે; અથવા તો મનુષ્યદેહરૂપી પૂંજી વિષયભોગના લોભને લીધે પ્રવૃત્તિરૂપી બજારમાં વેડફી મારે છે.

૧૧૪૬-મેં જે દુકાન માંડી છે તેમાં સૌને પસંદ આવે એવો માલ મેં ભરી રાખ્યો છે. હું તો વિઠોબાનો કોઠારી છું, તેથી કરીને જેને જે જોઇતું હશે તેને તેટલું હું મારી વાણીરૂપી પાલીઓ ભરી ભરીને આપતો જઇશ. કોની પાસે કેટલી કિંમતનો માલ લેવાનું સામર્થ્ય છે અથવા કયો માલ કોને લાયકનો છે તે બધું હું જાણું છું. તુકારામ કહે છે કે જે જેટલું મૂલ્ય આપશે તેને તેના મૂલ્યના પ્રમાણમાં ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ માલ હું આપીશ.

૧૧૪૭-હું બધા લોકોને હાંકો મારીને તેડાવું છું અને કહું છું કે ઝટપટ ચાલ્યા આવો-તાકીદ કરો. હું તો સૌને એમ પણ કહું છું કે પરમાર્થના વિષયમાં જેની જેટલી અભિરુચિ હશે તેને અમારી પંગતમાં બેસીને રુચિના પ્રમાણમાં ભોજન કરવાનો સુયોગ મળશે; કારણકે અમારે ત્યાં પ ક્તિભેદ જેવું કાંઇ છેજ નહિ. અમે અમારી દુકાનમાં પારમાર્થિક માલ ભરી રાખ્યો છે અને તેમાંની કોઇ પણ વસ્તુના કોથળાનું અમે મોઢું સીવી લીધું નથી.બધીજ ગુણોનાં મોઢાં ખુલ્લાં પડ્યાં છે અને જેને જે માલ ભરી

લેવો હોય તેને તે ભરી લેવાની છૂટ છે. માલ લેતી વખતે લેનારને અમારી રજા માગવાપણું પણ અમે રાખ્યું નથી. તુકારામ કહે છે કે આવા વેપારમાં તો મારો હાથ ઘણોજ કુશળ બની ગયો છે.

૧૧૪૮–હે મનુષ્યો! તમારી પાસે જે કાંઇ હોય તે તમે વેચવું હોય તો વેચી શકો છો; પણ તેના બદલામાં તમને જે દામ મળે તે વડે ઉત્તમ માલ ખરીદીને તેનો સંગ્રહ કરવા માંડજો. એવું કરવાથી કોટયવધિ જન્મમરણનો ફેરો ફક્ત એકજ જન્મમાં કપાઇ જશે. વળી તમારે અંતે જ્યાં જવાનું નિર્માણ થયું છે, ત્યાં તમારો માલ ખૂબ નફાકારક રીતે વેચાય એવી અગાઉથી ગોઠવણ કરી રાખજો. વળી તમે જે વેશ ધારણ કરો તે નકલી નહિ, પણ સાચેસાચોજ હોવો જોઇએ. તુકારામ કહે છે કે એવું કરવાથી તમારાં પાછળનાં સંચિત કર્મ અને વર્તમાન તથા ભવિષ્યનાં ક્રિયમાણ કર્મ–એ બેઉનાં ઋણ અને દારિદ્રયનો અંત આવી જશે.

૧૧૪૯–આ સંસારના લોકો એવા છે કે, જેનામાં કશાજ ગુણ ન હોય તેનું કહ્યું માનવાને સૌ તૈયાર થાય છે. એવા લોકો જ્યાં જાય ત્યાં તેમનું સન્માન થાય છે, પણ તે છતાં તેમના કહેવા મુજબ કોઇ ચાલતું નથી. તુકારામ કહે છે કે જેમનામાં ઉત્તમ પ્રકારના ગુણ હોય છે તેમને દુનિયાના લોકો ગાંડા ગણી કાઢે છે.

૧૧૫૦–લોકો મારૂં સન્માન કરે,એવા ગુણ તો મારામાં છેજ નહિ; એમ છતાં પણ જ્યારે તેઓ મારૂં સન્માન કરે છે ત્યારે મને મારા મનમાં લજ્જા આવે છે. અનાજ ભરવાની પાલી સેંકડો મણ અનાજ માપી માપીને ઠાલવતી જાય છે, તે પ્રમાણે હું પણ પારમાર્થિક વિષયની ચર્ચા કર્યે જાઉં છું; પરંતુ જેમ પેલી પાલીને અનાજના સ્વાદની કશી ખબર નથી, તેમ અનાજના સંયોગથી

તેને કશો લાભ થતો નથી; પરમાર્થના વિષયમાં મારૂં પણ તેવુંજ છે; હું જે પારમાર્થિક વિષયની ચર્ચા કરૂં છું તેનો લાભ હું લઈ શકતો નથી. આમ હોવાથી લોકોમાં મારી પ્રતિષ્ઠા થતી દેખીને મારાથી કહેવાઈ જાય છે કે એ પ્રતિષ્ઠાના ઉપર આગ પડો. કુમળા કાંટાની અણી દેખાય છે તો તીક્ષ્ણ, પણ જેવી તે દેખાય છે તેવી તે હોતી નથી. તેના ઉપર પગ મૂકી જોઇશું તો તે પગમાં ભોંકાશે નહિ, પણ નરમ હોવાથી ઊલટી વળી જશે. એવીજ રીતે ભીંતના ઉપર આલેખેલાં ચિત્ર ઉત્તમ રીતે શણગારેલાં દેખાય છે, પણ તેમાં જીવ ન હોવાથી માત્ર જોવાનાંજ છે. તુકારામ કહે છે કે હે દેવ! મને તારા સ્વરૂપનો અનુભવ નથી તેથી કરીને મારો જન્મારો એળે ગયો છે એવું મને લાગે છે.

૧૧૫૫૧-હું જે કાંઇ ઉપદેશ દઉં છું તે મારા મોઢાની મારફતે તુંજ ઉપદેશ દઇ રહ્યો છે; પણ તે છતાં તે સાંભળીને કેટલાક લોકોનાં મન દુભાય છે. જેને જે વિષયના પ્રતિ રુચિ હોય તેને તે વિષયની વાતો સાંભળવાની ઉત્કંઠા થયા કરે છે. માંદા માણસને કડવાં ઓસડિયાંનો ક્વાથ બનાવીને આપીશું તો તે મોઢું બગાડશે અને ક્વાથના પ્રતિ અણગમો બતાવશે; અને તમારે અમુક અમુક વસ્તુઓ તો ખાવીજ નહિ એવું વૈદ્ય કહી ગયા હોય છે, છતાં તે તેની તેજ વસ્તુઓને સારૂ માગણી કર્યા કરે છે. ઘરનાં કહે કે એ તમને નહિ આપીએ, ત્યારે તે રડવા બેસે છે. એમાં વૈદ્યના બાપનું શું જવાનું હતું ? તે તો જે ખરૂં હોય તે કહી છૂટે છે. રોગી તેનું કહેણ નહિ માને અને નહિ ખાવાનું ખાઇ બેસશે, તો તેજ જીવેથી જશે. રોગી ગમે તેટલો કકળે, પણ જે વસ્તુ તેને માટે કુપથ્ય હોય તે ખાવાની વૈદ્ય રજા આપેજ શી રીતે ? ઔષધની સફળતાનો આધાર પથ્યાપથ્યના પાલન ઉપર મુખ્યત્વે કરીને હોય છે. ધન, સ્ત્રી, પુત્ર, ઇત્યાદિની માયામાં

બંધાઇ જનારને નરકની પ્રાપ્તિ થાય છે. તુકારામ કહે છે કે, અરે ઓ મનુષ્યો ! મેં તો તમને બધાજ ઉપાય બતાવી દીધા. હવે તમને જે માર્ગ પસંદ આવતો હોય તેનું અનુસરણ કરવા તમે સ્વતંત્ર છો.

૧૧૫૨–વ્યભિચારની નિંદા થતી હોય તો તે સાંભળીને પતિવ્રતા સ્ત્રી મનમાં રાજી થાય છે અને તેજ શબ્દો વડે વ્યભિચારિણી સ્ત્રીને કાળજે ધક્કો લાગે છે; એટલા માટે હું કહું છું કે અશુદ્ધ આચરણના ઉપર આગ પડજો. જગતમાં જે શુદ્ધ હોય તેટલુંજ રહે અને બીજા બધાનો નાશ થઇ જાય એજ યોગ્ય છે. સદાચારી લોકોને પુરાણાદિ ગ્રંથોની કથા સાંભળીને આનંદ થાય છે અને તેથી ઊલટા સ્વભાવવાળા લોકોના મનને ક્લેશ થાય છે. યુદ્ધનો પ્રસંગ આવીને ઊભો રહે ત્યારે વીર પુરુષોના બાહુમાં સ્પન્દન થાય છે અને નામર્દ લોકોના મોતિયા મરી જાય છે. શુદ્ધ સુવર્ણની લગડીને જેમ જેમ પુટ દેતા જઇએ અને આગમાં તપાવતા જઇએ, તેમ તેમ તે વધારે ચળકી ઊઠે છે અને હલકી ધાતુ કાળી ઠીકરા જેવી થઇ જાય છે. તુકારામ કહે છે કે જેના માથા ઉપર હથોડાના ઝપાટા વાગે અને છતાં ભાંગે નહિ તેજ સાચો હીરો જાણજો.

૧૧૫૩–પોતે અવળે રસ્તે જતા હોય અને છતાં જો તેઓ બીજા લોકોને ખરો રસ્તોજ બતાવતા હોય, તેમનો જે કોઈ ઉપકાર ન માને તેના જેવો મૂર્ખ દુનિયામાં બીજો કોઈજ નહિ. પોતે ઝેર ખાધું હોય અને પોતાનો પ્રાણ જવાનો વખત આવે ત્યારે જેઓ બીજાઓને સાવધાન કરી દે કે આ વસ્તુમાં ઝેર છે, તમે ખાશો નહિ,' તે માણુસ લોકોના ઉપર ઉપકાર કરી જાય છે. એવી જ રીતે પોતે પાણીમાં ડૂબતો હોય પણ ડૂબતાં ડૂબતાં બીજા લોકોને ચેતાવી દે કે અહીં ઘણુંજ ઊંડુ પાણી છે, કેમે કર્યો તાગ

લાગતો નથી, તો તે માણસનો ઉપકાર માનવો જોઈએ. તુકારામ કહે છે કે આવી બાબતમાં કોઈએ જિદ્દ ન કરવી; પણ જે કોઇ આપણને ખરી શિખામણ દે, તેના અવગુણ તરફ નજર ન કરવી પણ તેનામાં જે ગુણ હોય તે ગ્રહણ કરી લેવા.

૧૧૫૪–જેના કુળદેવ પંઢરીનાથ હોય તેના ઘરમાં તેની દાસીને પેટે પણ મને જન્મ લેવો ગમે. હે દેવ! મને શુદ્ધ જાતિ, કુળ કે વર્ણની જરાય સ્પૃહા નથી. તારે મને જ્યાં જન્મ આપવો હોય ત્યાં ભલે આપજે, પણ હું જ્યાં જન્મ ધારણ કરું ત્યાં તું મને તારો દાસ બનાવી રાખજે. જે કોઇ 'વારકરી' થઈને નિયમિત રીતે પંઢરપુર જતો હશે, તેના ઘરમાં મને તેના ઢોર તરીકે પણ રહેવાનું ગમે. જેના ચિંતનમાં રાત્રિ–દિવસ એક વિઠ્ઠલજ રમી રહ્યા હોય, તેના પગનો જોડો સુધ્ધાં થવા હું રાજી છું. જેના આંગણામાં તુલસીનું વૃન્દાવન હોય તેને ઘેર તેના ઝાડુવાળાનું કામ કરવા પણ હું ખુશી છું. તુકારામ કહે છે કે આ એકજ ભાવના મારા મનમાં ઘર કરી રહી છે. એ સિવાય બીજી કોઇ ગતિની મને ઇચ્છાજ થતી નથી.

૧૧૫૫–હે દેવ! મારા અંતઃકરણમાં ભરાઇ બેઠેલી તમામ કામનાઓ, તૃષ્ણાઓ ઇત્યાદિનો તું નાશ કરી નાંખ અને તેમની ખાલી પડેલી જગ્યાએ તું તારી પ્રીતિથીજ મારા હૃદયને ઠસઠસીને ભરી દે. આશા, તૃષ્ણા, કલ્પના, ભાવના એ બધાંને તું એકદમ નિર્મૂળ કરી દેજે. આ દેહ તે હું છું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે એવા જૂઠા સંકલ્પ કરીનેજ હું બદ્ધ થઇ ગયો છું; તે દશામાંથી તું મને મુક્ત કર. મારી 'अहंवृत्ति' અને 'इदंवृत्ति' (આ હું અને આ તે) એવી વૃત્તિઓરૂપી બેઉ પક્ષ તમારા ચરણો આગળ જેવા એક બની જાય છે તેવું

લાગતો નથી, તો તે માણસનો ઉપકાર માનવો જોઇએ. તુકારામ કહે છે કે આવી બાબતમાં કોઇએ જિદ્દ ન કરવી; પણ જે કોઇ આપણને ખરી શિખામણ દે, તેના અવગુણ તરફ નજર ન કરવી પણ તેનામાં જે ગુણ હોય તે ગ્રહણ કરી લેવા.

૧૧૫૪-જેના કુળદેવ પંઢરીનાથ હોય તેના ઘરમાં તેની દાસીને પેટે પણ મને જન્મ લેવો ગમે. હે દેવ! મને શુદ્ધ જાતિ, કુળ કે વર્ણની જરાય સ્પૃહા નથી. તારે મને જ્યાં જન્મ આપવો હોય ત્યાં ભલે આપજે, પણ હું જયાં જન્મ ધારણ કરૂં ત્યાં તું મને તારો દાસ બનાવી રાખજે. જે કોઇ 'વારકરી' થઇને નિયમિત રીતે પંઢરપુર જતો હશે, તેના ઘરમાં મને તેના ઢોરતરીકે પણ રહેવાનું ગમે. જેના ચિંતનમાં રાત્રિ-દિવસ એક વિઠ્ઠલજ રમી રહ્યા હોય, તેના પગનો જોડો સુધ્ધાં થવા હું રાજી છું. જેના આંગણામાં તુલસીનું વૃન્દાવન હોય તેને ઘેર તેના ઝાડુવાળાનું કામ કરવા પણ હું ખુશી છું. તુકારામ કહે છે કે આ એકજ ભાવના મારા મનમાં ઘર કરી રહી છે. એ સિવાય બીજી કોઇ ગતિની મને ઇચ્છાજ થતી નથી.

૧૧૫૫-હે દેવ! મારા અંતઃકરણમાં ભરાઇ બેઠેલી તમામ કામનાઓ, તૃષ્ણાઓ ઇત્યાદિનો તું નાશ કરી નાંખ અને તેમની ખાલી પડેલી જગ્યાએ તું તારી પ્રીતિથીજ મારા હૃદયને ઠસ-ઠસીને ભરી દે. આશા, તૃષ્ણા, કલ્પના, ભાવના એ બધાંને તું એકદમ નિર્મૂળ કરી દેજે. આ દેહ તે હું છું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે એવા જૂઠા સંકલ્પ કરીનેજ હું બદ્ધ થઇ ગયો છું; તે દશામાંથી તું મને મુક્ત કર. મારી 'अहंवृत्ति' અને 'द्वंद्ववृत्ति' (આ હું અને આ તે) એવી વૃત્તિઓરૂપી બેઉ પક્ષ તમારા ચરણો આગળ જેવા એક બની જાય છે તેવું

આ મારા દેહની બાબતમાં પણ તમે કરી દો. જાતિ, કુળ અને વર્ણનું અભિમાન ખરી રીતે જોતાં મૃગજળનાં જેવાં મિથ્યા છે; છતાં તમે તેમને સાચાં જેવા શા માટે બતાવો છો? નાની છોકરીઓ ઢીંગલા-ઢીંગલીનાં લગ્ન કરે તેમાં જેટલું સત્ય છે તેટલુંજ જાતિ-કુળ ઇત્યાદિમાં છે. તેમને સાચાં કહેજ કોણ? જુદી જુદી ભાવનાઓએ મળીને ચિત્તની જુદી જુદી દિશાએ ખેંચતાણ કરવા માંડી અને એ ખેંચતાણમાંથી ઉત્પન્ન થયેલી માયાની જાળમાં હું સેરવાઇ પડયો અને પાયમાલ થઇ ગયો. હવે માયાના પ્રભાવથી હું એવું માનતો થઈ ગયો છું કે મારૂં ગોત્ર, મારી દોલત, મારાં માબાપ, મારાં ભાઇબહેન, મારી સ્ત્રી, મારાં પુત્રપુત્રીઓ, મારા મિત્રો અને સગાંઓ, એ બધાં જાણે ખરેખર મારાંજ છે; પણ જ્યાં કાળની સવારી આવી પહોંચી ત્યાં કોઇ કોઇનું થઇને રહેવાનું નથી અને એકબીજાનો પરસ્પર સંબંધ જાણે હતોજ નહિ એવું થઈ જશે. એવું સમજીને મેં સૌનો ત્યાગ કર્યો છે; એટલા માટે હે દેવ! હવે તમે તમારી ફેલાવેલી માયાજાળને સંકેલી લો તો ઘણું સારૂં. કેટલાકને હુ મારા પોતાના માનીને તેમને મારી પાસે રાખવા ઇચ્છતો હતો અને કેટલાકને પારકા માનીને તેમને મારાથી દૂર રાખવા ઇચ્છતો હતો, પણ વાસ્તવિક રીતે જોતાં કોઇ મારૂંય નથી અને કોઇ પરાયુ પણ નથી. અમુકનું પાલનપોષણ કરવું અને અમુકની સાથે લડવું-ઝગડવું, એ જૂઠી વાતોમાં પડવાની મને શી જરૂર? ફલાણો વધારે અને ફલાણો ઓછો, એવું માનવાનું મને કારણજ શું છે? આ બધો ભ્રમ તારી ફેલાવેલી માયાને લીધે થાય છે. એ તારી માયા એવી વિચિત્ર છે કે, તેના સ્વરૂપની મને કાંઇજ સમજણ પડતી નથી. તુકારામ કહે છે કે હે શ્રીપતિ! હું તારાજચિંતનમાં નિમગ્ન રહું છું એવું હું તારી સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક કહેવા તૈયાર છું.

· ૧૧૫૬-અરે મારા ભાઇ! તું બીજાની સાથે છળપ્રપંચ કરવામાં તો ઘણો ચતુર બની જાય છે; પણ તારા પોતાના હિતનો તો તું વિચાર સરખો પણ કરતો નથી અને તારૂં હિત લૂંટાઇ જાય છે તોપણ તેને લૂંટાઈ જવા દે છે. કંજૂસ લોકો પૈસો પૈસો કરીને ખૂબ દોલત એકઠી કરે છે, પણ તેનો તેમને શો ઉપયોગ? જેમ કૂતરાને કોઈ દૂધ પાય તો પીએ તો ખરો, પણ તે તેને પચાવી શક્તો નથી. કૂતરાનો એવો કુદરતી સ્વભાવજ હોય છે. તેવી રીતે અધમ લોકો જુવાનીમાં પ્રવેશ કરતાંની સાથેજ વિષયોન્મત્ત થઇ જાય છે. તેમના હાથ, પગ, કાન, આંખ વગેરે ઇન્દ્રિયો ઉન્મત્ત થવા માંડે છે. આવા લોકોને થતું શું હશે? શા માટે તેઓ નાહક છેતરાતા હશે? હાથમાં આવેલો મનુષ્યદેહ શું આ પ્રમાણે વેડફી નાખવા જેવો તુચ્છ પદાર્થ છે? કોઈ મનુષ્ય પોતાની પાસેનો પારસમણિ આપી દઇને તેના બદલામાં સ્ફટિકમણિ માગી લે, તેવી રીતે આ અવિચારી લોકો પોતપોતાની અશુભ વાસનાઓને તૃપ્ત કરવાના બદલામાં મનુષ્યજન્મને બહુજ સસ્તી કિંમતે વેચી દે છે. અગાઉના કોઈ કોઇ સિદ્ધ પુરુષોએ સેવન કરેલા પદાર્થોનું અધમ પુરુષો સેવન ભલે કરે; પણ ફળની પ્રાપ્તિ તો સૌના અધિકારના પ્રમાણમાંજ થાય છે. વરસાદનું પાણી તો સર્વત્ર વરસે છે પણ મોતી પેદા કરનારી છીપમાં પડેલા ટીપાનું મોતી બંધાય છે અને એજ પાણી કપાસના છોડવાં ઉપર પડે તો તેને ખરાબ કરી મૂકે છે; વળી એજ પાણીનું ટીપું સાપના મોઢામાં પડે તો તેનું ઝેર બની જાય છે; એવી રીતે પોતપોતાના અધિકારના પ્રમાણમાં ફળપ્રાપ્તિ થાય છે. કેટલાક લોકો એવા હોય છે કે ઘી, કેળાં અને ખાંડ ખાધા પછી ગળામાં આંગળી ઘાલીને ખાધેલું ઓકી કાઢે અને ઓકેલું જુએ; કારણકે તેમને એવી વિચિત્ર કુટેવ પડી ગઇ હોય છે. નાનું છોકરૂં

ભૂખ્યું થવાથી રડતું હોય, તેને પેટમાં ચૂંક આવતી હશે એમ ધારીને કોઇ તેના પેટને ઊના પાણીથી શેકે, તો તે પેલા છોકરાને ઊલટો વધારે રોવડાવે છે. તુકારામ કહે છે કે જે જેવાં કર્મ કર્મ કરશે તેને તેવાં ફળ મળશે.

૧૧૫૭–સાપ સુખડના વૃક્ષની નજીક પોતાનું રહેઠાણ બનાવે છે, પણ તે છતાં તેની સુવાસનો લાભ તે લઇ શકતો નથી; અને દેશ-વિદેશના દૂરદૂરના લોકો તેની સુગંધનો ઉપભોગ કરી શકે છે. હે દેવ ! એક જણ બોજો વહે અને બીજો માણસ તે વસ્તુનો ઉપભોગ કરે, એ ઘટના બેઉના પૃથક્ પૃથક પ્રારબ્ધને લઇને થયા કરે છે. ગાયના આંચળની પાસેજ બેસી રહેનારાં જૂવા અને બગાઇઓ જેવાં જીવડાં ગાયના દૂધનું સેવન ન કરતાં, તેના લોહીનેજ ચૂસ્યા કરે છે અને તેજ દૂધનો લાભ આઘેના લોકોને મળતો રહે છે. પાસે રહેનાર પ્રાણી દૂધથી વંચિત રહે છે અને છેટે રહેનાર તેનો ભોગવટો કરે છે. તુકારામ કહે છે કે સાપ અને જૂવાના જેવી જેમની બુદ્ધિ હોય છે તેમના કરતાં તો પથ્થરનો અવતાર વધારે સારો.

૧૧૫૮–હે દેવ ! મેં મારું મન, મારી વાણી અને મારો દેહ તમને સમર્પિત કરી દીધાં છે, તેનુ રક્ષણ કરવાનો ભાર હવે તમારા ઉપર છે. સંસારની સંગતિથી હું અત્યંત સંતપ્ત થઇ ગયો છું, તેથી હવે હું તારે શરણે આવ્યો છું. મને તારો શરણાગત સમજીને તું મારો ઉદ્ધાર કરજે. મારૂં પોતાનુ તો ખરી રીતે જોતાં કશુજ ન હતું; છતાં મારૂં માની લઇને તેનું રક્ષણ કરવાને ખાતર આજ દિન સુધી મેં ભૂલથી ભારે પરિશ્રમ કર્યો અને તેના બદલામાં ફોકટનો માનસિક કલેશજ વહોરી લીધો. તારી ભક્તિનો મર્મ નહિ સમજાયાથી મારી ઇન્દ્રિયો સ્વેચ્છા-

ચારી થઇ ગઇ અને નિષ્પ્રયોજન આમતેમ અથડાવા લાગી. જન્મમૃત્યુના ચક્કરમાં ભટકતાં ભટકતાં હું હવે અત્યંત શ્રમિત થઇ ગયો છું; એટલા વાસ્તે હે હૃષીકેશ! તું હવે મારો અંગીકાર કર. તુકારામ કહે છે કે મારૂં મન મારી ઇન્દ્રિયોના દરવાજામાં થઇને બહાર દોડી જાય છે, તેનું મારે હવે કરવું કેમ?

૧૧૫૯–પોતાને હાથે રાંધેલી રસોઇમાં કાંઇક પડી ગયું છે એવો વહેમ જો રાંધનારના મનમાં ભરાઇ જાય, તો તેનું જોઇને બીજાઓ પણ તે વહેમને વશ થઇ જાય છે. શ્રીહરિનો જે આનંદ છે, તેને તો કોઇ વિરલાજ સમજીને તેનો સ્વાદ માણી જાણે છે; ઘણાખરા તો તેને સમજી લેવાની રીત પણ ભૂલી ગયા છે એવું મને લાગે છે. જે પોતાના અંતઃકરણમાંથી સંકલ્પવિકલ્પનાં મૂળિયાં વીણી વીણીને ખોદી કાઢે છે, તેજ સાચા અર્થમાં સુખી અને મુક્ત છે. જેઓ બહારનો ઠાઠમાઠ કરીને લોકદેખાડો કરતા ફરે છે, તેઓ મલિનતા વડે પોતાનાં અંતઃકરણને ભરપૂર કરી રાખે છે. જેમની બુદ્ધિ ત્રણે કાળમાં સાવધાન રહે છે, તેજ સંધિપ્રકાશરૂપી આત્માને સાધ્ય કરવામાં સફળતા મેળવે છે. એથી ઊલટું જેઓ સંશયરૂપી સંધિની અંદર સપડાઇ જાય છે તેઓને તો પ્રકૃતિએ વેઠે પકડેલા વેઠિયાજ જાણવા. વિષમભાવના રહિત સમબુદ્ધિ વડે જેઓ દેવની સાથે સમાહિત અવસ્થામાં યુક્ત થઇ જાય, તેમનુંજ ધ્યાન વાસ્તવિક અને અખંડ કહેવાય; પણ જેઓ એક ઓરડીમાં ભરાઇને આંખો મીંચીને ધ્યાન અને સમાધિ કરવાની ચેષ્ટા કરે છે, તેઓ તો જૂઠો પાખંડ લઇ બેઠા છે. તુકારામ કહે છે કે જે કાંઇ પરમાર્થ સાધવાનો છે તેનું લક્ષ્યબિન્દુ તો એક શ્રીહરિના ઉપરજ સ્થિર થવું જોઇએ. પોતાનું તન, મન અને ધન તેમને સમર્પિત કર્યા વિના બાકીના કેટલાય ઉપાય આપણે કર્યેજ જઇએ, તોપણ તેમના તરફ શ્રીહરિ કદી નજર પણ કરતા નથી.

૧૧૬૦–મારૂં પ્રારબ્ધ અતિશય બળવાન છે; તે જોઇને હે પંઢરીનાથ! તું મારાથી બી બીને નાસભાગ કરતો ફરે છે! જ્યાંસુધી મને જ્ઞાન થયું ન હતું ત્યાંસુધી તો તેં મને ઓળખ્યો ન હતો, પણ હવે તું મને ઓળખી ગયો છે, ખરૂં ને? તું તારા એકાદ ભક્તને રાજી કરે છે અને બીજાની સાથે મોંઘાઇ કરે છે અને માન માગે છે. પણ તું યાદ રાખજે કે મારૂં પ્રારબ્ધ એવું બળવાન છે કે, તેની આગળ તારૂં કાંઇજ ચાલવાનું નથી, એમ સમજીને હવે હું તને કશી તકલીફમાં નાખવા માગતો નથી. હે ભોગાધિપતિ! અમારાં ક્રિયમાણ કર્મના ઉપર તારી સત્તા ચાલતી નથી;* અને જો એવુંજ છે તો હું તને ખાલી મહેનત આપુંજ શા માટે? તારી પાસે મારે કશો સ્વાર્થ સાધી લેવો તો છેજ નહિ, તો પછી હું તારી ભક્તિનો માર્ગ શા માટે છોડી દઉં? તારે મને ગમે તે જાતિ-કુળમાં જન્મ આપવો હોય તો સુખેથી આપજે. તું મારી અંદર રહેલા દોષોને જોઇને ગભરાય છે અને કદાચ હું તારી પાંસેથી કાંઈક માગી લઇશ, એવું તારા મનની અંદર ભૂત ભરાઇ ગયું છે અને તેથી પણ તું બીતો ફરે છે. તુકારામ કહે છે કે હે દેવ! તારે તારા મનની અંદર આવી-તેવી બાબતનો કશો સંકોચ રાખવોજ નહિ.

૧૧૬૧–લોકોના તરફથી પૂજા, સન્માન, પ્રતિષ્ઠા ઇત્યાદિ મળે તથા અનેક પ્રકારની સંપત્તિના ઉપભોગ દ્વારા શરીરને

* પોતાના મન ઉપર પડેલા તે અંધકારના જમાનાના કુસંસ્કારને ભેદીને તુકારામની શુદ્ધ અને સ્વતંત્ર બુદ્ધિમાંથી કોઇ કોઇ વાર સત્યની ચિનગારીઓ ચમકી ઊઠે છે. મનુષ્યનાં વર્તમાન કર્મ ઉપર ઇશ્વરનું પણ જોર ચાલતું નથી, એ મહાન સત્ય આ પ્રસંગે તુકારામ પ્રકટ કરે છે; જો કે સેંકડો વાર તે પ્રારબ્ધને નમીને વાત કરે છે. —સેવાનંદ

થનારાં તમામ સુખ પ્રાપ્ત થાય, પણ તે છતાં જો તારી પ્રાપ્તિ ન થઈ હોય તો એ બધીજ સંપત્તિ અને બધાજ ભોગ વાસ્તવિક રીતે કેવળ દુઃખરૂપજ છે. ત્યારે હે દેવ! તું મને દર્શન દે, મને દર્શન દે. અલ્યા! તું ઈટના ઉપર સ્થિર થઈને કેમ ઊભો રહ્યો છે? તારા પોતાના સદ્ભાગ્યે અને ઘણાં ઘણાં પુણ્યોને પ્રતાપે તને એ ઈટ ઊભા રહેવાને સારૂ મળી છે! હે દેવ! તારા દર્શન વિના બ્રહ્મજ્ઞાન નર્યું સૂકું ભાઠા જેવું અને અનાજ માપવાની પાલીના જેવું ખાલી માયાનું માપજ હોય છે. એવા જ્ઞાનને લઈને હું શું કરવાનો હતો? જો તારે મને દર્શન નથીજ આપવું, તો તારૂં એ બધું જ્ઞાન મારે મનથી ધૂળ બરાબર છે. આત્મસ્થિતિ સંબંધી વિચાર અને તેના દ્વારા થનારો આત્મનિશ્ચય એ બધી ઉધારના સોદાના જેવી વાતો છે; તેને લઈને હું શું કરૂં? મારે તો નગદ વસ્તુની ભૂખ છે, તેટલા માટે જ્યાંસુધી હું તારા ચતુર્ભુજ સ્વરૂપને મારી આંખે જોવા ન પામું, ત્યાંસુધી મારા મનને કરાર થવાનો નથી. ઋદ્ધિ અથવા અષ્ટમહાસિદ્ધિઓ અથવા શાસ્ત્રનિપુણતા, એ બધાંને લઈને હું શું કરૂં? જો તું મને દર્શન દેવાનોજ ન હોય તો એ બધાં મને ઊલટાં ભારરૂપ થઈ પડશે. તુકારામ કહે છે કે જો એક વાર મને તું મળી જાય તો પછી મારે સારૂ કઈ વસ્તુ દુર્લભ છે તે કહે. એટલા માટે ઓ મારા દેવ! મને તારા ચરણનાં દર્શન દે.

૧૧૬૨–હે દેવ! હું તારોજ છું એવું હું તને કહું છું, છતાં તું હજી સાચું માનતો નથી, ત્યારે મારો જન્મારોજ એળે ગયો. મને તેં એવો નિરુપયોગી જન્મ આપ્યોજ શા માટે? આવી હાલતમાં મારે કોનો આશ્રય લઈને મારા મનનું સમાધાન કરવું? અલ્યા ઓ વિઠ્ઠલા! તારૂં દર્શન તો મને થાય નહિ અને છતાં તું સર્વગત અને સર્વવ્યાપી છે, એવા લવારા સાંભળવાથી મને

શો લાભ થવાનો હતો? તુકારામ કહે છે કે હે પંઢરીનાથ! ત્યારે હવે તું મને અભયદાન દઈ દે.

૧૧૬૩–ઉદ્ધવ, અક્રૂર, વ્યાસ, અંબઋષિ, રુકમાંગદ, પ્રહ્‌લાદ વગેરે તારા અનેક ભક્તોને તેં તારૂં જે સ્વરૂપ બતાવેલું તે તું મને પણ બતાવ. તું મને તારૂં શ્રીમુખ અને તારા ચરણ જોવા દઈશ એટલે મારૂં અતિ ઉત્સુક થયેલું ચિત્ત ત્યાંજ સ્થિર થઈ જશે. હે હરિ! શ્રુતદેવ જનકરાજા અને બ્રાહ્મણ એ બેઉની પાસે જ્યારે તમે ગયા હતા ત્યારે બેઉના હાથમાં હાથ આપીને તમે કેવા શોભતા હતા! વળી વિદુરના ઘરની ભાજી તમે કેવા આનંદપૂર્વક આરોગતા હતા! સંકટને વખતે જ્યારે જ્યારે તમને પાંડવોએ સંભાર્યા હશે ત્યારે તમે તેમની વહારે કેવા દોડી ગયેલા! વળી રાજસૂયજ્ઞ વખતે જ્યારે દ્રૌપદી સૌને ભોજન પીરસતી હતી, તે વખતે તેની ચોળીનું નાડું છૂટી ગયું તે તમે કેવું બાંધી આપ્યું! તમે ગોપિકાઓની સાથે ક્રીડા કરી, ગાયો અને ગોપ લોકો તમારૂં શ્રીમુખ જોઈને કેવાં સુખી થતાં; તે તે સમયે તમે જે સ્વરૂપ ધારણ કરેલુ, તે સ્વરૂપનું, તે તમારા શ્રીમુખનું મને દર્શન કરાવો. તુકારામ કહે છે કે હે દેવ! જે જે તમારે શરણે આવે છે તેઓ બધા અનાથ ભિખારીઓ હોય છે; તેમના તમે સ્વામી અને મોટા દાતાર છો એમ મનમાં સમજીને તમે મારી ઇચ્છા પૂર્ણ કરો.

૧૧૬૪–હે હરિ! હું તારે દરવાજે ભિખારી બનીને ભીખ માગવા આવ્યો છું; ત્યારે હવે તું મને તારી કૃપાનું દાન દે. તારા નામસ્મરણના ઉપર પ્રેમ અને તેનો સ્વાદ લેવાની અભિરુચિ એ બે ઉત્તમ વસ્તુઓનું દાન તું મને દે; અને મારા શ્રદ્ધાન્વિત હૃદયની અંદર તું તારૂં આસન માંડીને બિરાજી જા. એ

પાંડુરંગ! આ જગતની અંદર તું એકલોજ કૃપાળુ છે, એમ સમજીને હું સર્વતોભાવે તારો શરણાગત થયો છું. ત્રિવિધ તાપ વડે મારી કાયા સંતપ્ત થઇ ગઇ છે; તેને શાંત કરવાનું એક માત્ર સાધન તારા ચરણ છે. દેહના સંબંધીઓથી અને લોકોની નિંદાથી હું અત્યંત પીડાઉં છું અને અધૂરામાં પૂરૂં મને તારા વિયોગની પીડા સાલે છે. તુકારામ કહે છે કે ઓ મારાં મા અને બાપ! હવે આ અનાથ તમારે શરણે આવ્યો છે, તેને તમે સનાથ કરો.

૧૧૬૫–ફક્ત મોઢા મોઢાનું વાચાળપણું કરીને જેઓ હરિનામના મહિમાનો સ્વીકાર કરતા નથી તેમની વાત હું કદી પણ માનવાનો નથી. જેમના અંતઃકરણમાં દેવના સંબંધમાં ભક્તિભાવ તો છેજ નહિ, અને ફક્ત બહારનાં ભક્તિનાં ચિહ્ન ધારણ કરીને પોતાને ભક્તમાં ખપાવવા મથે છે, અને જેમ બગલો માછલીનું ધ્યાન ધરે તેમ જેઓ આંખો મીચીને ધ્યાન ધરવાનો ઢોંગ લઇ બેઠેલા છે, જેમને દેવનાં દર્શનની ભૂખ તો મુદ્દલે છેજ નહિ અને જેમ ચોર બીજા લોકોનાં પોટલાં છોડીને ચોરી કરવાને તાકી રહે છે તેમ, જેઓ વિષયસુખની પ્રાપ્તિને માટે સદા તાકયા કરે છે; તુકારામ કહે છે કે એવા લોકોની સાથે મારો કદી સમાગમજ ન થાઓ અને એવાની સાથે બોલવાનો વખત પણ ન આવે તો ઘણું સારૂં.

૧૧૬૬–અરેરે! પોતાનું અમૂલ્ય આયુષ્ય વ્યર્થ વહી જાય છે એવો મનમાં વિચાર ન કરતાં, દિવસે દિવસે લોભનોજ જેઓ વધારો કર્યા કરે છે, એવા ક્ષુદ્ર બુદ્ધિવાળા લોકો દંભના આવરણને લીધે એવા ભુલાવામાં પડી જાય છે કે મૃત્યુ પોતાની સન્મુખ ઊભેલુંજ છે છતાં તેનું તેમને ભાન સુધ્ધાં હોતું નથી. તુકારામ કહે છે કે લોકો તેમના મોઢા આગળ મરી જાય છે તે તેઓ

જુએ છે, છતાં તેઓ પોતાની ભવિષ્યમા થનારી અવસ્થાને વિષે ચેતી ઊઠતા નથી! આવુ તેઓ શા માટે કરતા હશે તેની, તુકારામ કહે છે કે મને તો કાઇ સમજણ પડતી નથી.

૧૧૬૭–હે દેવ! મારામા જે અહભાવ અથવા 'હુ'પણ રહેલુ છે તેનુ નિરસન કરતાં અર્થાત્ તેને તદ્દન ટાળી નાખતા મને આવડતું નથી, એટલા માટે હવે હુ તારે શરણે આવ્યો છુ. સામાજિક વિષયોને લગતી તમામ આશાઓ, તૃષ્ણાઓ ઇત્યાદિને દૂર ફગાવી દઇને મે મારો જીવભાવ તમને અર્પણ કરી દીધો છે, આથી કરીને જેમની જેમની સાથે મારે દેહને લગતો સબધ હતો, તેઓ પૈકીનાં કોઇ હવે મારા નથી અને હુ તેમનો નથી. વિષયી તરીકેની મારી ઇચ્છાઓ અને મારા નાના પ્રકારના મોહ મે'મારા મનમાથી કાઢી નાખ્યા છે આવુ કર્યાથી હુ સર્વતોભાવે એક તમારોજ બની ગયો છુ જોએમજ છે તો હે મારા દાતાર! તમે ગમે તો મારો ઉદ્ધાર કરો અથવા મને મારી નાખો, તમારી મરજીમા આવે તેમ કરવા તમે સ્વતત્ર છો આજ સુધી જે જે જવાબદારીનો ભાગ મારે માથે હતો તે હવે આજથી તમારા માથા ઉપર આવી પડયો છે હુ તમારા ઉપર સપૂર્ણપણે નિર્ભર રહીને સુખરૂપ નિશ્ચિન્તપણે કાળ નિર્ગમન કરીશ જેમ કોઇ બાળકને માથે તેના માતાપિતા જીવતા હોય ત્યાસુધી તેને પોતાના ભરણપોષણને માટે કશી ફિકર–ચિન્તા કરવી પડતી નથી, તેમ મારે માથે તમે છો એમ જાણીને હુ બધી વાતે નિશ્ચિન્ત બની બેઠો છુ વેદની શ્રુતિઓનો આધાર લઇને જો મારે તમારા સ્વરૂપની શોધખોળ કરવાની ધારણા હોય તો મારે શ્રુતિઓએ બતાવેલા પાપપુણ્યની સાકડી અને ગૂચવણ ભરેલી ગલીઓમા થઇને પસાર થવુ પડશે, અને એમ કરતા પણ કેવળ શાસ્ત્રોનીજ સહાયતા વડે તમારી શોધમા સફળતા મેળવવાનો સભવ નથી,

વિધિ અને નિષેધની ગૂંચવણોમાં પુરાણોએ દર્શાવેલી વાટ તો ખરેખરી ભુલભુલામણી જેવી બની ગઈ છે. વેદને રસ્તે વળવું હોય તો અમારામાં ઘર કરી રહેલો અહંભાવ નડે છે અને ૐકારનું જે મૂળસ્થાન છે ત્યાં તો માયા પોતાનું થાણું જમાવીને તેને ચારે તરફથી ઘેરી વળી છે, તેથી કરીને તે તરફ વળવાની મારી હિંમત ચાલતી નથી અને એ રસ્તે સફળતા મળશે એવી મનમાં શ્રદ્ધા પણ ઉત્પન્ન થતી નથી. આથી કરીને એ બધોજ ગૂંચવાડાનો ઢગલો એક બાજુએ પડયો રહેવા દઇને મેં તો દૃઢ નિશ્ચયપૂર્વક તમારા નામનીજ કંઠી મારા ગળામાં ધારણ કરી દીધી છે. મારૂં શરીર, મારૂં મન અને મારી તમામ ઇન્દ્રિયો મેં તમારા ચરણ આગળ સમર્પિત કરી દઇને, હું તો એક તમારા ચરણોનો આશ્રય પામવાની મનમાં આશા રાખીને તેમની વાટ જોતો બેઠો છું; એટલે હવે તપ, તીર્થયાત્રા, દાન, યજ્ઞ આદિ કર્મોનાં અનુષ્ઠાન કરવાને સારૂ મારી પાસે નથી રહ્યા હાથપગ, નથી રહી ઇન્દ્રિયો અને નથી રહ્યું મન; એમાંની કોઇ પણ વસ્તુના ઉપર મારો અધિકાર રહ્યો નથી કે જેથી કરીને હું તેનો વ્યવહાર કરી શકું. મારે આ લોકની અથવા પરલોકની પણ સ્પૃહા રહી નથી. મારે મુક્તિ પણ જોઇતી નથી. હું તો તારી સેવામાં સદાકાળ યુક્ત રહું અને જન્મોજન્મ તેમ કરતોજ રહું, એવી યોગ્યતાની સાથે મને વારંવાર જન્મ આપ્યાજ કરજે. તુકારામ કહે છે કે માયામોહને લગતાં જે બંધનો છે અને જે માયામુગ્ધ જીવોને વહાલાં લાગે છે તે મને કડવાં ઝેર જેવા લાગે એવું કરજે.

૧૧૬૮–દેવનું નામ અત્યંત મધુર છે–અરે ભાઇઓ! તે અત્યંત મધુર છે. એ નામનો આધાર લીધાથી તમારી તમામ ઇચ્છાઓ પૂર્ણ થઇ જશે. બીજા રસ એવા છે કે તેમનું હદ ઉપરાંત સેવન કર્યાથી મોઢાની રસજ્ઞતા મરી જાય છે; વળી તેમનું સેવન

કરનારને ગળે મૃત્યુરૂપી પથ્થર બંધાઇ ગયોજ જાણવો; પણ હરિનામરૂપી રસ એવો છે કે તેના વડે જન્મમૃત્યુરૂપી સંસારનોજ ક્ષય થઈ જાય છે. તુકારામ કહે છે કે આવું મધુર વિઠ્ઠલનું નામ એજ મારૂં ભોજન છે.

૧૧૬૯-હરિનામજનિત આનંદ ચાખીને હું તૃપ્ત થઇ ગયો છું અને મને તેના ઓડકાર આવ્યા કરે છે; મને તેની પૂરેપૂરી તૃપ્તિ થઈ જતાં સુધી હું તેનો આહાર કર્યોજ કરૂં છું; વળી એકાંતમાં હરિની સાથે ક્રીડા કરવાનું સુખ પણ માણું છું અને તેની સાથે નાના પ્રકારની રમતો રમતાં મારૂં મન કદી ધરાતુંજ નથી. ચાલો, આપણે સૌ હરિનાં બાળકો ભેગાં મળીને અભેદભાવે એક બીજાની સાથે રમતો રમીએ, પણ પ્રપંચની જાળમાં સપડાઇ ન જઇએ, તેટલી વાતની સાવચેતી રાખવી પડશે, એટલો અમે નિશ્ચય કરી રાખ્યો છે. તુકારામ કહે છે કે તે સમર્થ દેવ કાળના પંજામાંથી આપણું સર્વંતું પોતાની સત્તાના જોરથી રક્ષણ કરશે અને તેના મોઢામાં આપણને ફસાવા દેશે નહિ.

૧૧૭૦-આપણી બધાની વચ્ચે જો પૂરેપૂરૂં એકત્વ હોય તો રમતમાં મજા ન આવે; એટલા માટે અમારા સમાન ભાવવાળા વૈષ્ણવભક્તોના સમાગમનું અમે સેવન કરીએ છીએ. કોઇ પણ જાતના વાજિંત્રના ઉપર ટકોરો માર્યાથી તેમાંથી એક જાતનો ચોક્કસ ધ્વનિ નીકળે છે, તે ધ્વનિ ઉપરથી તે કયું વાજિંત્ર છે તે ઓળખી શકાય છે. એ ધ્વનિના ઉપર લક્ષ ન આપીએ તો જુદા જુદા પ્રકારનાં વાજિંત્રોની ઓળખ કરવાનો બીજો કોઇ ઉપાય નથી. બે વાજિંત્રો દેખાય એક સરખાં, પણ તે છતાં બેઉ એકબીજાને સાંગોપાંગ મળતાં આવે એ બનવુંજ મુશ્કેલ. તુકારામ કહે છે કે એ ભેદ તો સંગીતવિદ્યામાં જેઓ પ્રવીણ હોય તેઓજ પારખી

શકે છે; બાકીના લોકો તો રમતની ખાતર રમતો રમે એટલુંજ.

૧૧૯૧–મને જેણે અહીં મોકલ્યો છે તેજ મારા હૃદયના ભાવને જાણે છે. હું તો ફક્ત ભાર ઊંચકનારો વૈતરોજ છું અને વૈતરૂં વહેવાના બદલામાં મારાં માબાપની પાસે મારૂં પેટિયું માગી લઉં છું. કોઇ મજૂરના હાથમાં આપણે અનાજ માપવાની પાલી આપીએ તેથી શું થઇ ગયું ? માપ અને મજૂર બેઉ એક બીજાથી અળગાં તે અળગાંજ રહેવાનાં. મારી તો તમામ ઇચ્છાઓ મારા પિતા પાંડુરંગ પૂર્ણ કરતાજ રહે છે. અમારૂં બાળકોનું તો એકજ કામ કે આપણાં માબાપની સાથે આનંદ અને કૌતુક સહિત લાડ કર્યાંજ કરવાં. મારાં માબાપ જે જે કામ કરે છે, તેમાં હું પણ મારો ભાગ ભજવું છું અને એ રીતે તેમની સાથે મારી રમત જારી રાખું છું. ફેર એટલોજ કે દાખલા તરીકે જ્યારે મારાં માબાપ ખરેખરાં ગાયભેંસનું પાલનપોષણ કરે છે, ત્યારે હું ગાયભેંસનાં માટીનાં રમકડાં વડે તેમનું અનુકરણ કરતો ફરૂં છું. તુકારામ કહે છે કે હું જે કાંઇ બોલું છું તે મારા મુખ દ્વારા વિઠોબાજ બોલે છે.

૧૧૯૨–અરે પાંડુરંગ ! તમે મારા મોઢામાં શા હેતુપૂર્વક વાચા મૂકી છે, તે તમે મને કહો તો કેવું સારૂં ? મેં પ્રપંચનો સમૂળો ત્યાગ કરી દીધો છે, ત્યારે હવે મારી આ શંકાનું સમાધાન કરવાને માટે તમારા સિવાય બીજા કોની પાસે જવું ? વાચા વડે માલિકની સેવા થાય છે એમ જાણીને મેં મારી વાચાને મારા સ્વામીને છેડે બંધાવી દીધી છે અને તેમનું સોંપેલું કામ હું કરતો રહું છું. તુકારામ કહે છે કે તે પોતે મને બધી વાતની સમજણ ન પાડે, ત્યાંસુધી હું તેના વચન ઉપર વિશ્વાસ રાખીને નિશ્ચિન્ત થઇને બેસી રહું છું.

૧૧૭૩-સેવકનો ધર્મ છે કે દેહમાં પ્રાણ હોય ત્યાંસુધી પોતાના માલિકની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. પોતાના માલિકના સિવાય બીજા કોઇની ધાક રાખવાની તેને જરૂરજ નથી. તેણે તો એકજ બાબતની કાળજી રાખવી જોઇએ કે, પોતાના સ્વામીએ જે સંદેશો કહેવાને તેને મોકલ્યો હોય તે સંદેશામાં જરા પણ ઓછાવત્તાપણું થવા પામે નહિ. પોતાના સ્વામીની સેવાને લગતી કાળજી રાખવા છતાં કદાચ તેમના પ્રતિ એકાદ અપરાધ થઇ જાય, તો માલિક બીજા કોઇને મોઢથી વજ્રને પણ ભેદી નાખે એવો કડકડતો ઉપદેશ તેને સંભળાવી દે છે. તુકારામ કહે છે કે જે સેવક હમણાં કહી ગયા તેવો હોય તેનેજ માલિક પોતાના સેવક તરીકે સ્વીકારે છે અને એવા સેવકનેજ માલિકનું આપેલું અન્ન ખાવાનો અધિકાર હોઇ શકે.

૧૧૭૪-હે શ્રીહરિ! તમે મને જે આજ્ઞા દીધી છે, તે વિષે તમને બીજીવાર પ્રશ્ન ન પૂછતાં હું તેને અનુસરીને નિરંતર વર્તન કરતો રહીશ; કારણકે હવે એકલા તમારા સિવાય મારે બીજા કોઇની સાથે સંબંધ છેજ નહિ. શ્રીહરિની આજ્ઞાનુસાર વર્તવામાં અમારે ચિન્તા કરવાનું કાંઇજ કારણ નથી; કારણકે અમારા માર્ગમાં જે જે વિઘ્નો ઉપસ્થિત થશે તે સર્વનું નિવારણ કરવાને માટે શ્રીહરિ સમર્થ છે. વિશ્વાત્મા શ્રીહરિ જે આપણને સુબુદ્ધિ પ્રદાન કરે છે, તેમનામાં કંઇ શક્તિની ઊણપ હોય? તુકારામ કહે છે કે મારાં દુઃખોનું નિવારણ કરવા પૂરતી સત્તા તેમના હાથમાં હોય નહિ, એવું તે કાઇ હોય?

૧૧૭૫-હું સમર્થ શ્રીહરિનો દાસ છું તેથી કરીને હું અતિ બળવાન છું, એમ સમજીને હું ખુદ કાળની સાથે યુદ્ધમાં ઊતરવાને સારૂ કછોટો મારીને તૈયાર થઇને ઊભો છું. જો કાળને

પણ હું ગણકારતો નથી તો પછી મનને વશ કરવું એમાં શું મોટો વાઘ મારવાનો હતો ? મેં તો અંધ અને જડ પ્રકૃતિનો વિચાર કરવાનું જ છોડી દીધું છે અને હું પોતે તેનાથી દૂરનો દૂર જ રહું છું. આ શરીરને લગતા અહંકાર વગેરે સાંસારિક ભ્રાન્તિઓનું મેં બલિદાન ચઢાવી દીધું છે અને પરમાર્થની સ્થિર ભૂમિકાને મેં મારે કબજે કરી લીધી છે. મારા વિજયમાં વિઘ્ન ઉત્પન્ન કરનારા કામક્રોધાદિક શત્રુઓનો તો મેં ક્યારનોય નાશ કરી દીધો છે. તુકારામ કહે છે કે એક પરમાત્માના સિવાય મેં બીજા બધાનેજ તૃણવત્ તુચ્છ માની લીધેલ છે અને ફક્ત એક પરમાર્થ તત્ત્વનો મેં આશ્રય ગ્રહણ કર્યો છે; એનો અર્થ એ થયો કે બીજા બધાને બાદ કરતાં બાકી અવશિષ્ટ રહેલી કેવળ પરમાર્થ-સ્થિતિજ કાયમ રહેવા પામી છે.

૧૧૭૬-હું તો એકલા વિઠોબાનું નામજ ગાઈ જાણું છું. એ સિવાય બીજા કોઇનું મારે કશું કામજ નથી. સૂક્ષ્મ અર્થાત્ ન સમજી શકાય એવા અને દુસ્તર અર્થાત્ જેમાં થઇને જવું અતિ કઠિન એવા વિકટ માર્ગ-પરમાર્થની સાધનાની વસમી વાટ ઉપર થઇને તેને પોતાના પગ તળે છૂંદતું-કચરતું રાજાનું ચતુ-રંગ સૈન્ય જેમ આગળ ને આગળ કૂચ કરતું જાય છે, તેવુંજ ભક્તિમાર્ગનું પણ સમજી લેવું. ભક્તિમાર્ગ રાજમાર્ગના જેવો સરળ અને ચોખ્ખોચટ રસ્તો છે કે જેના ઉપર થઇને જતાં કશી અડચણજ ન આવે. ભક્તિમાર્ગનું અનુશીલન કરતા જવું અને સૂમધુર વીણા, મૃદંગ, કરતાલ આદિ વાદ્યોનો મેળ કરીને તાલ અને સુરસહિત સંગીતનો આનંદ માણતા જઇને બ્રહ્મ-રસના પણ સાથે ઘૂંટડા ભરતા જવા, એ તે કાંઇ થોડા સુખનો વિષય છે ? તુકારામ કહે છે કે આ યોગની સહાયતાથી પંચ-મહાપાતકી જીવનું પણ એક ક્ષણમાં કલ્યાણ થઇ જાય છે.

૧૧૭૭-મારી જીભની ચપળતાને પ્રતાપે હું લોકોમાં એક બાહોશ વક્તા ગણાવા લાગ્યો છું, પણ પારમાર્થિક તત્ત્વ હજી મારા હૃદયમાં આવી વસ્યું નથી; એટલા માટે હે પંઢરપુરના રાજાધિરાજ પાંડુરંગ! મારૂં મન અત્યંત દુઃખી અને વિકળ થાય છે, પણ મારા અંતઃકરણની આવી દુર્દશાનો ખ્યાલ બીજા લોકોને કેવી રીતે આવી શકે? લોકોમાં મારી પૂજા-પ્રતિષ્ઠા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ મારા સ્વભાવમાં મિથ્યાભિમાનની વૃદ્ધિ થતી જાય છે. એનું પરિણામ એ આવે છે કે આગળ ઉપર થનારી મારી પારમાર્થિક સિદ્ધિનો એકદમ રસ્તોજ બંધ થઈ જાય છે. તુકારામ કહે છે કે હું દેહને લગતા અહંકારનો પૂરેપૂરો ગુલામ થઈ ગયેલો હોવાથી ખરેખરા પરમાર્થને લગતી સૂક્ષ્મ બાબતો મારી સમજમાં આવતીજ નથી.

૧૧૭૮-હે પંઢરીરાય! મને આ દેહાદિ પ્રપંચની જાળમાંથી તું બહાર કાઢીને મુક્ત કર. તું જો એટલું પણ નહિ કરે તો હું તારો દાસ કહેવાઉં છું તે કોકટમાં જશે. હું તો જાણી જોઇને પથ્થરની હોડીમાં ચઢી બેઠો છું અને એવી હોડીનો સ્વભાવજ પાણીમાં ડૂબી જવાનો અને અંદર બેસનારના પ્રાણની ખુવારી કરવાનો હોય છે. મનનો સ્વભાવ ઇન્દ્રિયોના તરફ દોડી જવાનો છે અને વળી અધોગતિએ જવા તરફ તેનું વિશેષ પ્રબળ વલણ હોય છે. તુકારામ કહે છે કે મારી હાલત તો આંધળાના જેવી છે. હે હરિ! મને તો હવે તુંજ રસ્તો બતાવે ત્યારે ખરૂં.

૧૧૭૯-કોઇ સાચી વાત કહે તો તેને કાને ધરીને માન્ય કરનાર માણસને સજ્જન સમજવો અને જે બીજાની સાથે છળ કરે તેને દુર્જન જાણવો. એકજ ગુણની જ્યારે બે જણની વચ્ચે વહેંચણી કરવામાં આવે છે ત્યારે જેનો જેવો સ્વભાવ હોય તેટલા

પ્રમાણમાં તે ગુણનો હિસ્સો તેને ભાગે આવે છે. સાત્ત્વિક સ્વભાવવાળા મનુષ્યો થોડા બોલા હોય છે અને લબાડી લોકો તો બધો વખત બકબક કર્યાજ કરે છે. જેમને હાથે પરોપકારનાં કામ થતાં હોય તેમને સારા લોકો જાણવા; અને જેમના દિલમાં દયા ન હોય તેવાને નઠારા સમજવા. પોતાનામાં કેટલી યોગ્યતા છે, તેનું ખરૂં માપ જે કાઢી શકે છે તેજ નરને જીવતો જાણવો. બાકીના તો લાકડાના ખૂંટાની જેમ કાંઈજ જાણતા ન હોય તેમને તો અધમજ કહેવા જોઈએ. તુકારામ કહે છે કે જેઓ મૂર્ખજ છે તેમને હિત-અહિતનો વિચાર આવેજ શી રીતે? તેમને તો ગાંડપણજ લાગુ પડેલું હોય છે.

૧૧૮૦-હે દેવ! જો તમારૂં નામ હું આનંદપૂર્વક ન જપી શકું તો તે હાથેજ મારી જીભ ખરી પડજો. મને તો તમારી પાસેથી આટલી એકજ વાતનું દાન જોઈએ છે—એકજ દાન જોઈએ છે; એ સિવાય મારે તમારી પાસે બીજું કાંઈજ માગવું નથી. તારા મહિમાનું શ્રવણ કરવું એ મારા કાનનો ધર્મ છે. જે ઘડીએ મારા કાન પોતાનો એ ધર્મ ન બજાવે, તે ઘડીએજ મને તમે બહેરો બનાવી દેજો. જે ઘડીએ મારી આંખો તમારૂં રૂપ ન જુએ તેજ ઘડીએ તમે તેને ફોડી નાખજો. જો મારૂં મન અહોરાત્ર તારા ધ્યાનમાંજ નિમગ્ન ન રહે તો તે મારા ચાંડાળ જેવા મનને ધિક્કાર હોજો અને તે બળીને ખાક થઈ જજો. મારા હાથપગ પણ જો તારી વાટે ગતિ ન કરે તો તે હાથપગ પણ શા કામના? તેઓ પણ ગળી પડજો. તુકારામ કહે છે કે તને ભૂલી જઈને જીવવાની મને ઈચ્છાજ થતી નથી. મને તો એક તારૂં નામજ પ્રિય લાગે છે.

૧૧૮૧-તમામ પ્રકારની ચિન્તાનો નિકાલ મારા ઉપરથી કઢાવી દઈને નિરાંતે ધ્યાનમાં બેસીને મારે શ્રીહરિનું ભજનજ

કરવું છે એવો જો તારા મનમાં વિચાર થતો હોય, તો તું યાદ રાખજે કે તારા માર્ગમાં વિઘ્ન ઉત્પન્ન કરવાને માટે આ સંસારના સમારંભની વચમાં રહેવાની આશા તારી સામે આવીને ઊભી રહેશે અને તારા આત્માને તેની મોહજાળમાં ગૂંચવી નાખશે. એમ કરતાં તું આખરે વિષયોની સંગતિમાં ફસાઇ ગયા વિના રહેવાનો નથીજ. આવી ચેતવણી હું તને એક વાર નહિ પણ ફરી ફરીને આપું છું, તે તું લક્ષમાં રાખજે. વિષયોમાં ફસાઈ ગયો, એટલે તું ફરી ફરીને જન્મમૃત્યુરૂપી સંસારના ખાબોચિયામાં ગરકી જવાનોજ. શરીર તો ફક્ત માયાનુંજ બનેલ છે, તેથી કરીને તે સદાય પ્રવાહવાન હોઇ ચાલુ ગતિ કરતુંજ રહે છે. વળી તારી અંદર અને બહાર ચોરડાકુઓ તો ઊભાજ છે. તેઓ પૈકી પ્રત્યેક ચોર તને પોતાના ભણી ખેંચી જવાનો પ્રયત્ન કરશે અને આવી સ્થિતિમાં ને સ્થિતિમાં તારા અલ્પ આયુષ્યના ચાર દહાડા પૂરા થઇ જશે. મહામૂલ્યવાન આયુષ્યની અવધિ પૂરી થઇ જશે કે જેની એક એક ક્ષણ એટલી કિંમતી છે કે કરોડો રૂપિયા ખરચતાં પણ મળી શકે નહિ. તારી આવી મહામોંઘી જિંદગી વ્યર્થ વહી જશે. તુકારામ કહે છે કે એટલા માટે તું સાવધાન થઇ જા અને તારા પોતાના હિતનો વિચાર કર. જો તું મારૂં કહ્યું નહિ માને તો આખરે એક દિવસ તારે પોકેપોક મૂકીને રડવાનો વખત આવશે તે યાદ રાખજે.

૧૧૮૨–ઓ મારી વિઠાબાઈ માવડી! તું તારા ભકતોના પ્રતિ દયા અને મમતા ભરેલી છે, તેથીજ તારા ભકતો તારા ઉપર મોહીને વારી જાય છે. તેં ગજેન્દ્રનો પોકાર સાંભળીને તેને વિપત્તિમાંથી છોડાવ્યો. હે જીવોના જીવ! પાંડુરંગા જનેતા! ત્યારે એવી રીતે તું મારી બૂમ સાંભળીને મારી પાસે દોડી આવ–અરે! મારી મદદે દોડી આવ. અરે વિઠ્ઠલ! ભકતોને મદદ કરવા માટે

તું ઘણોજ શ્રમ લે છે; કારણકે અંબ ઋષિને માટે તારે દસ દસ વાર જન્મ ધારણ કરવા પડ્યાં. એવીજ રીતે તારા ભક્ત પ્રહ્‌લાદને સારૂ તારે થાંભલામાંથી પ્રકટ થવું પડયું અને દૈત્યનો સંહાર કરવો પડયો; પણ એવાં કામ કરતાં કરતાં તેં તારા ભકતને તારા પ્રેમનું દૂધ પણ ધવરાવ્યું. વળી ઉપમન્યુને સારૂ તારે કેવું દોડવું પડેલું? તેને પણ તેં આખરે ક્ષીરસાગરમાં સ્થાન આપ્યું અને તારા પ્રેમનો પાનો કેવો પિવડાવ્યો? જ્યારે દુર્યોધનાદિ કૌરવોએ મળીને દ્રૌપદીને ભરી સભામાં ઘસડી આણી અને તેનાં વસ્ત્રનું હરણ કરવા લાગ્યા, ત્યારે તેં તેનાં વસ્ત્રનું રૂપ લઇને તેની લજ્જાનું રક્ષણ કર્યું. દુર્વાસા ઋષિ ધર્મરાજા યુધિષ્ઠિરની સાથે દગો કરવાના ઇરાદાથી વનમાં ગયા, તે વખતે દ્રૌપદીએ તમારી મદદને સારૂ પોકાર કર્યો, *જે સાંભળતાંની વારજ તમે તેની* મદદે દોડી ગયા અને તેની પાસેથી ભાજીનું એક ડાળખું માગી લીધું અને તેના વડે તમે દુર્વાસાને તૃપ્ત કરીને ધર્મરાજાનું રક્ષણ કર્યું. તુકારામ કહે છે કે હે મારી કૃપાવંત જનેતા! તું સ્વર્ગાદિ લોકોમાં પ્રાપ્ત થતા સુખોપભોગનો અને ચાર પ્રકારની મુક્તિઓનો ભંડાર છે, માટે તું મારો અંગીકાર કર.

૧૧૮૩–હે દેવ! હું જ્યાં જાઉં ત્યાં સર્વ સ્થળે તું મારી પાસેનો પાસેજ છે એમ જાણી લીધા પછી મારે તારા એકલાના સિવાય બીજા કોઇની સ્પૃહા રાખવાનું કશું કારણ છેજ નહિ. હે દેવ! તારા ચરણ આગળ મેં મારી કાયા, વાચા અને મારૂં મન, ત્રણે વાનાં સમર્પિત કરી દીધાં છે; તેથી હવે મારી દૃષ્ટિએ તારા સિવાય બીજા કોઇનું અસ્તિત્વજ રહેવા પામ્યું નથી. હવે મારે બીજા કયા પથ્થરમાં દેવભાવનું આરોપણ કરીને મારે તેને દેવ માની લેવો અને કયા પથ્થરના ઉપર પગ મૂકીને ચાલવું, તેની મને કાંઇ સૂઝ પડતી નથી; કારણકે મારી નજરે બધું એકાકાર

થઈ ગયું છે–બધેજ તું ને તું દેખાયા કરે છે. સર્વ યોનિઓમાં પણ તારીજ વ્યાપકતા છે. આવો પ્રત્યક્ષ અનુભવ મને જ્યારથી થઈ ગયો, ત્યારથી હું તો મારા મન વિષે તદ્દન ચિન્તારહિત બની બેઠો છું. આ મારા શરીરમાં પાણીનો અંશ છે તો ખરો; ત્યારે હવે તેને પાણી વડે ધોયાથી પાણીની સાથે પાણી મળી ગયું, તેથી કરીને મારાં કયાં પાપ ધોવાઇ ગયેલાં મારે માની લેવાં? બાહ્ય શુદ્ધિની નિષ્ફળતા મને સમજાઇ ગઇ, ત્યારથી પાપપુણ્ય ઉભયને ઉત્પન્ન કરનારી મારી વાસનાઓનેજ તેમનાં મૂળસહિત ઉખાડી નાખીને તને અર્પણ કરી દીધી. તું જનાર્દન હોઇ પ્રત્યક્ષ પિતૃ-સ્વરૂપ છે, ત્યારે મારે હવે જનોઈને સવ્ય અને અપસવ્ય કરીને કયા બાપનું શ્રાદ્ધ કરવું અને કયા પૂર્વજને પિંડના ગોળા આપવા? તેથી કરીને મેં તો આવી તેવી બધી ક્રિયાઓ કરવાનું પડતું મૂક્યું છે. તુકારામ કહે છે કે મેં તો આ મારા જીવંત દેહ-રૂપી પિંડ તને અર્પણ કરી દીધો છે અને તેથી કરીને હું તદ્દન બેફિકર બની બેઠો છું.

૧૧૮૪–હે મારા દાતાર! ચોર્યાશી લાખ યોનિઓમાં ભટકી ભટકીને હું અત્યંત શ્રમિત થઈ ગયો છું. હવે તો તું મને આ જન્મમૃત્યુરૂપી સંસારના બંધનમાંથી છોડાવે ત્યારે મને નિરાંત થાય. મારા ઉપર મારાં પૂર્વનાં સંચિત કર્મોનો ઢગલો એટલો મોટો થઇ ગયો છે કે મારાથી તેનો નિકાલ થઇ શકનાર નથી અને જ્યાંસુધી એ કર્મો પૈકી કોઇ કોઇ રહી ગયાં હશે, ત્યાંસુધી મારે આ હાડચામડાના બનેલા શરીરરૂપી પિંજરમાં ફરી ફરીને કેદી થઇને રહેવું પડશે. પ્રત્યેક યોનિમાં મને આવી મળનારાં મારાં માતાપિતા મારા જીવનાં સોબતી તો બને છે; પણ તેઓ મારૂં કશુંજ હિત ન કરતાં ઊલટાં મને કાળના હાથમાં સોંપી દે છે. યમના દૂત પોતાના હાથમાં યમપાશ અને દંડ આદિ ધારણ

કરીને બધો વખત મારી પાસેના પાસેજ બેઠેલા હોય છે. મારા કામક્રોધાદિ વિકાર મારી અંદર રહ્યા રહ્યા મને નરકની વાટ ભણી ઢસડી જાય છે અને મારાં પ્રારબ્ધ કર્મો જે હંમેશાં પૂંઠે લાગેલાંજ છે, તેઓ પણ મને પોતાની જાળમાં ગૂંચવીને નરક પ્રતિજ ધકેલતાં જાય છે. સંસારના બીજા બધા લોકો પણ મારા એ શત્રુઓના બની જઇને તેમનેજ મદદ કરતા રહે છે અને આખા સંસારમાં હું એકલોજ પરદેશી વટેમાર્ગુના જેવો એકલો નિઃસહાય થઇને ઊભો રહું છું. તુકારામ કહે છે કે ઓ મારા દેવ! મને તો હવે તારી એકલાનીજ ઓથ છે. તારા એકલાના ઉપરજ આશા અને ભરોસો રાખીને મેં બીજા કોઇની મદદની ગરજ રાખી નથી.

૧૧૮૫–દેવના ભક્તોને એકલા દેવજ વહાલા હોય છે. પોતાના દેવને બાદ કરીને બીજા કોઇની પણ ભક્તોને ગરજ હોતી નથી. એવા ભક્તો કોઇની સોબત કરતા નથી, તેમ તેઓ કોઇના સહકારી બનતા નથી; પરંતુ તેઓ તો આખા સંસારથી અળગા ને અળગાજ રહે છે. એવા ભક્તોને દુનિયાના લોકો કામનારહિત, ગાંડા અને માલ વગરના કહીને તેમને શા માટે પજવતા હશે? તેઓ બિચારા જંગલોમાં જ્યાં કોઇની પણ વસતી ન હોય એવાં એકાંત સ્થાનોમાં પડી રહે છે, તેથી કરીને તેઓ અમને પ્રિય છે, એવું કહેવાને કોઈ પણ તૈયાર થતો નથી. તેઓ સર્વાંગે ભસ્મ ચોળે છે, સવારમાં વહેલા ઊઠીને સ્નાન કરી લે છે; આ બધું જોઇને બધા લોકો તેમની નિંદા-મશ્કરી કરે છે. તેઓ પોતાને ગળે તુલસીની માળા ધારણ કરીને સૌથી આઘે એકાંતમાં જઇને બેસે છે, ત્યારે લોકો તેમને સંબોધીને કહેવા માંડે છે કે, "અરે! આ ચંડાળોને આવું શું ગાંડપણ લાગ્યું હશે?" ગમે તે જગ્યાએ બેસીને પોતાના ઇષ્ટ દેવનાં સ્તુતિગાન ગાતાં તેમને કશો ભય કે સંકોચ થતો નથી. તે

જોઈને તેમનાં માબાપ તથા ભાઇ-ભાંડુઓ તેમને ગાળો અને મહેણાંટોણાં મારવા આવે છે. તેમની પોતાની સ્ત્રીઓ પણ કહેવા લાગે છે કે, "વહાલાં મોઇ રાંડે (અર્થાત્ ભક્તોની માએ) આવા દીકરા તે શું ખાઇને જણ્યા હશે? તે કરતાં એ મૂઆ હીજડા હોત તો વધારે સારૂં થાત કે કોઈ બિચારી સ્ત્રીનો ભવ તો ન બાળત!" આવા ભક્તો જન્મથીજ તમામ લૌકિક વ્યવહારોથી વેગળા રહે છે. તુકારામ કહે છે કે જેમણે સંસારનો પૂરેપૂરો ત્યાગ કરી દીધો હશે તેઓજ સિદ્ધાવસ્થાની પ્રાપ્તિ કરી શકશે.'

૧૧૮૬-જે માટીની સાથે થોડીક કસ્તૂરી મળી ગઈ હોય તે માટી અને બીજી સામાન્ય માટી-એ બેઉ બરાબર કેવી રીતે કહેવાય? તેવીજ રીતે લોખંડના જે ટુકડાને પારસમણિનો સ્પર્શ થઇ ચૂકયો હોય, તેના સમાન બીજો સામાન્ય લોખંડનો ટુકડો શી રીતે ગણાય? તુકારામ કહે છે કે ભક્તની ન્યાતજાતના વિષે હું વિચારજ કરતો નથી. મારી નજરે તો હરકોઇ વિષ્ણુભક્ત ગમે તે જાતિનો હોય તોપણ તે પૂજ્યજ છે.

૧૧૮૭-મનુષ્ય માત્રના હૃદયમાંથી 'सोऽहम्' 'सोऽहम्' એવો અનાહત ધ્વનિ એકસરખી રીતે આઠે પહોર નીકળ્યાજ કરે છે; પણ જ્યાંસુધી કોઇ પણ વ્યક્તિ 'રામ'નામનો આશ્રય ગ્રહણ કરીનેભજન-સાધન કરે નહિ, ત્યાંસુધી તે સંસારને કેવી રીતે તરી જાય? જીવ માત્રના અંતઃકરણની અંદર અંતર્યામી તરીકે દેવ વ્યાપ્ત તો છેજ, પણ તે છતાં બીજા સગુણ દેવનો સાક્ષાત્કાર થયા વગર મુક્તાવસ્થા પ્રાપ્ત થતી નથી. સૌની અંદર જ્ઞાન છે તો ખરૂંજ; પણ ભક્તિ કર્યા વિના બ્રહ્મજ્ઞાનનો લાભ કદાપિ થતોજ નથી. યોગવિદ્યાને લગતાં અનેક આસનો, મુદ્રાઓ વગેરેની ક્રિયા બીજાના શીખવ્યાથી શીખી તો લેવાય,

પણ તે છતાં જ્યાંસુધી ઉન્મની અવસ્થાનો પ્રકાશ અંતઃકરણમાં ઉદિત ન થાય, ત્યાંસુધી તે આસનો અને મુદ્રાઓ બધાંજ વ્યર્થ જાણવાં. તુકારામ કહે છે કે દેહરક્ષણજ કરવું એવા મતનો કોઇએ પ્રચાર કરવો નહિ; કારણકે તેવું કર્યાથી નારાયણની પ્રાપ્તિનો રસ્તો બંધ થઈ જાય છે.

૧૧૮૮–મને તો કશુંજ અર્ધજ્ઞાન પ્રાપ્ત થયું નથી. હું જે જે શબ્દો મારે મોઢેથી બોલું છું, તે શબ્દો મારા પોતાના નથી; એટલા વાસ્તે તો હું તમારી–સંતજનોની વિનવણી કરૂં છું. તમારામાંથી કોઇ કોઇ મારા ઉપર ચીડાય છે પણ ખરા, પણ તેમાં હું શું કરૂં ? જે જે બોલ હું બોલું છું, તે તે મારા મોઢાની મારફતે પાંડુરંગજ બોલે છે. તે મારા સમસ્ત શરીરમાં વ્યાપી ગયા છે. હું તો ખરેખર મૂઢ છું. વેદ–વેદાન્તના અર્થનું પ્રતિપાદન કરવાને માટે જે જે વિચાર, યુક્તિઓ ઈત્યાદિ જોઇએ તે મારા પોતાના મગજમાં તો હોયજ કયાંથી? હું તો મારી બોબડી–તોતડી વાણી દ્વારા 'રામકૃષ્ણ હરિ, મુકુંદ મુરારિ' એવા શબ્દોનું કીર્તનજ કરી જાણું. તુકારામ કહે છે કે મને જ્યારથી ગુરુકૃપાનો આશ્રય મળી ગયો, ત્યારથી મારા યોગક્ષેમનો તમામ ભાર પાંડુરંગે પોતે ઉપાડી લીધો છે.

૧૧૮૯–સૌનું પાલનપોષણ કરવાનું કામ દેવનું છે, તેથી કરીને આપણે શું આઈશું, તેની ચિન્તા કરવાની જરૂરજ રહેતી નથી. પ્રાણી માત્રના પાપપુણ્યનો વિચાર કરવાનું કામ પણ દેવનું છે. અમારી દૃષ્ટિએ તો સૌ શુદ્ધજ છે. સંસારની ઉત્પત્તિ અને સંહાર કરવાનું કામ દેવની આગળ–પાછળ વળગેલાં છે; તેમાં ડહાપણ ડોળવાનું કે માથાં મારવાનું કામ આપણું નથી. દેવને માથે પુષ્કળ કામનો બોજો છે; અને આપણે તો બધો વખત

નવરા ને નવરા તુકારામ કહે છે કે જો વિચાર કરવા જઇએ તો એક દર રીતે દેવના કરતા આપણે અનેક ગુણમા ચડિયાતા છીએ

૧૧૯૦–હે દેવ! તારા ચરણની સેવા–ભક્તિ કરવાને માટે હુ પુન પુન જન્મ ધારણ કરૂ હુ હરિનામનુ કીર્તન કરૂ અને સતોનુ પૂજન કરૂ તથા તમારા મ દિરના મુખ્ય દ્વાર આગળની ધૂળમા આળોટુ, આવી રીતે આન દથી પરિપૂર્ણ અવસ્થામા હુ ભલે ગમે ત્યા પડયો રહુ બાહ્ય વૈષયિક સુખદુ ખ વગેરેનો મને કદી વિચારજ નથી આવતો બીજો કોઇ પણ ઉપાય મને માન્ય નથી અને હુ તેવાની ગરજ પણ રાખતો નથી હુ તેમના પ્રતિ સર્વતોભાવે ઉદાસીનજ રહીશ તુકારામ કહે છે કે મોક્ષ તો મારો પડયો બોલ ઉપાડી લેનારી મારી આજ્ઞાંકિત દાસી બનીને મારા ઘરમા રહે છે

૧૧૯૧–હે દેવ! તુ અને હુ એ બેમાથી ચડિયાતું કોણ તે જરા આપણે જોઇ લઇએ ચાલ, જો, જાણે હુ પતિત છુ એ વાતની તો કોઇ ના પાડતુ નથી, પણ તુ દીનાનાથ છે એ વાત તદ્દન જૂઠી છે હુ તારા ઉપર જે જે આરોપ મૂકુ છુ, તે સાધુ સતોના ઉદ્ગારોના આધાર લઇને મૂકુ છુ અને એવા એકેએક આરોપ હુ તારા મોઢા ઉપર મારવા શક્તિમાન છુ અમારા અ ત કરણમા ભેદાભેદની કલ્પના છે, તેનુ છેદન પણ તુ કરી શકતો નથી અમે અમારા દોષનો સ્વીકાર કરીએ છીએ, પણ અમારા માથી એ બધા દોષોને નાબૂદ કરવાનુ કામ જે તારૂ કહેવાય છે, તે તારાથી થતુ નથી મારા મન વડે તમામ દિશાઓ ભરાઇ ગઇ છે અર્થાત્ મારૂ મન તમામ દિશાઓમા દોડ દોડા કર્યા કરે છે વખતે તે તને પકડી લે, એ બીકથી તો તું સ તાતો ફરે છે તુકારામ કહે છે કે તારી અને મારી વચ્ચે નીતિ મ બ ધી તુલના કરવામા મારૂ મન પ્રવૃત્ત થયા કરે છે

૧૧૯૨-છળકપટયુક્ત ઉપર ઉપરની વાતો કરનારને દેવની પ્રાપ્તિ થતી નથી. તમારા મનના ઊંડાણમાં જે કાંઈ ગુહ્ય પણ ખરેખરો ભાવ હોય, તેને તમારે સ્પષ્ટ શબ્દોમાં યથાવત્ દર્શાવી દેવો જોઈએ. પ્રભુની સાથે વાર્તાલાપ કરવામાં જે પરમાનંદનો ઉપભોગ થાય છે, તે તો અંતઃકરણના ભાવ વડેજ અનુભવી શકાય છે. તુકારામ કહે છે કે જો તારે તારૂં પોતાનું હિત ત્વરાથી સિદ્ધ કરી લેવું હોય તો શુદ્ધ ચિત્ત વડે હરિનું ભજન કરજે.

૧૧૯૩-જ્યાંસુધી ચિત્તની અંદર આત્મબોધની દૃઢ પાયા ઉપર જમાવટ ન થવા પામી હોય ત્યાંસુધી, શાબ્દિક યુક્તિઓ દ્વારા કોઈ તમારી આગળ ગમે તેટલું બ્રહ્મજ્ઞાનનું પ્રતિપાદન કરી બતાવે, તોપણ તમને તેનાથી શુદ્ધ બ્રહ્માનુભવ થવાનો નથી. આત્માનુભવ તો થયો ન હોય અને તે છતાં ઉપર ઉપરની શબ્દ-જાળની રચના કરવી એ તદ્દન મિથ્યા છે. એમ કર્યાથી શબ્દજ્ઞાન સંપાદન કરવાનો પરિશ્રમ વહોરી લેવા ઉપરાંત બીજું કાંઈજ ફળ આવતું નથી. 'હું બ્રહ્મ છું' એવું તમે લોકોની આગળ બોલતા ફરો છો, પણ તમારા અંતઃકરણની અંદર વિષયસુખ ભોગવવાની વાસનાઓ બળી છે તેનો તમે વિચાર કરો છો ? અરે ભલા માણસ ! તું પોતે તો ભૂખે મરે છે અને અમૃત કેવું મધુર છે તેનું વર્ણન તું બીજાઓની આગળ કરતો ફરે છે.! તુકારામ કહે છે કે જ્યારે તારા પોતાનાજ અંતઃકરણમાં તૃષ્ણાની આગ હોલવાઈને શાંત થઈ જશે, ત્યારે તું પોતેજ નિરંતર કેવળ બ્રહ્મસ્વરૂપ છે એવો અનુભવ તને થવા લાગશે.

૧૧૯૪-ગંગાજળની અંદર કોઈ પ્રકારની મલિનતા હોતી નથી અને અમૃતમાં કશો દોષ હોતો નથી. સૂર્ય, દીવો અને હીરો એ ત્રણે પદાર્થો અંધકારને ઓળખતાજ નથી. ઊલટું એવું

બને છે કે જ્યાં એ ત્રણ પૈકી કોઇ પણ એક પદાર્થ હાજર હોય ત્યાંથી તો અંધકાર દૂર થઇ જાય છે. કપૂરને ગમે તેટલું બાળીએ, તોપણ તેમાંથી રાખોડી કે કોયલો બનેજ નહિ. સમુદ્રની અંદર ગમે તે પદાર્થ નાખીએ, તોપણ સમુદ્ર તેને સંઘરતોજ નથી અર્થાત સમુદ્ર તેને બહાર કાઢીને કિનારે ફેંકી દે છે. પારસમણિ અને ચિન્તામણિ બીજા કોઇ પણ પદાર્થના સ્પર્શથી બદલાઇ જતા નથી. તુકારામ કહે છે કે જેમ આકાશ સર્વત્ર પરિપૂર્ણ છે તેવાજ સંતો છે એમ જાણવું.

૧૧૯૫–પારસમણિ ધાતુને સ્પર્શ કરીને તેનું સોનું બનાવી દે છે કે નહિ? લોખંડનું લોખંડપણું અર્થાત્ તેનું કનિષ્ઠપણું પારસમણિના સ્પર્શથી ટળી જાય છે હે દેવ! ત્યારે મારા માથા ઉપરનું સંકટ દૂર કરવાની બાબતમાં તું જડ પારસમણિથી હારી જાય એવો શું તું શક્તિહીનજ થઇ ગયો છે? કલ્પવૃક્ષ મનથી કલ્પેલી કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ કરાવી દે છે અને ચિન્તામણિ મનમાન્યા પદાર્થનો લાભ કરાવી દે છે. ઉત્તમ ચંદનના સહવાસથી હલકી જાતનાં ઝાડમાં ચંદનની સુગંધ લાગુ પડી જાય છે અને તેઓ પણ તેની માફક સુગંધને ફેલાવો કરતા થઇ જાય છે. તુકારામ કહે છે કે હે અનંત! જે દાતાર છે તેને મનમાં સંકોચ હોય શાનો? માગનાર જે જે વસ્તુ માગે તેને તે તે વસ્તુનુ દાન કરવામાં દાતાર પોતાના હાથ કદી પાછા ખેંચતોજ નથી તે વાતનો તારે વિચાર કરવો જોઇએ.

૧૧૯૬–જે માણસ ફળફૂલનાં ઝાડને કાપી નાખે છે અને બાવળિયાનુ જતન કરે છે, તે પોતાના કયા ફાયદાનો વિચાર કરીને એવું કામ કરતો હશે? શું એમાં તેને કોઇ જાતનું સુખ મળતું હશે? ધાન્યનાં તમામ બીજને બાળી દેવાં અને કડવાં

કારેલાંનાં બીજની વાવણી કરવી તેના જેવી એ વાત છે. આગળ વધી શકાય એવો સુખસગવડ ભરેલો માર્ગ છોડીને કોઇ આડમાર્ગે જાય અને આખરે વનમાં અથડાઇ મરે તેને શું કહેવું ? કોઇ માણસ એવો હોય કે ઝેરી પદાર્થને અમૃત કહીને તે બ્રહ્મભોજન વખતે બ્રાહ્મણોને ખવરાવે, તે પોતાને ગળે બ્રહ્મહત્યાનું પાપજ વહોરે કે બીજું કાંઇ ? તુકારામ કહે છે કે આવા લોકોને આપણે શિખામણ દઇએ અને છતાં પણ જો તેઓ કાને ન ધરે તો તેમને મેથીપાક જમાડતાં પાપ ન લાગે.

૧૧૯૭–સંસારના ભયથી ત્રાસીને નાસી જવાને સારૂ દેવે કોઇ પણ ખાલી જગ્યા રહેવા દીધી નથી. હું જ્યાં જાઉં ત્યાં હુંનો હુંજ ઊભેલો છું. આંખો સંસાર મારાથીજ ભર્યો પડયો છે. ત્રણે લોકમાં મારાથી ખાલી હોય એવું એક પણ સ્થાન છે નહિ. હું અમુક ગામ જાઉં છું એવું કહેવું પણ વ્યાજબી નથી; કારણકે આપણે સ્વપ્નાવસ્થામાં કેટલે બધે દૂર ચાલ્યા જઇએ છીએ, પણ જાગીને જોઇએ છીએ તો આપણે ઘરમાં ને ઘરમાંજ સૂતા હોઇએ છીએ. તુકારામ કહે છે કે હે દેવ ! મેં તારૂં શું લઈ ખાધું છે કે તું મને આ પ્રમાણે સતાવ્યા કરે છે ?

૧૧૯૮–હે દેવ ! પતિતોને તારવાના કામમાં તમે આટલા બધા તત્પર કહેવાઓ છો, ત્યારે મારી એકલાનીજ બાબતમાં તમે આવા નિષ્ઠુર થાઓ છો તેનું કાંઇ કારણ ? જેવી રીતે તમે તમારા બીજા બધા ભક્તોની બાબતમાં કરતા આવ્યા છો, તે પ્રમાણે મારી બાબતમાં પણ કરો અને મને તમારા પ્રેમનું દાન દો. એકાંત સ્થળમાં બેસીને લોકોને ખાંડ-ઘીનાં પકવાન પીરસવાં અને જ્યાં દશ જણની પંગત પડી હોય ત્યાં સૂકા રોટલા પીરસવા નીકળવું એ કાંઇ તમારા જેવાને માટે યોગ્ય કહેવાય ?

પોતાની પાસે નાણું હોય, તે તો લુગડાંની ગાંઠે બાંધીને સાચવી રાખવું અને પછી કહેવું કે તું અને હું બેઉ એક છીએ, એમ કહેવાનો કાંઈ અર્થ છે ખરો કે? જેમને તમે તમારા પોતાના અંગો છો તેમના તરફ એક પ્રકારનું વર્તન અને પારકાઓના પ્રતિ તેથી જુદા પ્રકારનું વર્તન, એવો ભેદભાવ કરવો તમને શોભતો નથી. તુકારામ કહે છે કે તમારી અને મારી વચ્ચે આડે આવનારી ભેદબુદ્ધિ હવે ટાળી નાખો તો ઘણું સારૂં.

૧૧૯૯–હે દેવ! હું તો મારા ચિત્તને તમારા ચરણ આગળ મૂકી દઈને તરી પાર ઊતરી ગયો છું; પણ હે કેશિરાજ! તમે જૂઠા છો; તમારો પાર હું પામી શકતો નથી. હું મારો તમામ વ્યાપાર, મારી તમામ પ્રવૃત્તિ તમને અર્પણ કરી દઈને બંધન-રહિત બની ગયો છું. મારી ઇન્દ્રિયોની મેં હોળી સળગાવી અને સમસ્ત સંસારનું બલિદાન તમારે ચરણે ચઢાવી દીધું છે. તમારૂં વિસ્મરણ મને કદાપિ થનાર નથી. તુકારામ કહે છે કે મેં મારા દિલનો પ્રેમ કોઈ પણ એક વ્યક્તિને આપ્યો નથી અર્થાત્ તમારા સિવાય મેં મારો પ્રેમ બીજી એક પણ વ્યક્તિને અર્પણ કર્યો નથી.

૧૨૦૦–હે દેવ! હું પતિત છું એમ જાણીને હું તારે શરણે આવ્યો છું અને રાત–દહાડો તારૂંજ ચિંતન કરતો રહું છું. જો મારી હાલત આવી ન હોત તો તારો આશ્રય માગવાની અને તારી આગળ ટહેલ નાખવાની મને શી જરૂર હતી? હે નારાયણ! જો મારો ઉદ્ધાર કરવાને સારૂ તારે જે કાંઇ કરવું ઘટે છે તે કરવાનો તારો ઇરાદો નજ હોય, તો તેને બદલે તારે શું કરવું છે તે તું મને કહી નાખ. એક જણને આશ્રય આપવો અને પછી તેને બીજાની દયા ઉપર છોડી દેવો એ તારા જેવાને માટે ઘણું લજ્જત-

સ્પષ્ટ કહેવાય; ત્યારે તું મારો અંગીકાર કરતાં વાર લગાડે છે તેમાં અન્યાય કોનો ? મોઢામોઢાનું બળ અને શૌર્ય જગતની આગળ બતાવતા ફરવું તેનો શો ઉપયોગ ? પોતાના ઘરના આંગણામાં પાણીનું પરબ માંડવું તેમજ અન્નક્ષેત્ર ખુલ્લું મૂકવું અને પછી પાણી પીવાને અથવા અન્ન માગવાને આવે તો તેને લાકડી લઈને મારવા જવું, એવું કરનારને સંસારમાં કદી પણ યશ મળતો નથી. લોકો તેની વાત ઉપર કદી વિશ્વાસ મૂકતા નથી. તું પણ ઉપર કહ્યા તેવા માણસના જેવુંજ આચરણ કરે છે, તે તારે માટે ઘણું હીણ-પત ભરેલું છે. જે પ્રત્યક્ષ છે તેને પ્રમાણની શી જરૂર ? આપણે આપણું મોઢું આરસીમાં જોઈ લીધા પછી બીજાની આંખોનો પુરાવો સાચો માનવાની જરૂરજ શી ? તુકારામ કહે છે કે મારો મોક્ષ થયો કે નથી થયો તે બાબત મારે બીજાનો અભિપ્રાય પૂછી જોવાની શી જરૂર ? હું પોતે શું નથી સમજી શકતો ?

૧૨૦૧–હવે બાળપણમાંથી બકાસુર, ગર્દભાસુર ઇત્યાદિ દૈત્યોને મારી નાખીને તેમના વંશનું નિકંદન કરી નાખ્યું; પણ એવું પરાક્રમ તું મારી નજર આગળ કરી બતાવ એવી મારી તેની આગળ માગણી છે-એ મારી માગણી છે. નંદનો કુંવર શ્રીકૃષ્ણ મારા જીવને અત્યંત પ્રિય છે. જેણે પોતાની ટચલી આંગળીના ઉપર ગોવર્ધન પર્વત ઊંચકી રાખીને તેની નીચે આખા ગોકુળનું રક્ષણ કર્યું, ભૌમાસુર નામના અસુરને મારીને તેના કબજામાંથી ગોપીને છોડાવી, જેણે મથુરાનું રાજ્ય ઉગ્રસે-નને આપી દીધું, લાક્ષાગૃહમાંથી જેણે પાંડવોનું ભારે બુદ્ધિ-ચાતુર્ય વડે સંરક્ષણ કર્યું અને ગુફામાંથી તેમને બહાર કાઢયા તે દેવ, તુકારામ કહે છે કે પોતાના ભક્તોના પ્રતિ અતિ કૃપાળુ છે અને દુષ્ટ જનોનો નાશ કરતી વખતે કાળસમાન ભયંકર છે.

૧૨૦૨–હે દેવ! મારી જીભ તારા સિવાય બીજા કોને દેવ

કહેવાની હતી? જો તે બીજાની દેવ તરીકે સ્તુતિ કરે, તો હું કહું છું કે તે રાંડ ખરી પડશે અને તેના સો સો ટુકડા થઇ જશે. મનમાં કોઇ વાતની ઇચ્છા રાખીને જો તે કોઇની આગળ લવ લવ કરવા લાગે તો તે જીભને અપવિત્ર જાણવી. તુકારામ કહે છે કે પોતાની કેડે હાથ રાખીને ઊભા રહેલા દેવનું મને કદી પણ વિસ્મરણ ન થાઓ! [ આ અભંગનું અનુસંધાન નીચેના અભંગ સાથે છે.]

૧૨૦૩–હે દેવ! હું સર્વતોભાવે તારૂં નામસ્મરણ કરતો રહું છું. એ એકજ મારો વ્યવસાય છે. મને તેનું કદી પણ વિસ્મરણ ન થાઓ. હવે મારે માટે બીજું કોઇ પણ કર્તવ્ય બાકી રહી જતું નથી અને મારા તરણોપાયની બાબતમાં મારે કશી ફિકરચિન્તા કરવાનું પ્રયોજન રહેતું નથી. હું ગમે તો મારા આસન ઉપર બેઠો હોઉં અથવા ઊંઘી ગયો હોઉં અથવા ભોજન કરતો હોઉં–ગમે તે કરતો હોઉં તોપણ હરિનામ સિવાય બીજી કોઈ પણ બાબતનો વિચાર પણ મને નથી આવી શકતો અને મારા ધ્યાનમાં હરિનામ સિવાય બીજા કોઇ પણ વિષયની છાયા પણ નથી પડતી. તુકારામ કહે છે કે હે કૃપાનિધિ! મારી પ્રપંચને લગતી તમામ પ્રકારની ઉપાધિઓને તમે નિર્મૂળ કરી દીધી છે.

૧૨૦૪–હું કોઈ પણ કારણસર તમારા સિવાય બીજા કોઈનો પણ નથી, એ ભાવ હવે મારી બુદ્ધિમાં સ્પષ્ટ રીતે વસી ગયો છે, એટલા વાસ્તે હે દેવ! મેં નિશ્ચયપૂર્વક મારા જીવને તમારા ચરણ આગળ સમર્પિત કરી દીધો છે. આ શરીર પંચભૂતાત્મક હોવાથી ઘઉંની ઉપરના પોપટાની જેમ ભાગી જાય એવું છે. એનું ગમે તેટલું જતન કરો તો આખરે કોઈનું કાંઇજ ચાલતું નથી, ત્યારે જતન કરવાનું પ્રયોજનજ શું? તુકારામ કહે છે કે હે દેવ!

આ સર્વ માયિક ફેલાવો વ્યર્થ હોવાથી બોજારૂપ છે એવું હવે મને સમજાઇ ગયું છે.

૧૨૦૫–પોતાના હાથમાં દોરડું પકડીને આ સાપ છે એવું કહીને નાના અજ્ઞાન બાળકને બિવડાવી શકાય છે, પણ દોરી તે દોરીજ છે. તે કોઇ કાળે ખરેખરો સાપ થઇ શકતી નથી. જ્યારે અજ્ઞાની વ્યક્તિને પણ ખરી પ્રતીતિ થઇ જાય અને તેને સર્પ અને દોરીની વચ્ચેનો તફાવત સમજાઇ જાય, ત્યારે ડરાવનાર અને ડરનાર બેઉને દોરીની એક સરખીજ પ્રતીતિ થાય છે. હે હરિ! તમારી અને મારી વચ્ચે પણ આવીજ જાતનો ભ્રાન્તિનો પડદો આવી ગયો છે. હું મૃગજળની અંદર ડૂબી મરૂં છું અને તેમાંથી તરીને બહાર નીકળવાનો ઉપાય શોધી રહ્યો છું. હાથના, કાનના અને ગળાનાં ઘરેણાં એ સુવર્ણનાજ વિવિધ પ્રકાર છે. મૂળે તો તે એક સુવર્ણજ છે અને સુવર્ણ સિવાય બીજું કાંઇજ નથી. જુદા જુદા ઘાટનાં ઘરેણાંને ભઠ્ઠીમાં ઘાલીને ઓગાળી નાખીએ તો બાકી એકલું સોનુંજ રહી જશે. તુકારામ કહે છે કે જેમ બાજીગર ખોટી વસ્તુને ખરી જેવી બતાવીને લોકોને ભ્રમમાં નાખે છે તેમ તું મને ભુલાવામાં નાખીશ નહિ.

૧૨૦૬–હે દેવ! હવે હું તારૂં નામ પણ લેનાર નથી, તો પછી તારૂં બતાવેલું કામ તો કરૂંજ શાનો? તેનું કારણ એ છે કે તારામાં અમુક ગુણ છે અને અમુક દોષ છે, એવું કહેવા જતાં ફક્ત શબ્દનોજ આડંબર થાય છે; ત્યારે હવે તારા 'જેવાના ઘર આગળ કોણ માથાકૂટ કરવા જાય? તુકારામ કહે છે કે હું જ્યાં છું ત્યાંજ તું ને હું બેઉ એક તો છીએજ ને?

૧૨૦૭–હે દેવ! તારા બધાજ વ્યવહાર જૂઠા છે; આથી કરીને હવે હું તારે રસ્તે જનાર નથી; કારણકે તારૂં એક નામ

તો છેજ નહિ. તેં તારે સારૂ હજારો નામ ઘડી રાખ્યાં છે, તેથી કરીને તને મારે કયા નામથી બોલાવવો, તેનો કાંઇ નિશ્ચયજ થતો નથી. વળી અમુક ઠેકાણે જઇએ તો તારી ભાળ લાગે એવું પણ કાંઇ છે નહિ. તું તો અમારી સાથે આખા વિશ્વમાં સંતાકૂકડી રમતોજ ફરે છે. તુકારામ કહે છે કે હે દેવ ! મારે સારૂ તું ઘણી ઘણી ચેષ્ટાઓ કરે છે તે હું જાણું છું.

૧૨૦૮-હે દેવ ! તું તારા પતિતપાવનપણાનો તદ્દન ઢોંગ લઇ બેઠો છે. તારા ભક્તોએ કરેલી સેવાના ઋણના ભાર નીચે તું દબાઇ ગયો છે. તારા લેણદાર એક બે નહિ, પણ પાર વિનાના છે. હે દેવ! ઓ મોહક પૂતળા ! તેં અનેકને લોભ-લાલચ બતાવીને ફસાવી માર્યા છે. તુકારામ કહે છે કે મારે તો હવે તારી સાથે કશો વ્યવહાર રાખવો નથી અને તારી સાથે બોલવું પણ નથી.

૧૨૦૯-હે દેવ! તેં આજ સુધીમાં અનેક લોકોને જૂઠીઆશા બતાવીને તેમનો સર્વનાશ કરી નાખ્યો છે. તું એવો કુભાંડી છે. તું લબાડ છે-લબાડોનો શિરોમણિ છે. સૌને ફસાવી મારનાર તું વળી અમને મળી ગયો ! મારી સેવાનું ઋણ જે તારા ઉપર ચઢી ગયું છે અને જે તું હમેશાં બાકીજ રાખતો આવ્યો છે, તે બાબતનો પુરાવો આપતી વખતે હું નરમાશથી બોલવાનો નથી. તુકારામ કહે છે કે હે દેવ ! તારા જેવા નાગાને લઇને હું શું કરૂં? તું તો આખરે સૌને પોકેપોક મુકાવીને રડાવે એવો છે.

૧૨૧૦-હે દેવ ! તને કશી લાજશરમ નથી તેમ કશો વિચાર કરવા જેટલી પણ તારામાં અક્કલ નથી. ભરબજારમાં લોકોની આબરૂ લૂંટે એવો તું બેશરમ છે. જેઓ તારા જેવા નાગા હોય તેઓજ તારી સાથે મેળ કરે અને તેમનેજ તારી સાથે બને. તું તો લોકોની લંગોટી કાઢી નંખાવીને તેમને ખાસ્સા નાગા બનાવી દે છે અને તેમની કને જે કાંઇ માલમિલકત હોય તે બધી તું

લૂંટી લે છે. તુકારામ કહે છે કે અરે એ ચોર ! આ મારૂં અને આ પારકું એવો વિચાર પણ તું કરતો નથી !

૧૨૧૧-હે દેવ ! તારૂં મૂળ શોધવા સારૂં અમે આખું જગત, આખી દુનિયામાંનાં તમામ ઘર, ઝૂંપડાં, ખોરડાં બધાંજ જોઇ વળ્યા, પણ તારૂં ઠેકાણું હાથ લાગ્યું નહિ. તું તો સદાકાળ તારી મરજીમાં આવે ત્યાં રહે છે, છતાં તું તેના સંબંધમાં ઉદાસીન વૃત્તિ રાખે છે. તું નથી જાગતો અને નથી ઊંઘતો; તું નથી તૃપ્ત અને નથી ભૂખ્યો. તુકારામ કહે છે કે તું કોઇને કાંઇ કહે છે તે પણ વગર પૂછયે અને વગર સમજ્યે મરજીમાં આવે તેવું બોલે છે.

૧૨૧૨-જે કૂતરાને તેનો માલિક લાડ લડાવે છે, તે જ્યાં જાય ત્યાં તેની પાછળ પાછળ ભમ્યા કરે છે. હે દેવ ! મારી પણ તે કૂતરાના જેવીજ અવસ્થા છે. હું તો પહેલેથી તારી પાસેનો પાસેજ રહેતો આવ્યો છું. કૂતરાનો માલિક જ્યારે ભોજન કરવા બેસે છે, ત્યારે તે કૂતરો પણ તેની પાસે બેસીને પૂછડી પટપટાવવા મંડે છે. તુકારામ કહે છે કે હું આવું કરીશ તો મારો માલિક મારા ઉપર ગુસ્સો કરશે, એ વાતનું તે કૂતરાને ભાન હોતું નથી.

૧૨૧૩—મારી વિચારહીન બુદ્ધિમાં જેવું આવે છે તેવું હું તારા બારણા આગળ બેસીને લવલવ કરતો જાઉં છું. હે પુરુષોત્તમ ! તું મને તેમ કરવા માટે માફી આપશે કે નહિ તેની મને સમજણ પડતી નથી. મારી જીભ તો એવી થઇ ગઇ છે કે વખત કવખતનો વિચાર કરતી નથી અને એમ ને એમ લવલવ કર્યાજ કરે છે. તુકારામ કહે છે કે વળી લોકલજ્જાની પણ મને હવે કશી દરકાર રહી નથી.

૧૨૧૪-પરમાર્થને અર્થે પોતાના જીવનું અર્પણ કરી દીધાથી સંસારનો ક્ષય થઇ જાય છે. આવું હું જે કહું છું તે નારાયણની

સંગતિમાં ઊભો રહીને બોલું છું; આથી કરીને હવેથી મને જન્મ-મરણની સાથે કશું લાગતું વળગતું નથી; તેમ કોઈની પાસે કશું માગવાની પણ મને ગરજ રહી નથી. હવેથી મારો જન્મ થવાનો નથી. દેવ પણ મારી કહેવડામણની વાટ જોયા વગર મારું જન્મ-મરણનું દુઃખ નિર્મૂળ કરી દેશે. તુકારામ કહે છે કે મારાં જન્મ-મૃત્યુનું મૂળજ ઊખડી ગયું છે કે જેથી તેમાંથી ફરીથી ફણગો ફૂટવાનો સંભવ નથી.

૧૨૧૫–હે પંઢરીનાથ! હવે તમે મારા ભયને દૂર કરો. હે મારા સ્વામિન્! હું તમારો સેવક છું, છતાં હજી મારા મનની અંદર શંકા અને ભય તો રહી ગયાં છે; એટલા માટે તમે હવે મારા માથા ઉપર તમારો હાથ મૂકો અને એકાદ અભયવચન મને સંભળાવવાની કૃપા કરો. હું તમારી આગળ ખૂબ આનંદ-પૂર્વક લાડ કરું અને રસું એવું કાંઈક કરો.

૧૨૧૬–હું તમારી સાથે મારી બોબડી-તોતડી વાણી વડે પણ ખૂબ આનંદોલ્લાસ સહિત વાર્તાલાપ કરું છું. મને તમારાથી વેગળો કરી દેવાનો વિચાર તમે તમારા મનમાં કદી કરતાજ નહિ. હે ગોવિન્દ! હું કોઈ વખત તમારી સ્તુતિ કરું અને વળી કોઈ વાર તમારી નિંદા પણ કરું, તો તે બેઉને તમારે તો એકસરખી જ માની લેવી; તુકારામ કહે છે કે તેનું કારણ એ છે કે તમે જેવું મને શીખવો છો તેવું હું બોલુ છું.

૧૨૧૭–આજ સુધી તો જે થયું તે ભલે થયું; પણ આજ પછી હું તમને ફક્ત મીઠાં અને ઉચિત વચનોજ સંભળાવીશ; એટલા માટે મારાથી આજ સુધી જે કાંઇ અપરાધ થયા હોય તેને તમે મનમાં લાવતા નહિ. તમારું નામચિંતન કરવામાં મને એક ક્ષણવારનો પણ વિસામો લેવા દેશો નહિ; તુકારામ કહે છે કે આ વચનથી તો મેં તમને પહેલેથીજ બાંધી લીધા છે.

૧૨૧૮–બાળકને તેની માના સિવાય બીજાં કોઈ પણ સુખનાં સાધન રિઝાવી શકતાં નથી. હે પંઢરીનાથ! તારા વગર મારી સ્થિતિ પણ તે બાળકના જેવીજ થઈ છે. તારા વિના મારા ચિત્તને જરાય ચેન પડતું નથી. ચાતક પક્ષી હમેશાં સ્વાતિ નક્ષત્રના જળબિન્દુનીજ રાહ જોતું બેસી રહે છે. સમુદ્ર અથવા નદી, સરોવર વગેરેનું પાણી તેને ભાવતું નથી. સારસ પક્ષી રાત્રિને વિષે સૂર્યના પ્રકાશનું ધ્યાન ધરતું બેસી રહે છે. પાણી વિના જેમ માછલી ટળવળે છે અને ગાય વિના જેમ તેનું વાછરડું બરાડા મારે છે, પતિના વિયોગથી પતિવ્રતા સ્ત્રીની જેવી અવસ્થા થઇ જાય છે, કંજૂસ માણસના મનને જેમ પૈસાના લોભથી તાલાવેલી થાય છે, તેમ હે દેવ! તારા વિના મને પણ તેવુંજ થાય છે. તુકારામ કહે છે કે તારા વિના મારા પ્રાણ રહે ખરા કે?

૧૨૧૯–અરે ઓ પાંડુરંગ! હું મારા ભક્તોને અભયદાન દઉં છું એવું તું તારે મોઢેથી જાહેર કરે છે, તેની સચ્ચાઇના પુરાવા કોણે નથી દીઠા? જેઓ અનન્ય ભાવ વડે તારા શરણાગત થાય છે, તેમના દોષનો તો તું કદી વિચાર કરતોજ નથી અને તેઓને તું વિના માગ્યે અવિચળ પદનું દાન દે છે. તારા ભક્તો સંકટને સમયે જ્યારે જ્યારે મદદને માટે તને સંબોધીને પોકાર કરે છે ત્યારે તેમની બૂમ સાંભળતાંની સાથેજ તું તેમની મદદે દોડી જાય છે. વળી હે દેવ! જેઓ તારા નામનું સ્મરણ-ચિંતન કરે છે, તેમનામાં પારવિનાના દોષ હોવા છતાં તું તેમના તમામ દોષોને તારા નામના પ્રભાવ વડે દૂર કરી દે છે. તુકારામ કહે છે કે તારા મહિમાનું વર્ણન મારે કઈ રીતે કરવું? તારો મહિમા ઘણોજ મોટો છે અને મારે ફક્ત એકજ મોઢું છે, તેથી મારું આખું આયુષ્યજ એ કામને અર્થે ગાળું તોપણ તે થોડું પડશે.

કાર થતા આવ્યા છે કે, જગતના લોકોની આગળ મારાથી તેનું વર્ણન થઇ શકતુંજ નથી. મારા જન્મજન્માંતરનાં સંચિત પુણ્યોને રૂડી રીતે સાચવીને તેં મારા હાથમાં વિના માગ્યે એમ ને એમજ મૂકી દીધાં. મારે હાથે જે જે અપરાધ થયેલા તેનું સાટું વાળી દેવાને માટે મારાં પુણ્યો બાદ કરવાં જોઇએ, તે પણ તેં ન કર્યું. હે દેવ! આટલી બધી કૃપા તેં મારા પ્રતિ દર્શાવી! મારાં તે પુણ્યો કઈ રીતે મારે નામે સંચિત થવા પામ્યાં, તેને વિષે મેં કદી પૂછપરછ કરી નથી અને તેમના સંબંધમાં મને કશું યાદ પણ નથી. હું એટલું જાણું છું કે તેં વિના માગ્યે મને આણી આપ્યાં. તુકારામ કહે છે કે તારા આ ઉપકારનો બદલો વાળવા સારૂ મારી પાસે તો કશુંજ સાધન નથી.

૧૨૨૧-હે શ્રીહરિ! લોકો મારા પ્રતિ તિરસ્કારકરીને મને વેગળો કાઢી મૂકે, એવી ગોઠવણ તમે કરી દો તો કેવું સારૂં થાય? જો તમે એટલું કરી દો તો હું અનુતાપ યુક્ત બનીને તમારા ચરણનું ચિંતન કરવામાં પરોવાઇ જાઉં. એવી અવસ્થા થાય તો તેથી કરીને મારી આંખોમાંથી રાત્રિદિવસ અશ્રુપ્રવાહ વહેતોજ રહે અને તેને લીધે ઊંઘ મારાથી આઘી ને આઘીજ રહે. એ સિવાય મારા જીવને બીજા કશાની ઇચ્છા થતી નથી. મને તો એકાંતવાસની ખૂબ ઉત્કંઠા છે. તુકારામ કહે છે કે હે નારાયણ! મારા મનમાં તો આ વાસના ખૂબજ દૃઢમૂળ બની ગઇ છે, એટલા માટે હવે તો તુંજ મને મદદ કર.

૧૨૨૨-હું મારા મનને ઘણોય ઉપદેશ દઉં છું, પણ તે મારી શિખામણ માનતુંજ નથી. તે ચંડાળ મન મારો સર્વનાશ કરવાનીજ તૈયારી કરી રહ્યું છે. હું તરીશ કે ડૂબી મરીશ, એ પ્રશ્ન મારી સામે ઊભો છે; પણ તે મન એવું બળવાન છે કે તેની

આગળ મારૂં કાંઇજ ચાલતું નથી. મારાં પૂર્વજન્મોનાં સંચિત કર્મ કેવી જાતનાં છે તેને વિષે હું વિચાર કરવા જાઉં છું તો ખરો, પણ કાંઇજ સમજ પડતી નથી. વળી હું રહ્યો તદ્દન બુદ્ધિહીન, તેથી કરીને મને મારા તરણોપાયની બાબતમાં ચિન્તા પેદા થઇ છે. તુકારામ કહે છે કે આ ભવસાગરને હું ત્વરાથી તરી જાઉં એવા કોઈ ગુણ હું મારામાં દેખતો નથી.

૧૨૨૩-હે રુકિમણીના કૃપાળુ કાન્ત! હવે તું તારૂં કર્તવ્ય બજાવવામાં ભૂલચૂક કરીશ નહિ. દોષયુક્ત આચરણ કરવાં એ અમારૂં કર્તવ્ય અને અમ સરખા પતિતોનો ઉદ્ધાર કરવો તે તારૂં કર્તવ્યછે; અને તેજ તારે માટે યોગ્ય પણ છે. અમે તો અમારૂં કર્તવ્ય કરતાજ રહીએ છીએ. હવે તારે તારો ધર્મ બજાવવો હોય તો બજાવી લે. તુકારામ કહે છે કે હે ચતુરશિરોમણિ પાંડુરંગ! પરાપૂર્વથી ચાલતી આવેલી પરંપરાને તોડીશ નહિ.

૧૨૨૪-હે દેવ! હવે અમારે શું કહેવા જેવું છે? જીવોના મનની બધીજ વાત તું જાણે તો છે, તેથી કરીને અમારા અંતઃકરણના બધાજ ભાવ તારા ચરણમાં કયારનાય નિવેદિત થઇ ગયેલાજ છે. હવે તો અમારે તારી દયાની ભિક્ષા માગવી એજ અમારે માટે ઉત્તમ છે. આ સિવાય બીજું કાંઈ કરવા જેવું હોય તો તું અમને જણાવી દે. આ ઠેકાણે અમારૂં કરેલું તો કાંઇજ સફળ થતું નથી. આથી કરીને અમે અમારી સાધના ઉપર કશો મદાર બાંધતા નથી. તુકારામ કહે છે કે હે દેવ! આ મારો દેહરૂપી પિંડ મેં તને અર્પણ કરી દીધો છે; કારણકે તેને વિષે વારેઘડીએ ચિન્તા કરવાનું મને પરવડતું નથી.

૧૨૨૫-કામી પુરુષને ભય, લજ્જા વગેરેનો કશો વિચાર હોતો નથી; તેથી કરીને તે પોતાની કામ્ય વસ્તુની પ્રાપ્તિ કરવાને

માટે પોતાના શરીરને સારહીન તૃણવત્ લેખે છે. પોતાના ઇચ્છેલા કાર્યને સિદ્ધ કરવાની કામી પુરુષોની લીલા જોવા જેવી હોય છે અને તે બધી તેમનાં પોતપોતાનાં પ્રારબ્ધકર્મો દ્વારા પ્રકટી નીકળે છે. કંજૂસ માણસની લોભવૃત્તિ ફક્ત દ્રવ્યના ઉપર ચોંટેલી રહે છે. તેને બીજા-ત્રીજા પદાર્થને માટે સ્પૃહા હોતી નથી. તુકારામ કહે છે કે જેને સખત ભૂખ લાગી હોય એવો માણસ સારા-નઠારા પદાર્થનો વિચાર કરતો નથી, પણ જે વખતે જે મળી આવ્યું તે ખાવા મંડી જાય છે.

૧૨૨૬-બાંધવું અને છોડવું એ બધુંજ માલિકના સ્વાધીનની વાત છે; આવી વસ્તુસ્થિતિ હોવાથી દુરાગ્રહી લોકો વ્યર્થ મમત્વ કરીને ખાલી ગૂંચવણમાં ભેરવાઇ પડે છે. ધંતૂરાનાં બિયાં ખાઇને જે ભાનભૂલો થયો હોય, તેને પોતાના દેહનું ભાન રહેતું નથી. ધંતૂરાનાં બિયાં વડે તેની હાલત એવી બદલાઈ જાય છે કે જાણે તે માણસજ નહિ. કોઇના ઘરમાં જવાને સારૂ બારણામાં થઇને દાખલ થવાને બદલે તે ભીંતમાંજ માથું ભટકાવવા મંડી જાય છે; પણ તેથી તેનું પોતાનું માથુંજ ફૂટે છે. તુકારામ કહે છે કે આ બધાજ લોકો દેવને ભૂલી ગયા છે. હવે તેમને ખરો મર્મ કોણ સમજાવે?

૧૨૨૭-હે કૃપાવંત! જન્મ દેનાર કોણ અને જન્મ ગ્રહણ કરનાર કોણ? આ તારી માયા મારી સમજમાં આવતી નથી. તેવીજ રીતે હે કૃપાવંત! આપનાર કોણ અને લેનાર કોણ? આ તારી માયા મારી સમજમાં આવતી નથી. હે કૃપાવંત! સુખદુઃખનો ભોગવનાર કોણ અને તેને તે ભોગવાવનાર કોણ? આ તારી માયા મારી સમજમાં આવતી નથી. હે કૃપાવંત! રૂપવાન કોણ અને રૂપરહિત કોણ? આ તારી માયા મારી સમજમાં

આવતી નથી. તુકારામ કહે છે કે એ બધાંમાં તારી વ્યાપ્તિ તો છેજ. તારા સિવાય બીજા કોઇને માટે લેશ માત્ર સ્થાન ખાલી નથી.

૧૨૨૮–હે દેવ! હું જ્યાં જ્યાં મારી નજર ફેરવું છું ત્યાં ત્યાં બધેજ મને તારા ચરણોનું દર્શન થાય છે. આખું વિશ્વ તારા વડે ઠસોઠસીને ભરાઇ રહેલું છે. તારૂં રૂપ, તારા ગુણ અને તારૂં નામ, એ બધાનો સમાવેશ એક તારા મેઘશ્યામ સ્વરૂપમાં થઈ ગયેલો મારી નજરે દેખાય છે. એ સિવાય બીજું કશું અતિરિક્ત છેજ નહિ. હું ગમે તે જગ્યાએ પૃથ્વી ઉપર આળોટું, પણ હરકોઇ જગ્યાએ અર્થાત્ આખી પૃથ્વીજ મને દેવરૂપ દેખાય છે. આમ હોવાથી મારા દિવસ અને મારો બધોજ સમય ધન્ય ધન્ય થઇ ગયો છે અને તેથી કરીને મારૂં ચિત્ત સદાકાળ પ્રેમાનંદમાં નિમગ્ન બની રહે છે અને પૂર્ણ તૃપ્તિ અનુભવે છે. હે દેવ! ચારે દિશાએ મને તો તું ને તુંજ દેખાય છે; આથી કરીને હવે તને છોડીને બીજા કોઇ વિષય પ્રતિ મારી આસક્તિ થતી નથી, સંસારના પ્રતિ લોલુપતા થતી નથી અને તારા સ્મરણ સિવાય બીજા કોઇ ઉદ્યોગમાં પણ મારૂં ચિત્ત જતું નથી. મારે કોઈ ઠેકાણે જવું પણ નથી; કશું કરવા જેવું પણ રહ્યું નથી. બસ, મુખમાં તારા નામનો જપ અને ચિંતનમાં તારા રૂપનું ધ્યાન, એ બેજ કર્તવ્ય હવે મારે બાકી રહી ગયાં છે અને તેમાંજ હું બધો વખત રોકાયેલો રહું છું. મારી વાણી વડે તારા ગુણાનુવાદ સિવાય બીજું કશું હું બોલતો નથી. તારી સ્તુતિ, તારા મંત્રનો જપ અને તારા ગુણની કથા એટલાંજ કામ મારી વાણી કરે છે. એક ઠેકાણે બેસીને હું મારૂં ભોજન કરી લઉં છું અને મુખશુદ્ધિને માટે ફળતાંબૂલાદિનું સેવન કરૂં છું. તેના વડે પણ તારૂંજ પૂજન થાય છે; કારણકે હું જે કાંઈ ખાઉં છું, પીઉં છું, તે બધું તારા નૈવેદ્યને અર્થે અર્પણ કર્યા પછીજ હું મારા કામમાં લઉં છું. હું રસ્તે ચાલું છું તે દ્વારા તારી

પ્રદક્ષિણા થાય છે અને જ્યારે હું સૂઈ જાઉં છું ત્યારે તેટલો વખત તને હું દંડવત્ પ્રણામજ કરૂં છું. જે કોઈ પ્રાણી ઉપર મારી દૃષ્ટિ પડે છે અથવા જે કોઈ મનુષ્યની સાથે વાર્તાલાપ કરવાનો મારે પ્રસંગ આવે છે, તે બધાં તારાંજ સ્વરૂપ છે એવું હું માની લઉં છું. વહેળા, નદી, કૂવા એ બધાનાં પાણી મને તીર્થરૂપ અથવા સાક્ષાત્ ગંગાજળજ હોય એવાં દેખાય છે. શોભાયમાન હવેલીઓ, સાધારણ ઘર અને ઝૂપડાં પણ મને તો બધાં દેવાલય સમાન દેખાય છે; અને તેમની અંદર મને દેવનાંજ દર્શન થાય છે. નાના પ્રકારના શબ્દ, પછી તે શબ્દ ગમે તેના હોય તોપણ મને તો તેમાંથી હરિનામનો ધ્વનિજ સંભળાયા કરે છે. તુકારામ કહે છે કે જ્યારથી હું વિઠોબાનો દાસ થયો છું, ત્યારથી હું સદાકાળ પ્રેમાનંદ વડે સંપૂર્ણ રીતે તૃપ્ત થઇ ગયો છું.

૧૨૨૯–જેમનાં પાપ કાંઇ કરતાં પણ ધોવાયજ નહિ, એવાં મહાપાતક કરનારા પાપીઓ પણ તારા ચરણ આગળ આવીને તારા દ્વારા અંગીકૃત થઇ ગયા. હે પાંડુરંગ! જો એવુંજ છે તો પછી તું મારો અંગીકાર કેમ નથી કરતો? મારા એકલાની બાબતમાં તું આવો નિષ્ઠુર કેમ થઇ ગયો છે? જેમને કાને વેદનો ધ્વનિ કદી ગયોજ નથી એવા અતિ નીચ જાતિના લોકોને પણ તેં તારા વૈકુંઠમાં સ્થાન આપ્યું છે. તુકારામ કહે છે કે તું કેટલાકનો પાડ માનીને તેમનો બધોજ ભાર તારા માથા ઉપર લઈ લે છે.

૧૨૩૦–હરિને પોતાની કથા પ્રતિ ઘણોજ પ્રેમ છે. એવું હોવાથી જે કોઇ હરિકથા કરશે તેને દેવ પોતાનો દાસ ગણીને તેની સેવા કરવા મંડી જશે; અને તે દાસ જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં દેવ તેની આગળ આગળ ચાલતા જશે. વળી તે જ્યાં બેસશે ત્યાં દેવ પણ ધામા નાખશે અને તે પ્રેમાનંદમાં મસ્ત બની જશે-

ને નિર્લજ્જપણે નૃત્ય કરવા મંડી જશે. તુકારામ કહે છે કે પોતાના ભક્તોના અનન્ય ભાવના બદલામાં દેવ પોતાની ખુશીથી તેમને વેચાણખત લખી આપે છે.

૧૨૩૧–વિઠોબારાયના ચરણ એજ અમારૂં સાધન છે અને એજ અમારી એક માત્ર સંપત્તિ છે. આ માર્ગ શાંત છે અને આપણા સ્વામીની સમીપ જવાને સારૂ એ ટૂંકામાં ટૂંકો અને સરળમાં સરળ રસ્તો છે અને તે આપણા પ્રભુના સ્વરૂપને યોગ્ય છે. વૈષ્ણવ ભક્તોની સંગતિમાં રહેવું, રામનામનું કીર્તન કરવું અને વૈષ્ણવને યોગ્ય અલંકાર વડે પોતાના શરીરને સુશોભિત કરવું, એટલું કર્યાથી ભવનદી જાણે હતીજ નહિ એવી સૂકી સટ થઇ જાય છે; આથી કરીને સૌ તેના ઉપર થઇને કોરા પગ લઇને જઇ શકે છે. વિઠોબારાય આપણા પિતા અને રુકમાબાઈ આપણી માતા એ બેઉ કમરે હાથ દઇને આપણી વાટ જોયાજ કરે છે. તુકારામ કહે છે કે મેં જ્યારથી દેવના મંદિરનો કળશ દીઠો છે, ત્યારથી મને એવું થયું છે કે તે અવસ્થામાં મારે માટે નિદ્રા, આળસ અને ભૂખ એમાંનું કાંઇજ રહ્યું નથી.

૧૨૩૨–વેદોની શ્રુતિઓએ તને બરાબર જોઇને ઓળખી લીધો નથી; તેમ અઢારે પુરાણ અને છએ છ શાસ્ત્ર-દર્શન, એ બેઉ મળીને ચોવીશ ધર્મગ્રંથો પણ તારી શોધ કરતાં કરતાં થાકીને હારી બેઠા. હે દેવ! તો પછી હું તને શોધનાર કોણ? મારી એ અપૂર્ણતાને માટે તું મને ક્ષમા કરજે. હે કેશવ! હું જે તારી સ્તુતિ કરૂં છું, તે જેવી મારા મનમાં આવે તેવી કરૂં છું. તું આવો અજ્ઞેય અને અગોચર હોવા છતાં અમે અમારા હૃદયના ભાવના જોરે, અમારાથી જોઇને જાણી શકાય એવો તને નાનો અને સગુણ બનાવી દીધો છે. તું નામરૂપરહિત હોવાથી અમે તને સાકાર બનાવ્યો છે અને તારાં હજારો નામ પાડીને

અમને મનગમતાં નામ દઈ દઈને તને અમે સાદ પાડીને બોલાવીએ છીએ. શેષ પોતાનાં મહસ્ર મુખ વડે તારૂં વર્ણન કરતાં કરતાં હારી ગયા અને તારા સ્વરૂપનો પાર ન પામવાથી બ્રહ્મદેવ પણ હારી, થાકી, આખરે હાથ જોડીને બેસી ગયા. હે દેવ! શબ્દો વડે તારૂં યથાર્થ વર્ણન કોઈ કાળે પણ થઈ શકતું નથી. અમે જે તારી સ્તુતિ કરીએ છીએ તે એટલી બધી અપૂર્ણ અને તુચ્છ છે કે ખરૂં જોતાં તે તારી સ્તુતિ નહિ પણ તારી નિન્દા કર્યા સમાન છે. તું સગુણ અને સાકાર છે કે નિર્ગુણ અને નિરાકાર છે, એ સવાલનો શ્રુતિઓ પણ એક અને ચોક્કસ ઉત્તર આપતી નથી તુકારામ કહે છે કે જ્યારે શ્રુતિઓથી આ પ્રશ્નનો નિર્ણય નથી થયો, ત્યારે દેહાત્મબુદ્ધિમા બંધાઈ ગયેલો હુ તારૂં વર્ણન કરવાને યોગ્ય છુ એવો દાવો કરૂ તો તે મારે માટે ઘણું અન્યાયપૂર્ણ કહેવાય.

૧૨૩૩–'કૃષ્ણ!' 'કૃષ્ણ!' એવુ કીર્તન કરવાથી અને અંતઃકરણમા કૃષ્ણનુ ધ્યાન કરવાથી કૃષ્ણરૂપ બની જવાય છે આસનના ઉપર બેઠા બેઠાં, પથારીમા સૂતા સૂતા અથવા ભોજન કરતા કરતાં ગમે તે પ્રવૃત્તિ કરતા કરતા, નાના પ્રકારના ભોગ ભોગવતાં તું હમેશાં નારાયણનુ સ્મરણ કરતો રહેજે. તું દળતા, ખાંડતાં, નારાયણની સ્તુતિના પદો ગાજે. સંસારને લગતા અનેક કામ કરતાં કરતાં પણ તુ નારાયણનુ નામકીર્તન કરતો જજે. તું પુરુષ હો કે સ્ત્રી હો, ગમે તે જાતિમા તારો જન્મ થયો હોય, પણ તારે એકનિષ્ઠ ભાવસહિત નારાયણની સાથે તારો પ્રેમ જોડી દેવો તુકારામ કહે છે કે તુ એકનિષ્ઠ ભાવ વડે હરિનુ ભજન કરતો જઈશ, તો જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ એ બે જુદા હોવા છતાં એક અને અભિન્ન છે તેમ તું પણ હરિની સાથે તારી અભિન્નતાનો અનુભવ કરી શકીશ.

૧૨૩૪–હે પાંડુરંગ! તને મળવા સારૂ મારૂં મન એટલું બધું ઉત્કંઠિત થઈ રહ્યું છે કે મારી આંખોમાંથી આનંદાશ્રુ વહી જાય છે અને લાગણીના વેગને લીધે મારૂં ગળું ભરાઈ આવે છે; એટલા માટે તું હવે મને દર્શન દે. તારી આવવાની વાટ જોતાં જોતાં તું આખરે નહિ આવવાથી મારા કેટલાય દિવસ મિથ્યા ગયા. આવું કરીને તને મળવાની આશાના અંકુરને તું મારા મનમાંથી શા માટે સૂકવી નાખે છે? શું તારૂં મન કોઇ બીજી દિશાએ ગૂંચવાઇ ગયું છે? શું તારે માથે ઘણું કામ છે તેથી હું તને યાદ આવતો નથી? પણ તું હવે નક્કી જાણજે કે, તને મળવાને માટે ઉત્કંઠિત થયેલા મારા પ્રાણ હવે મારા કંઠ સુધી તો આવીજ ગયા છે. પંઢરપુરની યાત્રા કરવા સારૂ જે જે વારકરીઓ તારી પાસે આવે છે, તેમાંના ઘણાખરાની સાથે હું તને સંદેશા પણ કહેવડાવી ચૂક્યો. ઓ પાંડુરંગ! તારા વિના મારી મદદે દોડી આવે એવો બીજો છે પણ કોણ? એમ સમજીને તું હવે વહેલો વહેલો મારી પાસે ચાલ્યો આવ. હે હરિ! તું કૃપાળુ થઇને મને કેમ વિસારી બેઠો છે? મારે હવે તારી રાહ ક્યાં સુધી જોયા કરવી? તુકારામ કહે છે કે હવે તું એક વાર મને યાદ કર અને મને તેડવા માટે ઝટ ઝટ ચાલ્યો આવ.

૧૨૩૫–હવે આ મારા મનને તે મારે કરવું શું? બીજા કોઇને નહિ અને એક પંઢરીનાથનેજ તે કેમ ભૂલી જાય છે? સંસારને લગતી બાબતોને વિષે તે વારંવાર શા માટે વિચાર કર્યાં કરે છે? હું મારા મનને કેદ કરી રાખું છું ત્યારે તે ખૂબ તરફડાટ ફડફડાટ કરી મૂકે છે અને ગમે ત્યાં ઊડી જવાના રસ્તા શોધ્યા કરે છે. એ મન એવું છે કે તેને હરિનું ભજન કરવા તરફ અને હરિકથાનું શ્રવણ કરવા તરફ કદી પ્રીતિજ થતી નથી, અને વિષયના પદાર્થને જોઇને તરત તે તરફ દોડી જાય છે. એ મન

એવું ચંચળ અને ત્વરિત ગતિવાળું છે કે, તેને કોઇ પણ જગ્યાએ જતાં અને ત્યાંથી પાછા આવતાં વારજ લાગતી નથી. નિદ્રા અને જાગૃત અવસ્થા એ બેઉ અવસ્થામાં મારે એ મનનું કયાં સુધી રક્ષણ કર્યા કરવું? તુકારામ કહે છે કે હે પંઢરીનાથ! હવે તો તુંજ મારૂં રક્ષણ કર.

૧૨૩૬–ફાટીતૂટી ગોદડી અને બીજાં વસ્ત્ર જેમ સમાન નથી; તેમ ભિક્ષાનું અન્ન અને બીજાં અન્ન પણ સમાન નથી; એમ સમજીને ધર્મનીતિનો વિચાર કરવો અને તેના વડે પોતાનું હિત સાધી લેવું. દેવનું મંદિર અને બીજાં સામાન્ય ઘર એ કાંઇ સરખાં ન કહેવાય; તેવી રીતે જે લોકો બીજાના ઉપર ઉપકાર કરતા રહીને સંસારમાં રહે છે, તેઓ બીજા સંસારાસક્ત લોકોના જેવા સંસારી નજ કહેવાય. શાસ્ત્રોમાં દર્શાવેલી રીત પ્રમાણે મર્યાદાપુરઃસર વિષયનું સેવન કરનારાઓની અને બીજા વિષયાસક્ત લોકોની સરખામણી થઇ શકેજ નહિ; તેવીજ રીતે 'રામ'-નામ અને બીજા સાધારણ શબ્દોની પણ સરખામણી થઇ શકે નહિ. ક્ષત્રિયો યુદ્ધમાં પોતાના શત્રુઓનો વધ કરે, તેને સામાન્ય હત્યાની કોટિમાં મૂકી શકાય નહિ; કારણકે શત્રુનો વધ કરવો એ ક્ષત્રિયોને માટે ધર્મ છે. એવીજ રીતે નિષ્કામ બુદ્ધિથી કરેલાં કર્મ બીજાં સકામ કર્મના સમાન ગણાય નહિ. તુકારામ કહે છે કે પૂર્વે થઇ ગયેલા સંતો આવી નીતિનો ઉપદેશ કરી ગયા છે.

૧૨૩૭–અરે ઓ મનુષ્યો! તમે સંતોના ચરણ આગળ નિશ્ચિન્ત મને પડીજ રહેજો. તેમને તમારે કશું પૂછવું નહિ, તેમ કશું કહેવું પણ નહિ; પણ ભાવપૂર્વક તેમનો સમાગમ સેવીને તમારે તમારા ચિત્તને શુદ્ધ કરી લેવું જોઇએ. સંતોનું કુદરતી રીતે હમેશનું વર્તનજ એવું હોય છે કે તે દ્વારા તેઓ લોકોને

ઉપદેશ આપતા રહે છે. તેમની ઉપદેશ આપવાની એજ એક રીત છે. તુકારામ કહે છે કે તમે સંતોના પ્રતિ ભાવભક્તિ સહિત તેમનો સમાગમ સેવતા રહેશો તો તેઓ દેવને પકડીને તમારી આગળ લાવીને ઊભો કરી દેશે.

૧૨૩૮—આ દેહરૂપી ઘર દેવનું પોતાનું છે. તેમાં રહેલા અજ્ઞાન તથા કામક્રોધાદિ નાના પ્રકારના વિકારરૂપી દ્રવ્યની ચોરી કરનાર દેવજ છે; એટલે દેવ પોતેજ દેવના દ્રવ્યની ચોરી કરે છે અને દેવનેજ લૂંટીને ભિખારી બનાવી દે છે એવું કહીએ તોપણ ચાલે. હવે કોઇ 'ધાઓ રે! દોડો રે!' એવી બૂમો પાડે તોપણ ચોર હાથ આવવાનો નથી. આથી કરીને ચોરની તપાસ કરવા સારૂ ગામ-પરગામ અથડાઈ મરવાની કાંઈજ જરૂર નથી. એ ચોર આપણાથી વેગળો નથી, પણ આપણી પાસેનો પાસેજ છે અને આપણા દેહરૂપી ઘરની અંદરજ ભરાઇ રહે છે; અને લાગ જોઇને તેજ આપણા સર્વસ્વનો નાશ કરી દે છે. તુકારામ કહે છે કે તમે સૌ વિચાર કરીને એ ચોર કોણ છે તે શોધી કાઢજો. અહીં એના વગર બીજા કોઇનું પગલું તો છેજ નહિ, ત્યારે હવે કોના ઘરમાં ચોરી થઇ અને ચોરી કરનાર કોણ એમાં કહેવા જેવું છે પણ શું?

૧૨૩૯—હે સૌ મનુષ્યો! તમે તમારા ઘરની રખેવાળી કરો—રખેવાળી કરો. હોશિયાર થઇ જાઓ. તમારાં ઘર ઉપર ચોર લોકોએ ઘેરો નાખ્યો છે. તમે બધા હવે ઊંઘી જતા નહિ અને વખત-કવખતની સાવચેતી રાખજો. આજ સુધી તો તમે ઘણું ઠગાયા અને અનેક યોનિઓમાં ભટકી આવ્યા; આથી કરીને તમે તમારા હાથમાં આવેલા નરદેહને વ્યર્થ ગુમાવી બેસશો તો તે ફરી ફરીને મળનાર નથી. જો એક વાર તે તમારા હાથમાંથી ગયો તો

પછી હાથ ઘસીને પસ્તાવો કરવો પડશે. તુકારામ કહે છે કે તમે હવે જાગી ઊઠો અને પોતપોતાનું રક્ષણ કરવા સારૂ સાવધાન થઇ જાઓ. અહીં કોઈ કોઈને મદદ કરી શકે એમ નથી. માટે તમેજ તમારા કાન ઉઘાડો અને હું કહું છું તે લક્ષ દઇને સાંભળો.

૧૨૪૦–ભારે હિંમત ધારણ કરીને દૃઢ નિશ્ચય કરી નાખ્યો અને અંધકારના સમાન અજ્ઞાનનો નાશ કરી દીધો. એવું કરીને પોતાનું હિત સાધનારા સંતજનો લોકોમાં શૂરવીર ગણાયા. તમે આટલું પણ સમજી શકતા નથી? હું તમને પૂછું છું કે તમે આટલું પણ સમજી શકતા નથી? ક્ષણિક વિષયસુખની લાલચમાં લોભાઈ જઇને તમે જન્મમરણરૂપી આપત્તિના ચક્રમાં શા માટે સપડાઇ જાઓ છો? તમારા કરતાં ઉપરોક્ત સંતોમાં શું વધારે હતું? જે જે શક્તિઓ અને ગુણ તેમનામાં હતા તે તમારામાં પણ છે તો ખરા, ત્યારે હજી તમને શરમ કેમ નથી આવતી? આપણા પોતાના સામર્થ્ય વડે આપણે સિદ્ધ કરી શકીએજ નહિ એવું એક પણ કાર્ય આ સંસારમાં છેજ નહિ. પુરુષાર્થ વડે કયું કામ સિદ્ધ ન થાય? તુકારામ કહે છે કે ઉત્તમ પ્રકારનું સુખજ ઇષ્ટ છે; એટલા માટે તમે તમારી ઇન્દ્રિયોરૂપી પશુઓનું રક્ષણ કરો–એટલે તમે તેમનો નિગ્રહ કરો.

૧૨૪૧–'તું હવે અહીંથી ચાલતો થઈ જા. મને તું હવે ક્યાં સુધી ત્રાસ આપ્યા કરીશ?' આવા ત્રાસદાયક ઉદ્ગાર ઓ મારા દેવ! તમારે કાઢવાજ હોય તો એક વારના સામટા કાઢી નાખો એટલે નિરાંત થાય. હે દેવ! તમે મારા એકલાના તરફ આટલી બધી નિષ્ઠુર વર્તણુંક શા સારૂ ચલાવો છો? હું તમારી સેવા કરૂં છું તે પણ તમને શું નથી ગમતી? હે દેવ! જે ભાગ્યવાન પુરુષો હશે તેમની સાથે તમે વાર્તાલાપ કરતા હશો; પણ

મારૂં પ્રારબ્ધ એવું ઊજળું નથી. તુકારામ કહે છે કે મારા ઉપર કૃપા કરવામાં તમારા તરફથી અંતર તો પડવાનું છેજ નહિ, પણ મારૂં અંતઃકરણ તેટલા વખત સુધી ધીરજ રાખી શકતું નથી.

૧૨૪૨–હે પાંડુરંગ ! મારા પોતાના અનુભવ વડે મને બધી વાતની સમજણ પડી ગઇ છે, તેથી હવે હું તમારા ઉપર વિનાકારણ શા માટે રિસાઇ બેસું ? મારૂં ચિત્તજ ઘણું દુષ્ટ છે. તેને હું કેટલીય વાર રોકી રાખું છું, પણ મારા કહ્યામાં રહેતુંજ નથી અને મારૂં મનજ મારો ઘાત કરવાને તૈયારજ થઇ જાય છે. મારા અંતઃકરણમાં તો નર્યો સંસારનો મેલ ભર્યો પડ્યો છે અને હું બહારનાં ભક્તિનાં આભૂષણ ધારણ કરીને ભક્તિનો સ્વાંગ સજું છું; તેથીજ મારી અને તારા ચરણની વચ્ચે આટલું છેટું પડી જાય છે. તુકારામ કહે છે કે તને પ્રાપ્ત કરવાની ચાવી મારે હાથ આવી નથી, ત્યારે મારે હવે કરવું પણ શું ? હવે તો જેવાં મારાં પૂર્વજન્મનાં સંચિત કર્મ હશે તે પ્રમાણે હું હવે પછી શોક કર્યા કરીશ.

૧૨૪૩–હે દેવ ! તું જ્યારે કાંઇ કામ કરવા બેસે છે ત્યારે કાંઇનું કાંઇ કરી મૂકે છે. તેં જ્યારે રામાવતાર લીધેલો, તે વખતે તેં પાણીના ઉપર પથ્થર તરાવ્યા. તું જ્યારે આવો કુશળ છે, ત્યારે મને કેમ મદદ નથી કરતો ? મારા ઉપરનો બોજો ઘણો ભારે છે એવું જાણીને તું મારો અંગીકાર નથી કરતો ? મારી બાબતમાં તું ભૂલકણો થઇ ગયો લાગે છે; પણ જ્યારે જીવમાત્રનાં અંતઃકરણમાં તારો વાસો છે અને તારા વિનાની એક પણ જગ્યા ખાલી નથી, ત્યારે મારા તરફ તારો વ્યવહાર આવો શાથી ? તુકારામ કહે છે કે મારામાં તો એવું કાંઇજ સામર્થ્ય નથી કે હું તમને ઓળખી શકું, પણ તમેજ દયાળુ છો તેથી મને નિભાવી લેશો.

૧૨૪૪-કોઈ પણ ફળ જો તેના ડીંટાથી છૂટું પડી ગયું તો પછી ફરીથી તે ડીંટાની સાથે સંધાઈ શકતું નથી, એટલા માટે કોઈ પણ કામમાં ઉતાવળ કરવી સારી નથી યોગ્ય રીતે કાર્ય કર્યાથી સફળતા મળે છે જેમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ લાભ થતા જાય, તેમ તેમ તેમની નીચેની બાબતોનો ત્યાગ કરતા જવું જોઈએ તુકારામ કહે છે કે શૂરવીર લોકોએ રણસંગ્રામમાં પાછું ફરીને જોવું જ નહિ

૧૨૪૫-પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની સાથે ચિતામાં બળી મરતી વખતે ભડભડાટ બળતા અગ્નિના ભડકાને જોઈને ભય પામતી નથી, પણ તેના શરીર ઉપર આનંદના વેગને લીધે રોમાંચ ઉત્પન્ન થાય છે, આવું પરિણામ બહારના ઉપદેશથી થતું નથી પણ અંતઃકરણમાં ખરેખરો આનંદોલ્લાસનો ઉછાળો હોય તોજ થઈ શકે છે ઉપરોક્ત પતિવ્રતા સતી પોતાના કુટુંબીઓ પ્રતિ અથવા ઘરમાં સંઘરી ગણેલી ધનસંપત્તિ પ્રતિ નજર પણ કરતી નથી મૃત્યુને ભેટતાં તેની આંખમાં આંસુ પણ આવતાં નથી તુકારામ કહે છે કે તે તો પોતાના પતિનું સ્મરણ કરતી કરતી આનંદપૂર્વક અગ્નિની ઝાળમાં ઝંપલાવે છે

૧૨૪૬-કોઈ પણ ફળ તેના ડીંટ આગળથી પાકું થયું એટલે તેનું વલણ નીચે પડવા તરફજ થયા કરે છે આ વાત તો સૌની અનુભવેલી છે અને એ ખરી છે કે ખોટી તે બધા પોતપોતાના મનમાં જાણે છે ફળ પાકતા પહેલાં જો તેની અધકચરી દશામાં તોડયું હોય તો નકામું જાય છે તુકારામ કહે છે કે પોતાના મનની એકાગ્રતાવડેજ તમામ કાર્યોમાં વિજય પ્રાપ્ત થાય છે

૧૨૪૭-ખૂંટાને આધારે આપણે કાંઈ કામ કરવું હોય તો તે કામ કરતા પહેલાં ખૂંટો મજબૂત છે કે નહિ તેની પૂરેપૂરી

પરીક્ષા કરી લેવી જોઇએ. ખૂંટો જોઇએ તેવો મજબૂત છે કે નહિ તેની પૂરી ખાત્રી કરી લીધા પછીજ તેને આધારે જે કાંઇ કામ કરીએ તે બધાં ઉત્તમ રીતે થઈ શકે છે. એવો માણસ અનેક પ્રકારનાં સુખદુઃખના ધક્કાને સહન કરી શકે છે અને હર્ષ-શોક વડે તેનું મન ચલાયમાન થતું નથી. તુકારામ કહે છે કે સૌએ પોતાની જીવદશાને પહેલેથીજ નિર્મૂળ કરી દઇને પૂર્ણત્વમાં સ્થિર થઇને રહેવું જોઇએ.

૧૨૪૮–નાનું બાળક પોતાની માતાને જોતાં વારજ તેના તરફ દોડી જાય છે; તેમ કરતાં હું ઊંચેથી ગબડી પડીશ તેનું તે બાળકને જ્ઞાન હોતું નથી, પણ તેની માતા પોતેજ હાથમાંનું કામ પડતું મૂકીને તે બાળકને સાચવી લેવા સારૂ તેના તરફ ચાલી આવે છે. બાળકને તો સાપ કોને કહેવાય અને દોરી કોને કહેવાય તેનું પણ જ્ઞાન હોતું નથી; દોરી સમજીને સાપને પકડવા જાય છે. ચકચકતો પદાર્થ જોઇને અગ્નિમાં હાથ નાખવા જાય છે. તુકારામ કહે છે કે તે તો એકલી માનેજ ઓળખે છે. માના સિવાય તેને બીજા કોઈ પણ પદાર્થનું લેશમાત્ર પણ જ્ઞાન હોતું નથી.

૧૨૪૯–કોઇ પણ પ્રકારનો ભોગ ભોગવતી વખતે જો તેને કૃષ્ણાર્પણ કરીને ભોગવીએ તો તેમ કરવાથી તે ભોગ નહિ પણ ત્યાગરૂપ બની જાય છે. એ ભોગના ભોક્તા આપણે પોતે નહિ પણ દેવજ છે એમ નિશ્ચયપૂર્વક જાણવાથી આપણી જાતને કર્તાપણું લાગુ પડતું નથી અને આવો અભ્યાસ કરવાથી આ શરીરમાં રહ્યા રહ્યાજ દેવની પ્રાપ્તિ કરી શકાય છે. ભૂખ લાગે ત્યારે ખાવાને સારૂ કંદમૂળ, ભાજીપાલો એવા તેવા કોઈ પણ પદાર્થ ખાઇ લેવા. તુકારામ કહે છે કે આત્મવંચના કરનાર દોષિત થાય છે અને એવા લોકોને સારૂ અફસોસ કર્યાથી કાંઇ ફળ નીપજતું નથી.

૧૨૫૦–હે સંતજનો! તમારા ચરણના પ્રસાદથી અને મારા લાડકવાયા બાળકના જેવા સ્વભાવને વશ થઇને હું તમારી આગળ કાંઇક બોલવાનું સાહસ કરૂં છું. હું જે બોલું છું તે મારો પોતાનો સ્વતંત્ર અભિપ્રાય વ્યક્ત કરૂં છું એવું સમજશો નહિ; એટલા માટે તમે-સંતો મારો અપરાધ ક્ષમા કરશો. કોઇને ઉપદેશ દેવાના હેતુથી હું બોલતો નથી, પણ હું જે કાંઇ લવારો કરૂં છું તે તો તમારાજ બોલેલા બોલની નકલ છે, તમારા ઉચ્છિષ્ટનું સેવન છે. તુકારામ કહે છે કે તમે તમારી કૃપાના પ્રસાદ વડે મારૂં જન્મજન્માન્તરમાં રક્ષણ કરતા આવ્યા છો.

૧૨૫૧–લોકોની પાસેથી માગીત્રાગીને આણેલાં ઘરેણાં પહેર્યાથી લોકોમાં આબરૂ વધતી નથી, તેમ પહેરનારને તે શોભા પણ આપતાં નથી; ઊલટું તેમને જોઇને લોકો પહેરનારની મશ્કરી કરે છે; કારણકે તે ઘરેણાં પહેરનારનાં નહિ પણ પારકાં છે અને થોડા દહાડા પછી તેના અસલ માલિકને પાછાં આપવાં પડશે તે સૌ જાણે છે; એવીજ રીતે છાશ વલોવ્યાથી અને ખાલી છોડાં ખાંડવાથી કશું હાથમાં આવતું નથી અને મહેનત પડે છે તે નફામાં. તુકારામ કહે છે કે જેમની પાસે પોતાનું બિયારું ન હોય તેઓ માગી આણેલા પોચા અનાજનું વાવેતર કરે તો તેથી કાંઇ ખરેખરી પેદાશ થોડીજ થવાની હતી?

૧૨૫૨–અરે ઓ દેવ! મારે તારી સાથે બોલવું તો છેજ નહિ, પણ બોલવાનો પ્રસંગ ઊભો થયો છે તેથી જરાક બોલવું પડે છે. વાતનો પ્રસંગ એવો છે કે આખો સંસાર તારા નામની પોક મૂકીને રડે છે; તેનું કારણ એ છે કે તું ઢોંગી અને જૂઠો છે અને તેં આ સંસારનો ફેલાવો કર્યો છે તે તારો ચોખ્ખેચોખ્ખો ઢોંગ છે. તેં જૂઠો તમાશો રચ્યો છે; કારણકે તારી પાસે કશુંજ નથી. તું

પહેલા નંબરનો ભિખારી છે, એવું હવે મને નિશ્ચયપૂર્વક સમજાઇ ગયું છે. તારા ઉપર મેં આટલી વાર સુધી ધીરજ ધરીને ભરોંસો રાખ્યોજ કેમ એજ આશ્ચર્યની વાત છે. તારી આગળ મેં આજ સુધી ડાચાકૂટ કરી, પણ તેના પરિણામમાં તું શું ઉકાળવાનો છે તેની મને સમજ પડતી નથી. તુકારામ કહે છે કે ઓ દેવ ! તું મારી પાસે પોતાની સેવા તો કરાવ્યા કરે છે, ત્યારે મારી સાથે તું બોલતો કેમ નથી તે કહે.

૧૨૫૩–હે દેવ! મેં તારી આજ સુધી સેવા કરી પણ તેનો પગાર તેં મને આપ્યો નથી. એક દહાડો જ્યારે આપણે હિસાબ કરીશું ત્યારેજ તને ખબર પડશે. ચાલ, તારી સાથે હું ગાળાગાળી કરવા તૈયાર છું. પછી આપણા બેમાંથી કોણ વધારે બળવાન છે તે જણાઈ જશે. હું તો જાણે મારા જીવના ઉપર ઉદાર થઇ ગયો છું, પણ તેટલું ધૈર્ય તારામાં હોય એમ મને લાગતું નથી. તેં લાંબા સમયથી અનેક જણને ફસાવી માર્યા છે, પણ હે હરિ! હવે હું તને પકડ્યા વગર છોડવાનો નથી અને છટકી જવા દેવાનો નથી. તારા નામની મને ખબર પડી ન હતી, ત્યાંસુધી હું ઘણો દુઃખી થયા કરતો હતો. તુકારામ કહે છે કે મારા તરફથી એક વાર ભૂલચૂક થઇ ગઇ અને હું છેતરાયો પણ હવે તું જોઇ રાખજે. તારી મેં જે જે સેવાચાકરી કરી છે તેનો પૂરેપૂરો પગાર ગણી લઇશ. જરા પણ ઉધાર રહેવા દેનાર નથી.

૧૨૫૪–હે દેવ ! તને કૃપાળુ કહેવાયજ શી રીતે તે મારાથી સમજાતું નથી; કારણકે તું મારી પાસેથી સેવા લેતો જાય છે અને છતાં તું મારી સાથે બોલતો તો છેજ નહિ. હવે તારામાં એવું કયું બળ છે તે આજ તું મને કહી નાખ. જો મારો પિત્તો હાથમાંથી ગયો તો હે હરિ! તારે નાસતાં ભોંય ભારે પડી

જવાની છે. તને હું મારા હાથમાંથી ચસવા દેનારજ નથી. તું સંતાકૂકડી રમવામાં ઉસ્તાદ છે તે હું જાણું છું. પણ ઓ મારા દાતાર! તારી સંતાઇ જવાની એકેએક જગ્યા અને ખૂણાખોચરાને હું જોઇ વળ્યો છું. હવે તો તારી અને મારી વચ્ચે થોડું ઘણું અંતર રહે તેજ ઉત્તમ છે; કારણકે જો આપણે મોઢામોઢ ભેગા થઇ ગયા તો પછી વાતે વાત વધી જાય એમાં શો લાભ? તુકારામ કહે છે કે તને મહેણાંટોણાં મારવાના કામમાં સંતો મારી કુમકે ઊભા છે,તેથી કરીને મને શબ્દોની ખોટ પડવાની નથી.

૧૨૫૫-હે પાંડુરંગ! તારી સેવા કરતાં જો કાંઇ અમારા તરફથી ભૂલ થઇ ગઈ હોય તો તેને માટે તારે અમારો દંડ કરવો હોય તો તેમ કર, પણ અમારા હકનો સામટો પગારજ તું દબાવી બેસે અને અમને કાંઇજ પરખાવે નહિ તે સારૂં કહેવાય? મારા જેવા કેટલાય લેણદારો તારી પાસે ઉઘરાણી કરવા આવ્યા, તેમને તેં તારા પ્રેમનો સ્વાદ ન ચખાડતાં તેં તેમને ઋદ્ધિસિદ્ધિ આપીને છેતરી મૂકયા; પણ ઓ દેવ! તેમના જેવો હું ભિખારી નથી કે એવી ધૂળ જેવી વસ્તુને લઇને રાજી થઇને ચાલ્યો જાઉં. હે દાતાર! જેનાથી દંભ અને અભિમાન વધી જાય, એવું માયાવી બજાર માંડીને હું અહીં શા માટે ગૂંચવાઇ પડું? તેં આપેલાં વચનને હું મારા હૃદયમાં યત્નપૂર્વક જાળવી રાખું છું. તુકારામ કહે છે કે તું અમને આખરે વાકું બોલીને છેતરવાનો પ્રયત્ન કરશે, એવું હું જાણતો હોવાથી મારી બુદ્ધિના બળવડે તને પહોંચી વળીશ.

૧૨૫૬-હે કૃપાવંત! હું સરળ શબ્દો વડે તારી સ્તુતિ કરીશ અને કુટિલ શબ્દો વડે તારી સાથે છળ કરીશ; એમ કરવાથી તારે મનમાં ખોટું લગાડવું નહિ. હે દેવ! તારો પાર તો અમે પામી શકીએજ શી રીતે? તારી સેવા કેવી રીતે કરવી, તેનું પણ અમને

જ્ઞાન નથી. અનંત, અરૂપ, અલક્ષ, અચ્યુત, નિર્ગુણ, સચ્ચિદાનંદ, સર્વોત્તમ એવાં એવાં તો તારાં વિશેષણો છે. આવાં રૂડાં નામ ધારણ કરવાનું તને ગમે છે; અને તું આવો મોટો હોવા છતાં તારા ભક્તોનું કામ કરતી વખતે નાનો થઈ જાય છે! તુકારામ કહે છે કે હે ગોવિંદ! મારૂં મસ્તક સદાકાળ તારા ચરણ ઉપરજ નમેલું રહે એવી મારી પ્રાર્થના છે.

**૧૨૫૭**–હે દેવ! તું મને ફસાવીને મારી પાસે તારી સેવા કરાવ્યા કરે છે તે હું જાણું છું અને તેથી કરીને તારી દાનત કેવી છે તે પણ હવે મારી જાણ બહાર નથી. હું તો મારી તમામ અડચણોનો ઉકેલ કરવાનો ભાર તારા અને સંત મહાત્માઓના માથા ઉપર નાખી દઇને નિશ્ચિંત જીવે ઊભો રહ્યો છું. ઓ મારા દાતાર! આખા જગતમાં તારા મહિમાનાં વખાણનાં જયઘોષ ગાજી રહ્યા છે, ત્યારે હવે તેમને સાચા ઠરાવવાનું કામ તારા સિવાય બીજું કરી શકે પણ કોણ? હું જાતનો વૈશ્ય હોવાથી મારૂં મન સ્વભાવથીજ દૂષિત છે એમ જાણીને તું મારી આગળ તારી ચતુરાઈ વડે મને ઠગીશ નહિ. તુકારામ કહે છે કે હે દેવ! તારી ખરેખરી વર્તણુંક કેવા પ્રકારની છે તે મારા અનુભવમાં આવી ન જાય ત્યાંસુધી હું તારી આગળ આનંદપૂર્વક કેવી રીતે નૃત્ય કરી શકું?

**૧૨૫૮**–હે દેવ! બધા લોકો મારૂં સન્માન કરે છે અને મારૂં પૂજન પણ કરે છે; તે જોઇને હું તેમનો સૌનો આભાર માનું છું, પણ તેમના સૌના મનના વિચાર તો તમે જાણો છોજ. જે પ્રમાણે હાથની લખેલી ચિઠ્ઠીને કોઇ માન આપતું નથી, પણ એજ ચિઠ્ઠીના ઉપર જો તમારા સરખા સમર્થનો સહી–સિક્કો હોય તો તે જોઇને સૌ તેને માથે ચઢાવીને તેનું ઘટતું સન્માન કરે છે; તેવીજ રીતે લોકો મારૂં કહેણ માને છે તે મારા પોતાના કોઇ

ગુણને લીધે નહિ પણ મને તમારો સેવક જાણીનેજ મારા કથન-ની ઈજ્જત કરે છે. પહેલાં હું દેહાભિમાનયુક્ત દશામાં લોકોની વચમાં રહેતો હતો; તે વખતે મને કોઈએ કશુંય આપ્યું ન હતું અને મારા ભણી કોઈ જોતું પણ ન હતું; એટલા માટે હે નારાયણ ! મારૂં જે કાંઇ સન્માન થાય છે, લોકો મારૂં પૂજન કરે છે તે બધાનો ભોક્તા હું નહિ પણ તુંજ છે, એમ જાણીને મારા જેવા રાંક માણસને એ બધા ઉપચારને લગતી પીડાથી સંતપ્ત કરીશ નહિ. તુકારામ કહે છે કે તું તારે હાથેજ મને જે કાંઇ પુરસ્કાર-રૂપે આપીશ તેની મને કિંમત છે, તેજ મને કબૂલ છે અને તેનોજ હું ઉપભોગ કરી શકીશ.

૧૨૫૯-હે નારાયણ ! તારા તે હવે મારે કેટલા કાલાવાલા કરવા પડશે ? તને મારા ઉપર દયા નથી આવતી તેનું શું કારણ ? તું તારા ઐશ્વર્યના મદમાં મસ્ત થઇને ફરે છે, તેથી તને મારા ગરીબની હાલતનો ખ્યાલ આવેજ શી રીતે ? તેં આપણી લેવડ-દેવડના હિસાબમાં દગો પ્રપંચ કરીને કેટલાય ગરબડ-ગોટાળા કરી મૂકયા છે ? અને છતાં તું પાછો નિઃસંગ અને નિર્લેપ બનીને તારા એ ખેલને કૌતુકસહિત જોયા પણ કરે છે. આજે એક દિવસ પૂરો થયો, વળી બીજો પણ ગયો, એમ હું મારી આંગળીઓના વેઢા ગણીને કેટલા દહાડા ગયા તેની ગણત્રી કર્યા કરૂં છું અને રાત્રિદિવસ સ્વહિતના સંકલ્પ ઘડયા કરૂં છું. તુકારામ કહે છે કે હે દેવ ! તેં ભવિષ્યમાં મારૂં કરજ ચૂકાવવાનો કયારે ઇરાદો રાખ્યો છે તે કહે. તું એટલું ધ્યાનમાં રાખજે કે જ્યાંસુધી હું તારી સેવા કરી કરીને દૂબળો થઇ ગયો હોઇશ ત્યાંસુધીજ તારૂં આપ્યું કામમાં આવશે.

૧૨૬૦-હે હરિ ! હવે મારો અને તારો વિયોગ થવાનો છે

એવું મારા મનને લાગ્યા કરે છે. હવે તારે બારણે મારે કયાં સુધી ધૈર્ય રાખીને ઊભા રહેવું પડશે? હું તને જે કાંઇ કહી રહ્યો છું તેનો તું મને જવાબ સરખોય આપતો નથી. આજ સુધી મારી પાસે જે કાંઇ પૂંજી હતી તે તો બધી ખરચાઇ ગઇ. હવે કોઇ મને ઉધાર નાણું આપે એવી આશા છેજ નહિ. હું કોઇને ઘેર જઇને કાંઇક માગી જોઉં એવી પણ મારી સ્થિતિ હવે રહી નથી; કારણકે મેં તારી સોબત કરી ત્યારથી લોકોમાં મારી શાખજ રહી નથી. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! તારી સાથે સંબંધ બાંધીને હું મારૂં મનુષ્યપણું પણ ગુમાવી બેઠો, ત્યારે હવે મને તારી સોબતથી શો લાભ થયો તે તુંજ કહે.

૧૨૬૧–દેવ તો પોતાના ભક્તોનો મજૂર છે, મજૂર. પોતાના ભક્તોએ કરેલી સેવાના બદલામાં તેમની મજૂરી કરતાં દેવના મનમાં જરા પણ સંકોચ થતો નથી. દેવ તો નામર્દ છે, નામર્દ. બળવાનનું બળ જોઇને સંતાતો ફરે છે. તુકારામ કહે છે કે દેવ કેવા છે એવું જો કહેવુંજ હોય તો કહેનારે જાણવું જોઇએ કે દેવના કરતાં રાઇનો દાણો પણ ઘણો મોટો કહેવાય; અર્થાત્ તે અતિ સૂક્ષ્મ છે.

૧૨૬૨–દેવ દયાળુ છે–તે અતિ દયાળુ છે; કારણકે તે ઘણા જીવોના ઉપદ્રવને સાંખી લે છે. દેવ તો ઉદાર છે–અતિ ઉદાર છે; કારણકે જો ભક્તો તેને થોડુંક આપે તો તેના બદલામાં તે તેમને અનેકગણું વળતર વાળી આપે છે. તુકારામ કહે છે કે દેવ ભલા છે–ઘણાજ ભલાછે એમ જાણીને તો હું તેમના ચરણને વળગી રહ્યો છું.

૧૨૬૩–દેવ મર્યાદા રહિત છે–મર્યાદા રહિત છે; કારણકે તે સર્વકાળ અને સર્વ દિશામાં વ્યાપી રહેલા છે. દેવ પોતેઅક્રિય છે–અક્રિય છે. તેણે પોતાની માયાને સત્ય જેવી બતલાવીને તે

માયાના કોકડામાં મને ગૂંચવી માર્યો છે. દેવ લાલચુ છે-લાલચુ છે; કારણકે તેને પોતાના ભક્તોની સેવાનો એવો ચસકો લાગી ગયો છે કે તેણે તેમને બધાને જીવભાવની અંદર કેદ કરી રાખ્યા છે. દેવ તો બીકણ છે-ખૂબ બીકણ છે; કારણકે જ્યાં તે કોઇનામાં દૃઢ ભાવ જોઇ લે છે કે તરત તેની આગળ જીલણ્યે કરવા મંડી જાય છે. તુકારામ કહે છે કે એ દેવ મારે નથી જોઇતો-હા હા, મારે નથી જોઇતો; કારણકે તે મને પોતાના કામમાં ને કામમાંજ રૂંધી રાખે છે.

૧૨૬૪-દેવ તો ફૂટલા કપાળનો છે, અરે! તે ફૂટલા કપાળનો છે; કારણકે તેની ઉત્પત્તિનું કશું ઠેકાણુંજ નથી. તેની મા, તેનો બાપ, તેનો ભાઈ, એ બધાંનું કાંઈ નામનિશાન કે ઠામઠેકાણુંજ મળે નહિ. તે તો પ્રકૃતિની પેલી બાજુના દેશનો રહેવાસી છે. દેવ કુળ રહિત છે-કુળ રહિત છે; કારણકે તે ગમે તેની સાથે પોતાનું સગપણ જોડી શકે છે. તુકારામ કહે છે કે દેવ મોટામાં મોટો લબાડ છે; કારણકે તે સૌને પોતાના દંભમાં ફસાવી મારનાર પાખંડી છે.

૧૨૬૫-દેવ તો ખરેખર ભૂખે મરતા દુકાળિયા જેવો છે; કારણકે ભક્તોએ આપેલા ભાજીના ડીચાને જોઇને તેના ભણી દોડી જાય છે. દેવ ચોકીદાર છે, ચપરાસી છે; કારણકે બલિરાજાની બીકને લીધે તે તેના મહેલને દરવાજે પહેરેગીર બનીને ઊભો છે. દેવ ભાવનો ભૂખ્યો છે-ભાવનો ભૂખ્યો છે; કારણકે તે પોતાના સેવકોનો સેવક બની જાય છે. જે કોઇ જેવી ભાવના કરે છે તેવો તે તેના પ્રતિ થઇ જાય છે. તુકારામ કહે છે કે દેવ અતિ સૂક્ષ્મ છે-અતિ સૂક્ષ્મ છે; કારણકે તે પરમાણુથી પણ નાનો છે.

૧૨૬૬-દેવ બહુ ભલા છે-બહુજ ભલા છે; કારણકે તેમને

જે જાતનો ભક્ત મળે છે તેની સાથે તે પણ તેવાજ બનીને તેની સાથે મળી જાય છે. દેવ ઘણા ઉદાર છે-ઘણા ઉદાર છે; કારણકે જયારે તે પોતાના ભક્તોને કાંઇક આપવા બેસે છે ત્યારે તે થોડા ઘણાનો વિચારજ કરતા નથી. દેવ બળવાન છે-ઘણાજ બળવાન છે. ત્રણે લોકમાં તેમની સાથે બળમાં સરસાઈ કરી શકે એવો કોઇ છેજ નહિ. અમારે દેવ જોઇએ છે-અમારે દેવ જોઇએ છે; કારણકે તે જીવમાત્રને પ્રિય છે. તુકારામ કહે છે કે દેવ ઘણા સારા છે-ઘણાજ સારા છે; એથીજ હું તેમને ચરણે વળગી રહ્યો છું.

૧૨૬૭-મારે દેવને જોવા છે-મારે જોવાજ છે; તેમને જોવાને માટે હું ઊંચા પ્રકારની સાત્વિક વૃત્તિનો આશ્રય લઉં છું. જેમણે એક વાર દેવને જોઇ લીધા છે તેમને કશાનો ભય હોતો નથી-કશાનોજ ભય હોતો નથી. હું દેવની આગળ ભિક્ષા માગું છું-દેવની આગળ ભિક્ષા માગું છું. જીવને પોતાના મનમાં જે કાંઇ કહેવા જેવું હોય તે બધુંજ તેની આગળ નિવેદન કરી દેવું. દેવ બધું જાણે છે-બધુંજ જાણે છે; કારણકે ભક્તોનાં અંતઃકરણની છૂપી વાતો તે કોઇના કહ્યા વિના જાણી જાય છે. તુકારામ કહે છે કે દેવ તો કાતર જેવા છે-કાતર જેવા છે; કારણકે ભક્તોનાં અંતઃકરણમાં પડી ગયેલી જડ-ચેતનની ગ્રંથિને તે કાપી નાખે છે.

૧૨૬૮-દેવ અમારા છે-અમારા પોતાના છે; કારણકે તે જીવ માત્રના જીવ છે. દેવ અમારી સમીપ છે અને અંતર્બાહ્ય બધી દિશાઓને ભરીને બેઠા છે-બધી દિશાઓને ભરીને બેઠા છે. દેવ ઘણા ભલા છે-ઘણાજ ભલા છે; કારણકે ભક્તજનોના મનની તમામ કામનાઓને તે પૂર્ણ કરી દે છે. દેવ એવા છે કે કલિકાળને પોતાની બગલમાં દબાવી મારીને તેની ચુંગાલમાંથી અમારૂં રક્ષણ કરે છે-અમારૂં બરાબર રક્ષણ કરે છે. તુકારામ કહે છે

કે દેવ દયાળુ છે-ઘણાજ દયાળુ છે; કારણકે તે મારી સંભાળ લે છે.

૧૨૬૯-ચાલો, આપણે બધા દેવને ગામ જઇએ. ત્યાં દેવ આપણને વિશ્રાન્તિ આપશે. આપણાં સુખદુઃખની વાતો આપણે તેને કહી દઈશું તો તે આપણી ભૂખનું નિવારણ કરશે. દેવ તો સુખના સાગર છે એમ સમજીને આપણે આપણો બધો ભાર તેના ઉપર નાખી દઇએ અને એકદમ તેના ચરણને વળગીને પડી રહીએ.તુકારામ કહે છે કે આપણે દેવનાં લાડકાં બાળકો છીએ.

૧૨૭૦-મોઢેથી હરિસ્મરણ કરતા રહેવાથી ત્યાં આગળ પ્રેમનો વાસો થઈ જાય છે. પ્રેમ વૈષ્ણવોના ગામોમાં જઇને તેમને ખોળતો ફરે છે. ભોળા ભક્તોના પ્રેમને જોઇને પ્રેમ બળ-જબરાઇથી તેમની પૂંઠે પડે છે. જે ઠેકાણે હરિકથા થતી હોય ત્યાં આગળ તો પ્રેમ બળાત્કારે ધામો નાખીને અડી જાય છે અને ત્યાંથી મારીને હાંકી મૂકીએ તોપણ ત્યાંથી ખસતો નથી. તુકારામ કહે છે કે વિષ્ણુના ભક્તોના ઘરમાં વાસો પૂરવાની પ્રેમને બહુ ઇચ્છા થયા કરે છે.

૧૨૭૧-સંત-મહાત્માઓ જ્યારે મારૂં સન્માન કરે છે ત્યારે મને ઘણી શરમ આવે છે, એમ થવાનું કારણ હે દેવ! એ છે કે તમે મારા ઉપર કૃપા કરી નથી તેની મારૂં મન સાક્ષી પૂરે છે. દુનિયાદારીની મોટાઈમાં હું ગૂંચવાઇ પડયો છું અને તેથી કરીને મારા જીવને ઘણું દુઃખ થાય છે. તુકારામ કહે છે કે હે પંઢરી-નાથ! તમે તમારી માયાનો હવે અંત લાવી દો.

૧૨૭૨-હે વિઠ્ઠલ! જ્યાંસુધી તમે મારો અંગીકાર કરો નહિ ત્યાંસુધી ખાલી ભક્તોનો વેશ ધારણ કર્યાથી ભવનદીની પાર જઈ શકાય એમ છેજ નહિ. જેમ કાણા તૂંબડાની મદદથી

નદી તરી જવાય નહિ, તેમ ભક્તના બાહ્ય આડંબરથી ભવસા
પણ તરી શકાય નહિ. મારા અંતઃકરણમાં તમારા પ્રતિ
તો હજી ઉત્પન્ન થયો નથી. મેં ફક્ત દુનિયાના લોકોની આગ
સંત તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. તુકારામ કહે છે કે હે દેવ
તું મને આમ ખાલી ખાલી શા માટે ફસાવી મારે છે?

૧૨૭૩–હે ચક્રને ધારણ કરનારા દેવ! હવે જો તું મ
દર્શન દેતાં વિલંબ કરીશ તો પછી તારૂં દર્શન મને કશા ઉ
યોગમાં આવનાર નથી; તેનું કારણ એવું છે કે જેવો હું પો
છું તેવોજ હે હરિ! હું તમારી આગળ જાહેર થઇ જાઉં છુ
સંસારને ગ્રાસ કરી જનાર કાળ જો મને ગળી જશે તો તે
તારા નામને બટ્ટો લાગશે. તુકારામ કહે છે કે હે દેવ! પતિતો
રક્ષણ કરવાની તારી જે પ્રતિજ્ઞા છે તેને તું છેવટે સાચી પાડજે

૧૨૭૪–હે પાંડુરંગ! તું કહ્યા તો કરે છે કે પાપીઓને
તારવાની મેં પ્રતિજ્ઞા લીધી છે; ત્યારે મારા સરખા પાપીનો તે
ઉદ્ધાર કેમ ન કર્યો તેનું કારણ કહે. હાથકંકણને વળી આરસીને
શો ખપ? જે પ્રત્યક્ષ છે તેને માટે પ્રમાણની શી જરૂર? ત્યારે તું
જુએ તો છે કે હું જેવો અગાઉ પાતકી હતો તેવો ને તેવોજ હું હજી
છું. તમામ પ્રકારના વ્યાધિને દૂર કરવાનુ સામર્થ્ય કુશળ
વૈદ્યમાં હોય છે તેવું પતિતોને પાવન કરવાનું સામર્થ્ય તારામાં હોય
એમ દેખાતું નથી. તુકારામ કહે છે કે જ્યાંસુધી મારો પોતાનો
જાતિ અનુભવ થાય નહિ ત્યાંસુધી તું પતિતપાવન છે, એવું તું
ભલે કહેતો ફરે પણ તારા કથનમાં કોણ વિશ્વાસ કરવાનું હતું?

૧૨૭૫–હે દેવ! તારી પાસે જે સામર્થ્ય અગાઉ હતું તે
આ વખતે કેમ કાંઇ પોતાનું પાણી બતાવતું નથી? કે પછી તું
હવે બળહીન બની ગયો છે? હે ગોવિન્દ! તારા હાથમાં ગદા,

સુદર્શન ચક્ર વગેરે જે આયુધ હતાં તે તું ખોઈ આવ્યો. તેની તને હવે શરમ આવે છે, તેથી તું આવો શક્તિહીન બની બેઠો છે? મને તો હવે એવું લાગે છે કે મારાં સંચિત કર્મોના બળ આગળ તું હારી ગયો અને તે તારા કરતાં વધારે બળવાન છે એવું સાબિત થઇ ગયુ. તુકારામ કહે છે કે હે દેવ! જ્યારે તારે હાથે મારો ઉદ્ધાર થઇ શકતો નથી ત્યારે તારા પેલા બિરુદનો શો ઉપયોગ રહ્યો? માટે હવે તું તારું 'દીનાનાથ' એવું જે નામ છે તેનો ત્યાગ કર.

૧૨૭૬-પાણીનો સ્વભાવ એવો છે કે આપણે આપણી બુદ્ધિ, બળ અને જાતમહેનતથી જે દિશા તરફ તેને વાળીએ તે દિશા તરફ તે વહી જાય છે, એમાં પાણીનુ કાંઈજ ચાલતું નથી. તે તો જે તરફ જમીન ઢાળવાળી હોય તે તરફ એકદમ વહેવા માંડે છે. એક વાર અક્કલ અને મહેનતનો ઉપયોગ કરીને પાણીનો કાંસ તૈયાર કર્યો એટલે પછી પખાલ વડે, કોશ વડે કે જેના વડે પાણીને ઉલેચવું હોય તેના વડે ઉલેચી શકાય છે. તુકારામ કહે છે કે એ પાણી જે બીજના વાવેતરમા સીંચીશુ તે બીજના જેવોજ પાક કુદરતી રીતે તૈયાર થશે.

૧૨૭૭-પાણીમા તરશને મટાડવાનો ગુણ રહેલો છે, તેથી કરીને પાનાર નાનો છે કે મોટો, દુષ્ટ છે, પાપી છે કે ચોર છે, તેનો વિચાર પાણી કરતુ નથી તે તો સર્વને એક સરખોજ સ્વાદ આપે છે અને તેની તૃષા મટાડીને તેને શાંત કરે છે તરસ્યો માણસ પાણીની પાસે જાય તો તુ દહાડે પીજે અને રાત્રે પીશ નહિ એવુ પણ પાણી તેને કહેતુ નથી. તે તો સૌને આઠે પહોર, જ્યારે પીએ ત્યારે, શાંતિપ્રદાન કરે છે. તુકારામ કહે છે કે વળી પાણી પીવાનાં વાસણનો પણ વિચાર કરતુ નથી;

કોઇ પણ ધાતુના વાસણથી પીઓ અથવા માટીના વાસણથી પીઓ, ગમે તેનાથી પીઓ પણ તેનો સ્વાદ એકનો એકજ.

૧૨૭૮-કોઇ મારી પાસે આવીને મને પીએ એવી પાણીને ઇચ્છા હોતી નથી, તેમ કોઇ પણ પીવાને આવે તો વળી આ કયાંથી આવ્યો એવો તેને સંકોચ પણ થતો નથી. વળી તેને જ્યાં કોઇ લઇ જાય ત્યાં તે ચાલ્યું જાય છે અને તેને જેમ રાખો તેમ રહે છે. એકજ ખેતરમાં શેરડી, ડુંગળી અને એવી એવી જુદા જુદા સ્વાદવાળી વસ્તુઓ વાવીએ અને તેમને પાણી સીંચીએ તોપણ દરેક વસ્તુનો રસ, કોઇનો ગળ્યો, કોઇનો કડવો, કોઇનો તીખો, તે તે વસ્તુમાં રહીજ જાય છે અને એક વસ્તુની ગંધ અથવા તેનો સ્વાદ બીજી વસ્તુના સ્વાદ અથવા ગંધમાં ભળી જતાં નથી. તુકારામ કહે છે કે હરકોઈ મનુષ્ય પોતપોતાની ઇચ્છા મુજબ પાણી દ્વારા સુખ અથવા દુઃખ ગમે તે પ્રાપ્ત કરીશકે છે.

૧૨૭૯-હે અનંત! પૂર્વકાળમાં જે જે લોકો તરી ગયા છે તે બધાજ પોતપોતાના પુરુષાર્થ દ્વારા ધર્મની કમાણી કરીને તરી ગયા છે; તેથી કરીને મેં સૌનો ઉદ્ધાર કર્યો એવી જે તું બડાઇ કરે છે તે મને સાચી લાગતી નથી; એનું કારણ એ છે કે જે કોઇ તને અનન્ય ભાવથી ભજે છે તેનો તું અનન્ય ભાવથી અંગીકાર કરે છે. જેમ કોઇની પાસે કાંઇ ઉછીનું લીધું હોય અને તે તેને પાછું આપીએ તો આપણે તેના ઉપર કશો પાડ કર્યો કહેવાય નહિ, તેમ કશો ધર્મ કર્યો એવું પણ કહેવાય નહિ; તેવી રીતે તેં લોકોને તાર્યા એમાં તેં પણ કશું વિશેષ કર્યું નથી; પણ હે પાંડુરંગ! મારા સરખો કોઇ પાતકી એકદમ તણાયો જતો હોય અને તેને તેં તાર્યો હોય એવો એક પણ દાખલો તારી પાસે હોય તો બતાવ. તુકારામ કહે છે કે હે પતિતપાવન!

તારા નામ પ્રમાણે તું કામ કરે છે એવું પણ મને તો જરાય દેખાતું નથી; ત્યારે હવે તું કેવો છે તે તારા પોતાના મનમાંજ સમજી લેજે.

૧૨૮૦–હે દેવ! તારા સિવાય હું બીજા કોને મહેણાં-ટોણાં મારૂં? અને કદાચ મારૂં તો તેને સાંખે પણ કોણ? તારા સિવાય મારૂં પોતાનું કહેવા જેવું બીજું કોણ છે તે તું મને કહે; આવું છે છતાં પણ તેં મને તારાથી વેગળો અને દુઃખી કરી રાખ્યો છે! આમ કરીને તેં મારો એકદમ ત્યાગ કર્યો છે ખરૂંને? હું તને બોલાવું છું તે તું સાંભળે છે અને છતાં તું સાંભળ્યું ન સાંભળ્યું કરે છે અને મને જોઇને તું તારા મોઢા ઉપર આડું લૂગડું ઢાંકી દે છે. તુકારામ કહે છે કે હે દેવ! તું અને હું બેઉ એકજ ગામના રહેવાશી છીએ અને છતાં પણ તું મારી આવી ઠગાઈ કરે તેથી મારા જીવને ઘણું લાગી આવે છે.

૧૨૮૧–હે દેવ! તારી વિનંતિઓ કરતાં કરતાં તો મારૂં ગળું બેસી ગયું અને મારૂં હૈયું શુષ્ક થઈ ગયું. મારૂં આયુષ્ય આમ વ્યર્થ વહી જાય છે એમ જાણીને મારા મનને હવે ધીરજ રહેતી નથી. હે દીનજનોના બેલી પાંડુરંગ! મને તારવાની હજી પણ તારા અંતઃકરણમાં કેમ ઊલટ પેદા થતી નથી? દ્રવ્ય તો મારી નજરે પથ્થર જેવું દેખાય છે અને આઠ પ્રકારના ભોગના ઉપચાર મારા શરીરને ઝેર જેવા દુઃખદાયક લાગે છે. ઓ હરિ! મારાથી કાંઈ અપરાધ થયા હોય તો તું મને માફ કર અને તું મને આલિંગન દઇને તારા પ્રેમનું સુખ ચખાડ. મને તારૂં રૂપ જોવાની ખરેખરી તાલાવેલી લાગી છે. તે તાલાવેલી સાધારણ નથી, પણ સદાકાળ અંતર્બાહ્ય એક સરખી રીતે વ્યાપી ગયેલી છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! હવે તો તારા ચરણનો

આશ્રય લેવો એજ મારે માટે એક ઉપાય રહી ગયો છે; કારણકે તે સિવાય હું બીજું કશું જાણતો પણ નથી.

૧૨૮૨–મોટાં મોટાં લાકડાંને કોચી નાખવાનું કામ ભમરાને માટે ઘણુંજ સહેલ છે; પણ તેજ ભમરો કમળના જેવા એક ફૂલને નથી કોચી શકતો અને કમળ બિડાઈ જાય છે ત્યારે તે તેની પાંદડીઓની વચમાં કેદ પુરાઇ રહે છે. તેમ થવાનુ કારણ એવું છે કે પ્રેમનું બંધન કાંઇ કરતાં પણ છૂટતું નથી. છોકરૂં પોતાના પ્રેમના બળથી બાપને વળગી પડીને તેને બેઠેલો ઉઠાડે છે. તે બાપ બળવાન હોવા છતાં બાળકના પ્રેમ આગળ તેનું કાંઇ જોર ચાલતું નથી અને નાના બાળકથી હારી જાય છે. તુકારામ કહે છે કે તેવીજ રીતે ભકતોના શુદ્ધ ભાવના જોર આગળ નિરાકાર દેવ પોતાની હાર કબૂલ કરીને સાકાર બની ગયો છે.

૧૨૮૩–અમુક ભાવિક માણુસ હતો, તેની આગળ ભલભલા બળિયાઓનું પણ કશું જોર ચાલતું ન હતું. તે ભાવિક માણુસ દેવના ઉપર પણ પોતાનું બળ અજમાવતો હતો. ભાવિક ભક્તોના સિવાય પોતાના ઉપર સત્તા ચલાવનાર દેવની પાસે બીજો કોઇ હોતો નથી. ભાવિક ભક્ત તેને જે ઠેકાણે બેસવાનું કહે ત્યાં દેવ પોતાનું તમામ સામર્થ્ય એક બાજુએ રહેવા દઇને ભક્તને વશ થઇને તેની બતાવેલી જગ્યાએ જઇને બેસી જાય છે. તુકારામ કહે છે કે દેવ જે ઠેકાણે રહે છે તે ઠેકાણે તેને કોણ જોઈ શકે છે?

૧૨૮૪–હું ભલે ગરીબ છું પણ મારા ભાવના બળ વડે ઘણોજ આનંદમાં રહું છું. મારૂં ચિત્ત સદાકાળ સમાહિત અવસ્થામાં રહે છે અને મારા ઉપર બીજા કોઇની સત્તા ચાલતી નથી. નાના પ્રકારના કુતર્કો પૈકી કોઇને મારી પાસે આશ્રય મળતો નથી; કારણકે તેમને પ્રવેશ કરવા જેટલો પણ મારૂં મન અવ-

કાશ આપે ત્યારે ને? તુકારામ કહે છે કે મારી સમગ્ર પ્રવૃત્તિ પાંડુરંગના સ્વરૂપની સાથે યોગ કરવા પૂરતીજ હોય છે અને મારા ઉપર તેમની સત્તાનુંજ એકછત્રી રાજ્ય ચાલે છે.

૧૨૮૫-મારૂં મન મારી સત્તાના દાબ નીચે રહે છે, તેથી કરીને હું તેને વિઠોબાની આણ દઇને જે સ્થિતિમાં રહેવાની આજ્ઞા કરૂં છું તેજ સ્થિતિમાં તે રહે છે. તેને હું જે જે આજ્ઞાઓ કરૂં છું તે તે આજ્ઞાઓને તે માથે ચઢાવીને તે મુજબ વર્તતું રહે છે. આવું થવાથી વિષય-વિષયીને લગતી અનેક પ્રકારની ભાંજગડોમાં પહેલાં મારૂં મન દોડ દોડા કરતું હતું, તે દોડાદોડ હવે શમી ગઈ છે અને ફરીથી વધવાનો સંભવ પણ દેખાતો નથી. તુકારામ કહે છે કે મનનું આસ્તિકપણું અને નાસ્તિકપણું એટલે શું તે હવે મને સમજાઇ ગયું.

૧૨૮૬-હે દેવ! હું ખાઉં છું, પીઉં છું, લેવડદેવડ કરૂં છું અને સંસારને લગતા તમામ વ્યવહાર કરૂં છું તો ખરો, પણ તે બધાને તારે નામે જમા કરતો જાઉં છું. આથી કરીને કોઇ પણ બાબતની ચિંતા કે જવાબદારી હું મારા માથા ઉપર રાખતો નથી અને રોજનાં કામોનો હિસાબ મારી પાસે રહેતો નથી; આમ હોવાથી મારી પાસે અમુક છે અને અમુક નથી એવું તને કહી દેવાનુંજ કામ મારૂં છે. એ ઉપરાંત મારે માથે બીજા કોઇજ કામની જવાબદારી હું મુદ્દલે રાખતો નથી. તુકારામે કહે છે કે મેં મારો બધોજ ભાર તારા માથા ઉપર નાખી દીધો ત્યારથી મારે ચિન્તા કરવાનું કશું કારણ રહ્યુંજ નથી.

૧૨૮૭-મારા માથા ઉપરથી મેં તમામ બાબતોની જવાબદારી ઉતારી નાખી તે ઘણુંજ સારૂં કર્યું. અનેક જાતની ફિકર-ચિન્તાઓના ડુંગર જેવડો ભાર હું મારે માથે લઇને ફરતો હતો,

તે બધો બોજો મારા માથા ઉપરથી ઊતરી જવાથી મને હવે નિરાત થઇ ગઇ છે નફામા તો ધૂળની ધૂળ અને તે છતા રાત દહાડો કામક્રોધાદિ વિકાર મને સતાવ્યાજ કરતા હતા તે પીડા પણ ટળી ગઇ તુકારામ કહે છે કે મારી તમામ પીડાઓનો અત આવી ગયો છે અને રોજ ઊઠીને જે ખટપટ કરવી પડતી હતી તે પણ હવે કરવી પડતી નથી

૧૨૮૮–પૂર્વજન્મોના સચિત કર્મોને તો ભોગવી નાખ્યેજ છૂટકો છે, એમ જાણીને ભોગવી ભોગવીને તેમનો ક્ષય કરી નાખવો અને નવા કર્મો કરવા નહિ આવુ કરીને હુ હવેથી મારી મૂળ ની આત્મસ્વરૂપ સ્થિતિમા દૃઢ થઇને બેસી રહુ છુ આજથી હુ હવે બીજા કોઇની ચાકરી કરનાર નથી આજસુધી તો હુ વિષ યેચ્છા અને કામનાઓના હાથમા ફસાઇ ગયો હતો, તેથી કરીને મને રાતદિવસ જરાય ચેન પડતુ ન હતુ તુકારામ કહે છે કે હવેથી મારી પરાધીનતાના દહાડા પૂરા થયા અને આજથી હું મારી ઇચ્છા મુજબ અને મારી પોતાનીજ સત્તા મુજબ વર્તણુક કરવા સ્વતત્ર બની ગયો છુ

૧૨૮૯–આપણે જે ગામમા રહેતા હોઇએ તેના પ્રતિ ઉદા સીન ભાવ રાખવો નહિ આવુ કરવાથી આપણે આપણા હાથ માની વસ્તુનો ઉપભોગ કરી શકીશુ અને આપણા મનને કોઇ પણ જાતનો આઘાત પહોચશે નહિ હે હરિ ! હુ તો તમારાજ ગામમા વાસ કરીશ, તમારીજ મોટાઇના વખાણ કરતો રહીશ અને હુ તમારોજ છુ, તમારોજ છુ એવુ મોઢેથી કહેતો રહીશ તુકારામ કહે છે કે પોતાના સેવકને નુકસાન થવા ન દેવુ એ ઉત્તમ નીતિ છે

૧૨૯૦–હે દેવ ! તમે મારો અગીકાર કર્યો છે, એવી મને

પાકી ખાત્રી શી રીતે થાય ? ઓ મારા દેવ ! મને પોતાને તો એવો કશોજ અનુભવ થતો નથી. વિચાર કરી જોતાં મને સમજાય છે કે હું જેવો પહેલાં હતો તેવો ને તેવોજ હજી પણ છું. મારી પારમાર્થિક ઉન્નતિ ન કરતાં તમે મારા લૌકિક સુખમાં શા માટે વધારો કર્યો ? પુષ્કળ રત્નોની પોટલી બાંધીને તેમનો માલિક તેમને પોતાને માથે લઈ લઇને ફરે અને તેથી કરીને તેને જેવી ફિકર-ચિન્તા થયા કરે તેવીજ મારી હાલત તમે મારા માથા ઉપર લૌકિક સુખનો બોજો લાદીને કરી મૂકી છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી મારો હૃદયપલટો થાય નહિ ત્યાંસુધી તો તમે આવું કરીને મને ઊલટો ફસાવી માર્યો છે એવુંજ મને લાગ્યા કરે છે.

૧૨૯૧–લોકો એક બીજાની સાથે નિષ્કપટ ભાવથી બોલે ત્યારેજ તેમનું કથન સત્ય ઠરે છે. હે પાંડુરંગ ! આ વાત શું તમને ખુલ્લી કરીને કહેવાની જરૂર હોય ખરી ? તમે તમારા પોતાના મનની અંદરજ સમજી જાઓને ! ભોજન પીરસતી વખતે પીરસનારને જમનારના મનના ભાવની જાણ હોય તો તેથી કરીને તેને કયી વસ્તુ ઘણામાં ઘણી ભાવે છે તે પીરસનાર સમજી જાય છે. એમ થવાથી તેજ વસ્તુ લઇને તે જમનારના તરફ પ્રેમપૂર્વક પીરસવાને સારૂ દોડી જાય છે. એવીજ રીતે પીરસનારના પ્રતિ જમનારનો પણ પ્રેમ હોય તો તે પીરસેલી વસ્તુને પ્રેમથી જમતો જાય છે. આ એક પ્રેમનું ઉદાહરણ થયું. તુકારામ કહે છે કે એવા પરસ્પર આદરસત્કારનાં પુષ્કળ દૃષ્ટાંત આપી શકાય છે. કેટલાંક દૃષ્ટાંતમાં આત્યંતિકતા હોવાથી સાચાં હોય છે અને કેટલાંકમાં લૌકિકપણાની ગંધ વધારે પડતી હોવાથી ખોટાં દીસે છે.

૧૨૯૨–ભાવિક ભોળા ભક્તોની સ્થિતિમાં કદી કશો ફેરફાર થતો નથી. બીજા કેટલાક એવા હોય છે કે તેમના પુણ્યોનો

ક્ષય થઈ જવાથી તેઓ પોતાની સ્થિતિમાંથી ભ્રષ્ટ થઈ જાય છે. વિષ્ણુના ભક્તોનોજ એક વર્ગ એવો છે કે જેઓ ગર્ભવાસનાં દુઃખને કદી જાણતાજ નથી. તુકારામ કહે છે કે વિઠોબાનું નામ ઉત્તમ હોવાથી સત્ય છે.

૧૨૯૩–હે મારા મન! આજે હું તને જે કાંઇ કહું તે તું ધ્યાન દઈને સાંભળ. હું તને એવું કહેવા માગું છું કે તારે પંઢરપુર જવું અને ત્યાં ઈંટના ઉપર પગ માંડીને ઊભા રહેલા શ્યામસુંદરનાં દર્શન કરવાં. જો તું નિત્ય રામ, કૃષ્ણ, હરિ, ગોવિન્દ, એવાં નામનો જપ કરીશ તો તું મને જે કામ સોંપીશ તે હું પણ કરીશ. તું સંતોના ચરણને વંદન કર અને હરિકથા કરવામાં ઉલ્લાસ રાખ. આટલાં વાનાં હું તારે શરણે આવીને તારી પાસે માગું છું. આટલા માટે તું એ યોગ્ય વસ્તુઓનું મને દાન દે. ભજન થતું હોય ત્યાં તારે પૂર્ણ પ્રેમભાવ સહિત નૃત્ય કરવું અને હાથ વડે તાળી બજાવવામાં તત્પર રહેવું; વળી તારે તારા અંતઃકરણમાં ભરાઈ રહેલા તમામ મેલને કાઢી નાખવા એવું તુકારામ કહે છે.

૧૨૯૪–હરિ તો વૈકુંઠમાં એક ક્ષણવારને માટે પણ રહેતા નથી; તેમ શેષ, ગરુડ અને લક્ષ્મીની ત્રિપુટી પણ ક્ષીરસાગરમાં રહેતી નથી. ત્યારે તેઓ ક્યાં રહે છે? જ્યાં વૈષ્ણવ ભક્તોનો મોટો સમુદાય ભેગો થયો હોય છે ત્યાંજ હરિ દોડી જાય છે. હરિ પણ ઘણાજ ભાવિક છે. હરિ ભોળા છે અને ગુણસંપન્ન પણ છે અને કોઈ તેમના નામનો મોઢેથી ઉચ્ચાર કરે તો તેમને ઘણું પ્રિય લાગે છે. તપ, વ્રત, દાન વગેરે મોટાં મોટાં સાધનોથી પણ જે દેવ રીઝતા નથી અને કોઇ પણ ઉપાયે જેમની પ્રાપ્તિ થવી દુર્લભ છે તે દેવ 'રામ, કૃષ્ણ, હરિ, ગોવિન્દ' એટલું કહે-

ત્યાંજ આપણી પાસે દોડતા આવે છે. જેમના ઉદરમાં ચૌદ-ભુવન સમાઈ જાય છે તે હરિ પોતાના ભક્તોને ગળે વળગીને તેમને પ્રેમાલિંગન દે છે અને તેમના પ્રેમનો તથા તેમની ભક્તિનો તેમને યોગ્ય પુરસ્કાર આપીનેજ સંતુષ્ટ થાય છે. જે હરિ રૂપરહિત અને આકૃતિરહિત છે તે નાના પ્રકારના અવતાર ધારણ કરીને પોતાનાં હજારો નામનો સ્વીકાર કરે છે. તુકારામ કહે છે કે આવા હરિ પોતે પોતાના ભક્તોના ઋણી છે એવું માન્યા કરે છે. શાસ્ત્રપુરાણાદિ ગ્રંથમાં અથવા યોગીઓના ધ્યાનમાં જે હરિ શોધ્યા જડતા નથી તે પોતાના ભક્તોનાં કીર્તન પ્રસંગે ખૂબ પ્રેમપૂર્વક નૃત્ય કરે છે.

૧૨૯૫-આપણે મહેલી અને સરળ વાટે ચાલ્યા જઇશું અને મોઢેથી વિઠ્ઠલનું નામ ગાતા ગાતા આપણો માર્ગ કાપતા જઇશું. હું અને તમે બધા સૌ ખેલાડીઓનો સમુદાય ભેગા મળીને ખૂબ આનંદ અને અટ્ટહાસ્ય સહિત હરિકીર્તન કરીશું. ચાલો, આપણે ધ્વજાપતાકા અને ગરુડચિહ્‌ન વડે આપણા કીર્તન સ્થળને શણગારીને શોભીતું કરીએ. તુકારામ કહે છે કે વૈકુંઠ જવાનો આ રસ્તો ઘણો ચોખ્ખો અને ટૂંકો છે.

૧૨૯૬-મનુષ્યના આનંદથી માંડીને બ્રહ્માના આનંદ સુધીની જે જે ચઢતી-ઊતરતી આનંદની શ્રેણીઓ છે તે બધીજ અમારા હૃદયની અંદર ભરપૂર પડી છે. અમારા આનંદમાંથી હરિનામ-ચિંતનના પ્રેમના ઓઘ ભારે વેગ સહિત વહી જાય છે. રામ, કૃષ્ણ, નારાયણ, એવાં નામના કીર્તનનાં અથાગ પૂર ચાલ્યા જાય છે. તુકારામ કહે છે કે નામસંકીર્તનનાં પૂર ઐહિક અને પારત્રિક એઉ કિનારાને છલાછલ ભરીને વહ્યા કરે છે.

૧૨૯૭-ચાડી-ચુગલી કરનારને જન્મ આપનારી માત

વ્યભિચારિણી હોવી જોઈએ. એવા ચૂગલીખોર લોકો સંતોના છિદ્રોને કપટબુદ્ધિથી ખોળતા ફરે છે. તેઓ કૂતરા છે એમ જાણવું. સંતોએ જાણે તેમના બાપનું કાંઇ ખાઈ બગાડયું ન હોય, એમ તેઓ તેમના ઉપર દ્વેષ કરે છે. તુકારામ કહે છે કે તેઓ પોતાને મોઢથી એવાં વચન બોલે છે કે જેને પરિણામે તેમનો પોતાનોજ વિનાશ થાય છે.

૧૨૯૮–જેને સાપ કરડયો હોય છે તે જીવેથીજ જાય છે, પણ દુર્જનનું ટાકું તો સાપના ડાકા કરતાં પણ વધારે હાનિકારક છે. આવું કૃત્ય કરવાથી એ દુર્જનોને શો લાભ થતો હશે? બધાજ લોકો તેમનાં મોઢાં ઉપર થૂંકે છે. જેને વીછીએ ડંખ માર્યો હોય છે તેને આખે શરીરે આગ બળે છે, પણ દુર્જનનો ડંખ તો વીછીના ડંખ કરતાં પણ વધારે પીડાકારક છે. તુકારામ કહે છે કે આવા દુર્જનો નરકમાં જઇને ત્યાંના ત્યાંજ સડ્યા કરે છે.

૧૨૯૯–સાકર અને ખાંડ એ ભેદ તો માત્ર નામનાજ છે. બેઉના ગળપણમાં તો કશું વધતા-ઓછાપણું હોતું નથી. તેજ પ્રમાણે હે પાંડુરંગ! અમારામાં અને તમારામાં શો ભેદ છે તે કહો તો ખરા. દેહસંબંધી ભ્રાન્તિને ઉત્પન્ન કરીને તેના વડે તમે બધા લોકોને હમેશાં ઠગતા આવ્યા છો. પગનાં સાંકળાં, હાથની પહોંચી, નાકની વાળી અને ગળાની મોહનમાળા, એ બધાંજ એક સોનાના જુદા જુદા આકાર માત્ર છે. એ બધાંને એક ભઠ્ઠીમાં મૂકીને ઓગાળી નાખીએ, તો પછી તેમના જુદા જુદા આકાર રહે ખરા કે? તુકારામ કહે છે કે જ્યાંસુધી પુરુષ સ્વપ્નાવસ્થામાં પડયો હોય છે ત્યાંસુધી તેને સ્વપ્નમાં થતાં લાભહાનિ ખરાં લાગ્યા કરે છે. જાગી ઊઠયા પછી લાભ અને હાનિ બેઉજ મિથ્યા હતાં એવી તેને પ્રતીતિ થઇ જાય છે.

૧૩૦૦–હે દેવ! હું તમારા સ્વરૂપનો મર્મ જાણું છું. તમારા સ્વરૂપનો વિચાર કરીએ એટલે નથી રહેતા દેવ અને નથી રહેતા તેમના ભક્તો. બધાજ ભેદ એક અભેદભાવમાં લીન થઇ જાય છે. જ્યાં મૂળમાં બીજજ નથી ત્યાં પછી તેનાં ફળ તો હાથમાં આવેજ શાનાં? બહુરૂપીની પેઠે અનેક રૂપ ધારણ કરનારા સંસારનો વેશ તમેજ ધારણ કર્યો છે ત્યારે તેમાં પુણ્ય કેવું અને પાપ કેવું? સંસારમાં તમારા એકના સિવાય બીજું છે પણ શું? જ્યાંસુધી અમે અમારૂં સત્ય સ્વરૂપ જાણ્યું અને અનુભવ્યું ન હતું ત્યાંસુધી તો અમને આ બધો તમાશો સાચો લાગતો હતો. એકજ ઘરના એકજ ખૂણામાં અમારો અને તમારો બેઉનો વાસો છે, તેનો મર્મ ન સમજાયાથી અમારો આત્મભાવ અમે ખોઈ બેઠા છીએ; પણ જ્યાં અજ્ઞાનની નિવૃત્તિ થઇ ગઇ એટલે તેની સાથે જન્મમૃત્યુનો ઝઘડો પણ પતીજ ગયો. તુકારામ કહે છે કે હું આ રીતે હરિની સાથે ઐક્ય ભાવને પામી ગયો છું, તોપણ એકાંતમાં અને લોકાંતમાં દેવ અને ભક્ત એવો પરસ્પર સંબંધ જોડી રાખવાની સગવડની ખાતર હું ફરીથી દ્વૈતભાવનો આશ્રય ગ્રહણ કરીને જીવું છું.

૧૩૦૧–ઓ મારાં મા ને બાપ! હું તમારો નાનકડો બાળક તમારી આગળ વહાલમાં અને લાડમાં જે કાંઇ બોબડા-તોતડા બોલ બોલું તેના તરફ તમે ક્ષમાદૃષ્ટિથી જોજો. હે પુરુષોત્તમ! તમારા અપાર મહિમાનું વર્ણન કરનાર હું કોણ? મારૂં ગજું કેટલું? તે બધું હું જાણું છું, પણ તમારા પ્રત્યેના પ્રેમના વેગને વશ થઇને મારાથી તે મર્યાદાઓનું ઉલ્લંઘન થઈ ગયું છે. પુત્ર અને તેના પિતા વચ્ચે એક પ્રકારનો મૈત્રીભાવ ઉત્પન્ન થયો હોય છે તો તેથી કરીને કોઇ વાર પુત્ર નિર્ભયપણે પોતાના પિતાની આજ્ઞાની વિરુદ્ધ આચરણ કરી બેસે છે. હે દેવ! આ બધું તમને

કહેવાની જરૂર હોય ખરી? તમે બધુંય જાણો છો તો ખરા. તુકારામ કહે છે કે હે દેવ! મારા પ્રત્યે તમારો જે પ્રેમ અને મમતા છે તે ઓછાં કરશો નહિ. આજ સુધી તમે મારા લાડકોડ પૂરતા આવ્યા છો, તે પ્રમાણે આગળ ઉપર પણ પૂરતા રહેજો અને વળી તેના કરતાં પણ વિશેષ પૂરજો.

૧૩૦૨–મને તો જ્ઞાનાવસ્થાની ઘણીજ બીક લાગે છે. તેના કરતાં તો, હે નારાયણ! મારી પાસેથી એ બધું જ્ઞાન તું ખેંચી લે. હું તો તારા પ્રેમનો પાનો ધાવ્યા કરીશ અને ભક્તિના આનંદમાં મહાલ્યા કરીશ. તારા પ્રેમની સાથે જેની સરખામણી કરી શકાય એવો પદાર્થ ત્રણે લોકમાં કોઇ છેજ નહિ. તારા ભક્તોના સમુદાયને ફક્ત દહીં–ભાત ખાવામાં જે આનંદનો સ્વાદ મળે છે તે તો બ્રહ્માદિક દેવતાઓને માટે પણ દુર્લભ છે. અડધી ક્ષણ સત્સંગ કરવાથી જે આનંદનો લાભ થાય છે તેની તુલનામાં એક કલ્પપર્યન્તનો સ્વર્ગવાસ પણ કશાજ હિસાબમાં નથી. સત્સંગ કરનારાઓની સમીપ મોક્ષપદ તો હાથ જોડીને દીનપણે આશ્રય માગવા આવે છે. તુકારામ કહે છે કે તું મારો દેવ અને હું તારો ભક્ત એવા આપણા સંબંધમાં જરા પણ ન્યૂનતા ન આવે એ દાન તું મને દે. અગાઉ અભેદ સંબંધને લગતું જે કાંઇ મારાથી બોલી જવાયું તે મને ગમતું નથી.

૧૩૦૩–હે દેવ! મને હવે મારા દેહનું ભાનજ ન રહે એવું તમે કરો તો મારા ઉપર તમારો બેહદ ઉપકાર થાય. હે દેશિરાજ! એમ થવાથીજ મારા જીવને સુખશાન્તિ પ્રાપ્ત થશે; આ વાત મને દીવા જેવી સ્પષ્ટ સમજાઇ ગઇ છે. મને મારી ઇન્દ્રિયો અને ચિત્તની તમામ પ્રકારની વૃત્તિઓ સહિત સર્વતોભાવે તમારા ચરણ આગળ આશ્રયસ્થાન આપો અને મારૂં ચિત્ત સદાકાળ ત્યાં ને ત્યાંજ સ્થિર થઇને રહે તેટલા પૂરતો તેના ઉપર

તમારો જાપતો રાખો. આશા, તૃષ્ણા, ભય, ચિંતા, લજ્જા, કામ અને ક્રોધ ઇત્યાદિ વૃત્તિઓની સાથેનો મારો સંબંધ કાપી નાખો. મારે તો તમારી એકજ બાબતને લગતું વરદાન માગી લેવું છે અને તે એટલુંજ કે સદાકાળ મારા મોઢામાંથી તમારૂં નામજ નીકળ્યા કરે અને મારો બધો સમય સત્સંગતિમાંજ વ્યતીત થાય. બસ, મને આટલુજ વરદાન આપો. તુકારામ કહે છે કે, હે દેવ! મારી પાસે બહિરંગ સેવા ન કરાવતાં મને શુદ્ધભાવ સહિત તમારી અંતરંગ સેવા કરવાનું સુખ ભોગવવા દો.

૧૩૦૪–હે દેવ! તું જો કોઈ પણ કામ કરવાનુ મન પર લે તો એવું કયું કામ છે કે જે તુ ન કરી શકે? તું બધુંજ કરવા સમર્થ છે એમ સંતો હમેશાં કહેતા આવ્યા છે; એટલા માટે હે દેવ! હવે તું મારો પક્ષ લઇને મારા યોગક્ષેમને લગતી સઘળી જવાબદારી તુંજ તારા માથા ઉપર લઇ લે અને મને આ સંસાર-સાગરની પાર ઉતારી દે. યોગ્ય પુણ્યકર્મ અને અયોગ્ય પાપ-કર્મ એ બેઉ એક બીજાની સાથે ગૂંચવાઇને એવું સજ્જડ કોકડું બની ગયુ છે કે મારી બુદ્ધિ તેનો ઉકેલ કરી શકતી નથી. મારી વાણી પણ એવી અલ્પ શક્તિવાળી છે કે તારા મહિમાનું વર્ણન કરવા જતાં તારો અપાર મહિમા જોઇને કુંઠિત થઇ ગઈ છે. આ પ્રશ્ન એવો ગુહ્ય છે કે હું સૌને તેનો ઉત્તર પૂછતો ફરૂં છું, પણ તેમાં કોઇને સમજણ પડતીજ નથી; એટલા માટે હે પાંડુ-રંગ! હવે તો તુંજ મારી લજ્જાનું રક્ષણ કર. તુકારામ કહે છે કે મારા જીવે તો તેનાથી થઇ શકી તેટલી શોધખોળ કરી, પણ આખરે માત્ર એકજ વાતનો ભેદ તેના જાણવામાં આવી શકયો છે અને તે એ છે કે તને હસ્તગત કરવાનો માત્ર એકજ ઉપાય છે અને તે તારા નામનું સ્મરણજ છે. આટલી એક વાત મારી સમજમાં આવી ગઇ છે.

૧૩૦૫–હે કેશવ! જે કોઇ મનુષ્ય પોતાને મોઢેથી એટલુંજ કહે છે કે હું પાંડુરંગનો દાસ છું તે મનુષ્યની ગુસીબત મારાથી ઉદાસીનપણે જોઈ શકાતી નથી. તેને મદદ કર્યા વિના મારાથી રહેવાતુંજ નથી. હે દેવ! જે માણસ તારી કથા અને કીર્તન કરે છે તે મને ઘણોજ વહાલો લાગે છે. જે માણસ તારા નામનું કીર્તન શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે છે તેની આગળ હું નિર્લજ્જપણે નૃત્ય કરીશ. મારે બીજા કોઇ જાતનાં સુખોપચાર જોઇતા નથી. મારે એકજ વાતની સ્પૃહા છે અને તે એ કે હું વૈષ્ણવ ભકતોના ઘર આગળ તેમના ઉચ્છિષ્ટ અન્નનું સેવન કરનાર ભિખારી થઇને ઊભો રહું. તુકારામ કહે છે કે હે દેવ! હવે તમે યોગ્યાયોગ્યતાનો વિચાર કરીને જેથી મારું હિત થતું હોય એવું કાર્ય કરજો.

૧૩૦૬–હે દેવ! તારા ચરણ જે મારા ચિત્તની અંદર વસી ગયા છે તે ત્યાં બેઠા બેઠા મને તારી પ્રાપ્તિનો મર્મ બતાવતા રહે છે. અમને–જ્ઞાનચક્ષુરહિત આંધળાઓને તારા ચરણ સિવાય બીજું એક પણ આશ્રય સ્થાન છેજ નહિ. અમને પરમાર્થના માર્ગ ઉપર થઇને કેવી રીતે દોરી લઇ જવા અને તેના ઉપરથી અમને વિચલિત થવા ન દેવા તે કામ તું એકલોજ જાણે છે. હે દેવ! મારા મનને સ્થિર કરવું અને મારી ઇન્દ્રિયોને શાંત કરી દેવી એ કામ મારાથી થઈ શકે તેવું તો છેજ નહિં. જે કાંઇ મારાથી એ દિશામાં થયું છે તે બધું તેંજ કર્યું છે. પાપપુણ્યનું દ્વન્દ્વયુદ્ધ, જેને પરિણામે ભેદરૂપી અંધકારની આંધી આવી જતી હતી તેનો અંત કરનાર અને મારા હૃદયને સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણોના બંધનમાંથી મુક્ત કરનાર તુંજ છે. તુકારામ કહે છે કે હે મારા દાતાર! આ બધો પ્રતાપ ખરેખર તારોજ છે, તે હું તારો શરણાગત દાસ સારી રીતે જાણી ગયો છું.

૧૩૦૭–હે દેવ! હું જ્યાં જોઉં છું ત્યાં તું મારી જોડેજોડજ ચાલ્યો આવે છે અને મારો હાથ પકડીને તું મને ખરે રસ્તે દોરી જાય છે. હું પરમાર્થના માર્ગ ઉપર પગ માંડીને ચાલી શકું છું તે તારા ટેકા વગરજ ચાલી શકું છું. તું મારી સાથે સાથે રહીને મારા યોગક્ષેમનો ભાર વહન કરે છે. મારા મોઢામાંથી અમસ્તા લવારાના જેવા આડાઅવળા બોલ નીકળી જાય છે, તેમને પણ તુંજ ઠીકઠાક કરીને સરળ બનાવી દે છે. હે દેવ! એ દોષને લીધે થતી મારી લજ્જાનું તું નિવારણ કરે છે અને મને પ્રોત્સાહન દઇને નિર્ભય બનાવી દે છે. બધાજ લોકો–આખી દુનિયા–મારા સખા અને સ્વજન સમાન બની ગયા છે તે પણ તારોજ પ્રતાપ. તુકારામ કહે છે કે હે દેવ! તારા આનંદની રેલ મારા અંતર્બાહ્ય જીવનમાં ફેલાઇ ગઇ છે, તેથી કરીને હું હવે આનંદસહિત બેઠું છું.

૧૩૦૮–અમારો હરિનામ–સ્મરણરૂપી ફસલનો ઘણોજ સરસ પાક ઊતર્યો છે, તેથી કરીને હવે અમારા ઘરમાં સુકાળ થઇ ગયો છે. તેજ પ્રેમાનંદનો સ્વાદ સદાકાળ હું ચાખતો રહીશ. મને બધી બાબતની નિરાંત થઇ ગઈ છે અને મારી તમામ સુસીબતો અને ઉપાધિઓનો અંત આવી ગયો છે. હવેથી મારી નજરે સર્વત્ર પાંડુરંગનીજ છબી દેખાયા કરે છે. આથી કરીને આખા સંસારમાં આ મારૂં અને આ તારૂં, એવા ભેદજ્ઞાનને માટે અવકાશજ રહ્યો નથી. મેં મારે અંગે હરિનામના બનાવેલા તમામ અલંકાર ધારણ કર્યા છે અને તેથી કરીને મારાં અંગેઅંગ સુશોભિત બની ગયાં છે. તુકારામ કહે છે કે હું તો વિઠોબાનો ભાગ્યવંત દાસ છું તેથી કરીને મારે કોઇની આશા કરવાનું કારણજ રહ્યું નથી.

૧૩૦૯–માલિકે આપેલી સત્તા વડે સેવક–લોકો જે પ્રમાણે

કામ કરે છે તે પ્રમાણે આખા સંસારનાં તમામ સાધનો મારી આજ્ઞાનુવર્તી બનીને કામ કર્યા કરે છે. સૂર્ય જેમ પોતાના પ્રકાશ વડે આખા જગતને અજવાળે છે અને છતાં તે બધી જાતનાં કર્મોથી અલિપ્ત રહે છે, તેમ હું પણ સૌ સાધનોથી અલિપ્ત રહું છું. મારે કહેવાની કે કરવાની કાંઇજ જરૂર રહી નથી; પણ વચનનીજ કિંમત ખૂબ વધી ગઇ છે. તુકારામ કહે છે કે એ બધીજ પૂંજી મારે સ્વાધીન છે. બાકીના બીજા લોકો જન્મ-મૃત્યુની જંજાળમાં ગૂંચવાઇ પડેલા છે.

૧૩૧૦–હવે મારે સારૂ તમામ કાળ અને તમામ દિશાઓ શુભ થઈ ગયાં છે અને આજ સુધી જે કાંઈ અશુભ અને અમંગળ હતું, તે બધું મંગળનું પણ મંગળ બની ગયું છે. આત્મજ્ઞાનનો દીવો મારા હાથમાં આવી જવાથી અને આત્માનો અપરોક્ષ અનુભવ થઈ જવાથી અજ્ઞાનરૂપી કાળી રાત્રિનો અંત આવી ગયો છે. તે રાત્રિ એવી ચાલી ગઇ કે હવે તેનું નામ-નિશાન પણ શોધ્યું જડતું નથી. દુઃખથી સુખ વિપરીત છે તે પણ હવે હું પારખી શકતો નથી; કારણકે મારે મન દુઃખજ સુખરૂપ બની ગયું છે. જે અહિતકર્તા હતાં તેજ હવે મને હિત-કારક ફળ આપવા લાગ્યાં છે. તુકારામ કહે છે કે હવે તો મને તમામ જીવજંતુઓ ઉત્તમ અને શુભજ દેખાય છે.

૧૩૧૧–આ સંસારની અંદર એક માર્ગ પાપનો અને બીજો પુણ્યનો, એવા બે માર્ગ ચાલ્યા જાય છે. પાપમાર્ગે જનારાઓ અંતે નરકમાં જઇ પહોંચે છે અને પુણ્યને માર્ગે ચાલનારાઓ-નો આખરનો મુકામ સ્વર્ગમાં થાય છે. જમનારાઓની પાછળ ભૂખ અને ભૂખની પાછળ ભોજન એમ એક બીજાની પાછળ નિત્ય ચાલ્યાં આવતાં જણાય છે, તેમ સ્વર્ગ અને નરક એકની

પાછળ એક એમ ચાલ્યાંજ આવે છે. કૂવાના રેંટમાં ગોઠવેલાં ઘડિયાં પૈકી એક ભરાતું જાય છે ત્યારે બીજું ઠલવાતું જાય છે અને એ પ્રમાણે ઘડિયાંની હારમાળા ભરાતી ને ઠલવાતી ફર્યા કરે છે, તેમ પાપપુણ્યાત્મક કર્મોરૂપી રેંટની અંદર જન્મ-મૃત્યુની પરંપરા ચાલુજ રહે છે. તુકારામ કહે છે કે હું પોતે તેની અંદર ખેલું છું તો ખરો, પણ એ ખેલમાં મેં મારી બુદ્ધિ પરોવી રાખી નથી

૧૩૧૨–ચંદ્રભાગા નદીને કિનારે વિઠોબા અને રખુમાઇ આનંદમાં બિરાજે છે. તેઓ બેઉ અમારાં દિલોજાન સ્નેહી-સંબંધીઓ છે. મારા ચિત્તની અંદર અહોરાત્ર તેમનોજ વાસ છે; એમ હોવાથી તેમનું દર્શન કરવાની મને ઘણીજ તાલાવેલી લાગી છે. જે સુખ, જે આનંદ અને જે સુવિધા વૈકુંઠમાં નથી, જે સ્વર્ગલોકવાસી દેવોને પણ દુર્લભ છે, તે સુખૈશ્વર્ય મારી પાસે હાજરાહાજર છે. જેના નામસ્મરણથી પાપ, દુઃખ અને ભયનો નાશ થઇ જાય છે તે વિઠ્ઠલ મારા પિતા છે અને રખુમાઇ મારી જનેતા છે. જેમના વડે મારા જીવનો જન્મ થયો છે તેમનાં નામામૃતની ધારા હું મારા ગળામાં રેડયા જ કરું છું અને વારંવાર તેમનુંજ ધ્યાન કરતો રહું છું. તુકારામ કહે છે કે પંઢરપુર જવાના રસ્તા ઉપર મારી આંખો સદાકાળ ચોટેલી ને ચોટેલી રહેવાથી થાકી જવા આવી છે

૧૩૧૩–કૃપાનિધિ પાંડુરંગ મને કયારે આણું મોકલશે અને પોતાની પાસે તેડાવી લેશે? તેમના વિયોગની વેદનાથી મારૂં હૈયું ફાટી જાય છે અને એક ઘડી જાય છે તે મને જુગ જેવી લાંબી લાગે છે તેમના ગામથી કોઈ આવે છે તો તે મને ઘણોજ વહાલો લાગે છે હું તેના ઉપર મારો જીવ ઓવારી દઉં

એવું મને થાય છે. દરરોજ પાંડુરંગનાં દર્શન કરવાની મારી ઉત્કંઠા ઉત્તરોત્તર વધતી જાય છે, તેથી કરીને હવે ક્રિયમાણ કર્મનો સંચય કરવા ઉપરથી મારૂં મન ઊઠી ગયું છે. તુકારામ કહે છે કે પાછલાં સંચિત કર્મ જે મારે નામે જમા થયાં હશે, તે તેમની મેળે એક દિવસ પૂરાં થઇ જશે. તેમને વિષેની ખટપટમાં પડવાની મારે કશી જરૂર નથી.

૧૩૧૪–મારા પૂર્વ જન્મોમાં મેં જે જે વિધિનિયમોનું પાલન કર્યું હશે તે આજે ફળદાયી નીવડયા છે એવું આજે મને બરાબર સમજાઇ ગયું. તે બધાં પુણ્ય કર્મોનું મને સામટું ફળ એ મળ્યું કે મારા ચિત્તને દેવના નામનો ભારે સ્વાદ લાગી ગયો અને તેમના ચરણનો આશ્રય લેવામાં હું પાર વિનાનું સુખ અનુભવવા લાગ્યો. મેં મનુષ્યદેહ ધારણ કર્યો તેની આજે સાર્થકતા થઈ ગઇ અને આગળ ઉપરના ગર્ભવાસની પીડા ટળી ગઇ. તુકારામ કહે છે કે આવો લાભ મને એકદમ મળી જવાથી હવે મારે માટે કશુંજ કર્તવ્ય બાકી રહેતું નથી.

૧૩૧૫–શ્રીહરિનું નામ કંઠમાંજ સ્થિર થઈ રહે એજ એક હિત છે એમ જાણવું. તેના વડે દેહીને દેહભાવનું ભાન રહેતું નથી. સૌ ધર્મોમાં આ એકજ ધર્મ સૌથી શ્રેષ્ઠ છે. શ્રીહરિની પ્રાપ્તિની આજ એક આબાદ ચાવી છે અને એના વડેજ સંચિત કર્મોના અતિ વિશાળ સમૂહનો નાશ થઇ જાય છે. શ્રીમંત પાંડુરંગના ચરણ આગળ ચિત્તને સ્થિર કરી રાખવું, નેત્રમાં તેમના રૂપનું ધ્યાન જડી રાખવું અને હૃદયની અંદર તેમના પ્રતિ પ્રેમના વેગને પોષણ આપવું; એવું કરવાથી તુકારામ કહે છે કે, જેમ ગંગાનો પ્રવાહ સમુદ્રમાં જઇ મળે છે અને તેની પાછળ બીજો પ્રવાહ ચાલ્યોજ આવે છે અને એમ થવાથી ગંગાની ધારા

મણ'ક વહ્યા કરે છે, તેમ ઉપર મુજબ આચરણ કરનારને દેવનુ અખ ડ અનુસંધાન થયા કરે છે.

૧૩૧૬–હે દેવ! મારા મનમાં જે પ્રેમની ઇચ્છા જોર કરી રહી છે તેને જો તમે પૂર્ણ કરવા ચાહતા હો તો મને મારી સ્વજાતિના મનુષ્યનો સમાગમ કરાવી દો. જેનુ અંત:કરણ પ્રભુ-પ્રેમથી ભરપૂર હોય એવા મનુષ્યના સમાગમની મને ઇચ્છા છે. એ ઇચ્છા પૂર્ણ થતી નથી, તેથી કરીને મારા જીવને ઘણીજ તાલાવેલી થયા કરે છે મને તેવા પુરુષનો સમાગમ ક્યારે થાય તેની મારા આતુર નેત્રો રાહ જોયાજ કરે છે. એવા વૈષ્ણવ ભક્તને જો હુ' એક વાર આલિંગન દઉ તો આ મારો જન્મ સફળ થાય તુકારામ કહે છે કે, જે દહાડે મને એવા ભક્તનુ' દર્શન થશે તે દિવસને હુ સુવર્ણદિન માનીશ, પણ એવા પ્રેમી ભક્તના સમાગમનુ સુખ ભોગવીને હુ તૃપ્ત થાઉ તે શુભ દિવસનો ઉદય થતા સુધી હુ ગોપાળનુ નામસ્મરણ કરીને મારા મનને શાંતિ પમાડયા કરૂ છુ.

૧૩૧૭–હરિકથામૃત એજ મારૂ જીવન છે, તેવી રીતે સતોનો સમાગમ કરવો એ પણ મારૂ જીવન છે સતજનોની મ ડળીમા તેમની સાથે એક પ ક્તિમા બેસીને હુ નામામૃતનુ ભોજન કરૂ છુ અને તેમના શબ્દેશબ્દમાથી ટપકતા રસના માધુર્યનો સ્વાદ હુ ચાખ્યાજ કરૂ છુ, તેમ કરીને હુ પરિતૃપ્ત થઇ ગયો છુ અને મને તૃપ્તિસૂચક ઓડકાર પણ આવ્યા કરે છે, વળી મારી વાણીમાથી મે અનુભવેલા ભગવતચિ તનજનિત પ્રેમાનદના ઉદ્ગાર પણ વારવાર નીકળતા રહે છે તેમ કરવાથી પરમાત્મ-સ્વરૂપની ભાવનાની ઉત્તમ ફસલના મારા ઘરમા ઢગલા થઇ ગયા છે અને એ ઢગલા વધતાં વધતા ઠેઠ આકાશ સુધી

પહોંચી ગયા છે અને હવે તો આકાશ પણ ભરાઈ જવાથી ખાલી જગ્યાજ રહી નથી. તુકારામ કહે છે કે એ ઢગલાઓ એવા પાર વિનાના છે કે તેનું કોઇથી માપ કાઢી શકાય એમ છેજ નહિ; એમ હોવાથી માપવા જનારાઓ હારી થાકીને માપવાનું કામ છોડી બેઠા છે.

૧૩૧૮—મેં મારા જીવભાવનું બલિદાન ચઢાવીને જે ધન-ભંડાર હસ્તગત કર્યો છે તે એવો અખૂટ છે કે તેનો ગમે તેટલો છૂટે હાથે વ્યય કરતાં પણ કદી ખૂટી જનાર નથી. મારાં જે પૂર્વ જન્મોનાં સંચિત કર્મોનો ભંડાર હતો તેનો મેં ક્ષય કરી નાખ્યો અને નવાં વધવા ન પામે તે વાસ્તે બંધ બાંધી લીધો. તેની ખાલી પડેલી જગ્યાએ મેં ચતુરાઇથી શ્રીહરિના સ્વરૂપને પધ-રાવી દીધું; તેથી કરીને હવે મારે માટે શીતઉષ્ણ, સુખદુઃખ ઇત્યાદિ દ્વન્દ્વોની પીડા રહી નથી. એક હરિના રૂપ વડે મારૂં અંતર અને બાહ્ય બધુંજ સંપૂર્ણ રીતે ભરપૂર બની ગયુ છે. એકજ બીજના દાણામાંથી તેના અંકુર ફૂટે છે; તેમાંથી થડ, શાખાઓ, પાંદડાં અને ફુલફળ બધાં ક્રમવાર પેદા થાય છે. એ મૂળ બીજ જો કોઇના હાથમાં આવી જાય તો તે બીજમાંથી પેદા થનારાં બીજાં બધાં પરિણામોના ઉપર પણ તેનો અધિકાર બેસી જાય છે અને તે બધાં પરિણામોનો જો તે નાશ કરવા ધારે તો તે સહજમાં કરી શકે છે. તુકારામ કહે છે કે જો એક નામરૂપી બીજનોજ સ્વાદ લાગી ગયો હશે તો તેમાંથી બીજાં ઘણુંય બીજ-નો વિસ્તાર થતો જશે અને તેઓ પાછાં લય પણ પામતાં જશે.

૧૩૧૯—મેં તો મારે છેડે ભક્તિભાવ બાંધી રાખ્યો છે અને આ સંસારરૂપી બજારમાં "કોઇ ખરીદનાર છે કે?" "કોઇને ભક્તિભાવ જોઇએ છે કે?" એમ કહીને લોકોને સાદ પાડયા

કરું છું. પરમાનંદરૂપી સુખની પીઠમાં હું મારી દુકાન ખોલીને બેઠો છું અને મારી ગોદામમાં મેં રામનામરૂપી માલ જથ્થાબંધ ભરી રાખ્યો છે. એ નામ અતિ સુખદાયક છે અને સર્વના સારરૂપ છે. તેને ગ્રહણ કરનારને કશા દામ ખરચવા પડતા નથી: એ નામરૂપી માલ મેં સૌને સંસારસિંધુની પાર લઇ જવાને સારૂ થોકબંધ ભરી રાખ્યો છે. આ અમારા માલનો અગાઉના જમાનામાં થઇ ગયેલા ભાગ્યવાન લોકોએ પુષ્કળ સંગ્રહ કરી લીધો હતો. તુકારામ કહે છે કે એ માલમાં કશી ખોડખાંપણ નથી. તદ્દન ખરો માલ છે. તેનાથી કોઇ પણ જાતની હાનિ થવાનો સંભવ નથી; એટલા માટે જો તમારે એ માલ લેવો હોય તો પ્રથમ તમારા ચિત્તને શુદ્ધ કરો.

૧૩૨૦–આકાશમાંથી વરસાદ વરસે છે તે પોતાના સ્વભાવને અનુસરીનેજ વરસે છે. પણ ખેતરમાં પાક થવો ન થવો એ તો ખેતરના માલિકના પ્રારબ્ધની વાત છે. જે બીજ વાવશે તેજ આખરે તેનાં ફળ લણશે. લાભ અને હાનિ એ તો દરેક વ્યક્તિના પોતપોતાના પ્રારબ્ધ અનુસાર થયા કરે છે. ધનવાન માણસ, સાધારણ સ્થિતિનો માણસ અને ચોર એવો ભેદ દીવાની આગળ હોતો નથી. દીવો તો દરેક જણને એક સરખુંજ અજવાળું આપે છે અને તે અજવાળાની મદદથી જેને જે કરવું હોય તે કરી શકે છે. કાગડાનો ખોરાક જાનવરનો મળ છે, તેતર પક્ષીનો ખોરાક કાંકરા છે અને રાજહંસનો ખોરાક મોતી છે. તુકારામ કહે છે કે ઉપર કહેલા ભેદ થવાનું કારણ માત્ર દરેક પ્રાણીની પોતપોતાની ભિન્ન ભિન્ન રુચિજ છે. જેના મનમાં જેવો ભાવ હોય તેને તેવું ફળ નારાયણ આપેજ છે.

૧૩૨૧–પતિવ્રતા સ્ત્રી પોતાનાં મન, વાણી અને શરીર વડે

પોતાના પતિ તરફજ પ્રેમ રાખે છે, તે રીતે દેવના પ્રતિ અનન્ય અને અખંડ પ્રેમભાવ સમર્પિત કરીને ધૈર્ય રાખ્યાથી તમામ કાર્યની સિદ્ધિ થાય છે. ચાતક પક્ષી પૃથ્વી ઉપરનાં જળાશયો તરફ નજર પણ કરતું નથી. તરસથી તેનું ગળું સૂકાઈ જાય છે અને કંઠે પ્રાણ આવી જાય છે, તોપણ તે તો ક્યારે વરસાદ વરસે અને તેનું એક ટીપું હું ઝીલી લઉં, તેનીજ એકી નજરે રાહ જોતું બેસી રહે છે. સૂર્યના પ્રકાશમાં ખીલનારી પદ્મિની રાત્રે ચંદ્રોદય થતાં ચંદ્રમાંથી ઝરતા અમૃતને ગ્રહણ કરતી નથી; પણ એ ચંદ્રનો ક્યારે અસ્ત થાય અને પાછો સૂર્ય ક્યારે ઉદય પામે તેનીજ વાટ જોયા કરે છે. ગાય પોતાના વાછરડા સિવાય બીજાં વાછરડાને પોતાની પાસે આવવા દેતી નથી. તુકારામ કહે છે કે ઉપર અનન્ય પ્રેમભાવનાં જે ચાર દૃષ્ટાંત આપ્યાં તે પ્રમાણેજ હરિની સાથે પ્રેમ જોડવો જોઈએ અને પ્રાણ જાય પણ પોતાના ટેકને છોડવો નહિ; આવો દૃઢ નિશ્ચય કરીને કોઈ પોતાનો પ્રેમ અર્પણ કરશે તો તેની સાથે મારા વિઠોબા વાર્તાલાપ કરશે.

૧૩૨૨-જે કોઈ બધો સમય હરિનું નામસ્મરણજ કરતો રહેશે, તેને સંધ્યા વગેરે ક્રિયા-કર્મોનાં બધાંજ ફળ મળી રહેશે અને તેના સંસારબંધનનો પણ અંત આવી જશે. આ મુદ્દાની વાત ન જાણતાં જે લોકો બીજાં સાધનોની ખટપટમાં પડે છે, તેમાંના ઘણાખરા દેવનાથી દૂર રહી જાય છે અને તેમનો બધો શ્રમ નિષ્ફળ જાય છે. જેને રામનામમાં દૃઢ વિશ્વાસ જાગી ગયો છે, તેણે પોતાનાં તમામ સાંસારિક બંધન તોડીજ નાખ્યાં છે એમ માની લેવું. તુકારામ કહે છે કે જે ભાવિક ભક્તો હશે તેઓ તો નામસંકીર્તનદ્વારા કલિકાળનો પરાજય કરશે અને તેને નમ્ર બનાવીને પોતાને સ્વાધીન કરી દેશે.

૧૩૨૩-૭ દર્શન, અઢારે પુરાણ અને ચારે વેદમાં વૈષ્ણવો-

ની કીર્તિનું વર્ણન કરેલું છે. હે ગ્રંથોના વાંચનારાઓ ! હે ધાર્મિક, પુણ્યવાન અને શાસ્ત્ર પંડિતો ! વૈષ્ણવના કરતાં કોણ મોટો છે તે મને બતાવશો ? આદ્ય શંકર સ્વામી, મુનિઓમાં શ્રેષ્ઠ નારદ અને શુકદેવ આચાર્ય એમના જેવા મહિમાવાન બીજા કોઈ પેદા થયાજ નથી. તુકારામ કહે છે કે એક હરિની ભક્તિ બીજાં બધાં સાધનોમાં શ્રેષ્ઠ સાધન છે. એ સિવાયનાં બીજાં બધાં જે જે સાધનો છે તે માત્ર થાક ઉતારનારાં પરચુરણિયા કામ માત્ર છે.

૧૩૨૪-જેવું દેવ મારે મોઢેથી બોલાવે છે તેવું હું બોલી જાઉં છું. મારી જાતિ, મારૂં કુળ, એ બધાં કેવાં છે તે તમે જાણો તો છો. હે સંતજનો! એ મારાં મા ને બાપ ! મુજ રંકના ઉપર ક્રોધ ન કરતાં, હું જે કાંઈ બોલું તેના તરફ ક્ષમાદૃષ્ટિથી જોજો. મારી વાચાનું સંચાલન કરનાર દેવ છે. યોગ્ય ધર્મનું સ્વરૂપ કેવું હોય અને તેમાં કયા કયા મર્મ રહેલા છે તે બધું મને દેવજ સમજાવે છે એમ જાણજો. તુકારામ કહે છે કે મારા ઉપરના અપરાધ તમે મનમાં ન લેતાં, મને તમારા ચરણ આગળ સ્થાન આપજો.

૧૩૨૫-હું તો સંતોના ઘરનું કામકાજ કરનારો તેમનો સેવક છું; તેથી તેમનાં બારણાં આગળ અથવા તેમનાં આંગણામાં આળોટું છું; તેમ કરવાથી સંતોની ચરણરજનો મારા અંગે અંગને સ્પર્શ થાય છે અને તેમ થવાથી મારી બેતાળીશ પેઢીન પૂર્વજોનો ઉદ્ધાર થઈ જાય છે. સંતો જ્યારે ભોજન કરી રહે છે ત્યારે હું તેમનાં એઠાં પતરાળાં એકઠાં કરૂં છું અને તેમ બાકી રહેલું એઠું અન્ન સાંભરી લઈને હું તેના કોળિયા ભરું છું. તુકારામ કહે છે કે એ સિવાય બીજું કશું હું જાણતો નથી. મારા મને તો એનેજ સાર વસ્તુ માની લીધી છે.

૧૩૩૦-હું જે આનંદ માણી રહ્યો છું, તેનું મૂળ ઝરણું મારે હાથ લાગી ગયું છે. તેની માપણી કરનારા મપારાઓ દુનિયામાં છેજ નહિ. એ આનંદનું માપ ગોઢથી કરવા જતાં કયો માપનારો સફળ થયો છે? એનું માપ કાઢતાં કાઢતાં તો કેટલોય કાળ વહી ગયો, પણ તેનો અંત કાઢવાની શક્તિ કોઈનામાં હોય એવું સાબિત થયું નથી. તુકારામ કહે છે કે આ બાબતનો તાળો બેસાડી દે એવો નર કોઈ પાકયોજ નથી.

૧૩૩૧-ઓ મારા દેવ! હું જે કાંઇ બોલું છું તે તો તું આગળથીજ જાણતો હોય છે; કારણકે મારા અને તારા બેઉના એકજ સામાન્ય અંશની અંદર તું તારી ક્રીડા કરી રહ્યો છે. જો એમજ છે તો પછી અમારે અમારા મનની હાલત તને કહી સંભળાવવાની જરૂરજ શી છે? તું આત્મારામ છે, અમારાં અંતઃકરણના ઊંડામાં ઊંડા સ્થળની પ્રવૃત્તિઓ તારાથી અજાણી નથી. હું જે કાંઇ લવારો કરૂં છું તે લોકો સમજે કે ન સમજે તેની પંચાતમાં પડવાનું મારે શું પ્રયોજન? તુકારામ કહે છે કે સૌના તાર એક બીજાની સાથે જોડાયેલા છે અને તે બધાનો સંચાલક એકલો શ્રીહરિજ છે.

૧૩૩૨-હે દેવ! મારા અંતઃકરણમાં જે જે ભાવ ઉદય પામે છે તે બધા હું તારા ચરણ આગળ નિવેદિત કરૂં છું. હું તો બધો વખત મોઢેથી તારૂં નામસંકીર્તન કરતો રહું અને હૃદયમાં તારૂં ધ્યાન ધરતો રહું એટલું તારી પાસે માગી લઉં છું. મને જ્યારે ભૂખ લાગશે ત્યારે હું હઠ કરીને તારી પાસે ખાવાનું માગવાનોજ. તુકારામ કહે છે કે હે પંઢરીનાથ! મારો બધોજ ભાર તારેજ માથે છે એમ જાણજે.

૧૩૩૩-જે માણસ પ્રતિજ્ઞાઓ કરે અને તે પ્રમાણે વર્તન

ન કરે, તેને લોકો લબાડ કહે છે. આ વાત ખરી છે કે ખોટી તેનો હે દેવ! તમે પોતેજ તમારા મનમાં વિચાર કરી જુઓને! તમે સમર્થ ઠર્યા એટલે તમને મોઢામોઢ ખરી વાત સંભળાવી દેવાની કોની હિમ્મત ચાલે? તમારો ફેંસલો તમે પોતેજ કરી લો એ ઉત્તમ છે. હે દેવ! આરંભમાં તમે જે જે વચનો આપેલાં તે તમે અને અમે બેઉ મળીને સાચાં પાડીએ ત્યારે તો ખરૂં. તુકારામ કહે છે કે આ બાબતમાં હું જો પાછો પડું તો તેમાં તમારી મોટાઇમાં ઊણપ આવશે અને જો તમે પ્રભુ થઇને પાછા પડો તો તેમાં પણ તમારી મોટાઇને લાંછન તો છેજ.

૧૩૩૪–હે દેવ! હું અને તમે એક બીજાને મહેણાં મારવાની લડાઇ લઇ બેઠા છીએ, એ કદી ન બનવા જેવી વાત બની ગઇ છે; એટલે હવે તો હું તમારી સાથે ચઢી ચઢીને વઢીશ અને તમારા ખૂણાખોચરાનાં છિદ્રો ખોળી કાઢી કાઢીને તમારા ઉપર મહેણાંનો વરસાદ વરસાવીશ અને તેમ કરીને તમારાં મર્મસ્થળને વીંધી નાખીશ. તમે તમારે શરીરે કીંમતી પીતાંબર પહેર્યું છે અને મારી કેડ ઉપર એક ફાટ્યાતૂટ્યા લૂગડાની ગાંઠ વાળી છે. તુકારામ કહે છે કે હવે તો હું તમને હરાવવાનોજ અને તમારી બરોબરી કરવાનોજ. તમે લબાડ અને હુંય લબાડ; બેઉ એક બીજાને ટપી જઇએ એવા થઇને આપણે લઢીશું, ત્યારે લોકો કેવો તમાશો જોશે?

૧૩૩૫–મારૂં પતિતપણું એ તો મારી એક જાગીર છે અને તેનું હું જીવની પેઠે જતન કરીશ. હું અને તમે એ બેમાં કોણ વધારે બળવાન છે, તે હે દેવ! તમેજ કહો ને! ખરી વાત શી છે તે તો આપણે બેઉ પોતપોતાના મનમાં જાણીએ છીએજ. તમારી પતિતપાવનપણાને લગતી પ્રસિદ્ધિ કેવી છે–સાચી છે કે જૂઠી, તે

જરા મને બતાવશો ને? તુકારામ કહે છે કે મને તો એવું લાગે છે કે તમારી પતિતપાવનપણાની કીર્તિ પોકળ અને વ્યર્થ છે. જો તેમ ન હોય અને તમારો દાવો સાચો હોય તો મને ખાત્રી કરાવી દેવા પૂરતી તેની કોઈ સાબિતી તો આપશોજ ને?

૧૩૩૬-હે દેવ! તને પકડવા જતાં હું ઘણોજ હેરાન હેરાન થઇ ગયો છું, પણ તારો હિસાબ આપવાને સારૂ તું મારી સામે આવીને ઊભો રહેતોજ નથી. આવું કરીને જે બીજાઓને ફસાવે, ઠગે, તે ખરેખરો કાંડજ કહેવાય. હવે મારા સંબંધમાં તારા મનમાં શો વિચાર છે તેની મને તો સમજણ પડતી નથી. બગલો માછલીનું ધ્યાન ધરીને જેમ બેસી રહે છે તેમ તું તો બેસી રહ્યો છે. તુકારામ કહે છે કે તારા ઉપર વિશ્વાસ રાખનારા કેટલા બધા લોકોને તેં આજ સુધીમાં ડુબાડી માર્યા તે મને કહે.

૧૩૩૭-હે દેવ! તું એવો છે કે જાણે તારે કોઇની સાથે કશી લેવા દેવાજ ન હોય અને છતાં તું તારી મોટાઇ અને કીર્તિના અભિમાનમાંથી તો હાથ નથી કાઢતો; ત્યારે હવે ઓ પાંડુરંગ! તું આ તકરારનો અંત કેમ નથી લાવી નાખતો? તારી પાસે જે મારૂં લેણું નીકળે છે તે શાહજોગું લેણું છે તે તું યાદ રાખજે. આવી નજીવી બાબતને સારૂ મારે પંચ આગળ જઇને ફરિયાદ કરવી પડશે તો તેમાં તારી આબરૂના કાંકરા થઇ જશે તેનો તું વિચાર કર. ઓ પાંડુરંગ! જો, તું જેવો થાય છે તેવો હું થતો નથી. જેથી કરીને તને ત્રાસ થાય એવાં કામ કરવાનું હું પડતુંજ મૂકું છું. તુકારામ કહે છે કે ચાલ ત્યારે, આપણે આ તકરારનો નિવેડો સંતોની આગળ જઇને કરી લઇએ.

૧૩૩૮-ઝાડની જુદી જુદી ડાળીઓના ઉપર પાણી ન સીંચતાં તેના મૂળમાંજ સીંચવાથી તેનો કસ આખા ઝાડની બધી ડાળી-

ઓને મળી જાય છે; તેવી રીતે જુદાં જુદાં દેવ–દેવીઓનો આશ્રય ન લેતાં તે બધાંનાજ સારરૂપ જે એક દેવ છે તેનેજ હૃદયની સાથે બળપૂર્વક ધારણ કરી લેવો જોઈએ. જાદુના ખેલ કરનાર ગારુડીની પાસે "પાણચોર" નામનું એક ખાસ વાસણ હોય છે, જેમાં અનેક નાનાં નાનાં છિદ્રો હોય છે. તે વાસણમાંનું પાણી ઢળી ન જાય તે માટે ગારુડી પેલાં નાનાં નાનાં છિદ્રોના ઉપર હાથ ન મૂકતાં સૌથી નીચેના મોટા કાણા ઉપર હાથ મૂકી રાખે છે, તેથી અંદરનું પાણી ઢળતું નથી અને વાસણ ભર્યું ને ભર્યું રહે છે. એકલા રાજાને આપણે હાથમાં કરી લઈએ તો તેની આખી પ્રજા એની મેળે આપણે સ્વાધીન થઈને રહે છે ઇચ્છિત પદાર્થને આપનાર ચિન્તામણિજ જો આપણા હાથમાં આવી જાય તો તેથી તમામ સુખ પ્રાપ્ત કરવાની આપણી મનઃકામનાઓ પૂર્ણ થઈજ જાણવી; તુકારામ કહે છે કે તે પ્રમાણે સર્વના મૂળભૂત અને અખિલ બ્રહ્માંડનો સ્વામી એક પંઢરીનાથ છે એમ જાણીને તું વહેલો વહેલો તેની સમીપ દોડી જા. એમ કરવાથી તને પૂર્ણ વિશ્રાન્તિ મળી રહેશે.

૧૩૩૯–હું તો તેજ દેવના ગુણની કથા કરું છું અને તેનાજ નામના જયઘોષ ગજવું છું, તેથી હવે મને સંસારનો શો ભય છે? હું પોતાને હરિનો દાસ કહેવડાવું છું અને તેના નામનાજ અલંકાર મારે શરીરે ધારણ કરું છું. તે અલંકારને જોઈને કળિયુગ ભયભીત થઈ જાય છે અને બીકનો માર્યો થરથર કાંપવા લાગે છે. આશા, ભય, લજ્જા, ચિંતા અને સંકલ્પ-વિકલ્પ, એ તો હવે મારી આગળ ટકીને ઊભાંજ રહી શકતાં નથી. એમ થવાનું કારણ મારા સમર્થ દેવની સત્તાની મને કુમક છે. તુકારામ કહે છે કે હું એવાનીજ સંગતિ કરું છું કે જેમના સંસર્ગથી મારી ઉપાસનામાં મારા ચિત્તની વૃત્તિઓ

જરા મને બતાવશો ને? તુકારામ કહે છે કે મને તો એવું લાગે છે કે તમારી પતિતપાવનપણાની કીર્તિ પોકળ અને વ્યર્થ છે. જો તેમ ન હોય અને તમારો દાવો સાચો હોય તો મને ખાત્રી કરાવી દેવા પૂરતી તેની કોઈ સાબિતી તો આપશોજ ને?

૧૩૩૬-હે દેવ! તને પકડવા જતાં હું ઘણોજ હેરાન હેરાન થઈ ગયો છું, પણ તારો હિસાબ આપવાને સારૂ તું મારી સામે આવીને ઊભો રહેતોજ નથી. આવું કરીને જે બીજાઓને ફસાવે, ઠગે, તે ખરેખરો ડાંડજ કહેવાય. હવે મારા સંબંધમાં તારા મનમાં શો વિચાર છે તેની મને તો સમજણ પડતી નથી. બગલો માછલીનું ધ્યાન ધરીને જેમ બેસી રહે છે તેમ તું તો બેસી રહ્યો છે. તુકારામ કહે છે કે તારા ઉપર વિશ્વાસ રાખનારા કેટલા બધા લોકોને તેં આજ સુધીમાં ડુબાડી માર્યા તે મને કહે.

૧૩૩૭-હે દેવ! તું એવો છે કે જાણે તારે કોઈની સાથે કશી લેવા દેવાજ ન હોય અને છતાં તું તારી મોટાઈ અને કીર્તિના અભિમાનમાંથી તો હાથ નથી કાઢતો; ત્યારે હવે ઓ પાંડુરંગ! તું આ તકરારનો અંત કેમ નથી લાવી નાખતો? તારી પાસે જે મારૂં લેણું નીકળે છે તે શાહજોગું લેણું છે તે તું યાદ રાખજે. આવી નજીવી બાબતને સારૂ મારે પંચ આગળ જઈને ફરિયાદ કરવી પડશે તો તેમાં તારી આબરૂના કાંકરા થઈ જશે તેનો તું વિચાર કર. ઓ પાંડુરંગ! જો, તું જેવો થાય છે તેવો હું થતો નથી. જેથી કરીને તને ત્રાસ થાય એવાં કામ કરવાનું હું પડતુંજ મૂકું છું. તુકારામ કહે છે કે ચાલ ત્યારે, આપણે આ તકરારનો નિવેડો સંતોની આગળ જઈને કરી લઈએ.

૧૩૩૮-ઝાડની જુદી જુદી ડાળીઓના ઉપર પાણી ન સીંચતાં તેના મૂળમાંજ સીંચવાથી તેનો કસ આખા ઝાડની બધી ડાળી-

ઓને મળી જાય છે; તેવી રીતે જુદાં જુદાં દેવ-દેવીઓનો આશ્રય ન લેતાં તે બધાંનાજ સારરૂપ જે એક દેવ છે તેનેજ હૃદયની સાથે બળપૂર્વક ધારણ કરી લેવો જોઈએ. જાદુના ખેલ કરનાર ગારુડીની પાસે "પાણચોર" નામનું એક ખાસ વાસણ હોય છે, જેમાં અનેક નાનાં નાનાં છિદ્રો હોય છે. તે વાસણમાંનું પાણી ઢળી ન જાય તે માટે ગારુડી પેલાં નાનાં નાનાં છિદ્રોના ઉપર હાથ ન મૂકતાં સૌથી નીચેના મોટા કાણા ઉપર હાથ મૂકી રાખે છે, તેથી અંદરનું પાણી ઢળતું નથી અને વાસણ ભર્યું ને ભર્યું રહે છે. એકલા રાજાને આપણે હાથમાં કરી લઈએ તો તેની આખી પ્રજા એની મેળે આપણે સ્વાધીન થઈને રહે છે. ઇચ્છિત પદાર્થને આપનાર ચિન્તામણિજ જો આપણા હાથમાં આવી જાય તો તેથી તમામ સુખ પ્રાપ્ત કરવાની આપણી મનઃકામનાઓ પૂર્ણ થઈજ જાણવી; તુકારામ કહે છે કે તે પ્રમાણે સર્વના મૂળભૂત અને અખિલ બ્રહ્માંડનો સ્વામી એક પંઢરીનાથ છે એમ જાણીને તું વહેલો વહેલો તેની સમીપ દોડી જા એમ કરવાથી તને પૂર્ણ વિશ્રાન્તિ મળી રહેશે.

૧૩૩૯-હું તો તેજ દેવના ગુણની કથા કરું છું અને તેનાજ નામના જયઘોષ ગજવું છું; તેથી હવે મને સંસારનો શો ભય છે? હું પોતાને હરિનો દાસ કહેવડાવું છું અને તેના નામનાજ અલંકાર મારે શરીરે ધારણ કરું છું. તે અલંકારને જોઈને કળિયુગ ભયભીત થઈ જાય છે અને બીકનો માર્યો થરથર કાંપવા લાગે છે. આશા, ભય, લજ્જા, ચિંતા અને સંકલ્પ-વિકલ્પ, એ તો હવે મારી આગળ ટકીને ઊભાંજ રહી શકતાં નથી. એમ થવાનું કારણ મારા સમર્થ દેવની સત્તાની મને કુમક છે. તુકારામ કહે છે કે હું એવાનીજ સંગતિ કરું છું કે જેમના સંસર્ગથી મારી ઉપાસનામાં મારા ચિત્તની વૃત્તિઓ

કશું વિઘ્ન ઉત્પન્ન ન કરી શકે.

૧૩૪૦–કેટલાક લોકો દેવની પ્રાપ્તિ કરવાના હેતુથી નિરાહાર રહીને ધ્યાન ધરવા બેસી જાય છે, પણ તેમાં શું વળે? એમ તો સાપ પણ નિરાહાર પડી રહે છે અને બગલાઓ પણ ધ્યાન તો ધરે છેજ ને ? અંતઃકરણની બુદ્ધિ અશુદ્ધ હોવાથી જેમનાં મનની અંદર નઠારી નઠારી વાસનાઓ ભરી પડી છે, તેમને એ ઉપવાસ અને ધ્યાનથી શો લાભ થવાનો હતો? વળી બીજા કેટલાક શરીરે રાખોડી ચોળીને ગુફાઓમાં ભરાઈ રહે છે એમ તો ઉંદર પણ દરમાં ક્યાં ભરાઇ નથી રહેતા અને ગધેડાં પણ ક્યાં રાખોડીમાં નથી આળોટતાં? તુકારામ કહે છે કે કેટલાક વળી પાણીમાં બેસીને અનુષ્ઠાન કરવા મંડી જાય છે અને કેટલાક વારેઘડીએ સ્નાનજ કર્યા કરે છે; પણ તેમણે યાદ રાખવું જોઈએ કે માછલીઓ તો પાણીમાં ને પાણીમાંજ રહે છે અને વારેવારે પાણીમાં ડુબકી મારનારા કાગડા પણ છેજ ને?

૧૩૪૧–દારૂ પીને ભાનભૂલો થનાર માણસ નાગો થઈને નાચે છે અને મોઢામાંથી અપશબ્દો પણ બકે છે. તેનામાં આટલી બધી હિમ્મત આવવાનું કારણ તેણે દારૂ પીધાનું ભયંકર કર્મ કર્યું તે છે. એવા માણસને સદ્‌વિચાર કરવાનું કોણ શીખવી શકે? તેણે જે વસ્તુને પોતાના શરીરમાં ભરી દીધી છે તેનામાં બળ કાંઇ થોડું નથી; તે ઘણીજ સખ્ત ઉન્માદકારી વસ્તુ છે. એવા સાનશુદ્ધિ વિનાના ગાંડિયાઓને ધર્મનીતિનો ઉપદેશ દેવાની શી સાર્થકતા છે? તુકારામ કહે છે કે જ્યારે આખરે યમદંડના પ્રહાર તેમના શરીર ઉપર પડશે ત્યારે તેમને તેમનાં આચરણ કેવાં હતાં તેનું ભાન આવશે.

૧૩૪૨–હરિની પ્રાપ્તિ કરવાની સારામાં સારી ચાવી

ભાવિક ભક્તોને હાથ આવી ગયેલી છે, તેથી કરીને તેઓ તેનુંજ ભારે આનંદોલ્લાસ સહિત પૂરેપૂરી તૃપ્તિ થતાં સુધી સેવન કર્યે જાય છે. દેવ તેમને એવા વશ થઇ ગયા છે કે, તેઓ જે તાલ અને સૂરમાં કીર્તન કરે, બરાબર તેજ તાલ અને સૂર મુજબ દેવ પણ નૃત્ય કરવા લાગે છે; અને તે વખતે પેલા ભાવિક ભક્તજનો દેવના સુકુમાર ચરણને વંદન કરે છે. એ ભાવિક ભક્તોને ફક્ત એકલી ભક્તિનીજ અભિલાષા હોવાથી મુક્તિને તો તેઓ ભૂલીજ જાય છે. તેઓ તો ભક્તિના આનંદમાંજ પૂરેપૂરા મગ્ન બની જાય છે. તુકારામ કહે છે કે જેમને કોઇ પણ પદાર્થ માગી લેવાની મૂળે ઇચ્છાજ નથી, તેમની આગળ પાંડુરંગ પોતેજ હાજરાહજૂર થઇને રહે છે અને તેમને કદી પણ વિસારી મૂકતો નથી.

૧૩૪૩–હરિ મન, વાણી અને શરીર વડે પોતાના ભક્તોની પાસેના પાસેજ રહે છે; અને તેમનાં બધાંજ કામ તેમના કહ્યા પહેલાં પોતાની મેળેજ કરી નાખે છે. તે પોતાના ભકતોની નાનકડી હૃદયની ગુફામાં વાસ કરે છે અને પોતે એક નાનું સરખું સગુણ રૂપ ધારણ કરીને બહારની બાજુએ ભકતોની સમક્ષ ઊભા રહે છે પોતાના ભકતોને વખતે કાંઇ માગવાની ઇચ્છા થાય એમ જાણીને તે તેમનાં મોઢાંની સામે ને સામેજ જોયા કરે છે, અને જો તેમણે પોતાનાં મનમાં કોઇ વસ્તુને માટે અભિલાષા કરી તો દેવ તરતજ તેમની ઇચ્છાને પૂર્ણ કરી દે છે. તુકારામ કહે છે કે ભકતો પોતાનો જીવભાવ દેવના ચરણ આગળ સમર્પિત કરી દે છે અને તેના બદલામાં તેની આગળ કશુંજ માગતા નથી.

૧૩૪૪–હરિના નામરૂપી પરમામૃતનું પાન કરી કરીને

મારી જીભ ધરાઈ ગઇ છે અને મારા ચિત્તની વૃત્તિ તેમના ચરણુ આગળજ સ્થિર થઇ ગઇ છે. ત્યાં આગળ મેં તમામ પ્રકારની મંગલકામનાઓની પ્રાપ્તિ કરી લીધી છે અને આનંદનાં અશ્રુ મારી આંખોમાંથી વહ્યે જાય છે. હવેથી મારી તમામ ઇન્દ્રિયો પણ બ્રહ્મરૂપ બની ગઈ છે; કારણકે તેમની અંદર પણ ભગવાનનું રૂપજ ઠસોઠસીને ભરાઇ ગયું છે. તુકારામ કહે છે કે આવી જાતનો શ્રેષ્ઠ ભક્ત ગમે ત્યાં વસતો હોય, પણ ત્યાં દેવ સાક્ષાત્ બિરાજે છે એ વાતમાં શંકાને માટે સ્થાનજ નથી.

૧૩૪૫-બીજા લોકોના ગુણદોષ મારે શા માટે જોવા જોઇએ ? મારા પોતાનામાં કયાં ઓછા છે ? બીજા લોકોનાં પાપ-પુણ્ય જોવાનું મારે શું કામ ? મારી પોતાની પાસે તેમની કયાં ખોટ છે ? કોઈના દુષ્ટપણાની અથવા અમર્યાદ વર્તનની ચર્ચા મારે શા માટે કરવી જોઇએ ? તે બધાનાં કરતાં મારામાં જરૂર થોડીક વધારે છે પણ ઓછી નથી. કુચાલ અને જૂઠો વ્યવહાર એ બેમાંથી કયો દુર્ગુણ મારામાં વધારે છે તે મારે મારીજ આંખે જોઇ લેવું જોઇએ. તુકારામ કહે છે કે હે પંઢરીનાથ! મારી પાસે અવગુણનો ભંડાર પૂરેપૂરો ભર્યો પડયો છે તે બધો હું તનેજ સમર્પણ કરી દઉં છું.

૧૩૪૬-અરે! કાળ તો રોજ દહાડો તારી પાસે ને પાસેજ ઊભેલો છે તેની તને ખબર નથી પડતી ? તેં શું તારી આંખોના ઉપર પાટા તાણી બાંધ્યા છે અને તારા કાનમાં તેં ડાટા માર્યા છે ? તું આવું કરે તો પછી તને તારી અવસ્થાનું ભાન શી રીતે રહે ? કાળ તો હમેશાં તારી પાસેનો પાસેજ ઊભેલો છે. તું કદાચ મરતી વખતે પુણ્યદાન કરવાનો વિચાર કરીશ, તો તું એટલું યાદ રાખજે કે તે વખતે તે તને કરવા દેનાર નથી. કહેવાની

મતલબ એ કે મરતી વખતે તારા મનમાં દાન કરવાની વૃત્તિને તે ઉત્પન્ન થવા દેનારજ નથી. તારૂં શરીર જ્યારે સાઠ વર્ષની ઉમ્મરનું થવા આવશે ત્યારે તું એમ સમજીજ લેજે કે કાળે તને ચારે બાજુએથી ઘેરીજ લીધો છે. તારી આસપાસ કાળ રોજ આંટા માર્યા કરે છે તે તને તારી જીભે રામનામ લેવા દેજ શાનો? તુકારામ કહે છે કે તું એવાં એવાં નઠારાં કામ કરતો ફરે છે કે જે કાળને ઊલટાં મદદગાર થઇ પડે એવાં હોય છે. તે બધાંને તું હરિનામની સહાયતા લઇને બાળી દે.

૧૩૪૭–દુર્જન લોકો સજ્જનોના આભૂષણરૂપ છે; કારણ-કે તેઓ તેમની નિંદા કરે છે અને તેમ કરીને તેઓ પોતાનાં પુણ્ય સજ્જનોને અપાવી દે છે અને સજ્જનોનાં પાપ હોય તો તેમને તેઓ પોતે ગ્રહણ કરી લે છે, આથી કરીને સજ્જન પુરુષોને દુર્જનોનાં પુણ્યોનો અલભ્ય લાભ મળી જાય છે. પોતે નરકમાં જઇને બીજાઓને પોતાનાં પુણ્યનું દાન કરનાર અને એ રીતે પરોપકાર કરનાર દુર્જનોને ધન્યવાદ ઘટે છે. તેઓ બીજાનાં પાપ પોતાના ઉપર ખેંચીને બીજાઓને નિષ્પાપ બનાવી દે છે! અરીઠાં જેમ પોતે મેલ ખાઇ જઇને કપડાને સાફ કરી દે છે, તેમ આ દુર્જનો સત્પુરુષોનાં પાપને હરી લઇને તેમને નિર્મળ બનાવી દે છે; તે વાસ્તે તુકારામ કહે છે કે એવા દુષ્ટ લોકોના પ્રતિ પ્રેમ રાખીને તેમનો આદર કરવો જોઇએ.

૧૩૪૮–જુઓ, જુઓ, ટાંકણાના ઘા સહન કરી કરીને પથરો દેવપણાને પામી જાય છે; તે પ્રમાણે આપણે પણ આપણું ધારેલું કાર્ય સિદ્ધ કરવાને સારૂ ખૂબ દૃઢ સંકલ્પ કરવો ઘટે છે. બાણના, નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રના અને બંદુકોની ગોળીઓના પ્રહાર ઝીલી ઝીલીને શૂરવીર પુરુષો તેમની ઊંચી પદવીને પ્રાપ્ત

કરે છે. તુકારામ કહે છે કે જેમ સતી થનારી સ્ત્રી અગ્નિની પરવા કરતી નથી, તેમ દૃઢ સંકલ્પવાળા પુરુષો મુસીબતોની પરવા કરતા નથી.

૧૩૪૯–શ્રીહરિનું સ્વરૂપ અને તેમનો સુંદર વેશ એ બેએ મળીને મારા ચારે દેહનું હરણ કરી લીધું છે; કારણકે હું હવે આખા જગતને આત્મરૂપે માની લઉં છું. હવે મારે કશાની ઇચ્છા રહી નથી, કોઇ બાબતની તંગી રહી નથી અને સાંસારિક બાબતોને માટે મનમાં જિજ્ઞાસા, લાલચ, ભોગલિપ્સા એમાંનું હવે કાંઇજ રહેવા પામ્યું નથી. દુનિયાને લગતા તમામ વિષયો પ્રતિ હું ઉદાસીન વૃત્તિ ધારણ કરૂં છું. સંસારમાં જે કાંઇ છે તે બધું મારી દૃષ્ટિએ એકતાને પામી ગયું છે. મારી તમામ ઇન્દ્રિયોને મેં વિષયોમાંથી પાછી ખેંચી લીધી છે, તેથી હવે તેમણે વિઠોબાના ચરણ આગળ સદાને માટે એવી વિશ્રાન્તિ લઇ લીધી છે કે ત્યાંથી તેઓ નથી ખસતી કે નથી જરાય હાલતી ચાલતી; આથી કરીને એ ઇન્દ્રિયોના ઉપર હવેથી મારો પોતાનો કશોજ અધિકાર રહ્યો નથી. હવે મારી ઇન્દ્રિયોને મારે પાછી વિષયોના તરફ વાળવી હોય તો તે મારા હાથની વાત નથી. બળેલાં કપડાંની ગડી દેખાય તેવી ને તેવી, પણ તે વસ્ત્ર જેમ કશા ખપમાં આવતું નથી તેવો હું થઈ ગયો છું. પ્રાપંચિક જગતનો ફેલાવો જે હું અગાઉ દેખતો હતો તેને હવે મારી આળસ ભરેલી દૃષ્ટિ જોઇ શકતી નથી અને તેની જગ્યાએ મને એક પરમાત્મસ્વરૂપજ ભાસે છે. આવી મારી મનોદશા થઈ જવાથી મારે માટે હવે માન-અપમાન જેવું પણ કાંઇ રહ્યું નથી; તેથી કરીને પિતા, માતા વગેરે શરીરનાં સંબંધીઓનું મારે મનથી કશું મૂલ્ય રહ્યું નથી. જે સ્થિતિમાં ઊભો રહેનાર પ્રકાશ અને અંધકારની વચ્ચેના તફાવતની પણ કલ્પના કરી શકતો નથી, તે સ્થિતિમાં

રહેનારને આ પાપ અને આ પુણ્ય એવી કલ્પના પણ આવી શકેજ શી રીતે? મારી આંખ આગળ તો બધાંજ ભિન્ન ભિન્ન રૂપ એક વિઠ્ઠલના સ્વરૂપમાં એવાં લીન થઇ જાય છે કે, એકનાથી બીજાને જુદું પાડવા જેવું કોઇ ચિહ્નજ નજરે પડતું નથી. આખું વિશ્વજ મારી દૃષ્ટિએ એકાકાર બની ગયું છે. પોતાના બળનું અભિમાન, લૌકિક વ્યવહારનાં કામોમાં સફળ થવાની આશાઓ, તૃષ્ણા, માયા એ બધાંજ અદૃશ્ય થઇ ગયાં છે. તુકારામ કહે છે કે સુખદુઃખની વાતો તો હું મારે કાને સાંભળી પણ શકતો નથી; કારણકે હું તેમનાથી ઘણોજ આઘે જતો રહ્યો છું. હું અને તું એવી પૃથક્ ભાવનાઓથી પણ હું મુક્ત થઇ ગયો છું અને મારા પોતાના સ્વરૂપની અંદર મારી અવસ્થિતિ થઇ ગઇ છે; તેથી કરીને હે દેવરાજ! તારા સિવાય હવે મારૂં બીજું કોઇજ નથી.

૧૩૫૦–હરિકથા થતી હોય અથવા કોઇ પુરાણનું વાચન થતું હોય તો ત્યાં તારી આંખોમાં ઊંઘ ભરાઇ જાય છે અને ઘેર રાત્રે ખાટલામાં પડ્યો પડ્યો તું અનેક બાબતોના વિચાર,ચિંતા- ઇત્યાદિમાં આખી રાતના ઉજાગરા કરે છે. પ્રારબ્ધની ગતિ એવી અતિ વિષમ છે. તું એને વિષે શોક કરે તેમાં તારૂં શું વળે? તું મોટો જ્ઞાની થયો તો ખરો, પણ તું તારા હૃદયમાં સદ્‌વિચારને તો સ્થાન આપતો નથી. કથાશ્રવણ કરતી વખતે તને આંખોમાં ઊંઘ આવે છે અને કોઇ આવીને તારી આંખો ઉપર પાણી છાંટી જાય તોપણ તારી ઊંઘ ઊડતી નથી અને કથાની ક્યારે સમાપ્તિ થાય તેનીજ તું તારા મનથી વાટ જોયા કરે છે. તારાં સ્નેહીસગાં કથા સાંભળવા બેઠાં હોય તેમનાં મોઢાં ભણી તું જોયા કરે છે અને તેમાંથી કોઇ ઊઠી જવાનું કરે તો તેમનો હાથ પકડીને તું તેમને બેસાડી દે છે અને જશો નહિ, જશો નહિ, એવું તેમને તું કહ્યા કરે છે. ગાયના દૂધથી ભરેલા

આંચળની સાથે બગાઇ વળગી રહે છે, પણ ગાયના દૂધને બદલે તે તો તેનું લોહીજ ચૂસ્યા કરે છે, વળી જે તળાવના કાદવમાં કમળ પેદા થાય છે તેજ કાદવમાં દેડકાં પણ પાકે છે, પણ દેડકાં કમળની સુવાસનો આનંદ માણી શકતાં નથી; તુકારામ કહે છે કે તેમ મૂર્ખ લોકો કથા સાંભળવા બેસે છે તો ખરા, પણ તેઓ કથાના આનંદનો લાભ લઇ શકતા નથી. તેઓ તો બેસી રહે કે ઊઠીને ચાલ્યા જાય એ બેઉ બરાબર.

૧૩૫૧–દોરીની જગ્યાએ સાપ જેવું દેખાય અને પછી એ દોરી હશે કે સાપ એવો સંશય મનની અંદર ઉત્પન્ન થાય, તો તેવી સ્થિતિ પોતાની જાતનેજ દુ:ખદાયક નીવડે છે. હવે એ સંશયગ્રસ્ત પુરુષ દોરીને સાપ માની તેનાથી ભય પામે તો તેથી શું વળે ? કારણકે ખરી વસ્તુ શી છે તે તો તેના જોવામાં આવીજ નથી. એ તો જાણે માર પડયો ન હોય તે પહેલાંજ કોઇ બૂમબરાડા પાડી મરે તેના જેવી વાત છે. માણસ પોતાની મુક્તિનો ઉપાય પોતેજ વિચાર કરીને જાણી લે છે અને વિચાર ન કરે તો તે પોતે પોતાની જાતનુજ હનન કરે છે. મતલબ કે મનુષ્ય પોતાનો ઉદ્ધાર અને પોતાની અધોગતિ અથવા આત્મિક મૃત્યુ એ બેઉ પોતાની જાતેજ કરી લે છે. પોપટ જેમ ભ્રાંતિને વશ થઇને પોતાની જાતેજ ભૂંગળીની સાથે લપટાઇ જાય છે, તે પ્રમાણે આ દેહાદિ પ્રાંપંચિક પદાર્થોમાં તું પોતેજ આત્મબુદ્ધિનુ આરોપણ કરીને હાથે કરીને બંધાઇ જાય છે. જો તું તારાપોતાના મૂળ સ્વરૂપનો વિચાર કરીને તું કોણ છે તે જોઇ લે તો તને દેખાશે કે તું મુક્તજ છે અને કદી બંધાયેલો હતોજ નહિ. પાપ અને પુણ્ય એ બેની બાદબાકી કરી નાખીએ તો બાકી શૂન્યજ રહે છે. જેમ દસના આંકની આગળનું શૂન્ય ભૂંસી નાખીશું તો ફક્ત એકનોજ આંક રહેશે. પાપ અને પુણ્યની

બાદશાહી કરતા જે શૂન્ય* રહે છે તે આકાશના સમાન ખાલી નથી પણ કેવળ જ્ઞાનથી પરિપૂર્ણ છે આવી જે આખરની અવશિષ્ટ સ્થિતિ છે તેનુ તને જ્ઞાન હોવા છતા તુ જાણીજોઇને બળાત્કારે મૂર્ખ શા માટે બની જાય છે? તુકારામ કહે છે કે તું જરા ઝીણી નજરે અને લાબી દૃષ્ટિ પહોચાડીને જોતો થઇ જા. લોભથી ભ્રમિત થઇ ગયેલી તારી બુદ્ધિ મૃગજળને પાણી માને છે, પણ તુ એવી ભૂલ ન કર મૃગજળને સાચુ જળાશય માનીને હરણ તેના ભણી છલગો મારતુ દોડી જાય છે, પણ દોડી દોડીને તેનું હૃદય ફાટી જાય છે અને દુખી થઇને પ્રાણત્યાગ કરે છે!

૧૩૫૨–હરિકથા થતી હોય ત્યા ઊભો રહીને જે તેમા વિઘ્ન નાખે છે તેના પાપનો હિસાબ કરે એવો કોણ છે? એવા પાપી લોકો કથામા આવેજ નહિ તો વધારે સારૂ થાય જેમ સમરાગણમા નામર્દ લોકો કાઇજ કામના નહિ, તેમ હરિકથામા આવા લોકો પણ કાઇ કામના નહિ કથા સાભળવા બેઠા પછી જે માણસ બીજાની સાથે વાતો કરવા મ ડી જાય છે તેની વાચાને ધિક્કાર છે એવી વાચાને નરકરૂપ જાણવી તુકારામ કહે છે કે ભવસરિતાને એક કિનારે જડ બુદ્ધિવાળા જીવો ઊભા છે અને તેને સામે જ્ઞાનાભિમાનીઓ ઊભેલા છે, પણ, ઉપરની પક્તિઓમા જેમનુ મે વર્ણન કર્યું તેઓ તો ભવનદીની વચ્ચોવચજ ઊભેલા છે, તેથી કરીને તેઓ તો ડૂબી મરવાનાજ

૧૩૫૩–હરિકથા સાભળવામા જેમને રસ નથી પડતો અને જરાવાર બેઠા ન બેઠા એટલામા ઊઠીને ઊભા થઈ જાય છે તેઓ

* આ જગ્યાએ તુકારામ બૌદ્ધધર્મના સૌત્રાન્તિકો, વૈનાશિકો અને શૂન્યવાદીઓના મતની ખૂબ નજદીક આવી જઇને ત્યાથી એકજ પગલાને છેટે આવેલા વેદાતમા પ્રવેશ કરે છે —સેવાનદ

યમના હાથમાં અચૂકપણે જઈ પડવાનાજ. એ લોકો કથાની નજીક તો બેઠેલા છે, પણ જેમ ગાયના સ્તનની નજીક બેઠેલી બગાઇને તેના દૂધનો લાભ મળતો નથી તેમ આવા લોકોને પણ કથાનો લાભ મળતો નથી. તે કથા-સ્થાનમાં બેઠેલા હોવા છતાં દૂર દેશ ગયા હોય એવા છે. એ લોકો પોતે સારા નથી અને કોઇ સારો માણસ તેમની પાસે આવે તો તે તેમને ગમતો નથી. એવા લોકો તો યમના દૂતોનાજ પરોણા થવાને લાયક છે. તુકારામ કહે છે કે હવે એવા લોકોનો ઉપાય પણ શો કરવો? પાણીમાં પણ જોઇએ તેટલા પથરા તો હોયજ છે ને?

૧૩૫૪-કથામાં બેસે અને છતાં જેનું ચિત્ત કથાના વિષયમાં ન પરોવાય તે માણસને પ્રેતના સમાન જાણવો. દીવામાં તેલ ખૂટયું હોય તે વખતે જેમ દીવો ઘડીકમાં નાનો અને ઘડીકમાં મોટો થાય છે તેમ ઉપર કહ્યા તેવા લોકો પણ તેમનાં મૃત્યુસમયે થનારી તેમની ભ્રમિત દૃષ્ટિએ ચારે તરફ જુએ છે અને જેમ હડકાયો કૂતરો આમ તેમ બધે દોડતો ફરે છે, તેમ તેમનું મન પણ દસે દિશામાં દોડતું ફરે છે. તુકારામ કહે છે કે આવા લોકોને કાને કોણ બૂમો પાડીને ગળું દુઃખવે?

૧૩૫૫-સિદ્ધિઓ મેળવવા માટે અમુક અનુષ્ઠાન કરીને ધૂળ જેવી એકાદ-બે સિદ્ધિઓ ભલે કોઇ મેળવી લે, પણ તેને દરિદ્રજ જાણવો. વિશ્વરૂપ પરમાત્મામાં પોતાની ચિત્તવૃત્તિઓનો લય કરી દઇને જે સમાધિસ્થ થઇ જાય તેજ ખરેખરો ભાગ્યવાન છે. તેના જીવનની એક ક્ષણ પણ વ્યર્થ જતી નથી અને તે સદાકાળ શ્રીહરિના પ્રેમનો આનંદ માણ્યાજ કરે છે જે ભક્તિરૂપી સદ્ભાગ્યથી વિમુખ છે તે, દેવ અને તીર્થો જાણે પોતાનાથી ઘણે દૂર હોય એવી કલ્પના કરે છે, અને જે સત્પુરુષ હોય છે તે તો આખા

વિશ્વની અંદર દેવ જાણે ઓતપ્રોત થઈ રહ્યા હોય એવું જોઇ શકે છે. તુકારામ કહે છે કે કેટલાક લોકો લાકડાંના ભારા માથે મૂકીને લાવે છે ત્યારેજ પોતાનું પેટિયું મેળવી શકે છે; ત્યારે કેટલાક એવા નસીબદાર હોય છે કે તેમને જરા પણ કષ્ટ કરવું પડતું નથી અને જે જોઇએ તે બધુંજ તેમને ઘેર બેઠાં એમ ને એમ ચાલ્યું આવે છે.

૧૩૫૬–લાકડાંને હિસાબે તો બધાં ઝાડનાં લાકડાંની લાકડાંમાંજ ગણત્રી થાય, પણ તે છતાં કોઇ કોઇ લાકડાંની તેમના ગુણ–અવગુણના પ્રમાણે વધારે ઓછી કિંમત અંકાય છે. ચંદનના લાકડામાં સુવાસ હોવાથી તે મોંઘું છે અને તે ત્રાજવે તોળી તોળીને વેચાય છે. બીજાં લાકડાંની એટલી મોંઘાઈ થતી કોઇએ દીઠી છે? કેટલાંક લાકડાં ઇમારતી હોય છે; તેને ઘડીને અથવા વહેરીને ઘર બાંધવાના કામમાં લેવાય છે. કેટલીક જાતનાં લાકડાં બાળવાનાજ ખપનાં હોય છે. તેની નાની–મોટી ભારીઓ બાંધીને સસ્તી કિંમતે વેચી નાખવામાં આવે છે. કેટલાંકમાંથી ઝૂંપડીઓ અથવા ખેતરનાં રખાના માળાજ બની શકે છે. એ પ્રમાણે જુદી જુદી જાતનાં લાકડાં બજારમાં વેચાવાને આવે છે અને તેમના દરેકના ગુણ અને ઉપયોગિતાના પ્રમાણમાં તેમની જુદી જુદી કિંમત અંકાય છે. આ ઉપરથી સાર એ લેવો જોઇએ કે ગુણ એ સૌથી ઉત્તમ મૂલ્યવાન તત્ત્વ છે, રૂપ અને દેખાવ એ મધ્યમ અથવા બીજા નંબરનું તત્ત્વ છે અને અવગુણ એ તો દુઃખદાયક હોવાથી તેની ગણના તો અધમ તત્ત્વમાંજ થાય છે. તે પ્રમાણે સારા–માઠા બધાય પથ્થર તો કહેવાય છે, પણ એક જાતના પથ્થર એવા થાય છે કે તેના તેજને લીધે બજારમાં તેની ભારે કિંમત ઊપજે છે અને શ્રીમંતોજ તેમને પોતાને ઘેર લાવી શકે છે. ગરીબોના ઘરમાં તો તેઓ જવલ્લેજ નજરે પડે છે. બીજા

પણ એક જાતના પથ્થર થાય છે તે તડકામાં ચકચકે તો છે, પણ કોઇ તેમનો ભાવ પૂછતું નથી. સારૂં-માઠું ભાગ્ય પોતપોતાના ગુણની પાછળ ચાલ્યું આવે છે અને જેનામાં ગુણનો અભાવ હોય તે ગરીબ દીનહીન જીવન વ્યતીત કરે છે. તુકારામ કહે છે કે કેટલાક નામે અને રૂપે એક સરખા હોય છે, પણ તેમના ગુણ-પરત્વે તેઓ અનેક જાતિઓમાં વહેંચાઇ જાય છે. પૂર્વ જન્મોનાં જેવાં જેનાં સંચિત કર્મ, તે પ્રમાણે તેને ભવિષ્યમાં સારી-માઠી અવસ્થા પ્રાપ્ત થાય છે. એક જણ મોજથી ઊંચી પદવી ઉપર આરૂઢ થઇને બીજાની પાસે પોતાની સેવા કરાવે છે. હવે આ દશામાં સુખ અને આરામ છે એવું પેલો માણસ શા માટે માની લેતો હશે અને તે કલ્પિત સુખ પોતાના હાથમાંથી ચાલ્યું જાય ત્યારે શા માટે વ્યર્થ બળાપો કરતો હશે?

૧૩૫૭–અમે જ્યાં જઇએ ત્યાં બધે અમારો સ્વામી બેઠેલોજ છે અને બધેજ અમારે સારૂ ધનના ઢગલા ને ઢગલા ભર્યા પડ્યા છે; તેથી કરીને ફલાણો મારો સગો, ફલાણો મારો મિત્ર અને ફલાણો મારો દુશ્મન એવો ભેદ રહી શકતોજ નથી. જ્યાં જ્યાં હું મારી નજર ફેરવું છું ત્યાં ત્યાં હું પાંડુરંગ, રખુમાઇ, સત્યભામા અને રાહી એ મારાં માતાપિતાનેજ હું જોઉં છું. તેવું થવાથી લાજ, ભય, ચિન્તા એ બધાંજ સામટાં મારી આગળથી અદૃશ્ય થઇ ગયાં છે; અને તમામ પ્રકારનાં સુખ આવી આવીને મારામાં વાસો કરીને વસી ગયાં છે. તુકારામ કહે છે કે હું ભાગ્યવંત છું અને વિઠોબાનો બાળક બની ચૂક્યો છું. વિઠોબાનો માનીતો થયો એટલે સૌનો માનીતો થઇ ગયો છું.

૧૩૫૮–માના ગર્ભમાં સૂતેલા બાળકનાં લાડકોડ કોણ પૂરા કરે છે? મારો કૃપાળુ હરિ કેવો કુશળ છે અને કેવો બધી બાબત-

ો બંદોબસ્ત કરવામાં પ્રવીણ છે તેનું આ એક દૃષ્ટાંત જોવા જેવું છે. સાપણ પોતાનાં બચ્ચાં જેવાં ઇંડામાંથી નીકળે છે તેવાંજ તેમને ખાઇ જાય છે. સાપણના સપાટામાંથી એ બચ્ચાનું કોણ રક્ષણ કરે છે? હેવજ. કોઈ નામનો એક જાતનો જીવ થાય છે, તે પોતાના શરીરમાંથી તાંતણો કાઢે છે અને તેનું ઘર ઊંચે આકાશમાં બાંધીને તેમાં ભરાઇ રહે છે. ત્યાં તે જીવને ખોરાક કોણ પૂરો પાડે છે તેનો વિચાર કરો. જમીનની અંદરના પોલાણમાં પથ્થરની નીચે દેડકાં ભરાઇ રહે છે, તેમને કોણ જીવાડે છે? તુકારામ કહે છે કે હે મનુષ્યો! તમે મનમાં નિરાંત કરીને રહો અને દેવ પોતાની સત્તા વડે જે વખતે જે કરે તે સહજ રીતે બની શકે તેમ જોયા કરો.

૧૩૫૯—આખા જગતમાં વિશ્વંભરજ વ્યાપી રહ્યા છે, તેથી કરીને મારી નજરે તો તેના સિવાય બીજું કાંઇ દેખાતુંજ નથી; એટલે ફલાણો સિદ્ધ છે અને ફલાણો સાધક છે અને ફલાણો મૂર્ખ છે એવું તેવું કશું હું કહી શકતો નથી. હે પાંડુરંગ! મારી બુદ્ધિ અને મારૂં મન, મારી વાણી અને મારૂં શરીર, એ બધાં ઉપર કહેલી ભાવનાને અનુકૂળ રહીને તારાજ ધ્યાનમાં મગ્ન રહે એવું તું કર હરિના ગુણનાં કીર્તન પ્રેમસહિત ગાતી વેળા અને હરિના રંગમાં રંગાઇ જઇને નૃત્ય કરતી વખતે મારા મનને જરા પણ શરમ કે સંકોચ ન આવે. હું વર્ણાભિમાનને તદ્દન ભૂલી જાઉં અને ભૂતમાત્રમાં ભગવાનજ બિરાજે છે એવી ભાવના કરતો રહીને હું સૌની સેવા કરતો રહું અને તેમ કરતાં કરતાં તારા ચરણોની પણ સેવા કરૂં એવું દાન તું મને દે. મારી આશા-તૃષ્ણાઓનાં બંધનોને તું કાપી નાખ, મારી ચિંતા, માયાનો નાશ કરી દે અને તારા સિવાય બીજા કશાનો વિચારજ મારા મનમાં આવવા દઇશ નહિ. મારો પ્રેમ પણ તારામાંજ સ્થિર

થઈ જાય અને તારા સિવાય બીજું કાંઈજ મને ગમે નહિ એવું તું કરજે. તુકારામ કહે છે કે હે દેવ! મારો તમામ ભાવ તારા ચરણ આગળ સમર્પિત થઇ ચૂક્યો છે એમ જાણીને તું હવે મને તારા પ્રેમનું દાન દે.

૧૩૬૦–અગ્નિની અંદર પડેલો પદાર્થ અગ્નિરૂપ બની જાય છે; ત્યારે શું તેમના પહેલાનાં નામ, ગુણ, વગેરે અવશિષ્ટ રહે ખરાં કે? લોઢાને પારસમણિનો સ્પર્શ થાય એટલે તે લોઢું મટી જઇને આખા જગતમાં એક શોભાયમાન પદાર્થ તરીકે પંકાતું થઇ જાય છે. નદીનાળાનું પાણી ગંગાને મળે એટલે તે બધું ગંગાજળજ ગણાય છે ચંદનવૃક્ષની નજીક ઊગેલું તાડનું ઝાડ પણ ચંદનની સુગંધ વગેરેના સંસર્ગમાં આવીને ચંદનના સમાનજ થઈ જાય છે. તુકારામ કહે છે કે હું અનન્ય ભાવથી સંતોના ચરણનો આશ્રય લઇને બેઠો છું. સંતોના ચરણને પ્રતાપે મારી પાસે હવે દ્વૈતભાવની ભાંજગડ રહેવાનીજ નથી.

૧૩૬૧–ઉપરના અભંગમાં જે અવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે તેવું જેનું સદ્ભાગ્ય હોય તે પુરુષનો જન્મ સાર્થક થયો જાણવો. સૌથી નીચેમાં નીચેના પગથિયા ઉપર રહેવું એ ઉત્તમ છે; કારણકે તેમ કરવાથી સંતો આપણા ઉપર તેમના પગ દઇને ચાલશે અને એ રીતે સંતોના સંસર્ગમાં આવવાથી આપણને હરિપ્રેમામૃતનું પાન કરવાનો સુયોગ મળશે અને સંતોની ચરણરજમાં સ્નાન કરવાનું બની આવશે. તુકારામ કહે છે કે તેથી કરીને એવો આનંદ પ્રાપ્ત થશે કે જેથી તમારાં તમામ દુઃખોનો અંત આવી જશે.

૧૩૬૨–ઉપરના અભંગમાં જે આનંદનો ઉલ્લેખ કર્યો છે તેનો અંતજ નથી હોતો. તે અખૂટ અને અપાર છે. જેના મસ્તક-

ને સંતોના ચરણનો સ્પર્શ થાય તેની આગળ તો કૈવલ્ય સુખ પણ શા હિસાબમાં? વિચાર કરવા જઈએ તો આવો લાભ ત્રિભુવનમાં બીજે કોઈ ઠેકાણે છેજ નહિ. તુકારામ કહે છે કે તે અતિ મધુર છે અને તેના વડે મારી તમામ ઇચ્છાઓ પૂર્ણ થઈ જાય છે.

૧૩૬૩–જેમની કીર્તિનું વર્ણન વેદ ગાય છે, તેમની સંગતિમાં હું રહું છું. તેમનાં નામ મેં મારા કંઠમાં ધારણ કર્યાં છે અને મારા હૃદયમાં પણ મેં તેમની પધરામણી કરી છે તેમજ મારૂં સમસ્ત હૃદયમંદિર મેં તેમનાવડેજ ભરી દીધું છે. ૐકારનું બીજ જે નિજસ્વરૂપ તે તો મારા હાથમાંજ છે. તુકારામ કહે છે કે તે સ્વરૂપ અતિ મહાન હોવા છતાં અણુ અને પરમાણુથી પણ સૂક્ષ્મ છે.

૧૩૬૪–હે દેવ! તમે તો લક્ષ્મીના સ્વામી છો અને હું અતિ નીચ જાતિનો છું, પણ આપણે બેઉ એકજ જગ્યાએ છીએ અર્થાત્ મારૂં મસ્તક તમારા ચરણના ઉપર છે. મારી દીનતાની કાંઇ સીમા નથી અને તમારી ઉદારતાનો પણ આરો આંક નથી. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! હું નાનકડું નાળું છું અને તું મહાન ગંગા છે.

૧૩૬૫–હે દેવ! હું ભિખારી છું અને તું દાતાર છે. હવે આપણા બેમાંથી કોણ કોનાથી ચઢી જાય છે તે જોવાનું છે. હું તારી આગળ મારા હાથ લાંબા કરીને ઊભો રહ્યો છું. હવે મને મારી મનમાની વસ્તુનું દાન કરવું એ તારૂં કર્તવ્ય છે; માટે વિચાર કરીને તું તારી ઊંચી પદવીને યોગ્ય કર્તવ્ય કરજે. અમારૂં કામ તારા નામનો જપ કરવાનું અને તારૂં કામ અમારા મનનું સમાધાન કરવાનું. તુકારામ કહે છે કે હે દેવાધિદેવ! તું તારા

માથાની ફરજ બજાવતો રહીશ તો પછી આપણી બેઉની વચ્ચે તકરારનું કારણ નહિ રહે; માટે તું તેમ કરતો થઇ જા અને આપણા કજિયાનો અંત લાવી દે.

૧૩૬૬–હે દેવ! તારા ઉદરની અંદર અમને આશ્રય મળે એવી અમારી ઇચ્છા છે. અમારી એ ઇચ્છા પૂરી થાય એવું તું અમને દાન દે; કારણકે તારા વિયોગથી થતી પીડાને લીધે અમારા પ્રાણ વ્યાકુળ થઇ ગયા છે. બીજું અમારૂં દુઃખ એ છે કે આ સંસારના માર્ગમાં અહંકારાદિ હિંસક પશુઓનાં ટોળે-ટોળાં અમારો રસ્તો ઘેરીને બેઠાં છે. તુકારામ કહે છે કે ઓ વિઠાબાઈ માવડી! તું અમને તારા હાથ વડે પકડીને તારી જોડે ને જોડેજ ચલાવ.

૧૩૬૭-ઘરેઘરના આંગણામાં અથવા નઠારા માણસોને ઘર-આંગણે ગમે ત્યાં પણ જ્યાં તું હોઇશ ત્યાં હું પણ રહીશ. હે નારાયણ! સર્વત્ર મારૂં પોષણ કરવાની ચિન્તા તારા ઉપરજ છે અને રહેશે. તારા હાથમાનો અને તારા મોઢામાનો કોળિયો હું તને ખાવા દેનાર નથી. તુકારામ કહે છે કે હુ તારા પેટમાથી-જ પેદા થયેલો છુ અને સદાકાળ તારા અંગની સાથે વળગ્યો ને વળગ્યોજ રહેવાનો છું.

૧૩૬૮–હે દેવ! કોઇ મને દુઃખ દેશે તો તેની વેદના તારા અંતઃકરણને થશે, કારણકે તેં મને જન્મ આપ્યો છે અને તેં મને ઉછેરીને મોટો કર્યો છે, આથી કરીને મને શું શું કરતાં સુખ થાય એજ તારી ચિન્તાનો વિષય હોય છે. મારૂં પેટ ભરાય છે ત્યારે તેથી થતી તૃપ્તિનુ સુખ તું અનુભવે છે તુકારામ કહે છે કે જે ઠેકાણે હું રમતો રમું છું તે ઠેકાણે હું તારો બાળક બનીનેજ રમું છું.

૧૩૬૯-હું એક હાથ લેઈને દેવની સામે ઊભો રહ્યો છું. મારી પાસે કશી પરમાર્થની મૂડી હોય તો આ એકજ છે. એનું કારણ વિઠ્ઠલદેવ સારી રીતે જાણે છે. હું ગરીબ રાંક ફક્ત કાલાવાલા કરી જાણું છું, એટલા માટે મારી ઉપેક્ષા ન કરશો. તુકારામ કહે છે કે હે દેવ! હું વારંવાર તમારા ચરણમાં મારૂં મસ્તક નમાવું છું.

૧૩૭૦-હે દેવ! અમારે તમારૂં નામ જપવું અને તમારે અમને તમારા પ્રેમનું દાન દેવું એવો ઠરાવ ઘણા જૂના સમયથી તમામ સંતોએ મળીને કરી રાખ્યો છે હું મારૂં મસ્તક તમારા ચરણ ઉપર મૂકી રાખું છું, ત્યારે હવે તમારે મને તરછોડી કાઢવો નજ જોઇએ તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ! આવો તમારી અને મારી વચ્ચે કરાર થઇ ચૂક્યો છે

૧૩૭૧-ઘણા દહાડાની મારી સેવાના પગારને લગતી તકરારની આજે પતાવટ થઇ ગઇ છે હવે હું વાંકું નહિ બોલું એવું તમે તમારે મોઢેથી કબૂલ કર્યું છે ખુલ્લા બજારના ચોકમાં પંચલોકોની રૂબરૂ તમારી અને મારી તકરારનો ફેંસલો થઈ ગયો છે તુકારામ કહે છે કે હે દેવ! હવેથી હું જે જે પ્રકારની તમારી સેવા કરીશ તે તે બધી તમારે માન્ય કરવી પડશે

૧૩૭૨-ખાવાની વસ્તુના ઉપર કોઈની મેલી દૃષ્ટિ પડી જાય તો તે વસ્તુથી ખાનારના શરીરને અતિશય પીડા થાય છે. એવું દૂષિત અન્ન ખાવાથી લાભ ન થતાં ઊલટી હાનિ થાય છે. આખી જિંદગીનું મહામહેનતને અંતે મેળવેલું એકજ અશુભ ક્ષણની અંદર ધૂળધાણી થઇ જાય છે તુકારામ કહે છે કે લોકોના ખરેખરા હિતની આડે જો કંઈ આવતું હોય તો તે આ એક શંકા છે

૧૩૭૩-અમે વૈષ્ણવોને માટે મન, વાણી અને શરીર વડે

પાલન કરવા યોગ્ય એક નિયમ એ છે કે પરમાર્થની બાબતમાં ધૈર્ય ધારણ કરવું અને જીવ (જીવભાવ)ને અર્પણ કરી દેવો; પણ લાભની અંદર કોઈ પણ રીતનો આંતરો આવવા દેવો નહિ. યોગ્ય પ્રસંગે લજ્જા અને ભય એ બેઉને મનમાંથી કાઢી નાખવાં. તુકારામ કહે છે કે જે નિયમોને અજ્ઞાની લોકો નથી જાણતા તે નિયમો અને તેમનો અમલ કરવાની કળા હું જાણું છું.

૧૩૭૪-મેં તમામ બાબતની લાજ-શરમનો ત્યાગ કર્યો તેથી મને મારા પારમાર્થિક કાર્યમાં સફળતા મળી ગઇ. હવે હું સુખપૂર્વક ભવસાગરને પેલે પાર ચાલ્યો જઈશ અને આનંદ સહિત હરિનામકીર્તન તથા નૃત્ય કરીશ. મેં હરિનામ રૂપી નૌકાને ખૂબ પ્રેમ અને આનંદ વડે બાંધીને લોકોને સારૂ તૈયાર કરી રાખી છે. તુકારામ કહે છે કે મારી વાણીને માટે હવે લોકોને હાંકો મારી મારીને બોલાવવાનું કામ બાકી રહી ગયું છે.

૧૩૭૫-હે દેવ! હું ભિખારી છું અને તારે બારણે લાંઘવા બેઠો છું. તને હું કાયર કાયર કરી નાખીશ અને જરા પણ હાલવા ચાલવા દઈશ નહિ. મેં આ બહુજ સરસ લાગ સાધી લીધો છે. અત્યાર આગમચ હું તારે બારણે કેટલીય વાર ફેરા ખાઇ ચૂકયો છું. અહ્યા ઓ નારાયણ! મને મારી પોતાની ખરા હકની વસ્તુ આપતાં તારા મનને આટલો બધો સંકોચ શા સારૂ થતો હશે? તને તે હવે મારે કેટલાં મહેણાં મારવાં? આજ સુધીમાં મેં કાંઇ તારી થોડી ફજેતી કરી છે? તુકારામ કહે છે કે હે દેવ! મને લાગે છે કે તને કાંઈ લાજશરમ તો છેજ નહિ.

૧૩૭૬-હે દેવ! મેં તારા દ્વારપાળનું કામ મારે માથે લીધું છે અને એ રીતે મેં બધીજ વાતે તારૂં રક્ષણ કર્યું છે. તારી અને બીજી બધી જગ્યાઓની વચ્ચોવચ હું ઊભો ને ઊભો રહું છું અને

તને જરા પણ ધક્કો લાગવા દેતો નથી. આ સંસારને માટે મેં જે નીતિનું ધોરણ ઘડી રાખ્યું છે તે પ્રમાણે તેનો વ્યવહાર ચાલ્યા કરે છે. હું મારા હાથમાં ચોપદારની છડી લઈને, તને મારો જીવ અર્પણ કરીને ઊભો રહ્યો છું. મેં મારૂં બળ, બુદ્ધિ, યુક્તિ અને મારી બીજી તમામ શક્તિઓ તને સમર્પિત કરી દીધી છે. તુકારામ કહે છે કે આજથી હું મારી સેવાના બદલામાં તારી પાસેથી પૂરેપૂરો પગાર માગી લેવાનો છું.

૧૩૭૭-ખરેખરૂં ફળ તો મને તારા વિયોગમાંથીજ મળી આવે છે. તે ફળ મળવાનું કારણ એ છે કે તારૂં ચિંતન જે સોના સારરૂપ છે તે તારા વિયોગની અવસ્થામાં મારાથી નિરંતર થયા કરે છે; એ વાતમાં તો મારૂં ચિત્તજ ચિત્તના સાક્ષીરૂપ છે. બીજી જાતના ઉપચાર હરિને અર્પણ કરવાની કશી જરૂર નથી. તુકારામ કહે છે કે અંતઃકરણમાંથી ઉત્પન્ન થયેલી સેવાની ભાવનાજ દેવ ગ્રહણ કરે છે.

૧૩૭૮-ગરીબની દાદફરિયાદ લક્ષ દઈને સાંભળનાર છેજ કોણ ? ગરીબોના વિના મોટા લોકોનું કયું કામ અટકી પડે છે, કે જેથી તેમને તેમના તરફ લક્ષ દેવાની ગરજ પડે ? હે પાંડુરંગ ! હું મારા સ્વાનુભવ ઉપરથી આટલી મુદ્દાની વાત સમજી ગયો છું. તમે તમારે મોઢેથી તો આ વાત કબૂલ નજ કરો, પણ તમારી મુખમુદ્રા ઉપરથી હું એટલું સમજી શકું છું. મારા અંતઃકરણમાંથી કામક્રોધ અને ભેદાભેદ વગેરે ભાવો હજી ટળ્યા નથી; આવી સ્થિતિમાં તું મારા ઉપર કદાચ કૃપા કરે પણ તેથી મારૂં વળે શું ? તુકારામ કહે છે કે હે દેવ ! તમારે તમારા શરણાગતની ઉપેક્ષા કરવી જોઈએ નહિ. જો ઉપેક્ષા કરશો તો તે તમને શોભા નહિ આપે. આ બાબતમાં તમારા ઘરનો શો રિવાજ છે તે તો હું જાણતો નથી.

૧૩૭૯-હે દેવ ! તારી માયા નહિ સમજી શકાય એવી છે તે હું સારી રીતે જાણું છું. આખી જિંદગી સુધી વ્યભિચાર કરનારી વેશ્યાની તમે ભાળ લીધી. પુત્રપ્રેમની પ્રેરણાથી દશરથે મરતી વખતે રામનામ લેતાં લેતાં પ્રાણ છોડયો, તો તેટલા ઉપરથીજ તમે તેમને અધોગતિમાંથી ઉગારી લીધા. જો આવો તમારો સ્વભાવ છે તો હવે મારે શું કરવું ? હવે મારે કયે રસ્તે થઇને તમારી પાસે આવી પહોંચવું ? આ વાતમાં તમે તમારે મોઢેથીજ ખુલાસો ન કરો ત્યાંસુધી મને કશીજ સમજ પડનાર નથી. સ્વર્ગ અને નરક એ બેઉ ઠેકાણે જવાના રસ્તા તમે ઉઘાડા રાખ્યા છે. આ પ્રશ્નના ઉકેલમાં શાસ્ત્રો કશા ખપનાં નથી. તેઓ તો ઘટાકાશ ને મહાકાશ, પટ અને તંતુના ગૂંચવાડામાં બુદ્ધિને ગૂંચવીને ઊલટી ગૂંગળાવી મારે છે; આથી કરીને તેમના દ્વારા લોકોને ધૈર્ય મળવાની વાત તો બાજુએ રહી, પણ બિચારા આડે રસ્તે અથડાઈ મરે છે. તુકારામ કહે છે કે મારી આંખે તો તારી આવી વર્તણુંક જણાય છે; એટલા માટે હવે તો આ ઘડીએ ભલે મારો જીવ જવાનો હોય તો જાય પણ તારા પગને હું છોડનાર નથી.

૧૩૮૦-આજ સુધી તો હું તારે ઘેર ધક્કા ખાઇ ખાઇને કાયર થઇ ગયો હતો, પણ આજે તો મેં તને પકડયો છે; એટલે હવે તને ગાળો દેવાનો બહુ સરસ લાગ મને મળી ગયો છે. આવું થયું છે તો હવે જૂઠા લોકાચાર વડે હું શા માટે બંધાઇ રહું ? હવે આપણી બેઉની વચમાં મર્યાદાપૂર્વકના વ્યવહારનો હું અંત લાવી મૂકીશ અને તારી સાથે હવેથી હું બરોબરીઆની પેઠે વર્તન કરીશ. આવું કરવાનો વિચાર બીજા ઘણા લોકોને પણ આવ્યો છે, માટે તું હવે ચેત. અરે ! તું હજી ડાહ્યો કેમ થતો નથી ? તારી અને મારી વચ્ચે જે અસલ કરાર થયો હતો, તેનેજ આધારે હું સાવધ થઇને ઊભો છું. તુકારામ

કહે છે કે હે દેવ! આજ પહેલાં એક વાર હું તને પંચને ચોરે ઘસડી લઈ ગયો હતો અને ત્યાં મારી અને તારી તકરારનો નીવેડો પણ થઇ ગયો છે. હવે એ બાબતમાં તો આપણી વચ્ચે કશી ભાંજઘડ રહી નથી.

૧૩૮૧–કલ્પવૃક્ષની નીચે બેસીને મનમાં જે જે ઇચ્છાઓ કરીએ તે બધી સફળ થાય છે, પણ ત્યાં બેસનારે પ્રથમ જાણી લેવું જરૂરનું છે કે આ કલ્પવૃક્ષ છે એટલે અહીં બેસીને તો જે યોગ્ય હોય તેજ વસ્તુની મનમાં ઇચ્છા કરીને તેની માગણી કરવી જોઇએ. આવું સમજીને તમે જે પ્રમાણે બોલતા જશો તે પ્રમાણે અનુક્રમે તમારી માગેલી પ્રિય વસ્તુઓ તમને આવી મળશે. તુકારામ કહે છે કે લાભ અને હાનિ બેઉ પોતાના મનના વિચાર અને ઇચ્છાઓનાંજ પરિણામ છે.

૧૩૮૨–જેનું અંતઃકરણ એક વાર ભગવાનના ચિંતનના રંગથી રંગાઇ ગયું, એટલે પછી તેનામાં કોઇ જાતનો ફેરફાર થવાનો સંભવ નથી. એમ થવાનું કારણ એ છે કે, હરિનું ધ્યાન કરવાથી તેમના સ્વરૂપનું પ્રતિબિંબ એક વાર અંતઃકરણની અંદર પડયું એટલે પડયુંજ. તે કદી ત્યાંથી ચલિત થતું નથી. શુદ્ધ શ્યામવર્ણ કૃષ્ણનું સ્વરૂપ એક વાર જ્યાં હૃદયની અંદર વસી ગયું અને મોંઢા ઉપર કૃષ્ણનામસ્મરણની જ્યાં છટા આવી ગઇ, એટલે તે દ્વારા આખું શરીર અપૂર્વ શોભાને ધારણ કરે છે. જે શુદ્ધતાને પામ્યો છે, તેનામાં ફરીથી વિકાર થવાનો સંભવ નથી; તેમ કોઈ પણ જાતની મલિનતાને તે પોતાના ઉપર લાગુ પડવા દેતો નથી. તુકારામ કહે છે કે ભક્તના અંતઃકરણની અંદર શ્રીહરિના પ્રકાશનું પ્રતિબિંબ જોઇને કાળનું મોઢું કાળું શાહી જેવું થઈ જાય છે.

૧૩૮૩–આખા સંસારનો ગ્રાસ કરી જનાર જે કાળ, તેના માથા ઉપર હું પગ દઈને ઊભો છું. હું જ્યાં ઊભો રહીને હરિનામકીર્તન કરતાં કરતાં નૃત્ય કરૂં છું ત્યાં આગળ કાળ ઊભો ઊભો કશી વાતની ભીડ પડે તો તેમાં મદદ આપે છે. આખા વિશ્વનો ગ્રાસ કરી જવાથી પણ જેને તૃપ્તિ થતી નથી, તે કાળ હરિના ગુણાનુવાદ સાંભળીને તૃપ્ત થઇ જાય છે. તુકારામ કહે છે કે જે કાળ અગ્નિ સમાન પ્રચંડ છે તે અમારે સારૂ ટાઢો હિમ જેવો થઇ ગયો છે.

૧૩૮૪–અલ્યા ભાઇ! તું બ્રહ્મરસનો કવાથ પી જા. એ કવાથ પીધાથી તારા જન્મમરણ વગેરે વ્યાધિનું નિવારણ થઇ જશે. એ કવાથની સાથે તારે એક પથ્યનું પણ સેવન કરવું જોઈશે અને તે વિઠોબાનું નામ છે; જેને તારે તારી વાચા વડે ગ્રહણ કરતા રહેવાનું છે. એ સિવાય તારી વાણીના ઉપર બીજા કોઈ પણ બોલ ન આવવા દેવા. આટલું કરીશ તો આવડી ભારે સંસારની પીડા ટળી જશે, તો પછી બીજી-ત્રીજી પરચુરણ બિમારીઓનું તો પૂછવુંજ શું? તુકારામ કહે છે કે કોઇ પણ જાતના ભૂતની પીડા તો તને કદી લાગુ પડનારજ નથી એમ જાણજે.

૧૩૮૫–સંતોની ચરણરજના પ્રતાપનો મને જાતિઅનુભવ છે. એ ચરણરજનું સેવન કર્યાથી હું સુખી થઈ ગયો છું. હવે આજ પછી દુઃખ તો મારી નજીક ફરકી શકનાર નથી. દેવના નિર્માલ્યની તુલસીનું પત્ર અને વિષ્ણુનું ચરણોદક એ બેનું સેવન કર્યાથી મારી ઉપર કહી તેવી અવસ્થા થઇ ગઇ છે. તુકારામ કહે છે કે મારામાં રહેલા અનેક જાતના ભાવોનું ખૂબ સંમિશ્રણ કરીને મેં ઉપર બતાવેલા વિધિનું સેવન કર્યું હતું.

૧૩૮૬–પંઢરીનાથ પાંડુરંગજ એક વૈદ્ય છે. તેમને બધાજ

રાગની આંતરિક ક્રિયાઓનું જ્ઞાન છે. જેને જેવો રોગ થયો હશે તેનું બરાબર નિદાન કરીને તે યોગ્ય ઔષધ આપે છે. તે ઔષધના બદલામાં તે નથી ફી માગતો કે નથી દવાનો પણ લાગત ખર્ચ માગતો. તે તો સૌની પાસે એટલુંજ માગે છે કે તમે મારું પ્રેમપૂર્વક સ્મરણ કરો. તુકારામ કહે છે કે દેવ એવા દયાળુ છે કે તે હમેશાં પોતાના દીન સેવકોનું જતન કરતાજ રહે છે.

૧૩૮૭-પોતાના કોઈ પણ સેવકનું કોઈ પણ જાતનું કામ કરતાં દેવને લજ્જા આવતીજ નથી. દીન સેવકોનું ભલું કરવું એજ તેમનું કામ છે; કારણકે તેમણે પોતાનું નામ 'દીનબંધુ' રાખ્યું છે. સૌના મનનું સમાધાન કરવાની તેમની ઇચ્છા હોવાથી જે કોઈ તેમની મદદ માગે તેમને તે મદદ કરતાં રહે છે. તુકારામ કહે છે કે બોલ્યા પ્રમાણે ચાલનાર શ્રીહરિ એકલાજ છે.

૧૩૮૮-તે હરિ ચંદ્રભાગાને કિનારે કેડે હાથ દઈને ઊભેલા છે. તેમના રતૂમડા કોમળ ચરણકમળ ઇંટના ઉપર શોભાયમાન થઈ રહ્યા છે. મારા જીવને તેમને આલિંગન દેવાની મન, વાણી અને કાયા વડે અદમ્ય ભૂખ જાગી છે અને બધો વખત મને તેમની ને તેમનીજ ઝંખના થયા કરે છે. આ લાભ મારાં પ્રારબ્ધને યોગે મને મળી ગયો છે. દેવનું રૂપ મારી આંખોને ઘણુંજ ગમી ગયું છે; અને જેમાં તેમની કીર્તિનું વર્ણન કર્યું હોય એવા 'પોવાડા'×સાંભળવાનું મારા કાનને ઘણું ગમે છે. તેમના ચરણના ઉપર એક વાર મસ્તક મૂકી દીધા પછી ત્યાંથી જરાક એક બાજુએ ખસેડવાનું પણ મનને ગમતું નથી. તુકારામ કહે છે કે જે શ્રીહરિના નામસ્મરણને પ્રતાપે કામક્રોધાદિ વિકારો નષ્ટ થઇ જાય છે, તેમના ચિંતન વડે સંસારના કલેશનો પણ

× મહારાષ્ટ્રમાં પ્રચલિત લોકપ્રિય પદ્યાત્મક કથાઓ —સેવાનંદ

નાશ થઇ જાય એમાં શું આશ્ચર્ય ?

૧૩૮૯-વિઠ્ઠલના નામનું આનંદ સહિત સ્મરણ કરવું એજ અમારી કુલ સંપત્તિ છે. વૈષ્ણવોના સમુદાયની સાથે મળીને તે નામનું સ્મરણ કરતાં કરતાં, અમે સંસારસાગરને સુખપૂર્વક તરી જઇને તેને પેલે પાર ચાલ્યા જઇશું. એ સિવાયની બીજી નિષિદ્ધ વસ્તુઓનું સેવન ન કરતાં અમે એ અમૃતનુંજ ભોજન જમીશું. તુકારામ કહે છે કે એવું કરવાથી વારંવાર અનેક જન્મ-મૃત્યુના ધક્કા ખાવાની પીડામાંથી છુટકારો થઇ જશે.

૧૩૯૦-ઓ મારા દેવ! તમારે વિષે મારા અંતઃકરણની અંદર જે ભાવ રહેલો છે તેમાં જરા પણ અંતરાય આવવા દેશો નહિ, તેમજ તેની અંદર ન્યૂનતા થવા દેશો નહિ. મારે ભાગે તો તમારૂં નામસ્મરણ કરવાનું એકજ કર્તવ્ય આવી પડયું છે અને તે હું કર્યાજ કરીશ. તમારે તો એટલુંજ કરવાનું છે કે, તેની અંદર મારૂં મન અખંડ રીતે પરોવાયેલુંજ રહે અને જરાય ચલિત ન થાય. તુકારામ કહે છે કે આ રાજમાર્ગ છોડીને મને બીજી આડવાટે વળવા દેશો નહિ.

૧૩૯૧-દેવનો આશ્રય લેવાનું છોડી દઇને કેટલાક લોકો કૂતરાની માફક બારણે બારણે અથડાતા ફરે છે. શું તેમની મનઃ-કામનાઓને પૂર્ણ કરવાને સારૂ દેવની પાસે કશી વાતનો અભાવ છે ? કેટલાક લોકો એક કોડીની દક્ષિણાને માટે શબ્દોનું પારા-યણ કર્યા કરે છે અર્થાત્ નાના દેવ-દેવીઓના સ્તોત્રપાઠ વાંચી જાય છે. પોતાના પેટને માટે એકની નિંદા કરે છે અને બીજાની સ્તુતિ કરે છે અને બધો વખત પોતાના અંતઃકરણની અંદર ચિન્તાતુર રહ્યાજ કરે છે. તુકારામ કહે છે કે આવા મૂર્ખના મોઢા ઉપર આગ પડો-આગ પડો.

૧૩૯૨-અમારે કાંઈ જોઈતું હશે તે અગે અમારા દેવની પાસેજ માગી લઈશું અને ભક્તિપૂર્વક તેમનીજ સેવા કરીશું. ઋદ્ધિસિદ્ધિઓ જેમની દાસીઓ છે તેમની આગળ કઈ વસ્તુનો અભાવ હોય ? અમે અમારાં મન, વાણી અને શરીર દેવનેજ સમર્પિત કરી દઈશું. તુકારામ કહે છે કે જેમના દ્વારા સ્થાવર-જંગમ પ્રાણી-પદાર્થયુક્ત અખિલ વિશ્વનું પોષણ થયા કરે છે, તેની પાસે બધાજ પદાર્થ હાજરના હાજરજ છે.

૧૩૯૩-જેના ચિત્તમાંથી આશા જડમૂળ સહિત નીકળી ગઇ હશે, તેની સેવા પાંડુરંગ પોતે કરે છે. તે એવા ભક્તોને ઘેર આઠે પ્રહર અને બારે માસ રહે છે અને કામ બતાવ્યા પહેલાંજ તેનું કામ કરી દે છે; કારણકે અનાથ જીવોને મદદ કરનાર એવું વિશેષણ તેમનેજ લાગુ પડે છે. તુકારામ કહે છે કે પોતાના ભાવના જોર વડે દેવને પોતાને સ્વાધીન કરી લઇને, તેમની પાસે જે કાંઈ કરાવવું હોય તે કરાવી શકાય છે.

૧૩૯૪-જે સ્ત્રી કર્કશા હોય છે તેને પરણનાર ધણીનો લોકોમાં ફજેતો થાય છે અને તેને ઘણુંજ દુઃખ વેઠવું પડે છે; તેને આ લોકમાં સુખ મળતું નથી અને પરલોકમાંય સુખ મળવાનો સંભવ નથી. તેનું જીવન કોઈ રાંક કંગાલ વૈતરાના જેવું હોય છે. તે કર્કશા સ્ત્રી પોતાના ધણીના કહેણને ગણકારતીજ નથી અને ઊલટો તેનો તિરસ્કાર કરે છે. તુકારામ કહે છે કે આવાં સ્ત્રી-પુરુષનાં લગ્ન થયાં છે એવું ન કહેતાં તે કમનસીબ માણસના કપાળ ઉપર પેલી સ્ત્રીરૂપ કુહાડી વાગી છે અને તેને પગે સ્ત્રીરૂપી લોખંડની બેડી જડાઇ ગઈ છે એમ કહેવું વધારે યોગ્ય છે.

૧૩૯૫-ખેતરમાં વાવણી કરનાર ખેડૂત થોડું બીજ જમીનમાં વાવે છે, પણ જ્યારે પાક તૈયાર થાય છે ત્યારે ગાડું ભરાય એટલું

અનાજ ઘેર લઈ આવે છે. બી વાવતી વખતે તે બીજ જમીનની અંદર દટાઇ જાય છે અને તેનો નાશ થઈ ગયો હોય એવું દેખાય છે; પણ તેમ કરવાથી આખરે તો લાભજ થાય છે. વાવેલા બીજના અંકુર ફૂટયા પછી તેને પાણી સીંચીને તેનું યોગ્ય રીતે જતન કરવાથી અનાજ તૈયાર થાય છે. તુકારામ કહે છે કે વાવણી કર્યા પછી વખતોવખત પાણી પાવામાં આવે તોજ પાક તૈયાર થાય.

૧૩૯૬–મુખ્ય સાર શો છે તે બરાબર સમજી લેવો જોઇએ; નહિ તો લાભ ન થતાં ભારે હાનિ થવાનો સંભવ છે. સૂર્યોદય થઇ ગયા પછી પણ જો આપણે આંખો મીચી રાખીશું તો જાણે થોડું થોડું અજવાળું થયું હોય એવું લાગશે; તેવીજ રીતે સમજી લેવું જોઇએ કે, આપણી નાની સરખી આંખોના ઉપર અવિદ્યારૂપી પડળ આવી ગયું છે, તેને દૂર કર્યાથી ઘણો લાભ થશે. તુકારામ કહે છે કે જેના ઉપર અવિદ્યાનો અંધકાર ફરી વળ્યો હોય, તેની આગળ દેવનું અસલ સ્વરૂપ ઢંકાઇ જાય છે.

૧૩૯૭–હું દેહધારી છું એવું અભિમાન ઉત્પન્ન થવું એજ ખરેખરું અજ્ઞાન છે. આમ થવાથી ખરા જ્ઞાનનો લોપ થાય છે અને મનુષ્ય અજ્ઞાનમાં તણાઇ જાય છે. જે ઘડીએ મનમાં ભેદબુદ્ધિ ઉત્પન્ન થઇ તે ઘડીથીજ પ્રાપંચિક લોકોને એક ક્ષણવારને માટે પણ વિશ્રાન્તિ મળતી નથી. તુકારામ કહે છે કે ભવસાગરને તરાવનારી નૌકાજ જ્યાં ચાલતી અટકી પડી, ત્યાં પછી પેલે કિનારે ઉતરવાની આશાજ શી?

૧૩૯૮–હે મનુષ્યો! તમે આ દેહરૂપી સંસારના બજારની વચમાં આવી પહોંચ્યા છો, તેથી કરીને જેનાથી તમને નુકસાન થાય એવો માલ તો ખરીદશોજ નહિ. હું અત્યારે તમને જે કાંઇ કહું તે તમે લક્ષ આપીને સાંભળી લેજો. આ વખતે તમારે સારૂ

ખરેખરો નહિ કરી લેવાનો અવસર છે, માટે તમે વખતનો લાભ લઈ લો અને જેઓ માલની પરીક્ષા કરવામાં પ્રવીણ છે, તેમની મદદનો લાભ જેટલો લેવાય તેટલો લઈ લેજો કેટલોક માલ બહારથી ઘણો આકર્ષક હોય છે, પણ અંદરથી પોલ પોલ હોય છે. તે માલ એવો દગાવાળો છે કે પોટલામાં બાંધવા જતાં બાંધી શકાતોજ નથી, મતલબ કે તેમાં કશી વાસ્તવિકતાજ નથી તુકારામ કહે છે કે બજારમાં માલ વહોરતી વખતે આગમબુદ્ધિને વિસારે મૂકીને વગર વિચારે ગમે તેવો માલ ખરીદી લેવો એ મૂર્ખાઈ છે, એટલા માટે પ્રથમ માલના ખરાખોટાપણાની પરીક્ષા કરીને રોકડી કિંમતે હાથોહાથજ માલની ખરીદી કરવી જોઈએ.

૧૩૯૯—સંસારને લગતી અનેક ઉપાધિઓને સમેટી લઈને ઉત્તમ માર્ગનું અનુસરણ કરવું અને તે રસ્તા ઉપર થઈને પોતાની શક્તિ પ્રમાણે ધીરે ધીરે આગળ વધતા જવું સત્પુરુષો ઉત્તમ માર્ગે થઈને તમારી આગળ આગળ ચાલ્યા ગયા છે રસ્તા ઉપર તેમના પગલાં પડયાં છે, તેમને જોઈ જોઈને તમારે પણ ચાલ્યા જવું એ રસ્તો છોડી દઈને બાકીનો આખો સંસાર આડે રસ્તે ચઢી જઈને જંગલમાં અથડાયા કરે છે પોતાના આયુષ્યનો સમય જેમ જેમ વ્યતીત થતો જાય તેમ તેમ તેનો બરાબર હિસાબ રાખતા રહેવું અને જોવું કે યોગ્ય રીતે ગયો છે કે અયોગ્ય રીતે ત્યાર પછી ખરે રસ્તે ખૂબ વેગ અને ઉત્સાહપૂર્વક ચલાય તે સારૂ મનને ઉત્તેજિત કરવું અને જે સૌથી આગળ નીકળી જઈને આખરની મંજિલના ઉપર સૌથી પહેલો પહોંચી જશે તે બળવાન અને બહાદુર ગણાશે તુકારામ કહે છે કે જે પ્રમાણે તમે મોઢથી બોલતા હો તે પ્રમાણે છેવટ સુધી બરાબર વર્તન કરતા રહેજો

૧૪૦૦—પારમાર્થિક બાબતની જેને કશીજ સમજ પડતી

નથી, એવો બુદ્ધિહીન મનુષ્ય ' હું આ શરીર છું' અને શરીરનાં સંબંધીઓ તે મારા સંબંધીઓ છે' એવો પ્રાપંચિક બોજો પોતાના માથા ઉપર લઇ લઇને ફર્યા કરે છે; અને તેની ગાંસડીમાં જન્મમૃત્યુરૂપી ક્લેશનોજ ભાર તે બાંધી રાખે છે. તે જ્યાં જાય છે ત્યાં તેનું અપમાન થાય છે અને પારમાર્થિક સાધના કરનારા પુરુષો તેના મોઢા ઉપર થૂંકે છે. જેમ દગાખોર વેપારીઓ ખરા માલનો ભાવ કરીને ઘરાકને ખોટો માલ ભરી આપે છે, તેમ આવા માણસો શુદ્ધ પરમાર્થની વાતો કરે છે અને વર્તણુંક તેથી ઊલટી કરે છે. તુકારામ કહે છે કે તેઓ આવો પાખંડ રચે છે, પણ દેવની પ્રાપ્તિનો મર્મ તેમને હાથ લાગ્યો નથી.

૧૪૦૧–જો તમારા પૂર્વજોને નરકે મોકલવાનો તમારો વિચાર હોય તો તેનો ઉપાય હું તમને બતાવું છું તે તમે સાંભળી લેજો. પ્રથમ તો તમારે ખૂબ રસ લઇને પારકાની નિંદા કરવી; ત્યાર પછી લોકોની ચાડીચુગલીઓ કરવી. આટલું કરશો તો તમને પોતાની સગી માની સાથે વ્યભિચાર કરવા જેટલું પાપ પ્રાપ્ત થશે અને તેનો અતિ ભારે બોજો તમારા માથા ઉપર આવી પડશે. તુકારામ કહે છે કે કુંભીપાક નામના નરકે જવાનો આ રાજમાર્ગ છે.

૧૪૦૨–કોઇ સ્ત્રી એવી હોય કે અમુક વસ્તુ ખાધાં પછી તે વસ્તુનો સ્વાદ કેવો હતો તે પારખી શકે નહિ તેને ગાંડી–ખૂબજ ગાંડી કહેવી જોઇએ. દહાડે દીવો સળગાવીને પોતાની આગળ મૂકી રાખે અને રાત પડે ત્યારે દીવાને કપડાના છેડા વડે ઝાપટ મારીને હોલવી નાંખે, પોતાની કેડે છોકરૂં હોય અને આખા ગામમાં તેને ખોળતી ફરે અને "હાય! હાય! રે! હું મારૂં છોકરૂં ક્યાં ભૂલી આવી?" એમ કહીને પોક મૂકીને રડવા બેસે, પોતે

છોકરૂં જણ્યા પછી લોકોને પૂછતી ફરે કે મારો ધણી કોણ તે મને કહો. આવા લોકોને પોતાની જાતનુંજ પૂરૂં ભાન હોતું નથી ત્યારે તેઓ બીજાને તો રસ્તો બતાવી શકેજ કેવી રીતે? તુકારામ કહે છે કે આવા લોકો નરકેજ જાય છે અને તેમને બચાવવા પણ કેવી રીતે?

૧૪૦૩–જે માણસને જે વસ્તુના ઉપર પ્રીતિ હોય તેને તે વસ્તુનું દાન દઇને તેની મનઃકામના પૂર્ણ કરવા સારૂ પોતાના હાથ ઊંચા કરીને નારાયણ ઊભેલા છે. આવાં સર્વજ્ઞ અને ઉદાર માતાપિતા જેના મનમાં જે વસ્તુની ઇચ્છા હોય તે તેની આગળ હાજર કરીને તેની ઇચ્છા પૂર્ણ કરી દે છે. આપણાં અગાઉનાં જેવાં સંચિત કર્મ તેવી તેવી ઇચ્છાઓ આપણાં મનની અંદર ઉત્પન્ન થાય છે; ત્યાર પછી તે તે ઇચ્છાઓ પ્રમાણે ભોગ ભોગવવા પડે છે. પહેલાંના જેવા વિચાર તે પ્રમાણે ઇચ્છાઓ અને તેવાજ ભોગ, આ ક્રમ ચાલ્યો આવે છે. જેવાં બીજ વાવ્યાં હશે તેવાંજ ફળ ભોગવવાં પડશે. બોરડીનું ઝાડ વાવીને કેળાં ખાવાની આશા રાખીએ તે મિથ્યા. તુકારામ કહે છે કે આ બાબતમાં દેવને જરા પણ દોષ દેવા જેવું છેજ નહિ. તમારા શત્રુ પણ તમે પોતેજ છો અને તમારા હિતકર્તા પણ તમે પોતેજ છો. જરાક વિચાર કરી જોશો તો તમને આ વાતનું સત્ય સમજાઈ જશે.

૧૪૦૪–અમુક માણસે ઘર બાંધ્યું. તેને અંદરની અને બહારની બેઉ બાજુએથી ખૂબ મોકળું રાખ્યું, પણ ઘરમાં પેસવાનું બારણું એટલું બધું સાંકડું રાખ્યું કે અંદર જતાંઆવતાં ખૂબ અડચણ પડે. પછી તેણે અંદર રહ્યાં રહ્યાં સાધારણ અવાજે ગણગણવા માંડયું અને બહારના લોકો શું શું બોલે છે તે પણ કાને સાંભળતો ગયો. મોઢું તો બંધ કર્યું પણ મન દશે દિશામાં

દોડતુંજ ગયું. હવે આવી જાતના મૌનથી શી સિદ્ધિ થવાની હતી? બહારથી પરમાર્થ સાધકનો વેશ તો ધારણ કર્યો, પણ અંદરની વાસનાઓ તો કાયમની કાયમજ રહી! તારી બાહ્ય ઇન્દ્રિયોનું દમન તો તેં હજી કર્યું નથી અને પરમાર્થની દુકાન માંડીને બેઠો છે! ઉપર ઉપરથી તો તેં ધોઇ ધોઇને સફાઇ કરી છે, પણ તારી અંદરના ભાગમાં હજી નરી મલિનતા છે! તુકારામ કહે છે કે આવું કરવાથી આખરે તારા હાથમાં કશુંજ આવવાનું નથી.

૧૪૦૫-જ્યાં તમામ પ્રકારની કલ્પનાનો લય થઇ જાય છે, તે સ્થિતિની અનુમાનવૃત્તિ વડે ધારણા કરીને હું દેવ છું એવું કોઈ કોઇ લોકો મોઢેથી બોલે છે, પણ તે ભાવ સાચો નથી એમ નક્કી જાણવું. કેટલાક લોકો કહેતા ફરે છે કે મેં ઘણાં ઘણાં શાસ્ત્રોનું પુષ્કળ શ્રવણ કરી લીધું છે અને તેથી કરીને હું બહુશ્રુત થઇ ગયો છું. હવે મારે કાંઇજ કામ કરવાનું બાકી રહ્યું નથી; આવો વિચાર કરીને તમે બેફિકરા બની જાઓ તે સારૂં ન કહેવાય. મેં પુષ્કળ તપશ્ચર્યા કરી છે, ખૂબ દાન દીધાં છે, એટલે હવે મને મોક્ષ મળવોજ જોઇએ એવું તમે શા આધારે માની લો છો? તમે જે જે કર્મ કર્યા છે તેનાં ફળ તમારે આગળ ઉપર ભોગવવાંજ પડશે અને તે ભોગવવાને સારૂ તમારે જન્મ પણ લેવો પડશે. વર્ણાશ્રમને યોગ્ય જે જે કર્મો શાસ્ત્રમાં બતાવ્યાં છે તે કર્મ કરવાં એમાં એવડી શી વિશેષતા છે કે તેને પ્રતાપે મોક્ષ થઇ જાય? એ તો સૌની ફરજજ છે અને તે નહિ કરનાર દોષિત થાય છે. તુકારામ કહે છે કે લોકો જ્યારે નિષ્કામ થઇ જાય ત્યારેજ તેઓ રામને પોતાનાં નેત્રો વડે જોઈ શકે છે અને રામરૂપ બની જાય છે.

૧૪૦૬-ઓ મારી વિઠાબાઈ જનેતા! હવે દોડી દોડીને

મારા પગ દુઃખી ગયા છે; તે માટે તું હવે મને કેડે લે. હવે આગળ ચાલવાની મારામાં શક્તિ રહી નથી. મારા જીવની લગોલગ મારી સાથે ને સાથેજ રહેનારી પાંડુરંગા માતા! તું ઘણી દયાળુ છે તું મારી તમામ પ્રકારની ભૂખનું અને જન્મજન્માંતરનાં દુઃખોનું નિવારણ કર. તુકારામ કહે છે કે હે પાંડુરંગા મા! હવે હું વધારે બોલી શકતો નથી. તું મને તારાં સ્તનની સાથે વળગાડી દે અને મને તારા પ્રેમનો પાનો પા.

૧૪૦૭–હે દેવ! મારા મનને જે વસ્તુ ગમી જાય છે તે બધીજ તું મને પૂરી પાડે છે. હવે તો અંદર તેમજ બહાર-ચારે દિશાએ તું ને તુંજ મારી આંખે દેખાય છે અને બધું વિશ્વ તું વડેજ ભરપૂર થયેલું જણાય છે. પ્રેમપૂર્વક તારૂં નામસ્મરણ કરનારને બીજાં સાધનનું પ્રયોજન રહેતું નથી. તુકારામ કહે છે કે હે દયાળુ પાંડુરંગા! હવે તો મારાં બધાંજ કામ સાંગોપાંગ પૂર્ણ થઇ ચૂક્યાં છે.

૧૪૦૮–હે દેવ! જ્યાં જ્યાં મારી દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં બધે હું તારા ચરણની ભાવના કરૂં છું એવું કર્યાથી મારૂં ચિત્ત સમાહિત થઇ જાય છે અને તેવા સમાધાનયુક્ત મન વડે હું તારૂં પૂજન કરૂં છું. તારી પાસેથી મને બધુંજ મળી રહે છે. તું અનેક પ્રકારના સુખના ભંડારનો માલિક છે અને અમને બધું તુંજ આપ્યા કરે છે. તુકારામ કહે છે કે જેના વડે સંસારનાં બંધનનો ક્ષય થઇ જાય તેજ કામ હું હવેથી કરીશ.

૧૪૦૯–હે પુંડલિકરાય! તું ઘણો શ્રેષ્ઠ છે–ઘણોજ શ્રેષ્ઠ છે; કારણકે તું લોકોમાં માન્ય થઇ ગયો છે. તારે લીધેજ દેવ પોતાના ચરણ જોડાજોડ રાખીને ઊભા રહ્યા છે, નહિ તો એ આનંદ કોઇ પણ સમયે કોઇને અચૂકપણે પ્રાપ્ત થયો હોય એવો બીજો એક

પણ દાખલો છે? જે દેવ કોઇની પણ દૃષ્ટિએ પડતા નથી તેમને તેં એક ઇંટના ઉપર ઊભા કરી રાખ્યા એ તે કાંઇ જેવી તેવી વાત છે? તેં એકલા દેવને નહિ પણ ગોપ-ગોપી અને બીજા બધા દેવના પરિવાર સહિત તું દેવને અહીં ખેંચી લાવ્યો ! તુકારામ કહે છે કે તેં તો મૃત્યુલોકની અંદર સાક્ષાત્ વૈકુંઠને ખેંચી આણ્યું ! તે સારૂ તારી પ્રશંસા કરવીજ જોઇએ.

૧૪૧૦-અનેક પ્રકારનાં તપ કરવા જતાં સાધક પોતાના જીવને જે જે કષ્ટ આપે છે, તે બધાનો વૈષ્ણવ ભક્તોએ આબાદ નિકાલ કરી નાખ્યો. તેમણે પોતાના જીવનું પાંડુરંગના ચરણ આગળ બલિદાન ચઢાવી દીધું અને એ રીતે તેમણે અલ્પ શક્તિવાળા જીવોનો ઉદ્ધાર કરી દીધો. તેમના આ મહત્ કાર્યને,લીધે આખા જગતમાં તેમની કીર્તિ ફેલાઇ ગઇ અને તેનો મહિમા સૌ મુક્તકંઠે ગાવા લાગ્યા છે. તેઓ કોઇની પાસે કશુંજ માગતા નથી,પણ આખા સંસારની સમક્ષ હરિપ્રેમના ભંડારની લૂંટ કરાવી દેવી એજ તેમનો એક વ્યાપાર છે. તુકારામ કહે છે કે હે ભક્તોમાં શ્રેષ્ઠ ! તમારા સંપૂર્ણ મહિમાનું વર્ણન કરવા કોણ સમર્થ છે?

૧૪૧૧-દેવ પોતાના ભક્તોને એટલી હદ સુધી વશ થઇ ગયેલા છે કે ભક્તોનો એક બોલ એ દેવને માટે ઉત્તમ પ્રમાણરૂપ છે. ભક્તના કહેવાથી તે એક ઇંટના ઉપર પગ રાખીને ઊભા રહ્યા છે અને ભક્તની રજા વગર કહીં જતા નથી અને હેઠે બેસવાની પણ તેમની હિંમત ચાલતી નથી. દેવ પોતાનાં મન, વાણી અને શરીર વડે ભક્તોની આગળ અનન્ય બનીને ઊભેલા છે. તમે મારી પાસે કાંઇ પણ માગી લો એવું ઔપચારિક રીતે તે પોતાના ભક્તોને કહ્યા કરે છે. તુકારામ કહે છે કે જે ઉદાસ છે; જે તૃષ્ણા અને સંકલ્પરહિત છે તેની પાછળ પાછળ દેવ દોડયા કરે છે.

૧૪૧૨-જે દેવની પાસે કાંઇજ માગતો નથી તેની સેવા કરવાને સારૂ દેવ દોડી જાય છે. પોતે દીન રૂપ ધારણ કરીને પોતાના ભક્તે કરેલી સેવાનું ઋણ તેની પોતે સેવા કરીને દેવ ધીમે ધીમે ચૂકવતા જાય છે. પોતાના ભક્તને છોડીને દેવ એક ક્ષણ વારને માટે પણ આઘા જતા નથી. તુકારામ કહે છે કે જેમના મનમાં દેવના પ્રતિ ભક્તિભાવ છે તે દેવનો પણ દેવ છે.

૧૪૧૩-પોતાના ભક્તના અંતઃકરણનો ભાવ જાણી જઇને તેને પૂર્ણ કરવાના ઉપાય દેવ હંમેશાં અમલમાં મૂકતાજ રહે છે. દેવને તમારે કશું કહેવું નહિ અને તેમની પાસે કશું માગવું પણ નહિ. આપણે આપણા જીવભાવ વડે તેમની આગળ અનન્ય બની જવું અને યથાસમયે દેવની પાસેથી અવિનાશી ફળની પ્રાપ્તિ કરી લેવી. નાનાં છોકરાં મા પાસે ખાવાનું માગતાં નથી, પણ માજ તેમને વગરમાગ્યે ખવડાવે છે. તુકારામ કહે છે કે દેવનો આશ્રય લઇને કેટલાય લંગડા લૂલા પર્વતોને ઓળંગી ગયા!

૧૪૧૪-હું વિઠોબાનું નામ ગાઇશ, તાળી વગાડીશ અને નૃત્ય કરીશ. મારા દેવનું હૃદય દયાને લીધે અતિ કોમળ છે; આથી કરીને તે પોતાના શરણાગતોની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. જે દેવે પૂર્વે અનંત જીવોનો ઉદ્ધાર કર્યો છે, તે મને પણ સંસારસાગર તરાવી દેશે એવો મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે. તુકારામ કહે છે કે આ રહસ્ય મને સંતોએ સમજાવી દીધું છે.

૧૪૧૫-હે દેવ! તારો સ્વભાવ હું જ્યારથી સમજી ગયો ત્યારથી હું મારા મનની અંદર નિર્ભય બની ગયો છું. હે દેવ! અમે તારે શરણે આવ્યા છીએ એવું જેઓ જાહેર કરે છે તેમને ભય, ચિંતા અને તૃષ્ણા એ ત્રણ પૈકી કાંઇજ રહેતું નથી. તું તેમને તે તમામ બંધનોમાંથી અને ગર્ભવાસાદિ દુઃખોમાંથી મુક્ત

કરી દે છે. તુકારામ કહે છે કે આવા આનંદનો મને અનુભવ થઇ જવાથી મારાં જન્મમૃત્યુ આદિથી ઉત્પન્ન થતાં દુઃખોનો અંત આવી ગયો છે.

૧૪૧૬–દુષ્ટોની સંગતિ કરવી નહિ. તેમ કરવાથી ભજનમાં વિઘ્ન ઉત્પન્ન થાય છે. હે વિઠ્ઠલ! મારે વિષે તેં શો વિચાર કરી રાખ્યો છે તે કહે. દુષ્ટ લોકો તારા અસ્તિત્વનો નિષેધ કરે છે તે મારાથી બિલકુલ સહન થતું નથી. હું એકલો કોની કોની સાથે વાદવિવાદમાં ઊતરૂં? હું તે તારા ગુણાનુવાદ ગાઉં કે એ દુષ્ટોની વાતોનું ખંડન કરવાની માથાકૂટ કરૂં? તુકારામ કહે છે કે એ બેમાંથી મારે કયું એક કામ કરવું તે તું મને તારે મોઢેથીજ કહે.

૧૪૧૭–વિઠ્ઠલજી જ્યાં અમારી માતાને સ્થાને છે ત્યાં પછી અમને કયી જાતના સુખનો અભાવ હોઈ શકે? તેનાં સ્તનોમાંથી પ્રેમરૂપી દૂધની જે ધારાઓ ઝરે છે તે અમૃતનું સેવન કરીને અમે તૃપ્ત થઇ ગયા છીએ. વૈષ્ણવ ભક્તોના સંગમાં અમે આનંદના સરોવરમાં ક્રીડા કરીએ છીએ. તુકારામ કહે છે કે કૃપાવંત દેવે મારા ચિત્તને પોતાનામાં સ્થિર કરી રાખ્યું છે.

૧૪૧૮–હરિભક્તિરસનું પાન કરીને જેઓ મસ્ત બની ગયા છે, તેમના હાથમાં કળિકાળનો નાશ કરવા જેટલું બળ અને તેમના હૃદયમાં તે કાર્ય કરવા પૂરતું શૌર્ય આવી જાય છેજ. પોતાના હાથમાં હરિનામસ્મરણરૂપી બાણ લઇને વિઠ્ઠલના સૈન્યના સૈનિકો વીરગર્જના કરીને સમરાંગણમાં પ્રવેશ કરે છે. તેમનો પ્રતાપ જોઇને મહાદોષ ભયભીત થઇને પલાયન કરી જાય છે અને જન્મમરણાદિ દુઃખ પણ તેમની આગળ ટકી શકતાં નથી. ભક્તજનો બળમાં એક એકથી ચઢી જાય એવા હોય છે અને તેમ હોવાથી વિષ્ણુસહસ્રનામની ગર્જનાઓ તેમનાં મુખ-

માંથી નીકળ્યાજ કરે છે. જેઓ પોતે દેવના આજ્ઞાપાલક દાસ છે તેઓ દેવના સિવાય બીજા કોઇની પરવા કરતા નથી. તુકારામ કહે છે કે એવા ભકતોને ઘેર મોક્ષ અને અષ્ટ મહાસિદ્ધિઓ તેમની આજ્ઞાપ્રમાણે કામ કરનાર દાસ-દાસીઓ બનીને રહે છે.

૧૪૧૯-પંદર દહાડે ફક્ત એક વાર એકાદશી આવે; જે તમામ વ્રતોમાં સારભૂત વ્રત છે, તે પણ તારાથી થતું નથી તેનું કાંઇ કારણ? અને વળી કદાચ કરે તો પેટ ભરીને ફરાળ મળે ત્યારેજ તારા જીવને તૃપ્તિ થાય છે. એવું ન કરતાં એક દહાડો ઉપવાસ કરતાં શું તને મોત આવી જાય છે? એકાદશીને દહાડે હરિકથાનું શ્રવણ અને વૈષ્ણવ સંતોનું પૂજન એ બે કામ કરવાથી તારૂં પોતાનું પારમાર્થિક હિત પણ સધાશે અને લોકોમાં પણ તારી ઇજ્જત-આબરૂ વધશે તે તો જુદું. ઘરનાં કામકાજને અંગે તું કાંઇ થોડા ઉજાગરા નથી કરતો; ત્યારે એકાદશીનું જાગરણ કરતાં અને દેવદર્શનને માટે મંદિરમાં જતાં તું કેમ મરવા પડે છે? તુકારામ કહે છે કે એકાદશીનું વ્રત કરવું અને રાત્રે જાગરણ કરવું એ બેઉ કામ કરવા જેવાં છે એમ તું કબૂલ કરે તો છે અને છતાં તું કરતો નથી તેથી મને લાગે છે કે તું ઘણો સુકોમળ બની ગયો છે, પણ એક દહાડો યમદૂત તને પૂછશે ત્યારે તેમને તું શો જવાબ દઇશ?

૧૪૨૦-આ સંસારની અંદર હરિની કથા કરવી એજ એક ભૂષણ છે અને એજ એક સાર વસ્તુ છે. એની સહાયથી અનંત કોટિ જીવો તરી પાર ઊતરી ગયા છે. હરિના ગુણાનુવાદ ગાનાર મનુષ્ય નીચ જાતિમાં જન્મ્યો હોય તોપણ તે ઉચ્ચ જાતિમાં જન્મેલા મનુષ્યોને માટે પણ પૂજનીયજ છે. દેવો પણ તેની ચરણરજને માથે ચઢાવીને તેને વંદન કરે છે. તે પોતાના વંશને

દીપાવનાર કુળદીપક પેદા થયો છે એમ જાણવું. એવા નરની જે નિંદા કરશે તેને મોઢે રક્તપિત્તનો રોગ ફૂટી નીકળશે અને એવા દુષ્ટ માણસના મોઢાને મોઢું નહિ પણ ભાડભૂંજિયાના ભાડિયા સમાન જાણવું. તુકારામ કહે છે કે સંસારના સારરૂપ વિઠ્ઠલનું નામ છડેચોક લેવું, એ કાંઇ ચોરીછૂપીને કરવા જેવું કામ નથી.

૧૪૨૧–હરિનામની ગર્જના, તાળિયોના અવાજ અને ભજનનો જયજયકાર ધ્વનિ, એ ત્રણના મિશ્રણથી બ્રહ્માનંદની ઉત્પત્તિ થાય છે. ગરુડચિહનવાળી ધ્વજા, વીણા અને નાના પ્રકારના રંગબેરંગી વાવટા અને પતાકાઓના સમૂહને જોઇને બ્રહ્માદિ દેવતાઓને પાર વિનાનો આનંદ થાય છે. મત્ત હાથી જેવા એક એકના કરતાં શ્રેષ્ઠ બળવાન વૈષ્ણવ ભક્તો આનંદથી ઉન્મત્ત બની જઇને એકબીજાને આલિંગન દેતા દેતા ધૂળમાં આળોટે છે. તે આનંદના તરંગનો સ્પર્શ થવાથી પથ્થર પણ નરમ થઇ જાય છે અને ત્યાં ઊભેલા લોકોમાં કોઇ કોઇ દુષ્ટ અને છેકજ અધોગતિએ જઈ પહોંચેલા લોકો હોય તો તેમનાં હૃદય પણ ભક્તિના આનંદથી લોભાઇને તલ્લીન બની જાય છે. તુકારામ કહે છે કે રામકૃષ્ણની કથા કરવી એજ વૈકુંઠમાં જવાની સીધી અને સરળ સડક છે.

૧૪૨૨–એક જણ કોઇ ગુરુનો શિષ્ય થયો તે જોઇને બીજો પણ ગુરુ કરવા જાય છે, પણ ગુરુના શિષ્ય થવામાં શું રહસ્ય છે તે તો કોઇ જાણતુંજ નથી. વાસ્તવિક પરમાર્થ તત્ત્વનો મર્મ પાંડુરંગના સિવાય બીજું કોઇ કદી જાણી શકનાર નથી. કોઇ પણ કળાનું જ્ઞાન શીખ્યાથી પ્રાપ્ત થાય છે, પણ હરિવિષયક પ્રેમ તો શીખવ્યો શિખાતો નથી અને તેનું દાન કરવાનું સામર્થ્ય કોઇના હાથમાં છે નહિ. તુકારામ કહે છે કે સૌના સારભૂત જેવી

હરિભક્તિ છે, પણ તેમાં મૂર્ખ લોકોને સમજ પડવી દોહ્યલી છે.

૧૪૨૩–જેઓ પંઢરીનાથનું શરણ લે છે તેઓજ ખરેખરા ભાગ્યવંત છે એમ હું માનું છું. પંઢરીનાથનું શરણ લેનારાઓજ તરી ગયા છે અને ભવિષ્યમાં પણ તેઓજ તરી જશે એમાં કશોય સંશય નથી; કારણકે નામસ્મરણ કરનારાઓનો પ્રવાહજ એ દિશા તરફ વળી ગયેલો છે. સરળ અને નિર્મળ બુદ્ધિવાળા ભાવિક ભક્તો એ ભોગ અને મોક્ષનું સ્થાનજ છે. તુકારામ કહે છે કે વેદ અને પુરાણ બેઉ મેં કહ્યું તેવુંજ પ્રતિપાદન કરે છે.

૧૪૨૪–જેનું મન જે વસ્તુના ઉપર જેટલા પ્રમાણમાં સ્થિર થઇ ગયું હોય, તેને તે વસ્તુ તેટલા પ્રમાણમાં દૂર અથવા નજીક દેખાય છે આવું કહેવું એ યોગ્ય નથી અને જેઓ એવું કહે છે તેઓ નકામો લવારોજ કરે છે; કારણકે દેવ સૌના અંતર્યામી અને સાક્ષીરૂપ છે. આખા જગતનાં સૂત્ર જેના હાથમાં છે એવા દેવ કોણ કઈ રીતે નૃત્ય કરે છે તે બધુંજ જાણતા હોય છે. તુકારામ કહે છે કે જેની જેવી બુદ્ધિ તેને તેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૧૪૨૫–જેના પગમાં પગરખાં તો હોય નહિ, એવો માણસ રાજાની સાથે બાખડી બાંધવા જાય તો તેમાં તેનું કાંઇ વળે નહિ. આવી રીતે વર્તનારાઓના કામ ઉપર આગ પડો. હાથીને ખવડાવવાની ચંદી એકાદ મરઘડીના મોઢામાં કોઈ ઠેસી ઘાલવાનો પ્રયત્ન કરે તો તે બોજો બિચારી મરઘડીથી સહન થાય નહિ અને તેનું મોત નીપજે. તુકારામ કહે છે કે પોતાના શરીરમાં કેટલું બળ છે તેનો પ્રથમથી પૂરો વિચાર ન કરતાં, શૌર્યના આવેશમાં આવીને રણમેદાનમાં દોડી જવું અને શત્રુના ઉપર બાણનો મારો કરવો એ અવિચારી કામ કહેવાય.

૧૪૨૬–જેમણે પોતાના આપબળના ઋણ વડે ત્રણે લોકને

બાંધી લીધા છે તેમને ઘેર તમામ સિદ્ધિઓરૂપી ભંડાર ભર્યો ને ભર્યો રહે છે. પછી એવા વૈષ્ણવો પંઢરપુરના ચોકમાં પોતાની દુકાન ઉઘાડીને બેસે છે. તેમની દુકાનમાં જેને જે ગમે તેને સારૂ તે માલ યથાસ્થાને ગોઠવી રાખેલો હોય છે. વળી ત્યાં આષાઢી અને કાર્તિકી એકાદશીઓને દહાડે ઘણા મોટા પાયા ઉપર બજાર ભરાય છે અને આ બજાર ભરવાની જગ્યા હરિનામની લેવડદેવડ કરનારાઓને બક્ષિસમાં મળેલી છે. એ બજારમાં ચારે પ્રકારની મુક્તિઓ મળી શકે છે, પણ એ મુક્તિઓ સૌને મફતમાં મળે છે તોપણ ત્યાં કોઇ તેમનો ભાવ પૂછતું નથી, પણ સૌ શ્રીહરિના પ્રેમાનંદને સારૂ લૂંટાલૂંટ કરવા મંડી જાય છે. તુકારામ કહે છે કે અહીંના વૈષ્ણવ ભક્તો પરમ ભાગ્યવાન છે. તેમણે અનંતકોટિ જન્મોથી માંડીને આજ સુધી એક દેવનેજ પસંદ કરી લીધા છે.

૧૪૨૭-જો કોઈ અનાથ-દીનહીન વ્યક્તિ પંઢરપુરની યાત્રા કરવા જશે તે ત્યાં પહોંચતાંજ પોતાનાં તમામ દુઃખ, દારિદ્રય આદિથી મુક્ત થઇને તૃપ્તિ પર્યંત આનંદનું સુખ માણતો થઇ જશે. ત્યાં સૌ ઉદાર લોકોનો શિરોમણિ પંઢરીનાથ રહે છે. તે પોતાના બેઉ હાથને ઊંચા કરીને "આવો, આવો, મારી પાસે ચાલ્યા આવો," એમ કહીને સૌને બોલાવ્યા કરે છે. તે દેવને ડાહ્યા અને મોટી ઉમ્મરના ઠરેલ માણસના કરતાં નાનાં નાનાં છોકરાં બહુ વહાલાં લાગે છે. પોતાના નાના નાના ભક્તોને તે પ્રેમથી આલિંગન દે છે. તેમના તમામ પરિશ્રમ, તાપ, સંતાપ સર્વનો તે નાશ કરી દે છે અને તેના બદલામાં તેમને પોતાના પ્રેમનું દાન દે છે. એમાં તે વધારે-ઓછાનો કે નફાનુકસાનનો વિચારજ કરતો નથી, તુકારામ કહે છે કે હું અનાથ અને દુર્બળ છું એમ જાણીને પાંડુરંગ મારૂં પ્રતિપાલન કરે છે.

૧૪૨૮-હે પાંડુરંગ! તારા સિવાય મારા જીવને બીજું

કશુંજ ગમતું નથી, તેનો મારે હવે શો ઉપાય કરવો? મારા મોઢાને ફક્ત તારા યશનું વર્ણન કરવાનુંજ ગમે છે, મારા કાનને પણ તારોજ મહિમા સાંભળવાનું ગમે છે અને મારૂં ચિત્ત પણ તારાજ ચરણ ભણી દોડી જાય છે. જે શબ્દમાં 'વિઠ્ઠલ' એવું નામ ન હોય તે શબ્દો મને સાંભળતાં પણ ત્રાસ પેદા થાય છે. ' હું તારોજ છું'' એવું હું તને કહી શકું છું, પણ તારા સિવાય બીજા કોઇને એવું કહેવા જતાં મને લજ્જા આવે છે. તે એટલે સુધી કે બીજાઓની સાથે અમસ્તું બોલવાનું પણ મને ગમતું નથી. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! મને સર્વતોભાવે એકલો તુંજ ગમે છે.

૧૪૨૯-હે દેવ! મને જેવા આવડે તેવા હું તારા ગુણ ગાઉં છું. તારા સિવાય આ દુનિયામાં મારે ખપ પણ બીજા કોનો છે? મારા જીવને જેનાથી સુખ થાય અને મારી બુદ્ધિને રુચે તેવી રીતે હું તારી સ્તુતિ કરૂં છું. હરિનામ-રસથી ઉન્મત્ત બનીને હું આનંદોલ્લાસ સહિત તેના તાલ-સૂર પ્રમાણે નૃત્ય કરીશ. એ સિવાયનું બીજું જ્ઞાનચાતુર્ય અને નાના પ્રકારનું બહુશ્રુતપણું એ બધાંને મારે શું કરવું છે? તુકારામ કહે છે કે મારે જેની સાથે કામ લેવું છે તે પાંડુરંગ તો સ્વાભાવિક રીતેજ ભોળા છે.

૧૪૩૦-જેમનાં અંતઃકરણમાં દેવના સંબંધમાં એક અને અખંડ ભાવ હોય છે, તેઓ ગમે તેવા અજ્ઞ હોય તોપણ તેઓ દેવને ઘણાજ પ્રિય છે. ઉપમન્યુ, ધ્રુવ, પ્રહ્લાદ એ બધા નાના બાળક હતા અને કાંઇજ જાણતા ન હતા, પણ તેમણે પોતાના મનમાં એક ભાવ વડે નારાયણનું સ્મરણ કર્યું, તેથી તેઓ દેવને ઘણા વહાલા લાગ્યા. ભીલ અને બીજાં નીચ જાતિનાં સ્ત્રીપુરુષો તથા ચોપગાં અગણિત જાનવરને પણ કૃપાસાગર દેવે પોતાનું

સ્મરણ કરતાંની સાથેજ તારી દીધા છે. ગોકુળના ગોવાળિયા શુ એવડા મોટા જ્ઞાની હતા ! પણ ચક્રપાણિ દેવ તેમની સાથે બેસીને ભોજન કરતા. તુકારામ કહે છે કે અમારા દેવ તો ખરેખરા ભોળા, સરળ અને ભાવિક છે અને એવું જાણીને હું તેમને પગે વળગી રહ્યો છું.

૧૪૩૧–હે દેવ ! હુ તો મારા મનના ઉમંગથી પ્રેરાઇનેતારૂ નામ લઉ છુ તેનો ઉચ્ચાર ઠીક ઠીક થાય છે કે વાકોચૂંકો તેનો હુ વિચાર કરતો નથી. એ નામનુ સ્મરણ કરવાને સારૂ યોગ્ય ઘડી કે મુહૂર્ત જોવાની જરૂર પડતી નથી અને ખૂબ ભણતર ભણીને વેદના વક્તા થઇ બેઠેલા પડિતોથી અમે બીતા નથી. વેદોની અદર જે જે બાબતોનું પ્રતિપાદન કર્યું છે, તે બધી બાબતોને ધ્યાનમા લેતા દેવના જે નામ હાથ લાગતા નથી તે તે નામ હુ મારા મનના ઉમંગ પ્રમાણે અનંત ભગવાનની સાથે યુક્ત કરૂ છુ જે કરવાથી મારા મનને આનંદ થાય એવા રાગ અને સૂરમા હું હરિની કથા કરૂ છું. તુકારામ કહે છે કે હુ એ આનદથી તૃપ્ત થઇ ગયો છુ અનેતેના સૂચક તમામ અલંકારોને મે મારે શરીરે ધારણ કર્યા છે

૧૪૩૨–અમારી આગળ તો કોઇ પણ પ્રકારનું દુઃખ કે દારિદ્ર્ય આવવાની હિમત કરી શકતા નથી અને અમારા બધા દોષ પણ બળીને ગખ બની ગયા છે. ત્રિભુવનનાં તમામ સુખવૈભવ કાલાવાલા કરતા અમારા આગણામાં આળોટવા આવે છે, પણ અમે તેમને સૌને તુચ્છ માનીને અમારી સામે ઊભા પણ રહેવા દેતા નથી સતોની સગતિમા રહીને મોઢેથી વિઠોબાનુ નામ ગાવુ એ એકજ કામ અમને ગમી ગયુ છે. અમારે વિઠોબાની પાસે ફક્ત એકજ વાતની માગણી કરવી છે અને તે એ કે

અમને તમારી સેવા કરવા દો. આ એક વસ્તુના સિવાય બીજી-ત્રીજી વસ્તુઓ અથવા મોક્ષ-સુખ માગનારા લોકો હોય તો તેઓ ભલે રહ્યા. તુકારામ કહે છે કે સકળ બ્રહ્માંડનાયક જે દેવ તેનેજ જ્યાં અમે અમારાં હૃદયની અંદર ધારણ કરી રાખ્યો છે, ત્યાં અમને કઇ વાતનો અભાવ હોય?

૧૪૩૩-લોકોને ખબર ન પડે એવી રીતે છૂપાં દુરાચરણ કરનારા ભલે મનુષ્ય હોય તોપણ તેમને કાળામોઢાના કૂતરાજ સમજવા. મનથી વ્યભિચાર-કર્મના વિચાર કર્યા કરવા અને બહારથી સાધુપણાનો રોળ કરવા પૂરતું નીતિ અને સદાચારનું પાલન કરવાનો દેખાવ કરવો એવા સાધુપણાને ધિક્કાર હોજો. કેટલાક વળી બીજા લોકોને વશ કરવાના હેતુથી વશીકરણાદિ મંત્રોને ગોઢ કરીને તેમનો જપ કરતા રહે છે. તુકારામ કહે છે કે એવા લોકોની પાસે જે કાંઇ જાજ સિદ્ધિ હોય છે તેનો અધમ કાર્યોમાં ઉપયોગ થવાથી તેમના દ્વારા કશુંજ હિત સધાતું નથી.

૧૪૩૪-વિઠ્ઠલ મુક્તિ અપાવતા નથી એવું જે કોઇ બોલશે તેનું તેજ ઘડીએ મોત આવજો. એવા શબ્દ હું મારે કાને સાંભળી શકતો નથી અને મારા મનને તે ઝેરના સમાન દુઃખદાયક લાગે છે. જે કોઇ હરિકીર્તનના પ્રતિ તિરસ્કાર દર્શાવશે તેને હું મારો કટ્ટો શત્રુ માનીશ. પાંડુરંગની મૂર્તિ પથ્થરની બનેલી છે એવું જે કોઇ કહેશે, તે મનુષ્ય હોવા છતાં કાળા મોંઢાનો કૂતરોજ છે. હુંજ બ્રહ્મ છું એવું જે બોલશે તે ભક્તિનો મર્મ મુદ્દલે સમજ્યો નથી. તુકારામ કહે છે કે હે દેવ! આવા લોકોનાં મોઢાં મને એક ક્ષણવાર પણ જોવા દેશો નહિ.

૧૪૩૫-જે કોઇ દેવના ભજનવિધિનું ખંડન કરશે, તેને આખરે યમપુરીમાંજ વાસો કરવો પડશે એવું નક્કી માનજો.

કોઇને અમુક અઘરૂ કામ બતાવીશુ તો તે કરશે નહિ ઘણાખરા લોકોને સહેલુ કામ કરવાનુ ગમે છે લોકોએ કેવી રીતે વર્તવુ તે દર્શાવનારા આધારભૂત ગ્રથો પૂર્વેના ઋષિમુનિઓ લખી ગયા છે તેઓ શુ ગાડા હતા ? પૈસા કમાવા અને બાઇડી-છોકરાની સાથે નાના પ્રકારના વિષયોનો ઉપભોગ કરવો અને પોતાના દેહનુ રક્ષણ કરવુ એવા મતની કયા ઋષિએ સ્થાપના કરી છે? તુકારામ કહે છે કે આવી જાતના લોકો તો અહી માણસોને હાથે અને પરલોકમા યમદૂતનેહાથે બેઉ ઠેકાણે તિરસ્કારનેજ પાત્ર થશે

૧૪૩૬-એકાદશીના વ્રતનો અજાણપણે ભગ થઈ જાય તો તેવા અપરાધને માટે પ્રાયશ્ચિત્ત હોઇ શકે, પણ જાણી જોઇને જો કોઇ તેનો ભગ કરશે તો તે પાપ વજ્રલેપના જેવુ દૃઢ થઇ જશે અને અતે ભયકર કુભીપાક નામના નરકમા ઘસડી જશે આવે રસ્તે જનારાઓને અમે કહીએ છીએ કે તમે એ વાટે જશો નહિ, પણ તેઓ અમારૂ કહેણુ સાભળતાજ નથી એવા લોકોને કોઇ ઉપદેશ દેવા જશે તો તે ઉપદેશકનેજ ઊલટુ પાપ લાગશે આ ઉપરાત મારે વધારે કહેવાની ઇચ્છા હતી નહિ પણ દેવજ જ્યારે મારે મોઢેથી બોલાવે છે ત્યારે મારે શુ કરવુ ? તુકારામ કહે છે કે હે મનુષ્યો ! તમે આ બાબત ખૂબ વિચાર કરીને નિશ્ચય કરી લેજો પછી તો જેથી તમારા મનને સુખ થાય તે પ્રમાણે વર્તજો

૧૪૩૭-જેને મોઢેથી 'વિઠ્ઠલ' એવો નામોચ્ચાર નીકળતો ન હોય તે માણસ ભલે જીવતો હોય તોપણ તેને પ્રેત જેવોજ જાણવો તેના જીવતરને ધિક્કાર હોજો, કારણકે એવા માણસનો ભાર પૃથ્વી સાખી શકતી નથી હરિકીર્તન કરનારી મડળીની સાથે બેસીને જે હરિના ગુણાનુવાદ શ્રવણ કરતો નથી અને દેવના દર્શન કરવા સારૂ મદિરમા જવાનો જેને કટાળો આવે છે, એવા

લોકો ભલે માણસ જેવા દેખાતા હોય તોપણ તેમને કાળમુખા કુતરા જેવાજ જાણવા. જેને હરિભક્તિનું જ્ઞાન નથી તેના બીજા બધા જ્ઞાન ઉપર આગ પડજો તુકારામ કહે છે કે એવા લોકો પોતાના આખા વંશ ઉપર લાંછન લગાડે છે.

૧૪૩૮-હરિનામામૃતનું સેવન કરનારાઓને દેવે અનેક આઘાતોમાંથી ઉગારીને તેમનો ઉદ્ધાર કરી દીધો છે. તેઓ જાતિ-કુળવિહીન છે કે નહિ અથવા તેઓ શુદ્ધાચરણનું પાલન કરે છે કે નહિ તેનો પણ દેવ વિચાર કરતા નથી. દેવ તો પોતાનું નિત્ય નામ લેનારાઓનો ઉદ્ધાર કરે છે. પોતાના ભક્તોનુ રક્ષણ કરવા માટે દેવે સાકાર થઇને વિઠ્ઠલ એવું નામ ધારણ કર્યું છે. જ્યારે જ્યારે દૈત્ય લોકો ઘણા ઉન્મત્ત બની જાય છે અને જગતમાં પાપ વધી પડે છે ત્યારે તેનો ભાર પૃથ્વી સહન કરી શકતી નથી. તે વખતે દેવ અવતાર લઇને પૃથ્વીનો ભાર હલકો કરી નાખે છે. તુકારામ કહે છે કે દેવની ભક્તિ કરવી એજ સાર વસ્તુ છે એવું જેમને સમજાઇ ગયું છે, તેઓ તો આનંદપૂર્વક ભક્તિને પંથે અગ્રેસર થતાજ જાય છે.

૧૪૩૯-મેં દેવના ચરણ આગળ સુખપૂર્વક મારૂં ચિત્ત અર્પણ કરી દીધું છે અને તેમનો આશ્રય લઇને હું ચિન્તારહિત થઇ ચૂક્યો છું. મેં મારો તમામ ભાર પાંડુરંગના ઉપર નાખી દીધો છે, તેથી કરીને મારા સુખદુઃખનો વિચાર તેજ કરી લેશે અને જેથી મારૂં હિત થાય એવાં કામ તે કરતાજ રહેશે. હું મૂળથીજ તેમનો આજ્ઞાપાલક દાસ છું, તેથી તેમની કૃપા વડે મારૂં પોષણ થયા કરે છે. મતલબ કે મારી બધી ચિન્તા દેવનેજ કરવી પડે છે. તે દેવ પોતાના હાથમા વિવેકરૂપી લાકડી લઇને મારા મનનું રક્ષણ કરે છે અને મારી ઇન્દ્રિયોને ગમે તેમ ભટ-

કવા ન દેતાં પ્રતિક્ષણે તેમને સાવધાન કરતા રહે છે. તુકારામ કહે છે કે પોતાને શરણે આવેલાઓનું રક્ષણ કરવામાં દેવને કશું અઘરૂં પડતું નથી.

૧૪૪૦–મંત્રોની અંદર એવું સામર્થ્ય રહેલું છે કે ઊભાં ઊભાં ફળની પ્રાપ્તિ કરાવી દે; એટલા માટે તમે અતિ મધુર અને સુલભ એવા વિઠ્ઠલના નામમંત્રનો ઉચ્ચાર કરો. એ મંત્રનો સદાકાળ ઉચ્ચાર કરતાં રહેવાથી, કોઇ દહાડો કળિકાળનું વિઘ્ન નડતું નથી. તુકારામ કહે છે કે એ મંત્ર વડે સંસારરૂપી રોગનું સુખપૂર્વક નિવારણ થઇ જાય છે.

૧૪૪૧–જે માણસનો જેવો અધિકાર તે પ્રમાણે તેને ઉપદેશ દેવો. અમે તો વિઠોબાના દાસ છીએ તેથી કરીને તમારા વ્યર્થ કચકચાટથી અમને કશો લાભ નથી. અમે તો એક દેવનેજ ઓળખીએ છીએ અને અમારાથી થાય તેવી તેની સેવા કરીએ છીએ. તુકારામ કહે છે કે મારા કથનનો ભાવાર્થ જે કોઈ સમજી જશે તેને મારા કામનું રહસ્ય પણ આખરે સમજાઈ જશે.

૧૪૪૨–ઓ મારા દાતાર! હું કોઇને ઘેર જતો આવતો નથી, એમ છતાં આ દુર્જન લોકો વગર કારણે મારી પજવણી કરવા શા માટે ચાલ્યા આવતા હશે? હું કોઇનું કશું ખાતો નથી અને કોઇની પાસેથી કશું લેતો નથી. મારે કોઈની સાથે કશી લેવાદેવા છેજ નહિ. તુકારામ કહે છે કે હે દેવ! મને જેવી આવડે તેવી હું તારી સેવા કરૂં છું.

૧૪૪૩–હું મારા ચિત્તને ખેંચી રાખીને ધીમે ધીમે તેને સ્વહિત સાધનને રસ્તે વાળતો જાઉં છું; એટલું કરવા જતાં પંડિત લોકો શા માટે મારા કામમાં ભૂલો બતાવીને મને શંકાના ચક્કરમાં ગૂંચવી મારતા હશે? હું સંસારથી ભયભીત થઇ જવાથી

પરમાર્થને રસ્તે એક એક મજલ કાપતો જાઉં છું; અને એમ કરતાં કરતાં આખરે હું મારા મુકામ ઉપર પહોંચી જઇશ. તુકારામ કહે છે કે કોઈ પણ એક ભાવનો આશ્રય લઇને હું દેવની સમીપ પહોંચી જાઉં એવી મારી ઇચ્છા છે.

૧૪૪૪–હે દેવ! વેદનું ગુહ્ય રહસ્ય હું જાણતો નથી, તેમ શાસ્ત્રોનું તાત્પર્ય હું સમજી શકયો નથી. હું તો ફક્ત તારૂંજ રૂપ મારા મનની અંદર ધારણ કરીને તારૂં અખંડ નામસ્મરણ કરી જાણું છું. એ સિવાય બીજા કોઇ પણ કામને માટે મારામાં યોગ્યતા નથી. હું સાવ જંગલી છું. તુકારામ કહે છે કે હે નારાયણ! હું તો દીનહીન અને ઇન્દ્રિયોનો ગુલામ છું એમ જાણીને તમે મારી ઉપેક્ષા ન કરશો.

૧૪૪૫–તમામ પાખંડી મતમતાન્તરોનું ખંડન કરીને ધર્મનું રક્ષણ કરવું અને સર્વ ધર્મોનું બીજ જે ભગવાનનું નામ છે તેના મહિમાનું સ્થાપન કરવું તથા તે નામનો સર્વત્ર પ્રચાર કરવો એજ અમારૂં મુખ્ય કર્તવ્ય છે; એટલા વાસ્તે કઠોર શબ્દો-રૂપી બાણ મારા હાથમાં લઇને હું બધે વિચરીને કઠોર શબ્દો-દ્વારા લોકોને સદુપદેશ દઉં છું. તુકારામ કહે છે કે આ કામ કરતી વખતે હું નાનાં–મોટાંનો વિચાર કરતો નથી.

૧૪૪૬–દાણા વીણીને, ઝાટકીને, સાફ કરીને પછી દળ્યા હોય તો લોટ સારો પડે છે. આળસ કરીએ અને ગમે તેવા દાણા ભરડીએ તો લોટ ખરાબ ઊતરે અને ખાનારને ત્રાસ ઊપજે. ખેતરમાં વાવણી કર્યા પછી તેમાં વખતોવખત નીંદામણ કરવાની જરૂર રહે છે. નકામા ઘાસને નીંદી કાઢવાથીજ પાક સારો ઊતરે છે. તુકારામ કહે છે કે ધર્મનીતિનો વિચાર ન કરીએ તો કદાપિ હિત સધાવાનું નથી.

१४४७–દુર્જનોના માનનું ખંડન કરવાનો પ્રસંગ આવે તો સુખેથી તેમ કરવું જેમ રસ્તા ઉપર પડેલા પથ્થરને આપણે ઉપાડીને એક બાજુએ ફેંકી દઇએ તોજ રસ્તો સાફ થાય છે, તેમ અનેક લોકોને ત્રાસ આપનારા દુર્જનોને પણ જરૂર આભડછેટની માફક દૂરના દૂરજ રાખવા. તુકારામ કહે છે કે જેમ આપણે આપણા હાથપગના નખ કશી આનાકાની કર્યા વિના કપાવી નાખીએ છીએ તેમ દુર્જનોનો પણ ત્યાગજ કરવો.

૧૪૪૮–મારો ઉપદેશ સાંભળીને કોઇએ મારા ઉપર માઠું લગાડવું નહિ. તમે તમારૂં ચિત્ત શુદ્ધ કરીને મારો ઉપદેશ સાંભળશો તો તેથી તમારૂં અને બીજા ઘણા લોકોનું હિત સધાશે. મેં કોઇની પણ કદી નિંદા કરી નથી; પણ જેમનામાં ભેદદષ્ટિરૂપી ખોડખાંપણ મેં દીઠી તેમનોજ મેં નિષેધ કર્યો છે. તુકારામ કહે છે કે નહિ તો એ સિવાય મારૂં બીજું શું જાય છે?

૧૪૪૯–હે દેવ! જે ઘડીએ મારા ઉપર કોઇ પણ જાતનું સંકટ આવી પડશે તે ઘડીએ હું તો તારા ચરણનું સ્મરણ કરીને મોઢેથી બરાડાબરાડ કરી મૂકીશ. મને ભૂખ–તરશ વગેરેની પીડા થશે અથવા શીત–ઉષ્ણ વગેરેથી દુઃખ થવા લાગશે, ત્યારે હું તો તનેજ યાદ કરીશ તુકારામ કહે છે કે આ દેહના સંબંધમાં પ્રારબ્ધના ભોગને અનુસરીને જ્યારે જ્યારે મારા ઉપર કશું દુઃખ આવી પડશે, ત્યારે ત્યારે હું તો તારા ચરણોનુંજ સ્મરણ કરીશ.

૧૪૫૦–હે દેવ! તેં દયાળુ થઇને મારો બધો ભાર તારા પોતાના ઉપર લઇ લીધો છે. મારા યોગક્ષેમનો વ્યવહાર તુંજ હમેશાં નિભાવ્યા કરે છે. હું તો મારો આ દેહ તારા ચરણ આગળ સમર્પિત કરીને તરી પાર ઊતરી ગયો છું. તુકારામ કહે છે કે તારા સિવાય હું બીજા કોઇને મારાં મન,વાણી અને કાયા વડે જાણતોજ નથી.

૧૪૫૧-હે પાંડુરંગ! હવે તું સદ્‌બુદ્ધિનો દાતા થઈને મારા ચિત્તને વિષયોમાંથી પાછું વાળ અને તારા ચરણમાં સ્થિર કરી રાખ. તારા ચરણ આગળથી તેને બીજી કોઈ વસ્તુમાં જરા પણ જવા દઈશજ નહિ અને તારી પોતાની સત્તા અને સામર્થ્ય વડે તું મારૂં રક્ષણ કરજે. મારામાં અનેક પ્રકારના દુર્ગુણોના ઢગલા ભેગા થયા છે અને પાછો તેમાં ઉમેરો થતો જાય છે. તે દુર્ગુણ મારી વાણી દ્વારા બહાર નીકળવા ન પામે તેની તું સંભાળ રાખજે. તુકારામ કહે છે કે ઓ મારાં માબાપ! હિતનું અસલ સ્વરૂપ તો તુંજ જાણે છે.

૧૪૫૨-દરરોજ હું મારા મનની અંદર વિચાર કરતો રહું છું, પણ એ મન એવું વિષયલોભી અને દુર્નિવાર્ય છે કે કાંઈ કહેવાની વાતજ નહિ. એટલા માટે હે દેવ! હવે તું તારા સામર્થ્ય વડેજ તેને કાબૂમાં લાવે ત્યારે ખરૂં. આ મનની રચેલી જંજાળમાંથી મુક્ત થવાની શક્તિ મારામાં તો છેજ નહિ. જે માછલી એક વાર ગલ ગળી ચૂકી છે તેનામાં ગલને મોઢામાંથી બહાર કાઢી નાખવાનું સામર્થ્ય હોતુંજ નથી. તુકારામ કહે છે કે હે દેવ! હું છું તો અજ્ઞાની પણ તારી મદદની વાટ જોતો ઊભો રહ્યો છું.

૧૪૫૩-દરિદ્ર મનુષ્યને કદાચ ધન મળી આવે તોપણ તેને તેનું રક્ષણ કરતાં આવડતું નથી. હે નારાયણ! મારી હાલત પણ તેવીજ છે. મારા યોગક્ષેમને લગતી બધી વ્યવસ્થા મેં તારેજ માથે નાખી દીધી છે. દરિદ્ર માણસના હાથમાં ધન આવી ચઢે તોપણ તે ધન વડે વસ્ત્ર, અલંકાર વગેરે વહોરતાં તેને આવડતું નથી અને તે ધનનો ઉપયોગ પણ કરી જાણતો નથી; ઊલટું એવું પણ બને કે તે કહીંથી ચોરી લાવ્યો હશે એમ જાણીને રાજા તેને દંડી નાખે છે અને તેની પાસેનું ધન જપ્ત કરી લે છે. વળી લોકો

પણ તેવા માણસના પ્રતિ ચાર આંખે જુએ છે. તુકારામ કહે કે આ રીતે તેનું ધન તેના હાથમાંથી ચાલ્યું જાય છે અને તેના નસીબમાં તો માત્ર હાય હાય કરવાનું જ બાકી રહી જાય છે.

૧૪૫૪–અત્યાર પહેલાં મારા મનની અંદર દેવના સંબંધમાં જે જે ભાવ હતા તેમાંનો એક અંશ પણ અત્યારે મારામાં રહ્યો નથી. આ બાબતમાં મારૂં પોતાનું મનજ સાક્ષી પૂરે છે. અસલના ભાવમાં એટલો બધો ઘટાડો થઇ ગયો છે કે મુદ્દલમાંથી પણ ઘણા ઓછા થઇ ગયેલા જણાય છે. બીજાઓના ગુણ–દોષ હું સારી રીતે પારખી શકું છું અને તેથી કરીને હું ઘણો પૂજ્ય છું એવો ભાસ મારા મનમાં ઉત્પન્ન થાય છે. તુકારામ કહે છે કે ક્ષુદ્ર જાનવરની આગળ જ્યારે કશી ખાવાની વસ્તુ આવી પડે છે ત્યારે તે લોભને વશ થઇને પોતાના પંજા આગળ ધરે છે; તેથી કરીને તે ચીજ તેના પંજાની અંદરની બાજુએ ઢંકાઇ જવાથી તે પ્રાણી પેલી ચીજને જોઇ શકતું નથી અને મિથ્યા ખોળાખોળ કરે છે, તેવી મારી દશા પણ થયેલી છે.

૧૪૫૫–હે દેવ! મારી સ્થિતિનું વર્ણન મારે તારી આગળ કેટલી વાર કરવું પડશે? હે પાંડુરંગ! તું તારા મનની અંદર બધું જાણે તો છે, એટલા માટે હવે તું મારૂં હિત મારે સ્વાધીન કરી દે અને તેમ કરીને તું મારા ચિત્તનું સમાધાન કર. નાનું છોકરૂં ગમે તેટલું ખીજવાય પણ માએ તેના હૃદયને દુભાવવું ન જોઇએ; કારણકે બાળકને તેની માતાના સિવાય ઓથ–ઉપરાણું છે પણ કોનું? તુકારામ કહે છે કે હે દેવ! તમે સમર્થ અને હું તમારો બાળક, તે છતાં જો મારે ભીખ માગવી પડશે તો તેથી લોકોમાં લાજ તમારી જશે.

૧૪૫૬-દેવ! આજ પછી મને તમારી આગળ મારૂં મોઢું

ણતાવતા શરમ તો આવે છે, પણ તમારી પાસે ન આવું તો જાઉં પણ કોની પાસે? મે તમારી સેવા કરવામાં ભૂલચૂક તો ઘણીય કરી છે, છતા હુ તમારી પાસે મારી સેવાના બદલામાં પગાર માગવા આવ્યો છુ, એવો હુ નફફટ અને બેશરમ છું. તમારા ચરણની સેવાને પડી મૂકીને હું ગમે ત્યાં ભટકતો ફરૂ છુ, તેથી કરીને હુ મારા માલિકની સેવાના કામમા ચોર ઠરૂં છુ ખરી વાત તો એ છે કે, મે મારા માલિકની સેવા કરીજ નથી એમ મારે કબૂલ કરવુ જોઇએ, તુકારામ કહે છે કે એટલા માટે તમે મને એવી સજા કરો કે જેથી આજ પછી મારે હાથે આવો વ્યવહાર થઇ શકેજ નહિ

૧૪૫૭–પોતાની પાસે આવેલા રોગીને કડવા લીબડા જેવા કડવા ઝેર ઓસડ આપવા એ સારૂ કહેવાય, કેમકે એથી કરીને તેના રોગનુ અને તેથી થતી પીડાનુ નિવારણ થઇ જશે અને અતે તેને સુખજ થશે બાળકના હિતનો વિચાર કરીને મનમા તેના ઉપર પ્રીતિ રાખ્યા છતા ઉપર ઉપરથી ગુસ્સો કરીને તેને કોઇ વાર સજા પણ કરવી જોઇએ એ વાત સમજદાર માતા જાણે છે નાના છોકરા રમવાની ધૂનમા ખાવાનુ ભૂલી જાય છે અને ફળિયામા બીજા છોકરાઓના ભેગા રમતા ફરે છે, છતાં પણ તેની મા જાણે છે કે તે ભૂખ્યા થયા હશે એમ સમજીને તે તેમનો હાથ પકડીને બળજબરાઇથી ઘેર લાવીને તેમને ખવડાવે છે તુકારામ કહે છે કે મા બાળકને પોતાના મોઢાનો કોળિયો ખવરાવીને તેમનુ હમેશા રક્ષણ કરે છે માનો સ્વભાવજ એવો ઉદાર હોય છે.

૧૪૫૮–હે દેવ! હુ તો પાપનો ભડાર છુ, ત્યારે હવે તું મારા પાપનો વિચાર કરે છેજ શા માટે? હુ નિત્ય પતિતપાવન નો સમાગમ કરૂ છુ, એટલે હવે મારે મારો ધર્મ અને તેણે

તેનો ધર્મ, એમ બેઉએ પોતપોતાનો ધર્મ બજાવવો રહ્યો. લોખંડનો હથોડો ભલે પારસમણિના માથા ઉપર પ્રહાર કરવાના હેતુથી પણ તેને એક વાર અડકે, એટલે તેનું રૂપ પલટાઇ જાય અને તે સોનુજ થઇ જાય. તુકારામ કહે છે કે નરી માટીનો તો કોઇ ભાવ પૂછતું નથી; મફત મળે તોપણ કોઇ લેવા ચાહતું નથી; પરંતુ જો એની એજ માટીને જરાક કસ્તૂરીનો સમાગમ થઇ જાય તો તેની બજારમાં કિંમત ઊપજે છે.

૧૪૫૯–હે દેવ! હે કૃપાવંત! તું તારા મનની અંદર બીજો-ત્રીજો ભાવ ન રાખતાં મારી સાથે ખૂબ પ્રેમપૂર્વક વાર્તાલાપ કરે તો તેથી મારા મનને ઘણું સુખ થાય તું તો હાથમાં ખાવાનું લઇને તારાં બાળકોની પાછળ પાછળ દોડી જાય છે અને તેમના મોઢામાં બ્રહ્મરસના કોળિયા દે છે. પોતાનાં, પારકાં સૌના ઉપર તું તારી કૃપાની છાંયડી ફેલાવે છે; આવો તું કૃપાળુ દેવ મારા સંબધમાં પણ ઘણો ઉદાર થાય છે. તુકારામ કહે છે કે હે ગોવિન્દ! તું અમારૂં રક્ષણ કરવાને સારૂ હાથમાં ગદા અને સુદર્શન ચક્ર ધારણ કરે છે.

૧૪૬૦–હે દેવ! અગાઉ અનેક જન્મોથી તમે મારો હાથ પકડીને મને દોરીને ચલાવતા આવ્યા છો અને મારૂં પાલનપોષણ કરતા આવ્યા છો; આ પ્રમાણે આપણો બેઉનો વ્યવહાર છેક પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે, ત્યારે હે દેવ! હવે શું મારે હાથે તમારો કાંઈ અપરાધ થયો છે કે જેથી તમે મારી ઉપેક્ષા કરતા થયા છો! મારા શરીરના ઉપર કોઇ પણ જાતના પ્રહારનો આઘાત ન થાય તે બાબતની સઘળી જવાબદારી તમે પહેલેથી-જ તમારા માથા ઉપર લઇ લીધેલી છે. તુકારામ કહે છે કે જે શુદ્ધ તત્ત્વનો સ્વાદ મારા અંતઃકરણમાં સ્વાભાવિક રીતે નિહિત

છે, તેના પ્રતિ મારા પ્રેમને વશ થઇને હું તમારી સાથે આ પ્રમાણે બોલવાને પ્રેરાઉં છું.

૧૪૬૧–હે પાંડુરંગ! તમારે હવે મને મુક્ત કરવોજ નહિ. મુક્તિને બદલે મને તો એટલું કૃપાદાન દો કે જેથી મને તમારી સેવા કરવાનો સુયોગ મળે અને મને જ્યાં જ્યાં તમે જન્મ આપો ત્યાં ત્યાં મને તમારી સેવા કરવાનું સુખ મળતું રહે. આટલી મારી પ્રાર્થના તમે કાને ધરજો. ત્યારપછી હું મારે મોઢેથી તમારી કીર્તિનું વર્ણન ગાતો જઇશ અને તમારી સન્મુખ આનંદપૂર્વક નૃત્ય કરતો જઈશ. તમારા આંગણામાં પડી રહેનાર દીનમાં દીન અને તુચ્છમાં તુચ્છ એવા તમારા એક ક્ષુદ્ર દાસ તરીકે મને જન્મ આપજો અને તમારા આંગણાનો મને સદા આશ્રય આપજો. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! આ મૃત્યુલોકની અંદર મને તારા આજ્ઞાપાલક દાસ થઇને રહેવાનુંજ ગમે છે.

૧૪૬૨–મારા અંતઃકરણની અંદરનો ભાવ તો વૈકુંઠનાયક પાંડુરંગજ જાણે છે; તેમના ચરણમાં મેં મારો જીવભાવ સમર્પિત કરી દીધો છે; એટલે હવે મારે કોઇ પણ બાબતની ચિંતા કરવા જેવું રહ્યુંજ નથી. મારે તો હવે સંતોના સમાગમમાં રહીને વિઠોબાનું નામ મોઢેથી ગાવું એ એકજ કામ કરવું છે. તે નામ ગાવાથી પુણ્ય પ્રાપ્ત થાય છે અને કાને સાંભળ્યાથી પણ લાભ થાય છે; વળી તેના વડે આખરે સંસારનાં બંધનોમાંથી મુક્તિ મળે છે. તુકારામ કહે છે કે મેં તો મારો જીવ વિઠ્ઠલને વેચી દીધો છે, તેથી કરીને હવે હું તેના સિવાય બીજા કશાને જાણતોજ નથી.

૧૪૬૩–હરિકથા દુઃખનો નાશ કરે છે અને સંસારમાંથી મુક્તિ અપાવે છે. વિઠોબાની કથા પણ એવીજ ઉત્તમ અને કર્ણને પ્રિય લાગે એવી મધુર છે. એ કથાએજ કેટલાય પાતકીઓનાં

પાપનો નાશ કરીને તેમનો ઉદ્ધાર કરી દીધો છે! મૂઢ બુદ્ધિવાળા જીવોને પણ કથા સાંભળતાં સાંભળતાં સમાધિ અવસ્થા થઇ જાય છે. કથા એ તપ છે અને વળી એ ધ્યાન પણ છે. તેમાં અનુષ્ઠાનનો પણ સમાવેશ થઇ જાય છે. હરિની કથાનું શ્રવણ કરવું એ તો અમૃતનું સેવન કરવા સમાન છે. કથા એજ મંત્ર-જપ છે; કથા ત્રિવિધ તાપનું હરણ કરે છે. કથાનો પ્રારંભ થતાંની વારનેજ કળિકાળ થરથર ધ્રૂજવા લાગે છે. તુકારામ કહે છે કે કથા એ દેવના ધ્યાનની બરાબર છે અને જ્યાં કથા થતી હોય છે ત્યાં દેવ સમાધિ કરીને ઊભા રહે છે.

૧૪૬૪–હે પાંડુરંગ! ધર્મ કોને કહેવાય એવો પ્રશ્ન હું તને પૂછું છું; મને તું તેનો ઉત્તર દે. મને ધર્મનો એવો અર્થ બતાવી દે કે જેના યોગે કરીને મને તારા ચરણની પ્રાપ્તિ થાય અને હું સંસારનાં બંધનમાંથી મુક્ત થઇ જાઉં. જેના વડે તું મારા ઉપર કૃપા કરે એવા કયા શબ્દો મારે તને કહેવા તે તું મને શીખવ. તુકારામ કહે છે કે હે દેવ! મારા હૃદયની અંદર તું તારો વાસ બનાવી દે.

૧૪૬૫–લોકો મને સારો માણસ કહે છે પણ તેથી મારા મનનું સમાધાન થતું નથી; વળી તેથી મારા પોતાના હિતની સિદ્ધિમાં વિઘ્ન પડતું હોય એવું મને લાગે છે. આથી કરીને મારા મનને ઘણી અકળામણ થાય છે. હે દેવ! તમારી કૃપાનું તો હજી કાંઇ ઠેકાણું દેખાતું નથી. લોકોમાં મારા સાધુપણાની પ્રતિષ્ઠા જામી જવાથી દંભને ઘણું ઉત્તેજન મળે છે. તુકારામ કહે છે કે મારાં કયાં પાપને લીધે તમારી કૃપામાં વિઘ્ન આવી ગયુ તેની મને સમજ પડતી નથી.

૧૪૬૬–હું જે શીખ્યો છું, બરાબર તેટલુંજ બોલી બતાવું છું; પણ જેવું હું બોલું છું તેવી મારા અંતઃકરણની સ્થિતિ

નથી. હે દેવ! મારો જન્મ આથી કરીને મિથ્યા ગયો એમાં હવે કશો સંશય રહેતો નથી. હજી મારા દ્વૈતસંકલ્પનો નાશ થયો નથી અને આત્મસ્વરૂપસ્થિતિમાં મારી દૃઢતા થતી નથી. તુકારામ કહે છે કે મારી બુદ્ધિ સ્થિર થઇ નથી અને મારા બોલવામાં પણ કશો ઢંગધડો નથી.

૧૪૬૭–હે કૃપાવંત અનંત દેવ! તું મનમાગ્યું દાન દેનાર દાતાર છે, એમ સમજીને હું તારૂં નામ લઉં છું; ત્યારે હવે તું મારી પાસે કેમ દોડી આવતો નથી? તારી પાસે શું બળ નથી, સાધન નથી કે આવડત નથી? તુકારામ કહે છે કે સંપૂર્ણ વિશ્વનું પાલન કરનારો તું વિશ્વંભર છે ત્યારે મારૂં એકલાનું અંતઃકરણ તારા વિના સૂનુંસટ થઇ રહે છે, એવું તું શા માટે કરે છે?

૧૪૬૮–હે દેવ! હું સંસારરૂપી નગરમાંથી વહ્યો જાઉં છું; હવે તને જે યોગ્ય લાગે તે કર. હે નારાયણ! તમારી કૃપા માગવી એટલીજ મારી શક્તિ છે. મને તો કાળ લઇ ચાલ્યો જાય છે; કારણકે તારી શક્તિ ક્ષીણ થાય છે. તુકારામ કહે છે કે બાળકનો જીવ માતાના વહાલ માટે જાય છે અથવા તો માતાના જીવમાં બાળકનું વહાલ આવે છે.

૧૪૬૯–હે દેવ! હવેથી તું મારા યોગક્ષેમનો તમામ ભાર તારા માથા ઉપરજ લઇ લેજે. તું હવે કરવા શું બેઠો છે? તારે પેટે હું પથરો જન્મ્યો છું એમ જાણીને તું જરા મોટું મન કર. અમારી આંખો પણ તું થઇ જા અને આંખોને પ્રકાશ આપનાર દીવો પણ તુંજ થા; અને અમે જ્યાં જઇએ ત્યાં અમારી જોડે જોડે ચાલ. તુકારામ કહે છે કે એટલે પછી અમારે કશાનો વિચાર કરવાનું પ્રયોજનજ ન રહે.

૧૪૭૦–અસ્તુ! હું જે કાંઇ બોલ બોલ્યો છું, તેનો સારાંશ

એ છે કે મારી કુલ પૂંજી તુંજ છે. હે કેશવ ! હે દેવ ! હે મારી માતા ! હે મારા પિતા ! મારાં સગાં, સ્વજન, સ્નેહી, ઇષ્ટ મિત્ર જે કાંઇ કહું તે તું ને તુંજ છે. તેં સર્વ ભેદની કલ્પનાઓને દૂર કરી દીધી અને વાદવિવાદને માટે કશો અવકાશજ નથી રહેવા દીધો. તુકારામ કહે છે કે હવેથી હું કોઈ પણ જાતની ઉપાધિની અંદર ફસાવાનો નથી.

૧૪૭૧–હવે તો હું બધો વખત પૂર્ણ કોલાહલ મચાવી મૂકીશ. ઓ વિઠાબાઇ ! ઓ મારી માતા ! તું હવે ઝટ ઝટ મારી પાસે ચાલી આવ અને મને ખાવાનું આપ. મારા યોગક્ષેમનું મુખ્ય સાધન જે તારૂં નામ છે, તે તો તું મને આપી ચૂકયો છે તુકારામ કહે છે કે બીજ અને ફળ એ બધાંના મૂળમાં એક નામજ છે.

૧૪૭૨–દ્રવ્ય પોતાનું રક્ષણ જાતેજ કરી લે છે; એનો અર્થ એ છે કે દ્રવ્ય વડેજ દ્રવ્યનુ રક્ષણ થાય છે; તેજ પ્રમાણે હે પાંડુરંગ ! તારૂં ભજન કરવામાં મજા પડે છે અને તે ભજન દ્વારા તારી પ્રાપ્તિ થાય છે. જેણે પેટ ભરીને ભોજન કર્યું હશે તેજ ઓડકાર ખાઇ જાણે છે. તુકારામ કહે છે કે જે એકદમ તૃપ્ત થઈ ગયો છે તેને કશી વાતની આરત રહેતી નથી.

૧૪૭૩–જે હરિ મારા ચિત્તની અંદર વ્યાપક છે તેમનું સ્વરૂપ મારા અનુભવમાં આવી ગયું છે. તેમના વિષેના માધુર્યનો શોખ અને તેનો ઉપભોગ એ બેઉ ગોળ ચક્કરમાં એક બીજાની પાછળ ચાલ્યાં આવે છે. માધુર્યનો સ્વાદ લાગવાથી તેનો ઉપભોગ કરવાનું મન થાય છે અને ઉપભોગ લીધાથી તેને ફરી ફરીને ચાખવાનો શોખ પેદા થાય છે. જેઓ એક બીજાથી દૂર છે તેમને વારંવાર નજીક આવવાનું મન થયા કરે છે અને જેઓ નજીક છે તેમને પરસ્પર પ્રેમાલિંગન દેવાની ઇચ્છા થાય છે. તુકારામ

કહે છે કે હું મારા ભાવાર્થના લોભને વશ થઇને તમારી આગળ આવીને ઊભો છું.

૧૪૭૪-જેના પેટમાં શૂળની પીડા થતી હોય તેને ઉપર ઉપરથી ઉત્તમ ચંદનના લેપ ચોપડયાથી શું સુખ થવાનું હતું? હે પંઢરીનાથ! તું પણ મારી બાબતમાં એવુંજ કરે છે. મને હજી તારી પ્રાપ્તિ તો થઇ નથી અને તેમ છતાં તું દુનિયામાં મારી ભક્ત તરીકેની પ્રતિષ્ઠા શા માટે વધારી મૂકે છે? જેને સખત તાવ આવ્યો છે, તેની આગળ કોઇ સારામાં સારાં પકવાન્નનો થાળ લાવીને મૂકે, તો તેમનો સ્વાદ પેલો માંદો માણસ શી રીતે ચાખી શકવાનો હતો? તુકારામ કહે છે કે હે દેવ! તારી પ્રાપ્તિના સિવાય મને બીજું ગમે તે મળે તે બધું મુડદાંના શણગારના જેવું છે.

૧૪૭૫-હલકી ધાતુનો ચકચકાટ શરૂઆતમાં હોય છે તો સારો, પણ તે પિત્તળના ચકચકાટની પેઠે ઝાઝો વખત ટકતો નથી. તેવીજ રીતે જો મને તારૂં દર્શન ન થાય તો પછી મારો બધો શણગાર નકામોજ જાણવો. આ બાબત મારૂં પોતાનું ચિત્તજ સાક્ષી પૂરે છે. વેશ્યાના દીકરાનો બાપ કોણ તેનો કશો પત્તો લાગતો નથી, તેથી કરીને તે છોકરો ગમે તે જાતિનાં આચરણ કરે તોપણ તે વ્યર્થજ ગણાય છે. તુકારામ કહે છે કે મારો પણ તેના જેવોજ ફજેતો થયો છે. તે શો તે તો સૌએ પોતપોતાના અનુભવ પ્રમાણે સમજી લેવું.

૧૪૭૬-મારા જેવો વાચાળ માણસ બીજો કોઇજ નથી એવું મારૂં મન સાક્ષી પૂરે છે. હે પાંડુરંગ! મારા આ દોષને દૂર કરવાને માટે શું કરવું ઘટે તેનો તુંજ વિચાર કરી જો. તું બધુંજ જાણે છે અને ઉદાર સ્વભાવવાળો છે. મારા શરીરની અંદર કામ-

ક્રોધ વગેરે વાસો કરીને રહ્યા છે. તેઓ પોતાની જગ્યા છોડીને બીજે કોઈ ઠેકાણે ટળતાજ નથી. તુકારામ કહે છે કે મારા અંતઃકરણની સ્થિતિ કેવી છે તેનું તારા ચરણ આગળ નિવેદન કરીને હું તો તરીજ ગયો છું એવું હું માનું છું. હવે એના સંબંધમાં જે કાંઈ કરવું ઘટે તેનો વિચાર કરવાનું કામ તો તારૂંજ છે.

૧૪૭૭–કોઈ એક સ્ત્રીનું નામ સાવિત્રી હતું, પણ તે જ્યારે રાંડી ત્યારે લોકો તેના 'સાવિત્રી' એવા નામની મશ્કરીઓ કરવા લાગ્યા. જેનામાં ગુણ હોય નહિ અને નામ ગમે તેટલું સારૂં હોય તો તે શું કામ લાગવાનું હતું ? એવાં નામ તો વ્યર્થ જાય છે અને ઊલટાં લોક હસાવે છે. એક જણનું નામ કુબેર હતું, પણ તે માથે લાકડાંનો ભારો લઈને વેચી આવતો ત્યારેજ રોટલા ખાવા પામતો. એવા માણસનું નામ 'કુબેર' પાડયાથી લોકોને હસવાનું બહાનું મળે કે બીજું કાંઈ ? તુકારામ કહે છે કે અરે મૂર્ખ લોકો ! બહારનો દંભ કરીને તમે જૂઠા ધમપછાડા શાના કરો છો ?

૧૪૭૮–હે દેવ ! તારા વિના મને રાત અને દહાડો લગારે ચેન તો પડતુંજ નથી; પણ તેમ કહેતાં શરમ આવે છે તેથી હું કહેતો નથી; કારણકે જે કાંઈ હું કહું છું તેનો તું આદર તો કરતો નથી; આથી કરીને હવે તે શબ્દોમાં કશી મજા રહી નથી અને પાણીમાં મોજાં આવે ને ચાલ્યાં જાય તેવુંજ મારા શબ્દોનું પણ થયું છે. તારો આવો અનાદર જોઈને મને તારા ઉપર રીસ ચઢે છે. મારૂં મન અંદરનું અંદરજ પોતાને માટે રડે છે, કકળે છે અને પોતાની મેળે ટાઢું પણ પડી જાય છે. તુકારામ કહે છે કે હે દેવ ! તમે બધું જાણો છો તો ખરા, ત્યારે પછી તમારી સાથે ખાલી વાદવિવાદ કરવાનું કામ પણ શું ?

૧૪૭૯–હે દેવ ! હું તારામાં સ્થિર થઈ ગયો છું, તેમ છતાં

હજી હું બંધનમાં તો છું અને હું મરી જઇશ ત્યારે મારો મોક્ષ થશે એવું લોકો કહે છે, પણ તે વખતે પણ સંસારની સાથે મારો થોડો ઘણો સંબંધ રહી જશે કે મારો મોક્ષ થઈ જશે તેનું મારે શું સમજવું? મારા મનના આવા સંશયને લઇને મારે કયાં સુધી નિભાવ્યા કરવું? અને મારી દશા જો આવીજ હોય તો પછી તારા સેવક થવાની વિશેષતા શી? હું તારાં ગીત ગાઉં, તારી આગળ આનંદસહિત નૃત્ય કરૂં અને તે છતાં તારો પ્રેમ ઉપર કહ્યા તેવા સંશયોનું છેદન કરીને મારા હૃદયમાં આવ્યો છે ખરો કે? તુકારામ કહે છે કે હે અનંત! તુંજ જ્યારે મને અનુકૂલ નથી ત્યારે મારા જીવનનો શો ઉપયોગ એ વિષે મારે તને કેટલાં દૃષ્ટાંત કહેવાં પડશે?

૧૪૮૦-હે દેવ! તમને હવે એકલા એકલા રહેવાનું મન થયું લાગે છે અને તેથી કરીને તમે અમને ભૂલથાપ ખવરાવવાનો ખોટો માર્ગ ગ્રહણ કર્યો છે દેવ નિરાકાર છે એવું તમે પોતેજ તમારા વેદરૂપી મુખ દ્વારા જાહેર કર્યું અને તેથી અમને સગુણ દેવની કલ્પનાથી દૂર ગણ્યા, અને પછી તમે તમારા બારણા ઉપર માયાનો કાળો પડદો ટાંગીને પોતે તેની પાછળ સંતાઇ બેઠા. તમારા ઘરની અંદર જો જ્ઞાનદીપકનો પ્રકાશ હોત તો તમે અજ્ઞાનરૂપી અંધકારને દૂર કર્યો હોત અને વેદ અમારા ઉપર તેનો અમલ ચલાવત, વિધિ-નિષેધના કાયદા પણ પળાવત. તુકારામ કહે છે કે હે દેવ! જ્યાંસુધી તમારી અને મારી વચ્ચે સ્વામી-સેવકનો સંબંધ છે ત્યાંસુધી હું તમારો મનમાં ભય રાખીશ.

૧૪૮૧-હે દેવ! સંસારમાં જે જે પ્રાણીપદાર્થ છે તે બધાં-રૂપે શું તું એકલોજ પ્રકટ નથી થયો? જો એમજ હોય તો હું તારાથી વેગળો રહું તે બનેજ કેમ? નાના પ્રકારનાં પશુપક્ષીઓ એ

બધાં શી રીતે ઉદ્‌ભવ્યાં? એ બધું તારૂં એકલાનુંજ નાટક છે. હે ગોવિંદ! તારા કર્તૃત્વની સીમા આવી ગઇ છે એમ કરીને તું અમને ત્રાસ શા માટે આપે છે? તુકારામ કહે છે કે તું તો અમારાં હૃદયની અંદર બેઠો છે, ત્યારે તું હવે અમારાથી આઘો જઇ શકેજ શી રીતે?

૧૪૮૨–હે મહારાજ! આ પરમાર્થની રમત જો તારી ન હોય તો તેને તું આગળ ચાલવાજ કેમ દે છે? અમે તારાં બાળક કહેવાઇએ અને હવે તું અમારાથી કંટાળી જાય તે સારૂં ન કહેવાય. અમે તારે શરણે આવ્યા અને તું તારી નિરાકાર અવસ્થામાં જઇને સંતાઇ જાય એ ઠીક નહિ. દુનિયામાં પણ ખરાબ નહિ દેખાય? તુકારામ કહે છે કે હે પિતા! જે ઘડીએ તું સાકાર થયો હતો તે ઘડીએ તું શું અજ્ઞાન થઇ ગયો હતો?

૧૪૮૩–ભૂખે મરતો માણસ આપણે બારણે અન્નની ભિક્ષા માગવા આવે તો તેની ન્યાત-જાત કશાનો વિચાર ન કરતાં, તેને પેટભરીને ભોજન કરાવવું; એ ઉપરાંત જેઓ દાતાર તરીકે મોટા પાયા પર દાન કરવા નીકળ્યા હોય તેમણે ઉત્તમ-મધ્યમ પાત્ર કુપાત્રનો વિચાર કરવો જોઇએ. દ્રવ્યનું અથવા કન્યાનું દાન દેતી વખતે ઉત્તમ કુળ, કર્મ, યોગ્યતા વગેરેનો વિચાર કરીને સત્પાત્રનેજ દાન દેવું જોઇએ. તુકારામ કહે છે કે જેના પ્રારબ્ધમાં શુદ્ધ પુણ્ય કર્મોનું પ્રાધાન્ય હશે તેમને હાથે ઉપર કહ્યાં તેવાં કર્મો થયા કરશે.

૧૪૮૪–આપણો જીવ દેવને અર્પણ કરી દેવો એનુંજ નામ દેવનું પૂજન. એ સિવાય બીજો બધોજ મિથ્યા પરિશ્રમ છે. આ વાતનો સાક્ષી અંતર્યામી હરિ છે. જેવું બીજ તેવાં ફળની પ્રાપ્તિ થાય છે અને જેવું કારણ તેવું કાર્ય ઉત્પન્ન થાય છે. તુકારામ

કહે છે કે જેના સ્વભાવમાં જેટલી નમ્રતા હશે તેટલા પ્રમાણમાં દેવ પણ તેની આગળ નમ્ર બનીને તેનું સન્માન કરશે.

૧૪૮૫-હે દેવ! તમે મારો અંગીકાર તો કરતાજ નથી, તેથી કરીને તમારા વિયોગથી વ્યાકુળ થયેલો હું ધીરજ ધારણ કરી શકતો નથી. આપણી બેની વચ્ચે આવું વૈષમ્ય ઉત્પન્ન થાય અને તે વધતું જાય એ શું બતાવે છે? મારાં સંચિત કર્મ દેવના કરતાં વધારે બળવાન છે એવોજ એનો અર્થ થયો ને? હવે તમારી બાબત મારે શું કરવું તેની મને સમજણ પડતી નથી; અને હું તમારૂં નામ દઇ દઇને બૂમબરાડા નાખું છું પણ તેથી તમારી પ્રાપ્તિ થતી નથી. તુકારામ કહે છે કે હે દેવ! હવે મારે મારા જીવનો ઉપયોગ તમારી સેવાને અર્થે કેવી રીતે કરવો તેની પણ મને સમજ પડતી નથી; કારણકે તમે મને તમારા દર્શનની બાબતમાં નિરાશ કરી દીધો છે.

૧૪૮૬-હે જગદીશ! તમારા દર્શનની ઉત્કંઠાને લીધે મારા ચિત્તને ઘણીજ તાલાવેલી લાગી છે; અને તેથી કરીને મેં કાલાવાલા કરવામાં પણ કશી કચાશ રાખી નથી. જે જે કરુણ વચનોનો ઉપયોગ કર્યાથી અનેક સંતોને તારા સ્વરૂપની પ્રાપ્તિ થઇ હતી તે વચનોનો પણ મેં ઉપયોગ કર્યો, છતાં મારાં પાપને લીધે મને તો તારા દર્શનનું સુખજ ન મળ્યું. હું ભક્તિની પ્રવૃત્તિ કરૂં છું તો ખરો, પણ તેથી કરીને મારા જીવનું સમાધાન થતું નથી અને તેવું થવાથી મારી ચેષ્ટા બધીજ વ્યર્થ જતી હોય એવું મને લાગે છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! મારૂં મન તારા તરફજ દોડી દોડીને જાય છે, તેને તું હવે વિશ્રાન્તિ કયારે લેવા દઇશ?

૧૪૮૭-ઘણાખરા લોકોની શરીરની ચેષ્ટાઓનો કદી વિરામ થતોજ નથી; પણ કેટલાક તો એવા હોય છે કે આડે ફરવા બેસે

તેના બોલ ઉપર આગ પડો; કારણકે ઉત્તમ ગુણોનીજ અમાર
આગળ કિંમત છે, બોલની નહિ. ભૂસાંને કોઈ દળતું નથી
ખાંડતુંય નથી. તુકારામ કહે છે કે ગાંડા અથવા અક્કલ વગર
લોકોજ જાણી જોઇને ગમ્મતને ખાતર આંખો મીંચીને આંધળા
પેઠે ચાલે છે અને પછી ઠોકર ખાઇને ખાડામાં પડે છે.

૧૪૯૨–અમારા મોઢામાંથી કદી અયોગ્ય શબ્દ નીકળે નહિ
અને અમારા મનમાં કદી અશુભ વિચાર ઉત્પન્ન થાય નહિ એજ
અમારી ઇચ્છા છે. હે મનુષ્યો ! તમે પણ નારાયણની પ્રાર્થના
કરીને ઉપર કહી તે વસ્તુઓજ માગી લેજો. કામક્રોધના ઉપર
પથ્થર પડે એવો પ્રયત્ન કરવો એજ ઉત્તમ છે. તુકારામ કહે છે
કે તમે નાના પ્રકારની કુટેવોની અંદર અમસ્તા અમસ્તા પણ
મનને પરોવશો નહિ.

૧૪૯૩–મારા શરીરનીજ મને ગરજ નથી, તો પછી બીજા
લોકોના મનના વિનોદને ખાતર મારે કયાં સુધી બેસી રહેવું ?
હે મનુષ્યો ! તમે તમારાં સચિત કર્મોનાં બંધનમાં ગૂંચવાયેલા
છો અને તમારા મનમાં જો કાંઇ માગવાની ઇચ્છા હોય તો તે
દેવની પાસે માગી લેજો મેં તો મારો દેહ અને તેનાં સુખદુઃખ
પ્રારબ્ધના ભોગને સ્વાધીન કરી દીધાં છે અને માનાપમાનથી
ઘણે દૂર જઇને બેઠો છું. તુકારામ કહે છે કે તેથી કરીને હવે
મારે એના સંબંધમા શબ્દનો મિથ્યા વ્યય કરવાની અને ફોકટનો
પરિશ્રમ વહોરી લેવાની જરૂરજ રહી નથી.

૧૪૯૪–મનમાં કોઇ પણ વસ્તુને માટે ઇચ્છા રાખી એટલે
તે વસ્તુ તમારાથી આઘીને આઘીજ જતી રહેવાની અને તમામ
વિષયોને લગતી ઇચ્છાને દૂર ફગાવી દઇને જો તમે ઉદાસીન
ભાવે રહેશો તો તમામ સુખ અને મગવાન તમારી પાછળ

પાછળ દોડતાં આવશે. મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે તમે તમારા મનને નાના પ્રકારની વિષયેચ્છાઓના નશાથી ઉન્મત્ત થવા દેશો ના. સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત કરવાનું આ છૂપું રહસ્ય મેં તમને અત્યારે બતાવી દીધું. નાનાપ્રકારના વિષયરૂપી માંસનું ચિંતન કરવું એ તમામ પ્રકારનાં દુઃખને નિમંત્રણ મોકલ્યા બરાબર છે. તુકારામ કહે છે કે જ્યાં જ્યાં તમે બીજ છાંટશો ત્યાં ત્યાંથી તમારે તેનાં ફળ લેવાં પડશે.

૧૪૯૫–વેદશાસ્ત્ર અને પુરાણોમાં જે કાંઇ કહ્યું છે તે બધાંને નહિ માનનારાઓનું મોઢું પણ જોવું નહિ. નાના પ્રકારના તર્કવાદીઓને કહી દો કે, તમારા મનની તમે પોતેજ પરીક્ષા લો. કોઇ કેફી વસ્તુનું સેવન કરનાર માણસ નશાના ઘેનમાં જેમ ફાવે તેમ બકે છે તેમ આ લોકો પણ બકબકાટ કરતા ફરે છે. પોતાની માતાને છીનાળ કહેનારની પાસે તેમ કરવાનો શો પુરાવો છે ? એવુ બોલનારાઓના માથા ઉપર તેમનાજ અપયશના ઘડાનાં કાચલાં વાગવાનાં છે એમ જાણજો તુકારામ કહે છે કે જેમનું વર્તન શાસ્ત્રની મર્યાદાથી વિરુદ્ધ હોય, તેમના બોલ મીઠા વગરના અન્નના જેવા ફીકા સમજી લેવા.

૧૪૯૬–કસ્તૂરીની સાથે માટી સેળભેળ થઇ જાય તો તે માટી અને કસ્તૂરી જુદાં થવાનાં હતાં ? અને માટીનું મૂલ્ય પણ કસ્તૂરીના જેટલું થાય કે નહિ ? તેજ પ્રમાણે દેવ અને દેવના ભક્ત એ બેની વચ્ચે કશું અંતર હોઈ શકેજ નહિ. આ બાબતમાં કોઇના મનમાં જરા પણ સંશય હોય અથવા સંશયજનક યુક્તિ હોય તો તેને મનમાથી દૂર કરી દેવાં ઘટે છે. અગ્નિ અને લાકડું એ બેઉ એક બીજાના સમાગમમાં આવે એટલે લાકડું અગ્નિમયજ બની જાય છે. અનેક નાના મોટા તરંગોનો સમુદાય

ભેગો થાય ત્યારે સમુદ્ર બને છે. તુકારામ કહે છે કે આ જે કાંઈ હું કહું છું તે મારા અનુભવના ઉદ્ગાર છે. આ ઠેકાણે તો ફક્ત શુદ્ધ ભાવનુંજ પ્રયોજન છે.

૧૪૯૭-ભૂતમાત્ર ભગવત્સ્વરૂપ છે એમ સમજીને સૌને વંદન કરવું એનું નામ ભક્તિ, બ્રહ્મરૂપ બનીને બ્રહ્મરસનો ઉપભોગ કરવો એનું નામ જ્ઞાન અને સર્વસ્વનો ત્યાગ કરવો એનું નામ વૈરાગ્ય. હું શરીર નથી એવું એક વાર વિવેકની મદદથી બરાબર સમજી લેવાય તો તેથી દેહબુદ્ધિનું નિરસન થઇ જાય છે અને તેમ થતાં ઉપર કહેલી અવસ્થા પ્રાપ્ત થાય છે. પાણી, ગરમી અને અનાજ એ ત્રણના સંયોગથી પાકની ઉત્પત્તિ થાય છે. તે પૈકી એક વસ્તુનો અભાવ હોય તો બીજાં બે કાંઇ કામમાં આવતાં નથી. તુકારામ કહે છે કે આ પોકળ બકવાદ છે કે સત્ય છે તેની પરીક્ષા મારો અનુભવ કરી ચૂકયો છે.

૧૪૯૮-આત્મજ્ઞાન વડે સુશોભિત થયેલા સંતોના ચરણ ઉપર મારૂં મસ્તક મૂકીને હું તેમને સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું અને તેમને નિવેદન કરૂં છું કે તમે દીધેલા ઉપદેશ વડે હું વિશ્રાન્ત પામી ચૂકયો છું અને તેના વડે મારા પોતાના આત્મસ્વરૂપના પ્રતિ મારા પ્રેમમાં વધારો થયો છે. હવે એ પ્રેમને જાળવી રાખવાનું કામ તમારૂં છે. તમારી કૃપા વડે મારો દેહ શણગારાઈ ગયો છે. હવે મારો ઉદ્ધાર થઈજ ગયો છે એ વાતમાં મને શંકા રહેતી નથી. તુકારામ કહે છે કે સંતોની સેવા મારાથી થઇ નથી પણ તે છતાં મને આવડો મોટો લાભ મળી ગયો એ મારૂં પૂર્વજન્મનું પુણ્યજ સમજવું.

૧૪૯૯-યોગ્ય સંધિમાં શું વિઘ્ન આવી ગયું તેની મને સમજ પડતી નથી; પણ મને સન્તોનાં દર્શન થયાં નહિ એનાથી

બીજી વધારે મોટી હાનિ કઇ થવાની હતી ? જે સંતો સહજ-ભાવે હરિચરણને પ્રાપ્ત થઇ ચૂકયા હતા તેમનો મેળાપ મને ન થયો ! તુકારામ કહે છે કે ખરેખરી અણીની ઘડી ચાલી ગઇ પછી શું બાકી રહ્યું ? હવે તો હાય હાય કરવાનુંજ રહ્યું છે.

૧૫૦૦-હું તો એક શ્રીહરિના ચરણોનુંજ ધ્યાન કરૂં છું. તે સિવાય હું બીજું કશુંજ સમજતો નથી. હે દેવ ! તમે મારી બાબતમાં ભૂલકણા થશો નહિ અને મને ભૂલી જશો નહિ; કેમકે મારે એક તમારા સિવાય બીજા કોઇનો આધાર નથી. મારી પાસે જો કાંઇ પૂંજી હોય તો તે એક તમારી સેવાજ છે. તુકારામ કહે છે કે હે દેવ ! તમે મારો ભાવ જુઓ અને તેનો આદર કરો એજ મારી તમને પ્રાર્થના છે.

૧૫૦૧-હું તો મારા ગાંડા-ઘેલા અને બોબડા-તોતડા શબ્દો તમને સંભળાવી ગયો. તમારે એમજ સમજવું કે તમારો એક નાનકડો નાદાન બાળક તમારી પાસે આવીને લાડ કરી ગયો છે. સંતો જે મારાં સાચાં માબાપ છે તેઓ મારા કાલાઘેલા બોલથી આનંદિત થશે અને મારા પ્રતિ સંતુષ્ટ થઇને મારા અંતઃકરણમાં વાવેલા જ્ઞાનના કૂમળા રોપાને પાણી સીંચીને ઉછેરશે. તમારા ઉચ્છિષ્ટના સેવનથી અર્થાત્ તમારા કહેલા શબ્દોને લીધે મારી વાણીમાં પ્રામાદિક શબ્દો આવી જાય છે. તુકારામ કહે છે કે મારી તમને એટલીજ વિનંતિ છે કે આજ પછી મને તમારી સેવા કર-વાનું દાન મળે આથી વધારે હું કાંઇજ માગતો નથી.

૧૫૦૨-મર્દ પોતાને હાથે કાચની બંગડીઓ પહેરે તો તે તેને શોભા આપે નહિ. એવું કરવું એ ખરાબ કહેવાય. હે નારા-યણ ! જુઓ તો ખરા કે મેં કેવો મજાનો તમાશો હમણાં દીઠો ! ભાટની માફક બડબડ કરવાની ટેવના ઉપર આગ પડો. તુકારામ

કહે છે કે ખરેખરી ફજેતી જોવાનો વખત મને ન મળે તો ઘણું સારૂં.

૧૫૦૩–એક વેંતનું પેટ અને તેને ભરવા પાછળ કેટલી ખપી ખટપટ! લોકોમાં રહેલી ભૂખ તેમની પાસે તરેહ તરેહના નાચ કરાવે છે. આગ પડો એવા બેશરમપણા ઉપર! માથાના ઉપર પ્રપંચાભિમાનનો ગાંસડો લેનારા લોકો તૃષ્ણાના માર્યા ખરેખરા ગધેડાજ બની જાય છે. તુકારામ કહે છે કે લોકો નરકમાં જવાનીજ પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે.

૧૫૦૪–લોકો તો એવા જડસુ અને પથ્થર જેવા છે કે છેક મરવાની ઘડી આવી પહોંચે તો તે ક્ષણે પણ તેમને તેમનું હિત સૂઝે નહિ. તેમના અંતઃકરણમાં સ્વહિતના વિચારને માટે સ્થાનજ નથી. એવા નકામા તુચ્છ લોકોની સાથે મેળાપ થવાથી શો અર્થ સરવાનો હતો? તુકારામ કહે છે કે નઠારા લોકો અવગુણોનોજ વધારો કરતા રહે છે.

૧૫૦૫–હું તુકારામ લોકોને પ્રાયશ્ચિત્ત કરાવું છું. જેઓ મારૂં કહ્યું કાને ધરશે તેઓ તરી જશે; તેમ નહિ કરે તેઓ ડૂબી મરશે. નિગ્રહ અને અનુગ્રહ બેઉ હું સૌના અધિકારપ્રમાણે કરતો રહું છું. તુકારામ કહે છે કે દેવની કૃપા વડે હું દેવરૂપ થઇ ગયો છું–હું નરસિંહ બની ગયો છું–મને હવે કોઇનો કશો ભય નથી.

૧૫૦૬–દુર્જનોનું આખું શરીર એ જાણે નરકને ભરવાના કોથળાને ઠેકાણે છે એમજ સમજવું. તેમનું ભોજન અમંગળ છે, તેમના બોલ અમંગળ છે; એવા લોકો પોતાની સંગતિ વડે બીજા લોકોને ત્રાસ આપે છે. કેટલાક વળી સાપના મંત્ર સિદ્ધ કરીને હાથ વડે સાપ પકડતાં શીખે છે, પણ એ સાપના કરતાં પણ દુષ્ટ લોકો વધારે ભૂંડા છે. તુકારામ કહે છે કે એવા

નરાધમોને ગમે તે ઉપમા આપવા જાઓ પણ તે તેમને લાગુ પડેજ નહિ એવા તેઓ નઠારા છે.

૧૫૦૭-હે સંતપુરુષો! તમે સાવધાન થઇને સાંભળો. આખરે બધાનું તાત્પર્ય એ નીકળે છે કે દુર્જનોનો ત્યાગ કરવો. ડુંગળીના કરતાં ડુંગળીના ખાનારનું મોઢું વધારે ગંધાય છે. તુકારામ કહેછે કે જેની પંગતમાં બેસીએ તેનો લાભ લેવો જોઇએ.

૧૫૦૮-તમે સંતજનોએ મને જેવી આજ્ઞા કરી હતી તે પ્રમાણે હું વર્તતો રહું છું. પ્રપંચમાંથી મેં મારા દેહને બહાર કાઢીને તમારા ચરણ આગળ સમર્પિત કરી દીધો છે. મતલબ કે મેં મારૂં માથું તમારા ચરણના ઉપરજ મૂકી દીધું છે. આવવું અને જવું એ ઉપાધિનું મૂળ છે. કશુંજ કર્તવ્ય બાકી ન રહે એનું નામ સર્વપૂજા. તુકારામ કહે છે કે જ્યાં જ્યાં હું મારી સહજ અવસ્થામાં રહેતો હોઇશ ત્યાં ત્યાં હું તમારા ચરણની રજ બનીને તમારા ચરણને વળગીનેજ રહ્યો હોઇશ.

૧૫૦૯-હે દેવ! તમારૂં ઠેકાણું હું કદી પણ છોડનાર નથી, આ મારો દૃઢ નિશ્ચય છે એમ જાણજો. હવે પછીની મારી દેહ-યાત્રાને માટે પણ એજ નિશ્ચય સમજી લેવો. એટલા માટે હું તો સર્વસ્વનો ત્યાગ કરીને ફક્ત તમને એકલાનેજ પકડી બેઠો છું. હે મારા દેવ! હું બીજું કાંઇજ માગતો નથી-માગું છું એટલુંજ કે હું સદાકાળ તમારી પાસે ને પાસે રહું અને તમારી સેવા કર્યા કરૂં. તુકારામ કહે છે કે હે સંતજનો! હું તમારો આજ્ઞાકારી બનીનેજ રહું છું.

૧૫૧૦-તમામ જાતની પ્રાપંચિક ઉપાધિઓનું બીજ અજ્ઞાન છે; તે અમારી સહજ અવસ્થા થઇ જતાં બળીને નષ્ટ થઇ ગયું. હવે અમારે માટે દેવની સત્તાને અધીન થઈને જીવવું એટલુંજ

કામ બાકી રહી ગયું છે. આજ પછીનું અમારૂં જીવન, સર્વથી પર એવા નારાયણની સત્તા વડે નભ્યું જાય છે. તુકારામ કહે છે કે હું તો ફક્ત દેવના ચરણનેજ ઓળખું છું; તે સિવાય બીજા બધા ઉપાય મને કુંઠિત થઇ ગયેલા લાગે છે.

૧૫૧૧–જે માણસ ગોવિન્દના નામ સિવાય બીજું જે કાંઇ પોતાને મોઢેથી બોલે છે તેના બોલ કોઇને ઝાડો લાગ્યો હોય અને તેની ગુદામાંથી પડપડ પડપડ અવાજ થાય તેવા સમજવા. પેલા માણસની ગુદામાંથી જેમ દુર્ગન્ધ નીકળે છે તેમ ગોવિન્દના નામ સિવાય બીજા બોલ બોલનારના મોઢામાંથી પણ દુર્ગન્ધ નીકળે છે એમ જાણવું. ખુશબોદાર ફૂલ જે સ્ત્રીઓના માથાની વેણીમાંજ શોભે, તે ફૂલને માથામાં ન ખોસતાં કોઈ પોતાની ગુદા સાથે બાંધે તેને લોકો ગાંડોજ કહે ને? પગે પહેરવાના જોડા તેને પોતાના શરીરના અવયવ સમાન ગણીને તેની કોઇ પૂજા કરવા બેસે તો તે કદી ડાહ્યા માણસમાં ગણાય ખરો? તુકારામ કહે છે કે દેવને પડતા મૂકીને–બીજા ત્રીજાની પૂજા કરવાની વૃત્તિ એ તો કોઈ વેશ્યા સોહાગણ સ્ત્રીના જેવા શણગાર સજે તેવી છે.

૧૫૧૨–જે માણસનું જીવન કૂતરાના જેવું છે તેની સંગતજ ન કરવી. કૂતરૂં જ્યાં જાય છે ત્યાં લોકો તેને હડ હડ કરીને હાંકી મૂકે છે; વળી તેનો જીવનનો વ્યવહાર સારી જગ્યાએ નહિ પણ જ્યાં લોકોનાં જાજરૂ હોય ત્યાંજ ચાલતો હોય છે. એવીજ રીતે દુષ્ટ માણસોને અવગુણ છોડી દેવાનો કોઇ ઉપદેશ દે, તો તેનું કહેલું કાને ન ધરતાં ઊલટા શિખામણ દેનારના પ્રતિ દ્વેષ કરવા લાગે છે. તુકારામ કહે છે કે સુકાઈ ગયેલા લાકડામાં કદી અંકુર ફૂટતા નથી.

૧૫૧૩-આવા નઠારા માણસોની સોબત કરવી એ હમેશાં હાનિકારકજ છે, કારણકે જેની બુદ્ધિ સારી હોય તે પણ એવી સોબતમાં પડીને ભ્રષ્ટ થઇ જાય છે. જે માણસ પોતાના મનને અનેક પ્રકારના રંગથી રંગી નાખે તેનામાં અવગુણોની ઉત્પત્તિ થયા વિના રહેતી નથી નિષ્કામ બુદ્ધિ રાખીને પણ જો કોઇ થોડોક દારૂ પીએ, તોપણ તે માણસ બેશુદ્ધ બની જવાનોજ. તુકારામ કહે છે કે આવી જાતના લોકોને મારા નમસ્કાર હોજો. મે આટલું કહ્યું તે પણ મને જ્યારે ઘણોજ ત્રાસ ઊપજ્યો ત્યારે નાછૂટકે મારે કહેવું પડયું છે.

૧૫૧૪ હે મનુષ્યો ! મને તો કોઇ પણ જાતના ઉપચાર કે પૂજાની ગરજ છેજ નહિ, એટલા માટે તમે એવી તેવી કશી વાતજ ન કરશો. જેમ થાય તેમ થવા દો તમારો મેળાપ થતાની સાથેજ હું તમને નમસ્કાર કરૂં છુ, તેમ કરવાનુ કારણ એ છે કે દુનિયા મા નાના પ્રકારના સ્વભાવ, અભિપ્રાય અને પ્રવૃત્તિઓવાળા લોકો છે. હવે એ બધા લોકોની સાથે મેળ કરવા કોણ નવરૂં બેઠું છે ! તુકારામ કહે છે કે એટલા માટે લૌકિક વ્યવહારની મર્યાદામાથી બહાર નીકળીને હુ મારી મેળે એકલોજ રહુ છુ.

૧૫૧૫-હુ પણ અને તુ પણ એ બેઉ ભાવનાઓ જૂઠી છે. એ બેઉનો ક્ષય કરી નાખવો જોઇએ, કારણકે મારે એ ભાવનાઓ-ને પોષણ આપવુ કોની સગાથે ? મારે તો ઉપર કહ્યા તે બે શબ્દોજ ન જોઇએ હુ એ બેઉ વૃત્તિઓને મારા પેટમા ને પેટમાજ એટલે આત્મતત્ત્વની અંદરજ દબાવી દઉ છુ અહીનો ધર્મ અહી અને ત્યાનો ધર્મ ત્યા અર્થાત્ દેહનો ધર્મ દેહમાં અને આત્માનો ધર્મ આત્મામા-એમ બેઉ જુદા જુદા પોટલાં વળી કોણ ઊચકતુ ફરે ? તુકારામ કહે છે કે જડનુ જડ અને

ચૈતન્યનું ચૈતન્ય, એ બધાંને એકજ દૃષ્ટિએ જોઈ લેવાની મેં તો તૈયારી કરી લીધી છે.

૧૫૧૬-પહેલાં મીઠું મીઠું બોલવું અને પાછળથી ગાળો ભાંડવી એ કુટેવ નીચ જાતિના લોકોમાં જોવામાં આવે છે. જેના શરીરમાં તમોગુણ વધારે હોય તેનામાં અપવિત્રતા પણ વિશેષ હોય છે, તેથી તેનામાં શુદ્ધ વિચાર બિલકુલ જોવામાં આવતા નથી. આ હું જે કઠોર વચન સંભળાવું છું તેને નાના બાળકના બોલસમાન ગણીને ખુશી થઇને સહન કરી લેશો તો તે તમને અમૂલ્ય નીવડશે. તુકારામ કહે છે કે કાગડો ગંગાસ્નાન કર્યા પછી પણ જનાવરનાં શરીરમાં કયાં આગળ ચાંદાં અથવા ધારાં પડી ગયાં છે તેજ ખોળતો ફરે છે; તેમ દુર્જનોને ગમે તેટલો ઉપદેશ દઇએ તોપણ તેઓ પોતાના દુષ્ટ સ્વભાવને છોડતા નથી, તો પછી તેમને ઉપદેશ દેવાનો શો અર્થ ?

૧૫૧૭-હે દેવ ! હું ઇચ્છા-તૃષ્ણાના પંજામાં સપડાઇ ગયો છું. માટે હવે તમે મને તેમના બંધનમાંથી છૂટો કરી દો. એ ઇચ્છાઓ એવી દુષ્ટ છે કે દુશ્મનની માફક કેડ બાંધીને મારીજ પાછળ પડી છે. હવે તો તમે મારા શરીરને તમારા શરીરની સાથે વળગાડી દઇને મને તમારાજ એક અંગના જેવો બનાવી દો અને એમ કરીને મારા દુઃખદારિદ્ર્યનો અંત આણો. તુકારામ કહે છે કે તમારા સિવાય હું બીજું કાંઇજ જાણતો નથી, તે વાતની તો તમને ખબર છેજ.

૧૫૧૮-હે દેવ ! હું ઘણોજ ભયભીત થાઉં છું; એટલા માટે તમે મારી મદદે જલદી જલદી દોડી આવો. એનું કારણ એવું છે કે હું આ પ્રપંચની જાળમાં ગૂંચવાઇ પડયો છું અને તેમાંથી છૂટા થવા જેટલું મારામાં બળ છે નહિ. તેથી કરીને મારૂં તેની

આગળ કાંઇ ચાલતું નથી; આથી કરીને મને ઘણું દુઃખ થાય છે અને તેની પીડાથી હું તરફડી મરૂં છું. મારા તમામ ઉપાય અને મારી બધી શક્તિ હવે નિરુપયોગી સિદ્ધ થઇ ગયાં છે. તુકારામ કહે છે કે હે દેવ! વિષયની કામનાઓના પ્રલોભનથી હું બંધાઇ ગયો છું.

૧૫૧૯–વિષ્ટાનું સેવન કરનારને અમૃત મુદ્દલે ભાવતું નથી; કારણકે નઠારા માણસની પ્રીતિ નઠારા માણસો અથવા નઠારી વસ્તુઓનાં ઉપર હોય છે. ખાળકૂવાને ઉલેચીને તેનું તળિયું જોવામાં કશો લાભ નથી, તેમ સારા માણસોએ ભૂલેચૂકે પણ નઠારા માણસોની સોબત કરવી નહિ. દુર્જનો કૌચનાં બીજ જેવા છે. તેમનામાં સ્વાભાવિક રીતેજ નઠારા ગુણ હોય છે અને તેમનું દર્શન પણ દુઃખદાયક છે. તુકારામ કહે છે કે દુષ્ટ લોકોની પાસે તો છીંકો ખાવાની અને થૂંકવાનીજ મુખ્ય પૂંજી હોય છે. એવાની પાસે બેસવાથી આપણું કયું કાર્ય સિદ્ધ થાય?

૧૫૨૦–જેને ઘણીજ ભૂખ લાગી હોય તે તો રસોઈ સ્વાદિષ્ટ કે સ્વાદરહિત છે, એવું તેવું કશું જોતોજ નથી. એવીજ રીતે જેને ગાંડપણનો ચાળો થઇ આવે તે તો વગર વિચાર્યે મનમાં આવે તેવું બકવાનોજ. જ્યાંસુધી તે પૂરેપૂરો શુદ્ધિમાં ન આવે ત્યાંસુધી તેને પોતાના દેહનું રક્ષણ કરવાનું પણ ભાન હોતું નથી. એમ સમજીને એવા લોકોની સાથે માથાકૂટ કરવીજ નહિ. ગરજાઉ માણસ વિચાર નથી કરતો કે, મારી ગરજ પૂરી કરવા જતાં બીજાને કશું દુઃખ તો નથી થતું? તુકારામ કહે છે કે સૌ પોતપોતાના પ્રારબ્ધભોગને લીધે સુખદુઃખ ભોગવે છે. જેનાં સંચિત કર્મ યોગ્યજ હોય એવો કોણ છે?

૧૫૨૧–મેં મારા દેહની ઉપેક્ષા કરી છે તેથી હવે હું જાઉં

કોની પાસે અને મારા હિતનો વિચાર કહું પણ કોની આગળ? પોતપોતાના સંસારને લગતી બાબતો તરફ લક્ષ આપવાને કોણ તૈયાર ન હોય? પણ સંસાર સંબંધી વિચારોને તો મેં મારા મનમાંથી ઓકી કાઢયા છે. જે વિષયમાં મારા પોતાના મનને કશો રસ રહ્યો નથી તેજ વિષયમાં બીજાઓની પ્રસન્નતાને ખાતર હું શા સારૂ માથું મારૂં? તુકારામ કહે છે કે હું તો આ શરીર અને શરીરનાં સંબંધીઓ એ બેઉને વિષેની ચિન્તાને વેગળી ફેંકી દઈને દેવનું ચિંતનજ કરૂં છું અને સ્વસ્થપણે રહું છું.

૧૫૨૨–જે નોકર પોતાના સ્વામીની સેવા ન કરે તે તેનો પગાર ખાવાને યોગ્ય નથી. ચાકર પોતાના સ્વામીની સેવા યોગ્ય રીતે કર્યે જાય તો તેની સેવાના બદલામાં તેને ઘટતો પગાર આપીને તેનો સ્વામી તેની ઇજ્જત–આબરૂમાં વધારો કરે છે. ચાકરી જેવી કરવી જોઇએ તેવી રીતે ન કરે અને છતાં પગાર લેવાની આશા રાખે તેને કાળા મોઢાનો જાણવો. તુકારામ કહે છે કે આવા લોકોને હું ઘણીય શિખામણ દઉં છું પણ તેમને કોઈ વાતની લાજજ હોતી નથી.

૧૫૨૩–હે મનુષ્યો! તમે યોગ્ય ઘડીપળનું જ્ઞાન રાખીને ઉત્તમ રીતે સાવધાન થઈ જાઓ અને જે સમય જાય છે તેનો યોગ્ય ઉપયોગ કરો. બધો વખત અશુભ અને હાનિકર્તા છે એમ ન માની લેવું. કઇ ઘડી લાભદાયક છે અને કઇ ઘડી હાનિકર્તા છે તે શકુનવેત્તાઓ શકુનદ્વારા જાણી જાય છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી તમારા અંતકાળની ઘડી આવી ન પહોંચે ત્યાંસુધીમાં તમે તમારી જાતનું સંરક્ષણ કરી લેજો.

૧૫૨૪–હે દાતાર! આ સંસારમાં જો મારી પાસે પાર વિનાની દોલત હોત તોપણ મારા મનને તેથી પૂરેપૂરો સંતોષ

તો થાતજ નહિ. જેમ કોઇ પાળેલા વાંદરાને થાંભલા સાથે બાંધ્યો હોય તો તે વાંદરો થાંભલાના ઉપર ચઢે છે અને ઊતરે છે અને એક પળ વારને માટે પણ ઠરીને બેસતો નથી. આ સંસારની અંદર મારી પણ તે વાંદરાના જેવીજ હાલત છે. તે વાંદરો ગમે તે વસ્તુની અંદર હાથ ઘાલવા જાય છે અને તેથી તેને લોકો ગાળો દે છે અને માર પણ મારે છે. મારી પણ તેના જેવીજ દુર્દશા થાય છે. તુકારામ કહે છે કે શરૂઆતથી તે આખર સુધી બધો મારોજ વાંક છે અને એ વાત કહેવા જઇએ તોપણ બીજાને સમજણ પડે નહિ એવી છે.

૧૫૨૫–સૌની જ્ઞાનદષ્ટિના ઉપર એક કાળો પડદો આડો આવી ગયો છે, તેથી કરીને ખરો ધર્મ શો છે તે કોઇને સૂઝતોજ નથી. વિષયકામનાને લીધે સૌની બુદ્ધિ ભ્રમિત થઇ ગઇ છે; આવી હાલતમાં સત્યનો મર્મ તેમના સમજવામા આવેજ કેવી રીતે? લોકો વિષયતૃષ્ણાને લીધે એટલા બધા ઉન્મત્ત થઇ ગયા છે કે તેમને કશી વાતની શરમજ નથી રહી તુકારામ કહે છે કે દેવની માયા લોકોની પાછળ ડાકણની પેઠે લાગે છે, તે તેમને કેવા નચવે છે તે જુઓ.

૧૫૨૬–સજ્જન પુરુષોની નિંદા કરવી અને આખરે પાપના ભાગી થવું એ દુર્જનોનો સ્વભાવજ છે તેઓ સંતોના છિદ્રોજ જોતા ફરે છે અને કોઇનામા જરાક ખામી દીઠી કે તરતજ તે બાબત તેમને સતાવવાને માટે તેમના ઉપર હડકાયા કૂતરાની માફક દોડી જાય છે. એ દુષ્ટ લોકોના મોઢામાથી રામનામ તો કદી નીકળતુંજ નથી મન, વાણી અને શરીર વડે સંતોની સતામણી કરવી એજ તેમનું કામ છે તુકારામ કહે છે કે સંતોની પૂંઠ પાછળ તેમની નિંદા કરવી એજ કામ દુષ્ટોને ભાગે આવી પડયું છે.

૧૫૨૭–જે જાતેજ રાજા હોય તેને વરરાજાના જેવો પોશાક પહેરાવીને રાજા બનાવવો એ તો તેના ઊંચા દરજ્જાને નીચો ઉતારી પાડવા જેવું કહેવાય. એવું કરનારા મૂર્ખ અભાગિયાઓની સંસારમાં કેવી અપકીર્તિ થાય છે તે તમે નજરે જોઈ શકો છો. જે મોહું રૂપાળું હોય તેને વાળની નીચે ઢાંકી દેનારો માણસ પાપી કહેવાય છે. તુકારામ કહે છે કે સારી સ્ત્રી પતિવ્રતા હોવા છતાં વ્યભિચારિણીના જેવું વર્તન કરે તો લોકો તેના મોઢા ઉપર થૂંકે છે.

૧૫૨૮–કોઇ મોઢેથી એવું કહે કે હું દેવનો ભક્ત છું અને દેવની સેવા કરે નહિ, તો પછી તેને સેવાના બદલામાં પગાર પણ શાનો મળે? એવા ભકતોની કેડે બાંધેલી લંગોટી અને ગળાંની માળા એ બેઉને તોડી નાખીને તેમને મંદિરમાંથી કાઢી મૂકવા જોઇએ. ભક્ત તરીકે જે સેવા કરવાનું માથે લીધું હોય, તેમાં જો અંતર પડી જાય તો તેનું માઠું પરિણામ આખરે ભોગવવું પડે છે તુકારામ કહે છે કે જેના મનમાં જરા પણ ધૈર્ય નથી તેવું ગંદું મન કયાં સ્થિર થઇને રહેવાનું હતું?

૧૫૨૯–પોતાના હિતની બરબાદી કરવી એ તો ગાંડા માણસનું કામ છે. એવા દુષ્ટ લોકોને તેમની મૂર્ખતાની જરાય લાજ આવતી નથી. જે માણસ પોતાની બુદ્ધિની પ્રેરણા મુજબ વર્તે નહિ તે છતી આંખે આંધળા બરાબર છે. એવા માણસોથી દૂરજ રહેવું જોઇએ. પારમાર્થિક વિષયમાં જેમને રસ ન પડતો હોય તેવા માણસની કદી પણ સોબત કરવી નહિ અને તેમની સાથે બોલવું પણ નહિ. તુકારામ કહે છે કે આવા વાંદરા જેવા લોકો ગમે તેવા અવળા વિચાર કરીને ઊલટા મને મુશ્કેલીમાં મૂકી દે છે.

૧૫૩૦–લોકોની સંગતિ છોડીને એકદમ એકાંતમાં જઇને

રહેવાનું મારા મનને ઘણું ગમે છે. આ વાત મને મારા પોતાના અનુભવ ઉપરથી સારી રીતે સમજાઇ ગઇ છે. કોઇ પણ કામ બતાવવું હોય તો તે આપણા મનનેજ કહેવું; કાંઇ વાત કહેવી હોય તો તે આપણા મનનેજ કહેવી. તુકારામ કહે છે કે જેમ બે પથરા એકબીજાની સાથે ઘસાવાથી તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને તેનાથી બધે આગ લાગી જાય છે તેમ બીજાની સંગતિથી આપણો નાશ થાય છે.

૧૫૩૧-હે દેવ! તારૂં દેવપણું તો અમે પૂરેપૂરૂં સમજી ગયા છીએ; ત્યારે હવે આપણે કશું છાનું રાખવાનું છેજ નહિ. હવે તું આજ સુધી મને કેમ મારે છે તેનું કારણ બતાવ, નહિ તો હવેથી હું તારી સાથે બરોબરીઆની પેઠે વ્યવહાર કરનાર છું. હું જે કાંઈ કહું છું તે બધું તારા અંતઃકરણમાં પેસી તો જાય છે, એમ જાણીને આજે હું તને ખૂબ ગાળો દેવાનો છું. હે દેવ! તું નિર્લજ્જ અને નકટ્ટ છે. તને જાતિ, કુળ તો છેજ નહિ અને તું ચોર અને વ્યભિચારી છે તેની પણ મને સારી રીતે ખબર છે. સર્વ જીવજંતુ, વૃક્ષ, પાષાણ આદિ સૌને તું ખાઇ જાય છે. વળી તું પરદેશી, એકલો, નાગો અને ઉઘાડો છે. ઓ દેવ! તું ગધેડો છે, કૂતરો છે, બોજો ઊંચકનારો પોઠિયો-બળદિયો છે, એ બધું હું જાણું છું. તું લબાડ છે એ વાત તો અગાઉના લોકોને પણ જાણીતી હતી. તારા લબાડપણાનો મને પણ આજે અનુભવ મળી ગયો. તુકારામ કહે છે કે હે દેવ! મારા જેવા દુષ્ટને તું બહુ પજવે છે, તેથી હવે મારૂં મોઢું મારા કાબૂમાં રહેતું નથી અને મારા મનમાં આવે તેવું હું બોલી નાખું છું.

૧૫૩૨-હે દેવ! તારો મર્મ તો અમે જાણી ગયાજ છીએ. તે મર્મની વાત ઉપર અમે તને મહેણાં પણ મારીશું. તું ઘણો

વિચિત્ર અને કશા ઢંગધડા વિનાનો છે. તું કોઈ વાર કોઈનો સેવક બની જાય છે તો કોઈ વાર વાઘ જેવો પણ થઈ જાય છે. જેઓ તને દમદાટી દે તેમનાથી તું બીએ છે અને જેઓ તારાથી બીને ભાગતા ફરે છે તેમને તું પોતાના બનાવી દે છે. તુકારામ કહે છે કે હે દેવ! તું પુરુષ છે, સ્ત્રી છે કે કોઇ ભૂત છે, તે કશુંજ કહી શકાય એમ નથી માટે તું હવે અમારાથી આઘોજ રહે.

૧૫૩૩–આ હું જે કાંઈ તને કહું છું તે શું તું ફોકટમાંજ સાંખી લે છે કે? નહિ, નહિ. તેં આરા ગરીબની સેવાના હિસાબનો કાગળજ તફડાવી લીધો છે. તારે કોઇનું કાંઇ દેવું થયું હોય તો તેનું તારે આખું ઘરજ દબાવી બેસવું? તું તો આવું કરે એવો દાંડિયો છે; પણ તું યાદ રાખજે કે એ બધું તું જ્યાંસુધી પાછું નહિ આપે ત્યાંસુધી કેમે કરતાં તારો છૂટકો થવાનો નથી. આ મારૂં જે તારી પાસે બાકી લેણું નીકળે છે, તે તો ચોતરા વચ્ચે સાક્ષી–પુરાવાની સાથે મેં સાબિત કરી દીધેલું ખરૂં લેણું છે. તુકારામ કહે છે કે હવે એ વાત માટે તારાથી અમે જરાય ડરતા નથી.

૧૫૩૪–લાડકવાયાં છોકરાં પોતાના બાપને એવાં વળગી પડે છે કે કેમે કર્યાં છોડતાં નથી. તે તેને આગળ પાછળ–જરા પણ ખસવા દેતાં નથી. હવે એવડાં નાનાં છોકરાંના હાથમાંથી છૂટા થતાં તેમના બાપને કાંઇ બહુ જોર પડી જાય છે? પણ તે છતાં તે જોર કરીને છૂટો થવા ઈચ્છતોજ નથી; કારણકે પુત્ર-સ્નેહના મજબૂત બંધનથી તે બંધાઇ ગયો છે. પોતાનાં બાળકને લાડકવાયાં બનાવી દેનાર માબાપને છોકરાં જે કાંઈ કહે, હઠ કરે, તે બધું મીઠું લાગે છે; અને છોકરાં જે વસ્તુને માટે હઠ કરે તે વસ્તુ તેમને આપીને તેમને રાજી કરીને માબાપ પોતે પણ રાજી

થાય છે. તુકારામ કહે છે કે હું કોની આગળ આ બધું કહું છું? તનેએ વાતની કેમ સમજણ પડતી નથી? મારા શબ્દો વડે તારા અંતઃકરણમાં ભેદ ઉત્પન્ન થયો શી રીતે?

૧૫૩૫-વૈષ્ણવોના સમુદાયને જોઇને યમદૂત પલાયન કરી ગયા. વૈષ્ણવ ભક્તો એ તો ખરેખર મહાવીર છે; તેમને આવી પહોંચેલા જોઇને અસુર જેવો કાળ થરથર ધ્રૂજવા લાગ્યો. તેમના ગરુડચિહ્નવાળી ધ્વજા અને એવાં બીજાં ચિહ્નોની સજાવટથી તથા હરિનામના જયઘોષથી આખી પૃથ્વી એવી ગાજી ઊઠી કે જાણે હરિનામનો ધ્વનિ પૃથ્વીના પડમાંથી આવતો હોય એવું દેખાવા લાગ્યું. તુકારામ કહે છે કે વૈષ્ણવોનું બળ જોઇને કાળ નાસી જાય છે.

૧૫૩૬-તું શ્રીહરિના રંગમાં રંગાઇ જજે. પતંગી રંગના જેવા કાચા રંગવાળા દેહાદિ પ્રપંચના રંગને જોઇને તું કેમ ભુલાવામાં પડે છે? આ શરીરની થાપણ તો એક વાર નષ્ટ થવાનીજ છે. તું તેને સારું મનમાં લોભ રાખે તો છે, પણ એ તારી ભૂલ છે. તું એવું કરીશ મા. તારું દ્રવ્ય, તારી સ્ત્રી અને તારા શરીરના બીજાં બધાં સંબંધીઓ એવાં ક્ષણભંગુર છે કે તેમને પોતાનાં કહેવાં એ ભૂલ છે. તુકારામ કહે છે કે અંતકાળે મુક્ત કરનાર વિઠ્ઠલદેવ એકજ સાચા સગા છે, એમ સમજીને એકલા તેમનોજ તું આશ્રય ગ્રહણ કર.

૧૫૩૭-હે માનવી! તેં જન્મ ધારણ કરીને કર્યું શું તે કહે..નરદેહના આયુષ્યને તેં બધુંજ એળે ગુમાવી દીધું છે. ઓ નફ્ફટ બેશરમ! હજી પણ તું તારો સંસારનો મોહ વેગળો કરી દઇને ખોટે રસ્તેથી પાછો કેમ વળતો નથી? પ્રપંચની સોબત કરીને તારા.આખા આયુષ્યને જો તું નષ્ટ કરી દઇશ તો યાદ

રાખજે કે તારે અનેક યોનિઓમાં ભ્રમણુ કરી કરીને નાના પ્રકારના કલેશ સહન કરવા પડશે. તુકારામ કહે છે કે જે હરિ દ્વારા તું જીવદશામાં આવ્યો છે તેમના પ્રતિ તું પાછો વળ.

૧૫૩૮–તમે પંઢરપુર જવા તૈયાર થયા છો એમ જાણીને હું તમારી મારફતે એક સંદેશો કહેવડાવું છું. વૈકુંઠના એક માત્ર સ્વામી જે પાંડુરંગ છે તેમને મારા તરફથી નીચે પ્રમાણે હકીકત કહેજો. પાંડુરંગને કહેજો કે, "હું અનાથ જીવોનો સ્વામી છું, એવું તેં તારે મોઢેથીજ કહેલું છે. તે તારા વચનને તું યાદ કર અને આ તારા દીન સેવકને હવે વધારે દુ:ખી થવા દઈશ નહિ; એટલા માટે હવે તું તેની પાસે દોડી આવજે. તારા તે સેવકને મહાકાળરૂપી ભુજંગ ગળવા લાગ્યો છે, તેના જડબા-માંથી તેનો છુટકારો થવો બહુ દોહ્યલો છે; વળી કામક્રોધરૂપી કૂતરાંઓએ તથા બીજા અનેક વિકારરૂપી જંગલી હિંસક પશુ-ઓએ તેને ઘેરી લીધો છે અને માયાના વમળની અંદર તે સપ ડાઈ ગયો છે. મૃગજળના જેવી મિથ્યા પ્રપંચરૂપી નદી મને ડુબાડતી તો નથી, પણ ઘડીકમાં નીચે દબાવી દે છે અને ઘડીકમાં ઉપર લાવે છે; એવું કરીને તે મને ઘણોજ ત્રાસ આપે છે. તુકા-રામ કહે છે કે હે દેવ! જ્યારે તુંજ મારી ખબર લેતો નથી ત્યારે મારે હવે બીજા કોના ભણી મદદને માટે નજર નાખવી?"

૧૫૩૯–તમે સૌ સંતો કૃપાવંત છો એટલા વાસ્તે તમારા તરફથી કૃપાદાનની પ્રાપ્તિ કરવાની મને ઇચ્છા છે. હું વિનંતિઓ અને કાકલૂદીઓ કરતો કરતો પાંડુરંગને ઘેરીને ઊભો છું. હું અનાથ છું, અપરાધી છું અને વિશેષ કરીને પાતકી છું; પણ હે સંતો! તમે મને તમારા ચરણ આગળથી વેગળો કરશો નહિ, એવું તમે સૌ સંતો મારા વતી પાંડુરંગને કહેજો અને એની એજ

માગણી કરતા રહેજો તુકારામ કહે છે કે તમે સૌ સંતો મારો હાથ પકડીને મને હરિને સ્વાધીન કરી દેશો તો તે મારી કદી પણ ઉપેક્ષા કરી શકનાર નથી.

૧૫૪૦–મારો વિશ્વાસ અને કુલ આધાર ફક્ત સંતોના ઉપરજ છે. આથી કરીને હું મન, વાણી અને શરીર વડે સર્વતોભાવે તેમનોજ દાસ બની બેઠો છું. તેમ કરવાથી મને વિશ્વાસ છે કે ગોપાળ મારા ઉપર કૃપા કરશે અને મારૂં તમામ પ્રકારનું હિત તે સંતો દ્વારાજ સિદ્ધ થઇ જશે. જ્યારે હું થાકી જઇશ, મને હાંફ ચઢી જશે, ત્યારે તેઓ મને કેડે લઇને ચલાવશે અર્થાત મારા પરમાર્થની તેઓ રક્ષા કરશે. તેમની આવી ચેષ્ટા વડે મને તમામ જાતનાં સુખની પ્રાપ્તિ થઈ જશે. તુકારામ કહે છે કે એવા સંતોની જેઓ પારમાર્થિક પ્રયોજનને લઇને સેવા કરશે તેમના ઉચ્છિષ્ટનું હું પ્રેમપૂર્વક સેવન કરીશ. તેઓ મને જે કાંઈ આજ્ઞા કરશે તેનો હું કદી પણ ભંગ કરનાર નથી.

૧૫૪૧–હરિ એક મોટો નાટક-તમાશા કરનારો ખેલાડી છે. તેણે સૌનાં પ્રારબ્ધની દોરી પોતાના હાથમાં રાખીને સૌને જન્મ આપ્યો છે, તેમનું પાલનપોષણ કરે છે, તેમનો સંહાર પણ વખતોવખત કરતો રહે છે અને એ રીતે ભારે દક્ષતા સહિત સૌની પાસે નાના પ્રકારના ખેલ કરાવ્યા કરે છે. તે આખા વિશ્વની સાથે ઓતપ્રોત થઇને રહે છે અને તે છતાં વિશેષરૂપે તે પંઢરપુરમાં વાસો કરે છે. તે ભક્તિરસનો ઘણોજ લોલુપ હોવાથી પોતાની કેડે હાથ દઇને ઊભો રહ્યો છે. તે કદી હેઠે તો બેસતોજ નથી. તે એકદમ કાળો છે એવું પણ કહેવાય નહિ, તેમ તેને છેક શામળો પણ કહેવાય નહિ. તે અત્યંત કઠણ પણ નથી અને છેક કોમળ પણ નથી. તે સત્વાદિ ત્રણ ગુણરહિત હોઇ મહાબળવાન છે.

તુકારામ કહે છે કે તે પ્રપંચની અંદર નિર્લેપભાવે નહિ જેવો બનીને રહે છે અને મન, બુદ્ધિદ્વારા તો તેની કદી પણ ઉપલબ્ધિ કરી શકાયજ નહિ. મારો સ્વામી કૃપાનિધિ વિઠ્ઠલ આવો અદ્ભુત છે.

૧૫૪૨–હરિનું કીર્તન શ્રવણ કરવા માટે મારા કાન અત્યંત ઉત્સુક બની જાઓ અને તેમના શ્રીમુખનું દર્શન કરવાને માટે મારાં નેત્રો ખૂબ આતુર બની જાઓ. ઉપર કહ્યા તેવા મારા ભાગ્યનો ઉદય ક્યારે થશે તે જાણવાને સારૂ મારા મનને ઘણીજ તાલાવેલી લાગી છે. શ્રી હરિને આલિંગન દેવાને માટે મારા હાથ તલપી રહ્યા છે અને તેમના આંગણામાં આળોટવા સારૂ મારૂં શરીર અતિ અધીરૂં બની ગયું છે. તુકારામ કહે છે કે હું મારૂં મસ્તક હરિના ચરણ ઉપર મૂકી રાખીશ. તેમ કરવાથી મારી તમામ ઇન્દ્રિયો, જે આજ સુધી ઉપવાસી હતી, તેઓ પારણાં કરીને તૃપ્ત થઇ જશે.

૧૫૪૩–હરિનું નામ લેવાથી કંઠને શાંતિ પ્રાપ્ત થાય છે અને આખું શરીર ત્રિતાપરહિત થઇને ખૂબ શાંત થઇ જાય છે. ઇન્દ્રિયોને પણ વિષયસેવનનો વ્યાપાર કરવો ગમતો નથી. આવું રૂડું હરિનું નામ અમૃતના કરતાં પણ વધારે મધુર છે અને તેનેજ લેવાનો મારા મનનો નિશ્ચય થઇ ચૂક્યો છે. તે હરિનામનાપ્રેમ-રસનું પાન કરીને મારા મુખની કાંતિ ખીલી નીકળી છે અને મારા ત્રિવિધ તાપનું એક ક્ષણવારમાં એવું શમન થઇ ગયું છે કે જાણે કદી હતાજ નહિ. તુકારામ કહે છે કે જ્યાં હરિનામચિંતનની પ્રવૃત્તિ ચાલતી હોય ત્યાં કામાદિ વિકારોની પણ ઉત્પત્તિ થાય છે, એવું કદી કહેવુંજ નહિ અને એમાંજ તમારૂં બધી વાતનું કલ્યાણ રહેલું છે.

૧૫૪૪–પોતાના માલિકનું કામ, ગુરુની ભક્તિ, પિતાની

આજ્ઞા અને (સ્ત્રીઓને માટે) પતિની સેવા-ઇત્યાદિ ધર્મોનું પાલન કરવું એજ વિષ્ણુની સાચી મહાપૂજા છે. એમાં જરાય ઓછું-પણું સમજવું નહિ. જે માણસ મોઢેથી સત્ય વાણી બોલે છે અને બીજાના જીવને કષ્ટ થતું જોઇને જેનું દિલ દુખાય છે તેજ વાસ્તવિક હરિભક્ત છે. તુકારામ કહે છે કે જેના મનનો જેવો નિશ્ચય તેવું તેને ફળ મળી રહે છે.

૧૫૪૫–હે દેવ! તું મારા ચિત્તને હરી લે છે તેના બદલામાં તું મને શું આપવાનો છે તે કહે. હે પંઢરીનાથ! હું પણ ત્યારેજ તારી સાથે સાટું કરીશ. મને જેમાં નુકસાન થાય એવો સોદો હું કદી પણ કરવાનો નથી. તું મને ઋદ્ધિઓ (સર્વ પ્રકારનાં ઐશ્વર્ય)ની અને અષ્ટ મહાસિદ્ધિઓની લાલચ બતાવીશ પણ તેમને હું લેવાનો નથી; કારણકે મારે તેમની ગરજ નથી. મારે તો મુક્તિની પણ સ્પૃહા નથી. તુકારામ કહે છે કે તારી સાથે મારો સોદો તો ત્યારેજ થશે કે જ્યારે તું મને મારા ચિત્તના બદલામાં તારૂં ચિત્ત આપવા કબૂલ થઈશ અને તે ઉપરાંત તારી ભક્તિવિષયક શુદ્ધ શ્રદ્ધા મને ભેટ કરીશ. જ્યારે તું આ બે વસ્તુઓ મને આપવાની પાકી કબૂલાત આપીશ ત્યારેજ આપણી લેવડ-દેવડનો વ્યવહાર ચાલુ થશે.

૧૫૪૬–હે વિઠોબા! હવે તારી સોબતથી હું ધરાઈ ગયો છું. મારે હવે તે નહિ જોઇએ-નહિ જોઇએ. તું જેવો સર્વધર્મ-શૂન્ય અને દરિદ્રી છે તેવોજ તું તારા સેવકને પણ બનાવી દે છે; આ વાત આખી દુનિયાને જાણીતી છે. તારી પાસે નામરૂપનું તો કશું ઠેકાણું છેજ નહિ. તું જેવો નામરૂપરહિત છે તેવો તું મને પણ બનાવી દેવા માગે છે? તુકારામ કહે છે કે તું તો આકાર-ગુણ વગેરેથી રહિત છે તેવો તું મને પણ ખાસો ચોખ્ખો-ચટ બનાવી દેવા માગે છે?

૧૫૪૭–ઓ દેવ! હવે હું જે પતિત છું તેને તું તાર અને તારૂં પતિતપાવન નામ સાચું છે તેની સાબિતી આપ. તું સૌ દીનહીન જનોનો સ્વામી છે, આવું તારૂં બિરુદ જગવિખ્યાત છે. તારી આગળ મારા દોષ શા હિસાબમાં છે? તું અનંત પાતકોનો સંહારક છે, આવી તારી કીર્તિ ત્રિભુવનમાં ગાજી રહી છે. તુકારામ કહે છે કે તારો આશ્રય લેવા છતાં જ્યારે હું નાસીપાસ થઇશ ત્યારે તારે લજવાવું પડશે.

૧૫૪૮–વિઠ્ઠલ અમારા જીવનો સાચો સંબંધી છે. ઓ મારા દેવ! મા, બાપ, ભાઈ, બહેન, સખા, સ્નેહી વગેરે તમામ સંબંધીઓને ઠેકાણે મારે તો તુંજ છે. પિતાને ઠેકાણે તું, માતાને ઠેકાણે પણ તું અને પિતૃપક્ષ તથા માતૃપક્ષનાં તમામ સગાંઓમાં પણ તું ને તુંજ છે. તુકારામ કહે છે કે હે પંઢરીનાથ! મેં મારો દેહ તને સમર્પિત કરી દીધો છે.

૧૫૪૯–વેદનું ખરેખરૂં રહસ્ય હું સમજી ગયો છું. બીજા બધા વેદિયા તો ભાર વહેનારા છે. ખાણની અંદર કેવો કેવો ધનનો ભંડાર ભર્યો પડયો છે તેનું જ્ઞાન ખાણની અંદર પડી રહેલા પથરાને હોતું નથી. દોલતથી ભરેલા ચરૂને ઊંચકી જનાર મજૂરો તે દોલતનો કશો લાભ લઈ શકતા નથી. સંસારની ઉત્પત્તિ, સંરક્ષણ અને સંહાર–એ ત્રણનું બીજ જેણે પોતાના હાથમાં લઇ લીધું છે તે વેદશાસ્ત્રનું રહસ્ય પણ પામી ગયો છેજ. તુકારામ કહે છે કે આખા સંસારનું મૂળજ અમારા હાથમાં આવી ગયું, એટલે તેનાં ફળ તો અમારાં થઇજ ચૂકયાં જાણવાં.

૧૫૫૦–હે દેવ! તું અમારો મૂળથીજ દેવાદાર છે એટલે હવે તારી પાસે અમારી સ્વાત્મભાવની થાપણ જમા થયેલી છે; તેની ઉઘરાણી કરવાને સારૂ અમે તારે બારણે આવીને ઊભા

છીએ. તારા ચરણ અમે અમારા ચિત્તની અંદર દૃઢપણે ધારણ કર્યા છે. તને કબજે કરી લેવાનું એ એકજ મુખ્ય સાધન અમારે હાથ લાગી ગયું છે. હું તારે બારણે લાંઘવા બેસીશ અને તને ઘરમાંથી બહાર નીકળવા દઈશ નહિ. આવું કરવાથી આપણે બેઉ સરખેસરખા થઇ જઈશું. આથી કરીને નિર્લજ્જ બનીને મહેણાંટોણાં મારવા ઉપર આગ પડજો. વિષ્ણુસહસ્રનામ એ મારી પૂંજી છે. તુકારામ કહે છે કે મેં તને મારો જીવ અર્પણ કરી દીધો છે. હવે તારૂં જો ચાલે તો તું મારો અને તારો સંબંધ તોડી નાખજે.

૧૫૫૧–ઉપરઉપરથી શરીરને ધોવાથી શો લાભ ? અંતઃકરણની અંદર જે મન રહેલું છે તેનેજ સાફ કરવાની જરૂર છે. આખી જિંદગી ખોટાં કામો કર્યાથી તમારા મનની અંદર અનેક પ્રકારના દોષ ભરાઇ ગયા છે; એટલા માટે પ્રથમ તો દાંભિક ધર્માચરણ કરવાની કુટેવનો ત્યાગ કરીને મન તથા વાણીને પૂર્ણ શુદ્ધ કરવાં જોઇએ. આ બાબતમાં તમારા મનની પરીક્ષા તમારે જાતેજ કરી લેવી પડશે. પાપપુણ્યનો મેલ તો તમારા દેહની અંદર ભર્યોજ પડેલો છે. તમે હમેશા પાપપુણ્યાત્મક કામો કરતા જાઓ છો તેનો તમારે વિચાર કરવો જોઇએ, તે તો તમે કરતા નથી અને સદાકાળ પવિત્ર ને પવિત્રજ રહેનારી એવી પૃથ્વીના સંબધમાં તમે ચાંપલાઇ કરો છો કે આ જગ્યા તો અશુદ્ધ છે, માટે હું અહીં નહિ બેસું. તુકારામ કહે છે કે તમારા મનમાં કામક્રોધાદિક અપવિત્ર વિકારોને તમે ભરી રાખ્યા છે, તેમને કાઢી નાખો અને તેમનાથી અલગ થઇને પવિત્ર થઇ જાઓ; વળી તમે તમારા જ્ઞાનચાતુર્યનો આડંબર કરોછો તે પણ છોડી દેજો.

૧૫૫૨–ઓ મારા બાપ ! તું સત્કર્મ કર–સત્કર્મ કર–સત્કર્મ કર. તેમ કરવાથી તારૂં હિત સધાશે અને અસત્યથી

ઉત્પન્ન થએલાં દુઃખોનું નિવારણ થઇ જશે. શેરડી જેમ જેમ પરિપકવ થતી જાય છે તેમ તેમ તેનો રસ વધારે મીઠો બનતો જાય છે અને તેમાંથી ગોળ, સાકર વગેરે જણસો તૈયાર થાય છે. શેરડીની સાથે ડુંગળીનું વાવેતર કરવાથી શેરડીના રસમાં ડુંગળીની દુર્ગંધ થોડી-ઘણી આવી જાય છેજ. તુકારામ કહે છે કે આ પ્રમાણે તમે ખરા-ખોટાનો વિચાર કરતા થઇ જાઓ.

૧૫૫૩-દેવ પથ્થરનાજ બનેલા છે અને જે પગથિયા ઉપર ઊભા રહીને દેવની પૂજા કરવામાં આવે છે તે પગથિયું પણ પથ્થરનુંજ બનેલું છે; એટલા માટે હૃદયનો ભાવ એજ સાર વસ્તુ છે, એવો જેમણે અનુભવ કરી લીધો તેઓ પોતે પણ દેવ બની ગયા છે. જુદા જુદા ઘાટનાં કે જળાશયનાં પાણીની દ્રાવકતામાં કાંઇ ફેર પડી જતો નથી. ગંગાનું પાણી મીઠું અને બીજી નદીઓનું પાણી સ્વાદ વિનાનું એવું કદી બન્યું છે? તુકારામ કહે છે કે આ બધી વાતનો મર્મ એક ભાવિક લોકોના હાથમાં છે. એ સિવાયના બાકીના લોકો ધર્મ કોને કહેવાય અને અધર્મ કોને કહેવાય એની બેઠા બેઠા ચર્ચાજ કર્યા કરે છે !

૧૫૫૪-અરે ! તું નરદેહ ધારણ કરીને મૂર્ખાઇ શાને કરે છે? એટલા માટે તું ડાહ્યો થઇ જા અને રુકમાઇના પતિ વિઠ્ઠલદેવનાં દર્શન કરવા જા. તેમ કરવાથી તારાં પાપ, તાપ, દુઃખ, દૈન્ય એ બધાંનો ક્ષય થઇ જશે અને તું અવિચળ પરમાત્મપદને પ્રાપ્ત કરીશ. ત્યાં તને સંતો, મહંતો, સિદ્ધો અને હરિભકતોનો મોટો સમુદાય જોવા મળશે અને તેમની સંગતિમાં તારી ઇંદ્રિયો સમાહિત થઇ જશે. તુકારામ કહે છે કે જ્યાં હરિનામની ગર્જના થતી હોય ત્યાં બેસીને તું અપાર લાભ મફતમાં લઇ લેવાનું ચૂકીશ નહિ.

૧૫૫૫-શરીરનાં બહારના ચામડાંને ધોઇ ધોઇને સાફ કરવામાં શી સાર્થકતા છે? કાળકૂટ વિષના જેવા જીવલેણ વિકાર તો તારા અંતઃકરણની અંદર ભર્યા પડેલા છે. અલ્યા ઓ નફ્ફટ મૂર્ખ! તું અજ્ઞાની બાઇડીઓ અને છોકરાંઓને કયાં સુધી ફસાવ્યા કરીશ? ઓ લંપટ! તું નદીના ઘાટ ઉપર તારી કાયાને વસ્ત્ર વડે ઢાંકીને બેસે છે પણ તારી નજર તો ચારે તરફ દોડે છે! તું મોઢું બંધ કરીને બેસે છે તો ખરો, પણ તારું મન અને તારી ઇન્દ્રિયોને તો તેં છૂટી લગામે મૂકી દીધાં છે તેનું શું? તું હાથમાં માળા લઇને મણકા મૂકતો જાય છે પણ તું મનમાં તો વિષયનોજ જપ કરતો રહે છે? તુકારામ કહે છે કે આ બધાજ પેટ ભરવાના ઢોંગ છે અને જે સારભૂત છે તે તો એક વિઠોબાનું નામ છે.

૧૫૫૬-ઓ મારી કૃપાળુ માવડી! તું મારી પાસે દોડી આવ, દોડી આવ, દોડી આવ. તું ખાલી મોડું શા માટે કરે છે? તું આખા વિશ્વની પાલક છે, સર્વની સંહારક પણ તુંજ છે. આખા સંસારમાં વ્યાપી રહેનારી ઓ મારી વિઠાબાઇ જનેતા! તું કયાં અને કયા કામમાં ગૂંચવાઇ ગઇ છે? ઓ મા! હવે તું મારી ભણી દોડી આવવામાં ઢીલ કે આળસ કરીશ નહિ અને મને દર્શન આપવામાં હવે આઝીવાર લગાડીશ નહિ. મને દર્શન આપવાને સારૂ પ્રકટ થવામાં તારી અને મારી વચ્ચે કોઇ અંતર નડે છે કે તું આવડી વાર લગાડે છે? તુકારામ કહે છે કે હવે તને સાદ કરવામાં મારી વાણી જરાય વિરામ લેવાની નથી, હું જરાય જંપવાનો નથી અને તારે મને અણઘડી અને આજ ઠેકાણે દર્શન દેવું પડશે.

૧૫૫૭-નારાયણના ચરણને વંદન કરીને તેમના જેવીજ સ્વરૂપસ્થિતિનું વરદાન તેમની પાસે માગી લેવું જોઇએ. નારાયણનાં

ચાર મુખ્ય લક્ષણ છેઃ ધૈર્ય, ઉદારતા, નિર્મલત્વ અને નિર્મત્સરત્વ. આ ઉપરથી તેમનું એક નામ સર્વેશ્વર પડયું છે. આ ચાર પૈકીનાં કોઇ પણ એક અથવા વધારે લક્ષણ જેનામાં હોય તે પ્રત્યક્ષ દેવરૂપજ થઇ ચુકયો છે. આ વાતનો જેમને અનુભવ છે તેઓ પોતાના અનુભવ વડે આ બધું સમજી શકે છે. જે વસ્તુ તમને પ્રાપ્ત થવાનીજ છે, તેને માટે તમે યત્ન કેમ કરતા નથી? આ વાતમાં જો તમે આળસ કરશો તો તમારી અત્યારની દીન અવસ્થા કાયમની થઇ જશે. જો તેને (નારાયણને) પ્રાપ્ત કરવાની તક તમને મળી છે, તો તમે તેની પાછળ શા સારૂ દોડી જતા નથી? અથવા તો જેમણે એ વસ્તુને પ્રાપ્ત કરી લીધી છે તેમની પાછળ શા માટે દોડી જતા નથી? આપણા મનમાં એ વસ્તુને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તેને પ્રાપ્ત કરવાના બળ અને ઉત્સાહમાં પણ વૃદ્ધિ થવા માંડે છે. તુકારામ કહે છે કે કેટલાક લોકો એવા હોય છે કે, બીજાના એક ખાંડી જેટલા અનાજમાં પોતાના એક નવટાંક દાણા સેળભેળ કરી દે અને તેમ કરીને પોતાનો આખી ખાંડી અનાજના ઉપર હક સાબિત કરી દે તેવુંજ આ બાબતમાં પણ છે. ઉપર નારાયણનાં જે જે લક્ષણ બતાવ્યાં તે પૈકીનાં જો થોડાંજ આપણામાં આવી ગયાં, એટલે તેમનાં બાકીનાં લક્ષણોના ઉપર આપણો અધિકાર થઇજ ગયો એમ જાણવું.

૧૫૫૮-દેવમાં જે જે લક્ષણ છે તેમાં આપણે પણ જોર કરીને આપણો ભાગ માગી લેવો જોઇએ. એનો અર્થ એ કે દેવની સાથે કોઇ પણ રીતે આપણો સંબંધ જોડી દેવાને સારૂ આપણા હાથમાં અમુક નિમિત્ત તો હોવુંજ જોઇએ. 'હે દેવ! હું તારોજ છું,' એવું દેવને મોઢેથી કહેતા જવું અને તે બોલ વડે નારાયણને બાંધી લેવા જોઇએ. કોઇ પણ જાતની એક વસ્તુની આશા

ઉત્પન્ન થયા વિના મોહ પેદા થતો નથી સ્ત્રીના તરફથી અમુક સુખની આશા હોય છે, તેથીજ તેનો પતિ તેના ઉપર આસક્ત થાય છે અને બીજી સ્ત્રીના મોહમા ફસાતો નથી, પણ જે સ્ત્રીના પ્રતિ તેની આસક્તિ હોય છે તેની પાસેજ તે જાય છે તુકાગમ કહે છે કે ત્યારે હવેથી તમારે પણ દેવનો સમાગમ કરવા સારૂ તેના જેવાજ બની જઇને તેની સાથે સરખેસરખાપણાનો વ્યવહાર કરતા થવુ જોઇએ

૧૫૫૯-ઘટાકાશ અને મઠાકાશ, પટ અને તતુ, એ તો બધી શાસ્ત્રોની યુક્તિઓ છે એ યુક્તિઓ સાભળવાનો યોગ આવે તો ભલે સાભળી લેવી, પણ ચિત્તને એ યુક્તિઓના શબ્દોની અદરનુ અદરજ ન પરોવી રાખવું સાભળેલા સિદ્ધાન્તના વિષયની ઉપર મન સ્થિર કરી રાખીએ તો પછી દેવ આપણાથી વેગળો કહી જાયજ નહિ એ સિવાય બીજો જે કાઇ શ્રમ કરીએ તે બધો શ્રમજ જાણવો દેવનો સ્વભાવ એવો છે કે તેમનામાથી આપણુ મન જરાક ચલાયમાન થયુ તો તે તેમનાથી સાખી શકાતું નથી મન જ્યારે નિશ્ચળ થઇ જાય છે ત્યારે દેવ પણ નિશ્ચળ થઈ જાય છે અને મન જયા જરાક હાલ્યુ એટલે દેવ પણ હાલમડોલ થઈ જાય છે તુકારામ કહે છે કે જે કાઇ કહેવાનુ છે તે જરાક પડદામા રહીને કહેવા યોગ્ય છે મર્મનેજાણનારો મર્મની વાત સમજી જશે.

૧૫૬૦-દેવ જે આકારરહિત છે, તે સપૂર્ણ રીતે મૂર્તિમત થઇને સતોની સગતિમા સદાકાળ રહે છે તે સતજનોએ કામ-ક્રોધાદિ વિકારરૂપી કાળને બહાર કાઢી મૂકીને પોતાના અંતકરણમા દેવને રહેવા જેવી જગ્યા કરી દીધેલી હોય છે જેમણે દેહાભિમાનની એક પણ જડ પોતાના અતકરણમા રહેવા દીધી નથી, એવા સતોની શોધ કરવાથી બહુ ઉત્તમ લાભ થાય છે.

તુકારામ કહે છે કે જ્યાં ચંદનનાં વૃક્ષો ઊગેલાં હોય છે ત્યાં તેમની સુગંધ ચારે તરફ ફેલાઈ જવાથી બીજાં ઝાડ પણ તેમના જેવાં બની જાય છે.

૧૫૬૧–શ્રીરંગજી જે દેવ છે, તેમનું દર્શન કરતાંને વારજ નેત્રોને શાંતિ થઇ જાય છે અને બ્રહ્મતેજ વડે આખા શરીરને પોષણ મળે છે; એ રીતે જીવને પુષ્કળ સુખ અને આનંદ મળી રહે છે. અંતઃકરણમાં જે આનંદનો આ સ્વાદ મળે છે તેજ શરીરના બહારના ભાગમાં *ભૂષણ રૂપે પ્રકટ થાય છે. આખા વિશ્વનું પ્રતિપાલન કરનારા જે દેવ, તેમની પાસે પોતાના મનમાં જેની જેની ઇચ્છા હોય તે તે માગી લઇને મનના કોડ પૂરા કરી શકાય છે. તુકારામ કહે છે કે હું નારાયણના નામનું સેવન કરું છું.

૧૫૬૨–એ નામસ્મરણનો મારે માટે રાત–દહાડો ભારે સુકાળ થઇ ગયો છે અને તેની સહાયતાથી હું રોજ રોજ નવી નવી તૃપ્તિનો અનુભવ કરું છું. હું તેનું અનેક રીતે સેવન કરું છું, તેથી કરીને મને તેનો સ્વાદ ઘણોજ ગમી ગયો છે. અનેક લોકોના સમુદાયની વચમાં તેમની સાથે એક પંક્તિમાં બેસીને પણ હું તેનું સેવન કરું છું; તેમ છતાં પણ એ ઝરો ખૂટી પડે એવો નથી. તુકારામ કહે છે કે અમારી કાનાબાઇનો પ્રેમપાનો પી જોવાથી તેનો સ્વાદ અતિ મધુર લાગે છે.

૧૫૬૩–જે દેવ ઇંટના ઉપર ઊભેલા છે તેમને જોઇએ ત્યારે તો તે એકલા એક જગ્યાએ ઊભેલા દેખાય છે; પણ તે તો ખરું જોતાં આખા વિશ્વની અંદર વ્યાપી રહેલા છે. એ બેઉ કેવી રીતે બને? એનો ઉત્તર એ છે કે જેવો જેના મનનો ભાવ તેવા રૂપમાં

* પ્રેમોદયનાં ચિહ્નસ્વરૂપ અશ્રુ,પુલક આદિ અષ્ટસાત્વિક વિકાર; જે ભક્તોનાં ભૂષણ ગણાય છે. —સેવાનંદ

તેની સાથે દેવ અનેક રૂપે ક્રીડા કરે છે. પોતાના જ્ઞાનનો રંગ તે બીજા કોઈને જોવા દેતા નથી અને કોઈ પણ રંગ પોતાનાથી ભિન્ન છે એવું પણ જણાવા દેતા નથી. તુકારામ કહે છે કે આ બધા વિચિત્ર પ્રકાર તે એકમાં આશ્રય કરે છે અને સર્વત્ર જોવામાં આવતા નથી.

૧૫૬૪–હે દેવ! તમારી પ્રાપ્તિ કરવાને સારૂં હું મારૂં પોતાપણું ભૂલી ગયો છું, તેમ છતાં જો તું મને દર્શન દેતાં મોડું કરે તો તે શું તારે માટે સારૂં કહેવાય ખરૂં કે? હે દેવ! આ બાબતનો તમારે પહેલેથીજ વિચાર કરવો જોઈએ. તમારી સાથે આથી વધારે મત્સર કરતાં મને નથી આવડતું. તમારી પાસે આનંદનો ભંડાર છે, એમ જાણીને હું તમારી પાસે દોડી આવ્યો છું. હવે મારા તરફની તમામ દલીલો નકામી સાબિત થઇ ગઇ છે. તુકારામ કહે છે કે આ બધી હકીકત મેં તમારા ચરણ આગળ નિવેદિત કરીને મેં તમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા છે.

૧૫૬૫–હે દેવ! તમે અમારો ઉદ્ધાર કરો એજ કાર્ય તમારે માટે યોગ્ય છે. અમને તો જે નીતિ સમજાઈ તે અમે તમને જણાવી દીધી. તે વાતનો સાર એ છે કે તમે અમારી પાસે દોડી આવો એવી મતલબની બૂમ અમે તમારા કાન સુધી પહોંચે એટલા જોરથી મારી હતી. હવે તો અમારે અમારૂં અને તમારે તમારૂં એમ સૌએ પોતપોતાનું કર્તવ્ય બજાવવાનું રહ્યું. જો તમે તમારા કર્તવ્યમાં ચૂકશો તો તમારા નામની સાથે કર્તવ્યવિમુખ એવું વિશેષણ જોડવામાં આવશે. આ ભાવ અમે તમને નિશ્ચયપૂર્વક જણાવી દઈએ છીએ. તુકારામ કહે છે કે મારાં મન, વાણી અને શરીર તમારા સિવાય બીજા કોઈનું ચિંતન કરતાં નથી.

૧૫૬૬–આ મૃત્યુલોકમાં પડી રહેવુંજ નહિ એવો ઉપદેશ

અનેક સંતપુરુષો સંભળાવી ગયા છે. હવે એ ઉપદેશનો બોજો તો અમારા માથા ઉપર છે. હે પાંડુરંગા! આને લીધે મારા મનને ભારે તાલાવેલી થયા કરે છે; એટલા માટે તું હવે મારી પાસે દોડી આવ. તને આવતાં મોડું થયું તેથી મારા મનને ચિંતા પેદા થઇ અને મારા જીવને ધીરજ રહી નહિ. તારૂં દર્શન કરવાનું સુખ મારા કપાળમાં લખ્યું છે કે નથી લખ્યું એના સંબંધમાં પણ મારા મનમાં શંકાઓ થવા લાગી છે. તુંજ કહે મારે હવે શું સમજવું? તુકારામ કહે છે કે આ બાબત મારા મનમાં ઊંડી બીક પેસી ગઇ છે. હવે મારે શો ઉપાય કરવો તે તુંજ કહે.

૧૫૬૭–તને મળવાનો આ સમય અનુકૂળ નથી એવો આરોપ કાળના ઉપર મૂકી દેવો એ તો મારી અત્યારની સ્થિતિને લાગુ પડે એવું છે; પણ જ્યારે મારા મનની ઇચ્છા પૂરી થતીજ નથી, ત્યારે હું તારો દાસ છું એવું હું શા માટે કહેવડાવું? હે નારાયણ! હવે તમારે મોડું કરવાનું કશુંજ કારણ છે નહિ. અમારો પ્રેમ જે તમારા ઉપર ઠર્યો છે તેને તમારે સૂકાવી દેવો ન જોઇએ. જો કોઇને કાંઈ આપવુંજ હોય તો પછી મોડું કર્યાનું પ્રયોજન શું? જે સારૂં કામ કરવા ધાર્યું હોય તે શરૂઆતથી તે આખર સુધી સારૂં ને સારૂંજ રહે એવી નીતિ નિભાવી રાખવી એ ઉત્તમ છે. તુકારામ કહે છે કે મને તારૂં દર્શન થઈ જાય એટલે હું ચિંતારહિત થઇને તારા ધ્યાનનું મધુર સ્વરે વર્ણન કર્યા કરીશ.

૧૫૬૮–જે કોઇ વ્યક્તિ પોતાનાં મન, વાણી અને કાયાનો ઉપયોગ બીજાના ઉપર ઉપકાર કરવામાં કરશે તેનું રક્ષણ સુદર્શન ચક્ર કરતું રહેશે. લક્ષ્મીના પતિદેવે પોતાના સુદર્શન ચક્રની યોજના આ ઉદ્દેશથીજ કરેલી છે; પણ તે છતાં સૌને પોતપોતાના સંકલ્પ અનુસાર ફળની પ્રાપ્તિ થાય છે. બીજાઓને

દુઃખ દેવાને માટે જેમની જીભ પ્રવૃત્તિ કરતી રહે છે તેમની યમદેવ ખાસડાંના તળિયા વડે એક દહાડો પૂજા કરશે. તુકારામ કહે છે કે અંબરીષને સતાવવા માટે દુર્વાસાને કેવી સજા થઈ હતી અને દુર્યોધનને તેનાં દુષ્ટ કર્મનું કેવું ફળ મળ્યું હતું તેની તમને ખબર છે કે ભૂલી ગયા?

૧૫૬૯—નાનું છોકરૂં હગ્યા પછી ઉગડું ને ઉગડું બેસી રહે, આરો ઊતરે નહિ છતાં ઉગડું બેસી રહે એ તો ગાંડપણની નિશાની છે એમ સમજી લેવું. સમયની યોગ્યાયોગ્યતાનો વિચાર ન કરવાથી હાનિ થાય છે. વગર વિચાર્યું ગમે તે કામ કરી બેસવું નહિ. આ બાબત યોગ્ય મનુષ્યોની પાસેથી શિક્ષા ગ્રહણ કરી લેવી જોઇએ. જમતી વખતે ઊલટી કરવાની વાત યાદ કર્યાથી મોઢે ઊબકા તો આવશેજ અને તેથી જીવને ત્રાસ થશે. તુકારામ કહે છે કે આ પ્રમાણે મારે કેટલાં દૃષ્ટાંત આપવાં પડશે? જેઓ સ્વભાવથીજ દુષ્ટ અને અવળી બુદ્ધિવાળા હોય છે તેમના અવગુણ ટાળ્યા ટળતાજ નથી.

૧૫૭૦—ખેતરનો ધણી માળો ટૂંકે નહિ તો પક્ષીઓ તેનું ખેતર ખાઇને ઉજાડી નાખ્યા વિના રહે ખરાં કે? પણ કોઇ કોઇ ખેડૂત એવા હોય છે કે ખેતરમાં પેઠેલાં પક્ષીઓને ઉરાડી મૂકતા નથી અને બેઠા બેઠા જોયા કરે છે; પણ તે બેવકૂફ એટલું નથી સમજતા કે એમ કરવાથી તો બધું ખેતર ઊજડી જશે. તેઓ પોતાના મનમાં એવું માનતા હોય છે કે, અમે એ પક્ષીઓને ઉરાડી મૂકીએ તો તેથી અમારી પાડોશનાં ખેતરોવાળાઓને પણ ફાયદો થાય ને? માટે અમારૂં ખેતર સાચવવા જતાં અમારા પાડોશીઓને લાભ થાય તેવું શા માટે કરીએ? આવું ન કરતાં જો તેઓ પોતાના પાડોશીઓ પાસેથી મહેનતાણું માગી લેતા

હોય તોપણ સારૂં; કેમકે એવું કરવાથી તેમનું ખેતર સચવાય અને પાડોશીઓની પાસેથી મફતનું મહેનતાણું મળે; પણ આ બેમાંથી એક પણ રસ્તો ગ્રહણ ન કરનાર માણસ જગતમાં તિરસ્કારને પાત્ર થાય છે. સૃષ્ટિકર્તાએ કાળનું નિયમન કરી રાખ્યું છે, આથી કરીને પહેલેથીજ તે આપણને પ્રાપ્ત થાય એવો બળપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. તુકારામ કહે છે કે જો દેવ એક વાર તમારી મદદે આવી ઊભા તો તે અપૂર્ણને પૂર્ણ બનાવી દેશે.

૧૫૭૧-હરિના સેવકો આશાચિંતા રહિત થયેલા હોવાથી તેઓ નિર્ભય બની ગયા હોય છે. તેમના તમામ ભાવોનું એક માત્ર આશ્રયસ્થાન વિઠ્ઠલ દેવજ છે. જે ક્ષણે તેઓ પોતાના તમામ ભાવોનો દેવમાં વિનિયોગ કરી દે છે, તેજ ક્ષણે તેમનામાં દેવનો વાસ થાય છે. તુકારામ કહે છે કે તેઓ સદાકાળ હરિના રૂપનું ધ્યાન કરતા રહે છે. એ સિવાય બીજા ગુણદોષને તેઓ સુદ્દલે જાણતાજ નથી.

૧૫૭૨-ગાંડા માણસને ગમે તેટલા સુખોપચાર કરીએ તો તેથી તેને શું સુખ થવાનું હતું ? આંધળા માણસની આગળ રોશની કરીએ અને ખૂબ નાચરંગ કરીએ તો તેથી આંધળાને શી મજા પડવાની હતી ? ભાવ વિનાની હરિભક્તિ પણ એવીજ સમજી લેવી. લાકડીમાં માટીનો ઘડો ખોસીને તેને ચૂનો ચોપડીને લોકો ખેતરમાં ચાડિયાને ઠેકાણે મૂકી રાખે છે, પણ તે છતાં પક્ષીઓ તો ચાલ્યાં આવે છે અને ખેતરમાં પાકેલા દાણા વીણી ખાય છે; પણ તેમ કર્યાથી અંતે આપણને નુકસાન થશે માટે ઊડી જઇએ એવો વિચાર તે પક્ષીઓને કેમ નહિ આવતો હોય ? મૂંગાની આગળ પુરાણની કથા કરવાથી તે મૂંગાને શો લાભ થવાનો હતો ? તેવી રીતે રોગી માણસની આગળ પકવાન્નનો થાળ લાવીને

મૂકીએ તો તેનો સ્વાદ તે શી રીતે ચાખવાનો હતો? તે પ્રમાણે જેની વાણીમાં રસજ નથી તેની વાણી હોય કે ન હોય એ બેઉ બરાબર છે. તુકારામ કહે છે કે ઝાડ ઉપર મીઠાં ફળ તો લટકતાં હોય, પણ જેને હાથ-પગજ ન હોય તે માણસ ઊંચા ઝાડનાં ફળ કેવી રીતે પામવાનો હતો? ફળ તો હાથમાં આવતાં નથી અને છતાં તે વ્યર્થ નીચાઊંચા થયા કરે છે; તેવીજ રીતે ભક્તમંડળમાં બેઠેલા ભોળા લોકોના મનમાં દેવના પ્રતિ ભાવનુંજ જો ઠેકાણું ન હોય તો તેમનું ભોળપણ વ્યર્થ છે.

૧૫૭૩-વરસાદનું પાણી જેમ બધેજ વરસે છે તેમ ઉપદેશ પણ સાર્વજનિક રીતેજ દેવો જોઈએ. એકાદ જણને એકાંત ખૂણામાં લઈ જઈને તેના કાનમાં મંત્ર ફૂંકવો અને એ રીતે તેને પોતાનો શિષ્ય બનાવી દેવો એવું કરવું એ ગુરુને માટે યોગ્ય નથી. જે કોઈ ગુરુ આવું કરશે તેને પોતાના શિષ્યનાં અડધાં પાપની સજા ભોગવવી પડશે. જેની પાસે ધન હોય તેણે પોતાના ધનનો ઉપયોગ અન્નક્ષેત્રની સ્થાપનામાં કરવો અને તે અન્નક્ષેત્રો સૌને માટે ખુલ્લાં મૂકી દેવાં. પોતાને પેટે પુત્ર ન હોય તો બીજા કોઈ ઉત્તમ જાતિ-કુળના છોકરાને દત્તક લેવા કરતાં, પોતાના ધનનો ઉપયોગ સાર્વજનિક હિતના કામમાં કરવો એ ઉત્તમ છે. પથરાળી ભોંયમાં બીજ વાવવાં નહિ; જે જમીનમાં રસકસ ન હોય તેમાં પણ બીજ વાવવાં નહિ. આવું કરનારના હાથમાં કશી ફસલ તો આવવાનીજ નથી; તેની મહેનત ફોકટ જશે અને સરકાર-ધારો ભરવો પડશે તે તો વળી નફામાં. જે કોઈ છાની વાત કહેવાની હોય તે તો સંતોની આગળજ કહેવી. માણસે પોતાની સ્ત્રીની આગળ છાની વાત કદી કહેવી નહિ. તેને તો દાસી પ્રમાણેજ ગણવી. આવું ન કરતાં જે કોઈ પોતાની સ્ત્રીને લાડ લડાવ્યા કરશે, તે માણસ પોતાની સ્ત્રીનાં કરેલાં અડધો

અડધ પાપનો ભાગીદાર બનશે. તુકારામ કહે છે કે હરકોઈ વાતને ખૂબ કસોટી પર ચઢાવીને ચોખવટ કરીને ગ્રહણ કરવી. ઉપર ઉપરનો ચકચકાટ જોઇને ભુલાવામાં પડવું નહિ. જેનાથી આપણને હાનિ થવાનો સંભવ ન હોય એવી વસ્તુનેજ ગ્રહણ કરવી.

૧૫૭૪-હે દેવ! મને લૌકિક વ્યવહારના ઉપર રુચિ નથી, તેમ મને કોઇ માન આપે તે પણ મને ગમતું નથી. મને તો એક તારા ઉપરજ પ્રેમ રહે એવું કર. દેહની સાથે જે જે સંબંધ રાખે છે તે સૌથી તું મને મુક્ત કર. મારા ઉપર તો તું ફક્ત આટલી અને આવી જાતનીજ કૃપા કરજે. મને રૂપના અને રસના વિષયો પ્રતિ રુચિજ ન થાઓ. મારી તો તમામ ઇચ્છાઓ મેં તમારા ચરણ આગળજ સમર્પિત કરી દીધી છે. તુકારામ કહે છે કે હે અનંત! તું તારી સત્તા વડે મેં હમણાં કહ્યું તેવો મને બનાવી દે એવી મારી વિનંતિ છે.

૧૫૭૫-હે દેવ! તમે સર્વ ઉપાધિઓથી પર અને નિર્વિકાર છો. તમને સંસારનો લેશમાત્ર પણ સ્પર્શ હોતો નથી. હે નારાયણ! મારી વાસનાઓનો સમૂળગો નાશ કરી દેજો અને મને તમારા જેવોજ બનાવી દેજો. તમે અસંગ હોવાથી એકલા રહો છો. કોઇ પણ જાતની ખટપટ તમને લાગુ પડી શકતી નથી. તુકારામ કહે છે કે જેમ સ્ફટિકની શિલા બધા રંગોની સાથે મળી જવા છતાં પોતે સૌનાથી અલગ રહે છે તેવો મને બનાવી દેજો.

૧૫૭૬-માતૃગમન કરવા જેવું પાપકર્મ કરતાં પણ જેઓ અચકાતા ન હોય તેઓ ગમે તે જાતિના હોય તોપણ તેમને મહાર (અંત્યજ)જ જાણવા. આગળ ઉપર પોતાનાં પાપકર્મનું શું પરિણામ આવશે તેનો તો તેઓ વિચાર કરતાજ નથી. આવા નઠારા ગુણ અધમ જાતિના માણસોમાંજ હોઇ શકે. એ અવ-

ગુણોનો નાશ કરવાનો સંકલ્પ કરીએ તો તેમનો નાશ કરતાં એક ઘડી જેટલો વખત પણ લાગે નહિ. લાડકવાયો કૂતરો પોતાના માલિકના અંગ ઉપરનાં કપડાંને દબાવીને બેસવા જાય છે અને તે તેને ધમકાવે ત્યારે હેઠે ઊતરી પડે છે; એવુંજ આ અવગુણોનું પણ સમજી લેવું. તુકારામ કહે છે કે અધમ લોકોની પરવા ન કરતાં હું તો તેમને સાચો ઉપદેશ દઉં છું

૧૫૭૭–આંખની અંદર એક નાની સરખી ધૂળની કણી જાય તો તે પણ આંખ સાંખી શકતી નથી; તે પ્રમાણે તમારે પણ તમારૂં હિત સાધી લેવું જોઇએ. અનેક જાતની વિષય વાસનાઓની વચ્ચે તમારે તમારા ચિત્તને વહેંચી નાખવું નહિ. આપણી માલિકીની ચીજના ઉપર જેવી પ્રીતિ હોય છે તેવી બીજાનાં છોકરાં ઉપર પણ નથી હોતી તુકારામ કહે છે કે પોતાને આગળ જતાં ઉત્તમ ફસલ મળશે એવી આશા રાખીને ખેડૂત ક્યારીની અંદર બીજનું વાવેતર કરે છે, તે પ્રમાણે તમારે પણ તમારૂં હિત સાધવાનો યત્ન કરવો જોઇએ.

૧૫૭૮–હરિનામનું આસન મુખ ઉપર જામી ગયું એટલે પછી મોક્ષ તો હાથમાં આવી ગયોજ જાણવો આ બાબત જોઇએ તેટલાં પ્રમાણો છે. હરિનામચિંતન એજ વૈષ્ણવોની સાચી સંપત્તિ છે. એ નામચિંતન વડે બ્રહ્મ વસ્તુ તો ઝપાટાબંધ દોડતી ચાલી આવે છે; કેમકે તેને સારૂ તાકીદની માગણી થયેલી છે. ભસ્મ, સંન્યાસીનો દંડ અને લાકડી એવું તેવું કાંઇજ ધારણ કરવાની જરૂર નથી; તેમ તીર્થભ્રમણ કરવાની ખટપટ કરવાની પણ જરૂર નથી. તુકારામ કહે છે કે દેવના નામચિંતન વડે દેવનો મેળાપ થાય છે એમાં કાંઇજ નડતર રહેતી નથી.

૧૫૭૯–જેના મોઢામાંથી હરિનામનો ઉચ્ચાર થતો ન હોય

તેનાં તમામ પ્રકારનાં સુખનાં ઉપર આગ પડજો; મને ગમે તેવી દારિદ્રયાવસ્થા પ્રાપ્ત થાય તો તેથી હું જરા પણ ગભરાઉં નહિ; પરંતુ મારા મનમાં સદાકાળ પાંડુરંગ રમી રહેવા જોઇએ. હરિચિંતન વિનાનાં ધન, સંપત્તિ, ઉત્તમ કુળ, એ બધા મૂળ સહિત બળી જજો. તુકારામ કહે છે કે હે દેવ ! જે સ્થિતિમાં મારાથી તારી સેવા થઇ શકે તે સ્થિતિ મારે તો જોઇએ.

૧૫૮૦–આજ પછી આ શરીર હું છું અને આ શરીરનાં સંબંધીઓ એ મારાં સંબંધીઓ છે, એવું હું કદી પણ કહેનાર નથી અને એવી ભાવનાનો બોજો હું મારા માથા ઉપર ગ્રહણ કરનાર નથી. હે દેવ ! તારનાર તું અને મારનાર પણ તું, એટલી વાત તો મેં નિશ્ચયપૂર્વક પકડી રાખી છે. જે કાંઇ છે તે બધું જ તું જનાર્દનજ છે, એવું સંતોનું વચન છે. તુકારામ કહે છે કે આ ઠેકાણે જેને હું મારૂં પોતાનું કહી શકું એવું કશું તલમાત્ર પણ મને દેખાતું નથી.

૧૫૮૧–સમુદ્રવેષ્ટિત પૃથ્વીનું કોઇ દાન કરે તો તે પણ હરિનામચિંતનની તોલે આવે નહિ; એટલા વાસ્તે એ નામ લેવામાં કોઇએ જરા પણ આળસ કરવું નહિ. રાતદહાડો રામરામ બોલતા રહેવું. તમામ શાસ્ત્રોસહિત વેદાધ્યયન કરીએ તો તે એક ગોવિંદ–નામની તોલે આવે નહિ. પ્રયાગ, કાશી વગેરે તમામ તીર્થોનાં દર્શન કરી વળીએ તો તેનું ફળ પણ એક નામની સરખામણીમાં કશા હિસાબમાં નહિ. તીર્થસ્થાનમાં કરવત વડે માથું વેરાવી નાખીને કોઇ દેહકષ્ટ કરે તો તે પણ હરિનામની બરોબર ઊતરે નહિ. તુકારામ કહે છે કે વિઠોબાનું નામ એ એકજ સાર વસ્તુ છે એવું શ્રેષ્ઠ લોકો પરંપરાથી માનતા આવ્યા છે.

૧૫૮૨–કળિયુગમાં પરમાર્થના તમામ રસ્તા બંધ થઇ

ગયેલા હોય છે; એ બધાં સાધનો કળિયુગમાં કરી શકાતાંજ નથી. તેમના યોગ્ય વિધિવિધાનનું પણ કોઈને જ્ઞાન હોતું નથી; એટલા માટે હરિભક્તિ એ એકજ અતિ સરળ રસ્તો છે. એ રસ્તે જતાં પુણ્ય અને પાપની ઉપાધિ લાગુ પડતીજ નથી. એનો અર્થ એ કે ભક્તિની સાધના કરનારને હાથે પાપ-પુણ્ય થતાંજ નથી. આ રસ્તે જનાર પુનરાગમન અથવા જન્મમૃત્યુની વેઠમાંથી છૂટો થઈ જાય છે. વિઠોબા પોતાના હાથ ઉંચા કરીને ભક્તિ-માર્ગેથી આવનારા ભક્તોને બોલાવ્યા કરે છે અને મોઢેથી પ્રતિજ્ઞા લે છે કે મારા ભક્તોનું બધુંજ હું સહન કરી લઈશ. તુકારામ કહે છે કે જે કોઈ ભાવભક્તિયુક્ત અને શ્રદ્ધાવાન હશે તેને શ્રીહરિ સંસારસમુદ્રની પાર ઉતારી દેશે અને જેઓ કુતર્કવાદી થશે તેમનો નાશ થઈ જશે.

૧૫૮૩-હું તો એક શ્રીહરિનું નામ લઇ જાણું છું; એ સિવાય બીજું-ત્રીજું મને કાંઈજ આવડતું નથી. મને તો મન, વાણી અને શરીર વડે એક વિઠ્ઠલજ માન્ય છે. એક વિઠ્ઠલને બાદ કરીને બીજું જ્ઞાન-અજ્ઞાન એમાંનું કાંઈજ હું સમજી શકતો નથી. મારે તો ફક્ત તેમનું નામ લેવું અને વૈષ્ણવોના સમુદાય-ની વચમાં બેસીને હરિનામ ગાવું, આનંદપૂર્વક નૃત્ય કરવું અને પ્રેમાનંદનું સુખ માણવું એટલુંજ કરવું છે. હરિવિષયક ભાવોલ્લાસરૂપી મજબૂત કાછડો વાળીને લજ્જા, ચિન્તા અને તૃષ્ણા એ ત્રણેનો ક્ષય કરવો અને મનની વૃત્તિ વિઠોબાના ચરણ-માં સ્થિર કરીને તેમનુંજ સતત ધ્યાન કરવું અને હું વિષ્ણુનો દાસ છું એવું મોઢથી કહેવું એટલુંજ હવે મારૂં કર્તવ્ય છે.' તુકારામ કહે છે કે મને જન્મ ધારણ કરવાનો મનમાં ભય લાગતો નથી; અને મોક્ષસુખને તો મેં તરછોડીને ફેંકી દીધું છે. મારે તો હવે હરિના ચરણની નજીક બેસીને તેમની સેવા કરવાનું

બળ પ્રાપ્ત કરવું છે.

૧૫૮૪–અમે તો હરિના જૂના રમતના સાથીઓ છીએ અને સ્વભાવે કરીનેજ ભોળા બટાક જેવા છીએ. અમે કોઇ વાર હરિને હાથ વડે ઝાલીને, કોઇ વાર કેડે બેસાડીને અને કોઇ વાર અમારી પીઠ ઉપર બેસાડીને ફેરવીએ છીએ. વળી તે અમને પણ તે પ્રમાણે લઇને ચાલે છે. સારાંશમાં અમારી અને દેવની વચ્ચે કશો ભિન્નભાવ છેજ નહિ. અમારો અને તેનો એક જીવ છે; આથી કરીને અમે એક-બીજાને છોડીને કદી વેગળા રહેતાજ નથી. હરિ જ્યારે નિદ્રા લે છે ત્યારે અમે તેમના ચરણ પાસે બેસી રહીએ છીએ. જ્યારે તે સીમમાં ગાયો ચારવા જાય છે, તે વખતે અમે પણ ગોવાળિયા બનીને તેમની જોડે સીમમાં જઇએ છીએ અને તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં અમે પણ તેમની સાથે ને સાથે જઇએ છીએ. તુકારામ કહે છે કે અમને તો ખાતાં-પીતાં 'રામકૃષ્ણનારાયણ' એ નામનીજ ધૂન લાગી છે અને તેને અમે એક ક્ષણવારને માટે પણ અમારે મોઢેથી વેગળું કરી શકતા નથી.

૧૫૮૫–મારા અગાઉના અનેક જન્મોથી હું એકજ કામ કરતો આવ્યો છું અને તે એ કે જે કોઇ સંસારના તાપથી દુઃખી થતું હોય તેને શાંતિ આપવી. શૂરવીર વૈષ્ણવોનો સમુદાય એકત્ર કરીને હરિનામની ગર્જના કરૂં છું અને તેમ કરીને જે કોઈ પાષાણ જેવા કઠણ હૃદયવાળા હોય તેમનાં હૃદયમાંથી સત્ત્વગુણનું પ્રત્યક્ષ ઝરણું વહેતું કરૂં છું. હું શુદ્ધભાવ વડે હરિનામ લઉં છું, હરિનામસંકીર્તન વખતે આનંદપૂર્વક ગાઉં છું, તાળી વગાડું છું, નૃત્ય કરૂં છું અને એના સામર્થ્ય વડે કળિકાળને હું મારા પગતળે દબાવી ઘાલું છું. તુકારામ કહે છે કે હું કામ અને ક્રોધ બેઉને બંદીખાને નાખીને ઇન્દ્રિયોનો સ્વામી બની ગયો છું અને

એ રીતે (ગો=ઇન્દ્રિય) હું ગોનો અર્થાત ઇન્દ્રિયોનો સ્વામી હોઇ સાચા અર્થમાં 'ગોસ્વામી' થયો છું.

૧૫૮૬–ઓ મારા દાતાર! તું અજર અને અમર છે, ત્યારે હું પણ તારા જેવો અજર-અમર શા માટે નહિ તેનું કારણ બતાવીશ? ત્યારે હવે આપણી આ તકરારનો આપણે સંતોની પાસે જઇને ફેંસલો કરાવીએ. સંતો જે નિર્ણય આપશે તે તારે કબૂલ કરવો પડશે, માટે તું ચાલ મારી સાથે સંતોની પાસે. બીજું તને નામની સાથે કશો સંબંધ નથી ત્યારે મારૂં અમુક નામ એ વાત હું કેમ માનું? મારૂં નામ આવ્યુંજ કયાંથી તેનો ખુલાસો કર. વળી તું જ્યારે રૂપરહિત છે ત્યારે હું રૂપવાળો શા કારણથી અને મારૂં રૂપ આવ્યું શી રીતે તે તું કહે. તું નાના પ્રકારની લીલાઓ કરે છે અને ખેલ ખેલે છે એ વાત ખરી, પણ તારી લીલાઓ અને ખેલમાં હું કાંઇ તારાથી જુદો થોડોજ છું? તુકારામ કહે છે કે જે દૃષ્ટિબિન્દુથી તું ખરો છે, તે દૃષ્ટિબિન્દુથી હું પણ ખરો છું અને તું ખોટો હોય તો હું પણ ખોટો છું.

૧૫૮૭–મંત્રોનું કામ એવું છે કે તેમનો ઉચ્ચાર કરતાં જો જરાક ભૂલચૂક થઇ તો ઉચ્ચાર કરનારો તત્ક્ષણ ગાંડો થઇ જાય છે; પણ શ્રીહરિનું નામ લેવામાં એવો ભય નથી. તે તો ગાંડું-ઘેલું અને વાંકુંચૂકું, જેવું આવડે તેવું લઈને પણ પુષ્કળ લોકો તરી ગયા છે. બીજા મંત્રો એવા છે કે અશુદ્ધ સ્થિતિમાં તેમનો જપ કરવાથી દોષ લાગે છે, પણ હરિનામ એવું છે કે પથારીમાં પડયાં પડયાં પણ નામ લેનારા લોકો તરી ગયા છે. નામ સિવાય બીજાં ગાયન ગાવાં હોય તો કયા પ્રહરમાં કયા કયા રાગ ગવાય અને કયા ન ગવાય તેનું જ્ઞાન હોવું જોઇએ. તેમાં જો ભૂલચૂક થઇ તો ગાનારનું મૃત્યુ નીપજે છે, પણ હરિનામના ગાયનમાં

એવું તેવું કાંઈ નથી. તે તો બધો વખતજ શુભ ફળદાયક છે. બીજાં ભજનોમાં વિધિનિષેધના ઉપર લક્ષ રાખવું પડે છે, પણ હરિનામમાં તેવી કશી ખટપટ નથી. સૌ જાતિના લોકો એકસરખી રીતે તેનો પ્રયોગ કરી શકે છે; ગમે તે જગ્યાએ અને ગમે તે સમયે લઈ શકાય છે. તુકારામ કહે છે કે તપ, અનુષ્ઠાન અને એવાં તેવાં સાધનો જે કરશે તે ગોથાં ખાયા કરશે. નામજપમાં કશું વિઘ્ન નડતું નથી અને તત્કાળ ફળ મળે છે. એનો જો કોઈને પુરાવો જોઈતો હોય તો વ્યભિચારિણી વેશ્યા પોતાની છેલ્લી ઘડીએ નામજપ કરતાંની સાથેજ ઉદ્ધાર પામી ગઈ.

૧૫૮૮–કવિતાઓ રચતાં આવડ્યું, તેથી કાંઈ સંત બની જવાતું નથી; તેમ સંતોનાં સગાંવહાલાં અથવા સંબંધી હોવાથી પણ સાચા સંતનાં લક્ષણ આવી જતાં નથી. શત્રુના દાવપેચ અને પ્રહારની સામે ટકીને ઊભો રહે તેનું નામ તે શૂરવીર. તે પ્રમાણે જેનામાં સંતનાં લક્ષણ હોય, સંતની યોગ્યતા હોય તેજ સંત કહેવાને લાયક છે. હાથમાં તુંબડી અને ખાંધે કંથા ઓઢીને સંત થઈ જવાતું નથી; તેમ કીર્તન કરતાં આવડ્યું અને પુરાણોની અર્થસહિત કથા કરતાં આવડ્યું એટલે પણ સંત થઈ જવાતું નથી. વેદનું અધ્યયન કરવાથી તેમજ વેદોક્ત કર્મકાંડનું અનુષ્ઠાન કરવાથી પણ સંત થઈ જવાતું નથી. તીર્થાટન કરવાથી, કઠોર તપશ્ચર્યાઓ કરવાથી અથવા વનમાં જઈને ત્યાં વાસો કરવાથી પણ સંત થઈ શકાતું નથી. કોટે માળાઓ પહેરીને અને તિલક-છાપાં મારીને સંત થવાતું નથી. તુકારામ કહે છે કે જ્યાં સુધી દેહાભિમાન પૂરેપૂરૂં જતું ન રહે, હું અને મારૂં એ ભાવનાનો સમૂળો નાશ ન થાય ત્યાંસુધી ઉપર ગણાવેલા બધાજ લોકો સંત નહિ, પણ સંસારીજ છે એમ જાણવું.

૧૫૮૯–હે દેવ ! તારૂં મને કોઈ કાળે પણ વિસ્મરણ ન થાય

એવું વરદાન તું મને આપ. તારા ગુણગાન હું રસ લઈ લઈને ગાયા કરૂં. મારી તો કુલ કમાણી જે કહીએ તે આ એકજ છે; એ સિવાય મારે બીજી સંપત્તિ ન જોઇએ, મોક્ષ પણ ન જોઇએ, બીજું કોઇ ઐશ્વર્ય પણ મારે નથી જોઈતાં. મને તો ફક્ત સંતોનો સમાગમજ મળ્યા કરે. તુકારામ કહે છે કે તું મને આટલુંજ દાન દે અને પછી મને ઘણી ખુશીની સાથે ગર્ભવાસ કરાવ્યેજ જજે.

૧૫૯૦–ભાગ્યવંત લોકો એવો રસ્તો ગ્રહણ કરે છે કે જેથી કરીને ઉત્તમ જન્મની પ્રાપ્તિ થાય તેઓ કર્મ પણ એવા જન્મને લાયકનાંજ કરતા રહે છે સંસારમા બધુંજ હાજર છે, પણ જેની જેવી ભાવના તેને તેવું મળી રહે છે. દેવ માગનારની ઇચ્છા પ્રમાણે તેની ભાવનાને અનુકૂળ હોય તે માપી માપીને આપ્યા કરે છે; એમ જાણીને તમારે કશી જાતની ચિંતાજ કરવી નહિ તુકારામ કહે છે કે સંસાર તો ઉત્તમોત્તમ અમૂલ્ય પદાર્થોથી ભરપૂર છે.

૧૫૯૧–પિતૃઓને પોતાના દેહના પિંડનું દાન ન દેતાં જે તેમને ભાતનો પિંડ આપીને પિતૃશ્રાદ્ધ કરે છે તે ગમાર છે. જેવી જેની વર્તણુંક તેટલોજ તે દેવથી નજદીક અથવા દૂર રહે છે બાપ જીવતો હતો ત્યારે તો તેની સેવા ચાકરી કરી નહિ અને હવે તે જ્યારે મરી ગયો ત્યારે તેની મરણતિથિને દહાડે તેને સંભારીને મૂર્ખો શ્રાદ્ધ સારવા બેઠો! તુકારામ કહે છે કે આવા લોભી લોકોની સેવા દેવ સ્વીકારતાજ નથી.

૧૫૯૨–ઓ મારા અતિ ચંચળ મન! હું તને એક વાર કહું તે તું સાભળી લે અરે! તું નિરંતર નઠારા અને નકામા વિચારો શા માટે કર્યા કરે છે? ઓ મારા મન! તું રોજ ઊઠીને હું શું ખાઇશ તેનીજ ચિન્તા કરતું ફરે છે! ત્યારે તારા કરતા તો એવી તેવી ચિંતા નહિ કરનારા પક્ષીઓ સારા તું જગ ચાતક

પછી શું કરે છે તે તો જો અને શિખામણ લે. પૃથ્વી ઉપરનું પાણી તો તેને ખપતું નથી. તેને તો આકાશમાંથી પડતા પાણીને જ ઝીલીને પીવું છે; ત્યારે તેને સારૂ ભર ઉનાળામાં મેઘ જળનું કેવું વર્ષણ કરે છે? બધી જાતના લોકોમાં સોની સૌથી લુચ્ચો હોય છે, પણ એ સોનીની સાથે વ્યવહાર કરીને પણ પોતાનું પેટ ભરનારા લોકો હોય છે. ઈશ્વર એવા લોકોનો એ રીતે નિભાવ કરે છે. તુકારામ કહે છે કે પાણીમાં અને જંગલમાં નાના પ્રકારનાં જીવજંતુ રહે છે, તેમની પાસે કોઈ ચીજનો સંચય હોતો નથી અને છતાં તેઓ શાથી જીવે છે તેનો તું વિચાર કર.

૧૫૯૩–અલ્યા! તું કૃપાળુ દેવનું ચિંતન શા વાસ્તે નથી કરતો? તે છે તો એકજ પણ સૌનું તે એકલે હાથે પ્રતિપાલન કરે છે. નાના બાળકને સારૂ તેની માનાં સ્તનમાં દૂધ ઉત્પન્ન કરે છે. લક્ષ્મીપતિ જે દેવ તે એક બાજુએ માના ગર્ભની અંદર તેના બાળકને ઉછેરીને મોટું કરે છે અને બીજી બાજુએ માના સ્તનોમાં દૂધ પણ વધારતો જાય છે. ભર ઉનાળામાં વૃક્ષ–વનસ્પતિને નવાં પાન ફૂટે છે. તેમને કોણ પાણી સીંચતું હશે? આવા જે દેવ તેમના વિષે તો તેં કદી વિચારજ ન કર્યો! સર્વનું પ્રતિપાલન કરનારા અનંત દેવનું ચિંતન કરતો રહીને તું બીજી બધી વાતે નિશ્ચિંત બની જા. તુકારામ કહે છે કે જે દેવનું નામજ વિશ્વંભર છે તેમનુંજ તું સદાકાળ ધ્યાન કરજે.

૧૫૯૪–હે નારાયણ! તું ઉદાર છે, તું કૃપાળુ છે, તું પતિતપાવન છે, આવાં આવાં તારાં સાચાં વિશેષણો છે. હે અનંત! કોઈ તારૂં વર્ણન સમજપૂર્વક કરે અને કોઈ વગર સમજ્યે કરે; પણ જે જેવું વર્ણન કરે તેવો તું થઇ જાય છે. હે દેવ! તું દુષ્ટ લોકોને તેમના કાળના જેવો દેખાય છે અને તારા ભક્તોને તું

શંખચક્ર આદિ આયુધને ધારણ કરનારો ચતુર્ભુજ, મેઘશ્યામ આકૃતિવાન દેખાય છે. ગોપીકાઓને મનમાં જેવો કામ ઉત્પન્ન થયો તેવોજ તેમના કામને તૃપ્ત કરે એવો તું પણ બની ગયો અને સ્વસ્ત્રીની ઇચ્છા કરનાર તારા અર્જુન ભક્તની તું રાણી બની ગયો. તું બાળકવેશે યશોદાનાં સ્તનોનું દૂધ ધાવ્યો. તુકારામ કહે છે કે તું બધુંજ થાય છે અને કાંઇજ થતો નથી એવું ચારે વેદ કહે છે.

૧૫૯૫-[ દેવ પોતાના સ્વરૂપના દેવળમાંથી નીકળીને 'હું'-પણા 'ના ઘરની અંદર આવીને પેઠા એટલે માયામય જળ વડે આખું બ્રહ્માંડ પ્લાવિત થઇ ગયું.] હવે એ દેવ પાછા પોતાના દેવળની અંદર ચાલ્યા ન જાય ત્યાંસુધી માયામય જળ ઓસરવાનાં નથી અને બ્રહ્માંડ કોરૂં થવાનું નથી. આ હું જે કાંઇ કહું છું તે મારી મનઃકલ્પિત વાત કહેતો નથી; અથવા તો ગૂઢ ઉખાણા જેવું પણ હું બોલતો નથી. તમે તમારા મનની અંદર વિચાર કરી જુઓને ! જુઓ, પ્રથમ તો હું દેહી છું એવું અભિમાન પેદા થયું એટલે માયામય જળનું એક નાનું સરખું મોજું ઉત્પન્ન થયું જાણવું. તે પાણી પછી વધતાં વધતાં ઘણું વધી ગયું અને તેના વડે નદીઓ અને સમુદ્રો ભરાઇ જઇને આખા બ્રહ્માંડમાં પાણી પાણી થઇ ગયુ. કોઇ વાંઝણી બાયડીને છોકરૂં થયું. તેણે એક કાનમાં ઘાલવાની કડી છોકરાના બેઉ કાનમાં પહેરાવી દીધી એવી વાત આપણને કોઇ કહે તો તે જેમ દેખીતી રીતેજ જૂઠી લાગે છે તેવુંજ આ મારૂં, આ તારૂં અને આ બધું, એ પણ વાંઝણીના છોકરાની પેઠે જૂઠુંજ છે. તુકારામ કહે છે કે જેમનાં અંતઃકરણ ' હુંપણા 'ને લગતા તમામ વિકારોથી મુક્ત થઈ ગયાં છે અને અંદર ખુલ્લું મેદાન બની ગયું છે એવા અનુભવી લોકોજ આ રસની મીઠાશ પારખી શકે છે.

૧૫૯૬-મારા મૃત્યુનું મૃત્યુ થઇ ગયું છે અર્થાત્ તમામ

દેહાદિ પ્રપંચાભિમાનનો નાશ થઇ ચૂકયો છે. આવું થવાથી હું અમર બની બેઠો છું. મૃત્યુનું રહેવાનું ઘર જે જૂઠો દેહાધ્યાસ તેને મેં મૂળથીજ નષ્ટ કરી દીધો છે. આ વિકારોનું પૂર જે રસ્તે થઇને આવ્યું હતું તે રસ્તે થઇને પાછું ચાલ્યું ગયું અને મારૂં ધૈર્ય મારા જીવનમાં સ્થિર થઇ ગયું. તુકારામ કહે છે કે આ રીત મારી બાબતમાં ઘણી જૂની ઠેઠ અનાદિ કાળથી ચાલતી આવેલી હતી, તે આજે તેના ખરા અર્થમાં સાર્થક થઇ ગઈ.

૧૫૯૭–મને તો હવે એવુંજ લાગે છે કે દેવ મરી ગયો છે. હવે તો જે થાય તે ખરૂં. હવે દેવના સંબંધમાં કાંઈ બોલવું અથવા તેનું નામ લેવું, એમાંનું કાંઈજ હું કરનાર નથી. મારી અને તેની વચ્ચે દેવ અને ભક્તનો જે સંબંધ હતો તે આજથી હવે તૂટી ગયો છે. મેં આજ સુધીમાં તેની પુષ્કળ સ્તુતિઓ કરી અને નિંદા પણ જોઇએ તેટલી કરી. હવે હું તેમાંનું કાંઇજ કરનાર નથી. તુકારામ કહે છે કે અત્યાર સુધી તેની સેવા કરવામાં મેં મારી જિંદગી એળે ગાળી. હવે એ બધાં કામમાંથી હાથ ધોઇ નાખીને હું નિરાંત વાળીને બેસી રહેવાનો છું.

૧૫૯૮–મનુષ્યને નમ્ર બનાવી દે એવા ગુણ જેને પ્રાપ્ત થાય છે તે માણસ ખૂબ નમ્ર બની જાય છે અને અભિમાનરૂપી હાથી તેને સ્પર્શ કરી શકતો નથી. સરળપણારૂપી ઘરેણું ફક્ત વિષ્ણુના ભક્તોના શરીર ઉપરજ શોભે છે. તેમના મનમાં એક હરિના સિવાય બીજા કશાનો વિચારજ આવતો નથી. અર્ચન-વંદનાદિ નવધા ભક્તિનો તથા દયા, ક્ષમા, શાંતિ ઇત્યાદિ ગુણોનો એવા ભક્તોમાં વાસ હોય છે. તેમના હૃદયરૂપી રાજ્યની અંદર દુઃખ તો રહેવા પામતુંજ નથી; કારણકે સર્વભૂતની અંદર એક નારાયણજ છે એવું તેઓ જાણી ગયા હોય છે. તેમને મનથી

આખું બ્રહ્માંડ હરિની ભાવનાથી રંગાઈને પવિત્ર બની ગયેલું હોય છે અને તેથી કરીને દ્વૈતભાવની આભડછેટનું ત્યાં મોઢું પણ જોવામાં આવતું નથી. તુકારામ કહે છે કે એવા ભક્તોના મહિમાની કીર્તિ આખા વૈકુંઠમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે અને આ પૃથ્વી ઉપર પણ સર્વત્ર તેનો પ્રચાર જોવામાં આવે છે.

૧૫૯૯—મારા કુટુંબમાં ઘણી પેઢીથી પંઢરપુરની વારી (કાર્તિક અને આષાઢી એકાદશીની યાત્રા) કરવાનો શિરસ્તો ચાલ્યો આવે છે; તેથી કરીને હું બીજા કોઈપણ તીર્થની યાત્રાએ જનાર નથી. હું તો એકાદશીનું વ્રત કરીશ, શ્રીહરિની સન્મુખ ઊભો રહીને તેમનું નામ રાત્રિ–દિવસ ગાયા કરીશ. તુકારામ કહે છે કે કલ્પના અંતમાં રહેનારૂં બીજ તે વિઠોબાનું નામ છે અને તે હું મારી વાણી વડે નિરંતર લીધાજ કરીશ.

૧૬૦૦—અનેક પ્રકારની સુખ–સંપત્તિઓનો સ્વાદ મારા મનને પસંદ નથી. મારા મનને તો પંઢરપુરનોજ રસ બરાબર લગી ગયો છે. પઢંરપુર જવાની એકસરખી લગન મારા મનને લાગી ગયેલી હોવાથી આષાઢી એકાદશી કયારે આવે એનો એજ વિચાર મારા મનમાં ફરી ફરીને આવ્યા કરે છે. તુકારામ કહે છે કે જેના મનમાં આવી ઉત્કટ ઇચ્છા હોય તેની તો ચક્રપાણિ વાટજ જોયા કરે છે.

૧૬૦૧—પરમાર્થને લગતા કોઇ પણ શબ્દો મોઢેથી બોલવા, વાંચવા અથવા તે વિષે બીજાઓની આગળ વિવેચન કરવું, એ બધુંજ જો બોલનારનું તદનુસાર વર્તન ન હોય તો તદ્દન વ્યર્થ સમજી લેવું. એવા માણસોને વિષે એવું કહી શકાય કે તેઓ પોતાને મોઢેથી તો અમૃતનું વર્ણન કરે છે, પણ તેમનું પેટ તો ભૂખ્યું ને ભૂખ્યુંજ છે. પથ્થરને ગમે તેટલી વાર સુધી પાણીમાં

ઉકાળ્યા કરીએ પણ તેથી શું તે કદી નરમ થવાનો હતો ? મધ-માખીઓ ફૂલોમાંથી મધનો સંગ્રહ કરી કરીને વાપરીને ચારૂ મધપૂડાની અંદર ભરી રાખે છે, પણ પોતે તે મધનો ઉપભોગ કરતી નથી. લોભી ધનને એકઠું કરી કરીને ભોંયમાં દાટી રાખે છે; તેમ કરવાથી જીવતાં તો તેના હાથમાં માટીજ હોય છે અને તે મરી જાય છે ત્યારે પણ લોકો તેના મોઢા ઉપર માટીજ ફેંકે છે. તુકારામ કહે છે કે પોતે જે કાંઇ કર્મ કરે તેનો ઉપભોગ જો તે પોતેજ કરતો હોય તો હું તેના ચરણને વંદન કરીશ.

૧૬૦૨–મારા મોઢા વાટે હરિનામનો ધ્વનિજ નીકળ્યા કરે છે. તેનું સેવન કરવું એજ શ્રેષ્ઠ કર્મ છે. પરોપકાર કરવાને માટે પણ એ નામ પોતે લેતા જવું અને બીજાઓને તેનું દાન દેવું. હરિકથા અતિ સરળ અને કોમળ છે. તે ગાનારાઓને ઊર્ધ્વ ગતિ તરફ લઇ જાય છે. તુકારામ કહે છે કે હરિનામના અક્ષરો હું સહજ રીતે ગાઉં છું. હે મનુષ્યો ! તમે બધા મારા આ ઉપદેશને શ્રવણ કરો.

૧૬૦૩–તમે હરિકથા સાંભળવા જાઓ, ત્યારે ત્યાં તમારે કેવી રીતે વર્તવું અને કઇ કઇ મર્યાદાઓનું પાલન કરવું તે હું તમને કહી સંભળાવું છું. પ્રથમ તો તમારે ભાવસહિત માથું નમાવીને પ્રણામ કરવા; કારણકે એવી રીતે વંદન કરવાથી ગોવિંદ સંતુષ્ટ થાય છે. પોતાના હાથમાં કરતાલ, મૃદંગ, વીણા અથવા એવું કોઇ વાદ્ય લઇને તથા અંતઃકરણને પ્રેમથી પરિપૂરિત કરી દઇને જે કોઇ હરિનામ ગાશે અને નૃત્ય કરતાં કરતાં ભગવાનની કીર્તિનું વર્ણન કરશે તે ભગવદ્રૂપજ છે એમ સમજી લેવું. તમે જ્યારે કથા સાંભળવા બેઠા હો ત્યારે આળસ ન મરડવું, ટાંટિયા ઝાંકાચૂંકા કરીને બેસવું નહિ અને અધોવાયુ છોડવો નહિ; કારણકે

આવું કરવું એ હરિકથાનું અપમાન કર્યા બરાબર છે અને જે કોઇ એવું કરશે તે ચાંડાળ છે એમજ જાણવું. મોઢામાં પાનનું બીડું ચાવતાં ચાવતાં આવવું અને જાણે પોતે ઘણા મોટા માણસ હોય એમ અભિમાનપૂર્વક અકડાઇને બેસવું, કથામાં ચિત્ત ન પરોવતાં બીજાઓની સાથે વાતો કર્યા કરવી એ પણ ચાંડાળનાં લક્ષણ છે એમ જાણજો. હરિકથા થતી હોય ત્યાં બેસીને મનમાં પોતાની ઊંચી પદવીનો તથા સાહેબીનો વિચાર કરીને વૈષ્ણવોની ચરણરજ લેતાં મનમાં સંકોચ આણવો અને રખેને પોતાનાં મોઘાં અને ધોયેલાં કપડાં ખરાબ થઇ જાય એમ જાણીને લૂગડાને સાચવી સાચવીને બેસવું એ પણ ચાંડાળપણાની નિશાની છે. વળી જે કોઇ મનુષ્ય પોતે ઊંચે આસને બેસશે અને હરિના ભક્તો તો સામાન્ય દરજ્જાના માનવીઓ છે એવો વિચાર જે કોઇ કરશે તેને આખરે યમના દૂતો શૂળીએ ચઢાવી દેશે એ વાત નિશ્ચયપૂર્વક માની લેજો. કથાસ્થાનમાં આવતાંની સાથેજ હાથ જોડીને નમ્રપણે કથા કરનારને નમસ્કાર નહિ કરે અને સભામાં કથા સાંભળવાને માટે શ્રેષ્ઠ મંડળી બેઠી હોય, તેમનું યોગ્ય સન્માન ન કરતાં જે કોઇ ઉદ્ધતપણે બેસી જશે તે પણ ચાંડાળ છે એમ જાણજો. તુકારામ કહે છે કે સૌને મારી વિનંતિ છે કે તમે હરિકથા સાંભળવા જાઓ ત્યારે ઉપર ગણાવેલા અવગુણોનો ત્યાગ કરીને જજો અને મનમાં યથાયોગ્ય ભાવને ધારણ કરીને નારાયણને તમારા ઋણી બનાવી દેજો.

१६०४—હરિકથા કરવી એ પણ એક પ્રકારનું હરિનું ધ્યાનજ છે અને સૌ સાધનોમાં હરિકથા એ શ્રેષ્ઠ સાધન છે. હરિકથાના જેવું પુણ્યદાયક કર્મ બીજું કોઇ છેજ નહિ એવું હું તમને નિશ્ચયપૂર્વક કહું છું. હરિકથા થતી હોય ત્યાં દેવ પોતે સાક્ષાત્ આવીને ઊભા રહે છે, એવું હું તમને કહું છું તે તદ્દન સાચું છે

એમ માની લેજો. મનમાં દેવનું ધ્યાન કરવું અને મોઢેથી તેમના નામનો ઉચ્ચાર કરવો એ સાધન સૌને સારૂ સહેલામાં સહેલું છે. 'નારાયણ' એવો એકજ વાર ઉચ્ચાર કરતાંની સાથેજ મહાદોષ એક ક્ષણની અંદર બળી જાય છે. તુકારામ કહે છે કે જે કોઈ મનુષ્ય ભાવભક્તિ સહિત હરિકીર્તન કરશે તે પોતે જાતે તરી જશે અને બીજા જીવોને પણ તારતો જશે. તેને નારાયણ જરૂર દર્શન દેશે એમાં તો કાંઈ સંશયજ નથી.

૧૬૦૫—દેવ, ભક્ત અને હરિનામનું ઉચ્ચારણ, એ ત્રણનો ત્રિવેણીસંગમ હરિકથાની અંદર થઇ જાય છે. ત્યાંની ચરણ-રજને પણ જે કોઇ વંદન કરશે તે ઉત્તમ ગતિને પામશે. જે કોઈ મનની ઉત્કંઠા સહિત હરિકથા ગાશે અથવા સાંભળશે, તે પુરુષ હોય કે સ્ત્રી હોય, પણ તેનાં પાપના પર્વતો બળીને ખાક થઈ જશે અને તે અતિ પવિત્ર બની જશે. એવા વૈષ્ણવ ભક્તો જ્યાં રહેતા હશે ત્યાં તમામ તીર્થો પવિત્ર થવાને સારૂ ચાલ્યાં આવે છે અને સદાકાળ તેમના ચરણનો આશ્રય લઈને રહે છે. તુકારામ કહે છે કે હરિકથાના માહાત્મ્યની સાથે કશાની સરખામણી કરી શકાયજ નહિ. એના આનંદનું વર્ણન કદાચ બ્રહ્મા પોતે કરવા જાય તો તેઓ પણ તેમાં સફળ થાય નહિ.

૧૬૦૬—એક હરિકીર્તનને બાદ કરીને બીજું કોઇ પણ કામ હું કરનાર નથી. હે દેવ! તારા કીર્તનના રસથી ઉન્મત્ત અને નિર્લજ્જ બનીને તારા રંગમાં રંગાઇ જઈને હું નાચું છું. હે પંઢરીરાય! આ જાણે મારા મનની અત્યંત ઉત્કટ ઇચ્છા છે તે તમે પૂર્ણ કરો. એટલા વાસ્તે હું તમારે શરણે આવ્યો છું. બસ, હું હાથ વડે તાળીઓ વગાડું અને મોઢેથી વિઠ્ઠલના નામનો ઉચ્ચાર કરૂં; તેમ કરવાથી સંસારનો ભ્રમ નષ્ટ થઇ જશે. તુકારામ કહે

છે કે હે દેવ! તમે મારી ઉપેક્ષા કરશો નહિ અને મને તમારા નિજધામમાં તેડી જવાનું ભૂલશો નહિ.

૧૬૦૭–હરિકીર્તન એવું છે કે તેના વડે દોષ માત્ર બળી જાય છે અને વિઘ્નો ટળી જાય છે. એ સારામાં સારૂં અને બળવાનમાં બળવાન સાધન છે; એટલા માટે હું નિત્ય વૈષ્ણવભક્તોના સમુદાયની અંદર ગાઇ-નાચીને આનંદ માણું છું. આ કળિકાળ કેવળ પાપનીજ મૂર્તિ સમાન છે, પણ તેનો મુકાબલો કરવાને સારૂ મેં મારા હાથમાં નામરૂપી શસ્ત્ર ધારણ કર્યું છે; તેથી હવે મારી આગળ કળિકાળનું કાંઇજ ચાલતું નથી. તુકારામ કહે છે કે હું તો આનંદ સહિત વિજયડંકો વગાડતો વગાડતો મારા પોતાના સામર્થ્ય વડે હરિની નિકટ જઇને ઊભો રહીશ.

૧૬૦૮–યમ પોતાના સેવકોને કહી રાખે છે કે જ્યાં જ્યાં હરિકથા થતી હશે અને જ્યાં બધો વખત હરિનામના ધ્વનિ થતા હશે ત્યાં તમારૂં કશુંજ જોર ચાલવાનું નથી. હરિનામ લેનારા લોકોના ગામમાં તમારે કદી જવુંજ નહિ; એટલુંજ નહિ પણ તમારે તે ગામના સીમાડા ભણી પણ નજર કરવી નહિ; કેમકે ત્યાં સુદર્શન ચક્ર વૈષ્ણવ ભક્તોનું રક્ષણ કરવાને સારૂ રાત્રિદિવસ ફરતું રહે છે. લક્ષ્મી સહિત શ્રીહરિ પોતે હાથમાં ચક્ર અને ગદા ધારણ કરીને તથા પોતાની તમામ ઋદ્ધિસિદ્ધિઓને સાથે રાખીને ભક્તોના ઘરનાં બારણાં આગળ ઊભા રહે છે. તુકારામ કહે છે કે આખા સંસારમાં હરિના ભક્તો સૌ બળવાનોમાં શ્રેષ્ઠ છે, એવું યમ પોતાના દૂતોને કહે છે.

૧૬૦૯–હે જગતના સ્વામી શ્રીકૃષ્ણ! તું એક વાર તો મને દર્શન દે. આ સંસારરૂપી અરણ્યની અંદર તેં મને કેમ પૂરી રાખ્યો છે? ત્યાં આગળ કામક્રોધરૂપી વન્ય પશુઓએ મને ઘેરી

લીધો છે. તારો આજ સુધી મને સંગાથ હતો, પણ હવે તું મારી આગળથી કોણ જાણે કયાં પોતાનું રૂપ છુપાવી બેઠો છે? તુકારામ કહે છે કે મારી દૃષ્ટિ દેહાદિ પ્રાપંચિક પદાર્થોના ઉપર જરાક પડી ન પડી, એટલામાં તેમના વડે મારું સ્વસ્વરૂપ મારા આગળથી અદૃશ્ય થઈ ગયું.

૧૬૧૦–હે દેવ! તારે સારૂં તો મેં મારાપણાની પણ પરવા કરી નથી. ગમે તેમ કરીને તારી સાથે બોલવાનો લાગ મળી જાય એમ ધારીને તો હું તારી પાછળ પાછળ દોડતો ફરૂં છું. એક વાર તારી સાથે એકાંતમાં બેસીને મારા મનની ઇચ્છા પૂર્ણ કરી લઉં એવી મારા મનને પ્રબળ ઇચ્છા થયા કરે છે. તુકારામ કહે છે કે ઓ કાના! તું જઈશ નહિ. ઊભો રહે–જરાવાર ઊભો રહે. જરાક મીટ માંડીને મારી ભણી જો તો ખરો!

૧૬૧૧–તારા ઘરસંસારને સારી રીતે નિભાવે અને તને સુખ આપે એવી સ્ત્રી જો તને મળે તો તું ભાગ્યવંત છે. સાસુ, સસરા, દિયેર, જેઠ, એ બધાંની પરવા ન કરતાં તે સ્ત્રી તારી પાસે આવે છે. પ્રપચ અને પરમાર્થ એ બેના ઉપર સરખી નજર રાખીને બેઉને સાચવી લેવાનું કામ ઘણાખરાને માટે અઘરૂં થઈ પડે છે, અને એવું કરનારા બહુ વિરલા હોય છે. તુકારામ કહે છે કે પોતાનો જીવ દેવને અર્પણ કરીને તેમની સેવા કરનારા જે કોઈ ભક્ત હશે તેમનાં દર્શન તો દેવને પણ દુર્લભ છે.

૧૬૧૨–જે ગોપીઓ ઉદાસીન વૃત્તિવાળી હતી તે પ્રભુના સ્વરૂપની સાથે એકરૂપ બની ગઈ. તે સૌના દેખતાં હરિને વીંટી વળી અને મોરની માફક તેમની આસપાસ નૃત્ય કરવા મંડી ગઈ. પછી તેઓ હરિની સાથે મનમાં આવે તેમ ક્રીડા કરવા લાગી. ગોપીઓ તો ઘણી હતી અને કૃષ્ણ હતા એકલા. તુકારામ કહે છે

કે તેઓ શુદ્ધ નારાયણના સ્વરૂપની સાથે તન્મય બની ગઈ.

૧૬૧૩-આપણા સ્વભાવથી જેઓ વિરુદ્ધ હોય તેમની બાબતમાં શંકા રહે છે અને આપણી જાતના લોકોનો સમાગમ થાય તો તેથી સુખ થાય છે, એમ સમજીને પોતાના મનનો ભાવ સૌને જાણવા ન દેતાં એકાંતમાં મનની અંદર હરિની નિકટ જવું જોઈએ. જેમને હરિના સુખનો અનુભવજ ન હોય એવા લોકોને આપણે શું શું કરીએ છીએ તેની જાણ થવા દેવી નહિ. તુકારામ કહે છે કે જેઓ એકાંતમાં નારાયણનો ઉપભોગ કરે છે તેમનાં મન એ વિષયમાં શંકારહિત થઈ જાય છે.

૧૬૧૪-જેમણે હરિના કંઠની સાથે પોતાના કંઠને લગાડી દઈને તેમને આલિંગન દીધું છે, તેમણે હરિને સર્વાંગે આલિંગન દીધું જાણવું. જેમનું મન નારાયણના સ્વરૂપમાંથી પાછું બહાર આવતું નથી તેઓ એક સરખી રીતે નારાયણનોજ ઉપભોગ કરી શકે છે. તેઓ જ્યારે કાંઈ પણ બોલે છે ત્યારે તેમના બોલ હરિના બોલની સાથે બરાબર મળી જાય છે. તેઓ જ્યારે જુએ છે ત્યારે પોતાની અને હરિની દૃષ્ટિને એક કરીને જુએ છે. તુકારામ કહે છે કે હરિના સ્વરૂપની અંદર તેમનો જીવ મળી જવાથી તેઓ અંતર્ધાન થઈ ગયા છે એમ જાણવું.

૧૬૧૫-ગોપીઓમાં ત્રણ જાતની ગોપીઓ હતી. તેઓ બધીજ સંસારમાં ખૂબ નિંદાઈ અને એક સરખી રીતે ફજેત ફજેત થઈ ગઈ. તેઓ ધણી, માબાપ, સૌની આંખમાં ધૂળ નાખીને હરિની પાસે ચાલી આવી તુકારામ કહે છે કે જો તમારા જીવના ઉપરજ સંકટ આવી પડ્યું હોય તો તમે બધું રહેવા દઈને હરિની સેવા કરજો.

૧૬૧૬-હરિની સંગતિમાં એક ઘડી પણ વ્યતીત થાય તો

તેથી પાર વિનાનો લાભ થાય છે. પ્રપંચની અંદર ઘણા લોકોને સાસરે રહેવા જેવું લાગે છે; કારણકે ત્યાં હરિની સંગતિનો આનંદ તો હોયજ શાને ? પ્રાપંચિક કામકાજની અંદર બધો વખત વ્યતીત કર્યાથી જન્મનું ખંડન થતું નથી. તુકારામ કહે છે કે આવું સમજીને તે ગોપીકાઓ નારાયણના ઉપર આસક્ત થઇ હતી, તે ઉપરથી હે દેવ ! જો તમે તેમને કદાચ છોડવાનો વિચાર કરતા હો તો એ વિચાર પડતો મૂકજો.

૧૬૧૭–વિષ્ણુના ભક્તોનાં હૃદયમાં કોઇ પણ પ્રકારની ચિંતા હોતી નથી. તેઓ નિરંતર હરિનામનો ઉચ્ચાર કરીને પ્રભુના મહિમાનો જય જયકાર ગજવે છે. જેમણે પોતાના હૃદયમંદિરની અંદર નારાયણરૂપી ધનનો સંગ્રહ કરી લીધો છે,તેની અંદર યાવત્ *પદાર્થોનો સમાવેશ થઇ જાય છે. તે ધન તો એટલું બધું વિપુલ* છે કે તેના વડે સૌને સંતુષ્ટ કરી શકાય. પુરુષ, સ્ત્રી, બાળક, જેની ઇચ્છા હોય તે તેનુ સેવન કરી શકે છે. તુકારામ કહે છે કે બધેજ ગોવિંદનું સ્વરૂપજ ભરેલું છે એવી સમજ પડી જવાથી સર્વત્ર આનંદ અને આનંદજ વ્યાપી જાય છે.

૧૬૧૮–જે કોઈ પારમાર્થિક ઉદ્યોગ કરવા તત્પર થશે તેઓનોજ ઉદ્યોગ સાચો કહી શકાય. તેમણે નારાયણના ચિંતનની બાબતમાં એકબીજાને સહાય કરતા રહેવું અને એકાદ જણ નારાયણના ગુણનું કીર્તન કરે તો બીજાઓએ તેનું શ્રવણ કરવું. હરિના ગુણ ગાનારને અને સાંભળનારને એકસરખીજ ફળપ્રાપ્તિ થાય છે. હરિવિષયક પ્રેમથી ભરપૂર થયેલા હૃદયમાંથી જે નીકળે તેનો સત્કાર કરવો અને હરિકીર્તન વખતે તાળી વગાડીને ઉમંગથી નૃત્ય કરવું. તુકારામ કહે છે કે એવું કરવાથી આગળ ઉપર થનારા અનંત જન્મોનો ક્ષય થાય છે અને તમામ પ્રકાર-

નાં દુ:ખોનું નિવારણ થઇ જાય છે.

૧૬૧૯-સર્વ પ્રાણીની ઉત્પત્તિનું સાધન ફક્ત જળજ છે અને એ જળનો વિયોગ થવાથી માછલી તો તરતજ મરણ પામે છે. જેના ચિત્તની અંદર દેવની બાબત જેવી ભાવના તે પ્રમાણે દેવ તેની આગળ તેવા બનીને રહે છે. સૂર્યના ઉપર પ્રેમ તો પ્રાણીમાત્રનો હોય છે, પણ સૂર્યના પ્રકાશમાંજ ખીલનારા કમળનું તો તે જીવન છે. તુકારામ કહે છે કે નાનાં છોકરાં વહાલાં તો સૌને લાગે છે તોપણ તેમની માતા તેમનું ખાસ જતન કરે છે.

૧૬૨૦-તમે ગોળ ખાવા આવો એવું કોઇ દહાડો કીડીઓને નોતરૂં દેવા જવું પડે છે? તેઓ જ્યાં ગોળ પડયો હોય ત્યાં પોતાની મેળેજ દોડી આવે છે. દાતાર કદી ભિખારીઓને બોલાવવા જાય છે કે અરે ઓ ભીખ માગનારાઓ! તમે મારી પાસે દાન માગવા આવો? એ તો યાચક પોતેજ પોતાના હિતને ખાતર વગર તેડયા દાતારને ખોળતા ખોળતા ચાલ્યા આવે છે. પાણી કદી કોઇને કહેવા બેસે છે કે મને તમે પીઓ? અને અનાજ શું ખાનારને તેડવા જાય છે કે આવો, મને ખાઓ? જેઓ તરસ્યા હશે તેઓ પાણીને ખોળતાજ રહેશે અને જેમને ભૂખ લાગી હશે તેઓ અન્નની તપાસ કરતાજ રહેશે. માંદો માણસ પોતાના રોગનું નિવારણ કરાવવાને માટે પોતેજ ચાલ્યો ચાલ્યો વૈદ્યને ઘેર જશે. તુકારામ કહે છે કે એવીજ રીતે જેને પોતાનું હિત સાધવાની લગન લાગી હશે તેઓ હરિકથા ઉપર ભાવ રાખશેજ.

૧૬૨૧-અમુક માણસ પૂર્વજન્મમાં ધોબી હતો કે હજામ હતો તે પેલા માણસની વર્તણુંક ઉપરથી કળી શકાય છે; અને તેની પરીક્ષા કરવાની રીત નીચે પ્રમાણે છે. જે માણસના બોલ

અસ્ત્રાની માફક પટપટ પટપટ અવાજ કરે તે પેલે અવતાર હજામ હોવો જોઇએ; અને જે પોતાની જીભ વડે બીજાના મેલ ધુએ તેને પેલા અવતારનો ધોબી જાણવો. એમ કહેવાનું તાત્પર્ય એ છે કે જીભ વડે પારકાંની નિંદા કરીને તે માણસ તેનાં પાપને ધોઇ નાખે છે. આવો માણસ કદાચ પૂર્વજન્મમાં શિખાસૂત્રનો અધિકારી હોય તોપણ તે ઝાડે ફરતી વખતે અને પેશાબ કરતી વખતે કાને જનોઈ ભેરવવા પૂરતોજ. તુકારામ કહે છે કે પારકાની નિંદા કરવી એ તેને શુદ્ધ કરવાનો એક ઉપાય છે.

૧૬૨૨–હરિનામના ઉપર જે દોષારોપણ કરશે તેનું તો મને મોઢુંજ જોવાનું ન મળે એવું હું ઇચ્છું. તેમના બોલ મને કડવા ઝેર જેવા લાગે છે. તેમની વાણી એવી અમંગળ છે કે કાને સાંભળવીજ ન જોઇએ; કારણકે તેમાં નિંદાની દુર્ગંધ ભરેલી હોય છે. તેમના શબ્દ વડે લાભ તો થાયજ કોને ? આ બાબત કોઇને પુરાણોનાં પ્રમાણ જોવાની જરૂર હોય ખરી ? મને તો એવું થાય છે કે હરિનામની નિંદા કરનારાઓનાં મોઢાં ઉપર શેનો ડાટો દઉં અને તેમની જીભને હું શું કરૂં ? તુકારામ કહે છે કે એવા લોકો સંતોના ઉપર બિલકુલજ વિશ્વાસ રાખતા નથી અને યમના દૂત તો તેમનો ગ્રાસ કરી લેવાને સારૂ તેમના તરફ તાકતાજ ફરે છે.

૧૬૨૩–નરદેહ પ્રાપ્ત થયા છતાં પણ વિચાર કરવાની શક્તિને બળાત્કારે દબાવી દઇને બધા લોકો હાથે કરીને આંધળા બની બેઠા છે. નરદેહ દ્વારા મળેલા જ્ઞાનના પ્રકાશ વડે એટલું જોઈ લેવું જોઇએ કે આપણને આવો નરદેહ ફરીથી મળનાર નથી. આવું રહસ્ય જાણી લઇને સૌ પરમાર્થને રસ્તે કેમ નહિ વળતા હોય ? આજ સુધીમાં અનેક યોનિઓમાં ભટકી ભટકીને, પુષ્કળ

દુઃખ-ક્લેશ સહન કરી કરીને અરે આ નરદેહ હાથ આવ્યો છે. હવે જો એને તમે એળે ગુમાવશો તો ફરીથી તમને મળવાનોજ નથી. તુકારામ કહે છે કે હું રસ્તે જતાં સૌને સાવધાન કરતો જાઉં છું. મારી વાતને લક્ષ આપીને સાંભળનારા કોઇ કોઇ મને રસ્તામાં આવી મળશે.

૧૬૨૪–જાખાઇ, જોખાઇ, માયરાણી, મેસાબાઇ આ બધાં ક્ષુદ્ર દેવદેવીઓને ઇશ્વર કહી શકાય નહિ. મારા પંઢરીનાથ તો આ બધાં દેવદેવીઓના પણ દેવ છે અને ઘણાજ બળશાળી છે. રંડી, ચંડી, આ બધી શક્તિઓ મદ્યમાંસનું ભક્ષણ કરનારી છે. ખંડોબા, બહિરોબા એ બધા રોટલા ઝૂડનારાઓના દેવ છે. મોટા પેટવાળા ગણપતિ તે પણ લાડુના કાળ છે. મુંજાબા, મહિષાસુર, એ તો નાનાં છોકરાંના દેવ કહેવાય. એ બધા અમારી આગળ શા હિસાબમાં? વેતાળ, બેતાળ વગેરે કાળા મોઢાઓનાં મોઢા ઉપર આગ પડો. તુકારામ કહે છે કે તમે તમારૂં ચિત્ત એક પાંડુરંગ-માંજ પરોવી રાખજો.

૧૬૨૫–તમારા ઉપર કોઈ એવું સંકટ આવી પડે કે જેનું નિવારણ તમે પોતે નજ કરી શકો તો એવી પરિસ્થિતિમાં હરિના ભક્તોનો ધર્મ તો એજ હોય કે તેમણે હરિનું સ્મરણ કરવું. હરિ તમને કદી દુઃખી થવા દેનારજ નથી. તેમણે પોતાના ભક્તોનું રક્ષણ કરવાને સારૂ સુદર્શન ચક્ર જામીનગીરીમા આપ્યુ છે. હરિના નામનું સ્મરણ કરતાની સાથે વિઘ્નો તો બારે વાટે નાસી જાય છે. તુકારામ કહે છે કે તમે તમારો પ્રાણ દેવને અર્પણ કરી દેજો.

૧૬૨૬–મા જ્યારે છોકરાંને ફેંકી દે ત્યારે તે જાય પણ ક્યાં? તે પોતાના સામર્થ્ય વડે તો કદી પણ જીવી શકેજ નહિ. રીસાળ છોકરાં માએ પીરસેલી થાળી ફેંકી દઇને રીસ ચઢાવીને

ઘરણહાર નાસી જાય છે, ત્યારે મા બિચારી પોતે ન ખાતાં છોકરાં-ની ઘેર આવવાની વાટ જોતી બેસી રહે છે કે તેઓ આવે તો તેમને જમાડું. અમે એ નાનાં છોકરાંની જેમ અમારી માની આગળ હઠ કરીએ એજ અમારી કુલ પૂંજી છે. ઓ વિઠાબાઇ! તું અમારી મા છે એમ સમજીને તું માતાના પ્રેમને વશ થઇને અમારી પાસે દોડી આવજે. તારાં હઠીલાં છોકરાંઓની હઠ પૂરી કરવી અને તેમને સારૂં સારૂં ખાવાનું આપીને તેમના મનનું સમાધાન કરવું એજ તારૂં તો કામ રહ્યું.

૧૬૨૭–શ્રીહરિનું બાલ્યાવસ્થાનું સ્વરૂપ સુંદર અને મધુર છે. તેજ સ્વરૂપ ગાયો અને ગોપલોકોની મંડળી સહિત પુંડ-લિકને સારૂ પંઢરપુરમાં ચાલ્યું આવ્યું. એ ધ્યાન કરવા યોગ્ય સ્વરૂપ પોતાની સહજ દિગંબર અવસ્થામાં કમરના ઉપર હાથ મૂકીને ઊભું રહ્યું છે. ભક્તોના અજ્ઞાનનું હરણ કરી લેવાને અને તેમની ભક્તિનો સ્વાદ ચાખવાના લોભને વશ થઇને પોતે ઊભા ને ઊભાજ રહ્યા છે. દાંભિક લોકોનો સત્કાર કરવાનું તે શીખ્યા નથી અને ઇંટના ઉપર પોતાના બેઉ ચરણ સમાન રીતે મૂકીને ઊભેલા છે. તેમણે પોતાના હાથ કેડના ઉપર મૂકી રાખ્યા છે તેનું કારણ એ છે કે તેમની પાસે મૂકી રાખેલી દહીં-ભાતની તાસકના ઉપર સ્વાભાવિક રીતે તેમની ચિત્તવૃત્તિ ગયેલી છે. મુરલી, બંસરી, ઇત્યાદિ તેમની ખાંધે છે અને બાલ્યાવસ્થામાં ગાયોનું રક્ષણ કરવાને સારૂ ગ્રહણ કરેલી જેષ્ટિકા પણ પાસે છે. તેમની ક્રીડાને સારૂ ચંદ્રભાગાનો સુંદર કિનારો છે. તેમની નજર આગળ ભીમા નદી દક્ષિણવાહિની બનીને વહી રહી છે. મૂઢ લોકોનો ઉદ્ધાર કરવાનું તેમણે પુંડલિકને વચન આપ્યું છે. તુકારામ કહે છે કે વૈકુંઠમાં નિવાસ કરનારા હરિ પોતે ભક્તોની પાસે ઊભા થઇ રહે છે.

૧૬૨૮–વિઠ્ઠલના નામ ઉપર જેમને વિશ્વાસ નથી તેઓ

દુઃખદાયક નરકમાં જ પડેલા છે એમ જાણું. તેમની સાથે વાતચીત કરવાથી આભડછેટ લાગે છે, જે સ્નાન કર્યાથી પણ દૂર થતી નથી. જેમને વિઠ્ઠલના નામ ઉપર પ્રીતિ નથી તેમના આયુષ્યની ઘડીઓ કાળ ગણ્યાજ કરે છે. તુકારામ કહે છે કે હું જો તેમની સાથે બોલું તો મને વિઠોબાનાજ સમ.

૧૬૨૯-જેમના મુખમાં વિઠોબાનું નામ રમી રહ્યું હશે તેમને તમામ વ્રત-નિયમ આદિનાં ફળ આવી મળે છે;એટલા માટે નાના પ્રકારની ઇચ્છાઓની પૂર્તિ કરવાને સારૂ નાના પ્રકારનાં વ્રત-નિયમોનું પાલન કરવાનો શ્રમ લેવાની કોઇને જરૂરજ નથી. ફક્ત વાણી દ્વારા 'રામકૃષ્ણ-ગોવિંદ' એવાં નામનું રટણ કરતા રહેવું. તેમ કરવાથી વૈકુંઠના સુખભોગના સમાન સુંદર ફળ સત્વર મળી જશે. તુકારામ કહે છે કે નામચિંતનને પ્રતાપે નામચિંતન કરનાર હરિરૂપ બની જાય છે.

૧૬૩૦-નામ એ જડબુદ્ધિવાળા જીવોનો તરણોપાય છે એવી નામમહિમાની પ્રસિદ્ધિ પુરાણોમાં પારવિનાની કરવામાં આવી છે. હરિનામચિંતનને પ્રતાપે અગાઉનાં મોટાં મોટાં પાપ બળી જાય છે અને ફરીથી ગર્ભવાસ કરવાનો વખત આવતો નથી. શાસ્ત્રોમાં જેમની ગણના પાતકીઓમાં કરી છે તે બધાજ હરિનામમંત્રનો જપ કરીને પાતકી મટીને પૂજનીય બની જાય છે. તુકારામ કહે છે કે હરિનામનો આવો પ્રતાપ ત્રણે લોકમાં ગાજી રહ્યો છે.

૧૬૩૧-હરિનામ લેવામાં કશો ખર્ચ કરવો પડતો નથી અને તે એવો અઘરો પણ નથી કે જેથી તેનો જપ કરવા માટે કાંઇ શ્રમ લેવો પડે. ખરુ, જે છે તે 'રામ' એવા ફક્ત બેજ અક્ષરના શબ્દમાં છે. એનોજ વાણી દ્વારા ઉચ્ચાર કરતા જાઓ. આ જપ કરવામાં ઉત્તમ વર્ણ, જાતિ, ધર્મ એ કશાંનો ખપ પડતે

નથી. હરિના નામ વડે સૌ હરિના ધામમાં આવકાર પામે છે. તુકારામ કહે છે કે હરિનું નામ એ તો સાક્ષાત્ ચૈતન્યનું રહેઠાણ છે.

૧૬૩૨–હરિનામનો નિત્ય જપ કરનારા પાયમાલ થઇ ગયા એવો એક પણ દાખલો કોઇએ કદી કાને સાંભળ્યો છે ? હે સંતો, મહંતો, સિદ્ધો, ઋષિઓ ! હું તમને સૌને નમ્રતાપૂર્વક આ પ્રશ્ન પૂછું છું અને તેનો તમે મને ઉત્તર આપો. હરિનામનો નિત્ય જપ કરનાર તર્યો નથી એવું એક પણ ઉદાહરણ ખોળી કાઢીને મને બતાવો. તુકારામ કહે છે કે હું તમારી સાથે આ પ્રમાણે છૂટ લઇને બોલું છું તે માટે મને માફી આપશો.

૧૬૩૩–હરિનામ જે સાર વસ્તુઓના પણ સારરૂપ છે તે તમને મફતમાં મળી શકે છે; માટે તમારાથી જેટલું લૂંટાય તેટલું સુખેથી લૂટી લેજો અને તેમ કરીને તમે અજર-અમર બની જજો અથવા દેવોના સમાન દૈવવાન થઇ જજો. તમારો ફરીવારનો જન્મ તો થનારજ નથી અને તમારાં પાપ ભલે પહાડ જેવડાં હશે તોપણ તે બળીને ખાક થઇ જશે. અત્યંત પ્રેમ અને ભાવપૂર્વક તમારે હરિનામ ગાવું જોઇશે. તુકારામ કહે છે કે તમારે દેશવિદેશ ભટકવાની કશી જરૂરજ નથી. ઘેર બેઠાં હરિનામનું સ્મરણ કરતા રહેજો.

૧૬૩૪–અણમાનીતી રાણીનો રાજા ત્યાગ કરે તોપણ ચૈયતને માટે તો તે રાણીજ રહેવાની અને રાણી તરીકે સૌ તેનું સન્માન પણ કરવાનાજ. તે પ્રમાણે હું ભલે દાંભિક હોઉં તોપણ તમારો દાસ તો ખરોજ ને ? એટલા માટે યમદૂતની મગદૂર નથી કે મારી સામે નજર પણ કરે. રાજાના છોકરાએ કાંઇ ગુનો કર્યો હોય, પણ બીજા લોકો તેને સજા કરી શકે છે? નહિજ. તુકારામ કહે છે કે ઘોડાના અંગમાં ભલે બોસ્તેર જાતનાં અપ-

લક્ષણ હોય પણ જો તેના ગળામાં ફક્ત દેવમણિનુંજ ચિહ્ન હોય તો તે બધાંજ અપલક્ષણનો અશુભ ભાવ દબાઈ જાય છે, તેમ હે જગતના સ્વામી! મારૂં પણ તેવુંજ સમજી લેજો.

૧૬૩૫-હે દેવ! કાં તો તમે મારો ઉદ્ધાર કરો અથવા તો મારાથી તારો ઉદ્ધાર થઇ શકતો નથી એવું તમારે મોઢથી કબૂલ કરીને તમારો પરાજય સ્વીકારી લો. આ બેમાંથી એક કામ તો તમારે કરવુંજ જોઇશે; કારણકે મારૂં એક માત્ર આશ્રયસ્થાન તમારા ચરણજ છે; અને તમે જ્યારે મને નિરાશ કરો છો ત્યારે મારો સંશય વધતો જાય છે. હું તો તમારા પગને બે હાથે ચૂડ ભેરવીને બેઠો છું અને તે સિવાય બીજી-ત્રીજી બાબતમાં મને સમજણ પડતી નથી; આથી કરીને મારો ભાગ્યોદય ક્યારે થશે તેની હું કશી અટકળ કરી શકતો નથી. તુકારામ કહે છે કે હે દેવોના રાજા! મારો જીવ અત્યંત ચિન્તાતુર થઈ ગયો છે તેથી કરીને હું તમારી દયાની યાચના કરી રહ્યો છું.

૧૬૩૬-પ્રારબ્ધાનુસાર જે કાંઇ સુખ-દુઃખનો ભોગ કરવો પડે તે બધાનો ભાર દેવને માથે નાખી દઇને, તેમને ભોગવી છૂટવા સારૂ તૈયારી કરી રાખવી આટલું જો કરશો તો તમારા ઉપર જે જે સંકટ આવી પડશે તેમનું નિવારણ કૃપાસાગર દેવ પોતે કરી લેશે. એ દેવના સિવાય બીજા બધા સહાયકો બિચારા પોતેજ દીન અને રંક છે. તેઓ વળી તમને શી મદદ કરવાના હતા? મનમાં કાંઈ ભય ઉત્પન્ન થાય તો તેમાંથી બીજાં અનેક દુઃખોના સમુદાય પેદા થઇ જાય છે; એટલા માટે દેવને શરણ જવું એજ શ્રેષ્ઠ ઉપાય છે. તુકારામ કહે છે કે એમ સમજીને આખા વિશ્વનું પ્રતિપાલન કરનાર જે દેવ છે તેમનુંજ ચિંતન કરવું; કારણકે તેમનું સ્મરણ-ચિંતન કર્યું એટલે બધું કર્યું

કાર્ય છે કે જે સિદ્ધ ન થાય? સર્વ પ્રકારનાં દુઃખોનું નિવારણ કરનાર એક દેવજ છે.

૧૬૩૭-સુખદુઃખાદિ ભોગ પ્રારબ્ધ કર્મ વિના આવી મળતા નથી, આવો વિચાર કરીને પોતાના મનનું સમાધાન કરી લેવું જોઇએ. સુખ કે દુઃખ, બેમાંથી ગમે તે એક આવી મળે તોપણ તેથી મનને હર્ષ-શોક થવા દેવો નહિ. વારંવાર ગોવિંદનું સ્મરણ કરતા રહેવું. આપણા પ્રારબ્ધના સિવાય બીજા કોઇને દોષ દેવો નહિ. તુકારામ કહે છે કે આપણે આપણો બધોજ ભાર જો નારાયણના ઉપર મૂકી દઇએ તો તે આપણા સુકાની બની જાય છે.

૧૬૩૮-સૌ પ્રાણીઓના પ્રતિ નિર્વૈર ભાવ રાખવો એજ એક સર્વોત્તમ સાધન છે. એવું કરીએ તોજ નારાયણ અંગીકાર કરશે, નહિ તો નહિ. એમ ન કરતાં મોઢેથી ગમે તેટલું બડબડ બડબડ કરીએ તે બધુંજ ફોકટ જાણવું. પોતાના શરીરનાં સગાં-સંબંધીઓ અને પારકાં લોકો એ બેઉ જેને મન બરાબર હોય, અને જેનું ચિત્ત પરોપકાર કરવામાં લાગી ગયું હોય તેમનેજ નારાયણ પોતાના ગણી લે છે. તુકારામ કહે છે કે ચિત્ત જો નિર્મળ થઇ જાય તો બીજું બધું આપોઆપ થઇ રહે છે.

૧૬૩૯-મોઢા વડે કોઇને શાપ દઇએ અથવા આશીર્વાદ દઇએ તો કદાચ ફળીભૂત થાય પણ ખરો, પણ એવું કરવાથી અગાઉ કરેલાં તપનો ક્ષય થઈ જાય છે. સાધકને ઘેર ઋદ્ધિ અને સિદ્ધિ ચાલી આવે છે અને તેના સાધુપણાનો દુનિયામાં ડંકો વગાડે છે, પણ તેમ થવાથી સાધકના મનમાં સ્વાભિમાન વધી જાય છે અને તેનામાં દંભનો પ્રવેશ થાય છે; અને તેના પરિણામે દેવ તેનાથી આઘા જતા રહે છે. તુકારામ કહે છે કે મેવા-મીઠાઇના ટોપલા ઊંચકનારા મજૂરોને તેમનાં કમનસીબને લીધે

તે વસ્તુઓનો લાભ મળતોજ નથી.

૧૬૪૦–સુવર્ણને જેમ આગમાં તપાવીએ અને જેમ ટીપીએ તેમ તેમ તેમાંનો મેલ બળી જઇને સોનું શુદ્ધ થઈ જાય છે. એવું કર્યા વગર તેના ઉત્તમ દાગીના ઘડી શકાતા નથી. કોઇ પણ પદાર્થને વિધિપૂર્વક શુદ્ધ કર્યા વિના તેનામાં શુદ્ધપણું આવતું નથી. આજે જે આપણો મિત્ર છે તેનું જો જરાક આપણે નુકસાન કરીએ, તો તે મિત્ર મટીને શત્રુ થઇ જાય છે. દેહના પ્રારબ્ધના યોગ વડે જે કાંઇ ભોગવી લેવું પડે તે ભોગવી છૂટવું. જે માણસનું ગળું ફાંસીની દોરી વડે ભીંસાઇ ગયું હોય છે તેનો રોગ અને દુઃખમાંથી તો છુટકારો થાય છેજ. તુકારામ કહે છે કે મનને પૂર્ણ દૃઢ કરવું અને પદાર્થની સિદ્ધિ થતાં સુધી તાપ સહન કરવો.

૧૬૪૧–ઘોડીના વછેરાને જ્યારે પહેલવહેલો પલોટીને તેના ઉપર સવારી કરવામાં આવે છે, ત્યારે તેનાથી માણસનો ભાર પણ ખમાતો નથી, પણ આગળ જતાં તેને ધીમે ધીમે ભાર ઉંચકવાનો મહાવરો પડતો જાય છે, ત્યારે તે માણસ તો શું, પણ મોટી ભારે અનાજની ગુણને પણ પીઠ ઉપર લઇને ચાલે છે; એવી રીતે આપણે આપણા હૃદયને કેળવીને હર્ષ, વિષાદ વગેરેના આઘાત સહન કરવાને માટે સમર્થ બનાવી દેવું જોઈએ. હૃદય એવું થવું જોઈએ કે હર્ષ અને વિષાદની વૃત્તિઓ અંતઃકરણની અંદર સમાઈ જાય અને છતાં તે નિશ્ચળ રહે. માખણની અંદર જ્યાં સુધી છાશનો ભાગ હોય છે ત્યાંસુધી તે ચૂલા ઉપર રાખવાથી કડકડે છે; પછી જ્યારે બધો ખટાશનો ભાગ બળી જાય છે ત્યારે ચોખ્ખું ઘી કશોજ અવાજ કરતું નથી. તુકારામ કહે છે કે પથરો જ્યારે સલાટના ટાંકણાના ઘા ખમી ખમીને પથરાનો દેવ થાય છે ત્યારેજ લોકો તેને પગે લાગતા આવે છે.

૧૬૪૨-કાગડાને કોઇના ઉપર નથી દયા આવતી, તેમ નથી તે કોઇના ઉપર કશો ઉપકાર કરતો; તેના અંતઃકરણમાં તો કાળાશ અને અપવિત્રતાજ ભરેલી છે; તેવીજ રીતે જેની પાસે નઠારાં કામ કરીને સંપાદન કરેલી દોલત છે, તેનું જીવતર પણ અમંગળ જાણવું અને તે જ્યારે મોઢેથી બોલે છે ત્યારે તેના મોઢામાથી ગંદા અને અપવિત્ર શબ્દોજ નીકળે છે. કડવા તૂંબડાની અંદર સારા સારા મસાલા નાખીને તેનું શાક બનાવીએ તોપણ તેનો એકજ કોળિયો મોઢામાં મૂકતાંની સાથે ખાનારો થૂ થૂ કરી નાખશે. તુકારામ કહે છે કે સાપને વિષનો ત્યાગ કરતાં આવડતું નથી.એવાની આગળ તો હમેશા પાપનોજ આદર થાય છે.

૧૬૪૩-હરિનું ચિંતન એજ વાસ્તવિક કમાઈ છે. એ ધંધામાં કદી પણ ખોટ જવાનો ભય નથી અને તેના દ્વારા દેવનો મેળાપ થવામાં કશી અડચણ આવતી નથી. એ નફાકારક માલ દેશેદેશ જાય છે. રસ્તામાં કશો બગાડ થતો નથી. જેવો અહીંથી રવાના કરીએ તેવોજ ત્યાં પહોંચી જાય છે. તેને લેવાને સારૂ જાણકાર પારેખની પણ કશી જરૂર પડતી નથી; કારણકે એમાં કોઇ જગ્યાએ છેતરાવાનો ભય નથી. બધેજ જ્યાં જઇએ ત્યાં માલ એક સરખો ને સરખોજ. તુકારામ કહે છે કે હરિનું સ્વરૂપ સર્વત્ર પ્રકટ હોવાથી તેના વડે દૃષ્ટિ મોહિત થઇ જાય છે.

૧૬૪૪-હવે બીજો કશો વિચાર ન કરતાં આ સંસારની અંદરથી જેમ બને તેમ વહેલા વહેલા નીકળી નાસો અને વેગભેર પંઢરપુર ચાલ્યા જાઓ; કારણકે ત્યાં જે પાંડુરંગ મહારાજ રહે છે તે દીનદુઃખીઓ ઉપર દયા કરનારા છે. હું પંઢરપુર જઇશ એવા વચનના ગૂંચવાડામાં રહેવું નહિ. બસ, જવુંજ છે એવો નિશ્ચય કરીને ઝટપટ જવું અને દેવના શરણાગત થઇ જવું.

તુકારામ કહે છે કે દેવ ઘણા કૃપાળુ છે અને પોતાના દીન સેવકોને સારૂ ખૂબ કાળજી રાખે છે.

૧૬૪૫–હે દેવ! જેઓ બુદ્ધિહીન અને જડ જીવો છે તેમનો તમે ત્યાગ ન કરશો. આ તમારા દીન દાસની આટલી વિનંતિ માન્ય રાખજો. તમારા ચરણનો આશ્રય લેવાની ઇચ્છા રાખીને જેઓ તમારી પાસે આવતા હોય, તેમને ટાળી મૂકવા એ તમારે માટે શું યોગ્ય કહેવાય કે? તુકારામ કહે છે કે હે પુરુષોત્તમ! તેમના સર્વ અપરાધોની તમે માફી આપશો.

૧૬૪૬–એટલા માટે તો હું વારંવાર તમારા કાલાવાલા કરૂં છું અને કાકલૂદીઓ કરૂં છું. હે લક્ષ્મીપતિ! સૌ ભંડારગૃહ તો તમારાજ હાથમાં છે. સૌનાં દુઃખદારિદ્રયને દૂર કરવા સારૂ તમે આવ્યા છો, ત્યારે હવે મોડું ન કરતા. તમે–જગન્નાથ તમારા હાથ વડે અમને ફક્ત અભયદાન દો. 'બીશો નહિ' એટલું ફક્ત મોઢેથીજ બોલો તો તેટલું પણ અમ જેવા રંક જીવોને માટે તો ઘણું થઈ જશે. તમારા સિવાય હું બીજા કોઇની પાસે જતો નથી. મારા મનની તમામ અભિલાષાઓ ફક્ત તમારે એકલાને માટેજ છે અને હું મારા મનને મારી મારીને બીજે કોઇ ઠેકાણે જવા દેતોજ નથી. તુકારામ કહે છે કે અમારૂં તો ફક્ત એકજ કર્તવ્ય છે કે, વખત–કવખતનો વિચાર ન કરતાં તમારાં કીર્તનો ગાઇને તમને જાગૃત કરી દેવા.

૧૬૪૭–હે દેવ! તમારી સ્તુતિ કરવા તરફ લોકોની રુચિ થવા માંડી, ત્યારથી લોકોએ તમારાં અનેક નામ પાડી રાખ્યાં છે; અને તે નામોની મદદથી ભક્તિરસની અંદર વિશેષ માધુર્ય આવી ગયું છે. મેં તે નામોનું ખૂબ આનંદપૂર્વક ઘણા દિવસ સુધી સેવન કર્યું છે. તેમ કરવાથી મારા અનેક શુભ દિવસનો

એટલો ભારે છે કે તેનો બદલો વાળવાને સારૂ હું બધો વખત તેનું નામ મોઢેથી ગાઉં છું અને તેના તાલસૂર પ્રમાણે પગ મૂકીને નૃત્ય કરૂં છું.

૧૬૫૨-અમે તો ઘણીજ રાજીખુશીથી ફરીથી જન્મ ધારણ કરીશું; કારણકે આ લોકમાં એક કર્તવ્ય સૌથી શ્રેષ્ઠ છે અને જેનું આ લોકમાંજ પાલન થઇ શકે છે. તે એવું છે કે પંઢરપુરની વારી (યાત્રા) કરવાથી શ્રેષ્ઠ લાભ થાય છે, એ મારા જાતિ અનુભવની વાત છે, સૌ તેનો અનુભવ લઇ જુએ. તુકારામ કહે છે કે એમ જાણીને તો મેં સર્વ પ્રકારના રંગનો ત્યાગ કરી દીધો છે.

૧૬૫૩-હે દેવ! તમારી સાથે રહેવાથી એક ક્ષણ વારમાં તમામ લોકોની દેહબુદ્ધિ ટળી જાય છે. હે વિઠાબાઇ માતા! આથી કરીને મને તારા ચરણ બહુજ વહાલા લાગે છે. હરિના દાસનો સત્સંગ કર્યાથી તારો પ્રેમ મારા શરીરના રોમરોમમાં સ્થિર થઇ જાય છે. તુકારામ કહે છે કે એ પ્રેમજ મારા મનને ગમે છે, તેથી કરીને હું તેનુંજ વરદાન માગી લઉં છું.

૧૬૫૪-બધા લોકો બેસીને જમતા હોય તે વખતે પંગતમાંથી કોઇએ ખીર માગી. તો તેને ખીર પીરસવાને બદલે જે સ્ત્રી તેની થાળીમાં રાઇ ચઢાવેલું રાઇતું પીરસવા આવે તેને ખરેખરી કુંભારના ઘરની ગધેડીજ કહેવી કે બીજી કાંઇ? એટલા માટે હું સૌને કહું છું કે સમયને ઓળખો અને તે પ્રમાણે કાર્ય કરો. જે વખતે જે કામ કરવા જેવું ન હોય તે કામ નજ કરો. શુભ કાર્ય થતું હોય તે વખતે કોઈ અશુભ શબ્દ બોલે અથવા બોલાવે તે માણસ નઠારામાં ગણાય અને શુભ સ્થાનમાં તેની હાજરી સારી ન કહેવાય; કારણકે તેના મોઢામાંથી શુભ સમયે અશુભ બોલજ નીકળી જાય છે. તુકારામ કહે છે કે જે કોઇ સારાનરસા

સમય અને સ્થળનો વિચાર કરી શકતો નથી તેનું જીવતર વ્યર્થ છે અથવા નરક સમાન છે.

૧૬૫૫-વીંછીનો તીક્ષ્ણ ડંખ વીંછીને પણ દુઃખ દે છે; કારણકે જેનામાં નઠારા ગુણ હોય તેને પણ તે પીડાકારક થવાજ જોઈએ. એજ રીતે તમારે સમજી લેવું કે તમારૂં મનજ તમારૂં દુશ્મન અને મિત્ર પણ છે. આ વાતનો તમારે વિચાર કરવો જોઈએ. આપણા અંતઃકરણને પ્રિય લાગે એવા મીઠા બોલ પોપટ બોલે છે, ત્યારે તો આપણે તેને છાતી પર રાખીને રમાડીએ છીએ. તુકારામ કહે છે કે પાડાંને ગમે તેટલાં કેળવો તોપણ તે પાડાંનાં પાડાજ રહેવાનાં. કમજાતને ઉપદેશ આપવા જતાં ઊલટો ઉપદેશકને ત્રાસ થાય છે.

૧૬૫૬-તીર્થયાત્રા કરવાની ઇચ્છા હોય તો સરસ રીત એ છે કે, તમે જ્યાં છો ત્યાં ને ત્યાંજ બેસી રહો અને ઘેર બેઠાંજ તીર્થયાત્રાને યોગ્ય ધર્મનું પાલન કરો; તેથી તમને ઘણુંજ પુણ્ય પ્રાપ્ત થશે. આ મેં તમને એક માર્મિક વાત કહી છે તે લક્ષમાં રાખજો. ઉપર કહ્યું તેવું પુણ્યકાર્ય કરવામાં જેઓ એવા તન્મય થઇ ગયા હોય કે જેમની એક ઘડી પણ વ્યર્થ જાયજ નહિ એવા ભાવિક ભક્તોના સત્સંગમાં રહેવું એ પણ એક શ્રેષ્ઠ કાર્ય છે. જે મનુષ્ય હરિનામનું સ્મરણ કરે છે અને બીજા લોકોને તેવું કરવાની પ્રેરણા અથવા ઉપદેશ દે છે, તે આ સંસારમાં ભવનદીને પેલે પાર લઈ જનાર નૌકાજ છે એમ જાણજો. તુકારામ કહે છે કે જેઓ આવો પરોપકાર કરે છે તેમના ચરણ ઉપર હું મારૂં માથું નમાવું છું.

૧૬૫૭-અમારા ચિત્તની અંદર કોઈ પણ પ્રકારના ભયને લીધે ક્ષોભ થતોજ નથી. અમે અમારો જીવભાવ દેવને સમર્પિત કરી દીધો છે, તેથી હવે અમારે કોઇ પણ વાતનો મનમાં ભય

રાખવાનું કારણજ શું હોય? અમે તો જે કાંઇ અમારા મનના આનંદને માટે કરીએ છીએ તે અમને સારી રીતે શોભા આપે છે. તુકારામ કહે છે કે અમે અમારા હૃદયરૂપી માપની અંદર દેવને ભરી દઇને આખો દિવસ આનંદમાં વ્યતીત કરીએ છીએ.

૧૬૫૮–દેવ એવા છે કે ભક્તો તેમને હાંક મારે એટલે તરતજ તેમની પાસે દોડી આવે છે. આવો એમનો મૂળથીજ સ્વભાવ છે. તે અતિ કરુણાયુક્ત શબ્દો વડે ભક્તોને પોતાની કૃપાનું દાન દે છે અને પછી તેમને પોતાના પ્રેમનો પાનો પાય છે. ભક્તોનાં હૃદયમાં પ્રકટેલી તાલાવેલી, ઉત્કંઠા વગેરેને તે રૂડી રીતે જાણી શકે છે. તુકારામ કહે છે કે જે કોઈ હરિનામ લે છે તેની પાછળ પાછળ હરિનો પ્રેમ દોડયો દોડયો આવે છે.

૧૬૫૯–ઓ સ્વામિન્! મારા હૃદયની અંદર તમે આળસ કેમ ભરી રાખ્યું છે? એ આળસને લીધે તમારું સ્મરણ કરવામાં વિઘ્ન નડે છે; અને તમારા સ્મરણમાં વિઘ્ન આવે તેના કરતાં વધારે નુકસાન બીજું હોયજ શું? શરીરને આત્મા માનવો એજ બંધન છે અને એ ભૂલ કુબુદ્ધિએ કરાવી છે. તુકારામ કહે છે કે આ બાબત મારા મનને ઘણોજ ઉદ્વેગ થાય છે અને તેથી હું ઘણો દુઃખી રહું છું.

૧૬૬૦–હે દેવ! મારા હૃદયમાં તમારા દર્શનની તીવ્ર ઇચ્છા પ્રકટી છે. હવે તો તમને જે ઠીક લાગે તે કરો. તમે આખા વિશ્વના પ્રતિપાલક છો. તમારી આગળ કઈ વસ્તુની ઊણપ છે? અને છતાં અમારા મનમાં કોઇ જાતની ચિન્તા થયા કરતી હોય તો તેનું નિવારણ કરનાર તમારા કરતાં વધારે ઉદાર અને સમર્થ દાતાર બીજો કોણુજ હોઇ શકે? તુકારામ કહે છે કે આટલી વાત તો અમે બરાબર જાણી લીધી છે.

૧૬૬૧–હવે હું તમારી આગળ પલાંઠી મારીને બેઠો છું. તમને જેમ યોગ્ય લાગે તેમ ભલે તમે કરજો, પણ નાનાં છોકરાંને જાતજાતની યુક્તિઓ લડાવતાં આવડે છે તે તો તમે જાણતાજ હશો. તેમને જે વસ્તુની ઇચ્છા હશે તે વસ્તુ પોતાની ઇચ્છા પ્રમાણે માગી લેવાનાંજ. તુકારામ કહે છે કે ઓ વિઠાઇ મા! તું ઉદાસીન બનીને તો નથીજ બેસી શકવાની.

૧૬૬૨–જે વિશ્વનો પ્રતિપાલક છે તેને અનંત હાથ, અનંત પગ અને અનંત નેત્રો છે. કોણ ક્યાં છે, કેવો છે તે બધું તે જોઇ શકે છે. કોને શું જોઇએ છે, કોણ શું માગી રહ્યો છે તે પણ તે સાંભળી શકે છે. જેને જે પદાર્થ પ્રિય હોય તેને તે આપીને તેની ઇચ્છા પૂર્ણ કરે છે. તુકારામ કહે છે કે પોતાના મેળાપમાં તો તે કદી અંતર પડવા દેતોજ નથી.

૧૬૬૩–હે દેવ! મારો કંઠ ગદ્ગદિત થઇ જાય, મારી આંખોમાંથી આનંદાશ્રુ વહેવા માંડે અને એવી અવસ્થામાં હું તમારા ગુણના વર્ણનની વૃષ્ટિ વરસાવી દઉં એવી મારી ઇચ્છા છે. તે સુખના નશામાં હું ખૂબ આનંદમગ્ન બની જાઉં અને હું પાપ તથા પુણ્ય બેઉથી વેગળો થઇ જાઉં. હે દેવ! તારા ઉપરના મારા મોહને લીધે હું આગળ–પાછળની બધી વાતો ભૂલી જાઉં છું અને મારો કંઠ, મારો સ્વર અને મારો આલાપ એ બધું તારેજ સાચવી લેવાનું રહ્યું. તુકારામ કહે છે કે આ ઠેકાણે જે વસ્તુની જરૂર છે તે તો એક પ્રેમજ છે, કારણકે તમારા સિવાય રસમાં કશો સ્વાદજ આવતો નથી.

૧૬૬૪–હે દેવ! તમને આલિંગન દેવાને હું મારા હાથ પહોળા કરીને ઊભો રહ્યો છું. હે પાંડુરંગ! ત્યારે હવે તમે વેગભેર દોડ્યા આવો ને; કારણકે આજે તો મને તમારી કેડે બેસ-

વાનું મન થયું છે. પગે ચાલતાં કાંટા ખૂંચે છે. તુકારામ કહે છે કે હે કૃપાળુ દેવ! તમારે મારી પાસે જે સેવા કરાવવાની ઇચ્છા હોય તે સેવા હું કરીશ.

૧૬૬૫–હે દેવ! શું હું તમારો અનન્ય ભક્ત થયો છું? ત્યારે જેવો હું સરળ સ્વભાવનો છું તેવા તમારે પણ થવું જોઇશે. બસ, મારી આટલીજ વિનંતિ છે હે ગોપાળ! તું એવો અકળ છે કે તું શું કરવા માગે છે તેની મને સમજ પડતી નથી. કોઈ વિશેષ પ્રસંગે જે તેં મારી પાસેથી ઉછીનું લીધું છે તે તારે પાછું આપવું પડશે. તુકારામ કહે છે કે તું ક્રિયાનષ્ટ છે તેથીજ તું અમારી પાસે સેવા કરાવવાનું કષ્ટ વહોરી લે છે.

૧૬૬૬-હે દેવ! અમારાં હૃદયોમાં ઇચ્છાઓ ભરી પડી છે અને તું અમારો સ્વામી ઉદાસીન બની બેઠો છે. ચોટા માણસની સાથે વાદવિવાદમાં શા માટે ઊતરવું જોઇએ? અમે તારી વેઠ કરીને અને તારાં વૈતરાં વહી વહીને વાજ આવી જઇએ છીએ અને તું અમારો સ્વામી ઘરમાં ને ઘરમાં બેસી રહે છે તુકારામ કહે છે કે તારી સાથે વાદવિવાદ કરવો હોય તો તે કેવી રીતે કરવો તેની મને તો સમજણ પડતી નથી.

૧૬૬૭–દેહાભિમાનનો નાશ કરીને આપણા પોતાના અંતઃકરણની અંદર વિચાર કરી લેવો જોઇએ. એ ઉપરાંતની બીજી બધી વાગ્જાળ એ માયા અને અહંકાર માત્ર છે. જેટલો શબ્દનો આધાર લેવો પડે તેટલુંજ અજ્ઞાન સમજી લેવું. જે ફળ છે તેજ બીજ છે, અને જે બીજ છે તેજ ફળ છે. જે મૂળ વસ્તુ છે તેને તો ગમે તેવાં જુદાં જુદાં નામથી ઓળખાવીએ તોપણ તે વસ્તુ તો તેવી ને તેવીજ રહે છે. તુકારામ કહે છે કે સંજેરી, ઘૂઘરા, સેવ, રોટલી એ બધાં ઘઉંના લોટના મિથ્યા પ્રકાર માત્ર

છે. તેમની અંદર જો કોઇ વસ્તુ સત્ય હોય તો તે એક ઘડોજ છે. સોનાના અનેક પ્રકારના ઘાટ ઘડી શકાય છે, પણ આકાર મિથ્યા છે અને સાચી વસ્તુ એક સોનુંજ છે. અલંકારના ઘાટ તો કેવળ કલ્પના છે અને તેથી તે મિથ્યા છે.

૧૬૬૮–હે દેવ! હવે તો તમારા ચરણ ઉપર મારો અધિકાર સાબિત થઇ ચૂકયો છે. હું મારા તમામ ભાવ વડે એક પંઢરીનાથ સિવાય બીજા કશાને ઓળખતોજ નથી. જે જે વખતે મારા મનમાં જે કોઇ ઇચ્છા ઉદ્ભવે અને તેની પૂર્તિને માટે હું તમારી પાસે માગણી કરૂં તે તે વખતે મારી તમામ ઇચ્છાઓને તમારે પૂર્ણ કરવી જોઇશે. તુકારામ કહે છે કે હવે તમે મારા હાથમાંથી કેવી રીતે છટકી જવાના છો? હું તો તમામ દિશાઓને ઘેરીને ઊભો છું.

૧૬૬૯–હે દેવ! આજ સુધી મેં તમારો બરાબર કેડો લીધો ન હતો, તેથી કરીને તમને નાસી જવાની અથવા સંતાઇ જવાની મારી અનુકૂળતા મળી ગઇ હતી, પણ હવે તમે યાદ રાખજો કે આજથી હું તમારી પૂંઠે કેડ બાધીને પડયો છું, એટલે હવે મારી સામે અને મારી નજીક ઊભા રહ્યા વિના તમારો છુટકોજ નથી. અત્યાર સુધી તો હું અનેક કામોની ગૂંચવણોમાં ભેરવાઇ પડયો હતો, તેથી કરીને તમારી સાથે હું બોલી શકયો ન હતો, પણ હે દેવ! હવે હું બધી રીતે છૂટો થઇ ગયો છું, એટલે તમારે મને હવે તમારો બધો હિસાબ આપવો પડશે.

૧૬૭૦ હે દેવ! હવે તમે અમારો ત્યાગ કરવાની વાતજ ન કરતા. અમે તમારાં બાળક છીએ તેથી અમ–બાળકોના તરફ તમારે ધ્યાન આપવું જોઇશે. તમને આ બાબત કહેવાની જરૂરજ ન હોય, છતાં હું તમને જે કાંઇ કહું છું તે મારા પ્રેમનેવશ

થઇને કહું છું. કોઈ પણ વાતમાં મારી અને તમારી વચ્ચે અંતર પડવા દેશો નહિ. તુકારામ કહે છે કે હે પાંડુરંગ ! મને જે તમારા ઉપર મોહ ઉત્પન્ન થયો છે તેને જેવો ને તેવો જાળવી રાખજો અને મારો અંત લાવવા તરફ નજર ન કરશો.

૧૬૭૧-હું સંગરહિત, શુદ્ધ બુદ્ધ આત્મા છું, આવો નિશ્ચય કરવા જતાં મારૂં મન નિશ્ચલ થતું નથી; ત્યારે મારે હવે કરવું શું ? ખરેખરૂં ભોજન પેટમાં પડયા વિના ઓડકાર આવે. જ કેવી રીતે ? અનુભવ વિના જે જે શબ્દોનો પ્રયોગ કરીએ તે બધા કેવળ શબ્દોજ છે. હે દેવ ! ત્યારે હવે તમારૂં બ્રહ્મજ્ઞાન તમારી પાસે રાખો. મારે તો તમારા ચરણુનેજ પકડી રાખવા છે અને કદી છોડવા નથી. વાંકાપણાથી વાંકાપણુંજ ઉત્તરોત્તર વધતું જાય છે. જન્મનું મૂળ અંતકાળે મનની અંદર રહી ગયેલી વાસનામાં હોય છે. કોઇ પણ જાતની ખટપટ કરવા જતાં પરિણામ એ આવે છે કે તેથી ઊલટાં પુણ્ય અને પાપમાં વધારો થાય છે અને સંકલ્પનાં બંધન ઢીલાં થવાને બદલે ઊલટાં દૃઢ બનતાં જાય છે. તુકારામ કહે છે કે મુક્ત સ્થિતિ એવી સસ્તી નથી કે સહજમાં મળી જાય. તેને પ્રાપ્ત કરવાને માટે દેહાત્મભાવનું નિરસન કરવું જોઇશે; અને તે કરી શકે એવા બળવાન તો વિરલાજ હોય છે.

૧૬૭૨-તમારી સ્તુતિ કરવાની મારી વાણીમાં યોગ્યતા તો ક્યાંથીજ હોય ? એમ સમજીને હું ફક્ત તમારા ચરણુના ઉપર મસ્તક નમાવી દઉં છું. મારા ભાગ્યમાં તમારી ભક્તિ છે કે નહિ, તે ન સમજાયાથી હું તમને તુલસીપત્ર પણ અર્પણ કરી શકતો નથી. ફક્ત તમારી સામે હાથ જોડીનેજ ઊભો થઈ રહું છું. એવું મારૂં સદ્ભાગ્ય ક્યાંથી કે હું તમારા સાંનિધ્યમાં

ઊભો રહી શકું? તમારી સેવા કરવાનો વિધિ પણ હું જાણતો નથી અને તેથી તો હું તમારી દયાની ભિક્ષા માગું છું. છેવટે બીજું કાંઈ નહિ તો સંતોના ઉચ્છિષ્ટની આશા રાખીને હું તેમની વાટ જોયા કરું છું. એક વાર પણ તમે મારી સાથે બોલો એવી ઇચ્છા મને હમેશાં થયા કરે છે. તુકારામ કહે છે કે હું તમારે શરણે આવ્યો છું અને તેથી કરીને રાતદહાડો તમારું ચિંતન કરવું એ સાધન હું કરી રહ્યો છું.

૧૬૭૩–મને મારા સ્વામીની ચરણસેવા કરવાનો અધિકાર મળી ગયો એનેજ મેં સર્વસ્વ લાભ માની લીધો છે; આથી કરીને હવે હું વિષયોના ભણી પાછું ભાળીને જોતો પણ નથી. ક્ષણે ક્ષણે હું કાળના ઉપર વિજય મેળવતો જાઉં છું. કોઈ પણ જાતના વિચારની કે તર્કની ગૂંચવણ મને હવે નડતી નથી અને સાંસારિક બાબતોની ફિકર-ચિન્તા મારા હૃદયને હવે સ્પર્શ કરી શકતી નથી. મારા હૃદયની અંદર જે અશુભ ભાવનાઓ હતી તે પણ બધી દૂર થઇ ગઇ છે. આગ પડો સાંસારિક વિષયો-ની તૃષ્ણાના ઉપર! કારણકે આગળ જતાં આવો અવકાશ મળશે કે નહિ તે કોણ જાણી બેઠું છે? તુકારામ કહે છે કે પારમાર્થિક લાભને મેં મારે છેડે ગાંઠ વાળીને બાંધી લીધો છે, એટલે હવે મારે કોઇ પણ જાતની ગૂંચવણ રહીજ નથી.

૧૬૭૪–હે દેવ! મારે મોઢેથી હું તારું નામસ્મરણ કરી શકું અને તારા ગુણનું કીર્તન કરી શકું એટલો મારા મનમાં એ બે વિષયોના પ્રતિ પ્રેમ ઉત્પન્ન કરાવી દે; બીજું મારી આંખો ઠરે ત્યાંસુધી તારું રૂપ નિહાળ્યા કરવાનું મને સુખ ચાખવા દે; વળી હે દેવ! તારી કીર્તિ હું મારા કાન ભરાતાં સુધી સાંભળું એટલી મને વિશ્રાન્તિ આપજે. તારા રંગમાં રંગાઇ જઇને હું,

સંસારના પ્રતિ ઉદાસીન થઈ જાઉં અને તારા ગુણ ગાતાં ગાતાં તાળીઓ વગાડીને નૃત્ય કરૂં એટલું બળ તું મારા હાથપગમાં મૂકજે. તુકારામ કહે છે કે મારા દેહભાવને હું તારા સિવાય બીજા કોઇ વિષયમાં પરોવું એવું તારે થવા દેવુંજ નહિ.

૧૬૭૫–ઓ દેવ! મારા માતાપિતાને ઠેકાણે તું છે, મારી સંપત્તિ પણ તું છે અને મારૂં ગોત્ર પણ તુંજ છે. મારૂં હિત કરનાર જો આ સંસારમાં કોઈ હોય તો તે પણ તારા સિવાય બીજું કોઇજ નથી. હે દેવ! મારો દેવ પણ તું અને મારો જીવભાવ પણ તુંજ છે. મારા આચાર અને તેને લગતા મારા વિચાર પણ તુંજ હોવાથી મારા યોગક્ષેમનો ભાર તુંજ વહન કરે છે. મને મન, વાણી અને કર્મ વડે એકલો તુંજ માન્ય છે એવું હું તારાજ સમ ખાઇને કહું છું. તુકારામ કહે છે કે મેં મારો બધો જીવભાવ તને અર્પણ કરી દીધો છે, એટલા માટે હવે એ બાબત તને જેમ યોગ્ય લાગે તેમ કરજે.

૧૬૭૬–હે દેવ! તને હું મારી હકીકત વારંવાર કહ્યા કરૂં છું, તેનું કારણ એ છે કે મારો ભાવ કેવો છે તે તું સાંભળીને સમજી શકે. આ નરદેહના આયુષ્ય પૈકી જેટલા દહાડા વ્યર્થ જશે તે ફરીથી સાંપડનાર નથી અને આગળ ઉપર આવનારા દિવસોની આશા રાખીને બેસી રહેવા હું ઇચ્છતો નથી. વારંવાર મને સારા-નરસા ગુણોના ધક્કા લાગ્યા કરે છે, તેથી કરીને મારા ચિત્તને ઘણો ક્ષોભ થાય છે. તારો મને કોઇ જાતનો આધાર દેખાતો નથી; એમ થવાથી મારા જીવને ધીરજ રહેતી નથી. તુકારામ કહે છે કે હે દેવ! જો તું આ સકળ બ્રહ્માંડનો આત્મા છે, તો પછી અમારે તારા કાલાવાલા કરવાની શી જરૂર છે?

૧૬૭૭–હે દેવ! તારા ઘરમાં મોક્ષ અને બીજું બધું જે

કાંઇ હોય તે ભલે રહ્યુ; મારે એ બધી જંજાળને શા માટે વહોરી લેવી જોઇએ? કારણકે તારી પ્રાપ્તિની ચાવી તો તારૂં નામ છે અને તેના વડે અમારૂં હિત સધાશે, આ બે વાતો હું બરાબર સમજી ગયો છું. આ સિવાય બીજી-ત્રીજી વાતોમાં માથું મારવું એટલે આયુષ્યનો તેટલો વખત એળે ગુમાવવો. એમ કર્યાથી આપણા રોજનાં કામકાજમાં અડચણ આવે છે. હું તો તારા ચરણનો ભરોંસો રાખીને બેઠો છું. એ સિવાય બીજી કોઇ પણ બાબતનો વિચાર હું મારા મનમાં આવવા દેતો નથી. તુકારામ કહે છે કે હે દેવ! તને કીર્તન સાંભળવાનું ખૂબ ગાંડપણ લાગ્યું છે, એમ જાણીને અમે જરા પણ વિસામો ન લેતાં કીર્તનજ કર્યા કરીએ છીએ, કે જેથી કરીને એ કીર્તન સાંભળવાની લાલચે તું અમારી પાસે દોડી આવે.

૧૬૭૮-હે દેવ! અમને-વિષ્ણુના સેવકોને પ્રારબ્ધ કર્મોને લીધે રોગ ઉત્પન્ન થાય અને તેની પીડા અમારે વેઠવી પડે એ ઘણીજ લજવાઇ મરવા જેવી વાત છે. તે વિષે તમને મારે કહેવુંજ કેમ પડે છે? જો કાળ મને ગળી જશે તો મેં અગાઉ જે કહેલું તે વ્યર્થ જશે. તુકારામ કહે છે કે અમને-તારા સેવકોને ગર્ભવાસનાં દુઃખ ભોગવવાં પડશે તે તને સારૂં લાગશે કે?

૧૬૭૯-હે મનુષ્યો! તમે તમારૂં ચિત્ત શુદ્ધ કરો અને ભાવપૂર્વક હરિનામનાં ગીત ગાઓ. તમારે જો દેવની પ્રાપ્તિ કરવીજ હોય તો આ એક સહેલામાં સહેલો ઉપાય છે. બીજાના ગુણદોષની વાતો તમારે કાને સાંભળવીજ નહિ અને તેના સંબંધી વિચાર મનમાં પણ આવવા દેવા નહિ. સંતોના ચરણમાં લીન થઇને તેમના ઉપર તમારૂં મસ્તક મૂકી દેજો. જેના વડે ચિત્તનું સમાધાન થાય એવાજ બોલ મોઢેથી બોલવા અને તેવું ન બની.

શકે તો મૌન ધારણ કરવું. તુકારામ કહે છે કે બની શકે તો લોકોના ઉપર પુષ્કળ ઉપકાર કરવા, તેટલા ન બને તો થોડા પણ કરવા ખરા.

૧૬૮૦–કોઇ આપણને માઠાં વચન કહે તેનો ઘા આપણા શરીરને નથી લાગતો, પણ વજ્રઘાતની માફક આપણાં મર્મસ્થળના ઉપર તેનો જખમ થાય છે. તે ઘા સહન થઇ શકતો નથી તેનું કારણ શું હશે એ એક પ્રશ્ન છે. દેહ અને તેને લગ બધું જ જ્યારે આપણે દેવને સમર્પિત કરી દીધું છે, ત્યારે ઉપરનો પ્રશ્ન સંભવતો નથી. નઠારાં વેણ બોલનારનાં મોઢામ કાંઇ તેમની તીખાશ લાગતી નથી અને સાંભળનારના પેટમ પણ તેથી અજીર્ણ થતું નથી. તુકારામ કહે છે કે જો આપણે અહંકારનેજ સમૂળો નષ્ટ કરી નાખીએ તો પછી આપણાં હૃદયમાં નારાયણનોજ વાસો થઇ જાય.

૧૬૮૧–હવે મારે મારા મનની અંદર કપટનો પ્રવેશ થવા દેવો નથી, પણ તેમ કરતાં જો થાય તો મારે મારૂં દુઃખ રડવું કોની પાસે જઇને? જેની પાસે ખરૂં માપ હશે તેને કોઇ દહાડો ખોટ જવાની નથી. અથથી તે ઇતિ સુધી નારાયણ મધુરજ છે. જે સાચો અને શુદ્ધ હશે તેના ઉપર અપવિત્રતાની છાયા પણ પડવાની નથી. ખરાપણા વડે ખરાપણાનોજ સંચય થયા કરે છે. હું વિચાર કરીને જે રસ્તો મને સરળ લાગે તે રસ્તે વળું છું. આ બાબતમાં મને મારી બુદ્ધિની મદદ મળે છે. એ બુદ્ધિની આગળ બળ તો કશા હિસાબમાં નથી. કોળિયા ભરી ભરીને જે કાંઇ ખાઇએ તે પચી જવું જોઇએ અને જે ખોરાક પચી જાય છે તેનેજ વારેવારે ખાવાની ઇચ્છા થયા કરે છે. તુકારામ કહે છે કે હે પાંડુરંગ! મારાં આ વચનોની વચ્ચે કશો મેળ ખાતો

નથી, તેમને તું મેળ ખાતાં કરી દે; કારણકે તું મારી માતા છે.

૧૬૮૨–મારામાં સ્ફૂર્તિરૂપી ઝરો પહેલેથીજ હતો; તેની મદદથી હું શબ્દોરૂપી રત્નોને ગૂંથીને તેમની માળાઓ તૈયાર કરૂં છું. મને શબ્દોના અનેક અર્થોનો અનુભવ છે. જેમનું મન પરિપકવ થયું હશે તેઓ આ વાતની સાક્ષી પૂરશે. તુકારામ કહે છે કે મને અનંત ભગવાને જે કવિતાની પ્રેરણા કરી છે તે કોઇ કાળે ખૂટે નહિ એવી છે.

૧૬૮૩–સહજ ભાવે થનારી આ જગતની લીલાનો હું સાક્ષી છું. વાણીથી હું તેનો ત્યાગ કરૂં એ બની શકે એવું નથી; એટલા માટે મારી વાણી નિઃશબ્દ તત્ત્વનું આરંભથી માંડીને નિરૂપણ કરે છે; તેથી કરીને તે કોઇ પણ વખતે મોહના બંધનમાં પડનાર નથી. સૂર્ય પોતાના પ્રકાશ વડે અંધકાર દૂર કરે છે અને તેમ કરીને તે સૌ મનુષ્યોને પોતપોતાના વ્યવહારમાં પ્રેરે છે અને છતાં તે પોતે બધા વ્યવહારથી અલિપ્ત રહે છે. તુકારામ કહે છે કે મારી આગ્રહીવૃત્તિનો એવો અંત આવી ગયો છે કે તે ફરીથી મોઢું બતાવનારી નથી.

૧૬૮૪–તે અનંત પ્રભુએ મને પોતાના ચક્કરમાં ગૂંચવી રાખ્યો છે, તેથી કરીને તે મારે મોઢેથી જે કાંઇ બોલાવે છે તે પોતાના કાર્ય પૂરતું બોલાવે છે. મારો છેડો તેણે પકડી લીધો છે: તેને હું ખેંચું તાણું છું, પણ તે છોડતો નથી. તેના ચક્કરમાં મારો જીવ ગૂંચવાઇ ગયો છે. આથી કરીને તમને જે કાંઇ કહેવાનું હશે તેમાં કાંઇ અડચણ આવે એવો સંભવ હું દેખતો નથી. એનું કારણ એ છે કે દેવ મારા શરીરની સાથે વીંટાઇ વળ્યા છે, એટલે તે મારી સાથે ને સાથેજ છે. તુકારામ કહે છે કે તમારી પણ મારા જેવીજ સ્થિતિ છે, પણ તેનો અનુભવ તમને હવે પછી થશે.

૧૬૮૫-તમારી એવી અવસ્થા થઇ જાય ત્યાંસુધી તમે જેવા અત્યારે મારાથી વેગળા છો તેવા ને તેવા વેગળાજ રહેજો; કારણકે મારી સાથે ગોપાળ વળગી ગયેલા છે અને તમારે મારા ઉપર આળ આવવા દેવું ન જોઈએ, પણ તમારી સામે વિકરાળ કાળ ઊભો છે તેનાથી હાલ તો તમે તમારો બચાવ કરી લો એટલું ઘણું છે. તુકારામ કહે છે કે તમે જો મારા જેવા ગાંડા થઇ જશો તો લોકોમાં તમારી નિંદા થશે.

૧૬૮૬-સતી સ્ત્રીનો પાઠ ભજવવા જતાં પરિણામે ઘણી મુસીબત વેઠવી પડે છે, કારણકે તેમ કરવાને માટે જીવવાની તૃષ્ણાનું તો મૂળ ઊખડી જવું જોઇશે. ઉચ્ચપદ અને કીર્તિ પણ એજ રીતે આવી મળે છે. આવી સ્થિતિ ન થાય અને ફક્ત ઉપર છલ્લોજ ભાવ હોય તો તેથી કીર્તિ મળનાર નથી. યુદ્ધની બાબતોનુ જેમને જ્ઞાન હોય અને જેમનામાં શૌર્ય હોય તેમણેજ યુદ્ધની વાતો કરવી અને તેવાના મોઢામાંજ તે શોભે છે. તુકારામ કહે છે કે એવી સ્થિતિ થતાં સુધી ધૈર્ય ધારણ કરીને રહેવું જોઇએ.

૧૬૮૭-દેવ પોતાના સ્વયંપ્રકાશ દ્વારા આખા વિશ્વમાં આડા ને ઊભા ચારે દિશાએ ઉપર અને નીચે વ્યાપી રહેલા છે. દેવ પોતે એકવિધ નથી, પણ જ્યારે આપણામાં શુદ્ધ ભાવનો ઉદય થાય છે ત્યારે તે એકવિધ બની જાય છે. એવું ન કરતાં ભેદાભેદની ભાંજગડમાં બધો વખત બંધાઈ રહેવાથી એવી ભાંજગડોનો કદી અંત આવશેજ નહિ. તુકારામ કહે છે કે આ પ્રાપંચિક વ્યવહારની બાબતો ઉપર જે જે તૃષ્ણા અને આસક્તિઓ હશે તે બધીને નિર્મૂળ કરવી પડશે.

૧૬૮૮-વૈષ્ણવ લોકો તેમનાં કપાળ ઉપર આગમાં તપાવેલી છાપના ડામ તો દેવડાવે છે, પણ જો તેમનાં મન પરિપક્વ

થયાં ન હોય તો એ તિલક-છાપાં વડે એક રીતે વૈષ્ણવનો વેશ ધારણ કરવા ઉપરાંત બીજું કશું વિશેષ પરિણામ આવતું નથી. વૈષ્ણવત્વનું મુખ્ય લક્ષણ મનની પરિપક્વ દશા છે; તેનીજ જ્યાં સુધી ઊણપ હોય ત્યાંસુધી વૈષ્ણવ થઇ શકાતું નથી. વૈષ્ણવે તો આખા જગતને વિષ્ણુમય માનવું જોઇશે. એ તો વૈષ્ણવ માત્રનો વિશેષ ધર્મ છે. એ ખરેખરી જરૂરની બાબત તો પોતાને વૈષ્ણવ કહેવડાવનારાઓ જાણતા નથી. તુકારામ કહે છે કે જે જે કામ કરવાથી ભારે ભારે પાપની ઉત્પત્તિ થાય છે, તે તે કામ ન કરતાં હું સત્યના માપ વડે મારૂં જીવન માપતો જાઉં છું એનો અર્થ એ છે કે હું વૈષ્ણવોના મુખ્ય ધર્મને જાણું છું અને તે પ્રમાણે વર્તન કરૂં છું.

૧૬૮૯-હું ભક્તિનો વાસ્તવિક અનુભવ લેતો થાઉં અને મારા સ્વામી (દેવ) મને મોટાઇ આપે એવી મારી ઇચ્છા છે. ભક્તિનો એક વાર ખરેખરો અનુભવ થઈ ગયા પછી તેમાં ઘટાડો થતો નથી અને તેમાં અશુદ્ધિનો પ્રવેશ પણ થઇ શકતો નથી. એક વાર હૃદયની અંદર ભક્તિનું રાજ્ય સ્થાપિત થઇ ગયા પછી તે ત્યાંથી કદી પાછી ફરતી નથી. જેનો પ્રત્યક્ષ અનુભવ હોય નહિ એવો કોઇ માણસ મોઢા મોઢાની વાતો કરે તેના ઉપર કોને વિશ્વાસ બેસે? જે ઘડીએ સ્વામી માથા ઉપર હાથ મૂકે તે ઘડીએ સ્વામીના સાચા ભક્ત થયા કહેવાઇએ. તુકારામ કહે છે કે હું આગળથી ઉતાવળ કરૂં એવો છું નહિ. જે ઘડીએ મને પ્રભુના ચરણનો લાભ થશે તે ઘડીએ હું શુદ્ધ થયો છું એમ માનીશ.

૧૬૯૦-હું મારા આત્મભાવ વડે સર્વાન્તર્યામી છું; મારી આવી સ્થિતિમાંથી મને કોણ હઠાવી શકે એવો છે? પણ મારા મનને ભક્તિ તરફ રુચિ છે તેથી કરીને તેને પ્રાપ્ત કરી લેવાની મને ઉત્કંઠા જાગી છે. એ અવસ્થાને પાકી કરવાને માટે અર્થાત

૧૬૮૫-તમારી એવી અવસ્થા થઇ જાય ત્યાંસુધી તમે જેવા અત્યારે મારાથી વેગળા છે તેવા ને તેવા વેગળાજ રહેજો; કારણકે મારી સાથે ગોપાળ વળગી ગયેલા છે અને તમારે મારા ઉપર આળ આવવા દેવું ન જોઈએ; પણ તમારી સામે વિકરાળ કાળ ઊભો છે તેનાથી હાલ તો તમે તમારો બચાવ કરી લો એટલું ઘણું છે. તુકારામ કહે છે કે તમે જો મારા જેવા ગાંડા થઇ જશો તો લોકોમાં તમારી નિંદા થશે.

૧૬૮૬-સતી સ્ત્રીનો પાઠ ભજવવા જતાં પરિણામે ઘણી મુસીબત વેઠવી પડે છે; કારણકે તેમ કરવાને માટે જીવવાની તૃષ્ણાનું તો મૂળ ઊખડી જવું જોઇશે. ઉચ્ચપદ અને કીર્તિ પણ એજ રીતે આવી મળે છે. આવી સ્થિતિ ન થાય અને ફક્ત ઉપર-છલ્લોજ ભાવ હોય તો તેથી કીર્તિ મળનાર નથી. યુદ્ધની બાબતો-નું જેમને જ્ઞાન હોય અને જેમનામાં શૌર્ય હોય તેમણેજ યુદ્ધની વાતો કરવી અને તેવાના મોઢામાંજ તે શોભે છે. તુકારામ કહે છે કે એવી સ્થિતિ થતાં સુધી ધૈર્ય ધારણ કરીને રહેવું જોઇએ.

૧૬૮૭-દેવ પોતાના સ્વયંપ્રકાશ દ્વારા આખા વિશ્વમાં આડા ને ઊભા ચારે દિશાએ ઉપર અને નીચે વ્યાપી રહેલા છે. દેવ પોતે એકવિધ નથી, પણ જ્યારે આપણામાં શુદ્ધ ભાવનો ઉદય થાય છે ત્યારે તે એકવિધ બની જાય છે. એવું ન કરતાં ભેદાભેદની ભાંજગડમાં બધો વખત બંધાઈ રહેવાથી એવી ભાંજગડાનો કદી અંત આવશેજ નહિ. તુકારામ કહે છે કે આ પ્રાપંચિક વ્યવહારની બાબતો ઉપર જે જે તૃષ્ણા અને આસ-ક્તિઓ હશે તે બધીને નિર્મૂળ કરવી પડશે.

૧૬૮૮-વૈષ્ણવ લોકો તેમનાં કપાળ ઉપર આગમાં તપાવેલી છાપના ડામ તો દેવડાવે છે, પણ જો તેમનાં મન પરિપકવ

થયાં ન હોય તો એ તિલક-છાપાં વડે એક રીતે વૈષ્ણવનો વેશ ધારણ કરવા ઉપરાંત બીજું કશું વિશેષ પરિણામ આવતું નથી. વૈષ્ણવત્વનું મુખ્ય લક્ષણ મનની પરિપક્વ દશા છે; તેનીજ જ્યાં સુધી ઊણપ હોય ત્યાસુધી વૈષ્ણવ થઇ શકાતું નથી. વૈષ્ણવે તો આખા જગતને વિષ્ણુમય માનવું જોઇશે. એ તો વૈષ્ણવ માત્રનો વિશેષ ધર્મ છે. એ ખરેખરી જરૂરની બાબત તો પોતાને વૈષ્ણવ કહેવડાવનારાઓ જાણતા નથી. તુકારામ કહે છે કે જે જે કામ કરવાથી ભારે ભારે પાપની ઉત્પત્તિ થાય છે, તે તે કામ ન કરતાં હું સત્યના માપ વડે મારૂં જીવન માપતો જાઉં છું એનો અર્થ એ છે કે હું વૈષ્ણવોના મુખ્ય ધર્મને જાણું છું અને તે પ્રમાણે વર્તન કરૂં છું.

૧૬૮૯-હું ભક્તિનો વાસ્તવિક અનુભવ લેતો થાઉં અને મારા સ્વામી (દેવ) મને મોટાઇ આપે એવી મારી ઇચ્છા છે. ભક્તિનો એક વાર ખરેખરો અનુભવ થઈ ગયા પછી તેમાં ઘટાડો થતો નથી અને તેમાં અશુદ્ધિનો પ્રવેશ પણ થઇ શકતો નથી. એક વાર હૃદયની અંદર ભક્તિનું રાજ્ય સ્થાપિત થઇ ગયા પછી તે ત્યાંથી કદી પાછી ફરતી નથી. જેનો પ્રત્યક્ષ અનુભવ હોય નહિ એવો કોઇ માણસ મોઢા મોઢાની વાતો કરે તેના ઉપર કોને વિશ્વાસ બેસે ? જે ઘડીએ સ્વામી માથા ઉપર હાથ મૂકે તે ઘડીએ સ્વામીના સાચા ભક્ત થયા કહેવાઇએ. તુકારામ કહે છે કે હું આગળથી ઉતાવળ કરૂં એવો છું નહિ. જે ઘડીએ મને પ્રભુના ચરણનો લાભ થશે તે ઘડીએ હું શુદ્ધ થયો છું એમ માનીશ.

૧૬૯૦-હું મારા આત્મભાવ વડે સર્વાન્તર્યામી છું; મારી આવી સ્થિતિમાથી મને કોણ હઠાવી શકે એવો છે ? પણ મારા મનને ભક્તિ તરફ રુચિ છે તેથી કરીને તેને પ્રાપ્ત કરી લેવાની મને ઉત્કંઠા જાગી છે. એ અવસ્થાને પાકી કરવાને માટે અર્થાત્

તેને પોતાના જીવનમાં પરિણત કરવાને માટે મારે અનેક જન્મ ધારણ કરવા પડશે તો હું કરીશ. તુકારામ કહે છે કે હું સેવા કરીને દેવને મારા ઋણી બનાવીશ.

૧૬૯૧–કાગડો ગમે તેટલાં રૂપ બદલે, ટાપટીપ કરે પણ તેથી તે કાંઇ હંસ બની જવાનો હતો ? એટલા માટે હું કહું છું કે ઓ પાખંડી મઠાધીશો ! તમે તમારા મઠ ઉપરથી હાથ ઉઠાવો–હાથ ઉઠાવો. સર્વશ્રેષ્ઠ જે એક પાંડુરંગ છે તેની સાથે તમારો સંબંધ જોડો. નકટી બાઈડી નાકમાં વાળી ઘાલીને ફરે તો તેની શોભા નહિ વધે, પણ ઊલટી લોકોમાં તેની મશ્કરી થશે. તુકારામ કહે છે કે તમે અહીં જરા પણ ઘમંડ કે દંભ કરશો નહિ, એવો (ઈશ્વરનો) હુકમ હું દાંડી બજાવીને જાહેર કરું છું.

૧૬૯૨–હોલાનાં બચ્ચાં બાજપક્ષીના ઉપર ચઢ-ઊતર કરવા જાય, એ તો તેમને માટે કોઇ ગઢના ઉપર ચઢવા–ઊતરવા જેવું કઠિન છે. આપણાં અંતઃકરણની અંદર જે જૂઠો દેહભાવ રહેલો છે અને જે આત્મસ્વરૂપને દેહની સીમાની અંદર મર્યાદિત કરી દે છે તથા જેના દ્વારા હું મોટો છું, નાનો છું એવા ભ્રમ ઉત્પન્ન થાય છે તેને મેં ઓળખી લીધો છે. અનાજની ગુણની અંદર પેદા થયેલી ઇયળને મન તે ગુણજ જાણે એક બ્રહ્માંડ હોય એવું લાગે છે. રસ્તા ઉપર બેસીને ચણા–મમરા વેચી ખાનારાને કોઇ પૂછે કે અલ્યા ! તું કોણ છે ? ત્યારે તે કહે કે હું તો રાજા છું, તેના જેવી આ વાત પણ વ્યર્થ છે. થોડા પાણીમાં રહેનારાં અને કાદવ ખાઈને જીવનારાં દેડકાંને સમુદ્રની કલ્પના શી રીતે આવવાની હતી ? તુકારામ કહે છે કે દેહભાવ એટલે હું આ દેહ છું એવા ભાવનું પણ એ દેડકાંના જેવુંજ સમજવું. આ વાતની અંદર શું રહસ્ય છે તે જોઈ લેજો.

૧૬૯૩-હે ગરુડધ્વજ! અમ-ગરીબોની ભીડ ભાંગવાને સારૂ તું વહેલો વહેલો દોડયો આવ, દોડયો આવ. હું અત્યંત આકુળ-વ્યાકુળ થઇ ગયો છું અને એટલા માટે હું તારી વાટ જોઇ રહ્યો છું. મારી વહારે કોઇ આવે છે કે નહિ તે જાણવા માટે હું એટલો બધો અધીર થયો છું કે મારૂં લક્ષ તેના રસ્તા ઉપરજ ચોટી ગયું છે. તારા જેવો મદદગાર મારે હોવા છતાં, મારે આટલા બધા આકુળ-વ્યાકુળ થવું પડે છે! તું મારી પાસે દોડી આવતાં તો કદી વાર લગાડતો ન હતો ત્યારે આજે તું શા માટે વિલંબ કરે છે? તુકારામ કહે છે કે તું તારા હમેશના રિવાજ પ્રમાણે ન ચાલતાં મને મળવા સારૂ ઘણીજ ત્વરાથી દોડી આવ.

૧૬૯૪-હે પાંડુરંગ! મારી માતા! તું મારી ગંગા છે. તારા પ્રેમરૂપી દૂધનો પાનો તું છોડ અને મને તેનું પાન કરવા દે. હે પાંડુરંગ! તું તારૂં શરીર મારા શરીરની સાથે વળગાડી દે અને એવી સ્થિતિમાં તું મને સ્તનપાન કરાવ. મને તારા પ્રેમનું દૂધ પેટ ભરીને ધવડાવ અને મારી ભૂખ મટાડી દે. તુકારામ કહે છે કે તારા પ્રેમરૂપી પાનાનું સેવન કરવાને માટે મનમાંથી નઠારી ભાવનાઓ વેગળી ફગાવી દઇને હું તારી પાસે દોડી આવીશ.

૧૬૯૫-હે પાંડુરંગ! જ્યારે હાથીને મગરે પકડી લીધાથી તે ખૂબ પીડાવા લાગ્યો અને એવા સંકટને વખતે તેનાં આપ્તજનોએ પણ તેને ત્યજી દીધો, ત્યારે છેવટે તેણે તારૂં સ્મરણ કર્યું. હે દીનાનાથ! તારા ભક્તોના ઉપર તારો એટલો અપાર પ્રેમ છે કે તેં તારા ગરુડવાહનને પણ પડતું મૂકયું અને તું પોતેજ અતિ ત્વરાથી તે હાથીની મદદે દોડી ગયો. ગાય જેમ પોતાના વાછરડાની પાસે દોડી જાય, તેમ તું પણ તે હાથીની વહારે અતિ વેગથી દોડી ગયો અને તેને સંકટમાંથી મુક્ત કરી દીધો. તુકારામ

કહે છે કે જે વખતે જે ભક્તના ઉપર સંકટ આવી પડે તે વખતે તેનું નિવારણ કરીને ભક્તનું રક્ષણ કરવું એ તો તારૂં બિરુદજ છે.

૧૬૯૬–હે મનુષ્યો! જેના વડે ચારે વેદની રચના થઈ છે તે શ્રીહરિનું નામ તમે કંઠમાં ધારણ કરજો એ સિવાય બીજું-ત્રીજું સાધન તમારે કરવુંજ નહિ. જો બીજાં સાધનોમાં માથું મારશો તો તમારી તેટલી મહેનત બરબાદ જશે. અઢારે પુરાણમાં એક નામના સિવાય બીજી કોઈ વાતની ચર્ચાજ કરી નથી. અર્જુનને જેણે ગીતાનો ઉપદેશ કરેલો તેજ આપણી જનેતા પંઢરપુરમાં આવીને ઈંટના ઉપર ઊભી રહી છે. તુકારામ કહે છે કે સારભૂત જે હરિનું નામ છે તેને તમે વાણીવડે લેતા થઈ જાઓ.

૧૬૯૭–કદી સારી અને કદી નઠારી બાબતો તરફ દૃષ્ટિ કરનાર માણસ દેવથી દૂર નીકળી જાય છે, એમ સમજીને આપણે આપણા મનને ગુણદોષના ભણી જવા દેવું નહિ; અને એ બાબત ખાસ કાળજી રાખવી. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારના જન પ્રસિદ્ધ છે; પણ સૌ જનોમાં એક જનાર્દનજ સાચા છે. તુકારામ કહે છે કે આ બાબતમાં મુખ્યત્વે કરીને ધૈર્યની જરૂર છે. તે સિવાય તો સારા થવાયજ શી રીતે?

૧૬૯૮–હરિનામનું સંકીર્તન કરવું એ સહેલામાં સહેલું સાધન છે; તેમ કરવાથી પૂર્વ જન્મોનાં અનેક પાપ બળી જાય છે. એક નામસ્મરણને બાદ કરીને બીજું કોઈ પણ સાધન કરવાની તમારે ખટપટ કરવી નહિ, તેમ ઘર છોડીને વનમાં પણ જવું નહિ. નામસ્મરણ કરશો એટલે નારાયણજ ચાલ્યા ચાલ્યા તમારે ઘેર આવીને ઊભા રહેશે. એક જગ્યાએ બેસીને, ચિત્તને એકાગ્ર કરીને ખૂબ પ્રેમપૂર્વક તમારે અનંતની ઉપાસના કરવા માંડવી. 'રામકૃષ્ણ, વિઠ્ઠલ, કેશવ' એવા નામમંત્રનો તમારે આઠે

પ્રહર જપ કરતા રહેવું. આ સિવાય બીજુ કોઈ સાધન છે? એના જવાબમાં હું વિઠોબાના સમ ખાઈને કહું છું કે નથી હું એમ પણ કહું છુ કે બીજાં સાધનો કદાચ હોય તોપણ નામસ્મરણથી દેવની પ્રાપ્તિ જેટલી જલદી થાય છે તેટલી બીજા કોઈ પણ સાધનથી થતી નથી. તુકારામ કહે છે કે આજ એક સાધન બધા સાધનોમા સૌથી વધારે સુલભ છે, એટલા માટે જેઓ શાણા હશે તેઓ એ સાધન વડેજ પોતાના મનની ઇચ્છા પૂર્ણ કરી લેશે

૧૬૯૯–પરમ ભાવિક ભક્તની તમામ ઇચ્છાઓ દેવ પોતે જાતેજ પૂર્ણ કરે છે, આ બાબત કોઈને પુરાવા જોઈતા હોય તો હુ કહુ તે સાભળો. ધર્મરાજા યુધિષ્ઠિરને ઘેર ભગવાને પોતે એઠા પતરાળા ઉપાડયા ભીલડીના એઠા બોર ભગવાને ખાધા દેવને એવુ કરવું ઘણુ જ ગમે છે. શુ દેવના ઘરમા અન્નની ખોટ પડી ગઇ હતી કે તેમણે દ્રૌપદીની પાસે ભાજીનું એક પાદડું માગી લીધુ ? અનત ભગવાને અર્જુનના રથના ઘોડાને પણ નવડાવ્યા અને તેના માથા ઉપરના અનેક પ્રકારના સકટનુ નિવારણ કર્યું તુકારામ કહે છે કે આવા ભાવિક લાડકવાયા ભકતો દેવને ઘણાજ વહાલા લાગે છે. જેમનામા જ્ઞાનનુ અભિમાન હોય તેમને કાળા મોઢાના જાણવા

૧૭૦૦–પઢરપુરમા ઈંટના ઉપર ઊભેલુ પાંડુરગનુ જે શામળુ સ્વરૂપ છે, તે ભકતોના ચિત્તને હરણ કરે એવું છે એ રૂપને આંખો વડે ફરી ફરીને કેટલીય વાર જોયા કરીએ તોપણ આંખોને તૃપ્તિ થતી નથી એ સ્વરૂપનો સમાગમ કરવાને માટે મારૂ મન રાત્રિ–દિવસ ઝૂર્યા કરે છે એ શ્રીમુખને આખ વડે નીરખવાનુ નથી મળતું ત્યારે તો જાણે શરીરમાથી પ્રાણ હમણાજ નીકળી જશે એવું થાય છે તુકારામ કહે છે કે નદનો કુમાર જે ગરુડધ્વજ છે તેણે મારા મનને મોહિત કર્યું છે.

૧૭૦૧-પોતાનાજ સામર્થ્ય વડે માયાજાળને તોડીને મુક્ત થઇ જવા જેટલી શક્તિ કોની પાસે છે? બહુ થાય તો કોઈ સ્ત્રી, પુત્ર, ઘરબારનો ત્યાગ કરે, પણ તેથી શું વળ્યું? જીભ અને મન એ બેનો નિગ્રહ તો કદી થવાનોજ નથી. તુકારામ કહે છે કે કેટલાક મોઢેથી એવું કહે છે કે અમે મુક્ત થઇ ગયા છીએ, પણ ખરૂં જોતાં તેઓ દુઃખ વડે બંધાઇ ગયેલાજ છે.

૧૭૦૨-પોતાને બારણે આવેલા અતિથિને યથાશક્તિ દાન ન દેતાં તેને "જાઓ, જાઓ, ચાલતા થાઓ" એવું કહેવાથી પોતાના સત્ત્વનો નાશ થાય છે. યાચકોના નિભાવનો બોજો પોતાના માથા ઉપર લઇને લોકોની આગળ તારી જાતને કર્મહીનમાં શા માટે ગણાવી લે છે? યાચક અન્નની યાચના કરતો બહાર ઊભો હોય તેને બહારનો બહાર ઊભો રહેવા દઇને તમે પોતે ઘરમાં જઇને એકલા એકલા ખાવા બેસો છો ત્યારે તે ભોજનમાં તમને કશો સ્વાદ પડે છે ખરો કે? તુકારામ કહે છે કે હું તો તમામ યાચકોને મન માગ્યું દાન દેવાને તૈયાર ઊભો છું એવી ધ્વજા તમે તમારા ઘરના ઉપર ચઢાવી દીધેલી અને હવે તમે ઉપર કહ્યું તેવું કરો છો ત્યારે તમારી ઉદારતાનું શું થયું?

૧૭૦૩-જ્યાં લક્ષ્મીનો વાસો હોય અને જ્યાં ગંગાની પધરામણી થઇ હોય ત્યાંથી પાપનો નાશ થઇ જાય છે. હેન્દેવ! તમારા ચરણકમળ ઘણા નાજુક છે. ત્યાં આગળ મારા મન-રૂપી ભમરો સ્થિર થઇ ગયો છે. સંતો પણ ત્યાંજ લીન થઇને આનંદમગ્ન દશામાં અવસ્થિતિ કરે છે તુકારામ કહે છે કે તમારા ચરણની વક્રતાનો મહિમા વેદાદિશાસ્ત્રો ત્રણે લોકોમાં વખાણે છે.

૧૭૦૪-મારી આંખો તમારા રૂપની સાથે ચોંટી ગઇ છે અને તમારા ચરણની અંદર મારૂં મન સ્થિર થઇ ગયું છે. ઓ

વિઠ્ઠલા ! તને જોયાથી મારો દેહાત્મભાવ તો કયાંનો કયાં જતો રહ્યો અને મને સુખદુઃખનું ભાન પણ ન રહ્યું, ભૂખ-તરશની લાગણી પણ શમી ગઇ ! તુકારામ કહે છે કે તારૂં દર્શન થયું એટલે પ્રપંચનો ફરીથી ઉદય થવાનો સંભવજ રહેતો નથી.

૧૭૦૫-છોકરૂં સમજણું થવા આવે એટલે તેની મા તેને પોતાનાથી દૂર રાખવા માંડે છે; એ પ્રમાણે હે પાંડુરંગ ! મારી કૃપાળુ માતા ! તું મને દૂર કરીશ મા. જે પાણીમાંથી મોતી ઉત્પન્ન થાય છે તે પાણીની સાથે મોતીનો ફરીથી સમાગમ થતો નથી. તુકારામ કહે છે કે દહીંને વલોવીને છાશ અને માખણ એક વાર જ્યાં જુદાં પાડયાં એટલે પછી તેમનો મેળ થઇ શકતોજ નથી.

૧૭૦૬-હે નારાયણ ! તને છોડીને હું બીજા કોને શરણે જાઉં ? કારણકે ત્રણે લોકમાં મને તારા સમાન કોઇ દેખાતો-જ નથી. બધાં પુરાણો હું ઉથલાવી ગયો અને બધાં શાસ્ત્રો પણ હું જોઇ વળ્યો. તુકારામ કહે છે કે એ બધું કરી ચૂકયા પછી આખરે હું તો તારા ચરણની સાથેજ વળગી પડયો છું.

૧૭૦૭-હું આખા જગતને બ્રહ્મ રૂપ દેખું એવું મારૂં સદ્ભાગ્ય કોઇ દહાડો થશે ખરૂં ? એક વાર એવા સદ્ભાગ્યનો ઉદય થયા પછી જે આનંદ મળે છે તે એવો અનંત અને અપાર છે કે તે વડે તો મહાસાગર પણ ઊભરાઇ જાય. એકવાર કામ-ક્રોધાદિ વિકારોથી હૃદય વિમુક્ત થઇ ગયું એટલે તેમાં શાંતિ, દયા, ક્ષમા ઇત્યાદિ ગુણોનું મૂર્તિમંત પ્રતિબિંબ ઝળકવા લાગે છે. જ્વલંત અગ્નિની જ્વાલાની માફક વિવેક અને વૈરાગ્યનું તેજ પ્રકટી નીકળે છે. શુદ્ધ ભાવયુક્ત શ્રવણ, કીર્તનાદિ નવધા ભક્તિ જ સર્વ અલંકારોમાં શ્રેષ્ઠ અલંકાર છે. તુકારામ કહે છે

કે હે નારાયણ! આવું સદ્ભાગ્ય પ્રાપ્ત કરવાની મારી ઇચ્છાને તારા સિવાય બીજો કોણ પૂર્ણ કરવાનો હતો?

૧૭૦૮-મોટા પહાડ જેવડા તપ શા માટે કરવા જોઇએ અને અપાર કષ્ટ આપનારી બીજી સાધનાઓ પણ શા માટે કરવી જોઇએ? અનેક દેશ-વિદેશમા પણ શા માટે અથડાઈ મરવુ જોઇએ? દેશદેશાતરમા આવેલા તીર્થો, આગળ ઉપર થવાના લાભની આશા બધાવે છે બીજા દેવ-દેવીઓના પૂજન કરવાની પણ શી જરૂર છે? કારણકે તેમના દ્વારા ખરેખરી તૃપ્તિ થઇ જવાનો તો સભવ છેજ નહિ વળી મુક્તિ પ્રાપ્ત કરવાને સારૂ પણ શા માટે મહેનત કરવી જોઇએ? કારણકે મુક્તિ તો સૌને પઢરપુરમા મફતમા મળી જાય છે તુકારામ કહે છે કે તમે સર્વત્ર હરિકીર્તનનો પ્રચાર કરવા માડો, તેમ કરવાથી તમારે જે જે ફળની ઇચ્છા હશે તે તમારે ઘેરજ ચાલ્યુ આવશે

૧૭૦૯-રાત્રિદિવસ હરિના સ્વરૂપનુ ધ્યાન કરનારા વૈષ્ણવ મુનિ અને બ્રાહ્મણનો સત્કાર કરવો જોઇએ જે સન્માન એવા સતોને યોગ્ય હોય તે આપણે ગ્રહણ ન કરતા તેમનેજ ગ્રહણ કરવા દેવુ કોઇ મોટો રાજા હોય તોપણ શુ થઇ ગયુ? આખરે તે પણ સસારનો દાસ તો ખરોજ ને? રાજાએ પણ એવા વૈષ્ણવ સતોની સેવા કરવી જોઇએ, કારણકે એજ તેનો ધર્મ છે તુકારામ કહે છે કે મત અને બ્રાહ્મણ એ બેમાજ બીજાઓને આશીર્વાદ દેવાનુ સામર્થ્ય છે, એટલા માટે તેમને જે કોઇ સતાવશે તે નરકે જશે

૧૭૧૦-જેમના ચિત્તની અદર નિરતર દેવનોજ વાસ હોય તેમનીજ સગતિમા મને રહેવાનુ થજો હે દેવ! મારા મનને એજ ઘણું પ્રિય છે, એટલા માટે તું એ મારી ઇચ્છા પૂર્ણ કર મને હરિના ભક્તોનો મેળાપ થાય અને તેમની સોબતમા રહે

વાનું મળે અને તેમાં જરાય ગાળો પડે નહિ એટલું હું માગી લઉં છું. તુકારામ કહે છે કે સંતોની સંગતિમાં રહીને જીવવાનું મને ઘણુંજ ગમે છે.

૧૭૧૧-હે વિઠ્ઠલ! મારો તમામ પરિશ્રમ, સંતાપ એ બધાંનો હવે છેડો આવી ગયો છે. હું તને કહું છું કે હું તારો દાસ છું; એમ ધારીને તો હું તારા ઉચ્છિષ્ટની આશા રાખીને બેઠો છું. જે ઘડીએ મેં તારૂં અનુસરણ કર્યું તે ઘડીથીજ મારા મનની તમામ વ્યાકુળતાઓ શમી ગઇ છે તુકારામ કહે છે કે મારૂં પેટ જાણે ભરાઇ ગયું હોય એવું લાગે છે.

૧૭૧૨-રાજાના સેવકોને નીચ-પામર લોકો સંતાપે એમાં કોનો દોષ છે, તે હે નારાયણ! તું સમજી શકતો નથી? પારસમણિને લોઢું સ્પર્શ કરે એટલે લોઢામાં લોઢાપણું રહેવુંજ ન જોઇએ અને રહે તો તે પારસમણિ કેવો? તુકારામ કહે છે કે હે દેવ! તારૂં નામ હું નિરંતર મારા કંઠમા ધારણ કરૂં અને તે છતાં હું કાળની ચુંગાલમાં સપડાઇ મરૂં એ બનેજ કેમ?

૧૭૧૩-મારા પાંડુરંગના સિવાય બીજો કોઇ સુખદાયક હોય તો મને બતાવો. એ પાડુરંગને છોડીને તમારે બીજે કોઇ ઠેકાણે જવું નહિ અને પંઢરપુરમાં આવીને પણ તમારે તીર્થ-મુંડન-ઇત્યાદિ ક્રિયાઓ કરવી નહિ અને બીજાં કોઇ પણ સાધન-ભજન કરવાની ખટપટમાં પડવું નહિ. ફક્ત તમારે પંઢરપુર જવું, ચંદ્રભાગામા સ્નાન કરવું અને હરિકીર્તનમાં સામેલ થવું. બસ, એટલુંજ કરવાનું છે; તેમ કરવાથી તમારૂં ચિત્ત બધો વખત સમાહિત અવસ્થામાં રહેશે. તુકારામ કહે છે કે શ્રીહરિના ચિંતન-માં સમય વ્યતીત કરવાનો સુયોગ તો વૈકુંઠમાં પણ દુર્લભ છે. એનો ખાસ લાભ તો સંતોની સંગતિમાં રહેવાથી-અને તે

પણ પંઢરપુરમાંજ પ્રાપ્ત થાય છે.

૧૭૧૪–કોઇ માણસ ખરેખરો અધિકાર રહિતજ હોય અને તે છતાં તેને બળજબરાઇથી ઉપદેશ કરવો, તે તો મદારી વાંદરાને નચાવે છે તેના જેવું થવા જાય. ધનધાન્ય અને રાજ્યની સાથે સંબંધ રાખતા જે જે શબ્દો છે, તેમનાથી લોકોના મનનું રંજન તો થાય છે પણ તે બધા પોકળ છે, વ્યર્થ છે. જે જમીનની અંદર કસજ ન હોય તેમાં મૂર્ખ હોય તેજ વાવેતર કરવાનો શ્રમ ઉઠાવે. શ્રેષ્ઠાચાર કોને કહેવાય તેની પરીક્ષા કરવા માટે તેને અનુભવની કસોટીએ ચઢાવવો જોઇએ અને જે હાનિકારક જણાય તેને કદી ગ્રહણ કરવોજ નહિ. તુકારામ કહે છે કે હું તમને મેઘની ધારાની માફક સાર્વજનિક ઉપદેશ કર્યે જાઉં છું તે તમે સાંભળો. કોઇ ખાસ વ્યક્તિને ઉદ્દેશીને અથવા તેને એકલાને ઉપદેશ કરવાનો સંકેત કરીને ઉપદેશ આપવા બેસવું એ ઠગાઈ છે; એટલા માટે વરસાદની ધારા જેમ સર્વત્ર વરસે છે તેમ સ્વાભાવિક રીતે જે કહેવાઇ જાય તેજ ઉત્તમ ઉપદેશ છે.

૧૭૧૫–કેટલાક પાખંડી ભક્તો અમુક દેવને મર્યાદાની અંદર બાંધીને જૂઠા જૂઠા જપ કરવા બેસી જાય છે એવા લોકો પોતપોતાની દેહબુદ્ધિમાં રચ્યાપચ્યા રહીને જે કાંઈ કરે છે તે બધુંજ પૂર્ણ પરમાત્માનો ઉપહાસ કરવા સમાન છે. પરમાત્માનાં અસંખ્ય રૂપ છે અને તેની સાથે મર્યાદાયુક્ત હરિસ્વરૂપ પણ છે, એવી માન્યતા રાખનારાઓ પોતાના આત્મસ્વરૂપને વિસારી મૂકે છે. દેવની અમુક પ્રકારની મર્યાદા બાંધીને આજ એક દેવનું સ્વરૂપ છે અને તે ઉપરાંત બીજે કોઇ ઠેકાણે દેવ નથી, એવો કેટલાક લોકો ઉપદેશ કરે છે અને તેઓ લોકોને કહે છે કે આ બાબત તમારા મનમાં જે કાંઈ શંકા હોય કે સંકોચ હોય તે મનમાંથી

કાઢી નાખો અને અમે કહીએ તે માની લો. આવું કરનારાઓ સત્ય પરમાત્માને છોડીને માયિક ભારનાં પોટલાં પોતાની ખાંધ ઉપર ચઢાવે છે અને પોતાના આત્મસ્વરૂપને જન્મમૃત્યુના ફેરામાં ગૂંચવી મારે છે. પોકળ દેહબુદ્ધિના ખાલી કાચલાંને તેઓ ઝડપી લે છે અને તેમને પકડી રાખે છે. ગોદાવરીને તીરે ઊભો રહીને પાણી પીવા માટે અથવા સ્નાન કરવા માટે જે ખાડો ખોદવા બેસે તેની ચેષ્ટા મૂર્ખાઇ ભરેલીજ કહેવાય. તુકારામ કહે છે કે તેજ પ્રમાણે સર્વત્ર નિત્ય, પરિપૂર્ણ અને સહજ એવું આત્મસ્વરૂપ છે, છતાં જેઓ પોતાની કલ્પનાના બળથી મર્યાદિત નામરૂપાત્મક દેવનાં સ્વરૂપ ઘડી કાઢે છે અને તે વિષે પોતાના શિષ્યોને ઉપદેશ આપવાને સારૂ તેમના કાન ફૂંકતા ફરે છે તેમનાં મોઢાં કાળાં થશે.

૧૭૧૬–ઉમરડાના ફળની અંદર પેદા થનારા જીવડાને મન, તે ફળ એજ એક બ્રહ્માંડ સમાન હોય છે; પણ ખરી રીતે જોવા જઇએ તો એક એક ઝાડના ઉપર પાર વિનાનાં ફળ લાગેલાં હોય છે. વળી એવાં ઝાડ પણ આવડી મોટી નવખંડયુક્ત પૃથ્વીના ઉપર અસંખ્ય ઊગ્યાં હોય છે. આવીજ રીતે જે આપણી આંખે બ્રહ્માંડ દેખાય છે તેવાં અસંખ્ય બ્રહ્માંડો વિરાટના એક વાળના અગ્રભાગના ઉપર સમાઇ જાય છે. વળી વિરાટના શરીર ઉપર એવા વાળ પણ કેટલા હશે તેનો તો માનવીને ખ્યાલ પણ ન આવી શકે. એવાં કોટ્યવધિ વિરાટ સ્વરૂપ પરમાત્માના અંગની અંદર અવસ્થિત છે. એવા પરમાનંદસ્વરૂપ પરમાત્મા 'બાળ-મુકુંદ' એવું નામ ધારણ કરીને પોતાને નંદના નાનકડા કુમાર તરીકે ઓળખાવે છે. તુકારામ કહે છે કે એવા શ્રીહરિની લીલા અતિ અગમ્ય છે, પણ આનંદસ્વરૂપ પરમબ્રહ્મની અંદર મેં મારી ઉપસ્થિતિ કરી લીધી ત્યારથી તે મને સમજાઇ ગઇ છે.

૧૭૧૭–બ્રહ્મજ્ઞાન એવું છે કે સમજ પડી જાય તો એક

દહાડામાંજ સમજાઇ જાય અને જ્યાં તે સમજાઇ ગયું એટલે તેજ ક્ષણે દેહાભિમાન ઓગળી જાય. શુકદેવ જેવા બ્રહ્મનિષ્ઠની આગળ અપ્સરાએ કરેલાં સંભાષણને લીધે શુકદેવને દેહાભિમાનનો સ્પર્શ થઇ ગયો હતો તે, વ્યાસદેવે પોતાની અંતર્દષ્ટિ વડે જોઇ લીધો; ત્યાર પછી તેમણે શુકદેવને સૂચના આપી કે તું જાય છે ત્યારે જતાં જતાં જનકની પણ મુલાકાત કરતો જજે. તે ઉપરથી શુકદેવ જનકની પાસે ગયા અને જનકની આગળથી તેમણે બ્રહ્મોપદેશનું શ્રવણ કર્યું, એટલે તેમના દેહાભિમાનનું નિરસન થઇ ગયું. ત્યાર પછી શુકદેવે બ્રહ્મચિંતનનો અભ્યાસ કરવાનો વિચાર કર્યો. એ કાર્યને માટે તેઓ મેરુપર્વતના ઉપર જઇ વસ્યા. તુકારામ કહે છે કે ત્યાર પછી જ્યારે શુકદેવને સમાધિ અવસ્થા પ્રાપ્ત થઇ ત્યારે હું પણ ત્યાંજ હતો.

૧૬૧૮–કાયિક, વાચિક અને માનસિક એવાં જે જે કર્મ થાય છે તે સ્વાભાવિક રીતે ભગવાનનેજ અર્પણ થઈ જાય છે; પણ તે તે કર્મ કરતી વખતે જો કર્મ કરનારને મનમાં એવું ભાન રહે કે આ કર્મ મેં કર્યું છે, તો તે કર્મ ભગવાનને સમર્પિત ન થતાં કરનારનેજ ગળે વળગે છે. કર્તાપણાનું ભાન તો રહ્યું હોય છતાં પોતાને હાથે જે જે કર્મ થાય તેનો કર્તા હું નથી; હું તો અક્રિય છું, અકર્તા છું, સંગરહિત છું એવા એવા વિચાર મનમાં શા માટે ન કરતા રહેવું? હરિ તો સર્વગત અને સર્વવ્યાપી છે વેદાન્તનો આજ મુખ્ય સિદ્ધાન્ત છે, એમ સમજીને તે સર્વવ્યાપી પરમાત્માના ચિંતનમાંજ આપણા ચિત્તને સાવધાનતાપૂર્વક પરોવી રાખવું જોઇએ દેહ એ મારૂં સ્વરૂપ નથી એવું આત્મ–અનાત્મ વિવેક દ્વારા વિચાર કરીને સમજી લેવું એને સાચો સંન્યાસ કહે છે. આવા સંન્યાસની એક વાર દીક્ષા જ્યાં મળી ગઇ એટલે પછી આ દેહ હું છું એવા સંકલ્પનો ઉદય

થાય ખરો કે? કામક્રોધાદિ વૃત્તિઓ વડે અંતઃકરણ તો તદ્દન મલિન અવસ્થામાં હોય અને એવી દશામાં અગ્નિની અંદર 'સ્વાહા, સ્વાહા' કરીને ગમે તેટલી આહુતિઓ આપીએ તો તેથી વિજ્ઞ-હોમ થયો ન કહેવાય. એવા હોમનો કશોજ અર્થ નથી જ્યાસુધી મનનું મુંડન થયુ ન હોય ત્યાસુધી માથું મુંડાવીને સંન્યાસી થઇ શકાતું નથી અને મંત્રો બડબડીને આહુતિઓ હોમ્યાથી યજ્ઞ-યાગનુ ફળ મળતું નથી; માટે એક વિઠોબાની અનન્ય ભક્તિ કરવી એજ ખરેખરો કાર્યસાધક ઉપાય છે. જે કોઇ વિઠોબાના ચરણનુ અનન્યભાવે ધ્યાન કરશે તે કદી પોતાના માર્ગ ઉપરથી ચલિત થશેજ નહિ. તુકારામ કહે છે કે હુ તમને એકજ વાત કહુ છું, તેનો અમલ કરવાનુ તમે ચૂકતાજ નહિ. મારા ઉપદેશનો સાર એ છે કે વિઠોબાને શરણ જવુ એજ ઉત્તમ છે. તે સિવાય બીજી ખટપટમાં પડવુ એ જાતને છેતરવા બરાબર છે.

૧૭૧૯–હે દેવ! તારી પ્રાપ્તિનુ મર્મસ્થાન શુ છે અને ક્યાં છે તે ગુપ્ત રહસ્ય અમારે જાણવુજ કેવી રીતે? કારણકે તારૂં સ્વરૂપ તો અનંત અને અપાર છે એવું વેદ કહે છે, એટલે તું મારી ભાવના સુજણ નાનો, સુકુમાર અને મર્યાદિત બની જા. હે હૃષી-કેશ! તુ ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરીને અને મને તેનુ દર્શન કરાવીને મારી એટલી ઇચ્છા પૂર્ણ કર તારૂ પોતાનુ સ્વરૂપ તો સાત પાતાળની પણ નીચે અને ઉપરની બાજુએ સાત સ્વર્ગથી પણ આઘે છે આવું તારૂ અનંત અપાર સ્વરૂપ અને હુ એક ક્ષુદ્ર મચ્છર જેવો તે શી રીતે મારી આંખો વડે તને જોઇ શકું? તુકા રામ કહે છે કે હે પંઢરપુરવાસી વિઠોબા! મારી તો ખાત્રી થઇ ગઇ છે કે જેને જેવું રૂપ ગમે તેવો તુ બની જાય છે.

૧૭૨૦–નાના પ્રકારનાં વૃક્ષવેલીઓ, વનમાં રહેનારાં વન્ય

પશુઓ અને મધુર સ્વરથી કલરવ કરનારાં પંખીઓ, એ અમારાં સગાંસ્નેહીઓ છે. તેમનાથી મળતા આનંદને લીધે અમારો એકાંતવાસ અમને અતિ સુખરૂપ અને પ્રિય થઇ ગયો છે. ત્યાં રહેવાથી કોઇ પણ જાતના ગુણદોષનો અમને સ્પર્શ થતો નથી. આકાશ અમારો મંડપ છે અને પૃથ્વી એ અમારૂં આસન છે. બસ, પછી અમારે શું જોઇએ? જ્યાં અમારૂં ચિત્ત પ્રસન્ન રહે ત્યાં અમે વિચરીએ અને ક્રીડા કરતા ફરીએ. અમારે દેહરક્ષણને સારૂ જોઇએ એક કન્થા અને એક તુંબડું; તે તો અમારી પાસે છે. અને કેટલો વખત વીત્યો તેની ગણત્રી અમે અઠવાડિયાના વારનો હિસાબ કરીને કરી લઇએ છીએ. ભોજનને ઠેકાણે હરિકથારૂપી અમૃતરસ તેનું અમે બીજાઓની સાથે એક પંગતમાં બેસીને અનેક રીતે સેવન કરીએ છીએ. તુકારામ કહે છે કે એકાંતમાં બેસીને આપણે આપણા મનની સાથે વાતચીત કરવી જોઇએ; એમ કરવાથી આપણે આપણીજ સાથે વાર્તાલાપ કરતા થઈ જઈશું.

૧૭૨૧–અનંત બ્રહ્માંડ જેમના એક વાળની અણીના ઉપર અવસ્થિત છે, એવા ભગવાન એક ગોવાળના ઘરના ઉંબરા ઉપર ચઢતાં કોઇનો હાથ ઝાલીને ચઢવાનું કરે છે! મોટા મોટા બળવાન દૈત્યોને તેમણે માર્યા એવી તેમની કીર્તિ પુરાણોમાં વર્ણવેલી છે. તુકારામ કહે છે કે તમામ પ્રકારની કળા તેમના અંગનો આશ્રય લઇને રહે છે.

૧૭૨૨–સંસારમાં આવેલાં હે સૌ મનુષ્યો! તમે સાવધાન થઇને તમારી સ્થિતિનો વિચાર કરી જુઓ. અંતકાળે તો સૌને વિચાર કર્યા વિના છુટકોજ નથી. જે ઘડીપળ વીતી જાય છે તેમનો વ્યય નાના પ્રકારનાં પ્રાપંચિક કાર્યોમાં કરવો એ સારૂ નથી. પુત્ર-પુત્રીઓનો મનમાં મોહ રાખવો એ અકલ્યાણ કર્તા છે. એવું કર-

વાથી આપણી અને પરમાત્માની વચમાં એક લૌકિક પડદો આડો આવી જાય છે. તુકારામ કહે છે કે એમની સંગતિમાં રહેવાથી દેવ દૂર થઈ જાય છે અને દૃષ્ટિના ઉપર અવિવેકની અંધારી ફરી વળે છે.

૧૭૨૩–પાણીની અંદર મીઠું નાખીએ, તો પછી મીઠું અને પાણી એકબીજાથી અળગાં રહી શકે ખરાં કે? તેજ પ્રમાણે હે દેવ! મારો જીવાત્મા તમારા સ્વરૂપની સાથે એકરસ થવાથી તેનું પૃથક્ અસ્તિત્વ રહેવા પામ્યુંજ નથી. અગ્નિમાં પડીને કપૂરની ગોટી બળી જાય ત્યારે તેની પાછળ રાખોડી અવશિષ્ટ રહે ખરી કે? તુકારામ કહે છે કે હે દેવ! દીવાની બે દિવેટ એકજ ઠેકાણે જ્યારે ભેગી સળગે ત્યારે તે બેની મળીને જ્યોત તો બે નહિ પણ એકજ નીકળે; તે પ્રમાણે તારી અને મારી જ્યોત એક બની ગઇ છે.

૧૭૨૪–દેહાદિ પ્રાપંચિક સાંસારિક પદાર્થોમાં વાસ્તવિક રીતે કશું સુખ છેજ નહિ, એમ સમજીને સંસારની અંદરથી સુખની પ્રાપ્તિ કરવાની મિથ્યા તૃષ્ણાને પોષણ આપવું નહિ. આખો સંસારજ દુઃખથી ભરેલા એક બંદીખાના સમાન છે. ત્યાં સુખનો અનુભવ થાયજ શી રીતે? માર્કંડેય ઋષિ જેમનું આયુષ્ય ચૌદ કલ્પ જેવડું હતું, તે પણ સાંસારિક સુખના લોભમાં ન લોભાતાં પોતાને સૂરજનો તાપ ન લાગે તેટલા પૂરતું વાંસનાં કામડાંનું ઝૂંપડું બાંધીને તેમાં રહેતા હતા. તુકારામ કહે છે કે તું તારા હૃદયમાં હરિસ્વરૂપનું ધ્યાન કરીને ઝટપટ આ સંસારમાંથી મુક્ત થઇ જા.

૧૭૨૫–હે દેવ! તુંજ જો મન પર લે તો પછી તારે માટે કશુંજ અસાધ્ય જેવું હોય નહિ. તું બધુંજ કરવા સમર્થ છે. રાઇનો પર્વત અને પર્વતની રાઈ, રાજાનો રંક અને રંકનો રાજા કરવા તું શક્તિમાન છે. તું જે કાંઈ કરવા ધારે તે તારે માટે એક રમત માત્ર છે. હે પાંડુરંગ! અશુભનું શુભ કરી દેતાં તને

કઠિન પડતુજ નથી સોળ હજાર સ્ત્રીઓના પતિ થવા છતા બ્રહ્મચર્યનુ પાલન કરવુ, અને સાઠ ખાડી અન્ન ખાઈ જવું છતા દુર્વાસાની માફક નિરાહારી રહેવુ એ બધુ જ તું જો ધારે તો કરી અને કરાવી શકે છે. પાચ પતિએ પત્ની દ્રૌપદી પતિવ્રતા ગણાઈ અને પોતાના આખા કુળનુ નિકદન કાઢી નખાવનાર યુધિષ્ઠિર પુણ્યાત્મા ગણાયા તે પણ તારોજ પ્રતાપ બ્રહ્મહત્યાનો અપરાધ કરનાર દશરથ રાજાને પેટ તમે જન્મ લીધો તમારા પુત્રપૌત્રોએ મુનિની મશ્કરી કરી અને તેને પરિણામે તેઓ એક બીજાની સાથે લડીને કપાઇ મૂઆ તોપણુ તેમને એ બાબત લેશ માત્ર દોષ લાગ્યો નથી તુકારામ કહે છે કે હે દેવ! આવા આવાના દોષ તમે ધોઈ નાખ્યા તો તેમની સરખામણીમા મારા દોષ તો કાઇજ હિસાબમા નથી હુ તો એમજ માનુ છુ કે તારા ચરણનો આશ્રય લઇને હું પાપરહિત બની ચૂકયો છુ

૧૭૨૬-ભર બજારમા ઊભા રહીને કોઇ હરિકથા કરે તે પ ઢરીનાથને પસ દ નથી જે કોઇ એવુ કરે છે તે ફક્ત પોતાનુ પેટ ભરવાના પાખ ડ કરે છે તેમા પાડુરગ વિષેની શ્રદ્ધા તો હોયજ કેવી રીતે? એવુ કામ કરનારાની મતલબ એવી હોય છે કે આપણે લોકોને કથાકીર્તન સ ભળાવીએ અને લોકો આપણને દક્ષિણા આપે તુકારામ કહે છે કે એ રાડનાએ! તમે આવુ શા માટે કરી મરો છો? તમારા એવા કામ મને પસ દ નથી.

૧૭૨૭-લોકોના શબ્દ મારા માથા ઉપર ભલે કેટલાય હોય પણ મને તો મારી વિઠાબાઇજ ઘણી વહાલી છે તેનુ અ ત કરણ ઘણુંજ સુકોમળ અને દયાપૂર્ણ છે, આથી કરીને તેણે મારા જેવાનો અ ગીકાર કર્યો છે મારી વિઠાબાઇ માવડી જેનુ વેદ, શાસ્ત્ર અને પુરાણો વર્ણનકરે છે, તેને પાલે પડલો હુ તેનો લાડકવાયો

દત્તક પુત્ર છું. તુકારામ કહે છે કે જેનું નામ કામધેનુ અને કલ્પતરુ છે તેનો હું પુત્ર છું.

૧૭૨૮–કાશી, ગયા અને દ્વારકાં એ તીર્થોનાં મેં દર્શન કર્યાં છે, પણ પંઢરપુરના બરોબર એમાંનું કોઈજ નહિ. પંઢરપુરમાં વસનારા સાધુસંતોના મનમાં અભિમાન હોતું નથી. તેઓ એક-બીજાના ચરણને વંદન કરે છે. તુકારામ કહે છે કે જે ફક્ત એકજ વાર પંઢરપુર જઇ આવશે તેના ઘર ભણી યમ જશે પણ નહિ.

૧૭૨૯–બધા લોકોની લાજશરમ વેગળી મૂકી દેવી અને ભક્તિભાવ સહિત યાદવોના સ્વામી શ્રીકૃષ્ણનું ચિંતન કરવું. જે કોઇ વનસ્પતિનાં પાંદડાં ખાઈ શકાય તેવો ભાજીપાલો ખાઇને પેટ ભરી લેવું અને બધો વખત વિઠ્ઠલનું ચિંતન કરવું. રસ્તામાં ચીથરાં પડયાં હોય તેમને એકઠાં કરીને સીવીને તેનું વસ્ત્ર બનાવી લેવું અને તે પહેરીને પાંડુરંગનું ભજન કરવું. તુકારામ કહે છે કે આવો ઉગ્ર વૈરાગ્ય જેનામાં પ્રકટયો હશે તેની નારાયણ ઉપેક્ષા કરી શકતાજ નથી.

૧૭૩૦–એકના એક દહીંને વલોવ્યાથી તેમાંથી છાશ અને માખણ એ બે વસ્તુઓ હાથમાં આવે છે; છતાં તેમનું બેઉનું મૂલ્ય એકસરખુ નથી હોતું. આકાશના પોલાણમાં ચંદ્ર અને તારા બેઉ સાથે સાથે રહે છે પણ તેઓ સરખા દેખાતા નથી. પૃથ્વીના ગર્ભની અંદર હીરા અને માટી બેઉ પડયાં હોય છે પણ તેથી કરીને કાઇ તેઓ એકબીજાની તોલે આવી શકે છે? તુકારામ કહે છે કે એજ પ્રમાણે સંત અને સંસારી મનુષ્ય એ બેઉને સરખા માનવા નહિ.

૧૭૩૧–હે અનંત! હે મારાં માતપિતા! તેર તેર દહાડા સુધી મેં નિરાહાર રહીને તારૂં અનુષ્ઠાન કર્યું તોપણ તું હજી

મારી પાસે આવ્યો નહિ! હે હૃષીકેશ! તું શું પથ્થરનું ગોદડું ઓઢીને સૂઈ ગયો છે કે પછી તને થયું છે શું? એ પાંડુરંગ! હવે હું મારો જીવ કાઢીનાખીશ અને તને હત્યા આપીશ. એ વિઠાબાઈ! મેં તારા તરફથી ઘણી ઘણી આશાઓ રાખી હતી, પણ હવે તો હે પાંડુરંગ! હું મારા જીવનો અંત આણી દઈશ. તુકારામ કહે છે કે હું આ વખતે જીવ ઉપર આવી ગયો છું, તેથી હવે હું તારે માટે મારા પ્રાણનો ત્યાગ કરી દઈશ.

૧૭૩૨–લોકોની સંખ્યા ઘણી વધી પડી છે અને પુષ્કળ અકલ્યાણકારી બાબતોનો ફેલાવો થઇ ગયો છે. હે પાંડુરંગ! તેં એ સર્વનો ત્યાગ કર્યો લાગે છે. હું તો વિષયોનો પરિત્યાગ કરીને અને હુંપણું છોડી દઈને તારે શરણે આવી પડયો છું. હે નારાયણ! હે જીવોના જીવ પાંડુરંગ! હું મારૂં ઘરબાર બધું છોડી બેઠો છું. તુકારામ કહે છે કે હું પુંડલિકની પાસે જઇને પડયો છું, માટે હે હૃષીકેશ! તું હવે મારી પાસે દોડયો આવ અને મને આલિંગન દે.

૧૭૩૩–નારાયણે મને ઇન્દ્રિયોને અધીન એવો દીન ઘડયો છે, તેથી કરીને મારે જન્મમરણ વગેરેનાં કષ્ટ ભોગવવાં પડે છે. હવે આ વાત મારે કહેવી કોની આગળ? સર્વસ્વનો ત્યાગ કરવાનું સામર્થ્ય મારામાં છે નહિ. તુકારામ કહે છે કે મારૂં પ્રારબ્ધ છેકજ માઠું છે.

૧૭૩૪–જેને હું પકડવા જાઉં છું તે મારાથી દૂરનું દૂર નાસી જાય છે, એવું મારે કપાળે શા માટે લખાયું હશે? હું ખરેખર ભાગ્યહીન અને પામર છું. મને ન દેવનાં દર્શન થયાં અને ન મેં સંસારનું સુખ ભોગવ્યું; હું આમથીય રહ્યો અને તેમથીય રહ્યો. તુકારામ કહે છે કે જમીનમાં ફસલ ઊગતી નથી અને ભીખ

માગવા જતાં પણ કોઇ હાથમાં મૂકતું નથી.

૧૭૩૫-કોઇને પૈસા આપવાના કરીને કહીએ કે તું રડ, તો એવી રીતે કોઈની આંખોમાં ખરાં આંસુ આવે નહિ અને તેનું હૃદય પણ પ્રેમથી દ્રવિત થાય નહિ; તેવી રીતે જ્યાંસુધી હરિ-વિષયક પ્રેમનું ઝરણુ હૃદયમાં ઉત્પન્ન થયું ન હોય ત્યાંસુધી ઉપર ઉપરનાં ભક્તિ સંબંધી ભાષણો આપવાં એ તો તમાશગીરના તમાશા જેવું કહેવાય. કોઇ મજૂરને માથે પોટલું ચઢાવીએ ત્યારે તે જેમ આપણા ઘર આગળ પોટલું ફેંકીને પાછે પગલે પાછો વળે છે, તેના જેવો આ ભાષણ આપવાનો ધંધો છે. તુકારામ કહે છે કે કોડિયાની અંદર નર્યું કાજળ ભરીએ અને તેનો દીવો સળગાવવા જઈએ તો સળગેજ નહિ.

૧૭૩૬-વિઠોબાના દાસ બની જઇએ તોજ મનુષ્ય-જન્મનું સાર્થક થાય; નહિ તો ભૂંડ, કૂતરાં કયાં દુનિયામાં ઓછાં છે? તેઓ પણ જન્મે છે, જીવે છે અને મરે છે. ત્રણ ગુણ પૈકી કોઇ પણ ગુણનો મેલ આપણને સ્પર્શ ન કરે તોજ જન્મ સફળ થયો કહેવાય. તુકારામ કહે છે કે વિઠોબાના નામની સહાયતા વડે જે સજ્જનો માન્ય ગણાતા થયા છે તેઓ ઉત્તમ કોટિના છે.

૧૭૩૭-જી, મહારાજ! તમે તમારા મનમાં વિચાર કરો અને મારા ભાગે પડતું જે કાંઈ આવતું હોય તે મને આપી દો. એવું નહિ કરો તો હું તમારો પીછો છોડનાર નથી. તમે વારં-વાર મારી સાથે માંડવાળ કરો છો, પણ કરારનો અમલ કરતા નથી. તમારી પાસે ઊભો ઊભો હું આટલો બધો કચકચાટ કરૂં છું તે તમારાથી સહન કેમ થાય છે? ત્યારે શું હુંજ ભૂંડો છું એવું ઠર્યું? મારો જીવ જાય ત્યાં લગી મારે તમનેમહેણાં મારવાં પડે એ તમારી હે દેવ! ઘણીજ મોટી ખોડ છે. તુકારામ કહે;

છે કે ધીરજ રાખવી એ મારો ધર્મ છે; અને હે વિઠ્ઠલ! તમે તો માયાથી પર છો.

૧૭૩૮–ઓ દેવ! અમારે ફરી ફરીને ગર્ભવાસ કરવો પડે છે તે તમે જાણો તો છોજ તેમ થવાનું કારણ બીજું તો શું હોય, પણ અમે જે ભારે ભારે દોષ કર્યા છે તેજ છે અને તેના ફળમાં અમારે જે ભોગ ભોગવવા પડે છે તે તમે તમારી સત્તા વડે નક્કી કરી રાખો છો, જેથી અમને કશો લાભ થતો નથી. એવી જાળને રચીને તમે લોકોને ભુલભુલામણીમાં ભૂલા પાડો છો તેને માટે હું હવે તમને કહું પણ શું? હે દેવ! એક જણને તમેજ કહો છો કે તું નાસી જા અને બીજાને તમેજ કહો છો કે તું તેની પાછળ દોડ અને તમે ઊભા ઊભા બેઉની ગમ્મત જોઇને મનમાં ખુશ થાઓ છો! તુકારામ કહે છે કે મનુષ્યો જે જે ચેષ્ટાઓ કરે છે તેની ગતિ શું ત્યાં ને ત્યાંજ સીમિત થઇ રહેવાની છે?

૧૭૩૯–જેના મનમાં દયા નથી હોતી તેને તમે દંડદો છો, પણ જ્યારે તમે પોતેજ નિર્દય થઇ જાઓ ત્યારે તમારી વિરુદ્ધ અમારે કોની આગળ ફરિયાદ કરવા જવુ તે કહો હું તો તમારીજ દયાની ભીખ માગી રહ્યો છું અને મારી યાચનાના શબ્દ તમારે કાને પડે છે અને તે છતાં તમારાથી મૂંગા થઇને બેમીજ કેમ રહેવાય છે? હું–ગરીબ–દીન જન તમારા તરફથી મદદની આશા રાખીને તમારા ચરણ સામે જોતો ઊભો રહું અને મધુર શબ્દો વડે તમારી વિનંતિ કરૂ એજ મારૂં કામ છે. તુકારામ કહે છે કે ઓ મારા વિઠ્ઠલનાથજી મહારાજ! હજી તમે મૂંગે મોઢે મારી સામે જોયા શું કરતા હશો? તમારા મનમાં શી ગાંઠ પડી ગઇ છે તે એક વાર મને ખુલ્લે દિલે કહો તો ખરા!

૧૭૪૦–હે દેવ! જો તમોએ મારા ઉપર કૃપા કરી હોત તો હું

આવો ગરીબડા જેવો ન હોત. જો કોઇનું મોઢું તગતગતું હોય તો સમજી લેવું કે તેણે પેટ ભરાઇને ભોજન કર્યું છે. કૃપાદાન કર્યાનું આજ એક રહસ્ય છે. તમે જેની સાથે પ્રેમપૂર્વક સંભાષણ કરશો તે કદી વિનષ્ટ થતો નથી. તુકારામ કહે છે કે હે દેવ ! આ મારી પોતાની ખરેખરી અનુભવેલી વાત છે.

૧૭૪૧–હું તમારો ખરેખરો દાસ થઈ ચૂકયો છું એ વાત સાચી હોવાથી મારે મારા અજ્ઞાનીપણાને લીધે તમને કહેવું પણ શું ? હે કૃપાવંત ! તમે જે કાંઇ કરો છો તે યોગ્ય છે કે નહિ તેની તમને પોતાને શું સમજણ નથી પડતી તે મારી કહેવડામણની વાટ જુઓ છો ? સિંહના બચ્ચાને શિયાળવું પકડી લઇ જાય છે ? આવું કદી કોઇએ કાને સાંભળ્યું પણ હતું કે ? તુકારામ કહે છે કે તે પ્રમાણે હું તમારો દાસ કહેવાઉં અને છતાં મારો વિનાશ થાય તે તમને શોભે ખરૂં કે ?

૧૭૪૨–અમુક ઠેકાણે દેવ છે એવી જે જે ઠેકાણે ભાવના કરીએ ત્યાં ત્યાં વિશ્વંભર વાસ કરે છે. જ્યાં આશા–તૃષ્ણાને લગતા તમામ સંકલ્પોને દૂર કરી દઇએ એટલે પછી પાપ પુણ્યને રહેવા-નું સ્થાનજ કયાં મળવાનું હતું ? મન નિર્મળ કરીએ ત્યારે ભગવાનની શુદ્ધ ભક્તિ થઇ શકે અને મન મેલું થાય ત્યારે તેની અપવિત્રતા વજ્રલેપ જેવી થઇને અંતઃકરણના ઉપર ચોટી જાય છે. તુકારામ કહે છે કે આવો પ્રકાર જેની સમજમાં આવી ગયો હોય છે, તે જે ફળની ઇચ્છા કરે છે તેને છેવટે તે ફળ આવી મળે છે અને તેની ઇચ્છા પૂર્ણ થઈ જાય છે એમ જાણવું.

૧૭૪૩–એક બાજુએ હું મુશ્કેલીઓનો તોડ કાઢતો જાઉં છું, તેમ તેમ બીજી બાજુએ નવી નવી અડચણો ઊભી થતી જાય છે; તેથી કરીને મારા જીવને ઘણો ત્રાસ થાય છે, એટલા માટે હું

સર્વ લૌકિક વ્યવહારને ત્યજી દઇને એકદમ બધાથી દૂર નીકળી નાઠો છું. હવે તો તારા સિવાય મારા મનને કશું પ્રિય રહ્યું નથી અને તેજ તું મારાથી દૂરનો દૂર રહે છે! જો તું આમ સંકોચ રાખ્યા કરીશ તો મારા મનની ઇચ્છા પૂર્ણ થનાર નથી. તેમ ન કરતાં તું સંકોચ મૂકી દે તો શું? તારે મનમાં આવો સંકોચ કરવાનું કારણજ શું છે? તુકારામ કહે છે કે મેં જે કાંઇ કર્યું છે તે મારી મરજી મુજબ કર્યું છે. હવે અહીં મારી આગળ તારા સિવાય બીજું કોઇ એવું રહ્યું નથી કે જે મારાથી હાલ પૃથક્ હોય.

૧૭૪૪–હું તારા ચરણ પકડીને ઊભો રહ્યો છું. આ દાન તેંજ મને દીધું છે તેને હવે તારે કાયમ રહેવા દેવું જોઇએ આટલી એક વાત સિવાય બીજી કોઇ પણ બાબતનો બોજો હું તારે માથે નાખતો નથી, તેમ તને કશી વાતની તકલીફ પણ આપતો નથી. મારે હાથે તું તારી સેવા કરાવ એટલીજ હે દેવ! મારી તારી આગળ માગણી છે. તુકારામ કહે છે કે જ્યારે હું તારો દાસ કહેવાતો થયો છું ત્યારે તારા દાસના મનની ઇચ્છા પૂર્ણ કરવાનું કામ તારૂં ખરૂં કે નહિ?

૧૭૪૫–કેટલાક લોકો પોતપોતાના અભિમાનના વિષયનો ભારે આગ્રહ ધરાવતા હોય છે, પણ ઘણાખરાની બાબતમાં સત્યનો દુષ્કાળ હોવાથી અતિશય ગરબડગોટાળો ઊભો થયેલો હોય છે. જે જડ વિશ્વાસ રાખીને તદનુસાર આચરણ કરે છે તેને ફળની પ્રાપ્તિ થતી નથી. તુકારામ કહે છે કે જેમ ઘાંચીની ઘાણીનો બળદ ઘાણીની આગળપાછળ ફર્યા કરે છે, તેમ પેલા ભાવરહિત મૂઢ લોકો પૃથ્વી ઉપર આવેલાં તીર્થોમાં ભટકતા ફરે છે.

૧૭૪૬–મેં મારા ઇન્દ્રિયસમૂહ સહિત મારા શરીરરૂપી આખું કુટુંબજ નારાયણને સમર્પિત કરી દીધું છે; તેમ કર્યાથી

મારા ચિત્તની એક સળંગ ધારા તેમના ઉપરજ સ્થિર થઈ ગઈ છે. આનું પરિણામ એવું થયું છે કે તમામ પ્રકારની ચિન્તાઓનો બોજો મારા ઉપરથી ઊતરી ગયો છે અને હું તદ્દન ચિન્તામુક્ત બની ગયો છું, એટલે હવે મારે ફરીથી ગર્ભવાસ કરવાનું પ્રયોજન રહ્યું નથી એવી મારી ખાત્રી થઇ ચૂકી છે. મારું અભિમાન મારા દેવે પોતાના ઉપર ખેંચી લીધું છે, તેથી કરીને હવે મારી દેહબુદ્ધિને જાગૃત થવાનો અવકાશ રહ્યો નથી. તુકારામ કહે છે કે મારા શરીરના તમામ વ્યાપાર એક દેવની પ્રેરણાથીજ ચાલ્યા કરે છે અને હું તો મારો અહંભાવ ફગાવી દઇને ખાલીખમ બની ગયો છું.

૧૭૪૭-અમારા ઘરમાં પરમાર્થરૂપી અવિનાશી ધન આવી પડયું છે; તેમાંથી પુષ્કળ માણસોને તૃપ્તિ પમાડી શકાય એટલું બધું તે જથ્થાબંધ છે. તમે ગાંઠના પૈસા ન ખરચતાં એ નારાયણરૂપી ધન જેટલું લેવાય તેટલું મફતમાંજ લઈ લો. આવો લાગ ચૂકશો નહિ. આ હું જે તમને કહું છું તે તમે તમારા મનને શુદ્ધ કરીને ખૂબ તત્પરતા સહિત સાંભળી લેજો. તુકારામ કહે છે કે અંતે તમે ચિન્તા રહિત થઇ જાઓ તેટલા માટે ઉપર કહ્યું તે ધનનો સંગ્રહ કરી લેજો.

૧૭૪૮–હે દેવ! મારી ઇન્દ્રિયો જ્યારે મને ચારે બાજુએથી ઢાંકી વળે છે ત્યારે પણ હું તેમના મોહાન્ધકારમાં ગૂંચવાઇ જતો નથી. તેવું થાય તો પછી હું તારો દાસ કેવી રીતે કહેવાઉં ? હું તો સર્વતોભાવે ઉદાસીન થઇને રહું છું; પણ મને આ સંસારનો હજી મનમાં ભય રહે છે. એ બીકને લીધે મેં તમારા વસ્ત્રનો છેડો પકડી રાખ્યો છે. હવે જ્યારે તમે મારા મનની આશા પૂર્ણ નહિ કરો, ત્યારે પછી તમારી મોટાઇ રહેવાની કેવી રીતે ?

તુકારામ કહે છે કે જો હું મારી જાતે આપબળેજ મારા વિકારો-ને દબાવવામાં સફળ થાઉં, તો પછી તમારૂં મોટાપણું ફક્ત જોયાજ કરવાનું કે નહિ ?

૧૭૪૯–તમને હું જે વિનંતિઓ સંભળાવતો જાઉં છું તેનાથી તમે તો અવળુંજ આચરણ કરતા જણાઓ છો, પણ તમારે એટલું યાદ રાખવું જોઇએ કે યાચકના કરતાં દાતારનો દરજ્જો ઊંચો છે; એટલા માટે જો તમારે તમારા ઊંચા પદની ઇજ્જત જાળવી રાખવી હોય તો તમારે મારા ઉપર થોડો ઘણો પણ ઉપકાર કરવોજ જોઇશે. તેમ ન કરતાં જો તમે એકલસૂરા થશો તો તમારી મોટાઇ વધશે કેવી રીતે ? માટે હે મારા મહા-રાજ ! મારી પાસે આશ્રી સેવા લેવાનો વિચાર માંડી વાળજો, પણ જે કરતાં આપણી બેઉની શોભા વધે એવું કરજો. તુકારામ કહે છે કે હું બધો વખત ગરીબનો ગરીબજ રહું એવો મેં કાંઇ કાયમનો કરાર લખી આપ્યો નથી.

૧૭૫૦–કોઇ કોઇ વાર એવું બને છે કે બે જણ પોતપોતાની અવસ્થા અદલબદલ કરી લે છે. દાખલા તરીકે જે ભિખારી હોય છે તે શ્રીમંત બની જાય છે અને શ્રીમંત ભિખારી બની જાય છે. જે સમર્થ છે તેના સામર્થ્યમાં કેવી કેવી ચઢતીઊતરતી દશાઓના પલટા આવી જાય છે ? સમર્થ હમેશાં સમર્થજ નથી રહેતો. હે દેવ ! તમને જીતવાને સારૂ હું તમારી જાગીરના મૂળ પાયાનેજ વળગીને બેઠો છું, તેથી કરીને હું તમને નિઃસંશય જીત્યા વિના રહેવાનોજ નથી. મેં જે દૃઢ નિશ્ચય કર્યો છે તેને હું કદી છોડનાર નથી. તમારી અને મારી વચ્ચે કામ અને ક્રોધ આડા આવીને ઊભા રહેતા હતા, તેમને તો મેં મારા સામર્થ્ય વડે જીતી લીધા છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી તમારી પ્રાપ્તિ

કરવાના ઉપાયનું ખરૂં રહસ્ય મારા સમજવામાં આવ્યું ન હતું, ત્યાંસુધી મારા ઉપર આળસ સવાર થઇ જતું હતું.

૧૭૫૧–મેં તારા ચરણ પકડી રાખ્યા છે તેથી કરીને મારા મનનું સમાધાન થઇ ગયું છે. હે નારાયણ! હવે મારા મનને તારા ચરણથી અળગા થવાનું ગમતું નથી. મને આ ઠેકાણે બહુજ મૂલ્યવાન વસ્તુ મળી ગઇ છે, તેથી હું ઘણોજ સુખી થયો છું. તુકારામ કહે છે કે તેમ થવાથી મારાં સચિત કર્મોનો મારે ભોગ કરવો પડશે નહિ.

૧૭૫૨–હે દેવ! હું મનમાં મોટી આશા–ઉમેદથી તમારા મોઢા સામું જોતો બેસી રહ્યો છું. હવે જે તમારા મનમાં હોય તે મને કહી દો. તમે મને જે કાંઇ કહેશો તેને હું તમારી આજ્ઞા માનીને શિરસાવંદ્ય કરીશ. મારા કથનનો સાર એટલોજ છે કે તમારે મારો અંગીકાર કરવો પડશે. તુકારામ કહે છે કે હે હરિ! હું તો તમારે બારણે ભિખારી બનીને ઊભો છું.

૧૭૫૩–હવે તમે મારો ભાર તમારે માથે લેતા નથી, તેથી હું ઘણા વિચારમાં પડી ગયો છું. એમ જાણીને હું તમારાથી જરા આઘે હતો ત્યાંથી હવે હું તમારા શરીરની સાથે સજ્જડ ચોટી ગયો છું. હવે હું તમારી સાથે ખૂબ પ્રેમપૂર્વક સંભાષણ કરવાનો અને ઘડીએ ને પળે તમારૂં નામ રટવાનો. તુકારામ કહે છે કે હે દેવ! તમારાથી અળગા રહેવું એ તો ઘણીજ માઠી હાલત કહેવાય.

૧૭૫૪–હવે મારાં સંકટને લગતી તમામ જવાબદારી તમારે માથે છે તે જાણજો. તમારો આજ્ઞાપાલક હું તમારો શરણાગત છું, તમારે અધીન છું, તેથી કરીને મારી પૂઠે ચાલ્યા આવતા તમામ પ્રપંચોના હુમલાથી હું મુક્ત થઇ ગયો છું.

ણધો વખત તમારા નામનું સ્મરણ કરતા રહેવું એજ મારી સેવા અને એજ મારૂં કામ છે, તે હું કરતોજ રહીશ. તુકારામ કહે છે કે હું મારૂં મસ્તક તમારા ચરણ ઉપર મૂકી રાખું છું. આ એક સિવાય હું તમને બીજું કાંઇ આપતો નથી અને તમારી પાસે કાંઈ માગતો પણ નથી.

૧૭૫૫–સેવ્ય-સેવકના સંબંધ વડે હું અને તમે બેઉ ઠીક ઠીક શોભીએ છીએ, તેથી કરીને હવે મારે બીજા શાની ચિન્તા કરવાની હોય? તમે તમારા સ્વામીપણામાં રહો અને હું મારા સેવકપણામાં રહું એટલે આપણે બેઉ પોતપોતાની જગ્યાએ સાચવીને ઊભા રહ્યા કહેવાઇએ. પછી આપણે બેઉ જણ મૌન ધારણ કરીને બેસી રહીએ એટલે કોઇ કોઇને મહેણાંટોણાં મારવાનું બની શકેજ નહિ. જે અમારા મનમાં છે તેને તો તમે યોગ્ય રીતે પ્રકટ કરી દીધું છે. તુકારામ કહે છે કે જેની જેવી સોબત તેનામાં તેવા ગુણ ન હોય તોપણ આવી જાય છે.

૧૭૫૬–ઓ મારા મન! જેથી કરીને દેવના ચરણ અને મારી આંખોની વચ્ચે આડો પડદો આવી જાય એવી અવળી સમજ તારે મને આપવી નહિ. હું મારા મુખ દ્વારા રામનામ જપું છું તે નામ મારે કાને હું પાછો સાંભળું છું, ત્યારે તે મને ઘણું મધુર લાગે છે. બીજાનો દ્વેષ કરવાનો વિચાર-સરખો પણ મારા મનમાં ન આવે, એવું હું ઇચ્છુ છું; કારણકે તેનાથી કશો લાભ તો હોયજ નહિ પણ વિનાકારણ જીવને કલેશ થાય છે. તુકારામ કહે છે કે અંતઃકરણ શીતળ હોય અને તેમાં ક્ષમા-ભાવનો વાસો હોય એમાંજ શાંતિનું સાચું સામર્થ્ય છે.

૧૭૫૭–ઉપર જેનાં લક્ષણ ગણાવ્યાં એવા સંતોનાં દર્શન કરવાનું અહોભાગ્ય કોના કિસ્મતમાં લખાયું હશે? જે સંત-

જનોએ પોતાના સમસ્ત સંસારના ઉપર પાણી ફેરવ્યું છે અર્થાત્ સંસારને ત્યજીને પોતાના મનમાં હરિનું ધ્યાન ધરતા જેઓ બેઠા છે, એવાની સાથે સંભાષણ કરવાની જેમને તક મળે એવા ભાગ્યવંત કોણ હશે? તુકારામ કહે છે કે આવા સંતોનાં દર્શન થતાંની સાથેજ સઘળો સંસાર વિલીન થઇ જાય છે.

૧૭૫૮-હે દેવ! તમારા ઉપર મારો વિશ્વાસ છે, તેથી કરીને હું સંસારની અંદર ઉદાસીન ભાવથી રહું છું. હે ગોપાળ! બે જણની સમાન જાતિ ન હોય ત્યાંસુધી પરસ્પર પ્રીતિ ઉત્પન્ન થાય નહિ. એકચિત્તે કાંતનારનું સૂતર એક સરખું ઊતરે છે. તમારૂં મને એક ક્ષણવાર પણ જો વિસ્મરણ થાય છે તો તેથી મારો જીવ આકુળ-વ્યાકુળ થઈ જાય છે. આવી બેઉની સામાન્ય સ્થિતિ છે. તુકારામ કહે છે કે આવો અનુભવ મેં મારા ચિત્તમાં ધારણ કરી રાખ્યો ત્યારથી મારા સંશયનું નિવારણ થઇ ગયું છે.

૧૭૫૯-હું મારા અંતઃકરણની અંદર કેટલી ચિન્તા અને કેટલી ઉત્કંઠા ધરાવું છું અને તમે નાસાનાસ કરો છો ત્યારે મારૂં મન તમને પકડી પાડવાને માટે કેવું દસે દિશાએ દોડંદોડા કરે છે? તમે મારો અંગીકાર કરશો ત્યારે બધા ભાવ પૈકી કયા વિશેષ ભાવે તેમ કરશો તેના સંબંધમાં હું દરરોજ વિચાર કરતો રહું છું. તમારા સિવાય બીજી કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ મારે મનથી તુચ્છ લાગે છે; કારણકે તેમના સારા-નરસા ગુણોનો મને અનુભવ મળી ચૂકયો છે. તુકારામ કહે છે કે મારા મનને તો હવે એવું થાય છે કે જાણે બધો વખત સમાધિ લગાવીને તમારા પ્રેમના આસ્વાદનમાં નિમગ્ન થઇ જાઉં.

૧૭૬૦-સાંસારિક સંબંધોની કશી સીમા નથી હોતી અને સંસારની બાધાઓનો કદી અંત પણ આવતો નથી; એટલા

વાસ્તે હું ઘણોજ સાવધાન રહું છું; કારણકે જેટલી ઘડી પરમાર્થમાં વ્યતીત થાય તેટલી સોનાની સમજવી. સંકલ્પનું બીજ જે પ્રકારનું હોય તે રીતે ઇન્દ્રિયો પોતાના વ્યાપાર ચલાવે છે અને એવી રીતે ભેગાં થયેલાં પૂર્વજન્મનાં પ્રારબ્ધ કર્મ ગર્ભવાસના તરફ ઘસડી લઇ જાય છે. તુકારામ કહે છે કે હે ગોપાળ! મારાં તમામ કર્મોનાં બીજને તું બાળી દે અને મને તારા મહિમાને ગાનારા ભાટનું સ્થાન આપ.

૧૭૬૧-હવે હું તારા બારણા આગળ લાંઘવા બેસીશ અને તને તારા ઘરમાં ને ઘરમાંજ પૂરી રાખીશ. હું હજી મારા જીવના તરફ છેક બેદરકાર તો નથી થયો, પણ થાઉં ત્યાંસુધીમાં ઉપર ઉપરની લૂખી લૂખી વાતો તને ગમશે ખરી કે? પહેલેથી દૃઢ નિશ્ચય કરી નાખવો એ ઉત્તમ છે. નિશ્ચય કરવાથી કામ ઝટપટ થઈ જાય છે. તુકારામ કહે છે કે હે દેવ! હું તને આવાને માટે બહાર આવવા દેવાનો નથી અને મારાથી જરા પણ આઘા ખસવા પણ દઇશ નહિ.

૧૭૬૨-કોઇ પૂછપરછ કરતું આવે તો તેને શો જવાબ આપવો તેનો મનમાં વિચાર કરી રાખવો જોઇએ. ત્યાંસુધી હું મારાં સુખદુઃખનો ઝાઝો વિચાર કરવાનો નથી. જે ઘડીએ મારા અંતઃકરણનો ભાવ દેવના જાણવામાં આવી જશે તે ઘડીએ તે પોતેજ મારા ભય માત્રને દૂર કરી દેશે. તુકારામ કહે છે કે જે ઘડીએ તે મને પોતાના હાથવડે પકડી લેશે તેજ ઘડીએ તે મારી ચિન્તાઓને દૂર કરી દેશે.

૧૭૬૩-આ ઠેકાણે નિરાશ થવા જેવું તો છેજ નહિ, તેથી તમારે તમારા હૃદયને ધૈર્ય ધારણ કરતાં શીખવવું એ ઉત્તમ છે. વિશ્વનું પ્રતિપાલન કરનારા દેવે પોતાના ઉદરની અંદર સઘળા

વિશ્વને ધારણ કરી રાખ્યું છે, એટલે મારૂં આખરનું વિશ્રાન્તિ સ્થાન તેજ છે. આપણે તેમને ઓળખીએ નહિ છતાં પણ જો આપણે તેમને મનમાં સંભારીએ તોપણ તે આપણા મનનો ભાવ જાણી જાય છે. તુકારામ કહે છે કે મારા સ્વામી મોન ધારણ કરે છે, મોઢેથી બોલતા નથી; પણ તેમના અંતઃકરણના ખૂણેખૂણાના અમે ભોમિયા છીએ. તેમના અંતઃકરણના વલણને જોઇને તે પ્રમાણે વર્તન કરતાં અમને આવડે છે.

૧૭૬૪–પોતાની નિરાકાર સ્થિતિમાં દેવ નિર્દય અથવા નિષ્ઠુર હોય એવા દેખાય છે, પણ સગુણ રૂપ ધારણ કરે છે ત્યારે કોમળ અને સદય થઇ જાય છે, અને સૌનું પ્રતિપાલન કરતા હોય એવા દેખાય છે; આટલા માટે આ બે સ્વરૂપ પૈકી જે જેને ગમતું હોય તેજ રૂપનો તેણે નિશ્ચય કરી લેવો જોઇએ અને તેનેજ આખર સુધી વળગી રહેવું જોઇએ; તેમ કરવાથી જેનો ત્રણે કાળમાં નાશ થતો નથી એવા અવિચળ કલ્યાણની પ્રાપ્તિ થાય છે. દહીંને વલોવ્યાથી માખણ હાથ આવે છે અને છાશ વલોવ્યાથી વ્યર્થ મહેનત કરવી પડે એટલુંજ પરિણામ આવે છે. તુકારામ કહે છે કે તમે તમારા મનમાં એકાગ્રપણે જે વિચાર કરો તેજ સારભૂત છે એમ જાણજો.

૧૭૬૫–હે દેવ! મારૂં પ્રપંચનું ભાન આછું થઇ ગયું અને વ્યવહારની મિથ્યા આકાંક્ષાઓ ટળી ગઈ એ તો ઘણુંજ સારૂં થયું. દેવ જે આખા વિશ્વમાં સમર્થ છે, તેમના કૃપાપ્રસાદ વડે મને શુદ્ધ યોગની પ્રાપ્તિ થઇ છે. ત્રિગુણરૂપી મેલ વડે મારો જીવ મલિન થઈ ગયો હતો તે મલિનતા બધી જતી રહી અને વિકલ્પ-ની પીડા પણ શમી ગઇ. તુકારામ કહે છે કે હવે તો મને ઉત્તરોત્તર નિર્મળતા પ્રાપ્ત થતી જાય છે.

૧૭૬૬–તમારામાં સ્વામિત્વનાં અથવા ઈશત્વનાં લક્ષણો છે અને હું ત્રણ પ્રકારના ગુણોની સંગતિમાં વૈતરાં કરનારા મજૂરના જેવો દરિદ્રી બની ગયો છું અને એ ત્રણ ગુણોની પેદાશનાં પોટલાં મારા માથા ઉપર લઇને વૈતરાં વહેતો ફરૂં છું. ઓ મારા દાતાર ! આ ત્રિગુણના લબાચામાંથી મને છૂટો કરી દે. મને વૈતરાં કરવાને લાયક નજ બનાવતો. જેમ ધન્વંતરિ વૈદ તમામ પ્રકારના વ્યાધિઓનો નાશ કરવાના કામમાં કુશળ અને સમર્થ છે તેવા તમે પણ સત્તાધીશ છો. તુકારામ કહે છે કે આ દેહરૂપી ગાંસડો મારે વેઠિયાની પેઠે ઊંચકીને ચાલવું પડે છે, તેનો તમેજ અંગીકાર કરી લો અને મને તેમાંથી મુક્ત કરો.

૧૭૬૭–હે નારાયણ ! તમારૂં કરજ વાળવાને માટે હું તમારો સેવક બન્યો છું; ત્યારે હવે તમે મારી સાથેના લેણદેણના હિસાબની ચોખવટ કરી નાખો અને મારૂં જે લેણું નીકળતું હોય તે મને આપી દો. હું મારૂં શરીર તમને સમર્પિત કરી દઇને ઉત્તીર્ણ થઇ ગયો છું. હવે મારાં તમામ પાતકોનો તમારે નાશ કરી દેવો જોઇશે. તમારૂં દેવું હું આજ સુધી મારા જીવની સાથે વળગાડીને જીવતો હતો, પણ વરસોવરસ તેનું ચક્રવૃદ્ધિ વ્યાજ ચઢતું ગયું, તેથી તેનો ભાર ઘણો વધી ગયો અને મને ઘણો સંતાપ થવા લાગ્યો. તુકારામ કહે છે કે આ મારૂં શરીર તમારેજ રહેવાનું સ્થાન છે એવો ભાવ મેં મારા મનમાં દૃઢ કર્યો અને તેથી કરીને તે શરીર મેં તમને અર્પણ કરી દીધું.

૧૭૬૮–હું તમારો સેવક કહેવાઉં તેથી મારૂં સ્થાન તો તમારા ચરણ આગળજ હોય, એવો મારા મનમાં દૃઢ નિશ્ચય થઇ ગયો છે. હે દેવ ! તમે જે જે આજ્ઞા કરશો તે તે સર્વ આજ્ઞાઓનું હું પાલન કરીશ અને મને જે જે સેવા બતાવશો તે તે સેવાઓ

હું દાસભાવે યથાવત્ કરતો રહીશ. મારી પ્રપંચરૂપી સજ્જ બેડી તૂટી ગઇ છે અને ત્યાર પછી મને તમારા ચરણુની પ્રાપ્તિ થઇ છે. તુકારામ કહે છે કે હવે તો હું તમારા ચરણુ આગળથી એક ક્ષણુવારને માટે પણ આઘો ખસનાર નથી.

૧૭૬૯–તમે વળગાડેલા બોજાના લબાચાને તમારેજ કમી કરી દેવો પડશે. મારા જડત્વને લઇને તમે શું કરવાના હતા? હે દેવ! હવે મારા ઉદ્ધારનો સવાલ બહુ લાંબી મુદતને માટે મુલતવી રાખવાનું શું પ્રયોજન છે? કારણુકે જેટલું મોડું કરશો તેટલી તમને વધારે મહેનત પડશે; એટલા માટે તમે મારી બાબતમાં વધારે ઉદાર ભાવ રાખો; કારણુકે હું તમારો ભક્ત છું એ વાત લોકોમાં ઘણી જાણીતી થઇ ગઇ છે તેની તમને ખબર તો છે ને? તુકારામ કહે છે કે મારાં પૂર્વજન્મોનાં સંચિત કર્મોનો હિસાબ તમે એક વાર ચોખ્ખોચટ કરી નાખો એટલે પછી નવાં કર્મોનો ઉમેરો તો હું કરનારજ નથી.

૧૭૭૦–હે દેવ! તને એકલા એકલા રહેવાનું ગમે છે અને મારા માથા ઉપર તમામ પ્રકારના સંગનો સંતાપ ઘણોજ વધી ગયો છે. હે જગતના સ્વામિ! હવે તો હું જોરથી તારે પગે વળગી પડું છું અને એવો વળગીશ કે કદી પણ છોડનાર નથી. હું અત્યંત દુઃખી દુઃખી થયો છું, બળ્યો–જળ્યો થાઉં છું, પણ મને વિશ્વાસ છે કે તારા ચરણુનો આશ્રય લીધાથી મારાં તમામ કષ્ટ, સંતાપ વગેરેનો અંત આવી જશે. તુકારામ કહે છે કે તારા ચરણુ જે ગંગાનું ઉત્પત્તિસ્થાન છે તેમની મને મોટી આશા છે.

૧૭૭૧–હે દેવ! તમારૂં ચરણોદક શીતળતામાં દુનિયાના તમામ શીતળ પદાર્થો કરતાં પણ શ્રેષ્ઠ છે. હું તેનુંજ નિત્ય સેવન કરૂં છું અને તેનેજ શિરમાવંદ્ય કરીને તેને મારાં બાહ્ય અવયવો-

નો સ્પર્શ કરાવું છું. તારૂં ચરણોદક તમામ તીર્થોનું ઉદ્ગમ-સ્થાન છે. તેના સ્પર્શથી મારાં આજ સુધીનાં તમામ પાતકોનો નાશ થઇ ગયો છે. તુકારામ કહે છે કે હું તારા ચરણોદકની ધારની નીચે બેસીને તેની ધારા વડે ઘણી શોભા ધારણ કરૂં છું.

૧૭૭૨–મને જ્ઞાનદૃષ્ટિ નહિ હોવાથી હું ગોદાવરીને કિનારે એકાદ નાની શી ગુફા ખોદીને તેમાંજ મનસ્વીપણે આનંદસહિત રહેવા લાગ્યો હતો; પછી જેમને જ્ઞાનદૃષ્ટિનો લાભ થયો હતો એવા સંતપુરુષો મારી પાસે આવ્યા અને તેઓ મને ગોદાવરીના પ્રવાહની નજીક લઇ જઇને બેસાડી આવ્યા. આજ સુધી હું તેજ અલ્પસ્થાનમાં મારો જીવ સ્થિર કરીને રહેતો આવ્યો છું. તુકારામ કહે છે કે પછીથી તે મારી ઇચ્છા પૂર્ણ થઇ. આવી વિશ્રાન્તિનું દાન મને સંતોના તરફથી મળ્યું છે.

૧૭૭૩–મારો જીવ પ્રપંચના ત્રાસથી જ્યારે ઘણો સંતપ્ત થઇ ઊઠ્યો ત્યારે હું તેમાંથી બહાર નીકળી નાઠો. હવે આજ પછી હું તેના ભણી પાછું ફરીને જોનાર પણ નથી. ઓ મારા દાતાર! મારાથી કાળનો સોટો હવે સહન કરી શકાતો નથી; એટલા માટે તું હવે ઝટપટ મારી પાસે ચાલ્યો આવ અને મને પ્રેમાલિંગન દે. તમારી સહાયતાથી મારૂં મન હવે સાવધાન તો થઇ ગયું છે અને હવે મને કોઇ કોઇ ખેલ ખેલવાનું ગમે છે. તુકારામ કહે છે કે તારા વિયોગના સંતાપથી મારૂં ગળું ગદ્ગદ્ થઇ ગયું છે અને છતાં તું હજી મારી પાસે કેમ ચાલ્યો આવતો નથી?

૧૭૭૪–દહીંને સારી રીતે વલોવીને તેમાંથી તારવી કાઢેલું માખણ એ દૂધનો સારભાગ છે અને તે સૌને માટે હિતકારક છે; તેવી રીતે જરા પણ મનમાં સંકોચ ન રાખતાં હું તારી આગળ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરૂં છું. મોઢેથી બોલબોલ કરવાનો

શો ઉપયોગ છે ? તે કરતાં તો ઝટપટ તારા ચરણના ઉપર મસ્તક મૂકી દેવું એજ શ્રેયસ્કર છે. તુકારામ કહે છે કે હે જગતના સ્વામિન્ ? તું મને ઊંચકી લે અને મને પ્રેમાલિંગન દે.

૧૭૭૫-મેં થોડી ઘણી દેવની સેવા કરી, તેના બદલામાં દેવે તેમની બધીજ દોલત મારા હાથમાં મૂકી દીધી. મારો ભાગ્યોદય થઇ ગયો એટલે મને દેવનો મેળાપ થયો. હવે હું તેમનો વિયોગ થવા દેનાર નથી. મારાં તમામ દુઃખ-દારિદ્રય નષ્ટ થઇ ગયાં અને મારી સર્વ પ્રકારની ચિન્તાનો છેડો આવી ગયો; આથી હું મારૂં મહદ્ ભાગ્ય માનું છું તુકારામ કહે છે કે મને મારો હિસ્સો મળી ગયો છે, આથી હવે હું દેવની સાથે સંભાષણ કરવા મંડી જઇશ.

૧૭૭૬-મેં સમર્થ દેવના વસ્ત્રનો છેડો સાહ્યો છે, તેથી કરીને હવે મારો નાશ થાયજ કેવી રીતે ? હે વિઠ્ઠલ ! તું દોડીને મારી પાસે આવ. હું તો રોજ રોજ તારી સાથે અટ્ટહાસ્ય કરીશ. મને વિશ્વાસ છે કે હું તને એક હાંક મારીશ કે તરત તું ઊડીને મારી પાસે ચાલ્યો આવીશ; તેથી કરીને મારે હવે બીજી કોઇ દિશા તરફ નજર માંડવાની જરૂર રહી નથી. તુકારામ કહે છે કે હે દેવ ! તમારા અંતઃકરણમાં દીન જનો પ્રતિ દયા છે, આથી કરીને તમે કદાચ તમારૂં મન ઝાલી રાખવા જશો, તોપણ તમારૂં મન ઝાલ્યું રહેનાર નથી અને તમારે મારી પાસે દોડીને આવવું પડશેજ.

૧૭૭૭-'તમે મારા ઉપર દયા કરો ' એવાં વચનો વડે હું તમને રીઝવીને મારા ભણી ભોળવવાનો યત્ન કરૂં છું. જે સંતોએ આકારરહિત દેવને સાકાર બનાવી દીધા છે,તેમનાં વચનો-ને પ્રસાદ જેવાં માનીને મેં તેમનો ઉપયોગ કરવા માંડયો છે. પૂર્વના ઋષિમુનિઓ જે સરળ માર્ગની સ્થાપના કરી ગયા હતા

તેજ માર્ગને સંતોએ ફરીથી સાફ કરી દીધો છે. તુકારામ કહે છે કે હું તેજ માર્ગ ઉપર થઇને દોડી જાઉં છું અને સંતોને જે લાભ થયો હતો તેની હું પણ આશા રાખી બેઠો છું.

૧૭૭૮–મારૂં મન જે ચંચળ હતું, તેણે હવે નિજ પરમાત્મ-સ્વરૂપનું રહસ્ય ગ્રહણ કરી લીધું છે, તેથી કરીને તે હવે સ્થિર થઇ ગયું છે. પરમાત્માના જે ગુણોનો સ્વાદ મારા અંતઃકરણને પ્રિય લાગે છે તે ગુણોના રસનું હું તૃપ્તિ થતાં સુધી સેવન કરીશ. મારા મનમાં પરમાત્માના સંબંધી એકભાવના છે; તે કદી બદલાતી નથી અને તેના સિવાય પરમાત્માના બીજા ગુણોની સાથે મારા હૃદયનો મેળ થતો નથી. તુકારામ કહે છે કે પરમાત્માનું જે સ્વરૂપ ઇંટના ઉપર ઊભું છે તે મારા અંતકાળ વખતે મારી સામે આવીને ઊભું રહેશે.

૧૭૭૯–હે દેવ! વૈષ્ણવોની સંગતિમાંજ રહેવાથી મારા જીવને ઘણું સુખ થાય છે; તેમના સિવાય હું બીજા કોઇને પણ ઓળખતો નથી; તેમની મંડળીમાં બેસીને હું હરિનામ ગાઉં છું. મારા ગાયનના તાલસૂર મુજબ હું નૃત્ય કરૂં છું અથવા કૂદાફૂદ કરૂં છું. આ બધું હું જે કાંઇ કરૂં છું તે મારા મનના પ્રેમોલ્લાસના વેગથી પ્રેરાઇને કરૂં છું. આ બાબત મારા મનમાંથી લજ્જા, ભય, શંકા વગેરે નીકળી ગયાં છે. એના સિવાય બીજા-ત્રીજા સાધનમાં મને સમજણ પડતી નથી. તુકારામ કહે છે કે હવે તો જગદીશ પોતેજ કાળજીપૂર્વક મારૂં સંરક્ષણ કરવાનું માથે લેશે.

૧૭૮૦–'હું તમારો શરણાગત છું' એવું ત્રણ ત્રણ વાર કહીને હું તમને વીનવું છું. મારે તમારી જેટલી સ્તુતિ કરવી જોઇએ તેટલી મારી વાણી વડે થઇ શકતી નથી. હું તો ખરેખર તમારો દાસાનુદાસ છું. હું મારા દેહની પરવા ન કરતાં તમારા ચરણ

ઉપર આળોટી પડું છું. તુકારામ કહે છે કે તમારૂં મેં ઘણુંય સન્માન કર્યું, તોપણ તમારા ઉપકારના બોજામાંથી હું છૂટો થઇ શકતો નથી. આવી રીતે હું દીન બનીને સંતોની વિનંતિ કરૂં છું.

૧૭૮૧–માતા પોતાનાં છોકરાંને ઘરેણાં પહેરાવીને શણગારે છે. તેના અંતઃકરણમાં પોતાનાં સંતાનના પ્રતિ પાર વિનાનો પ્રેમ હોય છે. હે સંતજનો! હે મારાં માતાપિતાઓ! હું દીન તમારી કૃપાનો આશ્રય ગ્રહણ કરીને બેઠો છું. છોકરૂં ગમે તેવું બોબડું–તોતડું બોલે તોપણ તેની માને તેના બોલથી સંતોષ થાય છે અને તેને બે હાથે પકડીને પોતાની છાતી સરસું દબાવે છે. પોતાને પેટે જન્મ લેનાર બાળકના ગુણદોષનો મા વિચાર કરતી નથી અને નિરંતર તેમના કલ્યાણની કામના કરતી રહે છે. તેના મનની ગતિ હમેશાં પોતાના બાળક ઉપરના પ્રેમ પ્રતિ થતી રહે છે. ગંગાના મહાન પ્રવાહની માફક તે કદી અધવચથી અટકી ગયા વિના સતત વહ્યા જ કરે છે. તુકારામ કહે છે કે મેઘ કેટલો બધો ઉદાર છે? તેની આગળ મારા જેવા ચાતકની તરશ શા લેખામાં?

૧૭૮૨–સંતોની સ્તુતિ કરવા જતાં મારી બધી વર્ણનશક્તિ પરાજિત થઇ જાય છે અને મને એક ફક્ત મારા જીવનનુંજ ભાન રહે છે; એટલા વાસ્તે હું સંતોના ચરણમાં મારૂં મસ્તક મૂકીને બેઉ હાથ જોડીને ઊભો રહું છું. તેમના મહિમાની ઉપલબ્ધિ જ્ઞાનપૂર્વક કેવી રીતે કરવી તેની મને કશી સમજ પડતી નથી. આ બાબતમાં તો મનોમનજ સાક્ષી છે. તુકારામ કહે છે કે તમે–સંતજનોએ જ્યારથી મને અભયદાન દીધું ત્યારથી મારા મનનું સમાધાન થઇ ગયું છે.

૧૭૮૩–પાણીમાં ડૂબતા માણસને કોઇ કહે કે હું આ ક્ષણેજ તારી મદદે આવ્યો આવું છું; તો તેથી શું ડૂબતા માણસના મનને

પૂરેપૂરું આશ્વાસન મળવાનું હતું ? તમે-સંતજનોએ પણ મુજ બાળકના માથા ઉપર તમારો અભય હસ્ત મૂકીને મને આશ્વાસન આપ્યું હતું કે અમે તારો બધો ભાર અમારા માથા ઉપર લઈ લઈશું. એ કોના જેવું છે ? જેમ ખૂબજ ભૂખ્યા માણસને કોઇ કહે કે જરા વાર થોભી જા, તને હમણાંજ ખાવાનું આપું છું; તો એવા શબ્દો વડે તે માણસના મનમાં આશા બંધાય કે મને ભોજન મળી જશે, પણ તેથી તેના મનનું સમાધાન થાય નહિ. તુકારામ કહે છે કે હે સંતજનો ! તમોએ જે મારા ઉપર ઉપકાર કર્યો છે તેના બદલામાં હું તમને દંડવત્ પ્રણામ કરૂં છું; પણ તે તો તમે મને આપેલા ચિન્તામણિના બદલામાં તમને કાચ આપવા જેવું છે.

૧૭૮૪–ઓ નારાયણ ! પેલા ભાગ્યવાન ગોવાળીઆઓ તને પોતાની ઉઘાડી આંખે કેવી રીતે જોઇ શકયા હતા ? જેવી રીતે તેમણે તને જોયો હતો તેવીજ રીતે તું મારી દૃષ્ટિ આગળ પણ આવીને ઊભો રહે. એ સુખનો સ્વાદ ચાખવાના લોભને વશ થઇને મારો જીવ તળે-ઉપર થઇ રહ્યો છે. મને એ સુખનો લહાવો કયારે મળશે ? તારા શ્રીમુખને જોવાનો આનંદ કેવોક હશે ? તે તો સાક્ષાત્ અનુભવ થશે ત્યારેજ સમજાઇ જશે. તુકારામ કહે છે કે તારા સ્વરૂપનું દર્શન કરવાની ઇચ્છા મને ક્ષણે ક્ષણે થયા કરે છે. હવે તું મારી પાસે આવીને કયારે મને ભેટી પડે એવું મને થયા કરે છે.

૧૭૮૫–હે નારાયણ ! મને તારૂં દર્શન કરવાનો લોભ લગાડીને તેં મારા મનને શા માટે આટલું બધું ઉત્કંઠિત કરી દીધું તે કહે ? મારા હૃદયે તો ચાતકની માફક એક દૃઢ નિશ્ચય કરી દીધો છે. જેમ ધનુષ્યમાંથી છૂટેલું બાણ પાછું ફર્યા વિના તેના લક્ષ્ય

તરફ ચાલ્યું જાય છે, તેમ હું પણ મારા નિશ્ચયમાં ઢીલો પડવાનો નથી. શ્રીકૃષ્ણનું ચતુર્ભુજ શ્યામળું સ્વરૂપજ મારા મનમાં વસી ગયું છે. તેનેજ નિહાળવાનો મેં દૃઢ સંકલ્પ કર્યો છે. તુકારામ કહે છે કે હે દેવ! મારા પ્રેમને તું તારા હૃદયમાં આશ્રય આપજે. મારી ભાવનાનો નાશ કરીશ નહિ.

૧૭૮૬–અમ પતિતોનો ઉદ્ધાર કરનાર એક નારાયણ છે. આવું તારૂં બિરુદ લોકોએ પ્રતિજ્ઞા કરી કરીને પ્રસિદ્ધ કરી દીધું છે, તે શું તેઓ જૂઠું બોલ્યા હતા? હે પાંડુરંગ! ઉપર સૂચવેલી પ્રતિજ્ઞાને તું સાચી પાડી દે. એનો અર્થ એ છે કે તું સાક્ષાત્ મારી આગળ આવીને ઊભો રહે અને મને તું તારા હાથ વડે પંપાળ. હું તારા સિવાય બીજા કોઈનો આશ્રિત છું એવું કહેવાયજ શી રીતે? તારા સિવાય મારા ઉપર દયા લાવનાર પણ કોણ છે? તુકારામ કહે છે કે હું તો તને એકલાનેજ ઓળખું છું, આથી કરીને હું સુખી થાઉં તો તે ફક્ત તારા ચરણના આશ્રય વડેજ.

૧૭૮૭–હે દેવ! તું અને હું બેઉ બરાબર એકાકાર થઈ ચૂક્યા પછી કોને કોના સમાન કહેવો? આથી કરીને તું મારો સ્વામી અને હું તારો સેવક એવો ભેદભાવ જ્યાંસુધી રહી જતો હોય ત્યાંસુધી તારે વિષે મારા મનમાં ઉત્તમ પ્રકારનો આદર ભાવ રહે છે; અને મારો જીવ તારા ચરણ આગળ ઢળી પડે છે. હું અજ્ઞાની હોવાથી તારા પ્રેમરસનું મનથી ચિંતન કરૂં છું અને રસપૂર્ણ શબ્દો વડે હું તને બોલાવ્યા કરૂં છું. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલે! હે મારી જનનિ! મારાં લાડકોડને તુંજ પૂર્ણ કરજે. તેં આપણી બેઉની વચ્ચે ભેદભાવને ઊભો કરીને આવી ઠગાઈ શા માટે કરી?

૧૭૮૮–હે દેવ! હું તને મારા અંતઃકરણના ઉત્કટ આવેગ

સહિત બોલાવું છું તેની તું ખાત્રી રાખજે. મારા પોકારને ઠાલી મોઢામોઢાના ઉદ્ગાર માની લઇશ મા. હું કોને આધાર લઇને તારા ચરણની સાથે જોર કરૂં? મારૂં જોર પણ કેટલું? મુજ જેવા સેવકને તો તારી દયાની યાચના કરવાનો માર્ગજ ઉત્તમ છે. મને આ લૌકિક પદાર્થો પૈકી તો કોઇની ઇચ્છા છેજ નહિ; ત્યારે હવે તો મને તમારો અનુભવ થાય એજ ઉત્તમ છે. મને તમારા સ્વરૂપનો અત્યંત લોભ લાગ્યો છે, તેથી કરીને હું મારી વાણી વડે તમારો પીછો લઉં છું; તેટલી વાર મારૂં મન તમારી પાસેનું પાસે ભમતું ફરે છે. તું મારી આશા એક દહાડો પૂર્ણ કરીશ એવું મને થયા કરે છે. મારા હૃદયને તારૂં એવું ઘેલું લાગી ગયું છે કે, કેમે કરીને ટાઢું પડતું નથી. તુકારામ કહે છે કે મને તમારા શ્રીમુખદર્શનનો લહાવો લેવા દો. એજ મારી એક માત્ર ઇચ્છા છે અને મારા હૃદયની લગન પણ એજ વસ્તુના ઉપર લાગી ગઈ છે.

૧૭૮૯—પદ્મનાભનું દર્શન કરવું એજ મનુષ્ય-જન્મનો ખરેખરો લહાવો છે, એમ સમજીને હું ઘણી ત્વરાથી હરિના ચરણનું ધ્યાન કરવા લાગ્યો છું. કાળ તો બરાબર કેડ બાંધીને મારી પૂંઠે પડ્યોજ છે. તેના સપાટામાંથી મને મુક્ત કરનાર તો તુંજ મારી માવડી છે. બીજું કોણ હોય? તે યમલોકનો મનમાં ભય પામીને હું અનેક જન્મો થયાં તારૂં ભજનચિંતન કરતો આવ્યો છું, આ સંસારના ઠોકડામાંથી હું શું કરીને છૂટો થાઉં, તેની મને કશી સમજણ પડતી નથી. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલે! તું મારી માતા છે, તેથી કરીને મારી અંતકાળની ઘડીએ તું મારી પાસે આવીને ઊભી રહેજે.

૧૭૯૦—જે જે કામ કરવાથી આપણી અપકીર્તિ થવાનો

સંભવ હોય તે બધાંજ કર્મોનો ત્યાગ કરવો. સત્ય વચન બોલવું એ ઉત્તમ છે, તેથી કરીને સત્ય બોલનાર આખા સંસારને પ્રિય લાગે છે. અસત્યનો ત્યાગ કરીને જગતમાં શૂરવીર તરીકે નામના કરવી. તુકારામ કહે છે કે ખોટાં કામ કરવાથી કપાળે કાળાશનું લાંછન લાગે છે, તેથી તેવાં કર્મ નિંદાને પાત્ર છે.

૧૭૯૧-જ્યારથી મારા જીવને દેવની લગની લાગી ગઈ ત્યારથી પ્રીતિપૂર્વક તેમનીજ સંગતિમાં રહેવાની મારા અંતરમાં ભારે ઉત્કંઠા જાગી છે. તે હરિ એક ક્ષણવારને માટે પણ મારાથી અળગા હોય એમ મને લાગતું નથી; એમ કરતાં કોઈ વાર જરાક તે મારી આંખ આગળથી અંતર્ધાન થઇ જાય, પણ તેથી શું થઇ ગયું? મારા મનમાં તેમના પ્રેમનો જે ચટકો લાગ્યો છે તે તો નથી જતો રહેતોને? તુકારામ કહે છે કે હે ચક્રને ધારણ કરનારા! તેં ખરેખર મને તારૂં ગાંડપણજ લગાડી દીધું છે.

૧૭૯૨-તેની (દેવની) આવીજ રીત છે એવું મેં મારી આંખે ઘણી વાર જોયું છે. જે કોઇ તેના પ્રતિ અનન્યભાવે આસક્ત થાય છે, તેને તે પોતાની આગળથી પાછો ફરવા દેતો નથી. તેના અંગની અંદરજ આપણે પ્રવેશ કરીએ છીએ. પ્રભુની પહેલેથી આવી રીત છે તે તમે કેમ જાણતા નથી? ખાલી ખાલી મોઢેથી બડબડાટ શા માટે કરતા ફરો છો? અસલની સ્વરૂપસ્થિતિ તો અનાદિ કાળથી ચાલી આવે છે. જે હરિને કોઇની લાજશરમ નથી, ફલાણી કોની સ્ત્રી છે તેનો જે વિચાર કરતો નથી, જે સર્વસાક્ષીરૂપે નિઃશબ્દપણે અવસ્થિત છે, તે હરિના સબંધમાં કોઇએ ઉદાસીન રહેવું નહિ.તુકારામ કહે છે કે એક વાર જ્યાં હરિ હાથમાં આવી ગયા એટલે પછી તમામ પ્રકારની ચિન્તાઓ ટળી જવાની.

૧૭૯૩-હરિ, સૌ રંગમાં અને સૌ રૂપમાં એકલોજ ઓત·

પ્રોત થઇને રહે છે એવી તેની આખા જગતમાં પ્રસિદ્ધિ છે. જે કોઇ નારાયણના સ્વરૂપમાં ડૂબકી મારીને તેમાં વિલીન થઇ જાય છે તેના ઘરબાર પણ ડૂબી જાય છે; એટલા માટે તો લોકો તેના ભણી જવાનો વિચારજ નથી કરતા. પૂર્વકાળમાં હરિએ કેટલાય ભક્તોને ગાંડાઘેલા બનાવીને પાયમાલ કરી નાખ્યા, તેથી તો હવે કોઈ તેના ભણી જોતુંજ નથી. તે એવો વિચિત્ર છે કે કોઇ પુરુષ હોય કે સ્ત્રી હોય, નાનું હોય કે મોટું હોય, પણ જે તેની પાસે આવ્યું તેનો તે અંગીકાર કરી લે છે. એક વાર જ્યાં સંસારના લોકોનો ત્યાગ કરીને તેના ભણી કોઇ વળ્યું, એટલે તો તેને એકદમ ગાંડાતૂર જેવું બનાવી દે છે. પોતે ક્યાંથી આવ્યો, પોતે નાનો છે કે મોટો છે, તેનું તેને કશું ભાનજ રહેતું નથી. તુકારામ કહે છે કે એટલા માટે આ સંસારની અંદર દેવના સિવાય બીજા કોઇનું અસ્તિત્વ છે એવું દ્વૈતભાવની નજરે જોવુંજ નહિ. આપણે આપણી છાયાને જોઇએ તો તે પણ દેવ છે એમ જાણવું.

૧૭૯૪–મને હવે સર્વ પ્રકારના ભય અને ત્રાસમાંથી ઊગરી જવાનો ઉપાય જડી ગયો છે, તેને જાણે કદી પણ હું મારા હાથમાંથી છોડું નહિ એવું મને થયા કરે છે. મનની અંદરજ મનનું કોકડું ગૂંચવાઇ ગયુ છે. તે સિવાય મને તો કાર્ય–કારણની કશી અપેક્ષા રહેતી નથી. પ્રપંચ માત્ર ઉપાધિમૂળ છે એવું જાણવું. એ પ્રપંચની આભડછેટમાંથી પોતાનું રક્ષણ કરવું હોય તો જે, ઉપાધિરૂપ છે તેનો ત્યાગ કરવો પડશે. તુકારામ કહે છે કે આથી કરીને એ ઉપાધિની બાબતમાં હું કશુંજ કહેનાર નથી; કારણકે મને મારા પોતાના આત્મસ્વરૂપનું રહસ્ય સમજાઇ ગયું છે.

૧૭૯૫–કોઇ ભૂખ્યા માણસને પોતાના પુરુષાર્થ વડે ભોજન-સામગ્રી પ્રાપ્ત થાય તો તે તેને ઘણી મધુર લાગે છે. તેવી

રીતે મને પણ મુખ્ય રહસ્ય હાથ આવી જવાથી મારો સંસારનો બધોજ શ્રમ ટળી ગયો છે અને આખું જગતજ એક હરિમય બની ગયું છે, કારણકે હૃદયનિવાસી જે દેવ છે તેની સોબત હવે મને પ્રાપ્ત થઈ છે તેથી કરીને મારે નામે જે જે સંચિત કર્મો જમા થયાં છે તે તે હવે સ્વરૂપની કોથળીમાં જઇને પડયાં છે અર્થાત્ સંચિત કર્મો સ્વરૂપની અંદર જઇ પડવાથી નષ્ટ થઇ ગયાં છે. ફક્ત અમુક હદ સુધીની સીમાની અંદરનાં પ્રારબ્ધ કર્મજ સિલકમાં રહ્યાં છે. તુકારામ કહે છે કે હવે હું એવા તંત્રનો માલિક બની ગયો છું કે બધું મારી પોતાની સત્તાને અધીન થઇ ગયું છે.

૧૯૯૬–આ દેવ એવા છે કે જો તે આપવા બેસે તો તેમની આગળ કશી વસ્તુનો અભાવજ હોય નહિ; પણ તેમની ઉપર આપણું કાંઇક જોર ચાલે તેટલા માટે આપણી પાસે થોડો ઘણો પુણ્યનો સંચય થયેલો હોવો જોઇએ. જેમ ગાયને જેવો ઘાસ-ચારો ખવડાવીએ તેવું અને તે ઉપરાંત પોતાના ખાસ સ્વભાવ પ્રમાણે વધતું-ઓછું અથવા સારૂં-માઠું દૂધ દે છે; તુકારામ કહે છે કે તે પ્રમાણે દેવના પ્રતિ જેવો આપણો ભાવ હશે તેવાં તે આપણને ફળ આપશે.

૧૯૯૭-હે દેવ ! જે ક્ષણે હું તારાથી જરાક વેગળો જાઉં છું, તેજ ક્ષણે હું મારાં પ્રારબ્ધ કર્મના ભોગને તાબે થઇ જાઉં છું; એટલા માટે હવે હું તમારી પાસે આવી ઊભો છું અને હવે તમે ફરી જાઓ તે નહિ ચાલે. હું મારા સ્વામીની સન્મુખ આવીને ઊભો એટલે મારાં પંચકોશરૂપી પાંચે પાંચ અંગરખાં ખરી પડયાં. ચિન્તામણિનો તો સ્વભાવજ એવો છે કે તેની પાસે આવનાર માણસ મનમાં જે ઇચ્છા કરે તે ઇચ્છા પૂર્ણ કર્યા વિના તે રહેજ નહિ. આ તમારો એક સ્વાભાવિક ગુણ છે. હું જે કહું

છું તે ફક્ત પ્રાસંગિક રીતેજ બોલું છું એમ જાણજો. હે દેવ! હું તમારા વસ્ત્રનો છેડો સાહીને ઊભો છું; તેમ કરવાથી મારા તમામ પ્રપંચસમૂહનો નાશ થઇ ગયો છે. તુકારામ કહે છે કે આ તારૂં રહસ્ય જ્યારથી બરાબર સમજાઇ ગયું ત્યારથી મેં કર્મ અને અકર્મ બેઉનો ત્યાગ કર્યો છે.

૧૭૯૮–મેં જે નિશ્ચય કરી રાખ્યો છે તે મેં સંતોનો આશ્રય લઇનેજ કર્યો છે, એવું મને બરાબર મારા પોતાના અનુભવ ઉપરથી સમજાઈ ગયું છે. આથી કરીને હવે જીવનની ગરજ રાખવાનો કશો ઉપયોગ રહ્યો નથી; કારણકે જ્યાં ભય ઉત્પન્ન થયો એટલે પાછો ગર્ભવાસ કરવાનું ચોંટયુંજ જાણવું; એટલા માટે સુખ–દુઃખ વેઠવાં પડે તે વેઠીને પણ કોઇ ચિન્તારહિત સ્થાનમાં ચાલ્યાં જવાય તો જવું એજ ઉત્તમ માર્ગ છે. એમ નહિ થાય તો રાંડીરાંડની માફક વ્યર્થ પેટ ભરવું પડશે; માટે એવું કરવું નહિ. તુકારામ કહે છે કે જ્યારે આપણે આપણા જીવનું બલિદાન દઇ દઇશું ત્યારે પરમાર્થરૂપી ખજાનો આપણા હાથમાં આવી જશે. એવું ન કરીએ તો શું ભીખ માગ્યાથી કોઇ આપણને રાજ્ય આપી દેવાનું હતું ?

૧૭૯૯–જેની સંગતમાં આપણે રહીશું તેના સમાગમનો આપણને લાભ મળી જશે. પ્રાપંચિક જગતમાં પણ આવો અનુભવ થાય છે, એમ સમજીને હું જેવો છું તેવો પણ મારી આગળ થઇ ગયેલા સંતોની પગલીએ પગલીએ ચાલવાનો યત્ન કરૂં છું. મને આશા છે કે સંતો અને આચાર્યગણ મારો હાથ પકડીને મને મારે પ્રાસવ્ય સ્થાને લઇ જઇને ઊભો રાખશે. જે લોકો પરોપકાર કરનારા છે તેમના મનમાં હમેશાં પ્રાણીમાત્રના પ્રતિ દયાભાવજ હોય છે, આથી કરીને તેમનાથી બીજાનું દુઃખ જોયું

જતુ નથી. તુકારામ કહે છે કે ગસોની આટલી બધી કીર્તિ છે તેનુ આજ કારણ છે, કેમકે તેઓ ગરીબ લોકોની ઇચ્છાઓ પૂર્ણ કરી દે છે

૧૮૦૦–હે દેવ ! મનમા નદ્દવિચાર કરવાથી તમામ શ્રમ, કલેશ આદિનો જેનાથી નાશ થઈ જાય એવુ તારૂ ખરેખરૂં રહસ્ય મને સમજાઇ ગયુ છે હે નારાયણ ! તું મારો અંગીકાર કર અને મારો જીવભાવ હુ તને આપી દઉ છુ, તેના બદલામા તુ મને તારા પોતાના સ્વરૂપનુ દાન દઇ દે જ્યારે તારામા અને મારામાં કશો ભેદ નથી, કશુ જુદાપણું નથી, ત્યારે આપણી વચ્ચે તે માયાનો પડદો શા માટે આરો ધરી રાખ્યો છે ? આ બાબત તારી સાથે હુ મારે મોઢેથી વાદવિવાદ કરૂ એ ઉત્તમ છે. તુકારામ કહે છે કે મારો લેવડ દેવડનો હિસાબ ખરો છે એનો પુરાવો જોઇએ તો તમે પોતેજ પુરાવારૂપ છો, કારણકે મારા અતર્યામી અને મારા અતરના સાક્ષી તમેજ છો

૧૮૦૧–મારા કુળની કુળદેવી કોણ છે તે મને સતોએ ઓળખાવી દીધી છે, અને હુ તેનેજ શરણે જઇ પડયો તે મે ઉત્તમ કાર્યજ કર્યું કહેવાય, કારણકે તેમ કરવાથી હુ તમામ પ્રકારના સકટોમાથી ઊગરી ગયો છુ હરિના સેવકોએ પૂર્ણ ભક્તિ કરીને તેના જોરથી નિરાકાર દેવને સાકાર બનાવી દીધા છે તુકારામ કહે છે કે એટલા માટે હુ તેમની મડળીની સાથે પ્રેમોલ્લાસથી મસ્ત બનીને નૃત્ય કરવા લાગ્યો છુ

૧૮૦૨–હવે હુ આ અવસ્થાને મારા દેહનુ અવસાન થતા સુધી સાચવી રાખીશ હુ હરિનામ ગાઇશ, તેના તાલસૂર મુજબ નૃત્ય કરીશ અને તેથી ઉત્પન્ન થતા આનદના સામર્થ્ય વડે આખા જગતને જીતી લઈશ મારી સેવારૂપી દોલતના અભિ-

માન વડે હું મારી જાતને બળવાન ગણીને જીવીશ. તુકારામ કહે છે કે આવા કામમાં હું કદી પાછો પડવાનો નથી, એટલુંજ નહિ પણ ઉત્તરોત્તર શ્રેષ્ઠ પદવીએ ચઢતો જઈશ.

૧૮૦૩–મારા પરમાર્થની સિદ્ધિમાં જે જે પ્રતિબંધક કારણો હતાં તેમનું બળ હવે ક્ષીણ થઇ ગયું છે. મારૂં મન જે પહેલાં મને પ્રતિકૂળ હતું તે હવે હરિના ગુણાનુવાદથી તૃપ્ત થઇને મને મદદગાર થતું જાય છે. સંતસમાગમનું પ્રાધાન્ય વધી જવાથી મનના ચંચળપણાના અને વિષયપરાઙ્મુખતાના દહાડા પૂરા થઇ ગયા છે. તુકારામ કહે છે કે હું હવે સત્તાધારી થઇ ગયો છું એટલા માટે હવે હું જે કાંઇ કામ હાથમાં લઇશ તે કામમાં મને સફળતા મળવાનીજ.

૧૮૦૪–દેવની પ્રાપ્તિ કરવાની બાબતમાં જે ઘણીજ જરૂરની ચીજ છે તે તો એક ભાવ છે અને તે આપણી પાસે સારા પ્રમાણમાં હોવો જોઇએ. તે ભાવજ દેવના ચરણને આલિંગન દઇને દૃઢતાથી વળગી પડે છે. આવો ભાવ મને પ્રાપ્ત થયો છે. “હું અને મારૂં” એ ભાવ હવે મારા મનમાંથી નીકળી ગયો છે અને આખા જગતનો ખેલ હું સાક્ષી તરીકે તટસ્થપણે જોઈ શકું છું. આ સંસારને લગતી કોઈ પણ બાબતને લગતો ભાર હું મારા માથા ઉપર લેનાર નથી અને કોઇ પણ બાબતને વિષે હું કશું બોલનાર પણ નથી. તુકારામ કહે છે કે મેં તો મારા જીવની અને દેવની એવી સજ્જડ ગાંઠ પાડી દીધી છે કે કોઇ કાળે કેમે કરતાં છૂટનારીજ નથી.

૧૮૦૫–સાધન-ભજનનો ઠાઠ કરવો એ એક જાતની દુકાન માંડવા જેવું છે. એનો ઉપયોગ ફક્ત લૌકિક વ્યવહાર પૂરતોજ હોઇ શકે; પણ તેમાં દેવને રીઝવવા જેવું કશુંજ હોતું નથી અને

તેથી દેવ એવી ભક્તિનો અંગીકાર પણ કરતા નથી. જે ખરેખરૂં કરવા જેવું છે તે એ છે કે દેવના ચરણના ઉપર આપણું માથું એવી રીતે મૂકી દેવું કે કદી ત્યાંથી ઊંચકવાનો વિચારજ ન આવે અને મસ્તક જરાક પણ હાલે નહિ કે ચાલે નહિ એવું સ્થિર કરી દેવું. તેમ કરતાં કોઈ ઉપાધિ આવી પડી અને તેથી મન જરાક ચંચળ થઇ ગયું તો હરિનું દર્શન તેટલા પ્રમાણમાં અસ્પષ્ટ થઇ જશે અને એવું થવું તેનું નામજ પાપ તુકારામ કહે છે કે આ પ્રમાણે જે કરશે તેને દેવ ઘણાજ ઉમળકા સાથે આલિંગન દેશે અને ઊંચકીને પોતાની પાસે બેસાડશે.

૧૮૦૬–જે કોઈ પોતાનો બધો ભાર દેવના માથા ઉપર નાખી દે છે તેની તે કદી ઉપેક્ષા કરતા નથી; એટલુંજ નહિ પણ તેની બધીજ ઇચ્છાઓ પૂર્ણ કરી દે છે. દેવના ઉપર પોતાનો બધો ભાર નાખી દેનાર ભક્તની દેવે ઉપેક્ષા કરી હોય એવો એક પણ દાખલો મારા જાણવામાં નથી. જેણે પોતાના અંતઃકરણમાં દેવને વિષે ભાવને પોષ્યો હશે તે ભાવજ તેનો ઉદ્ધાર કરી દેશે અથવા તો દેવ પોતે તેનો ઉદ્ધાર કરશે. પોતાને શરણે આવેલા ભક્તોની ભીડ ભાંગવાની બાબતમાં દેવ ઘણા ઉતાવળિયા છે. એનો અર્થ એ છે કે સંકટને સમયે જો કોઇ ભક્તે દેવને સાદ કર્યો તો તેજ ક્ષણે તે ભક્તની પાસે દોડતા આવીને ઊભા રહે છે. તુકારામ કહે છે કે હરિનું ચિંતન કર્યાથી સૌનું કલ્યાણ થાય છે અને તેમ કર્યાથી કોઇને ફરીથી ગર્ભવાસ કરવો પડતો નથી એ વિષે મારી ખાત્રી છે.

૧૮૦૭–જન્મ ધારણ કરવો અને મરણ પામવું એ તો જાણે અમારી એક વંશપરંપરાની જાગીરજ છે હે દેવ! તેનો તમે નાશ કરી દો, ત્યારે તો હું જાણું કે તમે સમર્થ ખરા. હું

આ બાબતને વિષે તમારી સાથે તકરાર કરી રહ્યો છું; પણ હવે તમે મારી મોઢામોઢ ઊભા રહો અને મારા દાવામાં ખરૂં કેટલું અને ખોટું કેટલું તેનો ફેસલો કરી દો. પછી હું મારા નિઃસંગપણાને લીધે લોકોમાં નિંદાને પાત્ર થાઉં તો ભલે થાઉં. હે દેવ! મારે તમારી સાથે બરોબરિયાપણું કરવું છે, એટલે કે જેવા તમે તેવોજ હું છું એવું હું કહેતો રહું છું અને એ મારો દાવો છે. તુકારામ કહે છે કે તને પ્રાપ્ત કરવાની ચાવી હવે મારા હાથમાં આવી ગઇ છે,તેની મદદથી હું તમામ ભ્રમને દૂર કરી દઇશ.

૧૮૦૮–વિધવા સ્ત્રી એવી ઇચ્છા કરે કે મને સંતાન થાય અને એવા વિચારોને મનમાં પ્રેમપૂર્વક પોષણ આપ્યા કરે તો તેમ કરવા માટે તેને શરમ આવવી જોઇએ, પણ તેને લાજ ન આવતી હોય તો તે અધોગતિનું લક્ષણ છે એમ માનવું જોઇએ. આવોજ જેનો પહેલાંનો, હાલનો અને હવે પછીનો વ્યવહાર એક સરખી રીતે ચાલતો રહેશે, તે કાળના ઉદરની અંદર તેનો આહાર બનવાને સારૂજ ચેષ્ટા કરી રહ્યો છે એમ નક્કી જાણવું. એકાદ ઉંદર પોતાને માટે દર બનાવે છે, પણ તેમાં સાપ ચાલ્યો આવે છે અને તેને ખાઇ જાય છે ત્યારે ઉંદરે દર ખોદ્યું, તે મરવાને સારૂંજ ખોદ્યું એવોજ તેનો અર્થ થયો ને? તુકારામ કહે છે કે વિષયોમાંથી મન જ્યારે પાછું હઠી જાય ત્યારેજ શુદ્ધ આત્મજ્યોતિનું દર્શન થવા માંડે છે.

૧૮૦૯–તમારી સાથે ખૂબ વાદવિવાદ કરીને હું નિર્ભય બની ગયો છું. હે નારાયણ! આ વાત તમારા સમજવામાં શાથી નથી આવતી? તમે તમારા ગોત્રનો સંબંધ તોડી નાખ્યો અને કર્મના હાથમાં અમારૂં માથું સોંપી દીધું. પ્રસંગ આવતાં મેં તમને મારો જીવ અર્પણ કરી દીધો, એમ કરવાનું કારણ એ હતું

કે મારે સૌની સાથેનો મારો સંબંધ તોડી નાખવો હતો. તુકારામ કહે છે કે હે દેવ! તને શું જોઇને હું દોષ દઉં ? કારણકે જેઓ અભિમાન વડે બંધાઇ ગયેલ છે તેમની તને ગરજ હોતી નથી.

૧૮૧૦–મારી સ્વરૂપસ્થિતિ મારા હાથમાં આવી ગઈ એટલે બધાંજ રૂડાં વાનાં થઇ ગયાં. હવે મારે દ્વૈતનો આશ્રય લેવાની ગરજજ શી ? કારણકે તે તો અંતઃકરણને અપવિત્ર બનાવે એવું છે. દુખોની સાથેનો પણ મારો સંબંધ તૂટી ગયો છે. મારી પહેલાંની સ્થિતિને લીધે નીપજેલાં દુઃખ હૃદયમાં રહેવા પામ્યાં નથી. તુકારામ કહે છે કે પરમાત્માનો અનુભવ લઇને જે કુળ શુદ્ધ થઈ ચૂક્યું છે, તેને પછી મળ લાગે શાનો ?

૧૮૧૧–હે દેવ ! જે તમારા મનમાંજ નથી, જે કામ કરવાનો તમારો ઇરાદોજ નથી, તે કામ તમે તમારી સત્તા વડે લોકદેખાડો કરવા પૂરતું કરો છો. બીજા કોઇનુ તો એમાં કશું ચાલે એમ છે નહિ, તેથી કરીને હું નિશ્ચિતપણે તમારા ચરણને જોતો બેઠો છું. ખોટાનું ખરૂં અને ખરાનું ખોટું એવું કામ કરવાનું તમને ઘણું ગમી ગયું છે. તુકારામ કહે છે કે હે દેવ ! તમારી સાથે વાદવિવાદમાં ઊતરવાથી લોકોમાં નિંદાને પાત્ર થવાય છે.

૧૮૧૨–હે જગતના સ્વામિન્! હવે તો મારો અને તમારો મેળાપ થાયજ નહિ એજ ઉત્તમ છે. તમે કેવા છો તે હવે હું બરાબર સમજી ગયો છું. નઠારી વાત તે નઠારીજ છે એ મારે તમને કેટલી વાર કહેવુ પડશે ? જે અપવિત્ર હોય તેની સાથે આપણે સંબધ રાખવો ન જોઈએ. મેં કાંઇ કહ્યું તેની મને એ સજા મળી ગઇ કે, તમારા વિષેની ભીડના ભારથી મારે ડૂબી મરવાનો વખત આવી ગયો. તુકારામ કહે છે કે હે દેવ ! તમે કયાં કયાં સંતાતા ફરો છો અને કેવાં કેવાં કામ કરો છો તેનો

મને બરાબર અનુભવ મળી ગયો છે.

૧૮૧૩–હે હરિ! એવું કયું સાધન છે કે જેની મદદથી હું સર્વ સત્તાધીશ બની જાઉં? પણ આ તારી કૃપાના પાનાને દોષ દેનારાંઓને ગાંડપણ લાગ્યું છે. જે કામ મનને સર્વોત્તમ લાગે તે બધાં કામ પૂર્ણ થયાં જાણવાં. તુકારામ કહે છે કે જે દાતા હોય તે તો જીવનદાનજ દે.

૧૮૧૪–મારે મારો હિસાબ આપવો કોની આગળ? અહીં મારા એકલાના સિવાય બીજું છે પણ કોણ? જ્યાં જોઉં ત્યાં હુંનો હુંજ છું. મારે ખટપટ કરવીજ કોને માટે? આઘે અને નજીક એવું પણ કાંઇ નથી. એકના આંક ઉપર એક મીંડું ચઢાવી દઈએ એટલે એકના થઇ જાય દસ. એ બધો એકનોજ વિસ્તાર છે. તુકારામ કહે છે કે દેહાત્મબુદ્ધિનો ભાર મારા ઉપરથી ઊતરી ગયો છે, તેથી કરીને જે કાંઇ છે તે બધું મારૂં અને હુંજ છું.

૧૮૧૫–આબ્રહ્મસ્તંબપર્યંત સચરાચર ઉપર–નીચે દશે દિશામાં ધારો કે પાણી પાણી થઇ રહે તો પછી આ પાણી અને આ કોરી જમીન એવો ભેદ રહેવા પામેજ નહિ. વળી આ ઠેકાણે પાણી વધારે ઊંડું છે અને પેલે ઠેકાણે થોડું ઊંડું એવો તફાવત પણ હોય નહિ. પાણીમાં જે મોજાં ઉત્પન્ન થાય તે પણ એના એજ પાણીનાં બનેલાં–જ્યાંથી ઉત્પન્ન થયાં ત્યાંજ પાછાં શમી જવાનાં. આ પ્રમાણે જ્યાં બધેજ પાણી પાણીજ હોય અને તે પણ બધે એકસરખી રીતે પથરાયેલું હોય તો પછી એક જગ્યાનું પાણી બીજી જગ્યાએ વહી જાય પણ નહિ; કારણકે ત્યાં આગળ પાણી પોતે પોતાનેજ પકડી રાખે છે. તુકારામ કહે છે કે એવી રીતે કલ્પના અંત વખતે સૃષ્ટિનો અસ્ત અને કલ્પના પ્રારંભ વખતે સૃષ્ટિનો ઉદય થાય છે એ બેઉ પરિણામનું નિરાકરણ થઇ જાય છે.

૧૮૧૬-રાજા પૈસાને ઠેકાણે કોડીઓનું ચલણ કરવાનો હુકમ કરે તો કોડીઓ પૈસાની જગ્યા લઈ લે, કારણકે રાજાનો હુકમ સૌને માન્ય રાખવો પડે છે. તેનો ભંગ કરવાની કોઇની હિંમત ચાલતી નથી. કૂતરાને કોઇની ખાંધે બેસાડાવીએ તોપણ ચાલે અને આપણા પગ ઉપર બેસાડીએ તોપણ ચાલે તુકારામ કહે છે કે કૃપાસાગર વિશ્વભરે મારૂં રક્ષણ કર્યું છે.

૧૮૧૭-હું દેવ છું અને તમે પણ દેવ છો, પણ બેઉના મનમાં એક બીજાની ઘણી બીતી રહેલી છે દૃઢ નિશ્ચયવાળા ભક્તાની પાછળ પાછળ વિઠ્ઠલ દોડતાજ ફરે છે જેના મનમાથી ભેદભાવનું ભાન બિલકુલ નીકળી ગયું હોય તેને બીજા લોકો ગમે તેટલો બિવડાવે તોપણ તેના મનમા ભય ઉત્પન્ન થતો નથી. તુકારામ કહે છે કે પોતે સ્થિર થઇ જાઓ અને આગળ દૃષ્ટિ રાખીને જોતા રહો.

૧૮૧૮-સારૂં-નઠારૂં એ બેઉ ફક્ત બુદ્ધિની કલ્પનાનુંજ પરિણામ છે. મૂળ આકૃતિમા કદી કશો વિકાર થતો નથી. તે તો જેવી ને તેવીજ રહે છે. એક જણ પાલખીની અદર બેસે છે અને બીજા કેટલાક પાલખીની દાંડી ખાંધે મૂકીને ચાલે છે એ પ્રમાણે પાછલો માણુસ પગલે પગલે પરિશ્રમનો ભોગ કરે છે આ સૃષ્ટિની અદર બે જણ બરાબર એક સરખા હોયજ નહિ, પણ એ બધા ભિન્ન ભિન્ન પ્રકારની અદર પ્રકૃતિ એકની એકજ છે તે તમારે જોવું જોઇએ તુકારામ કહે છે કે જેવો જેવો પૃથ્વીનો વિભાગ તેવી તેવી તેમા ફસલ પેદા થાય છે.

૧૮૧૯-હે પાડુરગ! હવે મારે તમને શું કહેવું તેનો ઉત્તર તમેજ દો તમારો જ્યાસુધી મને કશો આધાર મળે નહિ ત્યાસુધી હું તમારી સાથે હવેથી કાંઈજ બોલવા ઇચ્છતો નથી તમે મારા ઉપર એવી કૃપા કરો કે જેથી કરીને મારા શબ્દોમા અતિ

શય રસનો સંચાર થાય. મારી ભક્તિનો પૂરેપૂરો ભાગ્યોદય થઇ જાય એવા પ્રેમનું દાન તમે મને દો. તુકારામ કહે છે કે લૂખાંસૂકાં વચનો વડે તમે મારી વાણીનું ગૌરવ વધારશો નહિ. મતલબ કે મારા મોઢામાંથી શુષ્ક શબ્દો બોલાવશોજ નહિ. તમે મારા ઉપર તમારી કૃપાનું સિંચન કરો એટલી મારી તમને વિનંતી છે.

૧૮૨૦-જેમ જમીનના ઉપર ઊગેલા પાકને વખતસર પાણી પાવામાં ન આવે તો તે પાક સૂકાઇને બરબાદ થઇ જાય છે; તે પ્રમાણે જેના સ્વભાવમાં ધૈર્યનો અભાવ હોય તેની બુદ્ધિ નિષ્ફળ જાય છે; એટલા માટે બીજા કોઇનો સંગજ કરવો નહિ; કારણકે સંગતિની અસર થવાથી ચિત્તમાં વિકાર ઉત્પન્ન થાય છે અને તેનું પરિણામ ઘણું માઠું થાય છે. સર્પના મોઢામાં ઝેર હોય છે માટે લોકો તેનાથી બીએ છે, આ વાત તો સૌ સારી રીતે જાણે છેજ. તુકારામ કહે છે કે જેઓ કાચા હોય છે તેઓ નઠારા અને માલ વિનાના હોય છે; એટલે કે જેની અંદર જે અવગુણ હોય છે તેજ તેને બાધક નીવડે છે.

૧૮૨૧-હે દેવ! તમારા વિયોગથી મારો જીવ ઘણોજ ઉદ્વિગ્ન થઇ ગયો છે; તમારા ચરણનું સ્મરણ મારા અંતઃકરણમાં ક્ષણે ક્ષણે વધારે વધારે તીવ્ર બનતું જાય છે; એટલા માટે તું હવે મારી પાસે ઝટપટ દોડી આવ-દોડી આવ-દોડી આવ અને તારાં બાહુ પસારીને મને ગાઢ આલિંગન દે. મારા મનની ઉત્સુકતા હવે ઘણીજ વધી ગઇ છે, એટલા માટે મારૂં મન તારા આવ્યાનીજ રાહ જોયા કરે છે અને મારાથી તમારી કાંઈ કસૂર થઇ કે શું તેનો મારા મનમાં સંદેહ થયા કરે છે. તુકારામ કહે છે કે હે નારાયણ! તું મારા જીવનો જીવ છે, માટે તું હવે ઝટપટ મારી પાસે ઊડીને ચાલ્યો આવ.

૧૮૨૨-નાનાં છોકરાં તો હઠજ કરી જાણે પણ તેમના મનનું સમાધાન કરતાં તમને આવડે છે કે નહિ ? તમારી અને મારી તકરારનો નિવેડો તમારા ચરણ આગળજ થવાનો છે. તમારા સિવાય બીજા કોઇને મેં મારી આંખે દીઠો સરખો નથી. જ્યારે મારી હાલત એવી છે ત્યારે મારા દુઃખ અને મારા શ્રમ ઉપર તમારે લક્ષ આપવું જોઇએ. તુકારામ કહે છે કે આ બધું શું તમને મારે કહેવું પડે ? તમે શું મારા અંતઃકરણનો ભાવ જાણતા નથી ?

૧૮૨૩-તમને મળવાને માટે એટલી બધી ચિન્તા અને સંતાપ મારે વેઠવાં પડયાં છે કે તેથી હવે મારી ધીરજ ખૂટી ગઇ છે; માટે હવે તમે મારા લાડકોડ પૂરા કરો. હે દેવ ! મને મળવામાં હવે તમારે જરા પણ વિલંબ કરવો નહિ. મારી અને તમારી મનની આકાંક્ષા એક સરખીજ રહે અથવા મારા મનમાં ફક્ત તમારે માટેજ એક સરખી અખંડ અભિલાષા જાગૃત રહે એવું કાંઇક કરો. મારા પ્રેમની ઉત્કંઠા અને તેનું માધુર્ય તમે જાળવી રાખજો અને તમે ખૂબ પ્રેમપૂર્વક મારૂં જતન કરજો. વળી તમારા પ્રેમ સિવાય બીજો કશો ઉદ્યોગ મારી નજરે પડેજ નહિ એવું તમે કરજો. તુકારામ કહે છે કે ભોજન કરવાનો સમય ક્યારે છે તે હું જાણી ગયો છું, માટે હવે તમે મને બીજી-ત્રીજી રમતમાં ગૂંચવશો નહિ.

૧૮૨૪-ચંદનનો સુગંધનો ગુણ કદી દૂર કરી શકાતો નથી; તે તો ઊલટો બીજામાં પોતાની સુગંધ બેસાડી દે છે. પોતાનું મોઢું આરસીમાં જોયાથી તે કેવું છે તેની બીજાના કહ્યાની અપેક્ષા કર્યા વગર જોનારને પોતાની મેળે ખબર પડી જાય છે. કોઇ જમીનના ટુકડાને જો સારી રીતે ખેડયો હોય તો તે ઉપરથી જોનારને સાફ દેખાઇ આવે છે. તુકારામ કહે છે કે વરસાદનાં

પરચૂરણ આપતાં આવ્યાથી નદીઓ રેલાય ત્યારે થોડી વારને માટે તેઓ પણ સમુદ્ર જેવી બની જાય છે.

૧૮૨૫-દેવનું નામ લીધા પછી આપણે આપણી વાણીનો વ્યય કરવાની બાબતમાં ઉદાર થવું જોઇએ; એમ કર્યાથી વિશ્વંભર દેવ આપણા ઉપર પ્રસન્ન થશે. જો આપણો સંકલ્પ શુદ્ધ હશે તો તેનું પરિણામ પણ તેવું ઉત્તમજ આવશે. જે શુદ્ધ છે તેનો કદી પણ નાશ થઇ શકતો નથી. આ આપણું શરીર છે તે તો કેવળ નરકનોજ ઢગલો છે. તેનો જો આપણે દેવની સેવામાં ઉપયોગ નહિ કરીએ તો તે બીજા કયા કામમાં આવવાનું હતું? તુકારામ કહે છે કે જ્યાંસુધી આપણામાં જીવ હોય ત્યાંસુધી તેને દેવના આશ્રય નીચે રાખવો. આ કામમાં જો કોઇ જાતની ભૂલચૂક થઇ તો ફરીને ચોર્યાશી લક્ષ યોનિઓમાં ભ્રમણ કરવું પડશે.

૧૮૨૬-આપણા આયુષ્યની મર્યાદા નક્કી કરવામાં આવી છે અને આ શરીરનો એક દિવસ નાશ થવાનો છેજ. બીજા બધા પદાર્થો પણ આકાશમાં વાદળાંના સમૂહના જેવા અસ્થાયી છે. આ બાબતને વિષે કોઇને કશું પૂછવાની જરૂર નથી; કારણકે તે સર્વને સંમત છે. એટલા માટે મનમાં સદ્વિચાર કરતા રહીને આપણા મનને સાવધાન કરી દેવું જોઇએ. કાળ તેની ચક્કીમાં હરેક મનુષ્યની ઉત્પત્તિ અને વિનાશનું દળણું દળ્યા કરે છે. તેને રાંધીને કાળ તેનું ભોજન કરે છે અને ઊગેલાં બીજની વૃદ્ધિ કરે છે. તુકારામ કહે છે કે એટલા માટે હું તો ઝટઝટ દેવને શરણે જઇને નિર્ભય સ્થાનમાં બેસી જઇશ.

૧૮૨૭-જેમ ગંગાના પાણીનો પ્રવાહ સ્વાભાવિક રીતે વહ્યોજ જાય છે, તેમ હું પણ સ્વાભાવિક રીતે મારા મનમાં જે આવે છે તે કહી દઉં છું. દેવને પ્રાપ્ત કરવાનો અને કાળની ચક્કી-

માંથી ઊગરી જવાનો ઉપાય સૌને બતાવવા જેવો છે એમ જાણીને હું બતાવું છું. જે ભાગ્યવાન હશે તે મારો ઉપદેશ સાંભળશે અને તેનું સેવન કરશે. આ બાબતમાં બધાજ એકસરખા અધિકારી છે એવું શી રીતે કહેવાય ? અનધિકારી અને નિંદાખોર શ્રદ્ધાહીન લોકો એવા નસીબના ફૂટેલા હોય છે કે બળાત્કારે કોઇ તેમના મોઢામાં કોળિયો ખોસવાનો પ્રયત્ન કરે તો તેઓ ખાવાને બદલે ઊલટા મોઢું ફેરવી દેશે. મતલબ કે તેમને પરમાર્થને રસ્તે વાળવા જઇશું તો ઊલટા આડેઅવળે રસ્તે ચાલવા મંડી જશે. તુકારામ કહે છે કે હું મારા મનની રુચિ પ્રમાણે દેવનું પૂજન કરું છું.

૧૮૨૮–લબાડ માણસોની બોલીમાં મીઠાશ હોતી નથી અને તેમનું કહેણ કોઇ માનતું પણ નથી. આમાં કાંઇ તેમનો દોષ કાઢવા જેવું છે નહિ અને તેઓ જે કાંઇ કરે છે તેમાં કશું હેતુ-રહિત પણ નથી. વાંક તો તેમનાં માબાપનો છે કે તેમણે ગર્ભ ધારણ કરતી–કરાવતી વખતે શુભ ઘડી–પળ જોવી જોઇતી હતી, તે તેમણે જોઇ નહિ. તેમના સ્વભાવની અંદર ઘણાજ પ્રબળ અને દુર્નિવાર અવગુણ ભરાઇ ગયા છે. આથી કરીને એ દુર્ગુણોની પ્રેરણા મુજબ કામ કરવા તરફ તેમનો સ્વભાવ તેમને બળજબ-રાઇથી ઘસડી જાય છે. એમ થવાથી અવગુણનું જોર ઉત્તરોત્તર વધતું જાય છે. તુકારામ કહે છે કે તેમના કામમાં કશોજ મેળ હોતો નથી, કશો મુકરર હેતુ હોતો નથી; એમ હોવાથી તેમને હાથે દોષજ થાય છે અને તેને પરિણામે તેઓ દુઃખી થાય છે.

૧૮૨૯–કોઇ અનધિકારી વ્યક્તિ પરમાર્થની સાધના કર-વાની તૈયારી કરતો હોય તેનાં વખાણ કરવાથી તે ઊલટો ક્રિયા-ભ્રષ્ટ થઇ જશે એમ થવાનું કારણ એ છે કે તે પોતાનાં વખાણ સાંભળશે તો તેથી મનમાં ગર્વ ઉત્પન્ન થશે અને ગર્વની પ્રેરણાથી

તે જે જે કામ કરશે તે તેના વિનાશનાંજ કારણ થઈ પડશે; એટલા માટે એવા લોકોના સાંભળતાં તેમનાં વખાણ કરવાં નહિ. પ્રતિષ્ઠા વધતી જાય તો તે પરમાર્થની સાધનામાં વિઘ્નરૂપ નીવડે છે; કારણકે જે વ્યવહારમાં અને બીજા લૌકિક કામોમાં પોતાના મનને પરાવે છે તેની પરમાર્થની સાધના ઢીલી થઈ જાય છે; એટલા માટે પૂરતી પરીક્ષા કરી જોયા પહેલાં કાચા અનધિકારીઓને મોઢે આજ્ઞા ચઢાવવા નહિ. જે કોઈ એવું કરશે તે પોતાનો લાભ તો ગુમાવશેજ અને તેની માનહાનિ થશે તે વધારામાં. તુકારામ કહે છે કે આપણી પોતાની કમાણીના પૈસા વડે સ્વયંપાક (પરમાર્થની સાધના) તૈયાર કરીશું તો તેનો સ્વાદ અવિચળ રહેશે અને જમનારની પંગતમાં પણ તે શોભી ઊઠશે.

૧૮૩૦-હે નારાયણ! હવે તારા મનમાં મારે વિષે ક્યારે દયા ઉત્પન્ન થશે તે તું મને કહે. મારા માથા ઉપરના બધાજ ભારનો અંત આણી દઈને તેનો અંગીકાર તું પોતે ક્યારે કરીશ? આ બાબત મારા મનની અંદર ભારે તાલાવેલી જાગી છે અને તેથી કરીને સાંસારિક કામકાજમાંથી મારું ચિત્ત ખસી ગયું છે અને તેમના પ્રતિ હું ઉદાસીનતા સેવું છું. હું તો તારા સુખનું દર્શન કરવાનીજ વાટ જોયા કરું છું અને આ તારા દાસને તું સંભાળી લે એટલું તારી પાસે માગી લઉં છું. મારા મનની ઇચ્છાઓને તું પૂર્ણ નહિ કરે ત્યાંસુધી મારા શ્રમનો અંત પણ કેવી રીતે આવવાનો હતો? કોઈ દહાડો પણ મને તારું દર્શન થશે કે નહિ અને તે શુભ દિવસ ક્યારે ઊગશે તેનીજ મારાં શરીર, વાણી અને મન ચિન્તા કર્યાં કરે છે. હે દેવ! તમે તમારા દાસ ઉપર કંટાળો આણતા નહિ. તુકારામ કહે છે કે મારી એકલાની બાબતમાં તમારી વર્તણુંક શાથી ઊલટી થતી આવે છે તેનું કારણ મારા સમજવામાં આવતું નથી.

૧૮૩૧-હે દેવ ! જો તારે સેવાજ લેવી હોય તો મારી પાસેથી તારાથી જેટલી લેવાય તેટલી સેવા ભલે લેતો જા; પણ જ્યારે કાંઈ આપવાનો વખત આવે ત્યારે મને ખૂબ દાન આપવાનું પણ ભૂલતો નહિ. તમે એવી રીતની વ્યવસ્થા કરી દેજો કે જેથી કરીને મારી પાસે સંપૂર્ણ પુણ્યોનો ભંડાર આવ્યોજ શી રીતે એ એક આશ્ચર્યનો વિષય થઈ પડે. મારી પાસે કોઈ પણ વ્યક્તિ આવી ચઢે તો તેનું હું વાણી વડે સમાધાન કરી દઉં છું. જો તમારે મને દૂર લઈ જવો હોય તો દૂર લઈ જજો અને નજીક રાખવાનો તમારો વિચાર હોય તો નજીક રાખજો; પણ મારા અંતઃકરણની અંદર તમારો નિવાસ તો હોવોજ જોઈએ. તુકારામ કહે છે તમારી સાથે મૈત્રી બાંધવી એ મારા હાથની વાત છે; કારણકે જે કોઈ તમારા ઉપર પ્રીતિ રાખે તેના ઋણી થવાનો તમારો મૂળ સ્વભાવજ છે.

૧૮૩૨-હવે મારે કરવું શું તે કહો. મારા જીવને એટલી બધી મૂંઝવણ અને સંતાપ થયા કરે છે કે તેથી કરીને મને જરા પણ ચેન પડતું નથી. આખું બ્રહ્માંડ જાણે શૂન્ય બની જતું હોય એવું મને દેખાય છે અને તેથી કરીને મારો શ્વાસ પણ બંધ થઈ જાય છે. તુકારામ કહે છે કે હે સર્વજ્ઞ વિશ્વંભર ! તું મારી કાયાને શાંત કરી દે.

૧૮૩૩-સૂકાઈ જતા ઝાડને વરસાદની ઘણી આવશ્યક્તા હોય છે; તે પ્રમાણે ઓ મારા દેવ ! હું પણ તારા વિયોગ થવાથી ઘણો દુઃખી થાઉં છું અને પેલા વૃક્ષને જેવી વરસાદની જરૂર છે તેવી મારે તારી જરૂર છે. તું મારી પાસે આવવા નીકળે ત્યારે પગે ચાલીને ન આવતો, તેમ ગરુડના ઉપર સવાર થઈને પણ ન આવતો. એમ કરવા જતાં તને ઝાઝી વાર લાગશે; એટલા માટે તારે તો મારી પાસે દોડી આવવાને માટે મનના પણ મન બની,

જવું જોઇશે; એટલે તારે મનના વેગ કરતાં વધારે વેગવાળા થવું પડશે. તુકારામ કહે છે કે નાના છોકરાં જ્યારે ભૂખ્યાં થાય છે ત્યારે તેમનાથી ભૂખ સહન થતી નથી. ખાધા વિના તેમના પ્રાણ જાણે હમણાંજ અંદરથી બહાર નીકળી પડશે એવી તેમની હાલત થઇ જાય છે.

૧૮૩૪–હે દેવ! હું મારા હૈયાની ખરેખરી ઉત્કંઠાપૂર્વક તને સાદ કરૂં છું. હું આજે કહું છું તે આલંકારિક રીતે કહું છું એવું સમજીશ નહિ. મારી પાસે આવતાં આવતાં વચમાં બીજા કોઇ કામમાં રૂંધાઇ જઇને તું મોડું કરતો નહિ. હે દેવ! તમે તો સાક્ષાત્ કૃપાની મૂર્તિંજ છો. તુકારામ કહે છે કે હું તો તમારી સામે મોઢું રાખીનેજ ઊભો રહ્યો છું. જેવા તમારા ચરણ મારી નજરે પડશે કે તેવોજ હું તેમને વળગી પડીશ.

૧૮૩૫–હે પાંડુરંગા! ઓ મારી જનેતા! તું મારી મા હોવાથી મારા શ્રમનું નિવારણ કરનારી છે એમ જાણીને તો હું તારા આવ્યાની વાટ જોયા કરૂં છું. મારે માથે કોઇ વડીલ હોય તો તે તુંજ છે, અને મારા જીવને કોઇ ખરેખરૂં જીવજાન આપ્તજન હોય તો તે પણ તુંજ છે. તુકારામ કહે છે કે હે દેવ! મારો આખોને આખો જીવ તો તારી પાસે ચાલ્યો ગયો છે તેથી કરીને તારા વિનાનું બીજું બધું મને શૂન્ય જેવું લાગે છે.

૧૮૩૬–હે દેવ! હે મારા દાતાર! તારે અમારૂં જે કાંઈ કરવું હોય, તે તું તારે હાથેજ કરી દેજે. અમે સમર્થનાં બાળક છીએ એમ જાણીને અમે તદ્દન ભયરહિત બનીને ફરીએ છીએ; ત્યારે હવે અમારામાં દુષ્ટ કાળની ચાંચ પણ શી રીતે પેસવાની હતી? તુકારામ કહે છે કે હે પંઢરપુરના રાજા! આ હું તમને રોકડુંજ કહી દઉં છું, દાંડી વગાડીને કહી સંભળાવું છું એમ જાણી લેજો.

૧૮૩૭–હે દેવ ! તમારૂં રૂપ મારી આંખોમાં વ્યાપી ગયું છે અને મારૂં ચિત્ત તમારા ચરણનું ધ્યાન કરતું બેઠું છે. મારા મન સહિત અને દશે દશ ઇન્દ્રિયોની પ્રવૃત્તિનો વિષય તારૂં સ્વરૂપજ છે અને મારા જીવનો પ્રેમ તારા કીર્તનમાંજ સ્થિર થઇ ગયો છે. અસંખ્ય હરિનામના સમૂહનું માપ કાઢવાને માટે માપવાનું એક પાત્ર જોઇએ તે પાત્રનું કામ જીભ કરી રહી છે. તુકારામ કહે છે કે પાંડુરંગરૂપી ખજાનો હું મારા હૃદયની અંદર ભરી રાખીને સ્વસ્થપણે બેઠો છું.

૧૮૩૮–નાનાં છોકરાં પોતાનાં માબાપની આગળ અમુક એક ચીજને માટે હઠ લઇને બેસે છે, પણ તે ચીજ તેમનાં માબાપની પાસે છે કે નહિ તેનું તેમને જ્ઞાન હોતું નથી. હે પંઢરપુર વાસી દેવ ! તું તો મારી ઇચ્છા પૂર્ણ થાય એવી વસ્તુ મને આપીશજ ને? મને થયેલો શ્રમ અને મેં વેઠેલું દુઃખ એ બેને જાણનાર તારા સિવાય બીજું છે પણ કોણ ? તુકારામ કહે છે કે હવે હું તારે પગે વળગીને બેઠો છું અને તારી પાસેથી કેમે કર્યો આઘો ખસનાર નથી.

૧૮૩૯–ચિંતન કરવાનો સર્વશ્રેષ્ઠ વિષય એક નારાયણજ છે. જો કોઇને વિચાર કરવા હોય તો તેણે નારાયણનાજ વિચાર કરવા. તેમ કરવાથી તમામ ઇચ્છાઓ પૂર્ણ થઇ જશે અને જડ દેહની સાથે તાદાત્મ્ય કરવાની આદત પણ છૂટી જશે. આપણા ચિત્તની અંદર જ્યાં દેવનોજ નિવાસ થઈ ગયો, એટલે પછી આ લોકમાં અને પરલોકમાં આપણી કીર્તિનો ફેલાવો થઇ જાય એમાં નવાઇ શી ? તુકારામ કહે છે કે એવું કરવાથી આપણા જીવને પરમ તૃપ્તિ થઇ જશે અને પછી કોઇ દહાડો આપણા જીવને કશો કલેશ થશેજ નહિ.

૧૮૪૦–ભાગ્યવાન મનુષ્યોનેજ સંતોની પંક્તિમાં બેસવાનો

લાભ મળી રહે છે પાડુરગરૂપી દોલત તો સતોના ઘરમાજ હોય છે એ દોલતનો કદી નાશ થઇ શકતો નથી આ લાભ બધા લોકોને માટે ઘણો દુર્લભ છે એ દોલત એટલી બધી વિપુલ છે કે તેનો ઢગલો આકાશ સુધી પહોચે તોપણ સમાય નહિ તુકારામ કહે છે કે વિષ્ણુના સેવકોને આ દોલતના સિવાય બીજી કોઇ દોલતની ઇચ્છા હોતી નથી

૧૮૪૧–લાકડાના ભારા વેચીને પેટ ભરનારને રાજ્યાસન ઉપર બેસવાનો વારો આવે તોપણુ રાજા બન્યા પછી પણુ તેને લાકડા વેચવાનુ મન થઇ આવે છે જેના અત કરણુમા પુષ્કળ તૃષ્ણા ભરી પડી છે તે તો તૃષ્ણાનોજ દાસ બની જઇને અવિશ્રાન્તપણે પરિશ્રમ કરતોજ રહે છે, તેમ થવાથી એક તૃષ્ણામાથી બીજી તૃષ્ણાનો જન્મ થાય છે અને એક પ્રવૃત્તિમાથી બીજી પ્રવૃત્તિનો ફણગો ફૂટે છે તેની પાસે ગમે તેટલી ઉત્તમ વૈભવવિલાસની સામગ્રી હોય તોપણુ તેનાથી તેના જીવને સુખ થતુ નથી ઉત્તમ પ્રકારના ઉપભોગના સાધનોનો ઢગલો તેની આગળ પડયો હોય અને તેમને ભોગવવાની જોઇએ તેટલી અનુકૂળતા પણુ હોય તે છતા તેના મનમા તો મોટી ફિકર એ થયા કરે છે કે આ બધી વસ્તુઓ મારા હાથમાથી કોઈ ઝૂટવી લેશે તો હું શુ કરીશ? અથવા તો એ વસ્તુઓ પોતેજ નાશ પામશે તો મારૂ શું થશે? તે સદાય આવી ચિન્તા કર્યા કરે છે અને તેથી તેના મનને શાન્તિ નથી હોતી તુકારામ કહે છે કે જો મરણુનો ભયજ તેના માથા ઉપર ઝઝૂમતો હોય, તો પછી તે પોતાના વૈભવના રક્ષણુના ઉપાય ભલે કરતો રહે પણુ તેથી શુ?

૧૮૪૨–સસારની સાથેનો સબધ જો એક વાર કુદરતી બનાવોને લીધે છૂટી જાય તો પછી તેમા ફરીથી બધાઇને તેમને તાબે

થવાનું કોણ પસંદ કરે? આ પ્રપંચ જેણે નિર્માણ કર્યો છે, તે તેને નિભાવી લેશે. તેને લગતી લેવડદેવડ કર્યાથી કોઇને કશે ફાયદો અથવા ખર્ચ તો થતોજ નથી. આ પ્રપંચના વ્યવહારનો પ્રવાહ સ્વાભાવિક રીતે ચાલતો આવ્યો છે; તેથી કરીને તેમાં આપણને કાંઇ લાભ અથવા હાનિ માની લેવાનું કાંઈ કારણ નથી. તુકારામ કહે છે કે હું સહજ આત્મસ્થિતિ પ્રાપ્ત કરીને આત્મદૃષ્ટિએ જોવા શક્તિમાન થયો છું. તેમ થવાનું કારણ એ છે કે દેવે પોતેજ મને પોતાનો મર્મ બતાવી દીધો છે.

૧૮૪૩–હું દેવનો શરણાગત થયો છું, તેથીકરીને હવે મારે એટલી બધી ચિન્તા કરવાનું કારણજ શું છે? પણ આ દુનિયામાં જે જે ખેલ-તમાશા ચાલી રહ્યા છે તે બધા હું સાક્ષી બનીને જોતો ઊભો છું. “તું બીશ નહિ” એવું કહીને દેવે મને અભયદાન દઇ દીધું છે, એટલે હવે મને સુખદુઃખાદિ દ્વન્દ્વોનો ભયજ શાનો હોય? તુકારામ કહે છે કે હું હરિનો સેવક છું. તે હક વડે હું તમામ સાધનોનો માલિક બની બેઠો છું.

૧૮૪૪–ગરજ રાખવી તો ફક્ત એક દેવનીજ ગરજ રાખવી. આ નીતિ સર્વોત્તમ છે. ઓછામાં ઓછું નિષિદ્ધ કર્મો તરફ તો આપણા ચિત્તના પ્રવાહને વળવા દેવોજ નહિ. નઠારી ચાલચલગતવાળા નિંદાને પાત્ર લોકોની સાથે એક ક્ષણવારને માટે પણ ઊભા રહેવું નહિ અને તેઓ જે કાંઇ બોલે તે જાણે કૂતરાંજ ભસે છે એમ સમજી લેવું અને તેમને દૂરના દૂરજ રાખવા. તુકારામ કહે છે કે આપણા ચારિત્ર્યની અંદર ક્ષમાનો ગુણ હોય તો જાણવું કે એ ગુણ એકલોજ તમામ પ્રકારનાં સુખનો ભંડાર છે. એમ જાણ્યા પછી ક્ષમાનો ત્યાગ કરીને શા માટે દુઃખી થવું જોઇએ?

૧૮૪૫–જેઓ છેકજ અધોગતિએ જઇ પહોંચ્યા છે તેઓ

બધો વખત હલકી વાતો કર્યા કરે છે અને સારા લોકોને સંતાપવા એ જેમનો ધંધો થઇ પડયો હોય છે તે લોકો આવો વ્યવહાર પોતપોતાની અંદર પણ બરાબર ચલાવતાજ રહે છે. ભૂતમાત્ર પ્રતિ દયાભાવ રાખવો એજ સંતોની કુલ પૂંજી છે; આથી કરીને તેઓ જે કાંઇ બોલે છે તે પરોપકાર કરવાના હેતુથી બોલે છે. તુકારામ કહે છે કે આવો શિરસ્તો સૌએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ચલાવ્યો છે.

૧૮૪૬-જગત એટલે અનેક પ્રકારના ભાવ અને અનેક પ્રકારની ભાવનાઓનો સમૂહ; એમ જાણીને તેના તરફ ઝાઝું જોવું નહિ અને તેમાં આસક્ત થયેલા લોકોની સાથે ઝાઝું બોલવું પણ નહિ. જે કાંઈ સાચું હોય તેનું સર્વદા રક્ષણ કરવું. જગતની સાથે કાર્યકારણ પૂરતો સંબંધ રાખવો અને જેના દ્વારા આપણું (પારમાર્થિક) કાર્ય સધાતું હોય તેવાં કારણો ગમે તે હોય પણ તેમનું રક્ષણ કરવું. તુકારામ કહે છે કે મેં જે નીતિનો માર્ગ હમણાં બતાવ્યો તેના ઉપર સૌ સંતજનોએ પૂરેપૂરૂં લક્ષ આપવું ઘટે છે.

૧૮૪૭-મારા શરીરમાંથી જે જે વિકારબહાર નીકળી આવે છે તે હવે ફરીથી પાછો મને સ્પર્શ કરશે એવી મને બીક લાગે છે; હે હરિ! એટલા માટે એ વિકારોને તમે મારી પરા વાણીથી પણ દૂર ફેંકી દો અર્થાત્ તમે તેમનો સમૂળો નાશ કરી દો. જે સંકલ્પ મેં હમણાં મારા મનમાં ધારણ કરી રાખ્યો છે તેને અનુસરતો તમે મને ઉત્તર આપજો. હે દેવ! હું આ પ્રપંચની વચમાં રહું છું. તુકારામ કહે છે કે હું આ લોકોથી ભય પામીને તેમનાથી અળગો થઇ ગયો છું અને મૌન ધારણ કરીને રહું છું.

૧૮૪૮-હું નિર્જન વનની અંદર પડી રહું છું, ત્યારે હવે

હે દેવ! તારા સિવાય મારા મનમાં બીજું હોય પણ કોણ? મારી તમામ આશાતૃષ્ણા મરી ગઇ છે; એટલા માટે હવે તો હું તારીજ રાહ જોતો બેઠો છું. મને આખો સંસારજ આભડ-છેટના જેવો સમજાઇ ગયો, ત્યારથી મેં તેનો ત્યાગ કરી દીધો છે. હું તેનાથી એટલો બધો દૂર નીકળી ગયો છું કે હવે તે મારી આગળ-પાછળ નજરે પણ પડતો નથી. તુકારામ કહે છે કે હે કરુણાનિધાન દેવ! તું ગરીબોનો મદદગાર છે.

૧૮૪૯—તારા ચરણને અનુલક્ષીને અર્થાત્ તેમના પ્રતિ સતત મન પરોવી રાખીને અને તેજ રસ્તે ગતિ કરતો રહીને હું મારા મનને પ્રપંચમાંથી અળગું કરી શકયો છું. હે પાંડુરંગા! મારી જનેતા! હું તને કરુણ શબ્દો વડે સાદ કરીને બોલાવું છું. હવે તું મારા પોકાર સાંભળીને મારી પાસે દોડી આવ, મને સંભાળી લે અને મને પોતાની પાસે તેડી જા. આ બાબતમાં મારી બુદ્ધિ મને મદદ કરતી રહે છે, પણ તારી પાસે મારી મેળે ચાલ્યા આવવા જેટલી શક્તિ મારામાં નથી; આથી કરીને હું તારી વાટ જોઉં છું અને મારી આંખોમાંથી એકસરખી અખંડ અશ્રુની ધારા વહી જાય છે. મારે જો ચાલવાનુંજ ઠરે તો પગેજ હીંડવું પડે અને તેમ કરવાનું મારાથી બની શકતું નથી; કારણકે મારૂં શરીર હવે ક્ષીણ થઇ ચૂકયું છે; એટલા માટે હવે તો તું મને તારી દયાનું દાન દે. તું જે દેશમાં વસે છે ત્યાંથી જો કોઇ માણસ મારા તરફ આવી ચઢે છે તો તેને હું પૂછી જોઉં છું કે દેવ મને તેડવા આવશે કે? આવું કહીને હું મારા હાથ જોડીને તારી આવવાની વાટ જોતો ઊભો રહું છું. તુકારામ કહે છે કે હે દેવ! મને ભવ-સાગરને પેલે કિનારે લઇ જવાને સારૂં તું ઝટઝટ દોડી આવજે.

૧૮૫૦—આ બજારમાં સાધનભજનરૂપી માલની એક મોંઘી

વખાર ભરી રાખી છે. ત્યાં આગળ રકઝક કરવી નકામી છે. નાનાં છોકરાંનું પાલનપોષણ કરીને તેમને કેવી રીતે ઉછેરીને મોટાં કરવાં તે બાબતનું જ્ઞાન તેમની માતાને હોય છે. લોખંડને જેમ વધારે પાણી પાઇએ તેમ પોલાદ ઊંચા પ્રકારનું થાય અને તેમ તેની બજારમાં કિંમત વધારે ઊપજે. સારી રીતે પાણી ન પાઇએ અને ઉતાવળ કરીએ તો તે સાવ નકામું થઇને ઊભું રહે. તુકારામ કહે છે કે નાનાં છોકરાંને ભણાવતી વખતે જ્યારે પાટિયા ઉપર ખડી વડે અક્ષરો લખીને તેમને અક્ષરોનું ઓળખાણ કરાવવામાં આવે છે ત્યારે તેઓ અક્ષરોને ઓળખતાં શીખી જાય છે.

૧૮૫૧–હરિનામ ગાતાં ગાતાં રસ્તો કાપતા જઇએ તો તેથી ચાલવાનો શ્રમ જણાતો નથી; એટલા ઉપરથી એવો સાર નીકળે છે કે સંતોનો સમાગમ ઘણો લાભદાયી છે; કારણકે એવા સંતોની સંગાથે યાત્રા કરવાથી શ્રીરંગદેવ પોતેજ ચાલ્યા ચાલ્યા આપણી સામે આવીને ઊભા રહે છે. આવા રૂડા સંગાથમાં મુસાફરી કરતાં માર્ગમાં કશું સંકટ પણ નડતું નથી, તેમ કશો ભય પણ ઉત્પન્ન થતો નથી. તુકારામ કહે છે કે હરિની ભક્તિ પહેલેથી તે છેક છેવટ સુધી સુખદાયકજ હોય છે.

૧૮૫૨–હું જેમ જેમ વધારે વધારે વિચાર કરતો જાઉં છું તેમ તેમ મને સ્પષ્ટ સમજાતું જાય છે કે આ સંસારરૂપી સમુદ્ર અત્યંત દુસ્તર છે. તેને સામે કિનારે ચાલ્યા જવાનું સામર્થ્ય બ્રહ્માદિ દેવતાઓમાં પણ નથી, એમ સમજીને હે નારાયણ ! હું તારે શરણ આવ્યો છું–તારે શરણ આવ્યો છું. મુજ ગરીબનો તું અંગીકાર કર. બસ, આટલું બોલવા પૂરતુંજ મારામાં બળ છે. એ સિવાય મારાથી બીજું કાંઇજ થઇ શકે એમ નથી. માથા ઉપર ઊંચકેલા લાકડાના ભારાનો બોજો ફક્ત માથાનેજ નથી

લાગતો, પણ આખા શરીરને ઠેઠ પગ સુધી લાગે છે. મારી અવસ્થા તો જળની અંદર સપડાઇ ગયેલી માછલીના જેવી છે. તુકારામ કહે છે કે હવે તો હું તમારી પ્રાપ્તિ કરી લેવાના કામમાં ખૂબ ત્વરાથી પ્રગતિ કરી શકીશ; કારણકે મારા ચિત્તનું વલણ હવે તમારા ચરણના ભણી થવા લાગ્યુ છે.

૧૮૫૩–આ સર્વોત્તમ દેવ એવા છે કે તેમણે જાતજાતના લોકોનો અંગીકાર કર્યો છે અને અનેક જણનો ઉદ્ધાર કરી દીધો છે; પણ આટલું બધું કરવા છતાં દેવમાં કશું કમીપણું આવ્યુ નહિ. તે તો જેવા ને તેવાજ સદાય જાગૃત, અવિકારી અને અપરિણામીજ રહ્યા. તેમનો આદિ અને અંત આજ સુધીમાં કોઇને શોધતાં જડયાજ નથી. તે એવા સૂક્ષ્મ છે કે અણુના અણુની અંદર પણ સમાઇ શકે છે અને જ્યારે તે વિરાટ બની જાય છે ત્યારે તેમના ઉદરમાં પાર વિનાનો અવકાશ થઇ જાય છે. તુકારામ કહે છે કે એ દેવનો સ્વભાવ એવો છે કે તેમને જેવા બનાવવા ઇચ્છીએ તેવા તે થઇ જાય છે અને ભક્તોના મનમાં જે જે વાસનાઓ જાગે તે બધીને તે પૂર્ણ કરી દે છે

૧૮૫૪–હવે અમારૂં પેટ ભરાઇ ગયુ છે, તેથી કરીને અમારા જીવના જીવન સમાન શ્રીહરિના પ્રતિ અમને પ્રેમ પ્રકટયો છે. તે પ્રેમને અમે અમારા જેવા અનેક ભક્તોની પંગતમાં પીરસીશું. હે પંગતના બેસાડનારા! આવું ઉત્તમ અને પ્રેમસહિત પીરસેલું ભોજન ધરાતાં સુધી જમજો. ઉતાવળ કરીને ઊઠી જશો નહિ અને હાથ ધોઇ નાખશો નહિ. એવું કરવાનો કશો અર્થ નથી; કારણકે જમતાં પહેલાં રસોઇ તૈયાર કરવાની મહેનત તો તમારે કરવી પડતી નથી. તમને તો બધું તૈયાર મળી ગયું છે. જો પીરસનારા ઉદાર હોય અને છૂટે હાથે પીરસતા રહેતા હોય તો પછી

જેટલું ખવાય તેટલું શા માટે ન ખાવું ? જમવામાં કસર શા માટે રાખવી ? આવી રીતે જ્યાં બધાના ભેગા પંગતમાં જમવા બેઠા હોઇએ ત્યાં એકલપેટાપણું અથવા અતડાપણું કરીએ તો સારા નહિ કહેવાઇએ. અમારે આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરીને કહેવું પડે છે; કેમકે તેમ ન કરીએ તો લોકોને સમજણ પડતી નથી. જે હોડી પાણીની ઉપર ચાલતી હોય તેનો બધો ભાર પાણીના ઉપરજ પડે છે, પણ તે હોડીની અંદર બેઠેલા મુસાફરોને હોડીની અંદર ભરેલા બોજાનો જરા જેટલો ભાર લાગે ખરો કે? તુકારામ કહે છે કે અમને જો ગાવાનું મન થશે તો એકલા ગોવિંદનાંજ ગીત ગાઇશું અને એકસરખો બ્રહ્માનંદનો ભોગ કરીશું.

૧૮૫૫-વૈષ્ણવ ભકતોનો સમુદાય ભેગો થયો છે. કોઈના હાથમાં કરતાલ છે, કોઈ પટપટિયાં વગાડે છે અને કોઇ હાથ વડે ફક્ત તાળીજ બજાવે છે. તેઓ આનંદમાં આવી જઇને હરિનામની ધૂન મચાવી દે છે. એવા વૈષ્ણવભકતો ભક્તિના આનંદોન્માદને લીધે ઉન્મત્ત થઇ ગયા છે; તેથી કરીને તેઓમાંના કોઇ કોઈ નાના પ્રકારના તાલસૂર મુજબ રસિકતા સહિત નૃત્ય કરવા લાગ્યા છે. તેમને ભજનમાં એવો રસ પડી ગયો છે કે મોક્ષની તો તેમને ગરજજ રહી નથી. તેઓ કોઇ કોઇ વાર મોટા મોટા બરાડા પાડીને દેવને હાંકો મારે છે; નાના પ્રકારનાં વાદ્યો વગાડીને દેવનાં ગુણગાન કરે છે. આવી આનંદની હેલી જ્યાં મચી રહી હોય ત્યાં રાત છે કે દહાડો તેની કોઇને કશી ખબર પડતી નથી. તુકારામ કહે છે કે એવા વૈષ્ણવોને વનમાં જવાની જરૂરજ શી છે ? તેમને તીર્થની પણ કશી આવશ્યકતા નથી; કેમકે તેમને મન તો આખી પૃથ્વીજ હરિહરમય બની ગઇ છે.

૧૮૫૬-દેવ તો મારા સખા છે; ત્યારે હવે એવું કયું કામ

છે કે જે હું હાથમાં લઉં અને સિદ્ધ ન થાય? દેવ મારા સખા થયા એટલે બીજા બધા જીવ પણ મારા આસજનો થઈ ચૂક્યાજ; એટલે હું ઘણોજ ભાગ્યવાન થઇ ગયો છું અને જીવમાત્ર મારા નજીકના સગોત્રીઓ જેવા થઇ ગયા છે; તેથી કરીને મારા પુણ્યોનો, મારી નીતિનો આડો આંકજ નથી. દેવની મૂર્તિ મારા હૃદયની અંદર ઠસી ગઈ છે, આથી હું આખા ત્રૈલોક્યમાં જ્યાં નજર નાખું ત્યાં મને દશે દિશાઓ દેવનાથી ભરાઈ ગયેલી દેખાય છે. મારા જેવા ભાગ્યવંતને આવો અવિનાશી લાભ પ્રાપ્ત થયો છે તેનું કારણ મારૂં બળવાન પ્રારબ્ધજ હોવું જોઇએ. દેવના ચરણ ઉપર મારૂં મસ્તક મૂકી દેવું અને તેમના ચરણને દૃઢ આલિંગન દેવું એ બે વાતની અતિ વિચિત્ર તૃષ્ણા મારા મનમાં જોર કરી રહી છે. તુકારામ કહે છે કે હે દેવ! હું તમારો છું એવું કહેતાંની સાથેજ મારા જીવને વિશ્રાન્તિ મળી ગઇ છે.

૧૮૫૭–હવે મારી આગળ કળિકાળનું કશુંજ જોર ચાલવાનું નથી; તેનું કારણ બીજું કાંઇ નહિ પણ ચક્રને ધારણ કરનાર દેવજ મારા સખા બની ગયા છે. આવું થયું એટલે મારી સત્તા એમજ માનો કે આખા ત્રિભુવનના ઉપર સ્થપાઇ ગઈ. હું જે તેમનો લાડકવાયો બાળક છું તેના લાલનપાલનનો બધો ભાર તેમણે પોતાના માથા ઉપર લઇ લીધો છે અને મારૂં રક્ષણ કરવાને સારૂં તે તૈયારજ ઊભા રહ્યા છે. તુકારામ કહે છે કે એ દેવને હું એક દિવસ, એક ઘડી અથવા એક નિમિષ જેટલો વખત પણ વીસરી શકતો નથી.

૧૮૫૮–મને હરિનું નામ લેવાનું ઘણું ગમે છે અને તેથી કરીને દેવ જે મારા પિતા થાય છે તે મારા ઉપર રાજી રહે છે. મારૂં અને તેમનું મન એક બની ગયું છે. એમ થવાથી બેઉની

વચ્ચે પૂર્ણ પ્રેમ જામી ગયો છે. મારો અને તેમનો સંબંધ પણ ઘણો નિકટનો છે, તેથી કરીને મારી શોભા વધી ગઈ છે; અને તેનાથી હું જુદો હોઉં એવું મને દેખાતુંજ નથી. તુકારામ કહે છે કે તે પાંડુરંગના સમાગમને લીધે મારાં અંગેઅંગને ટાઢક વળી ગઈ છે.

૧૮૫૯–મારો દેહ મારાં પ્રારબ્ધ કર્મને વશ છે, આથી કરીને દેહનું સુખ કે દુઃખ બેઉ ફક્ત ક્ષણ વારનાં છે. દેવના ચરણ આગળ પોતાના અંતઃકરણના ભાવને સ્થિર કરી દેવાથી અવિનાશી લાભની પ્રાપ્તિ થાય છે અને સર્વ પ્રકારના કલ્યાણને આપનાર આ એકજ સ્થાન છે. એટલી એક વસ્તુને બાદ કરતાં આ આખો સંસાર તેના બધા વિવિધ વિસ્તાર સહિત ક્ષણિક છે; કારણકે જેને જેને રૂપ છે તે બધાંજ નાશવંત તો છેજ. તુકારામ કહે છે કે ચિત્તની અંદર નારાયણનું સ્મરણ કરતા રહેવું એમાંજ સર્વ પ્રકારની વિશ્રાન્તિ રહેલી છે એમ જાણજો.

૧૮૬૦–હે દેવ! હવે તમારે મારા મનનું જરૂર સમાધાન કરવુંજ જોઈશે. તમારે મારો અંત જોવાની વાત ન કરવી. તમે મને તમારો દાસ બનાવી દીધો છે તેજ તમે ઘણું ઉત્તમ અને શોભાસ્પદ કામ કર્યું છે. આવું કામ સંતોના સમાજમાં ઘણું સારૂં કહેવાય છે. તમે અગાઉના ભક્તોને નામે કશું ઉધાર રાખ્યું નથી. તેમણે જેમ કહ્યું તેમ તમે કર્યું. તેમના કહેવાથી, તમે નામરૂપને ધારણ કર્યાં. તુકારામ કહે છે કે આ મારી વડીલોપાર્જિત પૂંજીની થાપણ તમારી પાસે પડી છે, તેને હે નારાયણ! તમે સંતાડી રાખશો નહિ.

૧૮૬૧–હું મારાં મન, વાણી અને શરીર વડે હરિના સુશોભિત મુખડાંની વાટ જોતો બેઠો છું. તે સિવાય બીજી બધી બાબતોને વિષે મારૂં મન ઉદાસીન બની ગયું છે. હે દેવ! હવે મારે મોક્ષ-

ને શું કરવો છે? કારણકે મોક્ષની અવસ્થામાં તમારૂં દર્શન કરવામાં અડચણ નડે છે. મેં જે તમારે માટે નિયમ કરી રાખ્યો છે, તે પ્રમાણે તમારે મારી આગળ ઊભા રહેવું. મેં જે નિયમ ઘડયો છે તેની ભાવનામાં કદી પણ ફેરફાર થવાની આશા રાખવી નહિ. તુકારામ કહે છે કે હે દેવ! જો તમે મને દર્શન દેતાં મોડું કરશો તો તમારો વિલંબ મને ઘણો રોવડાવશે.

૧૮૬૨-મારી અગાઉ જે સંતો થઇ ગયા છે તેમને રસ્તેજ મારૂં મન દોડયા કરે છે. હું કાંઇ મારી આપઅક્કલ પ્રમાણે ચાલતો નથી. હે દેવ! આજ સુધી તમને સંતોએ ઊભા ને ઊભા રાખ્યા છે, તેથી તો તમે તમારી કેડે હાથ દઇને ઊભા થઇ રહ્યા છો. તમારૂં જે સ્વરૂપ આવી રીતે ઊભું રહ્યું છે તેનાંજ મારે દર્શન કરવાં છે. મારે બીજી કોઈ વાતનો જૂઠો શોખ છે નહિ. તમારે આ બાળકની આટલી હઠ તો પૂરી કરવીજ પડશે; તેને પાછી ઠેલી મૂકશો નહિ. તુકારામ કહે છે કે હું જે કાંઈ સાંસારિક વ્યવહાર કરૂં છું તે બધો સાક્ષીરૂપ થઈને કરૂં છું, પણ હે દેવ! તમે તો ઘણાજ કૃપણ છો.

૧૮૬૩-આજ સુધી તમે તમારા અનેક ભક્તોને ભૂલથાપ ખવરાવીને ગૂંચવણમાં ભેરવી પાડયા છે. મારે તમારી પાસે બીજું કાંઇજ માગવું નથી, પણ એકજ વાતની હઠ લઈને તમારી આગળ ઊભો રહ્યો છું. તમને દ્વૈત ભાવનો ઘણો કંટાળો છે તે હું જાણું છું અને તેથી તો તમે તમામ ઉપાધિઓથી અલિપ્ત રહીને એકલા ને એકલા રહો છો. તુકારામ કહે છે કે હે ગોવિંદ! તમે તમારા બીજા બધા ભક્તોની સાથે ભલે ટોળટીખળ કર્યાં, પણ મારી સાથે એવો વ્યવહાર રખે કરતા.

૧૮૬૪-જે મનુષ્ય તીર્થોદકને સાધારણ પાણી જેવું પાણી માને

છે, દેવની પ્રતિમાને પથ્થરનું 'પૂતળું' કહે છે અને સંતોને અધમ મનુષ્યોના જેવા ગણે છે તેની અવસ્થા કણસલાં ન આવ્યાં હોય એવાં ખેતરના જેવી છે અને તેના બધાં કામ વંધ્યા સ્ત્રીની સાથેના મૈથુનના જેવાં વ્યર્થ છે. જેના મનની અંદર ભાવના નથી તે સદાકાળ સૂતકી અને ચાંડાળ સમાન છે. તેના હૃદયમાં બધો વખત ભડભડનારી અશાંતિની આગ કદી પણ હોલવાતી નથી. તુકારામ કહે છે કે જેની દૃષ્ટિ બહિર્મુખ છે અને દેહબુદ્ધિ વડે બંધાઇ ગયેલી છે, તે સદાકાળ દુઃખી અને કષ્ટોનો ભોક્તા થાય છે એમ જાણવું.

૧૮૬૫–નારાયણરૂપી માલમાં કશી ગરબડ કે દગોફટકો નથી. વળી તેમાં રોજ રોજ નવીનતા ચમકે છે. તેમનું નામ કાને સાંભળવાથી સુખ થાય એવું સરકારી ટંકશાળના ખરા સિક્કાના જેવું છે. તેમાંથી લાભ પણ ફરી ફરીને થયા કરે છે અને એક વાર થયો તે કરતાં બીજી વાર વધારે થાય છે. તુકારામ કહે છે કે હરિના નામરૂપી ધન કેટલા બધા ભક્તોને તૃપ્ત કરવા છતાં તેમની પાછળ આવનારાઓને માટે શી રીતે સિલકમાં રહે છે તે મને સમજાતું નથી.

૧૮૬૬–સંતોએ પરમાર્થ ખાતાંની એક પેઢી ઉઘાડી છે. તેઓ પોતાની દુકાને આવનારા હરકોઇ ગ્રાહકને પરમાર્થનો માલ મફતમાં આપ્યા કરે છે. સંતો ભારે ઉદાર દિલના હોય છે. તેમની વખારમાં પરમાર્થનો માલ એટલો બધો શોકબંધ ભરી સંઘ્યો છે કે તેનો કદી અંતજ ન આવે. વળી પાછી ખૂબી એવી છે કે જે કોઇ માગતો આવે તે તૃપ્ત થઇને જાય છે અને છતાં તેની પાછળ આવનારાઓને સારૂ માલ સિલકમાં ખરોજ. તુકારામ કહે છે કે દેવરૂપી માલ વડે સંતોના શરીરરૂપી વહાણનાં વહાણ ભર્યાં પડયાં છે, તે કોઇ કાળે ખૂટે એવાં છેજ નહિ.

૧૮૬૭-ઓ મારા દાતાર! મનુષ્યની સ્તુતિ અને હરિકથાનું વેચાણ એ બે કામ તો તમે મારે હાથે કદી થવા દેશોજ નહિ. તમે મારા ઉપર આટલી કૃપા કરો એટલા માટે હું તમારી આગળ ભિક્ષા માગું છું; કારણકે જે ઉદાર હોય છે તેઓ રાજાના જેવા ક્ષમતાવાળા પણ હોય છે. પરસ્ત્રી અને પરધન એ બે બાબતોને લગતી વાસના મારા મનમાં ઉત્પન્ન થાયજ નહિ એટલી કૃપા કરજો. હે ગોવિન્દ! પોતાના પ્રાણને વિષે અભિમાન અને સંતોની નિંદા એ બે વાનાં તો મારી પાસે આવેજ નહિ એવું કરજો. મારા ઉપર દેહાભિમાન સવાર થઇ જાય એવું કદી પણ થવા દેશો નહિ. ઉપર કહેલી બાબતોમાંથી એકને પણ મારી પાસે આવવા દેશો નહિ. તુકારામ કહે છે કે હે દેવ! મને તારા ચરણનું એક ક્ષણ વારને માટે પણ વિસ્મરણ થવા દેશો નહિ.

૧૮૬૮-હે કેશવ! લોકોમાં મારી મોટાઇ વધે એવી મતલબથી હું તારી સેવા કરતો નથી, પણ હું તો તારો અનન્ય દાસ છું; એટલા માટે હું તારા ચરણની પ્રાપ્તિ કરવાની હઠ લઇ બેઠો છું. એ સિવાય બીજું કાંઇ હું જાણતોજ નથી. હું મારા સ્વામીની સેવામાં એકનિષ્ઠ રહું છું. મારા મનનો ભાવ અને મારી બહારની વર્તણુક એ બેની વચ્ચે પૂરેપૂરી એકતા છે. તુકારામ કહે છે કે તમે જે કામ મને સોંપો છો તે હું કરૂં છું. હે દેવ! તેના વડે ધર્મ થાય છે કે અધર્મ તે તો તમે જાણો.

૧૮૬૯-જે જે વિકારોની સંગતિથી હું જન્મમૃત્યુના ફેરાની અંદર ફસાઇ પડયો છું તે બધા વિકાર મેં ધોઇ ધોઇને દૂર કરી દીધા છે. હવે તો એકલા મારા મનને વિષે મારે વિચાર કરવાનો છે અને તેજ હું કરીશ. બીજો બધો બોજો મારા માથા ઉપરથી ઊતરી ગયો છે. પ્રસાદસેવન કરવા જતાં ભગવાનનું ઉચ્છિષ્ટ

ખાવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ ગયું. આ બધુંજ તેના યોગ્ય વખતે આકસ્મિક રીતે થવા પામ્યું છે. તુકારામ કહે છે કે હે દેવ! પરમાર્થનું રહસ્ય જ્યારથી મને પ્રાપ્ત થઇ ગયું ત્યારથી મારા મનની બધી તાલાવેલી શમી ગઈ છે.

૧૮૭૦–પંગતમાં બેસીને નાના પ્રકારના ખાદ્ય પદાર્થોનો હું આહાર કરૂં છું અર્થાત્ હું હરિના ભિન્ન ભિન્ન ગુણોનું વર્ણન કરૂં છુ અને તેનો રસ ચાખું છું; પણ એ બધામાં મને એક પારમાર્થિક રસનોજ સ્વાદ મળે છે. એ અપૂર્વ લાભ મને પરમાર્થરસનો ઉપભોગ કરનારા સંતોની પંગતમાં બેસવાથી મળ્યો છે. એ લોકો કદી પણ પંક્તિભેદ કરતા નથી. તેઓ પરમાર્થરૂપી રસોઇ પોતાને હાથે તૈયાર કરે છે અને જ્યારે તે બરાબર રંધાઇ રહે છે ત્યારે તેઓ પ્રેમપૂર્વક સૌને પીરસે છે. તુકારામ કહે છે કે મને જ્યારથી તેમનો ઉચ્છિષ્ટ પ્રસાદ પ્રાપ્ત થયો ત્યારથી મારા જીવને ઘણો આનંદ થયો છે.

૧૮૭૧–સમર્થ લોકોનું રહેઠાણ હમેશાં ઐશ્વર્યોથી ભરપૂર હોય છે. હું દુર્બલ માણસ, મને પણ કાંઇ લાભ થશે એવી આશા રાખીને તેમની પાછળ પાછળ દોડતો ફરૂં છું. સમર્થ લોકોની પાસેથી જે કાંઈ થોડી ઘણી ભિક્ષા મળે તે છેડે બાંધીને મારી સાથે લઇ લઉં છું અને પછી એકાંતમાં જઇને તેનું સેવન કરૂં છું. સમર્થ લોકોની પાસેથી તેમના પ્રસાદની પ્રાપ્તિને માટે કાંઇ ખાસ, સમયની રાહ જોવી પડતી નથી. યાચના કર્યા વિના અયાચિત રીતે પણ તેની પ્રાપ્તિ થઈ જાય છે. તુકારામ કહે છે કે સંતોએ આપેલી ભિક્ષા વડે પેટ ભરાઇ ગયા પછી તેમની સ્તુતિ કરીને હું તે દેવોનું પૂજન કરૂં છું.

૧૮૭૨–મારા કુળમાં વંશપરંપરાથી ચાલ્યા આવતા રિવાજ

પ્રમાણે હું તમારો સત્કાર કરીશ. સૌના ચરણોને વંદન કરીશ. કોણ યોગ્ય છે અને કોણ અયોગ્ય છે તેનો હું વિચાર કરીશ નહિ. બધાં માણસોનો શંભુમેળો હું મારી પાસે થવા દઇશ નહિ અને મારા પોતાના હૃદયની સમાહિત અવસ્થાનો પણ ભંગ થવા નહિ દઉં. તુકારામ કહે છે કે મારાં તમામ કર્મોનું પૂરેપૂરું નિરસન થઇ જતાં સુધી હું આ મારી રીતને છોડનાર નથી.

૧૮૭૩–હે અનંત ! તું મારો માતાપિતા છો, એમ જાણીને તો હું જન્મમરણને વિષે ચિંતા કરવાનું ભૂલી ગયો છું. જે વખતે જે કાંઇ થઇ રહેશે તે હું મારી આંખે જોયા કરીશ. મારા મનનો ભય અને પ્રપંચનો બોજો એ બેઉનો ક્ષય થઇ ગયો છે. બધી જંજાળનું મૂળ કારણ મારો પંચભૂતાત્મક દેહજ હતો; તેનો નિકાલ કરી નાખવાના હેતુથી મેં એનાં પાંચે પાંચભૂતોને મહત્-તત્ત્વની અંદર સમાવી દીધાં. તુકારામ કહે છે કે હે પાંડુરંગ ! હવે તો બધાંજ પ્રપંચ મારાથી દૂર થઇ ગયા છે અને મારા જીવનો જે એક માત્ર સખા કહેવાય તે તું એકલોજ બાકી રહી જાય છે.

૧૮૭૪–હે હરિ ! તું ઘણો ઉદાર છે એવી તારી અખિલ-વિશ્વમાં સુકીર્તિ ફેલાઇ ગઇ છે; અને તારી મોટાઇની અસંખ્ય પ્રશસ્તિઓ–પવાડાઓ લોકોમાં ગવાય છે. હે દેવ ! તારા ચરણમાં મારું હૃદયનો ભાવ સ્થિર થઇ ગયો છે. તું મારા જન્મમૃત્યુની જડ ઉખાડીને ફેંકી દે; કારણકે તું દેવોનો પણ દેવ છે અને અખિલ બ્રહ્માંડોનો એક માત્ર સ્વામી છે. મારે જે કાંઇ માગવું હશે તે હું તારી પાસેજ માગીશ અને મારા જીવને જે કાંઇ કહેવા જેવું હશે તે હું તારી આગળજ કહીશ. ઓ મારા દાતાર ! મારે કોઇના પગે પડવું હશે તો હું તારા પગ આગળજ પડીશ, બીજા કોઇના નહિ. તુકારામ કહે છે કે આ સંસારમાં જો તું મને દીન-

કગાલ બનાવી રાખીશ તો તેમા તનેજ નાનમ લાગશે મારૂ તો આખુ જીવતરજ તારે સ્વાધીન છે

૧૮૭૫–જુઓ, જુઓ, દેવનો સ્વભાવ જુઓ આજ સુધી-મા જે જે તેમના શરણાગત થયા છે તેમના ગુણદોષને તેમણે જોયા નથી, પણ જે કોઇ પોતાને શરણે આવ્યા તેમને સર્વને તેમણે પોતાના સમાન બનાવી દીધા છે ત્યારે હે દેવ! તેમને તમે જે સ્થિતિ આપી તેમા છેલ્લામા છેલ્લુ આશ્રયસ્થાન અને પણ આપજોજ હુ કાઇ શ્રેષ્ઠ પદની તો ઇચ્છા કરતોજ નથી મારા મનમા એવડી મોટી મહત્ત્વાકાક્ષા પણ નથી દેવે તો નથી જોયુ કોઇનુ કુળ, નથી જોયુ કોઇનુ ગોત્ર અને નથી જોયા કોઈના ગુણદોષ સ સારના બોજામાથી મુક્ત થવાની ઇચ્છાએ જે કોઇ આવ્યા તેમને તેમણે મુક્ત કરી દીધા, પણ તેઓ કેવા છે–લોઢિયા પથરા જેવા છે કે સાગ છે તેનો તેમણે કદી વિચારજ ન કર્યો! તુકારામ કહે છે કે હે સર્વજ્ઞ દેવ! એક વાર તારા મનની અ દર સ્થાન પામ્યા એટલે મોટામા મોટા પાપીઓના પાપરાશિને તું દૂર કરી દે છે

૧૮૭૬–હવે તો બ ધનોમાથી મારો છુટકારો થઈ ગયો છે આ દાન પ્રભુના તરફથી મળ્યુ છે એ વાતને વીસરી જાઓ અને તમારી પાસે જે માલ છે તેને ધીમે ધીમે પુરસદની વેળાએ વેચતા જાઓ અન ત લાભની પ્રાપ્તિ થઇ ગઇ છે અને તે ધન ઘેરબેઠાંજ મળી ગયુ છે હવે તો જે માલ સિલકમા રહ્યો છે તેને તો ઊભા ઊભા વેચી દેવાશે બાકી સિલકમા કાઇજ રહેવાનું નથી તે માલ પણ વિસારે પડી ગયો હતો, પણ એકદમ તેની ખબર પડી ગઇ તે માલની બાબતમા વાગ્યાટ થવા લાગી એટલે ઉતાવળ કરીને સમય સાધી લીધો તુકારામ કહે છે કે આ નિજધનનું જતન

કરવાને સારૂ મેં નારાયણને મારી મદદે બોલાવી લીધા છે, તેથી કરીને હું તેમને મારાથી દૂર થવા દેવાનોજ નથી.

૧૮૭૭–હે પંઢરીરાય! તારા સ્વરૂપ વડે તું મારા હૃદયને ભરપૂર કરી દે. આરસીની અંદર જો બિંબની છાયા નજરે પડી તો જાણવું જોઇએ કે તે ભેદ મૂળ એક વસ્તુના બે રૂપનોજ છે. સુખ તેના સંચય કરવાના સ્થાનમાં જઇ પડ્યું છે. સત્તા ધીરે ધીરે તેની વહેંચણી કરતી જાય છે. અડચણ ઉત્પન્ન કરનારા ચાર માર્ગ જેવા કે આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની, તેમનો અંત આવી ગયો છે. આંખની અંદર એક જાતની છારી આવી જવાથી દેવની છાયા જુદી જુદી દેખાતી હતી, પણ કૃષ્ણાંજનનું આંખમાં અંજન કર્યું એટલે છારી ઓગળી ગઇ અને દેવની છાયા ફરીથી મારી આંખને લાગુ પડી શકી નહિ. તુકારામ કહે છે કે જીવને શિવનો બોધ દૃઢ થઈ ગયો. હવે મારા મનને જ્યાં જવું હોય ત્યાં ભલે જાય. હવે તેની શાખાપ્રશાખાઓ જે પહેલાં ફૂટતી હતી, તે બધી હવે ફૂટતી બંધ થઇ ગઇ છે.

૧૮૭૮–હે દેવ! મારી જાણતમાં તમારી કાંઇક ભૂલચૂક થઇ ગયેલી હોવાથી હું તમને ઉત્કંઠાપૂર્વક ઉપરાઉપરી બૂમો પાડયાજ કરૂં છું. આ કામમાં હું ક્ષણવારને માટે પણ આંતરો પડવા દેનાર નથી. મારી વાણીને દેવનીજ લગની લાગી છે, તેથી કરીને વારંવાર તે દેવનોજ અનુભવ લીધા કરે છે. તુકારામ કહે છે કે વિઠોબાએ મને ઘણોજ સુખી કરી દીધો છે.

૧૮૭૯–તને મળવાની ઉમેદથી તો હું તારે ગામ આવીશ; ઓ વિઠ્ઠલા! પણ તું જ્યારે મને તેડું મોકલાવીશ–વહેલી વહેલી તેડું મોકલાવીશ ત્યારેજ પછી હું મારે મોઢેથી ખૂબ આનંદોલ્લાસ પૂર્વક તારી કીર્તિનાં પદ ગાઇશ. તુકારામ કહે છે કે સંતોના સુમુ-

દાયની વચમાં ઊભાં રહીને હું તેમની ચરણરજને વંદન કરીશ.

૧૮૮૦–માબાપનો જ્યાં મેળાપ થાય એટલે છોકરાંના મનને બધોજ સંકોચ દૂર થઈ જાય છે. જે સુખ ભોગવ્યું તેટલે આનંદ અને ખાતી વખતે મોઢું તો પહોળુંજ. ખાવાની ચીજોમાં પણ જે સારામાં સારી હોય તેજ મા છોકરાંને સારૂ રાખી મૂકે છે અને તેમનાં મોઢામાં તેના કોળિયા દે છે તુકારામ કહે છે કે છોકરાંને તૃપ્તિ થઇ એટલે માનું સુખ માતું નથી.

૧૮૮૧–જે દેહાદિ પ્રાપંચિક વસ્તુઓ પ્રતિ ઉદાસીન ભાવ રાખે છે તેનો દેહ પણ બ્રહ્મરૂપ થાય છે અને તેને પાપપુણ્યનો સ્પર્શ થતો નથી. તેના હૃદયમાં અનુતાપરૂપી અગ્નિની જ્વાળા સળગતી હોય છે, જેને મિથ્યા મૃગજળ જેવા પ્રપંચનો વાયુ હોલવી શકતો નથી. આત્મબુદ્ધિની અંદર દેહના અસ્તિત્વનો સ્વીકાર કરવો એજ પાપ છે. એનેજ દેહાભિમાન કહે છે અને તેના સ્પર્શથી અંતઃકરણ અપવિત્ર બની જાય છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી મનની ચંચળતા અને તાલાવેલીનું શમન થાય નહિ ત્યાંસુધી મનની બદ્ધાવસ્થાજ સમજવી.

૧૮૮૨–બંધનનું મૂળ કારણ આશા અથવા તૃષ્ણા છે; તેનેજ હું તોડીને ફેંકી દઇશ. જેની સાથે આપણે કશો સંબંધ તો છેજ નહિ તેને માથા ઉપર લઈ લઇને ફરવાથી નિજસ્વરૂપના બોધમાં વિઘ્ન ઊભું થાય છે. જૂઠાં અવિદ્યાત્મક મારાંતારાપણાનો ભાર લઇને કોણ ફરે? તુકારામ કહે છે કે જે પ્રકારના જીવનમાં આપણી અને દેવની વચ્ચે આડો પડદો આવી જાય તેવા જીવનનો ઉપયોગજ શો છે?

૧૮૮૩–જે મેં કહ્યું છે તેનું તે મારે વારેવારે કેટલી વાર કહેવું પડશે? એટલા માટે હે સંતો! તમારા સૌના ચરણોમાં

મારા દંડવત્ પ્રણામ છે. આ કામમાં મારા મનને નવો નવો રસ પડતો જાય છે. તુકારામ કહે છે કે જે દેવ દ્વારકાપુરીમાં રહે છે, તે મારા હૃદયરૂપી ઘરમાં આવીને બિરાજ્યા તે ઘણુંજ સારૂં થયું.

૧૮૮૪-ઉપવાસી મનુષ્ય ઉપવાસને અંતે જેટલા પરમ પ્રેમસહિત ભોજનનું સેવન કરે છે તેટલાજ પ્રેમસહિત તારા ચરણોને મારા હાથ આલિંગન દો. હે સર્વજ્ઞ નારાયણ! હું તો તારો આજ્ઞાપાલક દાસ છું. મારી ખરેખરી વાસનાને તું પૂર્ણ કરજે. ઘણા દિવસના વિયોગ પછી માતા અને પુત્ર ભેગાં થાય ત્યારે તેમનાં હૃદયમાંથી જેવો પ્રેમ ઊછળી પડે છે તેવોજ ઉત્કટ પ્રેમ મારા હૃદયને ભરપૂર કરી દો. તુકારામ કહે છે કે કૃપણનું આપ્તજન -સ્નેહીસગું-જેમ તેનું ધન છે તેમ તમે મારા ધાઓ. તમારા સિવાય મારે બીજું છે પણ કોણ?

૧૮૮૫-રણમાં લડવાને સારૂ ઊતરી પડેલો શૂરવીર યોદ્ધો જેમ પાછી નજર કરતો નથી, તેવાજ ધૈર્ય સહિત તમે મારૂં રક્ષણ કરજો. હે નારાયણ! સંસારના સપાટામાં સપડાઈ જઈને હું તારાથી વેગળો થઇ ગયો છું, ત્યારે હવે તું મારા ઉપર કૃપા કર. તારા નામનું શસ્ત્ર હું નિરંતર ધારણ કરીશ અને તેનોજ મહિમા હું લોકોની આગળ બતાવીશ. તુકારામ કહે છે કે જ્યારે હું પાછો ફરૂં ત્યારે મારામાં પૂર્ણતા આવી ગઇ છે કે કચાશ રહી ગઇ છે તે તુંજ જાણે.

૧૮૮૬-પૂજન અથવા સ્તુતિ કરવાને માટે તેમને યોગ્ય વિષય પસંદ કરવો જોઇએ; માટે હું તમને કહું છું કે જો તમારે કોઇનું પૂજન કરવું હોય અથવા કોઇની સ્તુતિ કરવી હોય તો તમામ મનુષ્યોને એક બાજુએ પડયા રહેવા દઇને ફક્ત સંતોની અને નારાયણની પૂજા કરજો. ઓડકાર આવતાં સુધી ઉત્તમ ઉત્તમ

ભોજન આરોગજો.' તુકારામ કહે છે કે કોઇ માણસ દૂધને દારૂ કહે તો તે ચારૂં કહેવાય કે ?

૧૮૮૭–આપણા મનનેજ ધીરજ રહેતી નથી, નહિ તો દેવને કંઇ વસ્તુની ઊણપ છે ? પોતાના દાસના માથા ઉપરનો બધોજ ભાર પોતાના માથા ઉપર ખેંચી લેવાની બાબતમાં હરિ કદી તેમની ઉપેક્ષા કરતા નથી. પૈસો પેદા કરવાને સારૂ આપણે જેટલી મહેનત કરીએ છીએ તેટલી હરિની પ્રાપ્તિને સારૂ કરવી જોઇએ. તુકારામ કહે છે કે હે દેવ ! આ પાપી પેટે અમને ઘણાજ જૂઠા અને લબાડી બનાવી દીધા છે.

૧૮૮૮–પોતાની પાસે કરોડો રૂપિયાની દોલત હોય તોપણ આખરે તો લંગોટી પણ સાથે આવવાની નથી, એટલા માટે આપણો અંતકાળ આવી પહોંચે ત્યારે પાંડુરંગ આપણી સાથે રહે એવા હેતુથી આજથી તેમનેજ આપણા કંઠમાં ધારણ કરી રાખવા જોઇએ. અનેક પ્રકારના વિષયોની લાલચમાં આપણે લુબ્ધ થઇ જઇએ છીએ; પરંતુ યાદ રાખવું જોઇએ કે તેમની સંગતિ અસાર છે. તુકારામ કહે છે કે જગતમાં આપણું હિત કરવાનો ગુણ છેજ નહિ, કારણકે તે વ્યર્થ અને સારહીન છે.

૧૮૮૯–હવે મારી ફરિયાદ કોના આગળ જઇને કરવી ? આ મારી પ્રાપંચિક કડાકૂટનો કોણ જાણે ક્યારે અંત આવી જશે ? આ પ્રપંચમાંથી ઉત્પન્ન થતાં દુઃખોને લીધે મારો પ્રાણ તરફડાટ કરી રહ્યો છે. આ પ્રપંચનું સ્વરૂપ જેઓ જાણતા નથી તેઓ બિચારા એક રીતે સુખી છે. વિષયોનો ઉપભોગ કરવા જતાં પહેલાંજ મારા મનને એટલો બધો ત્રાસ થાય છે કે હવે ક્યાં સંતાઇ જઇને આ પીડામાંથી નાસી છૂટું એવું તેને થયા કરે છે. તુકારામ કહે છે કે હું દેવને પણ મહેણાંટોણાં સંભળાવું

છું; કારણકે તે પણ મારી સેવાનું લેણું દબાવી બેઠો છે.

૧૮૯૦-તમામ પ્રપંચોથી અળગો થઇ જઇને હું આખા સંસારનો તમાશો પ્રેક્ષકની પેઠે આનંદપૂર્વક જોતો રહું છું. જગતના લોકોને સાંસારિક પદાર્થોના ઉપર જે અજબ મોહ લાગી ગયો છે, તે જોવામાં મને ઘણી ગમ્મત પડે છે. સંસારમાં પ્રવેશ કર્યા પછી જીવ પોતાની જાતને ભૂલી ગયો છે તેથી કરીને તેની આંખોના ઉપર એક પ્રકારનું પડળ ફરી વળ્યું છે, જેથી કરીને તેની દૃષ્ટિ ઝાંખી થઇ ગઇ છે. તુકારામ કહે છે કે સંસારની અંદર જે જીવ એક વાર ડૂબ્યા તેમાંના કોઇએ બહાર ડોકું કાઢયુંજ નથી.

૧૮૯૧-હું તો એકલસૂરો માણસ છું તેથી મને એકજ વિષયમાં સમજણ પડે છે. મારા સ્વામી પાંડુરંગના ચરણકમળમાં મારાં પુણ્યો સર્વકાળ આશ્રય લે છે. એ સિવાય હું બીજું કાંઈ જાણતો નથી અથવા સમજતો નથી. મારા ચિત્તના અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પના તરંગો શમી ગયા છે અને તે હવે એકલા પાંડુરંગને બાદ કરીને બીજા કોઇ પણ સંકલ્પ વડે ગતિમાન થતું નથી. હું જો કોઈની આજ્ઞા માનું તો તે પણ એક મારા સ્વામીનીજ. મારૂં મન બીજી બધી વસ્તુઓમાંથી પાછું હઠીને અંતર્મુખ થયું છે. હવે તો મને મારા સ્વામી જે કાંઇ દાન દે તે લેવાની હું ઇચ્છા કરતો રહું છું. તુકારામ કહે છે કે હવે મારી બધી અભિલાષાઓ-મારાં મનના બધા કોડ પૂરા થઇ ગયા છે; કારણકે મારા એક સ્વામીને બાદ કરીને આખું બ્રહ્માંડજ મારા મનથી શૂન્ય જેવું છે.

૧૮૯૨-હે દેવ! મારૂં મન હવે તમામ પ્રકારના રસો ઉપરથી સુકાઈ ગયું છે; તેને તો હવે તમારા ચરણની સમીપ પડી રહેવા સિવાય બીજા કશાનીજ ઇચ્છા નથી. હે નારાયણ! મારા મનને તમે આવીજ ધીરજ પ્રેરજો એટલી મારી વિનંતિ છે. મારા અંતઃ-

કરણની અંદર તમે જે ઘડીએ તમારો વાસ પૂરશો તેજ ઘડીએ તેમાં ભરાઇ રહેલા કામક્રોધ વગેરે તમામ વિકારોનો નાશ થઇ જશે. તુકારામ કહે છે કે તમને અત્યારે જે વિનંતિ હું કરી રહ્યો છું તેને તમે શ્રવણ કરશો અને આખરે તેમાં કહ્યા પ્રમાણે તમે મારૂં રક્ષણ કરશો એવું મારૂં મન મને કહે છે.

૧૮૯૩–ચંદનની અંદર જે સુવાસ છે તે તેનો એક સ્વભાવસિદ્ધ ગુણ છે. બીજાં વૃક્ષો પૈકી જે ભાગ્યવાન હશે તેમનું ચંદનવૃક્ષની નજીકમાં ઊગવું થશે અને તેથી કરીને તેઓ પણ તેના જેવાંજ સુગંધ યુક્ત થઇ જશે. પારસમણિની અંદર પારસમણિના ધર્મ પૂરા પ્રમાણમાં હોય છે. તુકારામ કહે છે કે જેનો સ્વભાવજ ઉત્તમ છે તેને કઈ વાતનું દુઃખ હોય ?

૧૮૯૪–યોગસાધનાનું જે લક્ષ્ય છે તેમાં જો ચિત્તનો લય કરી દેવાની ઇચ્છા હોય તો તે લક્ષ્યને અનુકૂળ આસન અને મુદ્રાને સિદ્ધ કરવાં પડે છે; પણ સૌનાં મન એ રીતે એકાગ્ર થઇ જવાં દોહ્યલાં છે. બધા લોકો આવી સાધનામાં સફળતા મેળવી શકતા નથી; એટલા માટે નારાયણનું નામ લઇ લઇને તેને એક સરખી રીતે બોલાવ્યા કરવા એજ એક ઉત્તમ માર્ગ છે. પોતાનાં તમામ કુટુંબીઓનો ત્યાગ કરવો અને તેમની સાથે સંબંધ રાખનારી તમામ વસ્તુઓની કામનાનો પણ ત્યાગ કરવો એનુંજ નામ વૈરાગ્ય. કર્મયોગને રસ્તે થઇને એક એક પગલું ભરતાં ભરતાં આગળ વધવું હોય તો દેહબુદ્ધિનો નાશ કરવાની પહેલી જરૂર છે અંદર ભરાઈ રહેલા કામક્રોધાદિ વિકારોનો નાશ કરવો અને સો પ્રાણીમાં ભગવદ્બુદ્ધિનું આરોપણ કરીને સૌને વંદન કરતા રહેવું તેનું નામ ભક્તિ. તુકારામ કહે છે કે આ સાધનો અને તેમના દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય જે સાધ્ય વસ્તુ એ બેઉ કઠિન છે;

કારણકે તેમાં સફળતા મેળવવાને માટે દેહનું બલિદાન દેવું પડે છે, જે અતિ કઠિન કાર્ય છે.

૧૮૯૫– હે મનુષ્યો ! જે કાર્ય કર્યાથી તમારો આગળ ઉપર કદી નાશ થાયજ નહિ એવું કાર્ય તમે શા સારૂ નથી કરતા ? તમારે સૌ જીવમાત્રને નમસ્કાર કરવા અને નારાયણનું શરણ લેવું, એ બે કામ કરવાનાં છે. શ્રુતિઓએ જેનું વર્ણન કર્યું છે તે સૌના સારરૂપ ફળ તે આજ છે તે તમે જાણો છો, એ વાત સાચી છે તે તમે સ્વીકારો છો, ત્યારે હજી તમે તે વાતને કેમ ગ્રહણ કરતા નથી? તુકારામ કહે છે કે આના સિવાય બીજો કોઇ રસ્તો છેજ નહિ.

૧૮૯૬–મારા શરીરના ધર્મો બધા પ્રેતરૂપ થઈ ગયા, એટલે તેઓ તેમનુ પોતપોતાનું કાર્ય કરતા બંધ થઈ ગયા ત્યારે તેમને ગાડ઼ સ્મશાનમાં જગ્યા શોધી કાઢવાની યોજના ધ્યાનાવસ્થામાં તૈયાર થઈ ગઈ. (બ્રાહ્મી સ્થિતિ જે લક્ષ્ય છે તેનું અનુસંધાન કરવું તેને અત્ર સ્મશાન કલ્પ્યું છે.) તેમ થવાથી માયાજનિત કામક્રોધાદિ વિકારોને ઘણુંજ દુઃખ થયુ અને તેઓ બિચારા રાત-દહાડો કલ્પાંત કરવા લાગ્યા. વળી યમનો ધર્મ પણ શોકમાં ડૂબી ગયો. આ શરીરની અંદર નીચેના ભાગમાં વૈરાગ્યરૂપી મોરવણ મૂકીને જ્ઞાનાગ્નિ વડે તેનો ભડકો કર્યો, એટલે તે શરીર-જ બ્રહ્મરૂપ થઇ ગયું. આ શરીરરૂપી માટીના ઘડાને દેવની સામે ઘુમાવીને તેમના ચરણ આગળ અફાળીને ફોડી નાખ્યો અને ' तत्त्वमसि ' આદિ મહાવાક્યો (હું બ્રહ્મ છું એવાં બોધસૂચક વેદાન્તના સારભૂત વચનો)ના ધ્વનિની ઉચ્ચ ગર્જના પણ કરી. પોતાના કુળને, નામરૂપને તિલાંજલિ આપી દીધી અને આ શરીર, જે પંચ મહાભૂતોનુ ઘડાયલું છે તે જેનું હતું તેને આપી દીધું. તુકારામ કહે છે કે આ શરીર પોતાની મેળેજ બળીને

રાખોડી જેવું બની ગયું અને તેની રાખના ઢગલાના ઉપર ગુરુ-કૃપારૂપી દીવો ગોઠવી દીધો.

૧૮૯૭–મારા મરણની અર્થાત્ દેહાત્મબુદ્ધિના નાશની સગવડ તો ઉત્તમ રીતે થઇ ગઇ. તે એવી સરસ રીતે થઇ ગઇ કે તેની કોઇની સાથે સરખામણીજ ન કરી શકાય. વળી એ બધું કેવી રીતે બન્યું તે મેં મારી આત્મબોધની દૃષ્ટિ વડે નજરોનજર જોઇ લીધું. એવું થવાથી મને જે આનંદ થયો તે તો આખા ત્રિભુવનમાં પણ સમાય એવો નથી; કારણકે હું સર્વાત્મક સ્થિતિના સુખનો ઉપભોગ કરવા શક્તિમાન થયો છું. આજ સુધી હું દેહાભિમાનયુક્ત હોવાથી એકદેશીય હતો. હવે તે અભિમાન ઓગળી ગયું અને સર્વાત્મક સ્થિતિ મારા હાથમાંજ આવીને ઊભી રહી. આ દેહ તે હું પોતે અને દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ એ ભાવની સાંકડી ગલીમાંથી હું બહાર નીકળી આવ્યો, તેથી હું જન્મમરણના સૂતકમાંથી મુક્ત થઇ ગયો. નારાયણે મને પોતાની પાસે રહેવા જેટલી જગ્યા આપી એટલે હું પણ તેમના ચરણમાં મારો ભાવ અર્પણ કરીને તેમની સમીપમાં રહેવા લાગ્યો. તુકારામ કહે છે કે આવો ભાવ મેં પ્રથમ મારા પોતાનામાં ધારણ કર્યો અને પછી આખા જગતની આગળ મેં તેને પ્રસિદ્ધ કરી દીધો.

૧૮૯૮–મેં મારા દેહને આત્માનાત્મવિવેકના હાથ વડે ઊંચકાવીને બ્રહ્મરૂપી સ્મશાનમાં પહોંચાડી દીધો. ત્યાં પહોંચ્યા પછી પંચભૂતાત્મક દેહ પરબ્રહ્મના બોધરૂપી અગ્નિમાં બળી ગયો. આટલું થયું એટલે મારાં બધાંજ કાર્ય એકદમ સિદ્ધ થઇ ગયાં; પછી મારે માટે ફક્ત નારાયણના નામનું સ્મરણ કરવાનું એકજ કામ બાકી રહ્યું. જ્ઞાનાગ્નિ વડે જે ચિતાને મેં સળગાવી હતી તે

ચિતાનો ભડકો, અમૃત (મોક્ષ) સંજીવની તૈયાર થઇ ગયા પછી હોલવાયો અને મારાં આઠે આઠ અંગનો ત્યાંજ નિકાલ થઇ ગયો; એટલે અનંત જન્મોનું દસ દહાડાનું સૂતક મને લાગુ પડનાર નથી. પછી અગિયારમે દહાડે એકાદશીનો મેં ઉપવાસ કર્યો, રાત્રે જાગરણ કર્યું અને બીજે દહાડે બારશનાં પારણાં કર્યાં. જે ઘડીએ આ શરીરરૂપી માટીના ઘડાને પરબ્રહ્મના બોધની મદદથી દેવના ચરણ આગળ અફાળીને ફોડી નાખ્યો તે ઘડીએ મારાં તમામ કર્મોનો ક્ષય થઇ ગયો. હવે તો મારે તેમની સાથે ફક્ત નામનોજ સંબંધ બાકી રહ્યો છે. તુકારામ કહે છે કે તે ગોવિંદે કૃપા કરીને સર્વત્ર ગોવિંદજ છે એવી ગોવિંદમય વ્યાપ્તિનો મને અનુભવ કરાવી દીધો, એટલે પછી તો આનંદ આનંદ થઈ ગયો.

૧૮૯૯–દેહરૂપ પિંડ વડે મેં પિંડદાનની ક્રિયા કરી અને એ દેહનું મૂળ જે ત્રણ ગુણ તેને મેં તિલાંજલિ દીધી; તેજ તિલોદક મારા હાથમાં લઇને છેવટે બ્રહ્મરૂપી સ્મશાનમાં જઇને "બ્રહ્માર્પણ" એવો એક શબ્દના મંત્રનો ઉચ્ચાર કરીને મેં તમામ સંકલ્પોનો અંત આણી દીધો. પછી તો આખું જગત વિષ્ણુમય છે એ રહસ્ય મને પ્રાપ્ત થઇ ગયું એટલે પછી સવ્ય અને અપસવ્ય એવું કશું કરવાનું રહ્યુંજ નહિ. સૌ મનુષ્યોમાં જનાર્દનનો વાસ છે એવું અભેદજ્ઞાન મને સમજાઇ ગયું એટલે એકદેશીય પિતાપુત્રનું અભિમાન ઓગળી ગયું. આવા પ્રકારનું પૂજન મેં તેની સ્વાભાવિક સ્થિતિમાં દેવને અર્પણ કરી દીધું; એટલે કાળ તો મારે સારૂ સહજસાધ્ય જેવો થઈ ગયો. તુકારામ કહે છે કે પછી મેં સૌનો ઉદ્ધાર કરી દીધો એટલે હવે મારા છેવટના નમસ્કાર સૌ સ્વીકારી લેજો.

૧૯૦૦–પાંડુરંગ માવડીની પાસે કાંઇ માગવા જઇએ ત્યારે

'તે વસ્તુ મારી પાસે નથી માટે ચાલ્યો જા' એવું તે કદી કહે નથી; તેમ હમણાં નહિ પણ ફલાણે વખતે આવજે એવું પણ કહેતી નથી. વિઠાબાઇ મા ઘણી કૃપાળુ છે અને તેનાં સ્તનમાંથ સદાકાળ પ્રેમામૃતની ધારા વહ્યાજ કરે છે. તે સારા-નઠારાન વિચાર કરતી નથી અને ક્રોધ કરીને કદી નિષ્ઠુર થતી નથી. તુક રામ કહે છે કે તેની આગળ આ મારૂં અને આ પરાયું એવ કશો ભેદ હોયજ નહિ.

૧૯૦૧-હે દેવ! હું તને પ્રાપ્ત કરીશ એવી ઇચ્છા મારા મન માં દૃઢ થઇ ગઇ છે, પણ જેના વડે તારાં દર્શન થઇ શકે એવ આચરણ તો મારાથી રખાતાં નથી. હવે તો તું જ્યારે તાર પોતાનાજ સામર્થ્ય વડે મારી બાંય પકડીને મને મદદ કરે તોજ તારા ચરણનાં મને દર્શન થાય. હું બહારથી સાધુપણાનો ઉત્તમ સ્વાંગ સજીને ઘણો શોભીતો દેખાઉં છું, પણ મારે મારા અંતઃ- કરણની અંદરની વાસનાઓની જાળને મૂંડી નાખીને શોભીતા થવું જોઇએ, તે મારાથી થતું નથી. તુકારામ કહે છે કે હે દેવ! જો તું મને મદદ નહિ કરે તો હું તણાઇજ જવાનો.

૧૯૦૨-મારાં આચરણ ઘણાં ખરાબ છે એ વાતની મારૂં મનજ સાક્ષી પૂરે છે અને મારામાં શા શા ગુણદોષ છે તે પણ હું જાણું છું. હે પાંડુરંગ! હવે તમે તો બધું જાણો છોજ, તેથી તમારે હવે પ્રસંગને અનુસરીને કામ કરવું પડશે. કોઈ એકને ઘેર શાલિભોજનનો પ્રસંગ છે એમ જાણીને એકાદ ગરીબ માણસ આવીને પંગતમાં બેસી ગયો તો તેને ગરીબ જાણીને તેની સાથે પંક્તિભેદ કરવો જોઇએ નહિ. તુકારામ કહે છે કે હવે તો હું તમારો શરણાગત થયો છું એમ જાણીને તમને જે યોગ્ય લાગે તે કરવાનું હવે તમારા હાથમાં છે.

૧૯૦૩–મારા હાથમા મારા સમર્થ દેવની સેવા કરવાનુ કામ આવી ગયુ એટલે હવે તો મારા જીવને કશી વાતનો ભયજ નથી લાગતો હે મારા મન! હવેથી તુ દેવનુ ચિતન કરવાનુ છોડી દઈશ મા, પણ મારે તેમનુ ચિતન કરવુ જ જોઇએ એવા તારા નિશ્ચયને વધારે દૃઢ કરજે આ કામમા જરા પણ અતરાય પડવા દઈશ નહિ દેવની આગળ કૃપાદાનની યાચના કરવા જે કોઈ ભિક્ષુક જઇને ઊભો રહે છે તેમાથી આજસુધીમા કોઇને પણ નિરાશ થવુ પડયુ નથી તુકારામ કહે છે કે ત્યા તો કશો ભિન્ન ભાવ હોયજ નહિ દેવના ચરણ આગળ આવીને ઊભો રહેનાર ભલે શ્રીમત હોય કે પછી રક હોય, ગમે તે હોય, પણ દેવ તો સૌને એક સરખુ જ દાન દે છે

૧૯૦૪–હે મનુષ્યો! તમે સાવધાન રહેજો વૈષ્ણવ સતો પક્કા ચોર અને ઉઠાવગીર છે તેઓ આજે તમારે ઘેર આવ્યા છે, માટે તમારા લુગડાલત્તા, વાસણકૂસણ સાચવીને મૂકજો એ લોકો એવા છે કે જેમને ઘેર જમવા જાય છે તેમના ઘરમાથી બધુ જ ગોપીચદન કરી જાય છે તુકારામ કહે છે કે એ લોકો એવા ઉસ્તાદ ચોર છે કે તેઓ જ્યારે કોઇ ચીજ ઉઠાવે છે ત્યારે એવી રીતે ઉઠાવે છે કે તેમના ઉપર કોઈની નજર પડેજ નહિ.

૧૯૦૫–(ઉપરના અભગમા બતાવ્યા મુજબ) કેટલાક માણસોની આવી કૃરિયાદો ઘણી વાર મારે કાને આવી છે એ લોકો (વૈષ્ણવ સતો) કામક્રોધાદિક વિકારોની ચોરી કરવામા ઘણા કુશળ છે, માટે તમે એવા લોકોનો વિશ્વાસ કરતા નહિ તેઓ સદાય બોડકે માથે અને ઉઘાડે શરીરે ફરતા ફરે છે તેઓ તમને પણ પોતાના જેવા નાગા બનાવી દેશે તુકારામ કહે છે કે ચોરી કરવામા તેમનો હાથ એવો બેસી ગયો છે કે તેઓ જ્યારે કોઇનુ

કશું ઉઠાવી લે છે ત્યારે કયારે ઉઠાવ્યું, શું ઉઠાવ્યું, તેની કોઇને કશી ખબર પડવા દેતાજ નથી.

૧૯૦૬–આ શરીર દ્વારા બીજા કોઇની સેવા કરવાનો વિચાર થતો હોય તો તેમ પણ કરી શકાય, પણ પાંડુરંગ એવા છે કે તેમની તો કોરેકોરા બોલ વડે ફક્ત સ્તુતિજ કરીએ અથવા તેમનું નામ લઇને તેમને બોલાવ્યા કરીએ તોપણ તે સેવા માની લે છે. પાંડુરંગ ઉપર કહ્યા પ્રમાણે ઘણાજ સુલભ છે. તે પોતાના સેવકોને કામસેવાના બોજા નીચે કચરી નાખતા નથી. વળી બીજા લોકો તો એવા હોય છે કે તેમને મળવા જવું હોય તોપણ આપદા. સહેલાઇથી તેમની મુલાકાત થાયજ નહિ; ત્યારે પાંડુરંગ એવા છે કે તેમને કશું કહેવું પડતુંજ નથી. જ્યારે જાઓ ત્યારે દર્શન કરી લો. બીજા સ્વામી એવા છે કે તેમણે આપેલા દાન વડે બહુ તો થોડા વખતનું પેટિયું નીકળે; ત્યારે પાંડુરંગ એવે છૂટે હાથે દાન કરે છે કે તેમનું આપેલું કલ્પના અંત સુધીમાં પણ કદી ખૂટતું નથી. બીજાની સેવા કરવા જતાં કાંઇ ભૂલચૂક થઇ તો તે ઝટ લઇને સજા કરે છે; આ દેવની સેવા કરવામાં કશી વાતની ફિકર-ચિન્તા કરવાની હોયજ નહિ. તુકારામ કહે છે કે વળી દેવ એવા છે કે જે કોઇ પોતાની પાસે આવે તે માણસ સારો છે કે નઠારો તેનો વિચાર કર્યા વિનાજ તેનો ઉદ્ધાર કરી દે છે–એટલે તેને સ્વરૂપસ્થિતિમાં લાવી મૂકે છે.

૧૯૦૭–દુર્જન લોકોની જાતજ અતિ નીચ હોય છે, તેથી કરીને આખરે તો તેમના મોઢા ઉપર ધૂળજ પડે છે. એમ થવાનું કારણ એ છે કે તેમની દુષ્ટ બુદ્ધિ તેમને દુઃખી કરે છે અને તેથી તેઓ પોતાને મોઢેથી અયોગ્ય વચનો લવે છે. એવા દુર્જનો કદાપિ સંતોની પાસે જઇ ચડે છે તો તેઓ તેમને દોષદૃષ્ટિથી

લાલચોળ અંગારા જેવી આંખો કરીને જુએ છે તુકારામ કહે છે કે એ નખોદિયાઓ કોણ સારો અને કોણ નઠારો તે પારખી શકતાજ નથી

૧૯૦૮–હે દેવ! તું મને નિરાશ કરીશ નહિ, પણ મારી આશા ને પૂર્ણ કરી દેજે હે નારાયણ! મારી આ વિનતિ તું સાભળ, સાભળ, સાભળ મારા માબાપ, ભાઈભાડુ, આપ્ત અને ઇષ્ટજન જે કહુ તે તુંજ છે તુકારામ કહે છે કે તારા સિવાય મારૂ હિત કરનાર છે પણ કોણ?

૧૯૦૯–હે દેવ! સૌને જીવાડવાનો ઉપાય તારા ચરણમા છે એવુ વેદ લોકો કહે છે એ ચરણનુ સ્મરણ હુ પ્રતિક્ષણે કરતો નથી, એટલા માટે તો હુ દુ ખથી તરફડતો બેસો છુ એ ચરણના પ્રતાપે ભવરોગનો અત આવી જાય છે અને સર્વ પ્રકારના સુખનો ઉપભોગ આવી મળે છે તુકારામ કહે છે કે હે દેવ! જે ચરણ તમે ઇટના ઉપર મૂકી રાખ્યા છે તે અતિ ઉત્તમ છે

૧૯૧૦–હે સતજનો! હુ તમારી હાથ જોડીને વિનતિ કરૂ છુ કે તમે મારી અરજ કાને ધરો હરકોઇ મનુષ્ય પોતપોતાની ભાવનાને અનુસરતા તર્ક કરીને વાદવિવાદ કરે છે, તેનુ મોઢુ કોણે ઝાલવુ? રુકમાઇના પતિ જે પાડુરગ દેવ છે તેને તો આપણે–જીવો મનમા જે જે ભાવ ધારણ કરીએ છીએ તે બધાજ વિદિત છે મારૂ ચિત્ત તેના ચરણ આગળ ઠરી ગયુ છે, તેથી કરીને તેને બીજુ કાઇજ ગમતું નથી તુકારામ કહે છે કે મારાથી ઝાઝી વિનતિ કરવાનુ બની શકતુ નથી, કારણકે એવુ કરવાથી મારા મનને આઘાત પહોચે છે અને તેથી તેને ક્લેશ થાય છે

૧૯૧૧–પ્રાપચિક જગતમા આસક્ત થયેલા મનુષ્યો પૈકી એવો તે કોણ હોય કે જેને સ્ત્રી, પુત્ર, પુત્રી, પશુ, ધન વગેરે

પ્રિય ન હોય ? માંદો માણસ કડવાં ઝેર જેવાં ઓસડિયાં શા માટે પીએ છે ? તે એટલા માટે પીએ છે કે તેમ કરવાથી વ્યાધિથી થતી પીડાનો અંત આવી જાય. કોઇ પણ મનુષ્ય સુખનાથી વેગળો નાસી જતો નથી, પણ ચોર પૂંઠે પડયો હોય તો તેનાથી બચી જવાને માટે નાસે છે. એવાને કોઇએ અટકાવવો નહિ. જેનું જે કામ હોય તે કામ તે કરી જાણે છે; એટલા માટે તે બીજા કોઇનો રોકાયો રોકાતો નથી. જે કામ કરનારા હોય તેમને કોઇએ રોકવા-જ નહિ. તુકારામ કહે છે કે જ્યારે જીવને ઓવારીને તેનું બલિદાન દઇ દઇએ, ત્યારે કાયમની વિશ્રાંતિ લેવાનું સ્થાન પ્રાપ્ત થાય છે.

૧૯૧૨–હે દેવ ! હું કેવો અન્યાયી છું કે બીજા લોકોએ કેવી રીતે વર્તવું તેનો માર્ગ બતાવવાની ચેષ્ટા કરી રહ્યો છું? મારી પૂર્વે થઇ ગયેલા સંતોનાં પગલાં જોતો જોતો હું ચાલું છું. ત્યારે શું આવી રીતે કોઇએ નજ ચાલવું તે કહો. મને તો ખાસ્સો સરળ અને પહોળો રાજમાર્ગ જડી ગયો છે; એવુંજ છે તો પછી તે માર્ગે જવા બદલ તમે મને શા માટે સતાવો છો ? આવે માર્ગે જનારાને કોઇ કહે કે તું આ રસ્તે જઇશ નહિ અથવા કોઇ તેને જતો અટકાવવા જાય, પણ તેવું કરનારની બીકથી કોણ અટકવાનું હતું ? પણ હે દેવ ! હું તમને મારી એક વાત કહી લઉં છું. તુકારામ કહે છે કે શૂરવીર પુરુષો બીજાઓને જીતે અથવા પોતે મરણ પામે તો તેમને તો બેઉ હાથમાં લાડુ છે. જો તેઓ પોતે મરશે તો મુક્ત થઇ જશે અને શત્રુને જીતશે તો તેમને ઊંચાં પ્રકારનો અધિકાર ભોગવવાનું માન મળશે.

૧૯૧૩–હું જે કાંઇ કહું છું તે બોલ મારા નથી એવું તમે નિશ્ચયપૂર્વક માની લેજો. એનું કારણ એ છે કે હું વિઠોબાનો દાસ છું. મેં જે નિશ્ચય કર્યો હતો તેમાં કૃપાળુ દેવે મને મદદ

કરી અને મારી લજ્જા રાખી. હરિના નામનો જયઘોષ કરવાથી મારી વાણીમાં મીઠાશ આવી ગઇ છે અને તેથી કરીને મારૂં મન નિશ્ચિંત થઇને આનંદપૂર્ણ બની ગયું છે. હવે મારે માટે આ સંસારમાં ભય જેવું કશું રહ્યુંજ નથી. આજ પછી હું ચિદાકાશનો બની ગયો છું. તુકારામ કહે છે કે આ બધો સંતોની કૃપાનો પ્રસાદ છે. તેમને પ્રતાપે મને શ્રીહરિનો આનંદ પ્રાપ્ત થયો છે.

૧૯૧૪–હવે તારા મૃત્યુની ઘડી નજીક આવતી જાય છે એવું તારા કાનમાં કહેવાને માટે વૃદ્ધાવસ્થા ચાલી આવે છે; માટે હે મારા મન! તું હવે સાવધ થઇ જા અને ૐકારનું ચિંતન કરવાનું પુણ્ય પ્રાપ્ત કરવા માંડ. એના વડે તારાં તમામ કાર્યોની સિદ્ધિ થઇ જશે. છેવટની ઘડી ખલાસ થઇ જતાં કશી વાર લાગવાની નથી; એટલા માટે જાણે આપણો અંતકાળ ઘણો નજીક આવી પહોંચ્યો હોય એવું સમજીને બાકીના સમયનો સદુપયોગ કરી લેવો. તુકારામ કહે છે કે તું તારા કુળદેવતા મહાવિષ્ણુનું ચિંતન કર અને એ સિવાય બીજા નકામા બોલ બોલવાનું તું છોડીજ દેજે.

૧૯૧૫–જ્યારે તું તારા હૃદયને શ્રીહરિના એક સૂત્રવેધ વડે વીંધીશ ત્યારે તારી અગાઉની કરેલી બધી ખટપટોનો અંત આવી જશે. અતિથિઓ, પરોણાઓ એ બધા સુખસગવડ પૂરતાજ છે. બધા ઔપચારિક વ્યવહાર એ લૌકિક સંસારમાંજ ઉપયોગી નીવડે છે, પણ પરમાર્થની આવશ્યક વાતો અતિ વિશેષ આદર કરવાની રીત સંપાદન કરી લેવી પડે છે. તુકારામ કહે છે કે જ્યાં પરમાર્થનો અલક્ષ્ય લાભ હાથમાં આવી ગયો એટલે તમે એકજ ક્ષણમાં તમામ પ્રકારનાં કર્મનાં ઋણમાંથી છૂટા થઇ જશો.

૧૯૧૬–હરિને સર્વસ્વ અર્પણ કરી દઇને તેમની પોતાની પ્રાપ્તિ કરી લેવી. તેમ કરવાથી પ્રારબ્ધ–ક્રિયમાણાદિ કર્મોનો ક્ષય

થઈ જાય છે; અને કર્મોનો ક્ષય થયો એટલે પછી સંસારની પુનરાવૃત્તિ તો થાયજ કયાંથી? કારણકે કર્મરૂપી બીજની અંદર રહેનારું જે શરીર છે તેના અંકુર તો હરિના અનુભવરૂપી અગ્નિમાં બળી ગયા હોય છે જેણે આ જન્મ આપ્યો છે તેનેજ દેહરૂપી પિંડનું દાન દઈ દેવું અને ખૂબ જોરથી તેના ચરણને વળગી પડવું. એવું કરીને તેની કૃપા પ્રાપ્ત કરવી અને તે કૃપાના જોરથી ઉત્તીર્ણ થઈ જવું. તુકારામ કહે છે કે નિજસ્વરૂપનું અનુસંધાન કર્યાથી નિજસ્વરૂપના ભોક્તા થવાય છે અને બીજાનો અર્થાત્ અનાત્મ પદાર્થોની સત્તાનો ક્ષય થઈ જાય છે.

૧૯૧૭–હું ભોક્તા છું એ વિચારના ઉપર આગ પડો અને તેનું કોઈ હરણ કરી લે એવું હું ઇચ્છું, એવું ન કરતાં સાના ભોક્તા નારાયણ છે એવી ભાવના કરતા રહેવું. આવો વિચાર કરતા રહીને જે આવી વાણી બોલે છે કે ભોક્તા હું નહિ પણ નારાયણ છે, તેના બધા ભોગ નારાયણને સમર્પિત થઈ જાય છે. ભોજન કરતી વખતે અથવા કોઈ પણ કામકાજ કરતી વખતે બધું ગોવિંદને અર્પિત થજો એવી ભાવના કરવી. તુકારામ કહે છે કે આવું કરવામાં કશો ખર્ચ કરવો પડતો નથી. ફક્ત કરવાનું એટલુંજ છે કે જે કાંઈ હું કરું, ભોગવું તે દેવને અર્પણ થાઓ. આવું બોલનાર દેવને પ્રિય લાગે છે.

૧૯૧૮–કોઈ પણ કારણસર જે કોઈ મનુષ્ય સંતોના ઉપર ક્રોધ કરશે તેનું ત્રણ લોકમાં કદી ભલું થનાર નથી. તે દેવનો શત્રુ છે, દેવનો શત્રુ છે, દેવનો શત્રુ છે; અને પૃથ્વી ઉપર તેને કોઈ પણ ઠેકાણે આશ્રય મળનાર નથી. સંતોના ઉપર જેને વિશ્વાસ નથી હોતો તેના દોષ ઊલટા વધારે બળવાન બની જાય છે તુકારામ કહે છે કે ગાયને દોહવી હોય તો તેના વાછરડાને આગળ કર્યાથી ગાય દૂધ દોહવા દે છે; પણ તેમ ન કરતાં કોઈ ગાયના

આંચળ ઉપર હાથ નાખવા જશેં તો ગાય તેને દોહવા નહિ દે અને ઊલટી લાત મારશે.

૧૯૧૯-સ્વચ્છ પાણીની અંદર કોઇ ગંદકી, નરક, મૂતર એવી એવી મેલી વસ્તુઓ ઘોળે અને પછી તેના વડે સ્નાન કરે તો તે માણસ સ્વચ્છ કેવી રીતે થાય ? તેવી રીતે જે સંતોના ચરણની સેવા કરવાની બાબતમાં વિમુખ રહે છે તે ભાગ્યહીન મનુષ્યને પોતાનો ઉદ્ધાર કરવાનો એક પણ ઉપાય કેમે કરતાં મળી શકતો નથી. તૂંબડામાં કાણું પાડીને તેના વડે જે તરવા જશે તે તરશે નહિ પણ ડૂબી મરશે. દુરાગ્રહ એ પાપની મૂર્તિ છે. તુકારામ કહે છે કે જે ઘડીએ પ્રારબ્ધ પ્રતિકૂળ હોય તે ઘડીએ નઠારાજ વિચાર સૂઝે છે.

૧૯૨૦-હે દેવ ! હું તમને સાદ કરી કરીને મારા દેહને સૂકવી નાખું એવું તમારા મનમાં છે કે પછી બીજું કાંઇ છે ? અને એટલા માટેજ તમે મને કશો ઉત્તર આપતા નથી ? તમે આવું કરો છો તેથી મારૂં અંતઃકરણ ઘણું દુઃખી થાય છે. હે મારા દાતાર દેવ ! તમે આવા નિષ્ઠુર થાઓ છો ત્યારે બધું પડતું મૂકીને મને વનમાં ચાલ્યા જવાનું મન થાય છે. તુકારામ કહે છે કે શું મને પર્વતોની ગુફાઓમાં રાખવાનો તમારો વિચાર છે ?

૧૯૨૧-હે પુરુષોત્તમ ! તારા નામથી તારે લજવાવું પડશે, એટલા માટે હું ધૈર્ય ધારણ કરીને બેસી રહ્યો છું; નહિ તો હું ખરૂંજ કહું છું કે મારા મનને ઘણોજ ત્રાસ થાય છે. તમારી કથામાં અને તમારા નામમાં લોકોનાં મન નિરાશ થઈ ગયેલાં હોવાથી તેમના ભાવનું ઉદ્દીપન થતું નથી. તુકારામ કહે છે કે અલ્યા ઓ પાંડુરંગીઆ ! આ બાબતમાં તુંજ સાક્ષીને ઠેકાણે છે.

૧૯૨૨-જપ, તપ, અનુષ્ઠાન, યજ્ઞયાગ, એમાંનું હું કાંઇજ

જાણુતો નથી; તેથી કાળ મારી પૂઠે પડયો છે. તેના ભયથી હું દેવની પાછળ ભરાઈ જાઉં છું, એટલે હવે તો જેનું કામ સંભાળ લેવાનું છે તેજ લઈ છૂટશે. કાળની પાસે આયુષ્યને માપવાનું એક માપ છે, તેના વડે તે સૌનાં આયુષ્યને માપ્યા કરે છે; એમ કરતાં જ્યાં રાત પડી ગઈ ( મનુષ્યદેહ હાથમાંથી ગયો ) એટલે કોઈનું કશું ચાલવાનું નથી. તુકારામ કહે છે કે જેઓ કામક્રોધાદિ ચોરોના સપાટામાંથી બચી જશે તેઓ બ્રહ્મપ્રાપ્તિની ભૂમિકાએ આવી પહોંચ્યા એમ જાણવું.

૧૯૨૩–હે દેવ ! હવે મને પૂરેપૂરૂં સમજાઇ ગયું છે કે તમારા હાથમાં કશી સત્તા છેજ નહિ; તમારા નામમાં પણ કશું સામર્થ્ય રહ્યું નથી; વળી તેને લીધે લોકોની અને મારી વચ્ચેનો પ્રેમ પણ ધીરે ધીરે ઓછો થતો જાય છે. આવો પાપી વિચાર જ્યારે મારા મનમાં આવે છે ત્યારે તેથી મને ઘણો સંતાપ થાય છે. તુકારામ કહે છે કે હે વિઠ્ઠલ ! તારામાં હવે શક્તિહીનપણાનો અવગુણ આવવા લાગ્યો છે..

૧૯૨૪–અરે ઓ દેવ ! આવા દુષ્ટ વિચારને તું મારા મનમાં પ્રવેશ કરવાજ શા માટે દે છે ? અરે ! મારાં કયા પાપનો ઉદય થયો કે જેથી મારી આંખે મારે આવો પ્રલય જોવો પડયો ? ઝેરની અસરથી જો સાપને પીડા થતી હોય તો તે પણ હું જોઇ શકતો નથી એટલી બધી મારા હૃદયમાં દયા છે. તુકારામ કહે છે કે દુષ્ટ માણસો દુ:ખી થાય એ સારૂં છે, તોપણ મારાથી તે સહન થતું નથી.

૧૯૨૫–હે દેવ ! તું મારી પાસે વહેલો વહેલો દોડી આવ અને જો તેમ ન બને તો મારા દંડવત્ પ્રણામ તો સ્વીકારી લે. હું જો તારાથી વિમુખ થાઉં તો તેથી તારી મોટાઇ ઉપર પાણી

ફરી વળશે અને હું અતિ હીન બની જઈશ. હે દેવ! એમ જાણીને હવે તારે વિલંબ કરવો નહિ. મારી પાસે તું ઝટઝટ દોડી આવ. તું હળવે હળવે ચાલતો આવે તે નહિ ચાલે. તુકારામ કહે છે કે તું મારો અંગીકાર નથી કરતો તેથી કરીને હવે તારા ગુણનું વર્ણન કરવાની બાબતમાં મારી વાણી લજવાય છે.

૧૯૨૬-ચાકરનો ધર્મ તો એ છે કે તેનો માલિક જેવી આજ્ઞા કરે તે પ્રમાણે વર્તન કરવું. માલિકે કેમ વર્તવું અને તેનો ધર્મ શો છે, તે વાતનું તેને જ્ઞાન હોવું જોઇએ. મનનું મૂળ જે હરિનું સ્વરૂપ છે ત્યાં આગળ સ્થિર થઇને રહેવું અને બધા ગુણોને ખેંચી ખેંચીને તેમના ચરણ આગળ બાંધી રાખવા. તમારૂં દર્શન કરવાનું સુખ મને મળશેજ, એવી આશાનો ઉદય થવાથી મને તમારી લગન લાગી ગઇ છે અને જાણે તમારા ઉપર મારૂં શરીર ઓવારી નાખ્યું એવું મને થાય છે. તુકારામ કહે છે કે હે દેવ! તું મને દર્શન દઇને મારૂં કાર્ય સિદ્ધ કર અને તેમ કરીને તું તારા બિરુદની રક્ષા કર.

૧૯૨૭-ખિન્નતામાંથી અનેક રસ્તા ફૂટે છે. મને એવું થયા કરે છે કે જાણે મારે કોઈ અંગજ નથી અથવા તો જાણે મારે દેહજ નથી હે પાંડુરંગ! હવે આ બાબત શો વિચાર કરવો તે તો તમે સારી રીતે જાણો છો. મારા મનમાં તમારા દર્શનની અત્યંત ઉત્કટ તૃષ્ણા જાગી છે અને તે તૃષ્ણાને તૃપ્ત કરવા માટે જો મારૂં જીવન નષ્ટ કરી દેવું પડે તો તે ભલે નષ્ટ થઇ જાઓ એવું મને થાય છે. તુકારામ કહે છે કે જ્યાંસુધી મારી વાણીમાં બોલવાની શક્તિ રહેશે ત્યાંસુધીહું તમને મારી વિનંતિઓ સંભળાવતો રહીશ.

૧૯૨૮-જેની સંગતિથી આપણને દુ:ખ થતું હોય તેની ઉપર પ્રેમ રખાયજ શી રીતે? માટે એ બધાને એક બાજુએ

આધાં રહેવા દઇને મારે તો હવે શામળા શ્રીહરિના સ્વરૂપની સાથે સંબંધ જોડવો છે. તમામ સ્થિતિઓ અને પદવીઓ ક્ષણ-ભંગુર અને વ્યર્થ છે એમ સમજીને હું તેમનો ત્યાગ કરીશ. તુકારામ કહે છે કે મને શ્રીહરિના સાંનિધ્યમાં ઉત્તમ આશ્રય-સ્થાન મળી ગયું છે.

૧૯૨૯–જો નરકે જવું પડે તો સુખેથી નરકમાં જવું, પણ ઉપર કહ્યા તેવા પાતકને સ્પર્શ પણ કરવો નહિ. કશાની વેલના ઉપર રજસ્વલા સ્ત્રીનો પડછાયો પડે તો તેથી તે વેલ સૂકાઇ જાય છે જેના સંગથી આપણા હિતમાં વિઘ્ન આવતું હોય તેનાથી દૂર રહેવું એ ઉત્તમ છે. એકબીજાના સ્પર્શથી અપવિત્રતાનો કાદવ લગાડીને વૃક્ષને લાગેલાં ફળ શા સારૂ બરબાદ કરી દેવાં? તુકારામ કહે છે કે માખણને કાદવવાળા પાણીમાં ધોવાથી શો લાભ?

૧૯૩૦–હે શ્રીપતિ! તમે જે યશનાં કામો કર્યાં છે તેનું મારે કેટલું કેટલું વર્ણન કરવું? પદ્મનાભના ઉપર વિશ્વાસ રાખ્યાથી તેમની કૃપા વડે પરમ લાભ થાય છે. મારો ભાવ શુદ્ધ છે તેથી કરીને તે મારાં બતાવેલાં કામ કરતાં રહે છે. તુકારામ કહે છે કે દેવ ભોળા મનના છે, પણ તેમના ઉપર અશ્રદ્ધા રાખ્યાથી પ્રાણી માત્ર દુઃખ પામે છે.

૧૯૩૧–શુદ્ધ સંચિત અને શુદ્ધ પ્રારબ્ધ કર્મોનો યોગ ન હોય તો પરમાર્થને રસ્તે વળવાનું બની શકતુંજ નથી. એ સિવાય બીજી જેટલી ખટપટ કરીએ તે બધી ફોકટ. બધીજ મહેનત વ્યર્થ જાય છે અને ચૂકેલું ચાટવાનો વખત આવે છે. પાસે ગમે તેટલું ધન હોય, પણ તેથી કાંઇ દેવની પ્રાપ્તિ કરવાની આશા રાખવી નહિ. તુકારામ કહે છે કે એ બધીજ ખટપટ આપણા સાચા હિતમાં પુષ્કળ વિઘ્ન નાખે છે અને બહુજ નડતર ઉત્પન્ન કરે છે.

૧૯૩૨–કોઇ મનુષ્ય ભારે દુરાગ્રહ સહિત ગંગામાં ડૂબકી મારીને પ્રાણુત્યાગ કરે, તો તેનું પાપ તો તેના માર્ગમાં બાધક નીવડવાનુંજ. આ બધું પોતપોતાના ગુણો વડે થયા કરે એવી યોજના જેણે જગતની રચના કરી છે તેણે ઘડી રાખી છે અગ્નિને સ્પર્શ કર્યો એટલે દઝાવાનું જ એ કામ અગ્નિના સહજ કર્મ વડે થયાજ કરવાનું જેઓ અગ્નિથી પોતાની જાતનું રક્ષણ નહિ કરે તેઓ દાઝવાની પીડા વેઠવાનાજ વસ્તુ જેવી હોય તેવું તેનું પ્રતિબિંબ બતાવવાનો ગુણ આરસીમાં હોય છે આરસીમાં મોઢું જોનારો માણસ જો નકટો હશે તો આરસીમાં તે નકટોજ દેખાશે આરસી તે માણસની આકૃતિમાં સુધારો બગાડો કરવાની નથી

૧૯૩૩–કોઇ ગાડા જેવા મનુષ્યને ઉત્તમ ઉપદેશ કરીએ પણ તેના કાન જ્યાંસુધી ઉપદેશ વડે ભરાતા રહે અર્થાત્ આપણે જ્યાં સુધી ઉપદેશ કરતા રહીએ ત્યાંસુધી તો તે માથું હલાવીને હાહા કરે છે, પણ તેના કાનના છિદ્ર ખાલીના ખાલીજ રહે છે જેઓ આવા છેકજ અધોગતિએ પહોંચી ગયેલા હોય છે તેઓ ભાવભક્તિને ગ્રહણ કરતા નથી એવા લોકોને સ્પષ્ટ ઉપદેશ આપવોજ નહિ એ ઉત્તમ નીતિ છે જેમનું મન નઠારા ગુણોથી દૂષિત થયેલું હોય તેમને ગમે તેટલું કહીએ, તોપણ તેમના હૃદયને હિતના વચનોની કશી અસર થતી નથી તુકારામ કહે છે કે આવા નફ્ફટ લોકોને કશું કહેવું જ નહિ તું અહીંથી આઘો જા એવું તેને કહી દેવું એજ સારૂ છે

૧૯૩૪–કોઇ મનુષ્ય ચતુરાઇથી શબ્દોની ગૂંથણી કરીને તેની કવિતા જોડે તો તેવી કવિતાને દેવ કદી માન્ય કરતા નથી, પણ જેને સાચો અનુભવ થયો હોય તેની સચ્ચાઇની અસર બીજા લોકોના અંતઃકરણ ઉપર થાય છે, એવા અનુભવી

વક્તાની વાણીમાં ઘણું માધુર્ય આવી જાય છે. હલકી ધાતુના ઘરેણાં ઉપર સોનાનો ઢોળ ચઢાવ્યો હોય તોપણ તે ઢોળ અગ્નિની આંચ લાગતાંજ ઊડી જાય છે અથવા કસોટી ઉપર ઘસી જોતાં પણ તેના કસ વડે તે ખોટાં ઘરેણાં સાબિત થાય છે. તુકારામ કહે છે કે જેના હૃદયમાં ખરેખરો અનુભવ થયો હોય તેને તો ઘણા શબ્દો બોલવાની પણ જરૂર પડતી નથી. તેના મોઢાના થોડાક શબ્દોની પણ ભારે અસર થઇ જાય છે.

૧૯૩૫-નકામા ચાવળા માણસોનાં કામમાં કશોજ મેળ હોતો નથી. તેમને ગમે તેટલી શિખામણ દઇએ તોપણ તેમના સમજવામાં આવતું નથી. કેવી રીતે વર્તવું તેને વિષે તેમને ઉપદેશ આપીએ તે છતાં પણ આપણા ઉપદેશનો મર્મ તેમને હૈયે વસતો નથી. આવા માણસોની સંગતિ કરવી એ એક અશુભ કાર્ય કહેવાય. તેઓ મંદમતિના હોવાથી સમય-અસમયને સમજતા નથી. આવા વિસંગત લોકોને પોતાની જાતનું પણ ભાન હોતું નથી. તેમને તો ચાવળાજ કહેવા જોઇએ. તુકારામ કહે છે કે એવા લોકોથી ત્રાસીને દૂર રહેવું સારૂં છે; કારણકે એ લોકોમાં જેટલાં માણસ તેટલા મત હોવાથી તેઓ ગધેડાના કરતાં પણ વધારે નીચ છે.

૧૯૩૬-મારા ચિત્તમાં એક રુકમાબાઇના પતિ પાંડુરંગ વસી ગયા છે. તેમના દ્વારા મારાં બધાં કાર્યો સિદ્ધ થતાં જાય છે અને, મારા સંસારનાં દુઃખોનો પણ અંત આવી ગયો છે. પારકું દ્રવ્ય અને પારકી સ્ત્રી એ બેઉ મને ઝેર જેવાં દેખાવા લાગ્યાં છે. તુકારામ કહે છે કે હવે મારે વધારે વ્યવહારની જરૂર રહી નથી.

૧૯૩૭-મૃત્યુથી બીને જેઓ તેનાથી દૂર નાસી જવા ઇચ્છે છે-તેઓ ભારે ભૂલ કરે છે; કારણકે મૃત્યુ તો હંમેશા તેમની

પાસેજ ઊભેલું છે તે તેઓ જાણતા નથી. આ બિચારાઓ કેવી રીતે ખરી દિશા ભૂલી ગયા છે તે જોવા જેવું છે. જે ખરો રસ્તો છે તે તો તેમને સૂઝતો નથી અથવા તે રસ્તે તેઓ ચાલી શકતા નથી. જ્યારે પોતાની તમામ શક્તિઓ ક્ષીણ થઇ જાય છે ત્યારે પણ તેઓ સંસારની ચિન્તા કરવાનું છોડતા નથી. તુકારામ કહે છે કે આવા હીન પુરુષોની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગયેલી હોય છે.

૧૯૩૮–અભિમાનનું મોઢું જ કાળું હોય છે. તેને લીધે આત્મ-સ્વરૂપના ઉપર અંધકાર ફળી વળે છે; કારણકે દેહાભિમાનને લીધે પરમાત્મસ્ફૂર્તિ દબાઇ જાય છે. જે ખરેખરો લાભ છે તેનાથી વંચિત કરાવીને આખરે મોઢા ઉપર ધૂળ નંખાવવી એ કામ અભિમાન કરે છે. પોતાનું સિદ્ધ થયેલું કાર્ય વણસાડી નાખવાની લાજ સૌની પૂંઠે લાગેલી છે. તુકારામ કહે છે કે જેના મનમાં પાપનો વાસો છે તે આખરે દુઃખના ખાડામાં જઇ પડે છે.

૧૯૩૯–ચોરી કરવાનો જેનો સ્વભાવ થઇ ગયો હોય છે, તેના મનમાં બધો વખત ચોરી કરવાનાજ વિચાર આવ્યા કરે છે. આવા લોકોને મારે કરવું શું? કારણકે હું જે કાંઇ ઉપદેશ દઉં છું તે તો વરસાદની માફક સહજ રીતે બોલ્યે જાઉં છું, પણ જેમના સ્વભાવમાં ખોડખાંપણ હોય છે તેમને મારા બોલ ઘા જેવા વાગે છે અને તેથી તેમને ઘણું દુઃખ થાય તેમાં હું શું કરૂં? તુકારામ કહે છે કે જેના સ્વભાવમાજ દોષ હોય તે દોષ તેને દુઃખ દે છે.

૧૯૪૦–જેમ અમૃતની અંદર ઝેર ઘોળવાથી અમૃતનો નાશ થઇ જાય છે, તેવી રીતે મંદમતિવાળા લોકોને આપેલો ઉપદેશ નકામો બરબાદ થઇ જાય છે. ખાળકૂવામાં હાથ ઘાલીને દુર્ગંધ લેવી નહિ; કારણકે એવું કરવાથી હાથ ઘાલનાર અભડાય છે. આળસુ લોકોનાં હૃદયજ નકામાં હોય છે. જેમ મુડદાંને કશી

કામના હોતી નથી, તેમ આળસુ લોકોની પણ મુડદાંના જેવીજ હાલત હોય છે. તુકારામ કહે છે કે હે દેવ! હે લક્ષ્મીપતિ! આવા લોકોના સપાટામાંથી તું મને જાળવી લેજે.

૧૯૪૧–હે દેવ! હવે હું દીનપણે તમારી સેવા કરનાર નથી; કારણકે તમે જે પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરવાનું તમારા હાથમાં છે. જ્યારે તમે મને પ્રેમ નથીજ આપતા ત્યારે તમારૂં બીજું મારે કામ પણ શું છે? પછી મારા નિશ્ચયમાં ધર્મ–અધર્મ કેવી રીતે રહેવા પામે? મેં મારૂં શરીર તમને અર્પણ કરી દીધું છે. તેમાં તમારે તમારૂં શુદ્ધ બીજ વાવીને તેના અંકુરને સીંચીને તેને તમારે પોષવું જોઇએ. તમે તેવું કરો એટલે મારો અને તમારો સંયોગ થાય અને બેઉની વચમાં મધુર રસ જામી જાય. એક હાથે કાંઇ થોડીજ તાળી પડે છે? તે પ્રમાણે જો સેવક બળવાન હોય તો તે સ્વામી વિના શોભતો નથી. હે અનંત! તું નિરાકાર અવસ્થામાં ન રહેતાં સાકાર થઇ જાય એટલે તારી સત્તા વડે મારી સેવાના ઉપર એક પુટ વધારે ચઢે; ત્યાર પછી હું તને ખૂબ જોરથી પકડી લઉં અને બીજા બધા મંતોમાં હું પ્રિય થઇ જાઉં. તુકારામ કહે છે કે તું ઉધાર રાખીને નકામો ઢેઢફજેતો શા માટે કરાવે છે? રોકડો વ્યવહાર રાખવો અને હિસાબ ચોખ્ખો કરી દેવો એજ ઉત્તમ રસ્તો છે.

૧૯૪૨–બાપ જીવતો હોય ત્યારે તો તેને પેટ ભરીને ખાવાનું આપે નહિ અને રોસો જ્યારે મરી પરવારે ત્યારે દીકરા બાપનું શ્રાદ્ધ સારવા બેસે અને મુએલાને પિંડદાન દે! આ બધો રિવાજ લોકોનો દેખાદેખીથી ચાલુ થઇ ગયો છે. શ્રાદ્ધનું અન્ન તો ખરૂં જોતાં શ્રાદ્ધ કરનારો પોતેજ ખાઈ જાય છે. લોકો દેવની આગળ સારી સારી ખાદ્ય વસ્તુઓનું નૈવેદ્ય ધરાવે છે, પણ તે બધું જાય

છે તો પોતાનાજ પેટમાં. તુકારામ કહે છે કે આવા જડબુદ્ધિવાળા પથરા જેવા લોકોનું રક્ષણ કરવાનું કામ મારે નથી કરવું.

૧૯૪૩–હું બધી વાતે ફૂટેલા નસીબનો છું, પણ તે છતાં સંતોએ મુજ–ગરીબની સંભાળ લીધી છે; એટલા માટે તેમના ચરણ ઉપર હું મારૂં મસ્તક મૂકી દઉં છું અને તેમની આગળ હાથ જોડીને ઊભો રહું છું. હે મારા દેવ! હું તો દીન અને દુર્બળ છું, માટે હું તમારી જે સેવા કરૂં છું તે તમે જાણો તો છોજ. તુકારામ કહે છે કે હું મારો જીવ તમને સમર્પિત કરીને તમારી દયાની ભિક્ષા માગું છું.

૧૯૪૪–મારો ભાગ્યોદય થઇ ગયો અને તેથી કરીને મને સંતોના ચરણની પ્રાપ્તિ થઇ એવું થયાથી મે તેમના ચરણમાં મારૂં મસ્તક મૂકી દીધું છે અને મારા મરણપર્યન્ત હું ત્યાંથી તેને ઉઠાવવાનો નથી. અરે મારા મન! આ મારો દૃઢ નિશ્ચય છે તે તું જાણી લેજે અને બરાબર સાવધાન થઇ જજે. તુકારામ કહે છે કે મેં સંતોના આંગણામાં આળોટવા માંડયુ ત્યારથી ભક્તિની બાબતમાં મારો ભાગ્યોદય થઈ ગયો અને મારી ઇચ્છા પૂર્ણ થઇ.

૧૯૪૫–હે દેવ! તું દેવ હોવા છતાં મારૂં ઘર ડૂબાવા બેઠું છે. હું જે જે દિશાએ નજર દોડાવું છું ત્યાં ત્યાં લાંચ લઇને પ્રાપ્તિ કરવાના મોટા મોટા ડુંગરાઓ મારી સામે ઊભા થયેલા દેખાય છે જ્યાં જોઉં ત્યાં લાંચના પર્વતો ને પર્વતો મારી નજરે પડે છે. જ્યારે તમે કોઇની પાસેથી કાંઇ લો છો ત્યારે તમારા ચિત્તનું સમાધાન થાય છે. પહેલેથીજ પોતાનો હાથ ઉપર રાખીને જે કોઇ દાન દે છે તેને ખરેખરો ઉદારજાણવો; નહિ તો કોઇએ આપણું કાંઇ કામ કરી દીધું હોય તેના બદલામાં આપણે તેને કાંઇ આપીએ એ તો ઉછીની લીધેલી રકમ તે ધણીને પાછી

આપવા જેવું છે. એમાં કશો ઉપકાર થતો નથી. તુકારામ કહે છે કે તમારા ચરણના પ્રતિ જેવી અમારા મનમાં શક્તિ હશે તેવી અમે તમારી સેવા કરીશું.

૧૯૪૬–મારું મન સદાકાળ સાવધ રહેતું નથી; કારણકે તેને અનેક પ્રકારના વ્યાપાર કરવાની ટેવ પડી ગઇ છે. ત્યારે હવે મારે કેવી રીતે સાવધ રહેવું ? મારા દેહરૂપી બોજો તો મેં તમારા ચરણ ઉપર મૂકી દીધો છે. મારે તમને કાંઇક કહેવું હોય તોપણ હું કરૂં શું ? મારામાં અનેક પ્રકારના ગુણ અને અવગુણ ભેગા થયા છે તે મને ચેન પડવા દેતા નથી. આવી હાલતમાં હું તમને પોકાર કરૂં છું, પણ તમે મને અડધે રસ્તે રવડાવી મારશો નહિ. તુકારામ કહે છે કે હે દેવ! હે લક્ષ્મીપતિ! મારી નિદ્રા, મારી જાગૃતિ અને મારી સ્વપ્નની અવસ્થાના તમે સાક્ષી છો.

૧૯૪૭–હે દેવ! તમે છોજ નહિ એવો ભય લાગવાથી મારા જીવને અતિ કષ્ટ થયું હતું; પણ જે ઘડીએ હું સાવધ થઇ ગયો તે ઘડીએ મને સમજાઈ ગયું કે આ બધો સંસારનો ફેલાવો મિથ્યા છે. જ્યારે હું આગળ અને પાછળ બેઉ બાજુએથી જન્મ-મૃત્યુના સકંજામાં સપડાઇ ગયો હતો, તે વખતે તમારે સારૂ મેં ઘણીજ શોધ કરીને આખરે તમારી ભાળ કાઢી. તુકારામ કહે છે કે જેઓ તમારા લાડકવાયા ભક્તો થઇ ગયા છે તેમને સૌને તમારી પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા જાગી હતી.

૧૯૪૮–હું વિષમ ભાવનાઓને લીધે અતિશય દુઃખ વેઠું એજ તમે મને મારી કરેલી સેવાનો બદલો આપવા ધાર્યો છે? હે મહારાજ! તમે તમારા અત્યારસુધી ચાલતા આવેલા બિરુદ પ્રમાણે ચાલો. આ કલિયુગમાં લોકો લબાડી થતા જાય છે; તેવા તમારે પણ થવું છે? તમારા મનમાં શો વિચાર છે? જેઓ તમારે

શરણે આવે તેમને કાળના હાથમાં સોંપી દેવાનો શું તમે ઠરાવ કરી બેઠા છો? તુકારામ કહે છે કે હું તમને મળવાની ઇચ્છા રાખું છું, ત્યારે તમે તમારા પગ તમારા પેટમાં સંતાડી દો તે તમારે માટે શું સારૂં કહેવાય?

૧૯૪૯–હે પાંડુરંગ ! તમારી આવી રીત મારેજ ભાગ ચાથી આવી તે મને સમજાતું નથી. તમે તમારી અસલની સરળ વર્તણુંક છોડી દઇને હવે જરા કુટિલ થવા લાગ્યા છો, તેથી કરીને તમારે હાથે સારાં કામો થતાં અટકી પડયાં છે. પહેલાં તમારી ઇચ્છા કેવા પ્રકારની હતી તેનો પુરાવો હજી મારા મનની અંદર પડયો છે. તુકારામ કહે છે કે હે દેવ ! તમે મોટા છો એટલે જેમ તમારા મનમાં આવે તેમ તમે કરશો તો ખરા, પણ કયે વખતે શું કરશો તેની મને સમજ પડતી નથી.

૧૯૫૦–જેવા શુકન થાય તેવો લાભ અથવા હાનિ થાય એ હું મારા મનમાં સમજું છું. હે દેવ ! તમે મારા મનની અંદર ભય ઉત્પન્ન કર્યો છે, ત્યારે હવે મારે તમારો વિશ્વાસ કરવો કેવી રીતે? એક માણસનો પ્રેમ બીજાના ઉપર છે કે નહિ તે તો તેમની પરસ્પર મુલાકાતો, એકબીજાની સાથે બોલવા-ચાલવાનો તથા આલિંગનાદિનો વ્યવહાર જોઇને સમજી શકાય છે. મારી કહેવાની મતલબ એ છે કે મનમાં પ્રેમ હોય તે બતાવવાને સારૂ આલિંગનાદિ ક્રિયાઓનું પ્રયોજન છે. વળી એ આલિંગન પણ જેવો હૈયાનો પ્રેમ તેવાં હોય છે. કેટલાક પ્રેમીઓનાં આલિંગન પૂર્ણ પ્રેમપૂર્ણ હોય છે. તમે મને ત્યજી દીધો છે તે હવે મને બરાબર સ્પષ્ટ રીતે સમજાઇ ગયું છે.

૧૯૫૧–તમારો મેળાપ કરવાને સારૂ દેહનો નિગ્રહ કરીને તેને નાના પ્રકારનાં કષ્ટ દેવાનું મારાથી બની શકે એમ નથી, તેમ

મારાથી ભૂખ્યા રહેવાતું નથી; ટાઢ, તાપ, સહન થતાં નથી; એટલા માટે હું બીજું કાંઇ ન કરતાં તમને અતિ કરુણ શબ્દો વડે બોલાવ્યા કરું છું, કે જેથી કરીને મારું દેહાભિમાન તમે તમારા પર લઇ લો. તમારા સિવાય બીજા કશાની ઇચ્છા અથવા સંકલ્પ વડે મારાં મન, વાણી અને શરીર કદી અપવિત્ર થયાં નથી. તુકારામ કહે છે કે ભવસમુદ્રને ઓળંગીને પેલે પાર ચાલ્યા જવામાં તમારી મદદ લેવાની મારી ઇચ્છા છે.

૧૯૫૨–હે દેવ! તું પતિતપાવન છે, એવી તારી કીર્તિ મેં સંતોને મોઢેથી સાંભળી ત્યારે તો હું તારી પાસે ચાલ્યો આવ્યો. તેં જેમ અગાઉ થઇ ગયેલા તારા ભક્તોનો ઉદ્ધાર કર્યો, તેમ તું પાછળથી થયેલા ભક્તોનો પણ કરજે. હે દેવ! તારે તારી આ નીતિમાં કશો ફેરફાર કરવો નહિ. મારે તો એક તારા નામનોજ આશ્રય છે એવો મારા મનમાં વિશ્વાસ છે, પણ જ્યારે મારો એ આધાર પણ નકામો થઇ જાય ત્યારે તો મારે ઊગરવાનો એકે આરો ન રહે અને મારો સર્વનાશજ થઇ જાય. તુકારામ કહે છે કે હે પંઢરપુરના રાજા! મારી બાબતમાં તમે તમારા મનમાં કશો ભિન્નભાવ રાખશો નહિ, એટલી હું તમને વિનંતિ કરું છું તે તમે કાને ધરજો.

૧૯૫૩–હે દેવ! મારું અતિ મૂલ્યવાન આયુષ્ય હું તમારી સેવામાં વ્યતીત કરું છું, પણ તેમ કરવા છતાં સંસારની ગૂંચવણ· ભરેલી જાળમાંથી મારો છૂટકો થતો નથી; આથી કરીને મારા મનને ઘણો ખેદ થાય છે. હે નારાયણ! જો મને છોડાવવા માટે તમે આવી પહોંચો તો એક ક્ષણવારમાંજ મારો છુટકારો થઇ જાય. મારી હાલત તો રેલવા ગોળમાં ડૂબી ગયેલી માખીના જેવી છે. હવે મારા દુઃખમાં કશી મણા નથી. તુકારામ કહે છે

કે કાળ મને ચારે બાજુએથી વળગી પડચો છે. તમે દોડી આવીને મને છોડાવો એવી હું ઘાટા પાડી પાડીને ટહેલ નાખું છુ.

૧૯૫૪-તમામ પ્રકારની આશાતૃષ્ણારૂપી પાપમાથી મે' મારા મનને ખેંચી લીધુ છે, આથી કરીને આ દેહરૂપી ક્ષેત્રની અદર હુ સન્યાસી થઇને રહું છું મે આરભમાત્રનો પરિત્યાગ કરી દીધો છે એમ થવાથી એ ક્ષેત્રની બહારની સીમાનુ ઉલ્લઘન કરવાનુ મારે કાઇજ કારણ નથી મે દેવની બાબતમા એકવિધ ભાવ ખૂબ દઢ કરી રાખ્યો છે મારી બીજે ઠેકાણે પરીક્ષા પણ થઈ ગઇ છે તુકારામ કહે છે કે મે મારો જીવ દેવને અર્પણ કરી દીધો છે, તેથી કરીને મને 'કાર્ય' (પ્રપચ) અને 'કારણ' (અજ્ઞાન)ની ઉત્કઠા રહી નથી

૧૯૫૫-આપણામા જો કાઈ થોડીક સદ્બુદ્ધિ હોય તો તે પણ દેહના અતસમયે ભ્રષ્ટ થઈ જાય છે આવી રીતે આપણને પૂરેપૂરા પરાજિત કરવાનુ કામ કાળને સ્વાધીન છે ઝાડના પાન પહેલા લીલા હોય છે, પણ પાકવા આવે છે ત્યારે પીળા પડતા જાય છે અને એમ કરતા એક દહાડો દીચ આગળથી ખરી પડે છે, તેવી આપણી પણ એક દિવસ અવસ્થા થવાની છે જે મદ-મતિવાળા હોય છે તેમને બીજો કોઈ ન સતાવે તોપણ તેઓ પોતાનાજ કામ વડે દુખ વહોરી લે છે એવા ઉન્મત્તપણાને લીધે જીવની બદ્ધ અવસ્થા થઇ જાય છે તુકારામ કહે છે કે માસની લાલચને વશ થઇને માછલી ફસાઈ જાય છે અને પછી ખૂબ તરફડે છે ઉપર કહ્યા તેવા લોકોને અતકાળે એજ પ્રમાણે તરફડવુ પડશે.

૧૯૫૬-હે-દેવ! મારો બધો સમય તમારા ચિતનમાજ જાય અને જરા પણ વ્યર્થ ન જાય એટલી તમે મારા ઉપર દયા કરો, આથી કરી હુ જેવો છુ તેવો પણ તમારા ચરણની ઉપા

સનામાંજ રત રહું. જ્યારે હું તમારાથી વેગળો રહું છું ત્યારે પાપી-દુષ્ટ લોકો મારા મનને ખરાબ કરીને મને દુઃખી કરે છે અને મારા કામમાં નહિ પરોવાયેલા મનને તેઓ આમતેમ દોડવાનો શ્રમ આપે છે અને મને પણ તેમના જેવો દુર્જન બનાવી દે છે. તુકારામ કહે છે કે હું કાંઇજ જાણતો નથી અને તેથી કરીને મારો નાશ થવાનો નથી.

૧૯૫૭-કલ્પતરુની પાસે ઊભા રહીને જે વસ્તુની ઇચ્છા રાખીએ તે વસ્તુની પ્રાપ્તિ થાય છે; પણ કેટલાક નસીબના ફૂટેલા દરિદ્રી એવા હોય છે કે તેઓ કમનસીબ અને દારિદ્રયજ માગી લે છે. જેણે પોતાના મનમાં નારાયણને પધરાવી દીધા છે તેના જન્મને ધન્ય છે-તેના જન્મને ધન્ય છે. જેવું બીજ હોય તેવો તેનો અંકુર પાણી સીંચવાથી ઊગી નીકળે છે; અને જેવા જેના ગુણ તેવાં તેના દ્વારા કામ થયા કરે છે. તુકારામ કહે છે કે હીરાની પરીક્ષા ઝવેરીઓ કરી શકે છે. ચંદનના લાકડાનો ભાર ગધેડાના લગડામાં ભર્યો હોય અને ગધેડો તેને વહી જાય, પણ ચંદનની સુવાસનો લાભ તે ગધેડાને મળતો નથી. તેનો ઉપભોગ કરનારા તો બીજાજ હોય છે.

૧૯૫૮-જેનું મન નરકના જેવું અથવા ઉકરડાના જેવું ગંદું હોય છે તેને તેના મનની અવસ્થાના પ્રમાણમાં ફળની પ્રાપ્તિ થાય છે. આંધળાના રસ્તામાં માણેક પડયું હોય તોપણ તે આંધળોને કેવી રીતે સૂઝવાનું હતું ? રસોઇ ગમે તેવી ઉત્તમ બની હોય, પણ જીભનો સ્વાદજ જો મરી ગયો હોય તો તે ઉત્તમ રસોઈ પણ ફીકી લાગે છે. વિષનો સ્વાદ કડવો હોય છે; તેના ઉપર ગમે તેટલી ક્રિયાઓ કરીએ,પણ તેથી કાંઇ તેનો કડવો સ્વાદ બદલાવાનો હતો ? માટે મૂર્ખ લોકોથી આઘા રહેવું એજ સારો રસ્તો છે. તુકા-

રામ કહે છે કે મહાત્માઓની સંગતિમા જનારાઓને ઘણો શ્રમ વેઠવો પડે છે, પણ મૂર્ખ અને ગાડા જેવા લોકોને ગમે તેટલો ઉપદેશ આપો તો પણ તેની કશી અસર થતી નથી

૧૯૫૯-જેમને માથે કારભારની જવાબદારી હોય છે તેમની બુદ્ધિ સૂક્ષ્મ હોય છે તેઓ જેમ કરે છે તેમતેમનુ જોઇને બીજા લોકો પણ કરવા લાગે છે મતલબ કે એક જણના ગુણની અસર ઘણા લોકોના ઉપર થાય છે આપણે સારૂ રસોઈ બનાવી હોય, પણ તે બીજા લોકોને પણ કામમા આવે છે અને ખાનારાઓને તૃપ્તિ થાય છે તુકારામ કહે છે કે જેઓ શૂરાઓનો સગાથ કરે છે તેમનું રક્ષણ તેઓ કરી લે છે, અને ગાડિયાઓની સાથે જનારાઓ કષ્ટ પામે છે અને લોકોમા તેમની હાસી થાય છે

૧૯૬૦-હે મનુષ્યો ! હુ અને તમે બધા મળીને એકબીજાને મદદ કરતા રહીએ અને સૌ ભેગા થઇને ઉત્તમ માર્ગે વળીએ, નહિ તો જો આપણા કામમા ભૂલચૂક અથવા ઊણપ રહી જશે તો આપણુ શુ થશે તે કોણ જાણી બેઠો છે ? આપણને નામ-સ્મરણ કરનારા અને કરાવનારા લોકો આવી મળે તો આપણે સૌ ધન્ય થઇએ તુકારામ કહે છે કે વિઠોબાના ચરણના પ્રતિ પ્રેમ રાખનારને બધુ જ આવી મળે છે

૧૯૬૧-સસાર તો પોકળ અને સારહીન છે તેમા જો કોઇ સારભૂત હોય તો તે એકલા ભગવાનજ છે આ વિચાર હુ મારા મનમા જાગૃત રાખ્યા કરૂ છુ, માટે વિષયકામનાનો સપૂર્ણ રીતે ત્યાગ કરીને એક વિઠોબાનુ નામજ લેતા રહેવુ તુકારામ કહે છે કે દેવના સ્મરણ સિવાય બીજો જે જે શ્રમ કરીએ તે બધોજ મિથ્યા સમજવો

૧૯૬૨-હરિચિતનના શુદ્ધ રસનો સ્વાદ જીભને ખૂબજ

લાગી ગયો છે. તેને કદાચ તૃપ્તિ થઇ હોય તોપણ એક અર્થમાં નહિ થયા સમાન છે. નારાયણના ચિંતનવડે હૃદયને પૂર્ણ તૃપ્તિ થઇ જાય એ વાત મનમાં લાવવીજ નહિ. ફક્ત જીભનેજ તેમના નામસ્મરણનો રસ લગાડી દેવો એટલુંજ બસ છે. તેમ કરવાથી બ્રહ્મરસની સરખામણીમાં બધુંજ નીરસ લાગે છે. તુકારામ કહે છે કે ભગવન્નામચિંતનના રસનું હું અનેક રીતે સેવન કરતો રહું છું.

૧૯૬૩–ખોટી વાતો સાંભળીને મનને જો ત્રાસ થાય તો તેમાં મત્સરનો ભાવ છે એવું માનવું નહિ. બ્રહ્મની અંદર કોઇ પણ જાતનો વિકાર હોતો નથી. જો એવુંજ છે તો પછી ખોટાનો ત્યાગ કરવો અને ખરાનું ગ્રહણ કરવું એવો શાસ્ત્રોમાં વિધિનિષેધ બતાવ્યો છે અને અનાદિ કાળથી ખોટા અને ખરાની વચ્ચે વિરોધ ચાલ્યો આવે છે તેનું શું? લીલી અને સૂકી એ બે એકજ ધાન્યની અવસ્થાઓ છે. જે ધાન્ય લીલુ છે તેજ સૂકું થશે અને જે સૂકું છે તે એક વાર લીલું હતું; પરંતુ ખાનારને માટે તો લીલા ધાન્યનો ત્યાગ અને સૂકા ધાન્યનું ગ્રહણ એજ ધર્મ છે અને તેને તેવું કરવાની સલાહ આપવી પડે છે. તુકારામ કહે છે કે ભૂતમાત્રમાં સાક્ષીરૂપે નારાયણ છે તો ખરા, પણ અવગુણીને સજા કરવી અને ગુણવાનનું પૂજન કરવું એ કર્તવ્ય છે.

૧૯૬૪–જેના વડે ચિત્તનું સમાધાન થાય એવો સ્વહિતનો વિચાર આપણે પોતેજ હમેશાં કરતા રહેવું. ત્રૈલોક્યમાં માયા અનેક રૂપરંગ ધારણ કરીને ફેલાઇ ગઇ છે, એટલે તેનાં સંબંધી તમામ ઇચ્છાઓ અને વિષયભોગની તૃષ્ણાઓને જડમૂળથી ઉખાડી નાખવી એજ ઉત્તમ માર્ગ છે. અનન્ય ભક્તિ સહિત વિશ્વંભરને પોતાનું ચિત્ત સમર્પિત કરી દઇને પોતે નિઃશબ્દ સ્થિતિમાં બેસી રહેવું એજ વિશ્વંભરની પૂજા છે. તુકારામ કહે છે

કે હૃદયની અંદર ભય મૂળ સહિત નષ્ટ થઇ ગયા પછી મન પોતેજ દેવ બની જાય છે

૧૯૬૫-આત્મા ત્રણે પ્રકારના દેહથી અલિપ્ત છે, પણ દેહાભિમાનને લીધે પોતાની અલિપ્ત સ્થિતિમા જીવાત્મા જઇ શકતો નથી અને દેહના અનેક ધર્મોને પોતાના સ્વરૂપના ધર્મ માની લઇને તે નિરર્થક ગૂંચવણમા ગૂંચવાયા કરે છે હે હરિ! આ ભ્રમમાથી મને મુક્ત કરવાને સારૂ તુ મારી મદદે દોડી આવ અને મને ઝટઝટ છૂટો કરી દે હુ પોતે તો આ કામને માટે અશક્ત છુ દેહની અંદર આત્મબુદ્ધિનુ આરોપણ કરીને હુ ભ્રમમા પડી ગયો છુ અને તે ભ્રમને લીધે હુ જાણે બધાઇ ગયો હોઉં એવુ મને પ્રતીત થાય છે તુકારામ કહે છે કે એટલા માટે હે હરિ! હુ તો તારા રસ્તા ઉપર દોટ મૂકુ છુ, માટે તુ હવે જલદી મારી પાસે દોડી આવ

૧૯૬૬-મૂએલા વાછરડાના ચામડામા ઘાસ વગેરે ભરીને તેને જીવતા વાછરડા જેવુ બનાવી દીધુ હોય તો ગાય તેને પોતાનુ જીવતુ વાછરડુ સમજીને ચાટે છે, કારણકે તે તેનુ બચ્ચુ હતુ, તેથી કરીને તેના ઉપર તેનો મોહ હતો, પણ બીજી ગાયનુ જીવતું વાછરડુ તેની પાસે આવવા જશે તો તે તેને મારવા દોડશે હે હરિ! આવીજ રીતે ખોટા પ્રપંચના મોહમા ફસાઇજઇને આખો સંસાર ભૂલો પડયો છે માછીમારે મૂકેલા ગલની અંદર ચોટાડેલા માસના ટુકડાની લાલચે માછલી ગલ ગળી જાય છે અને મરણ પામે છે, કારણકે તેનો પ્રાણ માસની લાલચમા પહેલેથી સપડાઇ ગયેલો હતોજ તુકારામ કહે છે કે જુઓ, જુઓ, મૂર્ખ બકરો તેને મારનાર કસાઇને મોહને લીધે પોતાનો રક્ષક માની લે છે.

૧૯૬૭-વિષયોની સંગતિનુ પરિણામ મૃત્યુજ થાય છે, પણ

એ વિષયોના સંગમાંથી કેવી રીતે છૂટા થઇ જવું તેનો રસ્તો ભાગ્ય-હીન જીવને જડતો નથી. તેઓ તમામ શાસ્ત્રોને પંગુ માનીને પોતાનાજ મોઢા ઉપર પથ્થર મૂકે છે. જે મૂર્ખાઓને મોક્ષની કલ્પના પણ ન હોય એવા ગધેડાઓને તે શું કહેવું? તુકારામ કહે છે કે હે દેવ! આવા મૂર્ખાઓ પ્રપંચની સંગતિમાં સુખ-પૂર્વક ફસાઇ જાય છે.

૧૯૬૮–'હું' પણું એજ ઘણી ખરાબ વસ્તુ છે–ઘણીજ ખરાબ વસ્તુ છે. બાકીનું બીજું બધું ઘણું સારૂં છે. આ પ્રમાણે સ્પષ્ટ કહેવા માટે તમે મને ક્ષમા આપશો એવી હું વિનંતિ કરૂં છું. આ દેહ તેજ હું અને દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ, એવી ભાવનાનો એક બોજો આપણા ઉપર આવી પડયો છે. એ ભૂલ મારી પોતાનીજ છે. તુકારામ કહે છે કે ઉપર બતાવી તે અહંપ્રવૃત્તિનો મેં ત્યાગ કરી દીધો છે અને મનુષ્યધર્મરહિત સ્વાત્મસ્થિતિમાં મેં પ્રવેશ કર્યો છે.

૧૯૬૯–દેવની પાસે વારે વારે આવજા કરીએ તો આખરે તે આપણા ઉપર કૃપા કરે છે, પણ આવું પુણ્ય મારી પાસે તો લેશ માત્ર પણ છે નહિ. ભયનું નિવારણ કરનાર અનંતના સિવાય બીજો હોયજ કોણ? તુકારામ કહે છે કે પાંડુરંગ જ્યારે નિવા-રણ કરશે ત્યારે જન્મમૃત્યુરૂપી સંસારભોગનું નિવારણ થઇ જશે.

૧૯૭૦–સજ્જન પુરુષોનું એ કર્તવ્ય છે કે જેથી કરીને લોકોનું હિત થાય, એવી નીતિનો ઉપદેશ પોતાની બુદ્ધિની ધારણા પ્રમાણે લોકોને કરતા રહેવું. પણ સૌનાં હૃદયમાં અંતર્યામી બનીને રહેનારા અને સૌને તેમનાં પોતપોતાનાં કર્મ પ્રમાણે પ્રવૃત્તિ કર-

પુણ્યનો તો પારજ નથી; કારણકે તેમ કર્યાથી જીવોના ઉપર અસંખ્ય ઉપકાર થાય છે. તુકારામ કહે છે કે હે સંતો! તમે ઘણાજ કૃપાવંત છો, તેથી કરીને સંસારને નીતિનો ઉપદેશ દઇને તમે તમારૂં યોગ્ય કર્તવ્ય કરતા રહો છો.

૧૯૭૧-કેડમાં રડકણું છોકરૂં લઇને એક સ્ત્રી કથા સાંભળવા આવી; છોકરૂં રડવા લાગ્યું તેથી હરિકથામાં રસભંગ થઈ ગયો. એ સ્ત્રીને પગે લાગીને કહેવું કે બાઇ! તું અહીંથી ચાલી જા. આટલું કરવા છતાં પણ જો તે માને નહિ તો તેનો હાથ ઝાલીને તેને બહાર કાઢી મૂકવી. રડવા ઉપર ચડેલા છોકરાના મોહને વશ થઈને તું સભામાં લાવી ત્યારે તેને પંપાળીને, થાબડીને, છાનો રાખ અને છાનો ન રહે તો આઘે જઇને બેસ; પણ આવાં નકામાં લફરાં જેવાં છોકરાને લાવીને હરિકથાના આનંદમાં શા સારૂ ભંગ કરે છે એવું તેને કહી દેવું. તુકારામ કહે છે કે જેના ઉપદ્રવને લીધે શ્રોતા અને વક્તા બેઉનાં ચિત્તને કલેશ થાય તેવાનું અપમાન કરીને તેમને સભામાંથી કાઢી મૂકવાં જોઇએ.

૧૯૭૨-(લોકોને સદુપદેશ દેવાનાં) સંતોનાં પુણ્ય કાયમ રહો. હે મનુષ્યો! તમે સૌ પંઢરપુરને રસ્તે વળી જાઓ. એવું કરશો તો સૌ જીવ માત્રનો જે સખા છે તે વિઠ્ઠલ તમને મળી જશે. ઘણા માણસોના ખરા અંતઃકરણના સંકલ્પ સિદ્ધ થાય છે. તુકારામ કહે છે કે હે પુરુષોત્તમ! તમારી આગળ જેમણે જેમણે અપરાધ કર્યા હોય તેમને સૌને તમે ક્ષમા કરજો.

૧૯૭૩-મેં જેવું સાંભળ્યું હતું, બરાબર તેજ પ્રમાણે મારા મનોરથ સિદ્ધ થયા. હે દેવ! તમે મારી પાસે ઉત્તમ પ્રકારની સેવા કરાવી અને તેના બદલામાં તમે મારા અંતઃકરણમાં તમારા પ્રત્યેના પ્રેમમાં વૃદ્ધિ કરાવી. મેં તમને જે વિનંતિઓ કરેલી તે

પ્રમાણે તમે મારી ઇચ્છા તૃપ્ત કરી. તુકારામ કહે છે કે તમા
પ્રેમરસના ઉપર તો હું મારો દેહ ઓવારીને ફેંકી દઉં.

૧૯૭૪-સંતોનું દર્શન કરવાનો પ્રસંગ આવે ત્યારે તેમ
સ્તુતિ કરવી. બધો વખત સ્વામી (પાંડુરંગ)ની બાબતના સં
કલ્પોનેજ ચિત્તમાં સ્થાન આપવું. અંતઃકરણની વૃત્તિઓને બીં
કોઈ પણ વિષયના ભણી જવા ન દેવી. સ્વામીની સેવામાં એ
નિષ્ઠપણે રત રહેવું એજ દાસત્વનું સાચું લક્ષણ છે. એકનિ
પણું એટલે સ્વામીને પોતાનો જીવ અર્પણ કરી દેવો, સ્વામી
જુદા રહેવું નહિ. તુકારામ કહે છે કે નિજાત્મરૂપી બીજનો હું
અધિકારી છું તેથી કરીને જે વખતે જે જોઈએ તેનું હું વાવેતર કરું છું

૧૯૭૫-પતિની સાથે એક શય્યા ઉપર સૂવાની યોગ્યતાની
અને સ્ત્રીના એકાંતિક પ્રેમની ખરેખરી પરીક્ષા તો પતિનું સહ
ગમન કરતી વખતે ચિતાના અગ્નિની જ્વાળામાં થાય છે. અગ્નિના
ભડકાને જોઇને તે સ્ત્રીએ જો ભયભીત થઈને આંખો મીચી દીધી
તો તેનું પતન થયું જાણવું. ત્યાર પછી તે અગ્નિમાં કૂદી પડે અને
બળી મરે અથવા જીવતી રહે તેનો કશો અર્થ નથી; પણ તેનો
પતિપ્રેમ કેટલો છે તેની પરીક્ષા તો તેણે જે ઘડીએ અગ્નિને
જોઇને આંખ મીચી દીધી તે ઘડીએ થઇ ગઇ. જે લોકો પરાણે
પરાણે મનને પાણી ચઢાવીને શૂરવીર થવા જાય છે તેઓના ઉપર
જ્યારે ખરેખરો ભયનો પ્રસંગ આવી પડે છે ત્યારે તેઓ બીને
નાસી જાય છે. તુકારામ કહે છે કે ખરેખરા પ્રસંગની કસોટીએ
ચઢીને પાર ઊતર્યા વગર હું કોઈના ઉપરઉપરના ભાવ ઉપર
ભરોસો રાખતો નથી.

૧૯૭૬-પરમાર્થનો ભંડાર તો એવો પાર વિનાનો છે કે
તેમાંથી ગમે તેટલો ખર્ચ કર્યા કરીએ તોપણ તે કદી ખૂટેજ નહિ.

તેનું માપ કાઢનારાઓ (હરિનામનું સ્મરણ કરનારાઓ) તૃપ્ત થઈ જાય છે અને બીજાઓને માટે પણ પુષ્કળ વધે છે. એટલા માટે પોતપોતાનું હિત સાધવા પૂરતું સૌએ તેનું સેવન કરવાની ઉતાવળ કરવી જોઇએ. તુકારામ કહે છે કે દેવની આગળ એ બે બાબત-ની ઇચ્છા જાહેર કરશો એટલે તે પૂર્ણ થઇજ જાણજો.

૧૯૭૭-પાર વિનાનો વેપાર ખેડીને ખૂબ ધનવાન થઈ જવાની ઈચ્છા મેં મારે પોતાને સારૂ રાખી હતી; ત્યાર પછી હું ખૂબ શૌર્ય ધારણ કરીને એકનિષ્ઠ હરિદાસ બની ગયો. હરિને સ્વાધીન કરી દેવાનો મર્મ મેં મારી અગાઉ થઇ ગયેલા સંતોની પાસેથી સમજી લીધો. આ એક અલૌકિક અને અપૂર્વ લાભ છે, એમ જાણીને તેને પ્રાપ્ત કરવાને સારૂ મેં મારા જીવનું બલિદાન ચઢાવી દીધું. તુકારામ કહે છે કે જ્યારથી હું આ રસ્તે ચાલવા લાગ્યો ત્યારથી મારા સ્વાગી મારા ઋણી બની ગયા છે.

૧૯૭૮-દીનદુઃખી લોકો શરણે આવે ત્યારે તેમના દુઃખોનું નિવારણ કરવામાં હરિના કરતાં બીજો કોણ વધારે કુશળ છે? હે જગદીશ! આખા ત્રૈલોક્યમાં ઉદારતાની બાબતમાં તારા કરતાં બીજો કોણ વધારે પ્રસિદ્ધ થયો છે? વળી આખા જન્મારાનાં પાપ અને દુઃખોનો અંત આણી દેનાર હરિ સિવાય બીજો કોણજ હોઇ શકે? તુકારામ કહે છે કે દીનજનોની ભીડ ભાંગવા માટે મનના કરતાં પણ વધારે તીવ્ર વેગથી દોડી આવનાર હરિ વિના બીજું કોણ હોય?

૧૯૭૯-મૂર્ખ અને અધોગતિએ ગયેલા લોકોને શાસ્ત્ર ગ્રંથો-નું જ્ઞાન હોતું નથી, તેથીજ તેઓ અતિશય વિષયાસક્ત થઈ જાય છે. આ આખું જગત એકમાંથી ઉત્પન્ન થયું છે તેથી કરીને તે એકજ છે; માટે નાનાં-મોટાનો ભેદ મિથ્યા છે આવો વિચાર

કરીને શાસ્ત્રવિધિનાં બંધનોને તોડી નાખવાનું મન થાય તો તેમ કરવાથી સ્વેચ્છાચારીજ થઇ જવાય. તુકારામ કહે છે કે વિષય, જે વિષની માફક દુઃખ દેનારા છે, તેમને અમૃતના સમાન સુખ આપનારા માનીને પાપપુણ્યનો ભય ન રાખતાં અધોગતિએ ગયેલા લોકો તેમનું સેવન કરે છે.

૧૯૮૦–જેઓ મન, વાણી અને શરીર વડે અનન્યભાવે વિષ્ણુના દાસ થાય છે તેમને કામક્રોધની બાધા નડતી નથી. જેઓ પોતાના સ્વામીના ઉપર વિશ્વાસ રાખે છે તેઓ તેમના ઉપર પોતાની સત્તા ચલાવી શકે છે અને તેમના ઐશ્વર્યના ભોક્તા થાય છે. તુકારામ કહે છે કે એટલા માટે પ્રથમ આપણે આપણા ચિત્તને નિર્મળ અને વિકારરહિત કરી દેવાં; એટલે પછી ગોપાળ તે ત્યાં પોતાનો વાસ પૂરવાનાજ.

૧૯૮૧–હું નીચ જાતિમાં જન્મેલો, બુદ્ધિહીન અને કર્મહીન છું, પણ તમામ પ્રકારની લજ્જાનો ત્યાગ કરીને હે દેવ! હું તારે શરણે આવ્યો છું. હે પંઢરપુરના માતાપિતા! તું આવ; કારણકે તારા વિના મારી હાલત ઘણીજ ખરાબ થઇ ગઇ છે અને અતિશય દુઃખ વેઠીને મારૂં શરીર ક્ષીણ થઇ ગયું છે. દીનજનોના સ્વામી અને દીન લોકોને સહાય થનાર દીનબંધુ,એવાં નામ તમને ઘણાં શોભે છે. તમે પતિત જનોને પાવન કરો છો એ બાબતની તમારી પ્રસિદ્ધિ આખા ત્રિભુવનમાં ગાજી રહી છે. તુકારામ કહે છે કે તમે ઈંટના ઉપર ભલી રીતે ઊભા છો અને તમે તમારા હાથ કેડના ઉપર મૂકી રાખ્યા છે એવા તમારા સ્વરૂપનું ધ્યાન હું નિરંતર કરૂં છું.

૧૯૮૨–સંતોના સુકોમળ ચરણરૂપી ગંગા મારા ઉપર ઊતરી આવી અને તેમના ચરણની જે રજ ઊડતી હતી તેમાં મેં

સ્નાન કર્યું; તેમ કરવાથી મને તમામ તીર્થો અને તમામ પર્વ-કાળના સેવનનું ફળ મળી ગયું અથવા સઘળાં તીર્થો અને પર્વ મારી પાસેજ ચાલ્યાં આવ્યાં એમ કહું તો ચાલે. મારાં બધાંય પાપ નાસી ગયાં અથવા બળી ગયાં અને મારા સંસારનાં દુઃખોનો અંત આવી ગયો. તુકારામ કહે છે કે સંતોરૂપી સમુદ્રમાં સ્નાન કરીને હું કૃતાર્થ થઇ ગયો છું.

૧૯૮૩-અલ્યા ! તું તારા પેટને માટે તો રાતદહાડો મહેનત કરતાં થાકતો નથી, ત્યારે રામનામ લેતાં શું તારે મોઢે ખીલીઓ વાગે છે ? તે વખતે તારૂં મોઢું કેમ સિવાઇ જાય છે? અલ્યા ! તેં તારે મોઢેથી હરિનું નામ તો કદી લીધુંજ નહિ ! એ નામ લેતાં શું તારા બાપની પૂંજીમાંથી કાંઇ ઓછું થઇ જાય છે ? પૈસા કમાવાની લાલચે તો તું દશે દિશામાં રવડતાં થાકતો નથી ત્યારે હરિકીર્તન સાંભળવા જતી વખતે તને કેમ ટાઢિયો તાવ આવી જાય છે ? તે વખતે તારા ટાંટિયા કેમ ભાંગી જાય છે ? તુકારામ કહે છે કે હવે આવા જીવોને તે મારે શું કહેવું ? જે કોઇ રામનામ નહિ લે તે ગધેડાના પેટનો છે એમ સમજી લેવું.

૧૯૮૪-અમારૂં પંઢરપુરનું બજાર એવું છે કે ત્યાં જતાંની સાથેજ સર્વ પ્રકારનાં સુખનો સુકાળ થઈ જાય છે. એ બજારની અંદર બેઠેલા વૈષ્ણવ સંતો સૌને રામનામ લેવાની બાબતમાં સાવધાન કરતા રહે છે. તેઓ કહે છે કે તમે તમારી શક્તિ અનુસાર રામનામ લેતા જાઓ. લેવાય તેટલું લેજો. જરાય કસર રાખશો નહિ. તમારા મુખ ઉપર પ્રેમાવેશ સહિત હું ચિદાકાશમાંથી વૃષ્ટિ વરસાવું છું. દ્વારકા અંદર થકી પરમાર્થનો માલ અહીં ચાલ્યો આવે છે. એ માલનો પહેલો જથો પુંડલિકને માટે પંઢરપુરમાં આવ્યો હતો અને તે બધો તેણે એકલાએજ ખરીદી

લીધો હતો. તેમાંથી થોડુંક સનકાદિક ઋષિઓને ભાગે આવ્યું. બ્રહ્માંડમાં હરિનામ પ્રકટ થઇ ગયું, તેથી બ્રહ્માંડ ધન્ય ધન્ય થઇ ગયું. જે દીનજનો ભાવસહિત નામસ્મરણ કરે છે તેઓ વિશેષ ભાગ્યવંત છે એમ સમજવું. હરિનામરૂપી માલની માપણી સૌએ પોતપોતાને હાથે કરી લેવી. અહીં કોઇ તમારો હાથ ઝાલનાર નથી. પ્રથમ ચિત્તને વૈષયિક ચિંતનોમાંથી મુક્ત કરી દેવું અને પછી નામનો વિકાસ કરીને આપણા પોતાના હિતનો વિચાર કરીને નામને ગ્રહણ કરતા જવું. તુકારામ કહે છે કે આ માલ તો એવો છે કે તેને કેટલોય વેચ્યો પણ ખૂટયો નહિ; જેવો ને તેવોજ ભર્યો પડયો છે અને તેને ન લેનારા કેટલાક લોકો અધોગતિએ ગયા છે.

૧૯૮૫–લેણદેણના હિસાબમાં જો જરા જેટલી ભૂલચૂક આવે અને તાળો ન બેસે તો આંખમાં પાણી છાંટવું પડે તો પાણી છાંટીને પણ હિસાબનો તાળો બેસે નહિ ત્યાંસુધી વેપારીઓ ભૂલની શોધ કરતાજ રહે છે; એજ રીતે આપણે પણ આપણા હિતની બાબતમાં ચિત્તને જાગૃત કરી દેવું જોઇએ. તમારૂં મન તો જમીનની અંદર દાટી રાખેલા ધનની અંદર ભરાયું છે. તુકારામ કહે છે કે આવી નાશવંત વસ્તુઓની પાછળ તમે શા માટે આટલી બધી ખટપટ કરી મરો છો?

૧૯૮૬–અલ્યા! તું તારા ધનને સાચવી રાખે છે, પણ આખરે કોણ તેનો કેટલો ઉપયોગ કરશે તેનો તેં વિચાર કર્યો? ભલા માણસ! તું બધું જાણે તો છે છતાં જાણી જોઇને ગાંડો શા માટે થઇ જાય છે? તું એમ કહે છે કે આ બાઇડી-છોકરાં મારાં, આ ભાઇ મારો, પણ ખરી રીતે જોતાં તારે ને તેમને કશોજ સંબંધ નથી તુકારામ કહે છે કે આખરની ઘડીએ એક હરિના સિવાય બીજો કોઇ નથી તારો સગો અને નથી તારો મિત્ર.

૧૯૮૭-હે દેવ! હું તને પોકાર કરું છું, પણ તું જવાબ દેતો નથી; ત્યારે તું શું મૂંગો થઇ ગયો છે એવું મારે માની લેવું? હે નારાયણ! તું મારી સાથે બોલતો નથી, તેથી મને લાગે છે કે તું ક્રિયાનષ્ટ થઇ ગયો છે; ત્યારે હવે હું તને પંચાયતના ચોતરા ઉપર તેડી જઇશ અને ત્યાં મારો અને તારો ઇન્સાફ થશે; અને તેમ છતાં પણ તું મારી વાત કાને નહિ ધરે, તો જા તું તારે રસ્તે અને હું મારે રસ્તે. પછી હું તારી દરકાર કરનાર નથી. તુકારામ કહે છે કે છેવટે હું તારી સાથેનો સંબંધ તોડી નાખીશ.

૧૯૮૮-આપણને ગમે તેટલી ગરજ હોય, તોપણ એકલી ગરજથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી એ વાત સૌ જાણે છે. ત્યારે હું પણ હવે જોઇ લઇશ. જેમ જેમ હું તારાં કામ કરતો ગયો, તેમ તેમ તું મને વધારે વધારે દુઃખી કરતો ગયો. ચાલ, ત્યારે હવે તું અને હું બેઉ સંતોની-આગળ જઇને ઇન્સાફ કરાવીએ. સંતો વ્યાજબી ઇન્સાફજ કરશે. તુકારામ કહે છે કે હે દેવ! તને તો કોઇ પણ બાબતની લાજ શરમ છેજ નહિ, પણ શું કરીએ? તારી મને ખરેખરી ગરજ છે.

૧૯૮૯-આ દેવ પહેલાં તો ઘણો સારો હતો, પણ પેલી રાંડ માયાએ તેને બગાડી મૂક્યો. એ રાંડની સોબતમા પડીને લોકોને ફસાવી મારવાની અનેક પ્રકારની ખરી-ખોટી યુક્તિઓ તે શીખી ગયો. પહેલાં તો તેની આગળ કાલાવાલા કરનાર કે કશી વસ્તુની માગણી કરનાર કોઇજ હતું નહિ; પણ જ્યારથી એના માથા ઉપર જગતનું દેવું ચઢવા લાગ્યું ત્યારથી લોકો તેનું નામ દઇ દઇને પોકાર કરવા લાગ્યા. તુકારામ કહે છે કે ઈશ્વરની આગળ કોઇ કાંઈ માગવા જાય છે ત્યારે પેલી માયા તેને કાંઇ અપાવવા દેતી નથી અને ઊલટી તેને કરડવા દોડે છે.

લીધો હતો. તેમાંથી થોડુંક સનકાદિક ઋષિઓને ભાગે આવ્યું. બ્રહ્માંડમાં હરિનામ પ્રકટ થઇ ગયું, તેથી બ્રહ્માંડ ધન્ય ધન્ય થઇ ગયું. જે દીનજનો ભાવસહિત નામસ્મરણ કરે છે તેઓ વિશેષ ભાગ્યવંત છે એમ સમજવું. હરિનામરૂપી માલની આપણી સૌએ પોતપોતાને હાથે કરી લેવી. અહીં કોઇ તમારો હાથ ઝાલનાર નથી. પ્રથમ ચિત્તને વૈષયિક ચિંતનોમાંથી મુક્ત કરી દેવું અને પછી નામનો વિકાસ કરીને આપણા પોતાના હિતનો વિચાર કરીને નામને ગ્રહણ કરતા જવું. તુકારામ કહે છે કે આ માલ તો એવો છે કે તેને કેટલોય વેચ્યો પણ ખૂટયો નહિ; જેવો ને તેવોજ ભર્યો પડયો છે અને તેને ન લેનારા કેટલાક લોકો અધોગતિએ ગયા છે.

૧૯૮૫–લેણદેણના હિસાબમાં જો જરા જેટલી ભૂલચૂક આવે અને તાળો ન બેસે તો આંખમાં પાણી છાંટવું પડે તો પાણી છાંટીને પણ હિસાબનો તાળો બેસે નહિ ત્યાંસુધી વેપારીઓ ભૂલની શોધ કરતાજ રહે છે; એજ રીતે આપણે પણ આપણા હિતની બાબતમાં ચિત્તને જાગૃત કરી દેવું જોઇએ. તમારૂં મન તો જમીનની અંદર દાટી રાખેલા ધનની અંદર ભરાયું છે. તુકારામ કહે છે કે આવી નાશવંત વસ્તુઓની પાછળ તમે શા માટે આટલી બધી ખટપટ કરી મરો છો ?

૧૯૮૬–અલ્યા ! તું તારા ધનને સાચવી રાખે છે, પણ આખરે કોણ તેનો કેટલો ઉપયોગ કરશે તેનો તેં વિચાર કર્યો ? ભલા માણસ ! તું બધું જાણે તો છે છતાં જાણી જોઇને ગાંડો શા માટે થઇ જાય છે ? તું એમ કહે છે કે આ બાઇડી–છોકરાં મારાં, આ ભાઇ મારો, પણ ખરી રીતે જોતાં તારે ને તેમને કશોજ સંબંધ નથી. તુકારામ કહે છે કે આખરની ઘડીએ એક હરિના સિવાય બીજો કોઇ નથી તારો સગો અને નથી તારો મિત્ર.

૧૯૮૭–હે દેવ ! હું તને પોકાર કરું છું, પણ તું જવાબ દેતો નથી, ત્યારે તુ શુ મૂગો થઇ ગયો છે એવું મારે માની લેવુ ? હે નારાયણ ! તું મારી સાથે બોલતો નથી, તેથી મને લાગે છે કે તું ક્રિયાનષ્ટ થઇ ગયો છે, ત્યારે હવે હું તને પચાયતના ચોતરા ઉપર તેડી જઇશ અને ત્યા મારો અને તારો ઇન્સાફ થશે, અને તેમ છતા પણ તુ મારી વાત કાને નહિ ધરે, તો જા તું તારે રસ્તે અને હું મારે રસ્તે. પછી હુ તારી દરકાર કરનાર નથી. તુકારામ કહે છે કે છેવટે હુ તારી સાથેનો સબધ તોડી નાખીશ.

૧૯૮૮–આપણુને ગમે તેટલી ગરજ હોય, તોપણુ એકલી ગરજથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી એ વાત સૌ જાણે છે. ત્યારે હું પણ હવે જોઇ લઇશ જેમ જેમ હું તારા કામ કરતો ગયો, તેમ તેમ તુ મને વધારે વધારે દુખી કરતો ગયો. ચાલ, ત્યારે હવે તું અને હુ બેઉ સતોની-આગળ જઇને ઇન્સાફ કરાવીએ સતો વ્યાજબી ઇન્સાફજ કરશે. તુકારામ કહે છે કે હે દેવ ! તને તો કોઇ પણ બાબતની લાજ શરમ છેજ નહિ, પણ શુ કરીએ ? તારી મને ખરેખરી ગરજ છે

૧૯૮૯–આ દેવ પહેલા તો ઘણો સારો હતો, પણ પેલી રાડ માયાએ તેને બગાડી મૂકયો એ રાડની સોબતમા પડીને લોકોને ફસાવી મારવાની અનેક પ્રકારની ખરી-ખોટી યુક્તિઓ તે શીખી ગયો. પહેલા તો તેની આગળ કાલાવાલા કરનાર કે કશી વસ્તુની માગણી કરનાર કોઈજ હતુ નહિ, પણ જ્યારથી એના માથા ઉપર જગતનુ દેવુ ચઢવા લાગ્યુ ત્યારથી લોકો તેનુ નામ દઇ દઇને પોકાર કરવા લાગ્યા તુકારામ કહે છે કે ઈશ્વરની આગળ કોઇ કાંઈ માગવા જાય છે ત્યારે પેલી માયા તેને કાંઈ અપાવવા દેતી નથી અને ઊલટી તેને કરડવા દોડે છે

૧૯૯૬–હરિનાં ભક્તો મારા સાચા સગા અને મારા જીવને અતિ પ્યારા સ્નેહીઓ છે; એટલા માટે તેમના ચરણને હું મારી છાતી સરસા દબાવી રાખું છું. એ ભકતો મને મારા અંતકાળને સમયે કાળના પંજામાંથી છોડાવશે એમ સમજીને હું તેમને બેસવાના આસનને ઠેકાણે હું મારૂં મસ્તક મૂકી દેવા તૈયાર છું. એ વૈષ્ણવોના સિવાય નથી મારે કોઇ સગું, કોઇ આપ્તજન કે કોઇ સખા. હું તો મારા વૈષ્ણવ સંતોને આલિંગન દઇને તેમના ચરણને વંદન કરૂં છું. તેમની કૃપાથી મારો સંસારનો પરિશ્રમ ટળી ગયો છે. જેમને ગળે તુલસીની માળા હશે અને જેમના મોઢામાં અખંડ હરિનામનો પ્રવાહ ચાલતો હશે તેઓ મને ભવસરિતાને પેલે કિનારે ઉતારી દેશે; એવી આશા રાખીને હું તેમના ચરણને આલિંગન દઉં છું. ત્યાર પછી મારા જીવને માટે બીજી કોઇ ઇચ્છવા જેવી વસ્તુજ બાકી રહેતી નથી. જો કોઈ મને હરિનામનું સ્મરણ કરાવી દેશે તો તે સુખનો સ્વાદ હું મારી ઇચ્છાપ્રમાણે મારા મનને તૃપ્તિ થતાં સુધી લીધા કરીશ. તુકારામ કહે છે કે તેમના મારા ઉપર આવા આવા ઉપકારો થયા છે, તેમના વડે હું આભારવશ થઇને તેમની સાથે બંધાઇ ગયો છું એમ જાણીને હું તે સંતોને શરણે આવ્યો છું.

૧૯૯૭–એક હરિનું નામજ સત્ય છે. તે સિવાય બાકીનું બીજું બધું પ્રપંચ છે અને તે મૂળ સહિત મિથ્યા છે. હરિનો રસ જો આપણી ઇન્દ્રિયો ન ચાખે તો તેઓને પણ નકામીજ સમજવી. જેના મુખમાં હરિનામ ન હોય તે ભલે મૌન ધારણ કરતો હોય તોપણ તેને લબાડી જાણવો. હરિના સિવાય મનમાં જે જે વિષયનું ધ્યાન કરીએ તે ધ્યાન નહિ, પણ સ્વપ્નમાં થયેલો ભ્રમ છે અને તે નાશવંત છે. એક હરિના સિવાય કોઇ પોતાની પંડિતાઇ કે બીજું જે કાંઇ પ્રતિપાદન કરે તે બધુંજ જૂઠું જાણવું અને જેના ચિત્ત-

ની અંદર હરિનો વાસો ન હોય તેને પ્રેતસમાન જાણવો. તુકારામ કહે છે કે અલ્યા ભાઈ! તું દઢ નિશ્ચય કરીને હરિનામ લેવા માંડ. તું જો આટલું કરીશ તો તત્કાળ-વૈકુંઠમાં જઈશ.

૧૯૯૮–જો હરિને જીતી લેવાનો વિચાર હોય તો તમારે તમારા દેહનો, તમારા જીવનો, તમારા પ્રાણનો, તમારી તમામ સંપત્તિનો ત્યાગ કરવો પડશે. ટૂંકામાં તમારે તમારૂં સર્વસ્વ છોડી દેવું પડશે. તમારે મોહ, મમતા, માયા વગેરેની સાથે સંબંધ રાખનારી સઘળી ચિંતાઓ મનમાંથી કાઢી નાખવી પડશે અને વિષયેચ્છાને મૂળ સહિત બાળી દઈને તેમનાથી થતાં દુઃખોનો અંત આણી દેવો જોઈશે. સૌ લોકોના પ્રતિ રાખવામાં આવેલી લજ્જા, અભિમાન, દાંભિકપણું અને લોકોના ભણી મત્સરનો ભાવ—એ બધાંને તમારે દેશવટો આપવો પડશે. તેમની જગ્યાએ તમારે શાંતિ, ક્ષમા, દયાની સાથે મૈત્રી જોડવી પડશે અને તેમની વિનંતિ કરીને તેમની મારફતે તમારે ચક્રપાણિ દેવને બોલાવવાને સારૂ તેડું મોકલાવવું જોઈશે. તુકારામ કહે છે કે પોતાની ઊંચી જાતનું અથવા ભણતરનું અભિમાન મનમાંથી કાઢીને તમારે સંતોને શરણે જવું જોઈશે.

૧૯૯૯-હે દેવ! તમે મારા જીવના પ્રતિબંધોનો નાશ કરીને મને એકાંતનું સુખ આપો. એવું કરો કે તમારૂં રૂપ મારા ધ્યાનમાં વસી જાય અને મારા મોઢામાંથી સદાકાળ તમારૂં નામજ નીકળ્યા કરે. આવી અવસ્થામાં હું એકાંતમાં પડી રહું અને એક ક્ષણને માટે પણ કોઈ દહાડો તમારૂં મને વિસ્મરણ ન થાય. હે દેવ! બાળક અને તેની મા પરસ્પર મળે છે ત્યારે તે વખતે બેઉને જેવું સુખ થાય છે તેવું તને મળવાનું સુખ તું મને આપ. તું તારા સેવકોનું હિત કરે છે એવી તારી કીર્તિ સાંભળીને હું

તારો શરણાગત થયો છું. તુકારામ કહે છે કે હું રંક છું અને સઘળા પ્રકારનાં પાપનો ભંડાર છું, પણ ઓ મારાં માબાપ! હું જેવો છું તેવો પણ તું મને તારી સોડમાં લઈને મારૂં રક્ષણ કર.

૨૦૦૦-જેને હરિકીર્તનમાં રસ પડતો ન હોય તેવા પુરુષનું ધ્યાન અને શાસ્ત્રજ્ઞાન બેઉ નકામાં સમજવાં. એવાં ધ્યાન કરનારાઓ, શાસ્ત્રજ્ઞાન ધરાવનારાઓ બીજું કાંઈજ નથી કરતા, પણ તેઓ પરમાર્થની દાંભિક દુકાનો માંડીને બેઠા છે અને પોતાના પેટને માટે બિચારાં લોકોને સાચીજૂઠી વાતો કહીને ફસાવી મારે છે. ભલેને તેઓ વેદનું પારાયણ કરતા હોય પણ જો તેમના મનમાં હરિકથા પ્રતિ પ્રેમ ન હોય અને જો તેમનાં અંતઃકરણમાં સાત્વિક ભાવ ન હોય તો તેઓ જે કાંઈ કરતા હોય તેની કશીજ કિંમત નથી. એમાં કેવળ લબાડીપણા સિવાય બીજું કાંઈજ નથી. હરિકથા થતી હોય ત્યાં બેઠાં બેઠાં જેમને ઝોકાં આવે તેમનાં જપ, તપ વગેરે સાધનો વ્યર્થ જાણવાં. જેમને હરિનામના પ્રતિ પ્રેમ નથી તેમનાં હૃદય શુદ્ધ હોતાં નથી અને તેઓ પોતાનો સર્વનાશજ કરે છે એમ જાણવું. તુકારામ કહે છે કે હું જે કહું છું તે પ્રમાણેજ સઘળાં પુરાણો દાંડી બજાવી બજાવીને કહે છે અને પૂર્વે થઇ ગયેલા શ્રેષ્ઠ પુરુષો પણ એવુંજ કહી ગયા છે.